☞ ભાવનગર ધી "વિદ્યાવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં
શાહ પુરૂષોતમ ગીગાભાઇએ પોતાને માટે છાપ્યુ.

# ANNALS AND ANTIQUITIES
# OF
# RAJASTHAN.

## OR THE
## CENTRAL AND WESTERN RAJPUTSTATES
*OF*
## INDIA.



*BY*

Lieutenant Colonel James Tod.

Late Political Agent to the Western Rajput States

---

*TRANSLATED*

*By*

Savailal Chhotalal Vora

The author of the " Shabda Chintamani Kosh "

---

*PUBLISHED*

*By*

Purushottamdas Gigabhai Shah.

Propriter of " Vidya Vijaya " Printing Press Bhavnagar.

---

VOLUME 1

# ॥ अर्पण पत्र ॥

અખંડ પ્રૌઢપ્રતાપ ગૌબ્રાહ્મણ પ્રતિપાળ નેકનામદાર
ગોહેલકુળભૂષણ મહારાજાધિરાજ

## શ્રી ભાવસિંહજી બહાદુર કે. સી. એસ. આઇ.

સંસ્થાન ભાવનગરના
નામદાર મહારાજા સાહેબની પવિત્ર સેવામાં,

કાઠિયાવાડના શ્રેષ્ઠ રાજાઓની પંક્તિમાં આપ નામદારનું શ્રેષ્ઠાધિકૃત આસન વિરાજિત થએલું છે. રાજ્યાધિકારની પ્રાપ્તિ પશ્ચાત્ આપ નામદારની કળા કૌશલ્યતા, કાર્યદક્ષતા અને ન્યાયનિપૂણતાનું પવિત્ર દિગ્દર્શન પ્રકાશિત થઇ રહેલું છે. વર્તમાન કાળને યોગ્ય વિવિધ પ્રકારની વિદ્યાકળાની અભિવૃદ્ધિ અર્થે ઉત્સાહી યુવકોને વિદેશ ગમન કરાવી તન, મન અને ધનથી મહાન આશ્રય આપવામાં સર્વદા ઉત્સાહવાળા રહોછો, બહુ પ્રકારની વિદ્યાકળાના શાસ્ત્રીય તથા ઐતિહાસિક ગ્રન્થોના ઉદ્ધારણ અને પ્રસિદ્ધિ માટે અસાધારણ આશ્રય આપવામાં આપશ્રી સર્વથી અગ્રગણ્ય છો. વિદ્વાનોને ઉત્તેજન આપવામાં, આશ્રિતોને ઉદ્ધારવામાં અને શરણાગતને રક્ષા આપવામા, આપ નામદાર સર્વદા શ્રમરત રહોછો. સ્વજનોને ઉચ્ચ પદારોહણ કરાવી સર્વના સુખોમાં આપનામદાર નિમિત્તભૂત થાઓ છો. ગુર્જરગિરાની સંવૃદ્ધિમાં પૂર્ણ પુષ્ટિદાતા છો ઇત્યાદિ આ અને અન્ય અનેક પ્રકારના વિવિધ સદ્ગુણોના ભંડાર રૂપ એવા, એટલુંજ નહિ પણ જેનામા અર્ન્ય



શંકાના સમાધાનમાં પ્રવેશ કર્યાં વિના મ્હારા પાસેથી આગ્રહપૂર્વક વચન લેવામાં આવ્યું. અર્થાત્ મ્હારા સામર્થ્યના ન્યૂનત્વ છતાં આ મ્હાન ગ્રન્થ પ્રસિદ્ધ કરવા માટે જે હું શક્તિવાન થયો હોઉં તો તે ઉપકાર મ્હારા સન્મિત્ર વર્ગનોજ છે અને પુર્વોક્ત અર્પેલા વચનાનુસાર મેં કરેલ પ્રતિજ્ઞા કેટલે અંશે ફળિભૂત થયો છું તેનું તોલન કરવાનું કામ જન સમાજને સોંપવાનું હું ઉત્તમ સમજું છું.

આ ગ્રન્થનું મુદ્રણ કાર્ય શરૂ થતા પુર્વે મ્હારા પરમ મિત્ર વર્ગાન્તર્ગત શ્રીયુત માધવજીભાઈનું અનાયાસે મૃત્યુ થયું તેની સાથે આ પ્રેસનું કેટલુંક વ્યવસ્થાપકના અધિકારનું કામકાજ કરનાર શેઠ ભાઈચંદભાઈ દામોદરદાસનું પણ સ્વર્ગગમન થયું. આ પ્રમાણે ઉભય સહાયકોના આ લોકના પરિત્યાગથી અંતઃકરણમાં ક્લેશના પ્રવેશ વડે કરીને દિર્ઘકાળ પર્યન્ત મન અતિવ વ્યગ્ર રહ્યું અને તેને પરિણામે આ ગ્રન્થનું મુદ્રણ કાર્ય ગાઢ નિદ્રાને આધિન થયું હતું એટલુંજ નહીં પણ વિશેષમાં વળી આ ગ્રન્થની ગુર્જર રચના અને તેની ભાષા શૈલી કંઇક વધારે ક્લિષ્ટ હોઇને સામાન્ય વાચક વર્ગને તે ફળદાયક નિવડે કે કેમ? રુચિકર થશે કે કેમ? અને આનંદદાયક થશે કે કેમ? એ પ્રશ્નગણના ઉત્થાને ચિત્તને વધારે વ્યગ્ર બનાવ્યું. અને મ્હેં કરેલું વચન પૂર્ણ કરવા માટે સ્હેજ વિક્ષેપે પ્રવેશ કર્યો. પરન્તુ સમયાન્તે મ્હારા સમ્બન્ધમાં આવનારા મ્હારા મિત્રવર્ગ અને હિતચિંતકો તથા તદુપરાંત તૈયાર પડેલો આ ગ્રન્થ જે જે લોકોના જાણવામાં આવ્યો હતો, તેઓના અત્યંત આગ્રહ અને પ્રોત્સાહક શબ્દ પ્રહાર વડે કરીને પુનઃ મન જાગૃત થયું, અને છાપવાનું શરૂ કર્યું, અમુક ફોર્મો છપાયા અને તે છપાયેલા ફોર્મો વિદ્વદ્જન મંડળના અવલોકનાર્થ મોકલતાં કેટલાએક તરફથી ભાષા સંબંધી આરોપ આવી તેમાં સરળતાની અગત્યતા જણાવવામાં આવી અને કેટલાકો તરફથી એવો સ્પષ્ટ અભિપ્રાય આવ્યો કે આ ગ્રન્થ જેવી ભાષામાં લખાયલો છે કે તેનું અવલોકન વિદ્વાન બુદ્ધિવાન વર્ગજ કરી શકશે પરન્તુ સામાન્ય જ્ઞાન શક્તિ સમ્પન્ન મનુષ્યને તે રુચિકર થશે નહીં આવાં અન્ય સૂચક પરન્તુ નિરુત્સાહિક પ્રતિરૂપોને માન આપવા તથા સમસ્ત જન મંડળ સ્નેહ પૂર્વક તેનો અભ્યાસ કરી શકે એવી ચિન્તા રાખી આ ગ્રન્થના ગુર્જરાનુવાદકને તેની સરલ સુધારણા અર્થે વિજ્ઞાપના કરવામાં આવી, કિન્તુ એ વિજ્ઞાપનાના અસ્વિકાર પૂર્વક ઉત્તરમાં તેવા શબ્દોનું પ્રદાન થયું કે "આ ગ્રન્થ ખેડુત વર્ગના લોકો માટે નથી પણ વિદ્વાનોના હાથમાં મુકવાનો છે, તેથી તથા ગ્રન્થના





ગાંભિર્ય તરફ જોતા તે કાંઇક રહસ્યમય ભાવાવાળો હોવોજ જોઇએ એટલુંજ નહીં પણ "આચમન કરવું" તેને બદને "પાણી ફાકવું" એવું વૈચિત્ર્ય ગુજરાતી આપણાથી લખાશે નહીં" આ પ્રમાણે નિસ્સાંકેતિક ઉત્તરે મ્હારૂં મન નિરૂત્સાહવાળુ બન્યુ અને મુદ્રણકાર્ય પણ અપૂર્ણ રહ્યું

ઉપરના કારણોથી વિચાર બહુ ઓછો થવા લાગ્યો પરંતુ આટલે સુધી ચાલી અને હવે અટકવું તે વાસ્તવિક નહીં ગણી હવે તો જેમ બને તેમ અવશ્ય પ્રસિદ્ધ કરવો, એવા નિશ્ચયોથી મ્હારા મન્મિત્ર વર્ગ તરફની લાગણી અને માગણી તેવીજ મત્તેજ રહી ગમે તેવા સંકટને પણ ઇષ્ટ સમજી અનેક પ્રકારના વ્યાવહારિક વ્યવસાયોને નહીં ગણકારી, વિદ્યાવિજય પ્રેસ હમેશના ચાલુ કાર્યની વ્યવસ્થાને આધિન છતા આ ગ્રન્થ પ્રસિદ્ધ કરવાનો કઠનર સંકલ્પ કર્યો અને તે (સંકલ્પ જન્ય) ફળરૂપે આ ગ્રન્થ જૈન સમાજની દૃષ્ટિ સન્મુખ મૂકવાનો સમય પ્રાપ્ત થયો છે

પરમોપકારી અને પરમ માયાળુ **મહારાજાધિરાજ ભાવસિંહજી બહાદુર કે. સી. એસ. આઇને આ ગ્રન્થ અર્પણ કરવાની વિજ્ઞપ્તિ કરવામાં આવી જેનો સ્વિકાર તેઓ નામદાર સાહેબે** બહુ આદર પૂર્વક કરતાં તેણે મ્હારા આ કાર્યમા અસંત મહાય્ય કરી અને ત્યારપછી તે આનંદમા આ કાર્ય એકદમ શરૂ કર્યું કામ તો શરૂ કર્યું પરંતુ પ્રુફ સુધારવાનુ કામ કોને સોપવું તે માટે બહુ ચિંતા ગ્રસ્ત થયો, સાધારણ રીતે સમજાય એવી વાત છે કે પ્રુફ સુધારવા તે કાંઇ સહજ કાર્ય નથી પરંતુ જરા કઠણ છે જેમણે તે કાર્ય કરેલુ નથી તેઓ તેનાથી તદ્દન અજ્ઞાત છે, તેઓથી થઇ શકે નહીં અને તેમાં પણ વિબુધ મનુષ્ય શિવાય ઇતર વર્ગથી તે બની નહીં શકે તેવું હોવાથી એ કાર્ય કોને સોપવુ ? તેનુ નિર્ણયકારક સમાધાન રચિ શકાયુ નહીં તેથી આખરે તે કામનો બોજો મ્હારાજ શીર્ષ ઉપર આવી પડ્યો, જો કે આ પ્રુફશીટની સુધારણા માટે આ ગ્રન્થના અનુવાદક જાતે મહાયક હતા પરંતુ તે વિષયમા તેઓ ઘણાજ અજ્ઞાત હોવાથી તેઓનો શ્રમ મનોપકારક ઉપયોગી થતો નહોતો.



સમસ્ત ઐતિહાસિક વૃત્તાંત ગણા રાજર્ષિ હના પરથી દ્વિતીયાન્તરે આવેછે એનો નિર્વિવાદ વાર્તાછે પરંતુ મૂળમા જે ખુબી આપનારી રહેલીછે તે ભાષાન્તરમા સચવાઇ શકી નથી એટલે તેનો આનંદ ગુર્જરાનુવાદના અવલોકનથી મળી શકેશે કેમ? એ જરા પ્રશ્ન સરખુ છે ખરું

શરૂઆતજ બંગાળી અનુવાદકે, શબ્દના ભાષાન્તર કર્યું હોય એમ જણાતુ નથી, કારણકે જો તેવી પ્રવૃત્તિ કરી હોત તો ગુર્જરગિરાથી ગુથાએલો આ ગ્રન્થ કોઇ મહાન સ્વરૂપને ધારણ કરત નો પણ એટલુ તો કહ્યા વિના ચાલશે નહીં કે પુર્વોક્ત રિત્યા મહાત્મા ટૉડે જે ઉપકાર આર્યાવર્તની પ્રજા ઉપર કર્યો છે તેને અનસરી તેના અનુવાદકે પણ કાંઇ વર્તમાન યુગને યોગ્ય જે પ્રવૃત્તિ ઇગ્લીશ વિદ્યાના અનભિજ્ઞ મનુષ્યો અર્થે કરેલી છે તે ઓછી ધન્યવાદને પાત્રનો નથીજ

જૈન શુભેચ્છકપત્રના અધિપતિ અને વિદ્યાવિજય પ્રીન્ટીંગ પ્રેસના માલીક પોતાનુ સામર્થ્ય ક્રમશ વધારી પ્રજાની સેવાનો પ્રતિક્ષણે અધિકાધિક લાભ સમ્પાદન કરી પોતાનુ અમર અભિધાન ગુજરાત અને તેથી પણ આગળ વધી આર્યાવર્તના યથોચિત પ્રદેશમા આવા ગ્રંથોના સમુદ્ધરણથી તે દ્વારા પોતાની વિજય ધ્વજા ફરકાવતા રહેછે, એ ઘણુ ઘણુ ઇચ્છવા યોગ્ય છે

હવે પીઠિકાના ઉત્તર પ્રદેશમા આવતા ઉદગાર એરના માટે ઉદભવેછે કે, સમગ્ર ગ્રંથને સમુપરિત કરવો એ, અને તેના સ્થુળ શરીરનુ સૂક્ષ્મશરીરના રૂપમા દર્શન કરાવવું એ,આ બન્ને પ્રસંગો એક બીજાથી તદ્દન વિભિન્નજ છે, કારણકે અનુવાદક અન્ય હોવા છતા તેઓએ વિષયને સમેતેટનો વિસ્તૃત ચર્ચેલો હોય તદપિ તેને સુદમરપમા લાવવો એ જરા કાઠિણ્યના વાળુ જણાશે અને તેમા પણ ગ્રન્થ સમગ્રને અનન્ય સ્વરૂપમાં આનખ કરી પોતેજ જે સુક્ષ્મશરીર ઘડવા એમેતો ક્વચિદપિ નિષ્ટતા નહી અનુભવાતા સરળજ થઇ શકે છે પરંતુ આ માર્ગે નહી જતા સદગુણાલંકૃત મુરબ્બી વર્ય **પુરૂષોત્તદાસ ગીગાભાઇએ** પીઠિકા લખવાની જે પ્રવૃત્તિ મને બક્ષિશ કરેલીછે તે અર્થે તેઓશ્રીનુ યાવત્ સ્મરણ મને વિસ્મરણ થશે નહિ તોપણ વ્યાવહારિક વ્યવસાય અને પરાધિનતાની અધિક પરાકાષ્ટાથી નિવૃત્ત થઇ યથાશક્તિ પ્રાપ્ત સમય યોગની મર્યાદાનુ આ **પીઠિકારૂપ** ગુન્થન કરેલુ છે તે મુરબ્બી વર્ય શ્રીયુત પુરષોત્તમભાઇ તથા આ ગ્રન્થના સમસ્ત વાચક વર્ગ ક્ષિરનિરન્યાયે યથાયોગ્ય ઉપયોગ કરશે એવી વિનંતિ કરી વિરમવા રજા લઉં છું

સંવત ૧૯૬૭ ના જેષ્ઠ વદ ૮ ચંદ્રવાસર માંગરોળ કાઠીયાવાડ

દયાશંકર રૂદ્રજી વ્યાવહારિક

# अनुक्रमणिका.

## प्रथम अध्याय.



## द्वितीय अध्याय.



## तृतीय अध्याय.



## चतूर्थ अध्याय.



## पंचम अध्याय.



## षष्ठ अध्याय.

---

## त्रयोदश अध्याय.



—o—

## चतुर्दश अध्याय.

—o—

## सप्तदश अध्याय.



—o—

## अष्टादश अध्याय.



---

## उनविंश अध्याय.



---

# શ્રીયુત્ પુરૂષોત્તમ ગીગાભાઇ પાંચભાયાનું જીવન વૃત્ત.

આ ટૉડ રાજસ્થાનનુ ગુજરાતી ભાષાન્તર કરાવનાર શ્રીયુત્ પુરૂષોત્તમ ગીગાભાઇ, જેમ સ્વધર્મના મોટા પક્ષપાતી અને સામાન્ય ઐતિહાસાદિ ગ્રંથોના ઉદ્ધારક તરિકેનુ પોતાનુ અનુકરણીય જીવન લોક કલ્યાણાર્થે નિર્ગમન કરે છે, તેઓશ્રીના ઉપદેશાત્મક જીવનનું સ્વલ્પ દિગદર્શન કરાવવુ આ સ્થાને અનુચિત ગણાશે નહીં

આ ચરિત્રનો પ્રારમ્ભ કરતા આપણે અધિક આગળ વધશુ નહીં, પરંતુ આટલી ઓળખાણની તો અગત્ય છે, કે શ્રીયુત્ પુરૂષોત્તમભાઇના પ્રપિતામહ બોઘા અને તેના ચિરંજીવી નાગજી કરીને હતા જેઓ ભાવનગર તાબાના ગામ મોજે ટાણાના રહીશ જ્ઞાતે વણિક અવટંકે શાહ છતા **પાંચભાયાના** ઉપનામથી તેઓ ઓળખાય છે બીજે કેટલેક સ્થળે આવાજ પ્રકારનુ **બારભાયાના** ઉપનામનુ ઓળખાણ જોવામા આવે છે, એટલે મહેજ અનુમાનાય છે કે પાચભાયા એટલે પાચભાઇઓના સુથ ઉપરથી અને બારભાયા એટલે બાર ભાઇઓના સુથ વડે આ ઓળખાણ પ્રતિષ્ઠિત થઇ સમજાય છે એટલે મહેજ તેઓ વેપારી વર્ગના અને યથા પ્રાપ્ત ધન સમ્પતિથી પોતાનો ગૃહસ્થાશ્રમ નિર્વહણ કરતા હતા **वैश्य कर्म स्वभावजं** સ્વભાવથીજ ઉત્પન્ન થયેલા વૈશ્ય કર્માહિત હોઇને તદુત્પન્ન સમ્પતિ ઘણીજ પ્રમાણવાળી હોવાથી ધનિક સ્થિતિને તેઓ અપ્રાપ્ત હતા વાણિજ્યમા પણ ખાસ કરી અનાજનુ તોલન કરવાનુ કાર્ય કરતા અને તે કાર્યના કારણે તેઓ [1]**મપારાના** સમ્બોધનથી ઓળખાતા હતા તે કાલના જુના રિવાજ મુજબ ગામની સ્વદેશી નિશાળની મદદથી જેટલી વિદ્યા સમ્પાદન થઇ શકે તેટલી તેણે મેળવેલી હતી અર્થાત્ અગાઉના વખતમા માણસને વાચતા લખતા આવડયુ એટલે ભણી ચુકયા એ યોગે નાગજીભાઇનો અભ્યાસ સાધરણ ગુજરાતી [2]'બોડીયુ' જાણવા જેટલો હતો તેઓ અવસ્થાનો અમુક ભાગ વ્યતિત થયા પછી આખે

---

૧ મપારા—ધધા ઉપરથી પડેલુ નામ.

૨ બોડીયુ—જુના વખ્તમા એવી રીતે લખાતુ હતુ કે—चकपलव हिंग મ ર ૨ ટ ૫ ૨ ૬ વ લ ન ૬. તેનુ શુદ્ધ ગુજરાતી એવી રીતે થાય છે કે ચોખા પાલી બે હીંગ ભરીને રોપર દીવાળીને દીવસ તે રનાણાને ખાતે—

એમાં આજની સમાન વ્યાપાર અર્થેજ વસેલા હશે. કસ્તુરબાઇની ઉમર ઘણી સ્વલ્પ છતાં બુદ્ધિની પ્રૌઢતા, તેમનું જ્ઞાન અને ચાંચલ્યતા મનહર હતી. પોતા ઉપરના વ્યવહારના બોજાને શી રીતે વહન કરવો તેનું જ્ઞાન જાણે કે પૂર્વ જન્યજ હતું, શાંત સ્વભાવ, માયાળુપણું અને ઉદારવૃત્તિ ઇત્યાદિ પ્રશંશનિય ગુણોનાં તેઓ અધિષ્ઠાત્રિ હતા અને તેથી કુટુમ્બમાં તથા દરેક ઘરે કસ્તુરબાઇનું આવાગમન ઇચ્છવા યોગ્ય ગણાતું હતું, પ્રત્યેક સ્થાને કુટુમ્બમાં વા આસપાસના સ્નેહી સંબંધીયોમાં કોઇ શુભાશુભ પ્રસંગે કસ્તુરબાઇ એક વ્યવહારના ઉત્તમ ભોમીયા દરજ્જે ઓળખાઇ દરેકને યથાયોગ્ય સલાહ આપવાને લાયક થયાં હતા, અને તથી ગીગાભાઇને વ્યવહારમાં જેમ ઉપયોગી સલાહ આપી શકવાનું બુદ્ધિબળ તેઓમાં ઇશ્વરેજ બક્ષિશ કરેલું અને જેનો લાભ દરેક મનુષ્યો લઇ શકતા હતાં, ગીગાભાઇનાં લગ્ન થયાની ઉમ્મરે સર્વ ભાઇઓ ઉમ્મરને યોગ્ય થતા એક બીજાએ પોતપોતાને સ્વતંત્ર ધંધે ચડવાનો નિશ્ચય કર્યો, અને તેમ કરવું સર્વને અનુકુળ જણાયું. ભિન્ન ભિન્ન થવાનો સમય આવ્યો, આજ દિવસ સુધી એકજ ઘરમાં એકજ માતૃ પિતૃની છત્ર છાયા નીચે પોષણ પામેલા અને એકજ પાત્રમાં ભોજન, એકજ પળના પર્યંક ઉપર શયન અને એકજ ઘરમાં નિવાસન એ આદિ એકત્રતામાંથી પૃથક પૃથક થવાનો સમય પિતાની સ્વર્ગ સ્થિતી વ્યવહારની દુર્બળતા આદિ અનેક કારણો આ બાંધવોને અત્યારે જુદા થવામાં અસહ્ય દુઃખ રૂપે લાગવા લાગ્યા, પરંતુ નિરૂપાય સૃષ્ટિના અન્ય ગૃહસ્થાશ્રમના વ્યવહાર જોતાં તદનુસાર આપણે પણ તેમ થવું જોઇએ, એવા નિશ્ચયનેઆધીન થઇ આ સમયથી તેઓ બાંધવો એક બીજા વિભક્ત થઇ ગયા અને જેને પરિણામે આણંદજી તથા કમો બન્નેએ ભાવનગર આવી નિવાસ કર્યો, જ્યારે ગીગાભાઇ તથા વીરચંદે ભાલમા વલ્લભીપુર ( વળા ) પાસે ચાર ગાઉ ઉપર આવેલા ગામ શાપુરમાં આવી વાસ કર્યો. [1]આણંદજી, કમા પોતાની માતુશ્રી અમૃતબાઇ સાથે રહેતા હતા, તેઓ સ્વધર્મેચ્છક એટલે જૈન ધર્મના ઉપાસક અને ધર્મ ઉપર વિપેશ પ્રેમ રાખનાર હતા, મહારાજશ્રી વૃદ્ધિચંદ્રજીના સત્સમાગમથી તેઓની ધાર્મિક શ્રદ્ધા વિશેષ ઉત્તેજીત થઇ અને પ્રતિ દિવસ એ માર્ગ તેમને અધિક રૂચિકર થતો ચાલ્યો. વ્યવહાર પરત્વે ન્યુન લક્ષ અને વિરક્ત દશા ભોગવવાની તેઓની આતુરતા, પ્રચ્છન્ન દિસ્યા અનુભવાતી હતી, ધાર્મિક પ્રવૃત્તિમાં તેઓ દિવસરાત્રી વ્યતિત કરતા, સાધુ સાધ્વિઓ અર્થે ઉષ્ણોદક આપવાનાં પુન્યકાર્યની પ્રવૃતિ માટે તેઓની ખાસ યોજના હતી, ધર્માચરણના મુખ્ય શ્રેયસ્કર અને પવિત્ર સિદ્ધાંતનું તેઓનું પ્રથમ લક્ષણ બ્રહ્મચર્યાશ્રમનું સેવન કરવાનું હતું અને તેથી તે આશ્રમની ઉપાસનાનો આરંભ પોતાની વય ૨૪ની

૧ સંવત ૧૯૪૦ની સાલમાં તેઓ પાલીતાણામાં શેઠ મોતીચંદની પેઢીમાં દાખલ થયાહતા. અને પાલીતાણાના ડુગર શેત્રુંજ્ય ઉપર મોતીશાની ટુંકનુ કેટલુક કામ સુધારા ઉપર લાવ્યા હતા. તેનો દેહોત્સર્ગ પણ સંવત ૧૯૪૭ના માગશર માસમા ત્યાં સીદ્ધક્ષેત્ર ઉપર થયો હતો.

ભર યુવાન સ્થિતીની થઇ તે વખતે આ ધર્મ પાળવાના તેમણે અનુકરણીય પ્રશંશનિય અને દુર્ઘટ શપથ લીધા અને એ આશ્રમમાં પ્રેમપૂર્વક પ્રવેશ કર્યો, દીર્ઘ કાળની વાત છે એટલે તેમજ અગાઉના માણસોમાં વિદ્યા વૃદ્ધિ અને સુધારાની મહત્વતા એટલે દરજ્જે નહોતી મનાતી કે પ્રત્યેક દિવસની કાર્ય વ્યવસ્થાની નિત્ય નોધ રાખવામાં આવે કે જે ઉપરથી દરેક પ્રસંગોની માલ અને તારીખો નિયમિત મુકી શકાય. ગમે તેમ હોય તોપણ ગીગાભાઇ અને વીરચંદ ઉભયે સ્નેહાશક્ત બાન્ધવોએ શાપુરમાં શાંતિથી વાસ કરી વાણીજ્ય વર્તન શરૂ કર્યું વ્યાપાર ચાલુ કર્યો અને જાણે કે આજ આપણું ગામ, ધામ છે એમ નિશ્ચય કરી અનેક પ્રકારની અન્ય ઉપાધિથી વિરક્ત થયા આ વખતે ગીગાભાઈ સહ શાપુરવાસી થયા. પોતાના વ્યવહારનો સર્વ કાર્યભાર ઉપરાંત સંયુક્ત રહેલા વીરચંદભાઇનો પણ નિભાવ પોતાની પ્રવૃતિ ઉપર આધાર રાખતો હોઈને સામાન્ય રીતે મન, ધન, સમૃદ્ધિ અને સુખ સમ્પતિ સમ્પાદર્થ કાર્ય વશ થયું અને સ્વસામર્થ્યાનુસાર તથા બુદ્ધિ બળે જે માર્ગ શોધ્યો તે ગ્રહણ કરી પૂર્વોક્તહિલા વાણીજ્ય વ્યવહારનો આરંભ કર્યો,

दैवं निहत्य कुरु पौरुष मात्म शक्त्या दैवेन देय मितिकाः पुरुषा वदंन्ति

નું રહસ્ય સમજાયું. ક્રમાન યથાયોગ્ય વિજય મેળવતા ગયા, વ્યવહારનો કાર્યભાર આનંદમય ચલાવવા લાગ્યા, અને આવા સમયને વિષે સૌભાગ્ય કસ્તુર બહેને પણ શાસ્રમા કહેલા.

कार्येषु मन्त्रि करणेषुदासी.

એ સિદ્ધાન્ત ખરેખર વર્તનના પ્રકટ કરવા માંડ્યુ. સમય જતે આ દમ્પતિના ભાગ્યોદયે પ્રકાશ કરવા માંડ્યો. કસ્તુર બેહેનની શાંતિ, ધર્યતા અને ધર્માભિમાનપણાના ફળ રૂપ, તથા ગીગાભાઇની સત્યતા, દયા, અને નીતિના દીવ્ય પ્રકાશ રૂપ, આગામિ પુત્ર રત્નના પૂર્વ ચિન્હોને ધારણ કરેલા અનુભવવા લાગ્યા

| जन्म चक्रम्. | दी | स |
|---|---|---|
| | ૨? | ૦ |
| | ૩૩ | ૮ |
| | ૬ | ૯ |
| | ૫ | ૧ |
| | ૨ | ૨૩ |

અને નિયમાનુસાર એ તત્સંગૃહિત ધર્મના પુન્ય પ્રતાપબળે સં. ૧૯૨૬ના શાકે ૧૭૯૨ના વૈશાક શુદ ૧૧ ના મંગળ પ્રભાતે આપણા ચારિત્ર નાયક પુરૂષોત્તમભાઈનો પ્રાતઃકાળના ૭ા–૮ જન્મ થયો;— અતિ આનંદ પ્રવર્ત્યો, ગરીબ કુંટુબ નિરાધાર કુટુમ્બ અને ઉન્નતિની આશા ઉપર હીંચોળા લેતા, કુટુમ્બને ત્યાં પુત્ર જન્મનો ઉત્સવ, પ્રારબ્ધનો ઉદય અને મહત્વાકાંક્ષાના ફળરૂપ પુત્ર રત્નના પ્રત્યક્ષ દર્શનના યોગ વડે આપણા ગીગાભાઈ પોતાનો સફળ જન્મ માનવા લાગ્યા પુત્ર પ્રાપ્તિના પ્રસંગથી વ્યવહાર કુશળ કયો માણુસ આનંદ નિમગ્ન નહિ થાતો હોય ? વિધિવત્ કાર્ય વ્યવસ્થા થતાં ભાઈ પુરૂષોત્તમ આ સંસારની લિલામય હવાનું પાન કરવા લાગ્યા, સૃષ્ટિનો કોલાહલ શ્રવણ કરવા લાગ્યા, અને હવે ભવિષ્યની કારકીર્દિ અને પ્રારબ્ધ ભોગનાં દર્શન કરવા લાગ્યા. બાળચેષ્ટાથી ગીગાભાઈ અને કસ્તુરબાઈને થતો આનંદ, એમના રૂદનથી ખિન્નત્વ, એમના હાસ્યથી હાસ્ય, એમના દુઃખે દુઃખ અને એમના સુખે સુખ ઈત્યાદિ સંસાર નિયમાનુસાર ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાનું અને તજ્જન્ય આનંદ ગ્રહણનું આ પ્રથમ અને મંગળ પ્રભાત થયું. કૌટુમ્બીઓ તરફના વધામણિના પત્રો, સ્નેહિઓ તરફના શુભાશિર્વાદો અને આ વડે કરીને પોતાના આનંદમય સદનમાં મનુષ્યોનું નૂતનાવાગમન કોઈ વિલક્ષણ આનંદ આપનારૂં જણાતું હતું, હમેશાં વ્યવહારમાં આનંદના પ્રસંગો અનેક વિધ આવેછે જેવાકે લગ્નની તારીખનો આનંદ–દમ્પતિ સંયોગની પ્રથમની રાત્રી–ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિનો આનંદ અને પુત્ર જન્મનો આનંદ, ઈત્યાદિ જે કાળે જે આનંદનો અનુભવ થાય તે કાળનું વર્ણન કોઇ અવર્ણનિયજ છે અને તેનો અનુભવ અનુભવકર્તા પણ બતાવી શકવા સમર્થ નથી. તદનુસાર ગીગાભાઈના સદનને આવા મંગળમય આનંદે પ્રકાશમય કરી મૂક્યું હતું. આ પ્રમાણે દીવસો નિર્ગમન થતે થતે ભાઇ પુરૂષોત્તમ દીવસોના–માસોના અને વર્ષોના ગ્રાસ કરી શરીરને બૃહત અને બુદ્ધિને ચપળતા કરતા કરતા છ વર્ષની અવસ્થાને પહોંચવા આવ્યા, ઘણા આનંદનો અને સ્વતંત્રાને સાચવનારા કાળનો અંત આણ્યો. સારી રીતે વ્યવહારનું સંસારનું અને સારા સાર જાણવાનું સામર્થ્ય સમ્પાદન કર્યું. પરંતુ હજુ પરિપકવ નહી પણ કુમળુ જ્ઞાન. બાળકો આ સમય નિર્ભયતા સૂચક નથી કારણકે તે જેમ અત્યારે સ્વતંત્ર કહી શકાય નહી તેમ પરતંત્ર પણ નહીંજ, જે છ વર્ષની અવસ્થાના બચ્ચાની પાછળ પાછળ રખડાય નહી તેમ ઘોડીયામાં કે ખોળામાં સુવારી હાલરડાં ગવાય નહી આવું અર્ધ દગ્ધ વર્તનજ ક્વચિત્ બાળકને દુઃખદાઇ થઇ પડેછે અને આપણા ચારિત્ર નાયક માટે તો બન્યું પણ તેમજ, બચપણનો નિર્દોષ આનંદ, નવિન રૂધિરની ચમત્કૃતિ,

નિરંકુશ અવસ્થા, એ આદિ અનેક કારણોથી ભાઇ પુરૂષોત્તમના સ્વછંદ આચરણનું પરિણામ એ આવેછે કે ગામડું ગામ, રમવાની પુરતી જગ્યા, નાના નાના બચ્ચાઓની સોબત અને રમત ગમતના આનંદમાં શારિરિક સ્થિતિનું ભાનજ નહીં પ્રસંગ એવો આવ્યો કે સોબતીઓ સાથે રમવા ગયા જુદા જુદા પ્રકારના ખેલો બેસીને થાય એતો ભાઇને ગમે નહીં પણ દોડવું કુદવું, ઠેકડા ખાવા, ઈત્યાદિ શારીરિક વ્યાયામવાળી રમતોને વધારે ઇચ્છતા હતા રમવાના રમણીય સ્થાનમાં જોકે ઘણા ઝાડો હતા તેમાં એક લીંબડાનું ઝાડ પણ હતું, એક તો મોટું ઝાડ ઘાટી ઘટાવાળું અને ઘણી ડાળીઓથી સુશોભીત જેની એક એક ડાળી એક એમથી સાધાવાળી એમ અનુક્રમે એક બીજા સાથે સબંધવાળી હોઇને રમનારાઓને એક ઉપરથી બીજી ઉપર અને ત્યાંથી ત્રીજી ઉપર એમ કુદવું ઠીક પડે ફાવે તેવી રીતની હતી, મન પસંદ રમત આ ઝાડ ઉપર ચડ ઉતર કરવાની આવી ઉછરૂખાવ પ્રકૃતિ અને આપણા ચરિત્રનાયકનું બચપણ આવા ખેલો માટે પશંશક હતું પરંતુ આ લીંબડાના ઝાડ ઉપર ચડતા હમેશની ગમ્મત પ્રમાણે ચાલતું હતું દરમીયાન હોણ જાણે ગમે તે કારણે પણ આજે તો આ ગમ્મત ઘણીજ પ્રતિકુળ અને દુખદાયી થઈ, એકદમ અનાયાસે આ ઝાડ ઉપરથી ભાઇ પુરૂષોત્તમનું શરિર અકલિત રીતે નિરાધાર પૃથ્વી ઉપર પડયું, શરિર ગામઠ માત્ર છ વર્ષની સાચી કાયા, હાડપિંજર નરમ, સ્નાયુમજ્જા આદિ હજુ કાચ કને પુરા બને ત્યારે પણ અત્યારે તો લદન નવીન ઘણીજ ઈજા થઇ, બીજા સાથે રમનાર છોકરાઓએ ઘર ખબર કર્યા માતા પીતા ઉચે ત્વાને દેવના અવિચ્છિન્ન સ્મરણ પૂર્વ દોડતા આવે છે ઘણી માનતાઓ અને બાધાઓ પવિત્ર પુરૂષોત્તમનું શરિર જોઇ જગ લેવાની પ્રતિજ્ઞાઓ આવી સ્થિતીમાં આવી જુએ છે તો પુત્ર ઘણી ઇજામાં ગરકાન છે, હૃદય ગભરાયું હિંમત ન રહી શું કરવું તે સુઝે નહીં ભાન ભૂલી જવાયું અત્યારના વિહ્વળવાળા મનમાં હશા સંકલ્પો આવે નહીં, અને અંતઃકરણ પુત્રની આ સ્થિતીએ ઘણું દુઃખીત બન્યું, ઇશ્વર ઇચ્છા, પિતા તરત ઘર ભાગળ લાવ્યા ધારણ પ્રમાણે ઓષધોપચાર શરૂ કર્યો કહેવત છે . 'નામ શબ્દ જન્ત ફન ચાખે' આપણા નાયક આ સ્થિતીમાંથી લગભગ ૭ માસ પર્યંત દેનેગતે માત્માન સેવન પછી કાઇંક દર્દ મુક્ત થયા અને ધીરે ધીરે શરીરની પૂર્વ સ્થિતી પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બન્યા સંવત ૧૯૩૨ ની સાલનો મહિમા ભાઇ પુરૂષોત્તમનેજ દુખદાયી થઇ છે એમ નથી, પરંતુ તે વર્ષે કાઠીયાવાડના ઘણા સ્વનોના પ્રાતાનું પરીગત પ્રાચીન સ્થાનું ઇતિહાસ ઉપથી જણાય છે ત્યાર બાદ છેત પછી આપણા નાયક માટે શુંજ અફસોસ હોય? સંવત ૧૯૩૩ ની સાલ એજ સાતમા વર્ષનો આરંભ હિંદુ ધર્મ શાસ્ત્ર બરચા

ઓનું સાતમું વર્ષ ઘણું પવિત્ર માને છે, આ વર્ષમા બાળ મોવાળા ઉતરે. પગે-લાગણુ થાય, વેશવાળ થાય, લગ્ન થાય અને એ સર્વે ઉપરાત સરસ્વતિની ઉપાસનાના આરંભ માટે આ વર્ષ ઘણુજ ઉત્તમ ગણાય છે, એકડે એક કે, ક ખ ગ ઘ નો આરભ, નિશાળે બેસવાનું મૂહુર્ત એ મધળું સાતમા વર્ષમાં થતું હોઇને ભાઇ પુરૂષોત્તમે પણ આ વર્ષમાં પ્રવેશ કરેલો હોઇને હવે સરસ્વતિ ઉપાસનાનો પ્રયોગ સાધ્ય કરવા યત્ન શીલ થવું જોઇએ યાને નિશાળે બેસવુ જોઇએ. એકતો ગાંમડું ગામ, તેમાં વળી વણિક જ્ઞાતિ કે એવી બીજી ઉચ્ચ જ્ઞાતિની વસ્તિની ગેર હાજરી એટલે વિદ્યાલયની આશાજ કયાથી રાખવી તેથી હવે ગીગાભાઈ વિચાર નિમગ્ન થયા કે, નિશાળ છે નહીં, ભણાવ્યા વગર કેમ ચાલે? વિગેરે વિચારો અંતે ભાઇ પુરૂષોત્તમના વડીલ કાકા આણંદજી નાગજી ભાવનગર હોવાથી ત્યા મોકલવાનો નિશ્ચય કર્યો, આણંજી સાથે પત્ર વ્યવહાર ચલાવી અને છેવટ ભાઈ પુરૂષોત્તમને ભાવનગર મોકલ્યા. જુના જમાનાના વડીલોની માન્યતા હજુ 'કાઇક અંશે એવી જોવામાં આવે છે કે, સરકારી નિશાળે બચ્ચાને મૂકતા પ્રથમ ગામડી નિશાળે મોકલવાં, તેનું કારણુ એવુ મનાય છે કે, સરકારી ધારા ધોરણથી અજ્ઞાતપણું, વળી શિક્ષકો ઉપર કોઇ જાતનો અમલ ચાલી શકે નહીં, બરાબર શિખવે વા નહિ, તોપણુ કાઇ કહી શકાય નહિ. મરજી માફક સ્વતંત્રતા રહે નહી, પુરી પરસ્વાધિનતા, વળી ફી વિગેરેના આકરા ધોરણો ઇત્યાદિ કારણોને લઇ વૃદ્ધ વડીલો ગામડી અધ્યારૂનું નિશાળરૂપી ઘર પસંદ કરતા હતા અને તે પ્રમાણે કાકા આણંદજીએ પણ આપણા નાયકને ગામડી નિશાળનું દર્શન કરાવ્યું, મહેતાજીને ભલામણ દીધી, આ નિશાળ તે કાઇ ઘરથી દૂર જવુ પડે તેવીનહોતી. પણ રહેણા-કના ઘરની નીચેના ભાગમાજ હોવાથી સર્વ રીતે અનુકુળતા હતી વળી વિશેષ વૃદ્ધ માસ્તરનું સ્વામિત્વ તે માસ્તર મહેતાજી બાપુ મેહેતાના નામથી ઓળખાતા જેઓએ પૂર્વાશ્રમમા મહારાજા તખ્તસિંહજીને શિક્ષણ આપવાનું કામ કરેલું હતું. આ માયાળુ મહેતાજીએ ધ્યાનપૂર્વક આપણા આ ચારિત્ર નાયક પુરૂશોત્તમભાઇને બીજા શિક્ષણ સંગે પાટી ઉપર ચિત્રો કાહાડવાનુ કામ ઘણી ઉત્તમ રીતે શીખવેલું છે જેઓ યથાશકિત અદ્યાપિ સુધી તે કામ કુશળતાથી કરી શકે છે, ભાઇ પુરૂષોત્તમની ગ્રાહ શકિત બુદ્ધિની ચમત્કૃતિથી બાપુ મહેતા તેમના ઉપર ઘણા પ્રસન્ન રહેતા અને દરેક શિક્ષણ તેઓ તેમના પ્રફુલિત હ્રદયથી આપતા હતા. નિશાળના અન્ય વિદ્યાર્થીઓ પણ વિદ્યાકુશળ વિદ્યાર્થીને માનની દ્રષ્ટિથી હમેશા જેમ જુએછે તેમ આ સ્થાને પણ ભાઇ પુરૂષોત્તમ અન્ય વિદ્યાર્થીઓ સામે માન અને પ્રેમનું આકર્ષણ કરવા સમર્થ થયા હતા, ધોરણ પ્રમાણે પ્રાર-ભમાં કક્કા કેવડાની ઓળખાણ કરવા શિખવ્યું. આ નિશાળમાં ચાર વર્ષપર્યંત

અવિચ્છિન્ન અભ્યાસ કર્યા પછી હવે ધોરણોસર અભ્યાસ કરવાનો હોવાથી તથા આગળ વિશેષ વિદ્યા સમ્પાદન કરવાની હોઇને ગામઠી નિશાળોમા તે શિક્ષણ મળી શકે નહિ માટે હવે સરકારી નિશાળમા પ્રવેશ કરવાનુ ધાર્યું. અને તેવી નિશાળમા દાખલ થયા

ગીગાભાઈ અદ્યાપિ પર્યંત શાપૂરમાજ રહેતા હતા, સ. ૧૯૩૩ નીસારી સાલ નિરવિઘ્ને પરિપૂર્ણ કરી પણ સવત ૧૯૩૪નુ વર્ષ કોણ જાણે કયા કાળ રૂપી જન્મ પામ્યુ અને ત્યાર બાદ તદુત્તર સ. ૧૯૩૫ ની માટે પણ તેટલીજ ભયંકર પીડાકારક દુખદાયક અને અન્નની હાડમારીથી લોકમા ત્રાહી ત્રાહી ત્રાસ વર્તિ રહ્યો હતો તે કાલ હવે ગીગાભાઇને શાપુરમા નિર્ગમન થાય તેમ નહોતો કારણકે શાપુરની વસ્તીના ભાગ્યમા અત્યારે અન્ન વસ્ત્ર કાંઇ હતુજ નહીં ત્યા પછી વેપારીને ત્યા ખરીદી તો કયાથીજ થાય જ્યા વેપારચાલે નહિ ત્યા ગુજરાનનુ સાધન શુ વિગેરે અનિવાર્ય અને દુસહ કારણોવશાત્ ગીગાભાઇને શાપુર છોડવુ પડયુ અને તેને અન્તે ભાવનગર આવી નિવાસ કર્યો. અને પૂર્વવત્ ચારે ભાઇઓએ ભેગા મળી અનાજની દુકાન ઉઘાડી

ગીગાભાઇને ત્યા પ્રથમ પુત્રના જન્મ પછી ૧૯૨૮ મા સાકળી બ્હેન જનમ્યા હતા અને ત્યારપછી અનુક્રમે મણિ અને હરકોર, પુત્રમા ભાઇ પુરૂષોત્તમ વીના બીજા ત્રણ પુત્રો જનમેલા પરંતુ ક્ષણિક આયુષ્યને કારણે આ બહુગણમાથી આપણા બળવાન નાયકવિના સર્વભાઇઓ દેહ મુક્ત થયા હતા. સવત ૧૯૩૪-૩૫ ના સુકા અને લીલા દુષ્કાળથી પાર ઉતરી ધીરે ધીરે વિદ્યા અભ્યાસ અને પીતાની છત્ર છાયામા છેવટે સ. ૧૯૪૦ સુધીના માત્ર દુકા અભ્યાસનો લાભ લઈ પાચમુ ધોરણ ખતમ કરી નિશાળનોત્યાગ કર્યો. જેમ વિદ્યાભ્યાસના શ્રમની કાયરતા તેમજ પીતાના મનમા પણ ઉપયોગ પુરતું ભણતા આવડયુ હવે વધારે શી જરૂર છે. એમ શાતી રાખી અભ્યાસનો ત્યાગ કરાવ્યો. પોતાના ધંધામા પ્રવિણતા મેલવવા અને એજ પ્રકારનું મહત્ શિક્ષણ આપવા તરફ ગીગાભાઈનું મન દોરાયું. ધંધામા પ્રવેશ કરાવ્યો મુરબ્બી ગીગાભાઇનો ધંધો એજ હતો એટલે અનાજ વેચવાનો વેપાર કરવામાં તેઓ કુશળ, સૂક્ષ્મ નિરિક્ષક અને હિમ્મતવાન હોવા છતાં પોતાના આત્મબળ પુરતોજ વ્યાપાર કરનારા હતા, દાણા તોળવા-રાખ ઉડે-ધુળ ઉડે-ગ્રાહકમા ઉઘરાણીમાં રખડવું-ત્રાજવાં તોલા ઉપાડવાં, ઉઘરાણીના ગ્રાહકોની નારાજીના અપમાન વાચક શબ્દો સાભળવા, ગંદા કપડાં, ઇત્યાદિ કારણો ભાઇ પુરૂષોત્તમને મૂલથીજ અરૂચિ કરતા અને તેથી દુકાનની કાર્ય વ્યવસ્થામા જોઇએ તેવું ધ્યાન આપતા નહીં પરંતુ દુકાને જાય,

તોપણ સારા સારા મન પસદ પુસ્તકોનુ અવલોકન કરવુ, કવિતાઓ બનાવવી. વારતાઓ લખવી ઈત્યાદિ મન પસદ વિષય તરફ વધારે ને વધારે લક્ષ આ- પતા જાણી ગીગાભાઇ પણ તેનો કાંઇ રોક કરતા નહી. ગદ્ય-લખવા કરતા પદ્ય લખવાનો કાંઇક વધારે શ્રમ અને મસ્તિષ્કને વધારે બળ પડે છે એમ લોકની માન્યતા છે અને તેજ કારણે ભાઇપુરૂષોત્તમ પદ્ય કરતા ગદ્ય વધારે સારૂ લખી શકતા હતા, બુદ્ધિની ચમત્કૃતિ, સરસ્વતિની પ્રસન્નતા અને ભવિષ્યની ઉન્નતિના આગામિ ચિન્હો આજથીજ પ્રકાશિત થતા હોવાનુ જાણી તથા, પોતે કરે છે તેવો (કહેવાતો) ધુડીયોધધો હવેની પ્રજા કરશે નહી, એવુ સમજી સુખી ગીગાભાઇ કાંઈ વચ્ચે આવતા નહી અને યથામાર્ગે ચાલવા દેતા હતા, આ પ્રમાણે બે વર્ષ પર્યંત વ્યગ્રચિતે કામ કર્યે જતા હતા છતા માનસિક સૃષ્ટિ ઉપર પ્રમાણે કોઈ જુદાજ માર્ગ ઉપર રમણ કરતી હતી અને તેનુ પરિણામ એ આવ્યુ કે પોતે કોઇ રીતે જાહેરમા આવે-લોકો ઓળખે અને કીમત થાય, વળી સ્વતત્રતા મળે ઇત્યાદિ અભિલાષાએ યુક્ત ભાઇ પુરૂષોતમે સ ૧૯૪૨ મ પોતાના અભ્યાસરૂપ વૃક્ષના ફળરૂપ, ન્હાના ન્હાના રસિક અને બોધક એવા ચાર પાચ પુસ્તકોને જન્મ આપી પ્રસિદ્ધ કર્યાની ઉતરે "આર્યમન રજન' નામનુ માસિક પ્રસિદ્ધ કર વાનો નિશ્ચય કરી અનેક પરિશ્રમે પણ પ્રસિદ્ધીમા મુકયુ આવુ મહાન્ કાર્ય આરમ્ભ્યુ પરન્તુ દીર્ઘ વિચાર કર્યો નહિ કારણ કે માસિકના આયુષ્ય હમેશા તેના ગ્રાહકો ઉપર હોય છે અને તેથી આ પ્રવૃતિ હમેશા પરાધિન છે ભાઇ પુરૂષોત્તમનુ તિન રૂધિર શાત ન્હી ન શકતા ઉતાવળે આ લાભ લેવા ગયા પરતુ ગ્રાહકો અને આતુશ્રિતોના અનુત્સાહથી માસિક દીર્ઘાયુષ્ય થઇ શકયુ નહી કારણકે આ અરસામા ભાઈ પુરૂષોતમનુ શરીર જીર્ણ જ્વરાન્વિત હોવા ઉપરાત ઉધરસના વ્યાધિ વડે ગ્રસ્ત થયા હતા અને તેથી તેવા ભયકર દર્દો વધારે આગ્રહથી આ શરીરમા ઘર કરી જાય નહી તેટલા માટે તેને શરૂમાજ દૂર કરવા માટે કોઈ શુષ્ક હવાવાળા સ્થાનમા જઇ અમુક સમય સુધી રહેવા દાકતરોએ સલાહ આપી તે કારણે દેશ, છોડી પરદેશ ગમન કરવુ ઇત્યાદિ ઉપરના બે ત્રણ પણ પ્રબળ કારણો ઉપસ્થિત થવાથી માસિક બંધ થયુ ઘણો અફસોસ ! ધારેલી ઇચ્છાઓનો યથા યોગ્ય જય થયો નહી એમ સહજ ખિન્નતા આવી પરતુ તેથી મનને હિમત રહિત થવા દીધુ નહી " ફીરખેલગે આગે " એન્યાયે પોતાન ગુહ્યાનિગુહ્ય એકાર્યને સતત્ ઉત્તેજીત રાખવા પ્રયત્ન શીલ રહ્યા અને પુરૂષાર્થ કરવાના મહાન્ નિશ્ચ- યોને વળગી રહ્યા છતા પણ પોતાનુ ખાસ કામ જે ખાનગી પુસ્તકો લખવા છપાવવા અને વેચવાનુ હતુ, તેને મદ થવા દીધુ નહતુ કારણ કે તેઓ સમજતા હતા કે " ઉત્તમ ઔષધોનો પરિણામે ગુણ " આથી અનેક પ્રકારનો

લાભ છે જેનું દર્શન આપણે આગળ ઉપર કરશુ અને થયુ છે પણ એમજ એ વાચનાર આપને સુખાર સ્પષ્ટ થશે

સ ૧૯૪૩ મા ભાઈ પુરૂષોત્તમનું ચિત્ત ખરેખર વ્યગ્ર થયુ અને રૂપ મંડૂક ન્યાયવત્ આ એકજ સ્થાને બેસી બુદ્ધિને કુઠીત કરવી ઠીક ન લાગવાથી કાઠીયાવાડની મુસાફરી કરી જુદા જુદા વ્યવહારનુ અવલોકન કરવુ સારા સારા લોકોના સમાગમમા આવવુ, ભિન્ન ભિન્ન પ્રકૃતિ રૂચિના મનુષ્યોના સ્વભાવનો અભ્યાસ કરવો સારી વખણાતી પ્રતિષ્ઠિત વસ્તુઓનું અવલોકન કરવુ, અને પર્યટણથી થતા લાભોને સમ્પાદન કરવા—

दशाटन पंडितमित्रताच, वारांगना राजसभा प्रवेश,

अनेक शास्त्राणि विलोकयतानि । चातुर्यमूलानि भवंतिपंच

એ સિદ્ધાતનો સ્વશક્તિ અનુભવ લેવાનો નિશ્ચય કરી તે પ્રમાણે સવત ૧૯૪૩ થી સવત ૧૯૪૫ સુધીના બે વર્ષોને નિર્ગમન કરી જૂદા જૂદા પ્રકારનો લાભ મેળવ્યો એટલુજ નહિ પણ આ વર્ષમા યાવત્ યાદ રહે તેવી સ્થિતિનો અનુભવ પણ ભાઈ પુરૂષોતમના આ શક્તિ વડે લેવાયો છે કારણ કે પર્યટણ કરતા લાઠી પાસે આવેલા દામનગરથી લાઠીજતા રસ્તામા "દાદાની વાવ" ના નામથી ઓળખાતી વાવ તરફનો રસ્તો લુટારાઓના મુખ્ય સ્થાન તરીકે પ્રસિદ્ધ હતો આ રસ્તા ઉપર આશરે દીવસને અતે અને રાત્રીના પૂર્વે પસાર થતા તે સમયે પ્રારબ્ધ યોગે જે બીક મનમા હતી તે પ્રત્યક્ષ અનુભવવાનો સમય આવ્યો, લુટારાઓનુ સન્મુખ દર્શન થયુ આ વખતે ભાઇ પુરૂષોતમઅને તેમની સાથે તેમનો એક સોઈ કરનાર બ્રાહ્મણ શિવાય અન્ય કોઈ જેમ નહતુ તેમ અરણ્યમા અત્યારે કોણજ હોય ? સહાય કોણ કરે ? સોયાના જોવામા આ લો । દૂરથી આવ્યા સોયો અને ભાઇપુરૂષોતમ એક બીજાની થોડે અતરે દૂરથી ચાલ્યા જતા હતા અને તેને વખતે સોયાયે ભાઇ પુરૂષોતમને સહેજ હાથનો ઇશારા કર્યો કે ચેતો દુસ્મનો પ્રત્યક્ષ થય છે, પરતુ સમજે કેમ ભાઇપુરૂષોતમ તો પોતાના ધ્યાનમા મગ્ન હતા સોયાયે બીકથી ચાલતી પકડી અને ક્ષણુ માત્રમા ગામની આસપાસ પહોચી જવા આવ્યો પરતુ તે દરમીયાન લુટારાઓએ આપણા નાયકને ઘેર્યા, સર્વસ્વ વ્યાપ્ર કરવા આજ્ઞા કરી વસ્તુ માત્રનુ હરણ કર્યુ પરન્તુ આટલેથી સતોષ નહીં પકડના ભાઇ પુરૂષોતમને ચારે કોરથી મજબુત બાધી ખેતરમા પધરાવ્યા અને તેઓએ લુટેલી વસ્તુઓ સહીત રસ્તો લીધો, આ સ્થળે મનની સ્થિરતા જન્મ કુદ-

લીના કયાકેન્દ્ર સ્થાનમા હશે તે કહી શકાતું નથી સધ્યા સમય-નિર્જન સ્થાન રાત્રીની શરૂઆત-જગલમા જાનવરોનો હરવા ફરવાનો થતો અવતો સમય-અધકારની શરૂઆત-જગલનો ભયકર અને તિનદ્રુનિ કર્ણગોચર થતો હતો અત્યારે કોણ ધણી ? શુ ઉપાય ? કેવી રીતે બધન મૂકત થવુ ? આ પણ એક અનુભવ, અરે અનુભવ શુ પ્રારબ્ધ ! ભાઇ પુરૂષોત્તમ આહીગમે તેવી સ્થિતીમા હોય તેની તો ખબર નથી પરતુ રસોયાએ આગળથી ગામમા પ હોચતા પોલીસ ખાતામા આ હકીકત જાહેર કરી અને તે ઉપરથી ગામના માણુનો વીગેરેએ આવી આ સ્થળે ભાઇ પુરૂષોતમને બધન મૂકત કરી કેટલા એક પ્રકારની મદદ કરી-ભાઇ પુરૂષોત્તમ ઉપર આ એકજ પ્રસગે પ્રભાવ વર્તાવ્યો છે એવુ નથી પરતુ આજ પ્રમાણેનુ સ ૧૯૪૫નુ વર્ષ ભઇ પુરૂષોત્તમને દુખમય સ્થિતીમા ગાળવુ પડયુ છે તેની હકીકત એવી છે કે સસ્થાન જુનાગઢ તાબાની વસ્તી પૈકી કાદરબક્ષ ઉર્ફે કાદુ નામના મકરાણના મનની નારાજીથી પોતાના બાહુબળે જુનાગઢ સસ્થાનની વસ્તીને જુદા જુદા નકારનુ દુખ દઇ લુટફાટ કરી મારી-ફોડી ગેડી પોતાની સરકાર જુનાગઢથી પાર પાડવાની નઠારી ઈચ્છાએ કરીને ઊકત કાદુને પોતાના બળમા પોતાની શકિતમા બળવાન યોધ્ધો પકાતો તેણે ચડાઈ કરી અર્થાત છુપી ચડાઇ જેને "બહારવટુ" કહેવામા આવે છે તે કરવાનુ કામ શરૂ કર્યુ અમુક કાલ તે ચાલી છેવટ તેનો જોકે પરાજય થયો તદપિ કાદુભાઇ જે જગ્યાએ હોવાનુ માણુનો સાભળે તેજગ્યા તરફ કોઇ પ્રવેશ કરતુ હતુ નહી કારણુ તેની મુખ્ય નેમ 'નાક' કાપવાની અમુક મુદત પોતા સાથે ફેરવી યથાયોગ્ય નોકરી લઇ પછી પકડેલા માણુસને તે છુટો કરતો હતો, તેનો પવિત્ર નિશ્ચય એક એવા પ્રકરનો હતો કે જેમ સ્ત્રીઓ અને બ્રાહ્મણો ઉપર પોતાનો પ્રેમ વર્ષાવી, સ્ત્રીઓને પોતાની માતૃ-ભગીની સમાન સમજી કોઇને કાપડુ વસ્ત્ર, કિવા રોકડ રકમની **પસલીના** નામથી ભેટ કરતો અને બ્રાહ્મણોને સારી સારી રસોઈ કરવી ભોજન, દાન, ઇત્યાદીથી સતોષ કરતો, તેમ બીજી તરફ કોઇ પણ જાતિના લોકોને લૂટયા વિના જવા દેતો નહિ, ખાસ કરી કોઇ " જાન " જતી હોય તેને તે કોઇ પણ જાતે પીડા નહી કરતા પોતાની સરહદ છોડતા સુધી રક્ષક તરીકે સહીસલામત અમુક ગામ સુધી મુકના જતો હતો સ્ત્રીઓ અને બ્રાહ્મણોને સતોષ આપવાના સાધન તરીકેતે લુટેલી ચોરેલી અને હુમલા કરી મેળવેલી વતુસ્ઓનો છૂટથી ઉપયોગ કરનારો હતો કાદુ તેના બળ માટે ઘણો પ્રસિદ્ધ થઈ ગયો છે તેના માટે કાઠીયાવાડ પેકી જુનાગઢ સસ્થાનની સરહદમા એટલો તો ત્રાસ હતો કે ' માબાપ છોકરૂ રોતુ હોય કે તોફાન કરતુ હોય તો તેને અટકાવવા ખાતર એમ કહેતા હતા " જો હમણા કાદુ આવે છે " આ

ચન્દો સાંભળતાજ બાળક શાંત થતાં હતાં, કારણ કે કાદુના ત્રાસની થતી વાર્તાથી તેના મન ગભરાટ ભય રહેતા અને આવવાની વાત સાંભળી ઈશ્વરનું સ્મરણ થતુ હતુ

પ્રસંગ એવો આવ્યો કે આપણા ચારિત્ર નાયકને મુસાફરી કરતા દરમ્યાન દાતરાણા પાસે આવેલી નોઝીત નદીના રસ્તા ઉપર જતા કાદુભાઇની મુલાકાત થઇ આ ભાઇએ જો કે થોડા વખતથી પ્રસિદ્ધી મેળવેલી હતી, તેથી ભાઇ પુરૂષોતમ તેના ચરિત્રથી જોઇએ તેટલા વાકેફ નહતા, કાદુનું આ સ્થાને અત્યારે સામ્રાજ્ય હતુ, જેથી કરોલીયો માખીને પકડવા પોતાના જાળામા એક તરફ શાત રીતે બેસે છે. તે રીતે કાદુભાઈ પણ મુસાફરોની રાહ જોઇ બેઠા હતા, તેવામા આ મુસાફરના દર્શન થયા, સતોષ થયો, ભેટ લીધી અને સર સામાન, ધન, સમ્પતિ અને ઘરેણા, દાગીના આદી જે હોય તે પોતાને ભેટ ધરવા સૂચના કરી, આ આજ્ઞાનો વગર વિલબે અમલ કરવા ફરજ પડી? જો તેમ ન થાય તો પ્રાણ ત્યાગ શિવાય બીજુ કાઈ બને નહીં, તેથી પોતા પાસેનુ સર્વસ્વ જે કાંઈ હતુ, તે ભાઇ પુરૂષોતમે કાદુભાઇના ચરણમા ભેટ કર્યુ, પોતે અને માત્ર વસ્ત્ર શિવાય વિશેષ કાઈ રહ્યુ નહિ સાથે ટીમણ-નાસ્તો જે કઇ હશે તે સર્વ ગયું લૂટાણા લૂટાણા ભૂખ્યા, તરસ્યા નિરાધાર થયા આ વખતની પોતાની સ્થિતી કોઇ મહાન ભયાનક, મોટો દુ:ખદ પ્રસગ, બચવું મુશ્કેલ, પ્રાણ લઈ નાસવુ પણ કયા? ઈશ્વર શિવાય કોઈનું શરણ નહી, પરતુ પ્રારબ્ધાધિન ચિત્ત રાખી ત્યાંથી ચાલવું શરૂ કર્યુ અને ભૂખ્યા, તરસ્યા, જુનાગઢમા આવી પહોચ્યા, પોતાને વીતેલી વાર્તા કોને કરે, કહેવાથી ફળ શુ? મનમાજ સમજ્યા અને જેમ બને તેમ હવે યોગ્ય રસ્તે યોગ્ય સ્થાને પહોચવાનાજ વિચાર ઉપર આવ્યા મુસાફરીમા આવતી અનેક વિડબણાઓ પૈકી, આ પણ એક અમૂલ્ય પ્રસગ અનુભવમા આવ્યો. મુસાફરી તે માત્ર મોટા મોટા શહેરોનીજ કરવી એમ નહતું, પરંતુ નાના નાના ગામડા પણ દરેક જોવાનું ધાર્યું હતુ, કારણ કે મુખ્ય શહેરો ઉપરાત ન્હાના ગામો તેઓથી પણ કાઇ નવીન નવીન હકીકતો પ્રાપ્ત થવાની જીજ્ઞાસા ત્યાના લોકોની રહેણી કરણી અને સ્થિતીનું પણ દિગ્દર્શન કરવુ, ઇત્યાદી ઇત્યાદી વિષયનો સગ્રહ કરવા ઉપરાત પણ કેટલીએક જાણવા જેવી હકીકતોનો પણ વાસાવડ, ભેનાણ, રાણપોર આદીના પર્યટણથી એકત્ર કરેલ પરંતુ તે આ પ્રસગ નહી હોવાથી તેનુ વર્ણન આ સ્થળે કરવાનુ યોગ્ય ધાર્યુ નથી આ શિવાય બીજા અનેક પ્રકારના પ્રસગોને સહન કરતા કરતા લગભગ બે વર્ષ જેટલો કાળ વ્યતિત કરી હવે કોઇ સારૂ સ્થાન પકડી ખુશીથી બેસવાનું ધારી અમદાવાદ જેવા વિશ્વ વિખ્યાત ગુજરાતની રાજધાનીનું પાયતખ્ત શહેર પસદ કર્યુ, અને

સંવત ૧૯૪૫ ની સાલમાં પોતાના આ નિશ્ચય પૂર્વક અમદાવાદમાં આવી વાસ કર્યો. આંહી આવી વિચાર કરતા બીજા કોઇ પણ ધંધા તરફ અંતઃકરણ વર્‌હ્યું નહી પરંતુ પુસ્તકો લખવા વાર્તાઓ રચવી, કવિતાઓ બનાવવી અને આવા પ્રકારનાં વિવિધ કળા કૌશલ્યતાવાળાં લોકોપયોગી પુસ્તકો રચી છપાવી તેમાંથી યથાશક્તિ ઉપાર્જન કરવું. આ સાથે નાટક ઉપર પણ ભાઇ પુરૂષોતમને વધારે શોખ હતો. અને અવસ્થાના મધ્ય બિન્દુને કારણે તેમ હોવાનુ સંભવિતપણું છે ખરૂં આથી તેઓ નાટકના પુસ્તકો પણ રચતા અને છપાવતા હતા. જેમ એક તરફ દ્રવ્યોપાર્જનની ઇચ્છા તેમ બીજી તરફ જન સમાજની દ્રષ્ટિ ઉપર આવવાની પણ પ્રબળ જીજ્ઞાસા હતી ખરી, અને તદનુસાર સવત્ ૧૯૪૫મા પ્રથમ જઇ શહેરની ખુબસુરતી જોઇ તથા પોતાને આ સ્થાન રૂચીકર થશે કે કેમ ? તે ભાગ્યની પ્રારમ્ભક પરિક્ષા કરી, પાછળથી જ્યારે જાણ્યું કે સર્વ રીતે આ સ્થાન અનુકુળ છે ત્યારે અહીં રહેવું, એવો નિશ્ચય થયો ત્યારે પોતાની પ્રેક્ષક તરીકેની સ્થિતીમાંથી બદલાણા અને અમદાવાદ હમેશ માટે રહેવાનું સ્થાન નક્કી કર્યું. કાઇક સારી આશા ઉપર આવ્યા યથાશક્તિ ઉપાર્જન કર્યું. સ્વસામર્થ્ય દર્શન કર્યુ પુરૂષાર્થનું ઉંચું ફળ મેળવવા ભાગ્યશાળી થયા. અને તત્પશ્ચાત્ એ સદ પ્રવૃતિને પરિણામે સંવત ૧૯૪૫ ની સાલ અમદાવાદમાં અતી આનંદ પૂર્વક નિર્ગમન કરી વૃત્તિ સ્વદેશ તરફ દોરાઇ, પરદેશમાં આખું દેશના અરધાથી વધારે ન ગણવાનો આપણો ગુજરાતી સિદ્ધાંત ભાઇ પુરૂષોતમે વિચાર્યો. અને તત્કાળ વગર વિલંબે પોતાની અમદાવાદની પ્રાપ્ત સમૃદ્ધિ સંકેલી તુર્ત ભાવનગર આવ્યા. સંવત્ ૯૪૬ માં ભાવનગરમાં પણ ધંધો એજ સરસ્વતિ ઉપાસના વીના અન્ય સાધન દરેક ક્ષણે ભાઈ પુરૂષોતને નિરસ લાગ્યા. ભાવનગરમા બુકસેલરની મોટી દુકાન જમાવી અને તેથી સારો લાભ સમ્પાદન કરવાની શરૂઆત કરી. હજુ વર્ષાદના બિન્દુ વૃક્ષમા ઉતરી સુગ્રીયાના આલિંગનને પ્રાપ્ત થયા નહતાં, તેટલામાતો વાયુના પ્રચડ વેગથી આ વૃક્ષનો સદતર નાશ કરી દીધુ, તદત્ આ યુવાનના ઉછરતા રૂધીરને ભાવનગરમાં આ વર્ષમા આવેલી જીવ લેણ આગે અસાધારણ અને અનાયાસે શાંત કરી દીધું. ભાવનગર મુંબઇની સમાન આગ થવાની વાતમા સુપ્રસિદ્ધજ છે અર્થાત જ્યારે જ્યારે એ અગ્ની પ્રબળ ભાવનગરમા દર્શન દે છે ત્યારે તેના મહાન સ્વરૂપનું દર્શન વહીક થઈ શકતું નથી. એવી આગ સંવત ૧૯૪૬ મા લાગેલી. જે વખતે ભાઇ પુરૂષોત્તમે માંડેલી ચોપડીઓની આ દુકાનની અગ્નીએ મુલાકાત લીધી. અને દુકાનને સદંતર પુસ્તક વિનાની પરિણામે રક્ષારૂપ કરી નાખી કે, જેનું આદ્યંત અને અસરકારક વૃત્તાંત સંગ્રહીત કરી તેનું એક સૂક્ષ્મ પણ પ્રત્યક્ષ ચિતારનું દર્શન આપનારૂં " **ભાવનગરની આગ** " એ નામનું પુસ્તક પણ

પ્રગટ કરવામાં આવેલું જેમાં સઘળી બાબતનો સમાવેશ થએલો છે. જે વાત આ સ્થાન માટે યોગ્ય નહી ગણતાં આપેલી નથી. આવા પ્રલયરૂપ અગ્નિમાં મહાન પરાકાષ્ઠાએ, શારિરિકશ્રમ, આત્મભોગે, દ્રવ્યભોગે અને સમયના ભોગ વડે ઉત્પન્ન કરેલી આ પ્રવૃતિનો અકાળે અંત આવ્યો. ભાઈ પુરૂષોત્તમનો ચિન્તાનો પાર ન રહયો, પરંતુ લાચાર ! ઈશ્વરી કૃત્ય આગે માનુષિ શકિત કાંઇ ઉપયોગની નથી. દુકાન દહનથઇ, શેષ કાંઇ રહ્યું નહીં, નુકસાનીનો પાર નહીં. સં. ૧૯૪૬ની આવે તો પુરૂષોત્તમભાઈ ઉપર મહાન દુષ્ટ કાર્ય આરમ્ભથીજ શરૂ કર્યું હતું. હવે શું વિચાર કરવો તોપણ ધન્ય છે. આવા નર બીજાને કે કેળવણી અને પુસ્તકોના સ્નેહથી ગુંથાએલી હીમ્મતરૂપી દ્રઢ ગ્રન્થી છુટી શકીનહીં. गतंन शोचामिक्रु तंमन्ये આ ન્યાયનુ સ્મરણ થયું પરંતુ હાલ તુરતમા તો હવે કશું બની શકે નહીં. જોઈએ શુ થાય છે એમ વિચારી શાંત થયા, પરંતુ પુરૂષાર્થની ઉપાસના તેટલીજ મતેજ રાખી અને તદવસાને તુર્તજ બીજી દુકાનની સ્થાપના કરી. તેનુ પણ થોડુંજ આયુષ્ય હશે એવી કલ્પના પ્રથમથી કેમજ આવે ? કારણ કે इष्यगे गहनो मति તોપણ ઈશ્વરી કૃત્યમાં કાંઇ ઉચ્ચ હેતુ હશે એવું વિચારી આ દુકાનનું કામ પોતાના તન મન ધન ઉપરના અસહ્ય બોજા છતાં ધમધોકાર ચલાવવા લાગ્યા.

આ પ્રમાણેની સં. ૧૯૪૬ ની સ્મરણિય સાલની સમાપ્તિને અંતે ભાઈ પુરૂષોતમે પોલેન્ડ બંદરનો આશ્રય લઈ ત્યાં પણ કરીયાણાની દુકાન કરી તે બાતના વેપારનો અનુભવ લીધો, પરંતુ આ દુકાનનો વહીવટ ચલાવતા દરમ્યાન સુરબ્બીશ્રી અચાનક ભાવનગરમા બિમાર થયાના સમાચાર મળતાં મન વ્યગ્ર થયું, પિતાશ્રીની સેવામાં હાજર થવાનો પુત્ર ધર્મ વિચાર્યો, પીતાશ્રીની સેવાનો અમુલ્ય સમય સાચવવાનો આ વખત નહીં, ગુમાવવાનું પોતાનું પવિત્ર મન એંચાયું. અને દુકાનને દડવત્ કરી પોતે એકદમ ભાવનગર આવ્યા. સમયન્તે પીતાશ્રી દર્દના નિકરાળ પંજામા જોર વધારે દબાતા ગયા. અને વ્યાધિનાં ચિન્હો પ્રતિ દિવસે વધવા લાગ્યા. ધોરણસર ઘણા વૈદ્યો અને વર્તમાન જમાનાનાને યોગ્ય મેડીકલ પ્રોફે-સરોના ઉપચારો કર્યા. પોતાથી બનતી શારિરિક સેવા કર્યા છતા પીતાશ્રીનું આ શરીર આ સંસારથી વિરક્ત થયુ, (સંવત ૧૯૪૭ ) અત્યારે કુટુમ્બમાના દરેક માણસો જુદે જુદે સ્થાને હોવાથી ભાઈ પુરૂષોત્તમ અહીંયા તદન નિરાધાર વળી પીતાશ્રી રૂપ વૃક્ષની શાખાઓમા હરકુંવર, મણિ અને નાંકળી નામની સુશીલ અને પ્રેમ બહેનો તથા પોતાના પવિત્ર માતુશ્રી વીગેરે કુટુંબ ભાગ પોતા ઉપર આવી પડતાં ધૈર્યને ધારણ કરવું ઘણું મુશ્કેલ થઇ પડે તેવું હતું, આખા ઘરમાં

પુરૂષ વર્ગમાં આપણા કથનોક્ત નાયક શિવાય બીજું કોઇજ નહી, વ્યવહારના અનેક પ્રકારના બોજાઓને પોતે જો કે પહોંચી વળતા હતા છતાં ગૃહ સાંસારિક ઉપાધિથી અદ્યાપિ મુક્ત હતા. એટલે જેટલે દરજ્જે તેઓ સ્વતંત્ર હતા. તેટલે દરજ્જે પીતાશ્રીના પરલોકગમને તેઓને પરતંત્ર બનાવ્યા. વ્યવહારની ઉપાધિ કેવા પ્રકારની છે. તેમાંના અમુક અંશનું ભાન થવાનો સમય હવે આજથી પ્રાપ્ત થયો છે. જુદા જુદા ગામ ધામનો અનુભવ, પરદેશ પર્યટણ, લક્ષ્મિની ઇચ્છા પૂર્વક વ્યવસ્થિતિ આદી ધર્મોનું આચરણ અદ્યાપિ સ્વચ્છંદ રીત્યા હતું પરંતુ હવે તો સઘળુ સ્વપ્નવત્ થશે. મનના વેગને, મનની ઇચ્છાઓને, મનના વ્યભિચારને અને મનના સંકલ્પ વૈકલ્પિક તરંગોને હવે તો ધૈર્ય રૂપી મહાન શૃંખલાથી બન્ધન કરીહૃદય રૂપ વિશાળ અને કાઠિણ્ય લોહ શલાકાથી જોડાણુ કરવાનો સૂર્ય ઉદય થઇ ચુકયો છે, આવા અનેક તરંગો સમુદ્ર સ્થિત વહાણના હિંચોળા સમાન મનમાં ઘાટ ઘડતા જતા હતા. તે સર્વને દબાવી હવે પોતે પોતાને શું વાસ્તવીક કર્ત્તવ્ય છે તેજ બજાવવાના દ્રઢ પાયા ઉપર આરોહણ કરે છે. મૃત્યુને અંતે વ્યાવહારિક ધર્મો અનુસાર શિષ્ટજનો-કોટુમ્બીઓને આંહી તરફના વ્યવહારને સાચવી ઉત્તરકાર્ય આદિનુ મમાપ્ત કરવું અને તત્પશ્ચાત ફરી ઉદ્યમ વિના પુરૂષોને અન્ય કર્ત્તવ્ય નથીજ એ સિદ્ધાંત સમજાયો. પરંતુ આ સાથે હજુ એક વ્યાધિ તે ખરેખર વ્યાવહારીક રીતે માતૃ પિતૃને હોવો જોઇએ, તે આજથી ભાઇ પુરૂશોત્તમને પોતાને સ્વાધિન થયો. અને તે એ કે હવે પોતાનું લગ્ન પોતે કરવું અને આ 'આન્તરિકસ્થ માતુશ્રી તેમાં અનુમોદન અર્પે એવો સમય ભાઈ પુરૂશોત્તમને જરા વધારે લાગણીવાળો જણાયો. તોપણ નહી ચાલે શું કરવું, આપણા શિવાય આ કાર્યમાં અન્ય મદદ કરે એ બનવું મુશ્કેલ છે. મતલબ ઇશ્વર કૃપાથી પુરૂશોત્તમભાઇનું બાઇ "વખત" સાથે લગ્ન થયું, પ્રવૃત્તિમાં જય મલ્યો, વ્યવહારનો માણિક્ય સ્તંભ રોપાયો અને ત્યારપછી તુરત એટલે સં. ૧૯૪૮ના માહા વદ ૫ના શુભ દીવસે સોભાગ્યવતી વખતબાઇ સાથે પાણિગ્રહણ સંસ્કાર થયો.

નોકરી કરવા તરફ મુળથીજ ઇચ્છા નહિ હોવાનું આપણે ભાઇ પુરૂશોત્તમનું હૃદય જોઇ ગયા છીએ. એટલે ટોપીવાળાની દુકાનમાં ભાવનગરમાં એ ધંધો પણ અનુભવમાં આણવા ખાતર સ્વલ્પ સમય રહેતાં પરંતુ તે ધંધામાં મનની અસ્થિરતા ઘણીજ પ્રબળ વેગવાળી હતી તો પણ ત્રણ વરસ સુધી સતત રહીને देहंपातयामि किंवा अर्थं साधयामी ની રીતે કામ કર્યું. આખર શાંતિ નહી રહેતાં

સં. ૧૯૫૨ની સાલમાં અલબેલી મુમ્બાદેવી-મોહમયી-( મુંબઇ ) નગરીનું દર્શન કરવા વૃત્તિ દોડી અને તે અનુસાર મુંબઇ ગયા આ શહેરની રચના-સૌંદર્યતા અને સ્થિતિ રીતી જોઇ તથા દરેક મનુષ્ય પ્રવૃત્તિ પરાયણ જોઈ પોતે પણ મોટા સાહસમાં ઉતરવા ઇચ્છા કરી અને તેને પરિણામે ભાવનગરમા છાપખાનું કરવા ધાર્યું, આ વખતે ભાવનગરમાં છાપખાનાના ધારા-ધોરણો યાને (Press Acts) નહોતા તેથી રાજ્યસત્તાને અરજ હેવાલ કરી તેવી પરવાનગી મેળવવા ગયા, પરંતુ કોઇ પણ કારણે અરજ નામંજુર થઇ અને પ્રેસ કરવાની પરવાનગી મળી શકી નહી ભાઈપુરૂશોત્તમ પોતાના નિશ્ચયમાં અધીક બળવાન બન્યા નામંજુર થએલી અરજી ઉપરના શોકથી મન જરા ક્લેશવાળું થયું. અધિક પુરૂષાર્થ કરવા અન્તઃકરણ દોરાયું અને આ એકજ શોકથી શાંત ન થતાં તે ઉપર ફરી નામદાર મહારાજા શ્રી હજુર અરજ કરવાનું સાહસ કર્યું અને પરિણામે જય મેળવ્યો. સં ૧૯૫૨થી સં ૧૯૫૫ના સમયમાં જુદાજુદા પ્રસંગો-વ્યવહારો-અને છુટક છુટક ધંધા રોજગાર અને મનેચ્છ પ્રવૃતિ કરી અને છેવટે જ્યારે આહીં ભાવનગરમા છાપખાનુ કરવાની પરવાનગી મળી ત્યારે સં. ૧૯૫૬ના આસો શુદ ૧૦ વિજ્યાદશમીના જગન્યમાન્ય તહેવારના રોજ મુદ્રાલયનું દ્વાર હમેશ માટે ખુલ્લું કર્યું-દરેક કામ કરવામાં મનુષ્ય માત્રને જેમ પૈસાની જરૂર પડે છે તેવી રીતે ભાઈ પુરૂશોત્તમને પણ પડે એ સહજ સામાન્ય વાત છે પરંતુ અવલોકન ઉપરથી જણાય છે કે આ કુટુમ્બની આર્થિક સ્થિતિ બહુ સ્તુતિપાત્ર નહતી, છાપખાનું કરવામાં સાધારણ પણ સારી રકમની યોગ્યતા હોવી જોઇએ. પરંતુ ભાઇ પુરૂશોત્તમ પાસે તે વખતે કાંઈ હિમ્મત થઇ શકે તેટલું બળ ન હોવા છતાં હિમ્મત કરી પોતાના નિશ્ચયને અડગ રહેવાનો આગ્રહ તેમણે છોડ્યો નહિ. આ વખતે શેઠ ભાઇચંદ દામોદર અને શેઠ પરમાનંદ કેસરી જેવા સહૃદય સ્નેહીઓની કીમતી સલાહ, તેઓનો આશ્રય અને દરેક પ્રસંગે તેઓના પરિશ્રમને માટે ભાઇપુરૂશોત્તમ અદ્યાપિ ઉપકારી છે. સુહૃન્મિત્ર તરફેનો સમ્પૂર્ણ લાભ આપવામા અને બની શકે તેટલી તનની-મનની-અને ધનની મદદ આપવા માટે પણ ઉક્ત મિત્ર વર્ગે પાછા હઠયા નથી એ તેમની હૃદય વિશાલતા-પવિત્ર સ્નેહ અને કરૂણાજનક પ્રીતિના વિસ્તરણમાં ઉતરી શકાતું નથી, આ ઉભય મિત્રોની પવિત્ર અનુમતિ-સાચી સલાહ-અને બતાવેલા સરલ માર્ગ ઉપર ગમન કરતા ભાઇ પુરૂષોત્તમને એજ પદવી ઉપર આપણે અત્યાર સુધી અવલોકીએ છીએ એ સઘળી ઉપકાર વૃત્તિ શ્રીયુત શેઠ ભાઇચંદ દામોદર અને શેઠ **પરમાનંદ કેસરીનેજ** ધન્યવાદ અપાવે છે.

अनुष्टुप्

उत्सवे व्यसने चैव, दुर्भिक्षे शत्रु विग्रहे,
राजद्वारे स्मशानेच, य स्तिष्ठति स बान्धव.

साहित्य.

વર્તમાન કાળની ચમત્કૃતિ આપણે સૌ અનુભવિએ છીએ કે ગમે તેવો સ્નેહ સંબંધ હોય તદપિ આર્થીક મદદ કરતાં દરેકનું મન સંકોચ વૃત્તિને પ્રાપ્ત થાય છે. જોકે શારિરિક અને માનસિક શ્રમના ફલનો ભોગ આપવા સઘળા તૈયાર હોય છે, પરન્તુ જ્યા માત્ર આર્થીક અવલંબનની અગત્યતા હોય છે ત્યાં પૂર્વોક્ત ઉભય પ્રકારના શ્રમના ફલની આવશ્યકતાજ નથી. સઘળી રીતે નિરાશ, નામીપાસ અને નિરાવલંબનિય સ્થિતિમાં પોતાના બાહુનો આશ્રય આપી ભાઈ પુરૂષોત્તમની ઉન્નતિનો પ્રકાશ આગળ ઉપર પ્રજ્વલિત કરવા અને તે પોતે સ્વતઃ નિરક્ષણ કરવામાં ઉદ્યુક્ત થવું એ આજ તો કોઇ સામાન્ય સ્થળેજ અનુભવગોચર થાય છે કે જે પ્રવૃત્તિ કરતાં મહોદર બાંધવ પણ સહેજ સંકોચ ધરે છે, તે સામે આ ઉભય મહાત્માઓનાં નિર્મળ નેત્રમાં વાસ કરી રહેલા પ્રેમના ફળદ્રૂપ વક્ષના સ્વાદિષ્ટ ફળોનો અદ્યાપિ આસ્વાદ લઈ આ શરિરનો, કુટુમ્બનો અને યથા-પ્રાપ્ત સંબંધીઓનો નિર્વાહ ચલાવવામાં આવે છે.

સં. ૧૯૫૬નું સ્મરણિય વર્ષ લગભગ સમગ્ર ભારતવાસિ જનોના બહુ કડવા અનુભવનું અને તેનું સ્મરણ માત્ર ત્રાસનો અનુભવ કરાવનારૂં છતાં એવા વર્ષમાં ભાઈ પુરૂષોત્તમે મહાન કષ્ટે આ મુદ્રાયંત્રનો જન્મ આપવાનું સાહસ હસ્તગત કર્યું હતું કારણ કે જ્યાં ઉભયપાર્શ્વ બળવાન સ્તભોનું અવલંબન હોય ત્યાં પ્રશ્નજ શું રહે છે. ભાવાર્થ એ છે કે આવા દુષ્કાળ જેવા દુઃખદ સમયમાં પણ જેઓ અન્તઃકરણ પૂર્વક મદદ કરવા ઇચ્છે છે તેઓજ કરી શકે છે આ દાખલો ખરેખર નોંધ કરવા યોગ્ય અને અન્યને સ્મરણમાં રાખવા યોગ્ય છે સં. ૧૯૫૬નો સમય એવો હતો કે બાપ દીકરાનો, અને પતિ પત્નિનો ત્યાગ કરી, ચાલ્યા જતા હતા. તેવો સમય ખર્ચ કરી દ્રવ્યાત્મભોગે ભાઈપુરૂષોત્તમને નિર્ગમન કરાવ્યો છે. એ કંઇ થોડો ઉપકાર નથી. પરન્તુ—

" હુન્નર કરો હજાર ભાગ્ય બીન મીલે ન કૌડી."

હમેશાં કહેવત છે કે સારા કામમાં સો વિઘ્ન; એ પ્રમાણે મુદ્રાયંત્રના જન્મને હજુ કાંઈ પણ સમય થયો નથી તેટલામાં તો એટલે માત્ર ૩૦ દીવસ દરમ્યાન

સંવત ૧૯૫૭ ના કાર્તિક માસના ગર્ભ સમયમાં કોણ જાણે કેના દોષ વડે પણ ભાવનગર જેવા વિશાળ અને ભવ્ય શહેરનું મરકીએ દર્શન લીધું.

दुरे पिसंगमं द्रष्ट्वा श्रुत्वा वा सागर ध्वनीं,
विलयं यांति पापौघा सिंह द्रष्ट्वा मृगाइव.

ઉપરનો અનુષ્ટુપ માત્ર એક દ્રષ્ટાંતને નિશ્ચય કરવા માટે અપાયેલ છે, એટલે કે જેમ સિંહના દૂરના દર્શન માત્રથી મૃગલાઓ નાશી જાય છે. અને જેમ રત્નાગર સાગરના ધ્વનિના શ્રવણ વડે જેમ અસંખ્ય પાપોથી નિવૃત્ત થવાય છે. (પાપ ભાગી જાય છે) તેવી રીતે ભાવનગરમાં મરકીબાઈના પ્રવેશ માત્રના શ્રવણ માત્રથી શહેરના મનુષ્યો પોતાના ધન, માલ, મેડી, મહેલ અને બીજ વસ્તુઓનો ક્ષણ માત્રમા ત્યાગ કરી પલાયન કરવા લાગ્યા. કાળના વાતા સુસવાટાના ઉગ્રપવનમા ખોટી હિમ્મત કરી શરીરનો નાશ કરવાનું સાહસ ન કરવુ એમ ભાઈ પુરૂષોત્તમે વિચાર્યું ત્યારે અત્યારે અનાયાસે એકદમ ઉચાળા સબાચા ઉપાડી કોના દ્વારનો આશ્રય લેવો? ગમે તેમ થાય તોપણ ભાવનગર તો પ્રતિ દિવસે મરકીના. જોર વધારે ઝપાટામા ઝંપલાતું જતું હોવાથી તેનો ત્યાગ કર્યા વિના ચાલે તેવુ નહોતું, આટલેથી તો બસ નહિ; પરન્તુ બીજે સ્થળે પણ આવી હવામાંથી આવનાર માણસને શહેરમા અગર ગામમાં દાખલ થવા તેને સ્થાનાધિપો તરફનું સખ્ત અનાજ્ઞા અને વળી મરકી બાઈએ ભાવનગરને સ્વાશ્રયે લીધાના વર્તમાન ચતુર્દીશે વ્યાપ્ત થએલા હોઈને કોઇ પણ સ્થળે શુભરીતે પણ પ્રવેશ કરી શકાય તેવું નહોતું. વળી આવા પ્રદેશમાંથી આવનાર માણસ સાથે બીજો ગમે તેવો સ્નેહી સંબંધી કે કુટુમ્બી હોય તદપિ તેના તરફ બિલકુલ દયાની લાગણી પરાવાતી નહોતી અને જાણે આપણેજ અત્યારે તેઓનાં દર્શન માત્રથી કિંવા સ્પર્શ માત્રથી કાળના ગ્રાસરૂપ થઇ જશું તો! આવા મહાન ભયવડે લોકો આશ્રય આપતાં, પણ કલેશ વશ વર્તતા હતા. આવા દુઃખદ સમયમાં ક્યા જવું! એ મહાન વિચાર, ખેર અંતે એમ ઠર્યું કે "એક પગ અને દો કાજ" ભગવાનનું શરણ અને કુટુમ્બીના આશ્રય વિના અત્યારે બીજું કશું કર્તવ્ય નથી, માટે એકદમ આહીંથી પાલીતાણા જવું વધારે અનુકુળ જણાયું, પાલીતાણામાં બેન સાકરીને ત્યા આશ્રય લેવો-નહી ને કઇ થાય તોપણ ચિન્તા નહીં, ભગવદ્ધામ અને સબંધીઓની હાજરી એટલે નિશ્ચિંત, આવા છેવટના વિચાર સુધી મન પહોચી વળેલું હતું. બેન સાકરીને પાલીતાણામાં વરાવેલી હોવાથી તેઓનું ત્યા શ્વસુરગૃહ હતું. જો કે તેમનો આશ્રય લઇ તેમના ગૃહનું જલપાન માત્ર પણ લેવું એ ધર્મ વિરૂદ્ધ હતું, તોપણ આપત્તિ કાં

શાસ્ત્રે આપેલી છુટનો અત્યારે ઉપયોગ કર્યા વિના નહી ચાલતાં આશ્રમ લે-વામાં આવ્યો હતો.

અહા !!! ઇશ્વરની શું ઇચ્છા છે ? दैवो न जानाति कुतो मनुष्यः દૈવને હાથે શું થવાનું છે તે મનુષ્ય જાણી શકતાં નથી, એક ક્ષણ પછી ભાઇ પુરૂષોત્તમનું શરિર કાંઇ જુદાજ અનુભવનું દર્શન કરેછે. અને તે ઉભયરિત્યા— એકતો જેના અવલંબન ઉપર, જેના આશ્રય ઉપર, જેના ભરોસા અને મદદના આધારે ગએલા તેજ સૌભાગ્યવતી ભગિનિ સાંકળી બિચારી વ્યાધિવશ, આતિથ્ય સત્કાર કરવાને લાચાર, કાંઇ પણ શારિરિક મદદ કરવાને પરાધિન અને વ્યાધિના પરિબળથી ચિન્તાગ્રસ્ત, અને બીજી તરફ, ભાઈ પુરૂષોત્તમના પોતાનાજ શરિરને વ્યાધીનો અનુભવ થવો, તે ત્યાં સુધી કે છેવટ થોડા સમયમાં એટલે સુધી દર્દનું સામ્રાજ્ય થયું કે આ શરિર એક ક્ષણ પણ આ જગતની લીલાની હવા લેશે કે કેમ ? એ માટે સંબધીઓ વિચાર નિમગ્ન થયા. યથાયોગ્ય ઉપચારો કર્યા. ભયંકર સ્થિતિમાં કશું સુઝે નહીં અને દરેક ઔષધોપચાર જોઇએ તેટલા અને બની શકે ત્યાં સુધી કર્યા છતાં અને યોગ્ય હીકમત ચલાવ્યા છતાં દર્દની શાંતિ જોવામા ન આવતાં છેવટ दैवस्य गहनो गति દૈવ ઉપર વિશ્વાસ રાખવામાં આવ્યો, તોપણ ગમે તેવું છતાં અન્તે ધર્મજ સહાયક છે. એવું ગણી પૂન્યે પાપનાસ્તિ એ વિચારે ધર્મ ધ્યાન પણ કરી ચુકયા. અને હવે ભાઈ પુ-રૂષોત્તમનું આ ક્ષણભંગુર શરિર આ પંચમહાભુતથી સંગૃહિત કરેલું શરિર એક ક્ષણપછી આ અસાર સંસારનો ત્યાગ કરશે, એટલીજ રાહ જોઇ સઘળાંઓ બેઠાં છે. પરંતુ દૈવ નાંખેછે ત્યારે તેની સીમા નથી હોતી, તેનો આ પ્રત્યક્ષ દા-ખલો છે. જુઓ, આવા મહાન દુઃખદ સમયમાં એવો ઓર્ડર થયો કે મરકીવાળી હવામાંથી આવનારા લોકોને શહેરમાં રહેવા આપવા નહી અને તેથી આ ભા-ઇશ્રી આવી સ્થિતીમાં આંહી આવેલા હોવાથી તેઓને પણ રાજ્યદંડની આજ્ઞા અનુસાર શહેર છોડવા ફરમાન થયું. લાચાર—સત્તા સામે લાચાર— આવી સ્થિતી તરફ કોણ દયા લાવે ? કોને અરજ કરવી ? કોઈ સાંભળે નહીં, મરકીથી સૌ બીહે; કોઇ હીમ્મત કરે નહિ. ઠીક છે, કાંઇ ચિંતા નહી. ઇશ્વર કરે તે ખરૂં, ગાડી કરી. પ્રાતઃકાળ પહેલાં પાલિતાણા છોડયા સિવાય ઉપાય નથી, પરિણામે 'બ્રાહ્મમૂહુર્તે' પવિત્ર પાલિતાણાનો અનિચ્છાપૂર્વક ત્યાગ કર્યો. ગાડીમાં વાસ ક-રવો એ પણ આપણા નાયકને તો મહાન દુષ્કર હતુ, પાદ છતાં નિષ્પાદ હતા. તમામ ઇન્દ્રીયો છતાં તેથી રહીત હતા. એટલે સ્વતઃ ગાડીમાં બેસવા તેઓ બીલકુલ અશકત, આવી શરિરિક સ્થિતીમાં અન્યોની મદદથી ગાડીમાં બેઠા.

પ્રયાણ કર્યું પાલિતાણાનો ફરજયાત સ્નેહ ન થયો હવે જ્યારે શિહોરના દર્શન થાય ત્યારે ખરા? રસ્તામા શું શું વિટંબણાઓ ભોગવવી પડશે, તેનો પોતાને તો ખ્યાલજ નહોતો, કારણ કે ગાડીમા પોતે તો દંડવત શયનજ કર્યું હવે કાઇ પણ દુ ખદ પ્રસગ આવે તો તે ઉપસ્થિત મનુષ્યોને સહન કરવાનુ હતુ શિહોર જતા જતા પણ રસ્તામા અનેક વખત શરિરની વ્યવસ્થામા ક્ષણ ક્ષણમા અસાધારણ ફેરફાર થઈ જતો જોવામા આવ્યો હતો જાણેકે હમણા ભાઇ પુરૂષોત્તમનુ શરિર હતુ નહતુ થશે પરન્તુ જેમ તેમ કરી શિહોર સુધી આપણા નાયક સહિસલામત પહોચી શકયા અને ઇશ્વર કૃપાથી રસ્તામા કાઇ અનર્થકર પરિણામ આવ્યુ નહીં

પાલીતાણાથી શિહોરજ આવવુ એ પણ નિષ્પ્રયોજન નહોતુ, કારણકે આવા દુર્નિરિક્ષ્ય પિડિત સમયમા કોઇ સ્થાન સગ્રહ કરે તેવી સ્થિતી ન હોતી દરેક મનુષ્યની અત્યારે એકજ દૃષ્ટિ હતી અને તે કાતો સ્નેહી અગર કાતો સબધી વિના અન્ય અત્યારે કોપિ પ્રકારે આશ્રય આપે તેવુ નહોતુ પ્રથમથીજ વિશ્વાસ હતો કે શિહોરમા પણ રાજ્યદડ પિડા કરશે, તોપણ તે સિવાય અન્ય માર્ગજ નહીં ત્યા શુ ઉપાય ! આખર શિહોર આવ્યા અહીંયા સબધી વર્ગમા ભાઇ વિઠ્ઠલજી અને તારાચદ વહાલજી કરીને આપણા શ્રીયુત નાયકના ફૈઇના દીકરાઓ રહેતા હતા, તેને ત્યા આવ્યા મનમા પોતાને તો ભય હતો પરતુ આશ્રિતોને પણ તેઓના આવાગમનથી દ્વિગુણ ભય પ્રાપ્ત થયો તોપણ સ્વબાન્ધવ આવે ત્યા તિરસ્કાર કેમજ થઇ શકે? સુખે વા દુ ખે, સ્નેહે ના અસ્નેહે કલેશ વા આનદે, પણ ભાઈ પુરૂષોત્તમનુ આવાગમન સફળ ઇચ્છયુ મનુષ્યો ઉપર કેવા પ્રકારના દુ ખ દાવાનગ્નિ પ્રગટે છે તેનુ વત્તાન ભાઈ પુરૂષોત્તમના જીવન કાલમા આટલો વ્યતિત થએલો સમય પણ એક યાવત્ યાદ આવે તેવો છે પ્લેગનુ જોરતો તેવુજ હતુ, આહી પણ આવા પ્લેગ ગામર્ગિ લોકોને દાખલ થવાનો બીલકુલ પ્રતિબધ હતો તેમા ભાઇ પુરૂષોત્તમ દાખલ થયા સર કારી અમલદારો એટલે કે ફોજદારી દિવાની ન્યાયાધિસો, મ્યુનિસિપાલ ખાતાના કમિશનરો, અને દર્દ દુસ્મન ડોકટરો, વિગેરેની ચાલતી પ્રચડ જ્યોઈકાના પ્રહારનો ભાઇ પુરૂષોત્તમને ભય વ્યાપ્યો ઓર્ડરો ઉપર ઓર્ડરો—નીકળી જાઓ, આહી બીલકુલ રહેવુ નહીં સખ્ત મનાહ છે શીહોર છોડી દો ગમે ત્યા જાઓ, ઇત્યાદી ભિન્ન ભિન્ન પ્રકારની એકજ અર્થ સૂચક આજ્ઞાઓએ ભાઇશ્રીને અત્યત દુ ખીત કર્યા વિહ્વળ બનાવ્યા, હવે શુ કરવુ? કોનો આશ્રય? કોની ભલામણ? કાઇ લાગવગ ચાલે તો થાય લાગવ। કોની? કોણ મદદ કરે? ભાઇ વિઠુલ અને તારાચદ તો સાધારણ વ્યાપારી વર્ગના માણસ હતા તે કના અમલદાર

તથા ડાકડરના સબધવાળા હતા અને તે ગામમા માગ લાગવગવાળા હતા આવા સમયમા ઇશ્વર દરેકને સહાય કરે છે એવો ભાઈ પુરૂષોત્તમનો પવિત્ર નિશ્ચય અત્યારે ફળદ્રુપ થયો સ્થિતી નઠાગી, તબીયત બીલકુલ અલિલ, કયાય જઈ શકાય નહીં. એવી શારિરિક હાલત, ઇત્યાદી તરફ ડોકટર ધનજીશાહ કરીને ત્યા તે વખતે ડોકટર હોઇને તેઓ જોવા આવતા આ સ્થિતીનુ તેમને દર્શન થયુ તેમના હૃદયમા ઇશ્વરાગે, દયાગે અને લાગણીએ પ્રવેશ કર્યો, નરમ થયા અને ભાઇ પુરૂષોત્તમ સ્થાનાતર કરે તો શરિર સહન કરી નજ શકે એવુ જ્યારે પોતાને જણાયુ ત્યારે આહી રહેવાની આજ્ઞા કરી પરવાનગી આપી અને રહ્યા પગ્તુ જોત જોતામા પ્રકૃત્તિ એટલી તો પરવશ થઇ કે જોવા આવનાર લોકોના મન સશય વિપર્યય યુક્તથયા અને આપણા ચારિત્રનાયકના શરિરનુ તેની અત્યારની સ્થિતીનુ દર્શન થતા ધાસ્તી એવી લાગી કે વખતે આ કેશ ફેટલ થાય અહીંયા જે જે મિત્રો સ્નેહી સબધીઓ હતા તે સર્વે સેવામા શામીલ થઈ યથોપચાર કરવા લાગ્યા પરતુ સ્થિતી તો ઓર વધારે ભયવાળી જણાતી જતી હતી, એક ક્ષણ પછીતો ભાઈ પુરૂષોત્તમ જોવા આવેલા લોકોને ઓળખવાનુ ભાનપણ ભુલી ચુકયા હતા આવા દુસહ અને સકટના સમયમા આથી પણ વધારે નઠાગીસ્થિતીતો એથઇકે શ્રી પુરૂષોત્તમના અર્ધાગના બાઇ વખતને પ્લેગ થવાના ચિન્હો જણાયા, તુરતજ પતિની સારવાગ્થી ભ્રષ્ટ થવાનો પ્રસગ પતિની આવી દુર્દશા અને પોતે કાળની છાયામા આવે છેએ સઘળુ મનને કલેશના કારણરૂપ થઇ પડયુ હતુ પતિપત્નિ બન્નેને પ્લેગ થવો અનેબનેની એકબીજાની સમક્ષ હાજરી અને તેથી જુદા પડવુ એ શુ દુસહ પ્રસગ નથી?મનને કયા સુધી કબજેરાખવુ ? ધૈર્ય રાખવાનીપણ અત્યારે તો સીમા નથી ઇશ્વગ ઇચ્છા! હવે શુ વિચાર કર્તવ્ય છે? અને બાઇ વખતને કોઇ બીજેજ સ્થળે લઈજવા. એવો સઘળાઓનો એકત્ર અભિપ્રાય હોવાથી અને બાઇ વખતના ભાગ્યયોગ્યે પોતાના માતા પિતા સાથેજ હોવાથી ભાઇ પુરૂષોત્તમથી જુદુ રહેવુ હરકત સરખુ નથી એવુ ધારીને જુદા મકાનમા લઇ જઈત્યા સઘળી વ્યવસ્થા અને યોગ્ય ઉપચાગે શરૂ કરવામા આવ્યા, બાઇ વખતની સ્થિતિ વખત જતે ઘણી ભયકર હાલતમા આવી પડી, પ્લેગની એક ગાઠ તો સામાન્ય મનુષ્યોને પણ નીકળનાનુ શ્રવણ થયુ છે પગ્તુ આને તો તેથી પણ એક વધારે એમ બે ગાઠ નીકળી હવે ઇશ્વર શિવાય વૈદ્ય નહીં અને પ્રારબ્ધ શિવાય ઉપાય અને અવલબન નહી એજ ખરો વિશ્વાસ રાખવાનુ ફરજીયાત હતુ, વખત બાઈને અને આપણા શ્રીયુત ચારિત્રનાયકને બે બાજુ કેવી કેવી સ્થિતીમા આપણે અવલોકીએ છીએ તેનું વર્ણન કરવા હુ સમર્થ થઈશકતોનથી જો કે માહરીતો હાજરી કયાથીજ હોઇ શકે, પગ્તુ માન પરમ સુહ્રદય બન્ધુ પ્રિય ભાઇ પુરૂશોત્તમ જ્યારે આ કથાનુ શ્રવણ કરાવે છે ત્યારે રોમાચ થાય છે, કપ થાય છે અને કોઇ માનસિક

વ્યવહારમા અચાનક વ્યાઘાત એવો તો નોશભેર થાય છે કે જાણે હમણાંજ આ સઘળી પ્રકીયા બનતી કેમ ન હોય ? એવું ભાન થાય છે.

પ્લેગ, કોલેરા વિગેરે દર્દો ચેપી છે, અને તેનાં જંતુઓ દરેક માણસને મરણ શરણ કરે છે. એવા વિચારો દરેક મનુષ્યોના સમજવામાં આવી ગએલા હોવાથી પ્લેગ કોલેરાએ ગ્રસિત થએલા મનુષ્ય પાસે બનતાં સુધી કોઇ જતું નથી, કોઇ સ્પર્શ કરતું નથી અને તેની સારવારમાએ ઉતરવાનું પસંદ કરતું નથી. પરંતુ જ્યા સબંધ હોય ત્યા શુ કરે, લાચાર, અવશ્ય ભવિભાવનાંના નિશ્ચય ઉપર આવા સેવાનો સ્વિકાર કરવોપડે છે, આ વખતે ઔપચારિક મનુષ્યો જે કોઇ સગાં સબંધી અને મૈત્ય વર્ગ હતો, તેના પણ બેવિભાગ થયા. કારણ, અમુકભાગ ભાઇ પુરૂષોત્તમ અને અમુક ભાગ બાઇ વખતની પરિચર્યાંમાં રોકાએલો હતો. તોપણ ભાઇ પુરૂષોત્તમ તો પુરૂષ વર્ગના બલવાન હૃદય, કઠણ છાતીના અને હીમ્મતવાન હોવાથી પોતે હવે સારી સ્થીતીમાંજ છે, માટે જે કોઇ આવે તેને પોતાના પ્રિય પત્નિની સારવાર કરવા જવા કહેતા અને પોતાની સારવારમાં એક માત્ર તેઓના સાૈથી નહાની બેન હરકુંવર કરીને જે છ વરસની ઉમરની હતી તેને રાખી તેનાથી કામ લેતા હતા. એક તો ચેપી રોગ, તેમા વળી માણસોની હિમ્મત સ્પર્શ કરવા ન થાય અને તેથી વધારે તો વળી દર્દી પાસે બીજા માણસોને જવા ડોકટરની મનાહ. એટલે જે કાઇ કાર્ય થાય તે સઘળું દૂરથી થઇ શકે, વાતો પણ દૂરથી, વ્યવહાર સઘળો દૂર દૂર અને દૂર. આ પણ જીંદગીમાં એક સ્મરણિય નોંધ લેવા જેવો સમય ભાઇ પુરૂષોત્તમ ઉપર ફરી વળ્યો છે.

નાની છોડી, અજ્ઞાન છોડી, સ્નેહપૂર્ણ શિશુ ભગિની સેવા અને તેનું અજ્ઞાની હૃદય, લોકો ના કહેતા હતા છતા ભાઈ કેમ છે, એમ કરી સ્પર્શ કરી જતી હતી, પરંતુ ઇશ્વર અનુકુળ છે, તેને વિષપાન પણ અમૃત રસમાં બદલાઈ જાય છે, જ્યારે સઘળું પ્રતિકુળ હોય છે, ત્યારે અનુકુળતા પણ પ્રતિકુળ સ્વરૂપ ધારણ કરે છે જુઓ કે એકના આવુ દર્દ આવી સ્થીતીમા તેમાં વળી રહેવાનું સ્થાન એક ફક્ત સાડા ચાર ફુટની લાંબી પહોળી અંધારી ઓરડી, બારી નહીં, જાળી નહીં અને હવા અજવાળાની કોઈ પણ જાતની સગવડતા વગરની ભેજવાળી દુર્ગંધયુક્ત, અને જંતુઓને સંગ્રહ સ્થાન રૂપ આ ઓરડી ભાઇ પુરૂષોત્તમના શયન ગૃહનું પ્રીતિપાત્ર સ્થાન બની હતી. પથારી દર્દને યોગ્યજ ફાટેલાં તુટેલાં જરી પુરાણા ગાદલા ગોદડાં અને પર્યંક પણ તેવીજ સ્થિતિનો. કારણ પાછાં તે નીરૂપયોગી થાય અને કામ ન આવે માટે સારી શોભિત અને મૃદુ પથારી આપવામાં આવી નહોતી, કુસુમ શય્યાના સુનારને ભૂમિ શયન પણ મળવાનો એક સમય આવે છે, તેનું આ એક ઉજ્જવલ દૃષ્ટાંત છે.

## शिखरणी.

क्वचिद् भूमौ शय्या क्वचिदपि च पर्यंक शयनं
क्वचिच्छाकाहारि क्वचिदपि च शाल्योदनरुचि
क्वचित्कंथाधारि क्वचिदपि च दिव्यांबरधरो
मनस्विकार्यार्थे न गणयतीदुःखं न च सुखं ॥

પરંતુ આ મળેલા ઉપહારો માટે અત્યારે ભાઇ પુરૂષોત્તમ કાંઇ પણ કરી શકે તેવી સ્થીતીમાં નહોતા, કારણ કે હાલનો આ સમય તેટલું પ્રાપ્ત કરાવે તો પણ ઇંદ્રભુવન માની લેવા જેવું હતું. આ પ્રમાણેની સ્થિતિ કાંઈ સ્વલ્પ કાળમાં ચાલી જાય કે સ્વપ્નવત્ ટુંકા સમયમાં પૂર્ણ થાય તેવું પ્રારબ્ધજ નહોતું, અને તેથી અન્તકાળના છેલ્લા દુઃખદદ્વારનાં દર્શન કરી ફરી ફરી પર્યટણ કરી દોઢ માસે આ કરેલી પથારીનો ત્યાગ કરવાને ભાગ્યોદય થયું હતું.શારિરિક વ્યાધિનો અંત આવ્યો, પરન્તુ હજુ માનસિક આધિની સ્થિતી તો અધિક ચિન્તામાં નિમગ્ન થતી જાય છે. કારણ કે આવા દુષ્ટ દહન દાવાનલ રૂપ પ્લેગના પંજામાંથી ભાઇ પુરૂષોત્તમનું શરિર કોઇ પૂર્વના પુન્ય પ્રતાપે વા વડીલોના મહાન સત્કર્મના બળે રહેવા પામ્યું હતું પરંતુ બીજાં સંબધી જનો પ્લેગના વિકાળ મુખમાં ગ્રાસ રૂપ બન્યાના વર્તમાન મળતાં હૃદય કાંઈ જુદાંજ આંદોલન ઉપર ચઢયું. જેમ સમય જાય છે, તેમ તેમ એક તરફ મહદુપકારી પરમસ્નેહીમિત્ર પરમાણંદ કેશરીનું મૃત્યુ, પ્રેમાલ મૂર્તિ બેન મણીનું મૃત્યુ, સુરબીવર્ય ફઈ હરખબાનું મૃત્યુ અને બીજાં કેટલાંએક આસપાસના કુટુમ્બી જનો, મિત્ર વર્ગમાંના ચુવકો અને સ્નેહી વર્ગમાં ઘણાઓનાં મૃત્યુના સમાચાર મળતા જતા હતા.તેમ તેમ તેઓના વિયોગનો અસહ્ય દુઃખદ સંતાપ વધારેને વધારે જાગૃત થઇ સંતપ્ત કરતો જતો હતો. આ વિગેરે ઘણી ટુંકા પણ દુઃખદ સમયમાં ભાઇ પુરૂષોતમને ઇશ્વરી લીલા કહો, કૃત્ય કહો, કે શિક્ષા કહો. તેનાથી ઘણી જાતના અનુભવ મળી જતાં હવે આવા પ્રસંગો જેઓ ઉપર આવે તેઓ તરફ સ્વાનુભવના સ્મરણ પૂર્વક દયાની લાગણીથી જોવાય તેને માટે યોગ્ય સારવાર, યોગ્ય ઉપહારોપચારની વ્યવસ્થા, તેઓની વસ્તુ પ્રાપ્તિની ઇચ્છાની પૂર્ણતા, આદિ તરફ ભાઈ પુરૂષોત્તમની પ્રવૃત્તિ ઘણી સ્તુતિપાત્ર થવા લાગી, સાજા થયા છતાં જે જે પ્લેગના દરદીઓ જોવામાં આવે તેઓની અંતઃકરણથી સારવાર અને તેઓને યથાયોગ્ય મદદ કરવાના કામમાં એકદમ પ્રવૃત્ત થવાની વૃત્તિ તેઓની જાગૃત થઈ આવી હતી અને તે ત્યાં સુધી કે પ્લેગથી ઝપડાએલા મનુષ્યોને શાની અગત્યતા છે, તે તથા તેઓને કેવા કેવા ઉપાયોની

કેવી કેવી સગવડતાની જરૂર છે તે પુરી પાડવા તથા તેઓને થતા દુઃખનું ભાન કરાવી તેઓ તરફ તિરસ્કારની દ્રષ્ટિથી નહીં જોતાં દયાની લાગણીથી જોવાની ભલામણ કરવા રૂપ મોટા વિસ્તારવાળો લેખ ( નિબંધ ) લખી આ વખતે ભાઈ પુરૂષોત્તમે મુંબઈમા પ્રસિદ્ધીને પ્રાપ્ત થએલા " મુંબઈ સમાચાર " નામના જાહેર છાપામા છપાવેલ હતો, અને આવા પોતા ઉપર ગુજરેલા દુઃખદ પ્રસંગના અનુભવ ઉપરથી ગરીબો બિચારા ઉપર શુ હવાલ થતા હશે, તે વિચારી તેઓ અર્થે એક માત્ર દયાની લાગણીથી એક મોટું ફંડ ઉભું કરી તે વડે યોગ્ય ઉપહારો-સામગ્રી આ વર્ગને પુરી પાડવામા આવતી હતી. પુરૂષોત્તમ ભાઈની આ ઉપકારક વૃત્તિ દુખી મનુષ્યોને જંગલમા મંગલમય શાંતી કરાવતી હતી, એટલુંજ નહીં પણ આવા પરોપકાર દર્શક અને દુઃખ નિવારણ લેખની અસરથી સંભવીત ગૃહસ્થો તરફથી મોટા પાયા ઉપર એક ફંડ ઉભું કરવામા આવ્યુ હતું. જેનો લાભદરદથી પીડાતા દરદીને અને નિરાધારોને અનાજથી પુરવામાં આવતો હતો.

એ રીતનો અમુક સમય નિર્ગમન કરતા છેવટ વૈશાક માસના ગર્ભકાળમા ભાવનગરમા પ્લેગની શાંતી થવાથી ત્યાં આવ્યા અને વિજય મેળવેલા ધંધા ઉપર ફરીથી ધ્યાન આપી કામ શરૂ કર્યું. આ સમયે છાપખાનું દાણાપીઠમ હતું ત્યાથી ખસેડી દરબારની ડેલી સામે બદાણીના મકાનમા લાવવામાં આવ્યું હતું, સારા પ્રારબ્ધે ધંધામા જેમ જેમ દિવસો જતા ગયા, તેમ તેમ વિશેષ લાભ પ્રાપ્ત થતો ચાલ્યો. વેઠેલી દુઃખદ સ્થિતીના સમયમાં અસાધારણ રીતે વ્યવસ્થા થએલી લક્ષ્મીને સંગ્રહ કરવાનો આ સમય હાલ પ્રાપ્ત થએલો હોઈને ભાઈ પુરૂષોત્તમમા નવું જીવન આવ્યું, પાછલા કાલનું કાંઈક અંશે વિસ્મરણ થયુ અને ઇશ્વરની અત્યારે સાનુકુલતા છે એવાં ચિન્હો વ્યાપારમાં જોવામાં આવ્યાં એટલુજ નહીં પણ સંવત ૧૯૫૮ ના શ્રાવણ માસના ઉત્તર પક્ષના પ્રથમ દિવસેજ પુત્ર પ્રાપ્તીનો અવિચ્છિન્ન લાભ મેળવવા ભાગ્યશાળી થયા હતા. આ રીતનો ઉપ્ર વ્યવહાર લગભગ વર્ષ દિવસને પહોચવા જાય છે એટલામાં વળી સંવત ૧૯૫૯ના ચૈત્ર માસની પ્રથમ રામનવમી નામના જગન્માન્ય અને જગદ્વંદ્ય તેહેવારના મંગળમય પ્રભાતે શ્રી ભાવનગર શહેરે લંકાપુરીનું ભવ્ય સ્વરૂપ ધારણ કર્યું, લંકાને જે વખતે હનુમાનજીએ અગ્નિથી પ્રદીપ્ત કરી તે સમયના દેખાવનું સ્વરૂપ અત્યારે ભાવનગરે ધારણ કર્યું. અગ્નિની પ્રચંડ શિખાઓ અને તજ્જન્ય ઉપ શિખાઓ સર્વત્ર પ્રસરી રહી હતી, ચતુર્દિશે અગ્નિમય કેમ જાણે સૃષ્ટિના પ્રલય અર્થેજ આ અગ્નિએ સ્વરૂપ ધર્યું હોય એવી રીતે ક્ષણ માત્રમાં ચારે તરફ મોટા વેગથી ફરી વળ્યો, આ પ્રખર અગ્નિ અંકમા ભાઈશ્રી પુરૂષોત્તમની વિજ

દાઝિની દશા પુનરબદ્ધ થઈ ઘર તથા મુદ્રાલય આ અગ્નિમાં ભસ્મિભૂત થયાં, સદંતર નાશ. કદી વસ્તુનું પુનરદર્શન પ્રાપ્ત થયું નહીં આ વખતે ભાઇ પુરૂષોત્તમના ઘરમાં પોતે, બૈરાંઓ, છોકરાંઓ હતાં તેમજ મુદ્રાયંત્રમાં પણ નોકરો માણસો કામ કરતાં હોવાથી તેઓ કેઈ જઇ શકે તેવી સ્થિતી નહતી, પરંતુ **"મરણુ તરણુને શીખવે."** એ ગુજરાતી કહેવત અનુસાર આ અગ્નિ પ્રલયમાંથી બચવા અત્યારે કોઇને કાંઇ માર્ગ નજરે પડે નહીં. તેટલામાં **'ઓસાણુ હથીયાર"** પ્રમાણે ભાઇ પુરૂષોત્તમ પાસે શિર્ષબન્ધ પાઘડી (ફેંટો) હોવાથી કઠેરાના વચ્ચેના લાકડાંને બાંધીએક દમ બનતી ત્વરાએ અનુક્રમે લોકોને ઉતારવામાં અસાધારણ હિમ્મત ધારણ કરી હતી. અને સૌને સલામત ઉતાર્યાં. બાદ પોતે છેવટ ઉતરવું એવી દુઃસહ હીમ્મત ધારણ કરેલી હતી. આ વખતે ઘરના દાદરા સુધી અગ્નિ પ્રવેશ થઇ ચુકયો હતો. પરંતુ ઉપરને મજલે પહોંચે તે દરમ્યાન ભાઇ પુરૂષોત્તમ માણસોને ઉતારી પોતે પણ સહી સલામત ઉતરી શકયાહતા. પોતાનો છોકરો જે ઘરના ઉપરના ભાગમા ઘોડીયામાં શયન કરતો હતો. તે ઘોડીયાને ચતુરસ્ર તો ખરો પણ ખાસ ઘોડીયાને પણ અગ્નિ સ્પર્શ કરી ચુકયો હતો, તેને શી રીતે બચાવવો, તે કાર્યમાં ભાઇ પુરૂષોત્તમનાં અર્ધાંગના બાઈ વખત આમતેમ સાધનપ્રાપ્તિ માટે ફાંફાં મારતાં હતાં એક તો જાતે સ્ત્રી તેમાં પોતાનાજ બાળક ઉપર ચારે બાજુ અગ્નિ જેવી આફત, એકાંત મદદ કોઇની નહીં, સર્વ કોઇ પોતપોતાના બચાવમાં, રસ્તો સુઝે નહીં, કરવું શું? શો ઉપાય તેના મનની સ્થિતીનું ભાન અત્યારે કયા પોઇન્ટ ઉપર હશે, તે વાંચનાર ! ! આપ વિચારી જોશો, આવી સ્થિતીનું દર્શન કરનાર એક પારસી ગૃહસ્થ જે ત્યાં તે વખતે હાજર હતા તેઓની સાધારણ હીમ્મત અને મદદથી બાઇ વખત સન્મુખ એકદમ પહોંચી બાળકને ઉપાડી લઈ બચાવવાની પ્રવત્તિ કરી શકયા હતા.

આ રીતના અગ્નિ પ્રલયમા મુદ્રાયંત્રની થએલી મુકિતથી ભાઇ પુરૂષોત્તમ કાંઈ ઓછા બોજામાં ઉતર્યા નહતા. આવેલી આફત ફરજીયાત ઉતર્યા છતાં હવે પુનર પૂર્વ સ્થિતિમાં આવવું ઘણુજ કઠણુ કામ થઇ પડયું, ઇશ્વર કૃપાથી આટલું કાર્ય એક સારૂં થઇ ચુકયું હતું કે મુદ્રાયંત્રનો વિમો ઉતરાવેલો તેથી ત્યાંથી કાંઇક, લાભ મળવાની ભાઇ પુરૂષોતમની આશા હતી. અને તે લાભથી રૂા, ૩૦૦૦) ની પ્રાપ્તિ થશે. એવી હિમ્મતે ભાઇ પુરૂષોતમનું જીવન ટકેલુ હતું, ભાવનગરની અગ્નિ પ્રલયની વાર્તાના શ્રવણથી મુંબઇ વિમાકુંપનીના સરવૈયરપારસીશાપુરજીકરીને એક પ્રમાણિક ગૃહસ્થ આવ્યા હતા, અને તેની સહાય વડે આ નુકશાની બદલ રૂા.૨૭૦૦) આપવાનું નક્કી કર્યું, વિમાના એજંટ કોઠારી ઓઘડ બાપુ કરીને હતા. જેઓ સત્યવક્તા પ્રમાંણિક અને નિષ્પક્ષપાતી હોવાથી તે તરફનો ન્યાય પૂર્વક લાભ મળવાની પ્રબળ

ઇચ્છાને આધિન થઇ ઉપરની નક્કી થયેલી રકમ ગ્રહણ કરવા ઇનકાર કર્યો ન હતો. પરંતુ કેટલાક ઇર્ષાળુ લોકોએ વીમો ખોટો છે એમ મુંબઇ આનરી પત્ર વ્યવહારથી ખબર આપવાથી વિમાની રકમ મળવામાં અનાયાસે એ વિઘ્ન આવ્યું હતું અને તેથી ફરીથી જોખમ નક્કી કરવા વિમા કુંપનીનો ફરીથી કાગળ આવેલ હતો, કુંપનીને લખી મોકલવાની નકારીસલાહ અને તે સલાહને આધારે મનુષ્યમાણુનો તેવી પ્રવૃતિમાં ઉતર્યા પણ હતા, પરન્તુ 'સત્યમેવ જયતે" એ નિશ્ચયને ફેરવવા કોઇ સમર્થ થતું નથી. આવા પ્રપંચથી કુંપનીને વધારે બળ આવ્યું, અને પૈસા નહીં આપવાની નોટીસો મળી ચુકી હતી પરંતુ આવા જૂઠા અને ક્ષુદ્ર પ્રપંચથી ડર નહીં ખાઇને વીમા કુંપની પાસેથી સંપૂર્ણ નાણા મેળવવાની હિમ્મત આગ્રહ પૂર્વક પકડી રાખી હતી

ભાઇ પુરૂષોત્તમ ઉપર ગુજરેલા અકાલીક દાવાનલ મહોપ વડે લોકોને દયાની લાગણી ઉત્પન્ન થવાથી ઇર્ષાળુ માણસોને સમજાવવા-સંભવીત ગૃહસ્થોઓ તેઓને મદદગાર થઇ પડયા હતા પરંતુ એ સઘળુ ભાવનગરનું કાર્ય યોગ્ય વ્યવસ્થાના રસ્તા ઉપર નહિ આવવાથી આખર મુંબઈ જવું પડયું. મુંબઇ જઇ શુભેચ્છક અને બાન સલાહકારોને મળી આ કામ કોર્ટમાં લઇ જવા તથા તેમાં અથ ઇતી સુધી કામ કરવા ભાઇ પુરૂષોત્તમ તરફથી બીકનેલ અને મે મેરવાનજી સોલીસીટરને આ કામથી વાકેફ કરી રોકવામાં આવ્યા કુંપનીના સોલીસીટર મારફત કુંપનીને નોટીસ કરી અને તેને પરિણામે ઘરમેળે સમાધાન કરાવવામાં આવ્યું. આટલા આ પ્રસંગને માટે ભાઇ પુરૂષોત્તમને ઘણા ખર્ચના બોજામાં ઉતરવા ઉપરાંત મુંબઇમાં બે માસ લગભગ રહેવું પડયું હતું પરિણામે તેઓ વિજય મેળવવા ભાગ્યશાળી થયા હતા

મુદ્રાયન્ત્ર માટે અગ્નિના કારણ વડે આ પ્રમાણેના નુકશાન થવાથી ભાઇ પુરૂષોત્તમ તો શું પણ કોઇ પણ માણસ પરાણે હિમ્મત રાખવા ધારે તોપણ રહી શકે નહીં તેવી સ્થિતિ છતાં અડગ અને ધૈર્યતાથી ફરીથી મુદ્રાયંત્રને ખોલવાની ગત થયેલા સામાનને પુનઃ ગમે તે ઉપાયે નવિન ખરીદ કરવાની ઇચ્છા તેઓની ઘણી બળવાન હતી અને તે પ્રબલ ઇચ્છાને કુદરત પણ કેમ જાણે મદદ કરતી હોય તેમ તેમના બાલસ્નેહી ભાઇ ભાઇચંદ દામોદર અને આનંદી ભાઇ માધવજી માગજી દવેએ કોપિ રીસ્યા પ્રેસનું પુનરજીવન કરવા, તદ્દન નવિન યંત્રો લાવવા કટિબદ્ધ થતા ભાઇ પુરૂષોત્તમને બળ અર્પ્યું. આ ઉભય સ્નેહી વર્ગના અસાધારણ ભાગના અવલંબન વડે ભાઇ પુરૂષોત્તમની ઇચ્છાને ટેકો મળ્યો અને તુરતમાં તૈયાર અને સહજ પ્રાપ્ત થઇ શકે તેવો જુનાગઢમાં ના ભેરૂશંકર રણછોડજી શુકલનો પ્રેસ હતો તે એકદમ લઇ આવવા

નકી કર્યું. વેચાણ લીધો. ભાવનગરનાં તેનું આવાહન કર્યું અને સંવત ૧૯૫૮ સાલના શુભકારી જ્યેષ્ઠ માસમાં પરમ હિતચિંતક રાયજાદા બાહુ પથુભાના મુબારક હાથથી આ પ્રેસને ખુલ્લું મુકવાની જાહેર ક્રિયા મોટા દબદ અને સારી ધામધુમથી કરવામા આવી. આ વખ્તે ભાઇ પુરૂષોત્તમ હજુ વિ કુંપની સાથેના પૂર્વોક્ત ચાલતા પ્રસંગને કારણે જો કે મુંબઇ હતા તો ' તેમની પાછળ તેમની ગેરહાજરી છતા ખરા મિત્રધર્મને સમજનારા ભાઇ ભા ચંદ દામોદરે સઘળું કાર્ય પોતાને માથે ઉપાડી Opening Ceremony કરી હ

ભાઇ પુરૂષોત્તમને પોતાના સન્મિત્ર મંડળની દરેક પ્રસંગે અસાધા સહાય્યતા મળેલી આપણે જોઈ શકીએ છીએ. તદનુસાર છેવટ જ્યારે મુંબઇ વિમા કુંપની સાથેના વ્યવહારમા વિજય મેળવી ભાવનગર આવ્યા તે વ સ્નેહી–સંબંધીઓ અન્ય પ્રતિષ્ઠિત ગૃહસ્થો સર્વે સ્ટેશન ઉપર લેવા પધારે અને જયજયકાર તથા સાબાશીના ઘોષ વચે ભાઇ પુરૂષોત્તમને વધાવી લેવા આવ્યા હતા.

પ્રેસને ફરીથી સ્થાપન્ન કરી કામ તેવાજ પાયા ઉપર આગળ ચલાવવા મ વડીલ વર્ગ પૈકી મુરબ્બી મુળચંદ ભાઈ નથુભાઇની યોગ્ય પ્રેરણા અને સારી હિમ મળવામાં હતી. કારણ કે તેઓશ્રી મારફત થતું આત્માનંદ સભ કાર્યવ્યવસ્થાનું સઘળું કાર્ય ભાઇ પુરૂષોત્તમને સોંપવા તેમજ આત્મ નંદ પ્રકાશ નામનું માસિક પ્રસિદ્ધ કરવા અને તે કાર્ય પ્રસંગે યથાશક્તિ સહા અર્પવા કબુલ્યું હતું, તે સિવાય **જૈન ધર્મ પ્રસારક સભાના** માનવ પ્રમુખ સાહેબ મે. કુંવરજી આણંદજીએ સંપૂર્ણ દીલસોજી બતાવી અને તે કામ પ્રવેશ કરતાં યથાયોગ્ય લાભ મળશે એવી ધારણા પણ બધાઇ ભાઇ પુરૂષો મનું ધૈર્ય જાગૃત થએલું હતું એટલેથીજ બસ કિન્તુ મુરબ્બી કુંવરજી આણંદ ભાઈની અસાધારણ કૃપાના ફલ દર્શન રૂપ અગ્નિથી નાશ થએલાં પુસ્તકો પણ પુનરોદ્ધાર કરવામા સંપૂર્ણ મદદ કરેલી હતી

આપણે ઉપર જોઈ ગયા છીએ કે સ. ૧૯૪૨ના વર્ષમાં **"આર્ય મ રંજન"** નામનું માસિક પ્રસિદ્ધ કરતા તે અનાયાસે બંધ પડયું ત્યારથી તે વૃત્તિ હજુ પુનર પણ કોઇ એવુ રસપ માસિક પ્રસિદ્ધ કરવા ભાઈ પુરૂષોત્તમ વૃત્તિ અદ્યાપિ ઉછળતીજ હતી અને તેથી વર્ત્તમાન વર્ષ એટલે ૧૯૬૦ની સાલ વિદ્યાવૃદ્ધ બન્ધુ શ્રીયુત્ ભાઇચંદ દામોદરની સહાય્યતા વડે ખ્રીસ્તી નૂતન વર્ષ આરંભ માસ માહે જાનેવારીના પ્રથમ દિવસના શુભાગ્ર પ્રભાતે સૌંદર્ય નામ

માધવજી પ્રાગજી શોભાવતા હતા તદવત વ્યવસ્થાપક દરજ્જાનો સઘળો પ્રવૃત્તિમય કાર્યભાર શ્રીયુત ભાઈ ભાઇચંદ દામોદરે ધારણ કરેલો હોવાથી ઉભય જ્ઞાન સમ્પન્ન બન્ધુઓના જીવલ પ્રતાપે સૌદર્ય જન્મીને તુરતજ બાલ્યકાળમાંજ અધિક પ્રકાશને પ્રાપ્ત થઇ અધિક શોભા સંગૃહિત કરવા સમર્થ થયું હતું પણ ઇશ્વરનુ ચિતવન કોઇ અન્ય માર્ગે ગમન કરતું હશે તેની શી ખબર. આ માસિક હજુ દુધ પિવાની સહેલ કરતું હતું અન્નપ્રાશન કાલ પ્રાપ્ત થયો ન હતો. જગત વ્યવહારના પ્રખ૦ વાયુના ઝુવાટને પ્રાપ્ત થયુ નહતુ તેટલામાં તો એટલે સ. ૧૯૬૧ ના હુતાશનીના માસમા પ્લેગના અચાનક સ્પર્શ માત્રથી ભાઇ ભાઇ-ચંદ દામોદરનુ ખેદકારક મૃત્યુ થયુ એટલુજ નહી પણ શ્રીયુત્ ભાઇ માધવજી પ્રાગજીનુ પણ આ વર્ષમા મૃત્યુ થયુ આ ઉભય બાળનાન સ્થભના તુટવાથી ભાઇ પુરૂષોત્તમનો સઘળો કાર્યભાર જમીનદોસ્ત થયો સઘળી આશાઓ નિષ્ફળ થઇ. હૃદયને મોટો ધક્કો લાગ્યો. મોટી મોટી ઇચ્છાઓનુ પર્યવસાન થયું મિત્ર જેવા મિત્રો સહાયક જેવા સહાયક અને સલાહકાર જેવા સલાહકાર ગયા. હવે કોનો આશ્રય—કોની મદદ, અને કોની સલાહ, જાણે કે આજે તો સઘળુ નષ્ટપ્રાય થયું.

ભાઇ પુરૂષોત્તમને મદદ અને સહાય્ય કરનાર ભાઇ મુળચદ નથુભાઇ અને ગુલાબચદ આણંદજી વીગેરે સહાયકોને પુન: ઉભા કર્યા, ભાઇ પુરૂષોતમ તદન નિરાશ અશકત, હોવાથી ભાઇચદના મૃત્યુ બાદ ભાઈ માધવજી પ્રાગજીએ કટલોક ભાર વહન કરવા હિમ્મત કરી અને તેમ કરવામા પણ સમર્થ થયા પરતુ તેમણે કાર્યમા પ્રવેશ કર્યો ન કર્યો તેટલામા તો માધવજી પણ સ્વર્ગે સિધાવ્યા અને તેને પરિણામે સૌદર્ય માસીક પણ દાત આવ્યા પહેલાજ ભસ્મિભત થયુ

ઉપર પ્રમાણે સં. ૧૯૬૧નું વર્ષ ભાઇ પુરૂષોતમના જીવનમાં હમેશના સ્મરણીય પ્રસંગોથી વ્યતિત થતા બીલકુલ ચિત શાન્ત થઇ ગયુ મિત્રોના સ્વર્ગ ગમનથી, સહાયકના પરિત્યાગથી હૃદય કાઇ ધારણા પકડી શકયુ નહી અને હવે શું કરવુ એજ વિચારે બે ત્રણ વર્ષ સુધી તો સાધારણ કાર્યક્રમ યથાયોગ નિર્વિ-ઘ્ન કર્યો. આપણે ઉપરના સઘળા અવલોકનથી સમજી શકયા છીએ કે ભાઇ પુરૂષોતમની મુખ્ય નેમ તેમનો પવિત્ર સિદ્ધાંત જનસમાજને કોપિ પ્રકારે વિદ્યા સમ્પાદન કરાવવાની તેમની બળવાન ઇચ્છાના ફલ રૂપ જુદાં જુદાં પુસ્તકોને જન્મ આપી તથા પ્રત્યેક વર્ણને સમયાનુસાર ભિન્ન ભિન્ન પ્રકારના માસિકોને પ્રકટાવી યથાશકિત વિવિધ પ્રકારના કળા કૌશલ્ય અને શાસ્રાદિ વિષયો રમતગમત સાધે જ્ઞાન આપે તે રીતે જનસમુહના ચરણમાં અર્પણ કરેલાં છે એક કાર્યમા વિઘ્ન આવતા તે બંધ પડયુ તેથી બીજા કાર્યનો

આરંભ કરવા માટે ન્હેજ પણ શુસ્ત થયા નથી. એના નમુના દાખલા આપણે તેઓશ્રીના જુદા જુદા માસિકોના જન્મથી જાણી શકયા છીએ. સૌંદર્ય માસિકના મદદકર્તા, સહાયક અને નેતાઓના પરિગમન પછી પણ પોતાની વૃત્તિ સતત્ પ્રજ્વલિત રહેલી તે જ્યારે ફરીથી સં. ૧૯૬૪ ના ખ્રિસ્તિ જાન્યુઆરી માસની પહેલીજ ઘડીએ "જૈન શુભેચ્છક"-નામનું પાક્ષિક પત્ર કાઢવું શરૂ કર્યું ત્યારેજ શાંત થઇ આ પત્ર પોતાના સ્વતંત્ર્ય ધર્મના સિદ્ધાંતોને પ્રકટાવવા માટેજ નહીં હતું પણ આ પત્રથી જન સમાજ, સૃષ્ટિમાં બનતાં અનેક વિધ વ્યવહારોનુ જ્ઞાન મેળવી શકે અને વર્તમાન કાળને યોગ્ય નવનવિન વિચારોને આપલે કરી શકે એક બીજાના હૃદયવિચારોનું જ્ઞાન મેળવી શકે અને પોતાના વિચારો બહાર લાવી જન મંડળની સેવા કરી શકે એવા ખાસ સ્તુત્ય હેતુથી આ પત્રને જન્મ આપવામાં ભાઇ પુરૂષોત્તમે પોતાના સ્વવર્ગમાં આ પત્ર કાઢવાનું પ્રથમજ પગલુ લઈ શરૂઆત કરી છે, તેનું માન તેઓ મેળવવા ભાગ્યશાળી થયા છે.

આપણા ચારિત્રનાયક ભાઇશ્રી પુરૂષોત્તમ માત્ર એક પ્રેસનાજ અધિપતિ અને વાહક હતા તેટલા પુરતુ જ તેઓ કરતા તેમ નહી પરતું બીજા અનેક જાહેર કાર્યોમા પણ યથાશકિત ભાગ લેવામાં સામેલ થતા હતા. જેમકે સંસ્થાન ભાવનગરમાં ચાલુ વર્ષના ચૈત્ર માસમા સ્વતંત્રજૈન કોન્ફરન્સ ભરાવાની હોવાથી તેનું તમામ છાપવાનું કામકાજ ભાઇ પુરૂષોત્તમ મારફત અને તેમના પ્રેસથી લેવાનું નકી થયું હતુ દરરોજ પેપરો કાઢવા અને આ કોન્ફરન્સનું કામ કરવું એ ભાઇ પુરૂષોત્તમને જરા વધારે શ્રમવાળું હતું. તદપિ પોતાની તિવ્ર બુદ્ધિ અને ચાલાકીથી સમ્પૂર્ણ કાર્યમા યશ મેળવવા તેઓ ભાગ્યશાળી થયા હતા આ વખતે ભરાએલી કોન્ફરન્સના કાર્ય વાહકો-ધર્મગુરૂ મુનિ મહારાજો અને પ્રસંગ વશાત્ ભાગ લેવા પધારેલા. નામદાર ભાવનગર નરેશ ઈત્યાદિ જૈન શુભેચ્છક મહાત્માઓના સમગ્ર પ્રતિબિમ્બનું એક આલ્બમ ( Album ) મોટે ખર્ચે ભાઇ પુરૂષોત્તમ તરફથી તૈયાર કરવામાં આવ્યું ઉપરના મહાત્માઓ ઉપરાંત નામદાર ભાવનગરના બે દિવાન સાહેબ અને સંભવિત ગૃહસ્થો તથા સુંદર અને ભવ્ય ભાવનગર શહેરમાં જાણવા જેવા લાયેક મકાનના પ્રતિબિમ્બોને એકત્ર કરી પ્રસિદ્ધિમાં મૂકવાનું કઠણ સાહસ ઉઠાવી તે દ્વારા પોતાની કાર્યકૃતિનું ઓલખાણ કરાવેલું હતું. આ ઉપરાંત "કોન્ફરન્સનો ભોમિયો" એ નામના કોન્ફરન્સના ચાર વર્ષ જેટલા દીર્ઘ કાળનો કાર્યક્રમ અને તેમાં ભાવનગરની ટુંક હકીકત દાખલ કરી ભેટ તરીકે આપવાનું મોટું માન ભાઇ પુરૂષોત્તમે મેળવેલ હતું. આટલા મહાન કાર્યારમ્ભની

પ્રવૃત્તિ છતા પાક્ષિક પત્ર જૈનશુભેચ્છક જેનુ વાર્ષિક મૂલ્ય માત્ર રૂા ૧-૪-૦ રાખેલુ તે પણ નિયમિત રિત્યા ચાલુ રિયતિમા કિંચિત્ વિઘ્ન આવ્યું ન હતું

આ શિવાય જણાવવાને અત્યત હર્ષ થાય છે કે ભાઈ પુરૂષોત્તમ તરફથી મહારાજ નદકુમાર, કુસુમ કુમારી-શૂરવીર શિવાજીના લોકપ્રિય ઉપરાંત જૈનધર્મને પુષ્ટ કરતા અન્ય ન્હાના મોટા ૪૦ ગ્રન્થો જેટલો મોટો ભાગ પ્રસિદ્ધ કરી જૈન સમાજની ઘણી ઉચી અને ચિરસ્થ સ્મરણીય સેવા બજાવવા માટે ભાઇ પુરૂષોત્તમે દ્રવ્ય ભોગ અને સારિરિક ભોગ અર્પવા પાછળ બિલકુલ લક્ષ કર્યું નથી

આટલુજ નહીં પણ હજુ ભાઇશ્રીની પ્રવૃત્તિ તેવા લોક પ્રિય કાર્ય તરફથી પાછી હઠતીજ નથી તેના દાખલા તરીક લવગલત્તા-મયંક-મોહિની,; જ્યા, નેપાલનુ પુરાવૃત યોગવસિષ્ઠ છ પ્રકરણ સાથે, ઈત્યાદિ તૈયાર ગ્રન્થો અવશેષ રહેલા છે તે વખતના વ્યય સાથે જૈન સમાજના ચરણ કમલની ભેટ લેવા ભાગ્યશાળી થશે

આ પુસ્તકો પૈકી નદકુમાર નામક ગ્રન્થ એટલો બધો લોકપ્રિય થયેલો છે કે જેની અત્યારે દ્વિતીયાવૃત્તિ જન્મ પામવાતત્પર થઇ રહેલી છે, જૈન ધર્મના નેતા પ્રવૃતકો અને ધર્મ ગુરૂઓના સદચારિત્રો એકત્ર કરી લખાવવાનું કામ ચાલુ છે જેને પણ યોગ્ય સમયે પ્રકાશિત કરવાનો લાભ મેળવવા ભાઈ પુરૂષોત્તમની તિવ્ર ઇચ્છા જણાઇ શકી છે

આટલા ઉપરથી સહેજ સમજાઇ શકે કે ભાઈ પુરૂષોત્તમની જેમ સાહિત્ય તરફ પુરી લાગણી તેમજ ધર્મ તરફ પણ તેથી અધિક સદવૃત્તિ સહંતર તેવીજ પવિત્ર ચીજ પ્રવાહિની જોવામા આવે છે ભિન્ન ભિન્ન પ્રકારના પુસ્તકોને એજ વાળામા લાવી જૈન સમાજની દ્રષ્ટિ સન્મુખ મૂકી તેનું જ્ઞાન બ્હેનેને આપવા તથા પોતાની દીનદિન અધિક વૃદ્ધિ થવાની ભાઈ પુરૂષોત્તમની અભિલાષા કેટલેક દરજ્જે ફલિભૂત થવા ઉપરાત તેઓ આવી સદવૃત્તિથી નદપ્રવૃત્ત સેવતા રહે અને ઈશ્વર એમા પૂર્ણ પ્રીતિથી મદદ કરે એવુ ઇચ્છીયે છીએ

ઉપસહાર કરતા મને લખવા જરૂર જણાય છે કે ભાઈ પુરૂષોત્તમનું આ ચારિત્ર લખવાની પ્રવૃત્તિ કરવાનુ શુ પ્રયોજન હશે? એમ કોઈ વાચકના મનમા સદેહ ઉત્પન્ન થવા સભવ છે અને તેનુ કારણ એવું છે કે આપણા આ આર્યાવર્તમાં આવા પ્રકારની પ્રવૃત્તિ ગુણગ્રાહી થતી જોવામાં આવેલી નથી બીજાં ઘણાં પ્રકારનાં પુસ્તકો-ઇતિહાસો અને વિવિધ પ્રકારના ગ્રન્થો લખાયા જોવામાં આવે છે

એટલુંજ નહીં પણ મન કલ્પિત-કપોલ કલ્પિત ગ્રન્થો ભરી આડીઅવળી સત્યાસ,ય વાર્તાઓના મોટાં મોટાં પુસ્તકોને જાહેરમાં મુકી તેવી પ્રવૃત્તિથી સંતોષ મનાય છે કિંતુ મહાત્માઓનું અનુકરણિય જીવન કાળમાં તેઓએ કેવા પ્રકારની સદ્દપ્રવૃત્તિ સેવી છે. કેવા પ્રકારના જનસમાજને પોતાના આ ક્ષણભંગુર શરીરથી લાભ આપેલા છે કેવા પ્રકારના સાહિત્યોમાં પોતાના જીવનથી અધિક વધારાઓ કરી દીધો છે. તથા તેવા દ્દ઼ટે જાતનાં મનનિય-દર્શનિય-અને વર્ત્તનમાં મૂકવા યોગ્ય કામોં બનતેલાં છે તેની સંકલના કરી તેનું જ્ઞાન જન સમાજને આપવા કોઇ તરફથી અર્થાત્ પુર્વથીજ કાંઇ શ્રમ ઉઠાવેલો નથી, તેથી આવા કદાચ કોઇ સ્વલ્પ વૃત્તાંતનું દર્શન થાય તો સહજ આશ્ચર્યચકિત થવાય છે.

ભાઇ પુરૂષોત્તમના સમગ્ર જીવનવૃત્તનું અવલોકન આપણને જ્ઞાન અને ગમ્મત સાથે શિક્ષણ આપે છે કે મનુષ્ય માત્રમાં સંકષ્ટ સમયે કેવા પ્રકારના ધૈર્યની અગત્ય છે દુઃખ દાવાનળમાં કેવા પ્રકારની શાંતિની જરૂર છે અને આપત્તિ-વિપત્તિકાળે મનને કેટલી દ્દઢતાની અપેક્ષા છે, તે ભાઇ પુરૂષોત્તમનુંજીવન વૃત્ત આપણને બરાબર અનુકરણ કરવા પ્રબોધે છે.

લૂંટારાઓના પ્રસંગ-અગ્નિ પ્રલયનો સમય-મરકીની સ્થિતિ આદિ તેમજ તેવા પ્રકારના અનેક દુઃખદ પ્રસંગોને નિર્વિઘ્ને પાર ઉતર્યા છતાં તેજ કાર્યમા સતત્ મંડયા રહેવાનું તેઓનું અસાધારણ ધૈર્યબળ મિત્રો તરફના સ્નેહભાવનું સ્મરણ અને ભિન્ન ભિન્ન પ્રકારનાં પુસ્તકો બનાવી જનસમાજની સેવામાં ભેટ કરવાની તેઓની પ્રવૃત્તિ અલબત, સંપૂર્ણ સ્તુતિપાત્ર જોવામા આવે છે.

ઇત્યાદિ ઇત્યાદિ પ્રસંગો, નિઃસંશય અનુસરણિય ભાસે છે પછી તો પ્રેક્ષક જેવા પ્રકારની દ્રષ્ટિથી જુવે તેવા પ્રકારનો ભાવદ્યોતન કરી શકે છે. એટલે આ સ્થાને હવે વધારે વિવેચન કરવાનું અનુચીત લાગતું નથી.

ભાઈ પુરૂષોત્તમ સાથેના મ્હારા સ્નેહ સંબંધનું સ્મરણિય બન્ધન કેવા પ્રકારનું છે. અને જેના વડે મને આટલી સેવા અર્થાત આ જીવનવૃત્ત લખવાની ઇચ્છા ઉદ્દભવી શકી છે. તેનું દિગ્દર્શન મારા વાચક બન્ધુઓને હવે પછી કરાવીશ કારણ કે, મારા અને તેઓ મિત્ર વચ્ચેના સ્નેહનો ચિતાર આપવાને આ સ્થાને અવકાશ નથી કારણ કે એ સંબંધી મારે થોડું કે ઘણું જે કંઈ કહેવાનું છે તે માટે હું જુદોજ પ્રસંગ લઇશ, પરન્તુ સમાસ કરતાં એટલી વિનંતી કરવા રજા લઉં છું કે આ પ્રવૃત્તિ કરવામાં હું કેટલે દરજ્જે ફળીભૂત થયો છું. તેની પરિક્ષા કરવાનું હું મારા આ ગ્રન્થના અવલોકન કરનારા સત્પુરૂષોને સોંપુંછું.

ભાઈ પુરૂષોત્તમના આ જીવન વૃત્તમાં કંઈ અતિશયોક્તિ કરવા અગર તેને સુધારી વધારી કરવા કિંવા તેમાં ન હોય તેવા ગુણદોષ આરોપણ કરવાના કામથી હું તદ્દન નિરાળો રહી શક્યો છું એમ હું માનું છું અને એ માન્યતા પણ મારી કેટલે દરજ્જે ખરી છે તે બાબતની પરિક્ષા તો ફક્ત ભાઈ પુરૂષોત્તમની નિત્યની પરિચર્યાના આવનાર અનુભવીજ જાણી શકશે એટલે તે બાબતે બીજું શું કહું ?

ભાઈ પુરૂષોત્તમના જીવન વૃત્તનો હવે પછીનો સમય જે શુભ કાર્યો અને અને પ્રજાના જે જે હિતાવહ માર્ગોમાં નિર્ગમન થશે તે તે પ્રસંગના સ્મરણ ચિન્હ તરીકે હવે પછીના પુનરૂદ્ધારમાં સંગૃહીત કરી તેના સ્વતંત્ર ગ્રંથના સ્વરૂપે જન મંડળની સેવામાં મૂકવામાં આવશે ઇતિ સર્વજના: સુખિનો ભવન્તુ

સંવત્ ૧૯૬૭ ના શ્રાવણ ઉત્તર પક્ષ
કૃષ્ણ જન્માષ્ટમી ગુરૂવાર

દયાશંકર રૂદ્રજી વ્યાવહારિક
માંગરોળ—કાઠિયાવાડ





# ટૉડ રાજસ્થાન.

## પ્રથમાધ્યાય.

### રાજસ્થાન—સૂર્ય વ ચંદ્રવંશ—પૌરાણિકવૃત્તાંત.



કુરૂક્ષેત્રના યુદ્ધમાં જે વીરમાન્ય આર્ય નૃપતિઓએ અનંત નિદ્રામાં શયન કરેલ છે તેના ભવિષ્યદ્વંશીય[1] સંતાન સંતતિઓ, સચરાચર " રાજપુત, રજપુત " નામે પરિચિત અને પ્રખ્યાત છે. રાજપુત્ર શબ્દનો અપભ્રષ્ટ[2] શબ્દ " રજપુત કે રાજપુત " છે. ભારતવર્ષનો જે વિશાળ પ્રદેશ, આ રજપુત જાતની નિવાસ ભૂમિ છે, તેનું વિશુદ્ધ નામ " રાજસ્થાન " છે. રજપુતરાજ્ય સમજાવવા માટે હાલ, અંગ્રેજોએ, " રાજપુતાના " શબ્દની સૃષ્ટિ[3] કરી છે, તે શબ્દ, " રાજપુત્રસ્થાન " એવા સંસ્કૃત શબ્દનો અપભ્રંશ છે.

જે સમયે, પ્રચંડ[4] મુસલમાન વીર શાહબુદ્દીને, ભારતવર્ષને, અધીનતાની શૃંખલાથી[5] બાંધ્યું તે સમયે રાજસ્થાનની સીમા ક્યાં સુધી વિસ્તૃત હતી તે એક પ્રકારના અનુમાનથી મુકરર થાય તેમ છે. ગંગા અને યમુનાનો અતિક્રમ[6] કરી રાજસ્થાનની સીમા, હિમાલય પર્વતના ચરણકમલને ચુંબન કરતી હતી.

---

૧ થનારા વંશજો ૨ અપભ્રંશવાળો ૩ રચના ૪ જોરાવર ૫ સાંકળથી ૬ ઓળાંગવું.

ભારતવિજેતા[1] શાહબુદ્દીનના અભ્યુત્થાનની[2] પૂર્વે રાજસ્થાનની ચતુર્સીમાની હદ ક્યાં સુધી હતી તે અનુમાનથી પણ સિદ્ધ થાય તેમ નથી. તોપણ મુસલમાન ઐતિહાસિક વિવરણ અને હીંદુ પૌરાણિક બીનાઓની સમાલોચનાથી[3] માલુમ પડે છે જે રાજસ્થાનની હદ, ઉત્તરે, શતદ્રુ નદીના દક્ષિણ પ્રદેશ જંગલમય મરૂદેશ સુધી, પૂર્વે બુંદેલખંડ સુધી, દક્ષિણે, વિંધ્ય મેરૂના અચળ પાષાણમય[4] પ્રાકારસુધી[5] અને પશ્ચિમે, સિંધુ નદીની સિકતામય[6] તીર ભૂમિ સુધી વિસ્તાર પામેલી હતી એ ચતુસ્સીમા બદ્ધ વિશાળ ભૂ ભાગમાં રાજપુત નામની વીરજાતિ વસતી હતી તેઓ, કોણ વંશમાંથી પેદા થયા, તે વિષયમાં યથાયોગ્ય સમાલોચના કરવાને આપણે પ્રવૃત્ત થઇએ છીએ.

સૂર્ય વ ચંદ્રવંશ જગત્‌માં બે ઘણા પ્રાચીન અને વિખ્યાત રાજવંશ ગણાય છે. સૂર્ય વ ચંદ્રવંશના પૂર્વે ભારતવર્ષમાં અને જગતના બીજા દેશમાં કોઇ રાજવંશ પ્રતિષ્ઠા પામ્યો છે કે નહિ તેનું કોઇ રીતનું વિવરણ જગતના ઈતિહાસમાં જોવામાં આવતું નથી ચીન, આસીરીયા અને મીસરના જે પ્રાચીન ત્રણ વંશનું વિવરણ મળી આવેલ છે, તે વિવરણથી માલુમ પડે છે જે તે ત્રણ પ્રાચીન રાજવંશ, ચંદ્ર વ સૂર્યવંશની પ્રતિષ્ઠા પછી ઘણા વર્ષો ઉપર પ્રતિષ્ઠિત થયેલ છે સંક્ષેપમાં, સૂર્ય વ ચંદ્રવંશ, દુનીયાના બીજા પ્રાચીન રાજવંશોમાં અત્યંત પ્રાચીન છે ભગવાન સૂર્યનો પુત્ર મનુ, સૂર્યવંશનો પ્રતિષ્ઠાતા કહેવાય છે અને ભગવાન ચંદ્રનો પુત્ર બુધ ચંદ્રવંશનો પ્રતિષ્ઠાતા કહેવાય છે. આ બે મહાપુરૂષે, બરાબર એકજ સમયે પોતપોતાનું વંશતરૂ[7] આ પુણ્યભૂમિ ભારતક્ષેત્રમાં રોપ્યું છે. વિશેષ વિવેચનાથી જોવામાં આવે તે બુધદેવ, ભગવાન મનુથી એક પુરૂષે પરવર્તી છે એમ મુકરર થાય છે, શાથી કે બુધદેવે, ભગવાન મનુથી એક પુરૂષે પરવર્તી પેદા થઇ તેની દુહિતા ઇલાનું પાણિગ્રહણ કરેલ છે. પુરાણમાં જે ભારતવર્ષીય[8] જુદા જુદા રાજવંશનું વિવરણ જોવામાં આવે છે તે રાજવંશ, આ મહાવંશ વૃક્ષની શાખા પ્રશાખા[9] છે

આર્યાવર્તની ભૂમિમાં, એ સૂર્ય વ ચંદ્રવંશીય નરપતિનો આદિ પુરૂષ, ક્યા સમયમાં ઉપનિવિષ્ટ[10] થયો, તેનું નિરૂપણ કરવું બીલકુલ દુસ્સાધ્ય[11] છે. પ્રસિદ્ધ પુરાણોમાં, તે વંશના વિવરણની સમાલોચનાથી એટલું તો માલુમ પડે છે જે સૂર્યવંશનો પ્રતિષ્ઠાતા ભગવાન મનુ, સાતમા મન્વંતરના સમયમાં પેદા થયેલ છે.

૧ જીતનાર ૨ ઉંચું-ઉઠવાનું ૩ જોવું-તપાસવું ૪ પથ્થરના ૫ કીલ્લો ૬ રેતીના ભરપૂર ૭ પેઢીનામું ૮ હિંદુસ્તાન સબંધી-હિંદુસ્તાનના ૯ શાખાપ્રશાખામાંથી ડાળ. ૧૦ વસેલો ૧૧ મુશ્કેલ.

એ કાળાંત[1] મન્વંતરના* સમયના વિવરણને[2] લઇ ઘણુ કરીને જગતના સઘળા આદિ સૃષ્ટિ ગ્રંથો લખાયા છે, શાથી કે સઘળા ગ્રંથોમા તે વિવરણ સંબધે એકજ જાતનુ લખાણુ જોવામા આવે છે

પુરાણમા લખેલ છે જે તે સપ્તમ મન્વંતરના આદ્યકાળે,[3] ભગવાન મનુ એક દીવસ કૃતમાળા+ નદીમા તર્પણ કરતો હતો, તે સમયે, એક નાનુ માછલુ નદી જળની સાથે, તેની અંજળિમા આવ્યુ તેને જોઇ, મનુએ, તેને નદીમા નાખી દેવાનો ઉપક્રમ કર્યો, પણ તે માછલાએ નિવારણ કરી, તેને કહ્યુ, નરોત્તમ ! મને જલમા નાખી નહિ ! હાલ મને કુંભીર[4] વીગેરે મોટા જલજંતુથી મને અનિષ્ટની આશંકા છે, માટે મને કોઇ બીજા સ્થળે રાખ ! માછલાનુ વચન સાભળી મનુએ તેને એક કળશામા રાખ્યુ માછલુ થોડા સમયમા મોટી કાયા વાળુ થયુ તેણે પોતાના રક્ષણ માટે હવે મોટુ પાત્ર માગ્યુ ત્યારે મનુએ, તેને સરોવરમા રાખ્યુ સરોવરમા નાખ્યુ કે તુરત, તે મોટી કાયાથી વધવા લાગ્યુ ત્યારપછી, મનુએ, તેને સાગરમા નાખ્યુ સાગરમા તે એકદમ લાખ યોજન જેટલુ લાબુ થયુ ત્યારે, મનુ અત્યત વિસ્મય પામી, ભક્તિપૂર્વક વચને બોલ્યો ' હે ભગવન્ ! તમે કોણ છો ! શામાટે તમે વૃથા માયાવડે મને છેતરોછો, માછલાએ ઉતર આપ્યો આજના દીવસથી સાતમે દીવસ, સાગર, ઉદ્વેલ[5] થઇ સઘળા જગતને બોળી દેશે તુ તે અવસરે, પ્રત્યેક જીવજન્તુ વૃક્ષલતા વીગેરેના બીજ લઇ સપ્તર્ષિ સાથે નૌકામા ચઢી જજે ત્યારપછી હુ ત્યા આવીશ તેનુ નાકુ મારા શીંગડા સાથે બાધજે તેમ થયાથી તમો સહુનુ રક્ષણ થાશે ×

---

૧ કાળના છેવટના ભાગનો મન્વંતર ૨ વર્ણન ૩ પહેલાના ભાગ ૪ મોટા માછલાની એક જાતનુ મોટુ માછલુ ૫ તરંગોમાથી ઉછળી કીનારા બહાર થએલો

* જેટલા દીવસ એક મનુ જગપાલન કરે તેનુ નામ મન્વન્તર

मन्वंतर मनोः कालो यावत् पालयेत प्रजा
एको मनुःसकालस्तु मन्वंतर मितिश्रुतंः ॥
कालिकापुराण २१ अध्याय

+ મલયગિરિમાથી જે નદીઓ નીકળી છે તેમાથી કૃતમાળા એક નદી છે

कृतमाळा ताम्र पर्णी पुषा जात्युत्पलावती
मलयाद्रि संभूतानद्यः शीतजलान्विताः
मार्कंडेयपुराण

× मनुर्वैवस्वतस्तेपे वैभुक्तिमुक्तये । एकदा कृतमालाया कुर्वतो जलतर्पणं ॥
तस्याजलयुदके मत्स्यः स्वल्पएकोभ्यपद्यता । क्षेप्तुकामंजलेप्राह नमाक्षिपनरोत्तम ॥
अग्निपुराणं.

ભવિષ્ય પુરાણની સમાલોચના કરવાથી માલુમ પડે છે જે વૈવસ્વત મનુ સુમેરૂ પર્વતમાં રાજ્ય કરતો હતો. તેના વંશધર કુકુત્સ્થે, અયોધ્યાનગરમાં આધિપત્ય સ્થાપ્યું તે પ્રદેશ થકી તેના સંતાનો જગતના બીજા સઘળા દેશમાં વંશ વિસ્તારવા લાગ્યા

એ પવિત્ર સુમેરૂ* સબંધે, જુદા જુદા દેશના ધર્મગ્રંથમાં વિચિત્ર વિવરણ કરેલ દેખાય છે ભિન્ન ધર્માવલંબીઓએ અને ભિન્ન સંપ્રદાય ભુક્ત રૂપાન્તકોએ, પોતપોતાની રૂચિના અનુસારે તેને ભિન્ન ભિન્ન રૂપે વર્ણવી, પોતપોતાના ઉપાસ્ય દેવનું નિવાસસ્થળ ગણેલ છે બ્રાહ્મણોએ આદીશ્વર મહાદેવનું સુમેરૂને સ્થળ ગણેલ છે, જૈનોએ જૈનાધિપ આદિનાથનું નિવાસ સ્થળ ગણ્યું છે ગ્રીકલોકોએ બેકસનું રહેઠાણ ગણેલ છે, તેમાં વિશેષ સાવધાનતાથી એ સઘળા ભિન્ન ભિન્ન વિવરણ પરીક્ષા કરી જોયાથી સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે દરેક પુરાતન પ્રજાએ પોતપોતાની રૂચિના અનુસારે સુમેરૂનું વર્ણન કરેલ છે જ્યારે ગ્રીક અને હીંદુ એક પરિવારના ભ્રાતૃભાવે એક સ્થળે રહેતા ત્યારેજ નિશ્ચય થાય છે જે આદીશ્વર, આદિનાથ, બાગીશ, વાધેસ, બેકસ મનુ મનુષ્ય અનેનું તે એક માત્ર માનવપિતાના ભિન્ન ભિન્ન નામ છે તે માનવપિતા મનુ છે એમ એ જગતના ઇતિહાસ તેની સુસ્પષ્ટ સાક્ષી આપે છે

તે દેવ નિવાસ પવિત્ર સુમેરૂ પર્વતનો ત્યાગ કરી દેવ સ્વરૂપે વૈવસ્વત મનુએ સિંધુ અને ગંગાના પાણીથી પવિત્ર થએલ આર્યાવર્તમાં આવી, પોતાનું વિશાળ વંશવૃક્ષ રોપ્યું, તે વંશવૃક્ષ, અસંખ્ય શાખા પ્રશાખામાં વિસ્તાર પામી ભારત વર્ષના જુદા જુદા સ્થળે ફેલાવ કરવા લાગ્યું

* સુમેરૂ સબંધ પુરાણમાં જુદા જુદા પ્રકારની વિચિત્ર વર્ણના છે તે ઇંદ્ર વગેરે દેવનું વાસ સ્થળ, શિખર વગેરેનું લીલા સ્થળ છે

तत्रदेवगणाः सर्वे गंधर्वोरगराक्षसाः शैलराजे प्रमोदंते सर्वारता अप्सरसस्तथा

मत्स्यपुराण.



# द्वितीय अध्याय.

## સૂર્ય વ ચંદ્રવંશના નરપતિઓની વશાવળી અને તેઓના પરસ્પર સમસમયનું નિરૂપણ.



અમરાવતી સરખી અયોધ્યા, જે સઘળા મહિમાવાળા આર્યનૃપતિના શાસને અધીન હતી. અને જે આર્ય નરપતિના વંશમાં ભુવન વિદિત રામચદ્ર પેદા થયેલ છે તે આર્ય નરપતિનું મહનીય[1] ચરિત કવિકુળગુરૂ વાલ્મીકે એ ગાથાબદ્ધ[2] કર્યું છે. તેની ચમત્કારભરેલી વર્ણનાના પ્રભાવે, આજપણ ને અમલપૂજ્ય[3] નરપતિની લીલા સહજે જણાઈ આવે છે. તે રાજાઓની કીર્તિ, તે ગ્રંથના કર્તાથી હાલ મશહુર છે. મહર્ષિ વાલમીકિની રામાયણની રચના પછી અનેક સમયે કવિ કુલતિલક મહર્ષિ કૃષ્ણ દ્વૈપાયન વ્યાસે, સૂર્યવંશીય નરપતિઓનું ધારાવાહિક સંક્ષિપ્ત વર્ણન, પોતાના અપૂર્વ ગ્રંથ મહાભારતમા દર્શાવેલ છે. તેણે વાલમીકિ પ્રણીત રામાયણની છાયા લઇ મહાભારતની રચના કરેલી છે.

વાલ્મીકિ અને કૃષ્ણ દ્વૈપાયન વ્યાસે રચેલ, મહાગ્રંથ રામાયણ અને મહાભારતમાં જે સૂર્યવંશીય નરપતિની વંશતાલિકા આપી છે તે બન્ને ગ્રંથની વંશતાલિકા તપાસીએ તો તેમાં પરસ્પર અનૈકય[4] અને ભેદ માલુમ પડેછે. તે અનૈકય અને ભેદ સામાન્ય નથી એટલે કે તે બન્નેની મધ્યે ૨૧ પુરૂષનો અંતર જોવામાં આવે છે. સૂર્યવંશનો આદિ પુરૂષ વૈવસ્વત મનુ છે. તે મનુથી તે રામચંદ્ર પર્યંત ૩૬ નરપતિઓ રામાયણમાં અને ૫૭ નરપતિઓ વ્યાસકૃત મહાભારતમાં વર્ણવેલ છે. આ બન્ને મહા કવિઓએ વર્ણવેલ રાજાની વંશાવળીમાં એટલોબધો અસાધારણ ફેર કેમ આવે છે તે સમજાઇ શકાતું નથી. આ સ્થળે પ્રશ્ન ઉઠેછે જે જેઓ અસીમ[5] વિદ્યાબળે ત્રિકાળજ્ઞ ગણાતા હતા, સમસ્ત માનવનું ચરિત્ત જેના નખ દર્પણમાં પ્રતિફલિત હતું તેઓ શું ભ્રમમાં પડ્યા છે! અથવા પોતાના ભવિષ્યવંશને ઠગવાના અભિપ્રાયે સ્વેચ્છારૂપ એવું કૌશળ પકડેલ છે? ના, તેમતો કદી હોય નહિ. તેઓ મહાપુરૂષના તેઓ ભગવ-તુલ્ય હતા. તેઓના પવિત્ર હૃદ-

૧ પૂજવાલાયક ૨ કવિતામા ૩ દેવોથી પૂજવાલાયક ૪ એકપણું નહીં એકપણાનો અભાવ ૫ બેહદ.

થમાં એવી પાપકલુષિત[1] કુપ્રવૃત્તિ અને એવો અસામાન્ય ભ્રમ પ્રમાદ હોય નહિ. તેઓ જે લિપિબદ્ધ કરી ગયા છે તે સંપૂર્ણ વિશુદ્ધ ભ્રમરહિત અને પ્રમાદ વર્જીત છે. મૂળ ગ્રંથના અભાવે, તેઓના પછીના લિપિકારોએ, એવું વૈષમ્ય[2] અને અનૈક્ય કરી દીધું હોય એમ લાગે છે. જે હોય તે ખરૂં પણ જે કારણથી આવી રીતે અસામાન્ય ફેર આવે છે તે કારણ જોવાનું આપણા સાધ્યમાં નથી. હવે તેની સહજાત વિદેહવંશની શાખામાંથે તેની તુલના કરી જોઇએ, તેથી કરીને થોડોઘણો ફેરફાર નીકળી જશે ખરો. એ બન્ને એકત્ર જાત કુળ શાખાના સમન્વયના[3] સાધનમાં યોગ કરી આપણે સૂર્યવંશીય અને ચંદ્રવંશીય નરપતિના ચરિતની સમાલોચનામાં પ્રવૃત્ત થાશું.

જેને આપણે વિદેહવંશ કહીએ છીએ તે સૂર્યવંશની એક શાખા છે. મહારાજ નિમિ તેનો ગોત્રપતિ છે, મહારાજ વૈવસ્વત મનુના જ્યેષ્ઠપુત્ર મહારાજ ઇક્ષ્વાકુનો નિમિ બીજો પુત્ર એમ કહેવાય છે. જે મહારાજ ઇક્ષ્વાકુને એકસો પુત્ર હતા. તેમાંથી જ્યેષ્ઠપુત્ર વિકુક્ષિ પિતૃરાજ્ય ઉપર અભિષિક્ત[4] થયો હતો. નિમિ અને દંડકને અન્ય પ્રદેશના રાજ્ય મળેલા હતા. બાકીના બીજા પુત્રોએ સ્વેચ્છાક્રમે પોતપોતાના પસંદ કરેલા પ્રદેશમાં એક એક રાજધાની સ્થાપના કરી.

ઉપર કહેલો નિમિ, વિદેહવંશનો પહેલો રાજા અને પ્રતિષ્ઠાતા. તેનાજ કુળમાં સતી પ્રધાન સીતા જન્મ પામી છે. નિમિનો પુત્ર મિથિ હતો, તેણે મિથિલાની પ્રતિષ્ઠા કરી. વાલ્મિકિ રામાયણમાં વર્ણવેલ છે જે નિમિથી તે જનક વ કુશધ્વજ પર્યંતન એકંદર ૨૩ રાજા મિથિલાના સીંહાસને બેઠા હતા. સાધ્વી જાનકી તે જનકની પુત્રી. જનકનું નામ શીરધ્વજ હતું. જનકના બીજા ભાઇનું નામ કુશધ્વજ હતું. ભગવાન રામચંદ્રે જાનકીનું પાણિગ્રહણ કર્યું છે તેટલે રાજર્ષિ જનક અને મહારાજ દશરથ પરસ્પર સમસામયિક[5] થયા, પણ શુદ્ધ વાલ્મીકિની આપેલી તાલિકાના[6] અનુસારે, એ બે વંશ શાખાની મેળવણી કરવા બેશીએ તો બન્નેની વચમાં અગીઆર પુરૂષનું અંતર આવેછે. નિમિ થકી જનક અને કુશધ્વજ ચોવીશ પુરૂષ નીચે છે. નિમિ, મહારાજ ઇક્ષ્વાકુનો એક પુત્ર છે. એટલે જનક અને કુશધ્વજ અયોધ્યાપતિ ઇક્ષ્વાકુના થકી ચોવીશ પુરૂષ નીચેછે. મહારાજ દશરથ, જનક અને કુશધ્વજનો સમસામયિક હોઇ ઇક્ષ્વાકુ થકી ચોત્રીશ પુરૂષ પરવર્તી છે. વિદેહ કુળ કરતા રઘુકુળમાં દશ પુરૂષનું અધિક્ય[7] થઇ જાયછે.

વાલે, આપેલ વંશતાલિકાની[8] સાથે જો તુલના કરવામાં આવે તો રઘુકુળમાં અગીઆર પુરૂષનું આધિક્ય માલુમ પડે છે ત્યારે દશરથ અને શીરધ્વજ જનકનું સમસામયિકપણું[9] શીરીતે થઇ શકે ?

---

૧ પાપથી મલીન. ૨ વિસમપણું. ૩ મળતાપણા ૪ બીરાજીત ૫ સમાન ૬ વંશાવળી ૭ વિશેષતા ૮ વંશાવળી ૯ એક વખતપણું.

સૂર્યવશને છોડી હવે ચંદ્રવંશની સમાલોચના કરીએ તે કર્યા પછી બન્ને વશના સમસામયિક નૃપતિઓના ચરિતનુ અનુશીલન કરશુ. ચદ્રવંશનુ અને સૂર્યવંશનુ બીજ એકીસાથે રોપાણુ હતુ, પણ બન્નેનુ પુષ્ટિસાધન એક સંગે થયુ નહિ. ચંદ્રવશ ધીરે સુદૃઢભાવે પરિપુષ્ટ થયો, ધીરે ધીરે વધી ક્રમે ક્રમે તેણે બેહદ જોર મેળવ્યુ, એક સમયે, અર્ધ એશીયાખડ તે બલના પ્રભાવે, તેને સહાય કરવા, કઠોર કાર્યક્ષેત્રમા ઉતર્યો હતો પણ સૂર્યવશની તેવી ગતિ નહોતી. તેનુ તેજ એકદમ પ્રખર થઇ ઉઠયુ હતુ. એકવાર પ્રચડ ભરત મહાસાગરની વક્ષે વિહાર કરતો લકાદ્વીપ, તેના દિગ્વિદાહી તેજમા ભસ્મ થઇ ગયો હતો. ચંદ્રવશી સૂર્યવંશ કરતા વધારે વિસ્તારવાળો થયો.

ચદ્રનો પુત્ર ભગવાન બુધ ચદ્રવશનો પ્રતિષ્ઠાતા[1] હતો. બુધે, વૈવસ્વત મનુની દીકરી ઇલાનુ પાણિગ્રહણ કર્યું હતું. ઇલાના ગર્ભે રાજર્ષિ પુરૂરવા ઉત્પન્ન થયો. પુરૂરવાથી નીચે ચારમા પુરૂષે, મહારાજ યયાતિ પેદા થયો. યયાતિની બે પત્નિ હતી. શુક્રાચાર્યની પુત્રી દેવયાની અને દાનવરાજ વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠા. યયાતિ થકી શર્મિષ્ઠાના ગર્ભે યદુ અને તુર્વસુ નામના બે પુત્ર પેદા થયા અને શર્મિષ્ઠાના ગર્ભે દ્રુહ્ય, અનુ, અને પુરૂ એવા ત્રણ પુત્ર પેદા થયા. તેના એ પાચ પુત્રમાથી, યદુ અનુ અને પુરૂથી સોમવશનો સારો વિસ્તાર થયો વળી તેઓથી સોમવશને મારૂ પોષણ મળ્યુ યદુના કુળમા ભુવન વિજયીવીર કાર્તવીર્યાર્જુન, હૈહય તાળન્ધ, અને ભગવાન શ્રીકૃષ્ણે જન્મ લીધો હતો અનુના કુળમા અંગરાજ, રોમપાદ અને વીરકર્ણનો પાલક પિતા અધિરથી સૂત વીગેરે પેદા થયા. અને પુરૂના કુળમા ભુવનવિદિત પાડવ, કૌરવ, અને લોક લલામભૂત[2] દ્રૌપદીનો જન્મ થયેલ છે

એ કુરૂકુળમા ધાર્તરાષ્ટ્રનો એક સહયોગી મગધરાજ જરાસધ જન્મ્યો. તે શ્રીકૃષ્ણનો પ્રચડ[3] શત્રુ હતો, તેના ભયથી શ્રીકૃષ્ણને સદા સતર્ક અને સાવધાન રહેવુ પડતું હતું. મધ્યમ પાડવ ભીમસેન થકી, જરાસંધ હણાયો હતો હવે જોવાનું યુક્ત છે. એ મઘલા રાજાઓમા પરસ્પર કોણ સમસામયિક છે તેઓના સમસામયિકપણા વિશે સમાલોચન કરી આપણે એ ચદ્રવશની સાથે સૂર્યવશનું સમન્વય સાધન કરશુ

ચદ્રવશના સઘળા રાજાઓ, ભગવાન બુધના વશધર છે બુધ સોમદેવનો પુત્ર છે. તેણે વૈવસ્વત મનુની પુત્રી ઇલાનુ પાણિગ્રહણ કર્યું ઉપર જે જે ચદ્રવંશીય રાજાઓના નામ આપ્યા છે તેમાથી રોમપાદ, કાર્તવીર્યાર્જુન, હૈહય અને તાલન્ધ વિના સઘળા રાજાઓ સમસામયિક છે, એટલે કે પાડવ, ધાર્તરાષ્ટ્ર, શ્રીકૃષ્ણ,

૧ સ્થાપક ૨ વંદનીય તીલકરૂપ ૩ કટ્ટો.

કર્ણ, જરાસંધ અને દ્રૌપદી સમકાલીન[1] છે. તે સઘળાં એકજ સમયે હતા, તે સહુ કોઇના જાણવામા છે. પણ આશ્ચર્યનો વિષય છે જે તેઓ અનેકના વચમાં આઠ દશ પુરૂષનું અંતર જોવામા આવેછે બુધથકી ગણનામાં યુધિષ્ઠિર અને દુર્યોધન ૪૮ પુરૂષે, કર્ણ ૩૮ પુરૂષે, શ્રીકૃષ્ણ ૫૭ પુરૂષે, જરાસંધ ૪૮ પુરૂષે અને દ્રૌપદી ૪૮ પુરૂષે પેદા થઇ છે.

પુરાણના પ્રાચીન ચંદ્રવંશના અને સૂર્યવંશના રાજાઓનું સમકાલીનપણું પ્રતિપાદિત થયું. હવે તેઓના ચરિતનું સમાલોચન કરવાનું યોગ્ય છે. અનુમાનની મદદ વિના તેઓના ચરિત વિષરણ વીગેરેના સત્યાસત્યમાં મુકરર કરવાનું બીજું કાંઇ સાધન નથી.

૧ હરિવંશમા જોવામા આવે છે જે સૂર્યવંશીય કકુત્સ્થ નીગો નામની કન્યાસાથે, ચંદ્રવંશીય નહૂષના પહેલા પૂત્રયતિનું પાણિગ્રહણ થયું. એટલે નહુષ અને કકુત્સ્થ સમકાલીન રાજા, ઉપર પ્રતિપાદિત થયું છે. ઇક્ષ્વાકુ અને બુધ સમકાલીનરાજા-શાથીકે બુધે ઇક્ષ્વાકુની બેન ઇલાનું પાણિગ્રહણ કરેલ છે. પણ બુધથી નહુષ ચોથો પુરૂષ અને ઇક્ષ્વાકુથકી ત્રીજો પુરૂષ છે. કેવળ એક પુરૂષનું અંતર છે.

૨ સૂર્યવંશીય યુવનાશ્વની પુત્રી કાવેરીનાસાથે, ચંદ્રવંશીય જન્હુનો વીવાહ થયો. યુવનાશ્વ પ્રસિદ્ધ માન્ધાતાનો પિતા અને ધુંધુમારનો પુત્ર છે. ઇક્ષ્વાકુથકી યુવનાશ્વ નવમો પુરૂષ અને બુધના ત્રીજા પૌત્ર અમાવસુ થકી જન્હુ છઠ્ઠો પુરૂષ એટલે બુધથી ગણનામા તે આઠમો પુરૂષ એ સ્થળે બન્ને વંશમાં માત્ર એકજ પુરૂષનો અંતર છે

૩ સૂર્યવંશીય યુવનાશ્વનીસાથે ચંદ્રવંશીય મતિનારની પુત્રીનો વિવાહ થયો. યુવનાશ્વ પ્રસિદ્ધ માન્ધાતાનો પિતા અને ધુંધુમારનો પુત્ર થાય. ઇક્ષ્વાકુથી ધુંધુમાર આઠમો પુરૂષ અને બુધથકી મતિનાર અઢારમો પુરૂષ છે. થોડામાં ઓછું દશ પુરૂષનું અંતર વ્યાસે આપેલ સૂર્યવંશની તાલિકામા માન્ધાતાની પૂર્વે બે યુવનાશ્વરાજા પેદા થયા છે એમ જોવામા આવે છે. એક યુવનાશ્વ, માન્ધાતાનો પિતા, જે ઇક્ષ્વાકુથી અઢારમો પુરૂષ, બીજો યુવનાશ્વ, ઇક્ષ્વાકુથી નવમો પુરૂષ છે. આ સ્થળે વ્યાસે આપેલ તાલિકાનું અવલંબન કરવાથી કેટલુંક સામન્જસ્ય[2] થાય છે.

૪ સૂર્યવંશીય માન્ધાતાએ ચંદ્રવંશીય શશબિંદુની કન્યાસાથે વિવાહ કર્યો. માન્ધાતા, યુવનાશ્વનો પુત્ર થય. એટલે યુવનાશ્વ અને શશબિંદુ પરસ્પર સમસામયિક. પણ અનુશીલન[3] કરી જોવામાં આવે તો તે બન્નેની મધ્યે ચાર પુરૂષનું

1 એક સમયમા 2 મેળમેળના 3 વાચાર

અંતર માલુમ પડેછે. શશબિંદુ, મહારાજ યયાતિના પહેલા પુત્ર પુત્ર ક્રોષ્ટુનાવંશમાં જન્મ્યો. ક્રોષ્ટુ, ભગવાન બુધથકી સાતમો પુરૂષ છે. શશબિંદુ ક્રોષ્ટુથકી છઠ્ઠો પુરૂષ છે એટલે બુધથકી શશબિંદુ બારમો પુરૂષ છે. ઉપર બતાવી આપ્યું જે માન્ધાતાનો પિતા, યુવનાશ્વ, ઇક્ષ્વાકુથી નવમો પુરૂષ છે તે બન્નેકુળમાં ત્રણ ચાર પુરૂષનું અંતર છે. વ્યાસકૃત રવિકુળની તાલિકાનું અવલંબન કરી વિચાર કરવામાં આવે તો વધારે વિપરીત થઇ જાયછે. સૂર્યવંશમાં ત્રણ ચાર પુરૂષ ન્યૂન થાય છે એમ નહિ પણ છ સાત પુરૂષ વધે છે.

૫ પૌગણિક વિવર્ણનના અનુસારે હરિશ્ચંદ્ર, વિશ્વામિત્ર, પરશુરામ, કાર્તવીર્યાર્જુન અને રામચંદ્ર, પરસ્પર સમકાલીન થઇ શકેછે. શાથી કે હરિશ્ચંદ્ર, વિશ્વામિત્રનો સમસામયિક, વિશ્વામિત્ર રામચંદ્રનો સમસામયિક, પરશુરામ, રામચંદ્ર અને કાર્તવીર્યાર્જુનનો સમસામયિક એટલે કે પરશુરામ અને રામચંદ્રનો સમકાલિન વિશ્વામિત્ર, જેથી હરિશ્ચંદ્ર પણ પરશુરામ અને રામચંદ્રનો સમકાલિક થાય છે.

એટલે નિશ્ચિત થયું જે હરિશ્ચંદ્ર, વિશ્વામિત્ર, પરશુરામ, કાર્તવીર્યાર્જુન અને રામચંદ્ર એકકાળના માણસ હતા. પણ તે સંપુર્ણ અસંભવિત છે. પુરાણ તૈત્વસ ! વિચારી જો ! પૌરાણિક આર્યરાજાની વંશતાલિકા કેટલી જટિલછે.*

૬ સૂર્યવંશીય મહારાજ દશરથ અને ચંદ્રવંશાધિપ[1] અંગરાજ, રોમપાદ, બન્ને પરમમિત્ર હતા એટલે કે તેઓ એક સમયના રાજા હતા. રામાયણમાં વર્ણવેલ છે જે મહારાજ દશરથે, પુત્રેષ્ટિયાગ[2] કરવાના અભિપ્રાયે, અંગનાથ રોમપાદ પાસેથી ઋષ્ય શૃંગઋષિને આણ્યો હતો× એટલે કે રોમપાદ અને દશરથ

* હીંદુશાસ્ત્રમા પરશુરામને ચિરંજીવી ગણેલ છે. તેનું ચિરંજીવિત્વ સપ્રમાણ કરના પુરાણકારોએ મોટી હુશીયારી વાપરી છે. વળી રાજર્ષિ વિશ્વામિત્ર, યોગબળે દીર્ઘજીવી હતો.

૧ ચંદ્રવંશના રાજા ૨ પુત્રની ઇચ્છાવાળો યોગ; તપ.

× सुमंत्रस्य वचः श्रुत्वा हृष्टो दशरथो ऽ भवत् ।
अनुमान्य वशिष्ठं च सूतवाक्यं निशाम्य च ॥ १३
सांत पुरः सहामान्य प्रययौ यत्र सद्विजः ।
वनानि सरित स्चैवं व्यतिक्रम्य शनैः शनैः ॥ १४
अभिचक्राम तं देशं यत्र वै मुनिपुंगवः ।
आमाद्यतमं द्विजश्रेष्ठं रोमपाद समीपगं ॥ १५
ऋपि पुत्रं ददर्शैथ दीप्यमानमिवानलं ।
ततो राजा यथा न्यायं पूजां चक्रे विशेषतः ॥ १६
सखि त्वात्तस्य वैरासः प्रवृष्टे नांतरान्मना ।
रोमपादेन चाख्यातमृषिपुत्रायधीमपं. ॥ १७
रामायण बालकांड ११ सर्ग

સમસામયિક-પણુ તે બન્નેના અંતરમાં અનેક પુરૂષનો અંતર છે. રામાયણના મતમાં મહારાજ દશરથ, ઇક્ષ્વાકુથી ચોત્રીશમો પુરૂષ, વળી બુધથકી રોમપાદ ત્રેવીશમો પુરૂપ એકંદર અગીયાર પુરૂષનો અંતર છે. આ સ્થળે જો વ્યાસે આપેલી વંશતાલિકાના અનુસારે ગણુના કરી જાયતો તેમાં ભયાનક વિપર્યય[1] આવી જાયછે વ્યાસમતે, ઇક્ષ્વાકુથકી મહારાજ દશરથ પચાવનમો પુરૂષ એટલે તે રોમપાદથી બત્રીશમો પુરૂપ એવી રીતના સ્થળે કવિ કુલગુરૂ વાલ્મીકિની આપેલી વંશતાલિકાનું અવલંબન કરવાથી કેટલુંક સામંજસ્ય આવી પડેછે.

જો વ્યાસે આપેલ વંશતાલિકાની ગણુનાના અનુસારે સૂર્યવંશીય રાજાની ગણુના થાય તો મોટો વિપર્યય આવી જાય છે તથીકરી કાળ નિર્ણયમાં ભયાનક વિરોધ ઉઠેછે. અવશ્ય કહી શકાય છે જે શ્રીરામચંદ્રથી ઘણાકાળ ઉપર મહારાજ યુધિષ્ઠિર શ્રીકૃષ્ણ અને દુર્યોધન પેદા થયેલ છે. અને કુરૂક્ષેત્રનું યુદ્ધ, રામાયણના યુદ્ધ પછી ઘણાકાળ ઉપર થયેલુ છે. શ્રીભાગવતમાં વર્ણવેલ છે જે બૃહદબલ નામના એક સૂર્યવંશીરાજાએ કુરૂક્ષેત્રના મોટા સંગ્રામમાં મહારાજ દુર્યોધનનો પક્ષ પકડ્યો હતો. અર્જુનપુત્ર અભિમન્યુના હાથે તેનું મૃત્યુ થયું.■

એ બૃહદબલ, ભગવાન રામચંદ્રના મોટા પુત્ર કુશના વંશમાં પેદા થયો છે, ગણુનામાં તે રામચંદ્રથી ત્રીશમો પુરૂષ નીકળે છે એટલે સુસ્પષ્ટ પ્રતીત થાય છે જે યુધિષ્ઠિર, કૃષ્ણ દુર્યોધન વીગેરેની બહુ પૂર્વે લંકા વિજેતા[2] રામચંદ્રનો જન્મ થયો હતો, પણ આ સ્થળે વ્યાસ પ્રકટિત[3] વંશતાલિકાના અનુસારે ગણુના કરવામાં આવે તો, યુધિષ્ઠિર વીગેરેથી રામચંદ્રનું પૂર્વત્વ થવાના બદલે, તેનું ઉત્તરત્વ આવી પડે છે. એટલે લંકા વિજેતા મહારાજ રામચંદ્ર, યુધિષ્ઠિર વીગેરેથી નીચે આઠમા પુરૂષ થઇ પડેછે. કેવું આશ્ચર્ય ! આવી જટિલવંશ પત્રિકાના અંદરથી ઐતિહાસિક સત્યનો આવિષ્કાર[4] કરવો તે સામાન્ય વિડંબનાનો વિષય નથી

આ સ્થળે એટલુ બોલી શકાય છે જે જો વાલ્મીકિએ રચેલી વંશતાલિકા સત્ય ગણી ગ્રહણ કરવાનું થાય તો ઉભયપક્ષનુ સામંજસ્ય થાય તેમ છે. વળી યુધિષ્ઠિર વીગેરેથી રામચંદ્રનું પૂર્વત્વ સાબીત થાય તેમ છે.

---

૧ વિરુદ્ધતા-ફેર ૨ જીતનાર ૩ પ્રકાશીત ૪ ગ્રહણ કરવું, સ્વીકારવું

■ ततःप्रसेन जितस्मात् तक्षको भविता पुनः ।
मनोर्बृहद्बलोयस्तु पितानेममरद्दत ।
भागवत ९ स्कंध १२ अध्याय.

# तृतीय अध्याय.

## પ્રાચીન આર્યનૃપતિ કર્તૃક ભિન્ન ભિન્ન નગર અને રાજ્ય પ્રતિષ્ઠા.




ર્યવંશીય રાજાની પ્રથમ અને પ્રધાન કીર્તિ અયોધ્યાનગરી હતી. તેનો પ્રતિષ્ઠાતા ભગવાન વૈવસ્વત મનુ હતો. કયા સમયે આ પ્રતિષ્ઠિત નગરીની સ્થાપના થઇ તે મુકરર કરવું ઘણું દુષ્કર છે. એકવાર તે મહાનગરી મર્ત્યલોકમાં અમરાવતી સરખી હતી. તે કવિ કુળગુરૂ વાલમીકિના રચેલ મહાકાવ્યના પાઠથી માલુમ પડેછે * ભગવાન રામચંદ્રના પ્રાદુર્ભાવ અગાઉ કોઈ નગર તેના જેવું સમૃદ્ધિશાળી નહોતું. અયોધ્યા નગરીએ, એટલીગધી આબાદી અને સૌંદર્ય ગૌરવ, એક દીનમાં મેળવી છે! ના. તેમ કદાપિ બને તેમ નથી. તેણે કાળક્રમે, તે આબાદી અને સૌંદર્ય ગૌરવ મેળવ્યું છે.

અયોધ્યાની પ્રતિષ્ઠાના સમકાળમાં મહારાજ ઇક્ષ્વાકુના પૌત્ર મિથિએ મિથિલાનગરી સ્થાપી મિથિનો તનય-જનક નામે કહેવાતો હતો. ક્રમે એ જનક નામ, તેના સઘળા વંશધરોનું પડયું.

અયોધ્યા અને મિથિલાની પૂર્વે સૂર્યવંશીય રાજાઓએ ભારતભૂમિમાં બીજી કોઇ નગરીઓ સ્થાપી છે કે નહિ તે બાબતનું વિવરણ પુરાણોથી નીકળતું નથી.

* कोशलो नाम मुदितः स्फीतो जन पदो महान् ।
निविष्ठः सरयूतीरे प्रभूत धन धान्यवान् ॥ ५
अयोध्यानाम् तत्रासीत् नगरी लोक विश्रुता ।
मनुना मानवेंद्रेण सापुरा निर्मितास्वयं ॥ ६
आयता दशच द्वेच योजनानि महापुरी ।
श्रीमती त्रीणि विस्तीर्णा सुविभक्त महापथा ॥ ७
राजमार्गेण महता सुविभक्तेन शोभिता ।
मुक्त पुष्पा वकीर्णेन जल सिक्तेन नित्यश ॥ ८
तां तु राजा दशरथो महाराष्ट्र विवर्द्धनः ।
पुरीमा वासयामास दिवि देवपति यथा ॥ ९
रामा. बा–कां. पं. ५स.

એ બે નગરીની પ્રતિષ્ઠા પછી ભગવાન મનુના વંશધરોએ રોતાસ ચંપાપુર વીગેરે નાના, નાના, નગર સ્થાપ્યા

ભગવાન બુધે રોપેલું વંશતરૂ અત્યંત વિસ્તારવાળું છે તેની ભિન્ન ભિન્ન શાખામાં જે જે પરાક્રમવાળા ભૂપાળો પેદા થયા હતા, તેતે રાજાઓએ ભારત વર્ષમાં ભિન્ન ભિન્ન સ્થળે, ભિન્ન ભિન્ન નગર સ્થાપ્યા તેમાથી ઘણાખરા નગરો અનંતકાળ સાગરમાં વિલીન[1] થઇ ગયા છે જે બેચાર નગરનું અસ્તિત્વ છે તે પણ વિધ્વંસ[2] અને ચૂર્ણ વિચૂર્ણિત છે તેઓના ધ્વસરાશિમાંથી હાલ પણ, તેઓના ગૌરવ અને અભ્યુદયના ચિન્હ નીકળે છે કેટલાક બોલેછે જે પ્રસિદ્ધ પ્રયાગજ સોમવંશીય રાજાની પ્રથમ કીર્તિ છે પણ વિશેષ શોધ અને તજવીજથી માલુમ પડેછે જે પ્રયાગની પૂર્વે એક બીજા નગરની પ્રતિષ્ઠ થયેલ છે તે નગરનું નામ માહિષ્મતી તે નર્મદાતીર સ્થાપિત હૈહય કુલોત્પન્ન મહાવીર કાર્તવીર્યાર્જુને માહિષ્મતી નગરી સ્થાપી છે આજ પણ તે મહિશ્વર* નામે પ્રસિદ્ધ છે

જે કુશસ્થળી દ્વારકા, શ્રીભગવાન કૃષ્ણની પ્રધાન રાજધાની તે શૂરપુરપ્રયાગ અને મથુરાથી પહેલાનું પ્રતિષ્ઠાવાળું નગર છે ભાગવતમાં કહેલછે જે મહારાજ ઇક્ષ્વાકુના એક શાર્ય નામે આનર્ત+ તેની સ્થાપના કરેલ છે

યશલ્મીરના પ્રાચીન ભટ્ટ ગ્રંથમાં લખેલછે જે પ્રયાગની પ્રતિષ્ઠા પહેલી છે ત્યારપછી મથુરાની× પ્રતિષ્ઠા થઇ છે ત્યારબાદ દ્વારકા સ્થપાયુ છે પણ તે વાત કેટલી વિશ્વાસ યોગ્યછે તે કહી શકતુ નથી એ ત્રણે નગરની અવસ્થા, કોઇ

---

૧ લોપ ૨ ભાગાતૂટ

* તે પ્રદેશના અધિવાસીઓ મહિષ્મતીને હાલ પણ ચાલતી ભાષામાં, સહસ્ત્રબાહુક બસ્તિ એમ કહેછે

\+ ટોડ સાહેબ, આનર્તને કુશસ્થલિને સ્થાપના કર્તા અને ઇક્ષ્વાકુનો ભાઇ કહી મોટા ભ્રમમાં પડેલ છે વસ્તુત આનર્ત મહારાજ ઇક્ષ્વાકુના ભાઇનો દીકરો છે તેના પિતાનું નામ શર્યાતિ છે શર્યાતિને ઉત્તાનબર્હિ, આનર્ત અને ભૂરિસેન નામના ત્રણ પુત્ર થયા હતા આનર્તનો રૈવત નામનો એક પુત્ર પેદા થયો હતો તે રૈવતજ કુશસ્થળીનો પ્રતિષ્ઠાતા

उत्तान बर्हिरानर्तो भूरिषेण इतित्रयः । शर्यातेरभवन्पुत्रा आनर्ताद्रेवतोऽभवत् ॥१२

सोऽन्तः समुद्रे नगरीं विनिर्माय कुशस्थलीं । भागवत । ९ स्कं. ३ अ

× ભાગવતમાં લખેલ છે જે ઇક્ષ્વાકુવંશ શત્રુઘ્ન મથુરાનો સ્થાપન કર્તા તેણે મધુરાક્ષસના પુત્ર લવણને માર્યો છે

शत्रुघ्नस्तु मधोः पुत्रं लवणं नाम राक्षसं हत्वा मधुवने चक्रे मथुरां नाम वै पुरीं ॥ ७

भागवत । ९ अ

હીંદુથી અવિદિત નહિ હોય. એટલે કે તે વિષયે વિશેષ બોલવાનુ નથી. એ ત્રણે નગરમાં પ્રયાગજ વિશેષ પ્રસિદ્ધ છે. એકવાર તે પુરૂવંશીય નરપતિનું લીલાક્ષેત્ર હતું. સુવિખ્યાત દૂતપ્રવર[૧] મેગેસ્થનીસ, એકવાર તે નગરનું સૌંદર્ય જોઇ વિમોહિત[૨] થયો હતો.

અલેકઝાંડરાના સમસામયિક ઇતિહાસ લેખક બોલેલા છે કે જ્યારે ભુવનવીજયી અલેકઝાંડર અભિયાનોદ્યત હોઇ ભારતવર્ષમાં પેઠો ત્યરે મથુરાની ચારેતરફનો ભૂભાગ અને તે ભૂભાગના રહેવાશીઓ શૌરસેની નામે પ્રસિદ્ધ હતા. ભગવાન શ્રીકૃષ્ણના પૂર્વે યદુકુળમાં શૂરસેન નામના બે રાજા પેદા થયા છે. એક શુરસેનનો કંસનો બાપ, શ્રીકૃષ્ણનો માતામહ થાય, બીજો શૂરસેન, શ્રીકૃષ્ણથી પૂર્વે આઠમી પેઢીનો રાજા હતો. તે બે રાજામાંથી કોણે શુરપુરની સ્થાપના કરી તેનો નિશ્ચય થાય તેવું નથી. ઉપર લખેલા ગ્રીક ઇતિહાસ લેખક લખી ગયા છે જે જ્યારે તે દિગ્વિજયી મહાવીર મકદુનીયાનો રાજા અલેકઝાંડર ભારતવર્ષમાં આવ્યો ત્યારે શૌરસેની પ્રદેશમાં મથુરા અને કલીશપુરા નામની બે નગરી હતી. કલીશપુરા એવું નામ શુરપુરના બદલે વપરાણું હશે કે કેમ તે ઠીક રીતે માલુમ પડતું નથી. દુઃખ અને શોકનો વિષય છે કે ગ્રીક ઇતિહાસ લેખકોએ પૌરાણિક નામને ભયાનક રીતે વિકૃત[૩] કરી દીધાં છે.

ચંદ્રવંશીય સુવિખ્યાત મહારાજ હસ્તીએ હસ્તિનાપુરની સ્થાપના કરીછે. જે હસ્તિનાપુર એકવાર પૌરવ નૃપતિઓના ભાસ્વર તેજઃ પ્રભાવે, મધ્યાન્હ ભાસ્કરની[૪] જેમ દેખાતું હતું. જેની ચળકતી ગૌરવગરિમા,[૫] એકવાર ત્રિભુવનમાં વ્યાપી ગઇ હતી. આજે તે હસ્તિનાપુર ભારતવર્ષના માનચિત્રમાં લુપ્તપ્રાય છે. આજે તે, દુર્જયકાળના કઠોર હસ્તના ભયાનક પ્રહારથી ચૂર્ણ વિચૂર્ણિત અને વિધ્વસ્ત થઇ ગયું છે. તે અચંડ પ્રહારના ધ્વંસરાશિમાં પરિણામ પામ્યું છે તોપણ હસ્તિનાપુર તેના પ્રાચીન ગૌરવનાં સ્મૃતિ ચિન્હો પોતાના ખંડેરમાંથી આપે છે. દુર્ભાગ્યવશે, ભાગીરથીના નીવ્રત રંગના પ્રભાવે, હસ્તિનાપુરનો કેટલોક ભાગ નદીના ગર્ભમાં ગયોછે. શિવલોકના ગગનભેદી પર્વત પ્રાકારને[૬] ભેદી, ગંગાનદી જે સ્થળે પુણ્ય ભારતક્ષેત્રમાં પેઠીછે તે પવિત્ર સ્થળ હરિદ્વારથી વીશક્રોષ દક્ષિણે હાલ પણ, હસ્તિનાપુરનાં ધ્વંસાવશિષ્ટ[૭] ચિન્હો જોવામાં આવેછે. પણ તીવ્રતરંગિણી ગંગાના કરાળ ગ્રાસમાંથી તે રહેલાં ચિન્હ રક્ષા પામશે તેની આશા રાખવામાં આવતી નથી.

---

૧ સેનાધિપતિ ૨ આશ્ચર્ય ચકિત ૩ ફેરફાર ૪ સૂર્ય ૫ ગૌરવતા ૬ પથ્થર ૭ નાશ થતાં બાકિ રહેલો.

કુરૂક્ષેત્રના મહાયુદ્ધની ઘટનાની પૂર્વે એ હસ્તિનાપુર સ્થપાયેલ છે એમ સઘળા હિંદુના જાણવામાં હશેજ. એ ભીષણ[1] અને સર્વ નાશકર મહાસંગ્રામ પછી કેટલાક સેંકડો વર્ષ ઉપર એટલે ઘણુંકરી આઠમો વર્ષ ઉપર સુપ્રસિદ્ધ માસીડોનીયન મહાવીર અલેકઝાંડર ભારતવર્ષમાં આવ્યો હતો. તેની સાથે કેટલાક ગ્રીક પંડિતો હતા. તેઓએ ભારતવર્ષનાં ઘણુંકરી અનેક નગરોનો વૃત્તાંત, પોતપોતાના ગ્રંથમાં લિપિબદ્ધ કરી રાખેલ છે. પણ આશ્ચર્યનો વિષય છે કે હસ્તિનાપુર સંબંધે કોઇ રીતનું વર્ણન તેઓના ગ્રંથમાથી નીકળતું નથી.

મહારાજ હસ્તીના પછી ચંદ્રવંશ વૃક્ષના અજમીઢ, દ્વિમીઢ અને પુરૂમીઢની ત્રણ વિસ્તીર્ણ શાખા બહાર પડી તે ત્રણ શાખા બહુ વિસ્તારવાળી થઇ. પણ તેમાં અજમીઢની શાખા વિશેષ પ્રતિષ્ઠા પામી, બીજી બે શાખાનું વિવરણ પુરાણોમાં માલુમ પડતું નથી.

અજમીઢના વંશમા ચોથો પુરૂષ બાહ્યાશ્વ નામે એક રાજા થયો. તેણે સીંધુ નદીની પાસેના કોઇ પ્રદેશમા પોતાનું રાજ્ય સ્થાપ્યું. બાહ્યાશ્વના મુદગળ, યવીનર વૃહદીપુ સૃંજય અને કાંપિલ્ય નામના ધુરંધર પાંચ પુત્રો પેદા થયા. કાંપિલયે કાંપિલય નગરને સ્થાપ્યું.

ચંદ્રવંશમાં કુશ નામનો એક રાજા પેદા થયો. તેના દેવતુલ્ય તેજસ્વી ચાર પુત્ર પેદા થયા. જેના નામ કુશિક, કુશનાભ, કુશાંબ અને મૂર્તિમાન હતાં. તે ચાર ભાઇઓમા કુશનાદા અને કુશાબ વધારે પ્રતિષ્ઠાવાળા થયા. જાણવામાં આવેલ છે જે સરિદ્વરા સુરધુનીના તીરે, કુશનાભે, મહોદય નામની નગરી સ્થાપી. કેટલોક કાળ ગયા પછી તે મહોદયના બદલે તેનું નામ કાન્યકુબ્જ કહેવાણું. તે કાન્યકુબ્જ અનેક સમય મોટા ગૌરવ અને સમૃદ્ધિથી વિરાજીત હતું. છેવટે ભારતવિજેતા શાહબુદ્દીનના શાસન કાળમાં તેના અયોગ્ય અધિપતિ કુપુરૂષ જયચાંદ ( જયચંદ્ર ) ના પ્રાયશ્ચિત્ત સાથે તેના પ્રાચીન ગૌરવનું પર્ય્યવસાન[2] થયું. કાન્યકુબ્જનું એક બીજું પૌરાણિક નામ ગાધિપુર છે.

પુરાણાદિ ગ્રંથમાં જે કૌશાંબી નામના એક પુરાતન નગરનો ઉલ્લેખ છે. તે કૌશાંબીનગરી, ઉપર કહેલા કુશાબ રાજાએ સ્થાપેલી છે. એકવાર તે કૌશાંબીનગર ભારતવર્ષમાં અધિક પ્રતિષ્ઠાવાળું અને વિશેષ ગૌરવવાળું થયું હતું. પણ આજ તે પ્રતિષ્ઠા અને ગૌરવનું સ્મૃત્તિ[3] ચિન્હ જોવામા આવતું નથી. તે નગર હાલ ધ્વસ્તાવસ્થાના[4] છે. કેટલાક પુરાતત્વવિત્ અનુમાન ઉપર આધાર રાખી કહેછે જે કનોજથી કેટલેક દૂરે દક્ષિણે ગંગાતીરે શોધ કરવાથી કૌશાંબીનાં ધ્વંસાવસિષ્ઠ ચિન્હ માલુમ પડે તેમ છે.

---

૧ મહાન ૨ ન્યુનતા ૩ યાદગાર ૪ નાશ પામેલી સ્થિતિ.

વળી મહારાજ કુશના બે પુત્રોએ, ધર્મારણ્ય અને વસુમતી નામના બે પુરો સ્થાપ્યા પણ તેની સ્થાપના માટે સંતોષજનક પ્રમાણ મળતા નથી *

કૌરવ કુળપતિ મહારાજ કુરૂના સુધન્વા અને પરીક્ષિત નામના બે પુત્ર પેદા થયા તેમા સુધન્વના ગોત્રમા મહાવીર જરાસંધ પેદા થયો અને પરીક્ષિતના ગોત્રમાં શાંતનુ અને બાલ્હિક પેદા થયા પાંડવ અને ધાર્તરાષ્ટ્ર, શાંતનુના વંશધરો. જરાસંધ પાંડવ અને ધાર્તરાષ્ટ્રનો સમકાલીન રાજા હતો જરાસંધની રાજધાની રાજગૃહ નામના શહેરમા હતી

ધાર્તરાષ્ટ્ર તનય દુર્યોધન પ્રાચીન હસ્તિનાપુરમા વાસ કરતો હતો પાંડવો તેનાથી જુદા થઇ યમુનાતીરે ઇંદ્રપ્રસ્થમા વસવા લાગ્યા તે ઇંદ્રપ્રસ્થની સ્થાપના પાંડવોએ કરી એ નામ અનેક દીવસસુધી સમભાવે ચાલ્યુ આવ્યુ પણ ખ્રીસ્ટીય આઠમા સૈકાના મધ્યભાગમા તે નામ બદલાઇ ગયુ અને તેના બદલે તે દીલ્હી નામે કહેવાણુ

વહ્નિહુકના પુત્રોએ પાલિત્રોત્ર અને આરોહુર× નામના બે રાજ્ય સ્થાપ્યા તેમા પાલિત્રોત્ર ગંગાની સૈકત ભૂમિ ઉપર અને આરોર સીંધુનદના તીરે આવ્યા હતા એ સઘળા ચંદ્રવંશીય રાજાઓ, મહારાજ યયાતિના પ્રથમ અને છેલ્લા પુત્ર યદુ અને પુરૂનાવંશમા પેદા થયેલ છે યયાતિના બીજા ત્રણ પુત્રના કામોના વિવરણ આપણે આપ્યા નથી હાલ પ્રયોજનવશે તેઓના ચરિત્રના વિવરણ આપવા યોગ્ય છે

---

* ગંગા કૃતાવર્તી કાશા નામના સ્થાન યશ એક શીલાલિપિ હાથમા આવી છે જે ધર્મપાલ નામનો એક રાજા મેશાંતીનો અધિપતિ હતો પુરાતત્વવિત ખ્યાત નામ વીલ્ફોર્ડ સાહેબ, પોતાએ બનાવેલ પૌરાણિક ભૂગોળમા એક સ્થળે લખે છે, જે કૌશાંબી અલ્લાહાબાદની પાસે છે મહારાજ કુશના ત્રીજા પુત્ર અમૂર્તિરજસે, ધર્મારણ્યનો અને ચોથા પુત્ર વસુએ વસુમતીની સ્થાપના કરી

अमूर्त रजमो नाम धर्मारण्यं महापतिः । चक्रे पुरवर नाम वसूराजा गिरिव्रजं ॥
एषा वसुमती नाम वमोस्तस्य महात्मनः ॥ રામાયણ. बालकांड ३२ सर्ग.

× આરોરના આલોર, સીંધુદેશની પ્રાચીન રાજધાની તે સીંધુનદીની એક શાખા ઉપર અવસ્થિત જ્યારે માસીડોનીયન મહાવીર અલેક્ઝાંડર ભારતભૂમિમા આવ્યો ત્યારે તે આરોરનગર બહુ પ્રસિદ્ધ હતુ પાલિહવંશીય રાન તેનો સ્થાપન કર્તા છે ખ્યાતનામા ઇતિહાસવેત્તા અબ્દુલફજલે તે વિવરણ પોતાના ગ્રંથમાં પ્રકટીત કર્યુ છે પણ તે, આરોરને વર્તમાન ઠાઠા નગર કહી મોટા ભ્રમમા પડયા છે

મહારાજ યયાતિના તે ત્રણ પુત્રોમા અનુ વિશેષ પ્રતિષ્ઠાવાળો નીવડયો તેના વંશમા અંગ, વંગ કલિંગ, કુંભ, અને ગદ્રક વીગેરે કેટલાક મહાપુરૂષો જન્મ્યા તેમા તેઓએ, તેઓના નામાનુસારે એક એક શહેર વસાવ્યુ

નરનાથ યયાતિના બીજા પુત્ર તુર્વસુની કીર્તિનુ કાંઈ વિવરણ જોવામા આવતુ નથી માલુમ પડેછે જે તે, ભારતભૂમિનો ત્યાગ કરી, બીજા સ્થળે ઉપનિવિષ્ટ થયો છે તેના ત્રીજા ભાઈ દ્રહ્યુનાકુળમા ગાધાર અને પ્રચેતા નામના બે રાજાઓ પેદા થયા તેઓએ એક એક રાજ્ય સ્થાપન કર્યું પૌરાણિક ગાધાર ( કદહાર ) ગાધારરાજનુ પ્રતિષ્ઠિત છે પ્રચેતાની કીર્તિનુ કોઈ રીતનુ ચિન્હ જોવામા આવતું નથી માલુમ પડયુ છે જે તેણે મ્લેચ્છ દેશમા પોતાનુ આધિપત્ય જમાવ્યુ હતુ

કરિજર, કેરલ, પાડ અને ચોલ નામના મહારાજ દુષ્યતના ચાર પૌત્ર હતા તેઓએ પ્રત્યેક, પોતપોતાના નામે એક એક રાજ્ય સ્થાપ્યુ

મલબાર ઉપકૂલે પાડ્મડલ નામના એક પ્રદેશનુ વિવરણ જોવામા આવેછે તે એમ માલુમ પડેછે જે પાડનો સ્થાપેલ છે પાશ્ચાત્ય ભૂગોલવેત્તા તેને " રજી યાપાદીયાના " નામે કહેછે હાલનુ તજાવર તે પાડ્મડળની રાજધાની છે

ચોલ, સૌરાષ્ટ્ર દેશમા પ્રસિદ્ધ દ્વારકાની પાસે આવેલ છે આજ પણ તેનુ તેજ નામ કહેવાય છે

ભગવાન મનુ અને બુધથી આરભી, શ્રીરામ અને શ્રીકૃષ્ણ સુધીના સૂર્ય અને ચદ્રવશના રાજાના ચરિતનુ સક્ષિપ્ત સમાલોચન કર્યું વિશાળ પુરાણશાસ્ત્ર સાગરનુ મથન[1] કરવાથી જે દીવસે તેમાથી ઐતિહાસિક રત્ન સમૂહો નીકળશે, તે દીવસે જગતમા એક નવા યુગનો પ્રાદુર્ભાવ[2] થાશે તે દીવસે હીન ભારત, એક નવા જીવનમા ઉજ્જીવિત[3] થાશે પણ તે દીવસ હાલમા નિકટ નથી, લાગી કાળ નિશાનુ[4] વિરાગ રાજ્ય ઓગાળતો ઓગાળતો તે ધીરે ધીરે ભારત વર્ષ તરફ આવેછે ભારતના ભવિષ્ય ગગનમા પ્રાચીદ્વારે તેની ક્ષીણ રશ્મિરેખા[5] ધણા મદભાવે, પ્રતીભાત[6] થતી આવે છે

આજકાલ પુરાણોના ઘણા પ્રચારથી અમરપૂજ્ય આર્ય મહોદયની કીર્તિ ક્રમે ક્રમે પ્રકાશમા આવતી જાય છે તે કીર્તિ, પૌરાણિક જાળમા ઢકાઈ ગઈ છે તે જાળ ઉપાડી લઈ તેમાથી કોઈ એતિહાસિક સત્યનો ઉદ્ધાર કરવા ચેષ્ટા[7] કરતુ નથી એવી ચેષ્ટા કરવાથી ચેષ્ટા ફળવતી થાય તેમા કોઈ રીતનો સદેહ નથી

૧ વલોવવુ ૨ પ્રકાશ ૩ ત્યારે જીવવુ, ઉત્તમ પ્રકારના જીવનવાળું ૪ રાત્રી ૫ કીરણની રેખા ૬ દિપ્તિવાળી ૭ યત્ન

મહારાજ વિક્રમાદિત્યે, પાંડવોની લીલાભૂમિ, ઇંદ્રપ્રસ્થને, તેના પ્રાચીન ગૌરવના ઉંચા પગથીયા ઉપર લાવવા જો ધાર્યું હતે તો અવશ્ય તેનો ઉદ્ધાર કરી શકત પરંતુ તેમ ન કરતા તે સુખવંતના હાથમાથી છોડાવી ઇંદ્રપ્રસ્થનો પોતે ત્યાગ કરી પોતાની નગરી ઉજ્જયનીમા ચાલ્યો આવ્યો ત્યારપછી ક્રમાગત[1] ઇંદ્રપ્રસ્થ, આઠ સૈકાસુધી રાજ્યાસન વિનાનુ રહ્યુ જે ઇંદ્રપ્રસ્થ, પોતાના સૌદર્ય અને ગૌરવે, એકવાર સુરનગરી અમરાવતીનુ સમકક્ષ[2] હતુ, તે ઇંદ્રપ્રસ્થ એ દીર્ઘકાળ વ્યાપી, અરાજકતાથી[3] ક્રમે ક્રમે ભીષણ સ્મશાનક્ષેત્ર જેવુ થઇ ગયુ પણ તેટલામા અનંગપાળ નામના એક રાજાએ સંજીવની[4] સત્તાની સહાયે, ઇંદ્રપ્રસ્થને ફરીથી ઉજ્જીવિત કરી દીધુ અનંગપાળ ક્ષત્રિય હતો, તે પાંડુવંશમા પેદા થયેલ છે એમ ભટ્ટગ્રંથમા લખેલ છે પૂર્વપુરૂષોની મોટી કીર્તિને તેણે ધ્વંસસલિલમાથી[5] ખેંચી કહાડી ખરી પણ તે પ્રાચીન ઇંદ્રપ્રસ્થને અગાઉના ગૌરવમા લાવી શકયો નહિ

પ્રસિદ્ધ રાજાવળી નામના ગ્રંથમા વર્ણવેલ છે જે " ભારતવર્ષના ઉત્તરભાગના કુમાયુન ગિરિવ્રજના સુખવંત નામના એક રાજાએ, તે ગિરિવ્રજ થકી આવી ઇંદ્રપ્રસ્થમા ચૌદ વર્ષ રાજ્ય કર્યું ત્યારપછી મહારાજ વિક્રમાદિત્યે, તેને હણી તે નગરનો ઉદ્ધાર કર્યો મહાભારતના યુદ્ધના સમયથી તે આ સમય સુધી ૧૯૯૫ વર્ષ વ્યતીત થયાછે ' તે ગ્રંથમા વળી એક સ્થળે ગ્રંથકારે કહ્યુ છે જે મે, અનેક પૌરાણિક ગ્રંથ જોયાછે, પણ યુધિષ્ઠિર અને પૃથ્વીરાજના મધ્યવર્ત્તી સમયે, દિલ્હી સીંહાસને એકસોથી વધારે ક્ષત્રિય રાજાઓને, બેઠેલા કોઇ ગ્રંથમા જોયા નથી એ એકસો રાજાએ એકંદર દીલ્હી સીંહાસને બેસી, ૪૧૦૦ વર્ષ રાજ્ય કર્યું તેઓના રાજ્યના અવસાને ઇંદ્રપ્રસ્થપુરી સૂર્યવંશીય રાજાના કબજામા ગઇ "

જે દીવસે મહારાજ યુધિષ્ઠિરે, અભિમન્યુ પુત્ર, પરિક્ષિતના હાથમા રાજ્યભાર સોપી મહાપ્રસ્થાનની યાત્રા કરી તે દીવસથી આરંભીને મહારાજ પૃથ્વીરાજના અભિષેક દિનસુધીમા, ઇંદ્રપ્રસ્થના સીંહાસન ઉપર એકંદર સો રાજાઓ બેઠા હતા

ચંદ્રવંશમા મહારાજ જરાસંધ એક પ્રબળ પરાક્રમી રાજા થયો હતો તે રાજગૃહમા રાજ્ય કરતો હતો ભાગવત મહાપુરાણમા વર્ણવેલ છે જે, જરાસંધનો પુત્ર સહદેવ અને પૌત્રમાર્જ્જારિ, તે મહાયુદ્ધના સમયે હયાત હતા એટલેકે તેઓ મહારાજ પરીક્ષિતના સમકાલિન હતા મહારાજ જરાસંધ પછી તેના વંશના તેર રાજાઓ, મગધના સીંહાસને બેઠા હતા તે તેર રાજાઓમાથી છેવટના રાજાનુ નામ રિપુંજય હતુ રિપુંજયને, તેના મંત્રી શનકે પદચ્યૂત કર્યા અને

૧ ક્રમસર ૨ બરોબર કરનાર ૩ રાજ્ય વ્યવસ્થા વિના ૪ ફરી જીવન આપનારી

પોતાની પેદાશ છે એમ માનેછે કુશનાથકી મારવાડ અને અંબરના રાજાઓની ઉત્પત્તિ છે કુશના વંશધર ગણાય તેઓ કુશાવહ નામથી પરિચિત છે. એરીતે મારવાડના રાજાઓ રામચંદ્રના પુત્ર કુશ થકી પોતાની ઉત્પત્તિ છે એમ માની, પોતે સૂર્યવંશીય છે એમ પરિચય આપેછે પણ અનેક હીંદુઓ તે વાત ઠીક નથી એમ માનેછે તેઓ બોલેછે જે મારવાડના રાજાઓ, રાજર્ષિ વિશ્વામિત્રના પૂર્વ પુરૂષ કુશના વંશધર છે એમ તેઓ સ્વીકારે છે

જે દીવસે રવિવંશ તિલક શ્રીરામચંદ્રે, કઠોર ભ્રાતૃશોકાનલે[1] પોતાના જીવનનું બળિદાન આપ્યું તે દીવસથી, જે સઘળા રાજાઓ ક્રમાન્વયેર અયોધ્યાના સીંહાસને બેઠા હતા, તેઓના જીવનચરિતનું વર્ણન એક માત્ર ભાગવત પુરાણમા સારીરીતે અને ચોખ્ખી રીતે આપેલ છે તેમ પુરાણમા વર્ણવેલ છે જે શ્રીરામચંદ્ર પછી ૫૮ રાજાઓ અયોધ્યાના સીંહાસને ક્રમાન્વયે બેઠા તેઓમાથી છેલા વંશધરનું નામ સુમિત્ર–મહારાજ સુમિત્રના પરવર્તી કોઇ રાજાનું ચરિત, પુરાણોમા માલુમ પડતું નથી અંબરના પ્રસિદ્ધ રાજા પંડિતવર જયસીંહે સૂર્યવંશની જે વંશાવલિના સંકલન[2] કરીછે, તેમા લખેલ છે જે મહારાજ સુમિત્ર પછી અનેક રાજાઓ સૂર્યવંશમા પેદા થયા છે તે સઘળા રાજાઓ મેવાડના રાણાઓના પુર્વ પુરૂષ છે

અભિમન્યુ તનય,[3] મહારાજ પરીક્ષિત, પાંડવ પ્રવીર મહારાજ યુધિષ્ઠિરનો ઉત્તરાધિકારી, પરીક્ષિત પછી એકંદર ૬૬ રાજાઓ પાંડવની લીલાભૂમિ ઇંદ્રપ્રસ્થ નગરના સીંહાસને બેઠા હતા તેઓના શેષ ઉત્તરાધિકારીનું નામ રાજપાલ હતું. રાજતરંગિણીગ્રંથ શીવાય, બીજા કોઇ ગ્રંથમા તે રાજાઓનું સ્ફુટ વર્ણન જોવામા આવતું નથી રાજપાળ, મહારાજ વિક્રમાદિત્યનો સમસામયિક હતો એમ કહેવાય છે જે મહારાજ રાજપાળે કુમાયુન ઉપર હુમલો કર્યો તેમા, કુમાયુનના અધિપતિ સુખવંત રાજાથી તે હણાયો વિજયી સુખવંત, ફતેહનાહર્ષમા ફુલાઇ, પોતાના દેશવૈરી રાજપાળની ઇંદ્રપ્રસ્થ નગરી હસ્તગત[4] કરવાના અભિપ્રાયે, તે દેશતરફ આવ્યો હતો. સુખવંતે, રાજપાળની રાજધાની હસ્તગત કીધી ખરી, પણ તે અધિકદિન કબજામા રાખી ભોગવી શકયો નહિ, થોડા સમયમા તે વિક્રમાદિત્યના પ્રચંડ વિક્રમબળે તે પ્રદેશમાથી ચાલ્યો ગયો.

રાજ ચક્રવર્તી મહારાજ વિક્રમાદિત્યે કુમાયુનપતિ, સુખવંતના ગ્રાસમાથી ઇંદ્રપ્રસ્થપુરીનો ઉદ્ધાર કર્યો ખરો, પણ તેની પુર્ણ શોભાનો તે પુનરૂદ્ધાર કરી શકયો નહિ

---

૧ શોકનો અગ્નિ ૨ ક્રમસર ૩ સંગ્રહ ૪ પુત્ર ૫ તાબે.

મહારાજ વિક્રમાદિત્યે, પાડવોની લીલાભૂમિ, ઇદ્રપ્રસ્થને, તેના પ્રાચીન ગૌરવના ઉચા પગથીયા ઉપર લાવવા જો ધાર્યું હતે તો અવશ્ય તેનો ઉદ્ધાર કરી શકત પરંતુ તેમ ન કરતા તે સુખવતના હાથમાથી છોડાવી ઇદ્રપ્રસ્થનો પોતે ત્યાગ કરી પોતાની નગરી ઉજ્જયનીમા ચાલ્યો આવ્યો ત્યારપછી ક્રમાગત[1] ઇદ્રપ્રસ્થે, આઠ સૈકાસુધી રાજ્યાસન વિનાનુ રહ્યુ જે ઇદ્રપ્રસ્થ, પોતાના સૌંદર્ય અને ગૌરવે, એકવાર સુરનગરી અમરાવતીનુ સમકક્ષ[2] હતુ, તે ઇદ્રપ્રસ્થ એ દીર્ઘકાળ વ્યાપી, અનાજકતાથી[3] ક્રમે ક્રમે ભીષણ સ્મશાનક્ષેત્ર જેવુ થઇ ગયુ પણ તેટલામા અનગપાળ નામના એક રાજાએ સજીવની[4] મત્તાની સહાયે, ઇદ્રપ્રસ્થને ફરીથી ઉજ્જીવિત કરી દીધુ અનગપાળ ક્ષત્રિય હતો, તે પાડુવશમા પેદા થયેલ છે એમ ભટ્ટગ્રથમા લખેલ છે પૂર્વપુરૂષોની મોટી કીર્તિને તેણે ધ્વસસલિલમાથી[5] ખેચી કહાડી ખરી પણ તે પ્રાચીન ઇંદ્રપ્રસ્થને અગાઉના ગૌરવમાં લાવી શકયો નહિ

પ્રસિદ્ધ રાજાવળી નામના ગ્રથમા વર્ણવેલ છે જે "ભારતવર્ષના ઉત્તરભાગના હુમાયુન ગિરિજના સુખવત નામના એક રાજાએ, તે ગિરિજ થકી આવી ઇંદ્રપ્રસ્થમા ચૌદ વર્ષ રાજ્ય કર્યું ત્યારપછી મહારાજ વિક્રમાદિત્યે, તેને હણી તે નગરનો ઉદ્ધાર કર્યો મહાભારતના યુદ્ધના સમયથી તે આ સમય સુધી ૧૯૮૫ વર્ષ વ્યતીત થયાછે ' તે ગ્રથમા વળી એક સ્થળે ગ્રથકારે કહ્યુ છે જે મે, અનેક પૌરાણિક ગ્રથ જોયાછે, પણ યુધિષ્ઠિર અને પૃથ્વીરાજના મધ્યવર્તી સમયે, દિલ્હી સીંહાસને એકસોથી વધારે ક્ષત્રિય રાજાઓને, બેઠેલા કોઇ ગ્રથમા જોયા નથી એ એકસો રાજાએ એકદર દીલ્હી સીંહાસને બેસી, ૪૧૦૦ વર્ષ રાજ્ય કર્યુ તેઓના રાજ્યના અવસાને ઇદ્રપ્રસ્થપુરી સૂર્યવંશીય રાજાના કબજામા ગઈ"

જે દીવસે મહારાજ યુધિષ્ઠિરે, અભિમન્યુ પુત્ર, પરિક્ષિતના હાથમા રાજ્ય ભાર સોપી મહાપ્રસ્થાનની યાત્રા કરી તે દીવસથી આરભીને મહારાજ પૃથ્વીરાજના અભિષેક દિનસુધીમા, ઇદ્રપ્રસ્થના સીંહાસન ઉપર એકદર સો રાજાઓ બેઠા હતા

ચદ્રવશમા મહારાજ જરાસધ એક પ્રબળ પરાક્રમી રાજા થયો હતો તે રાજગૃહમા રાજ્ય કરતો હતો ભાગવત મહાપુરાણમા વર્ણવેલ છે જે, જરાસધનો પુત્ર સહદેવ અને મૈત્રમાર્જારિ, તે મહાયુદ્ધના સમયે હયાત હતા એટલેકે તેઓ મહારાજ પરીક્ષિતના સમકાલિક હતા મહારાજ જરાસધ પછી તેના વશના તેર રાજાઓ, મગધના સીહાસને બેઠા હતા તે તેર રાજાઓમાથી છેવટના રાજાનુ નામ રિપુજય હતુ. રિપુજયને, તેના મત્રી શનકે પદચ્યુત કર્યો અને

૧ ક્રમસર ૨ બરોબર કરનારૂં ૩ રાજ્ય વ્યવસ્થા વિના ૪ ફરી જીવન આપનારી

પોતાની પેદાશ છે એમ માનેછે કુશનાથકી મારવાડ અને અંબરના રાજાઓની ઉત્પત્તિ છે કુશના વંશધર ગણાઇ તેઓ કુશાવહ નામથી પરિચિત છે. એરીતે મારવાડના રાજાઓ રામચંદ્રના પુત્ર કુશ થકી પોતાની ઉત્પત્તિ છે એમ માની, પોતે સૂર્યવંશીય છે એમ પરિચય આપેછે પણ અનેક હીંદુઓ તે વાત ઠીક નથી એમ માનેછે તેઓ બોલેછે જે મારવાડના રાજાઓ, રાજર્ષિ વિશ્વામિત્રના પૂર્વ પુરૂપ કુશના વંશધર છે એમ તેઓ સ્વીકારે છે.

જે દીવસે રવિવંશ તિલક શ્રીરામચંદ્રે, કઠોર ભ્રાતૃશોકાનલે[1] પોતાના જીવનનુ બલિદાન આપ્યુ તે દીવસથી, જે સઘળા રાજાઓ, ક્રમાન્વયે[2] અયોધ્યાના સીંહાસને બેઠા હતા, તેઓના જીવનચરિતનુ વર્ણન એક માત્ર ભાગવત પુરાણમા સારીરીતે અને ચોખ્ખી રીતે આપેલ છે તેમ પુરાણમા વર્ણવેલ છે જે શ્રીરામચંદ્ર પછી ૫૮ રાજાઓ અયોધ્યાના સીંહાસને ક્રમાન્વયે બેઠા. તેઓમાથી છેલા વંશધરનુ નામ સુમિત્ર–મહારાજ સુમિત્રના પરવર્તી કોઇ રાજાનું ચરિત, પુરાણોમા માલુમ પડતુ નથી. અંબરના પ્રસિદ્ધ રાજા પંડિતવર જયસીંહે સૂર્યવંશની જે વંશતાલિકા સંકલન[3] કરીછે, તેમા લખેલ છે જે મહારાજ સુમિત્ર પછી અનેક રાજાઓ સૂર્યવંશમા પેદા થયા છે તે સઘળા રાજાઓ મેવાડના રાણાઓના પૂર્વ પુરૂપ છે

અભિમન્યુ તનય,[4] મહારાજ પરીક્ષિત, પાંડવ પ્રવીર મહારાજ યુધિષ્ઠિરનો ઉત્તરાધિકારી, પરીક્ષિત પછી એકંદર ૬૬ રાજાઓ પાડવની લીલાભૂમિ ઇંદ્રપ્રસ્થ નગરના સીંહાસને બેઠા હતા તેઓના શેષ ઉત્તરાધિકારીનું નામ રાજપાલ હતુ. રાજતરંગિણીગ્રંથ શીવય, બીજા કોઇ ગ્રંથમા તે રાજાઓનું સ્ફુટ વર્ણન જોવામા આવતું નથી રાજપાળ, મહારાજ વિક્રમાદિત્યનો સમસામયિક હતો. એમ કહેવાય છે જે મહારાજ રાજપાળે કુમાયુન ઉપર હુમલો કર્યો તેમા, કુમાયુનના અધિપતિ સુખવંત રાજાથી તે હણાયો વિજયી સુખવંત, કૌતુહલાકુલમાં કુલાઇ, પોતાના દેશવૈરી રાજપાળની ઇંદ્રપ્રસ્થ નગરી હસ્તગત[5] કરવાના અભિપ્રાયે, તે દેશતરફ ચાલ્યો હતો. સુખવંતે, રાજપાળની રાજધાની હસ્તગત કીધી ખરી, પણ તે અધિકદિન કબજામા રાખી બોજવી શક્યો નહિ, થોડા સમયમા તે વિક્રમાદિત્યના પ્રચંડ વિક્રમબળે તે પ્રદેશમાથી ચાલ્યો ગયો.

રાજ ચક્રવર્તી મહારાજ વિક્રમાદિત્યે કુમાયુનપતિ, સુખવંતના શાસનાગી ઇંદ્રપ્રસ્થપુરીનો ઉદ્ધાર કર્યો ખરો, પણ તેની પુર્વ શોભાનો તે પુનરૂદ્ધાર કરી શક્યો નહિ

૧ શોકો અગ્નિ ૨ ક્રમસર ૩ સંગ્રહ ૪ પુત્ર ૫ તાબે.

જે મહાવીર જંગીઝખાંના પ્રચંડ વીર્યાનળે એકવાર અડધું જગત્ ઉદ્દીપિત થઇ ગયું હતું તે જંગીસખાં પોતે, કૈયાનનો વંશધર છે એમ પરિચય[1] આપતો હતો.

પુરાણમાં જે તક્ષક અને નાગજાતિનું વિવરણ માલુમ પડેછે. તે ઉપર કહેલ નાગસના વંશમાહે ઉત્પન્ન થયેલ જાતિ હોય એમ લાગેછે. સુપ્રસિદ્ધ ઇતિહાસવેત્તા દીગાયન, તક્ષક ને તકસુક મોગલના નામે કહેલ છે.

પૌરાણિક ચંદ્રવંશની પેદાશના વિવરણ સાથે, તાતારના ઉપર કહેલ ચંદ્ર વંશની પેદાશના વિવરણનો મુકાબલો થયો. તે મુકાબલો કરવામાં સ્થાને સ્થાને, તેઓનું પરસ્પર સાદૃસ્ય જોવામાં આવ્યું. પણ તે સાદૃશ્ય કેવી રીતનું છે તે ક્રમે ક્રમે જોવાનું છે. પહેલા આપણે, પ્રત્યેકના ગોત્રપતિના સંભવના અને તેઓના પ્રાચીન દેવતત્વના વિષયનું અનુશીલન કરવા પ્રવૃત્ત છીએ.

પ્રથમ–પૌરાણિક ભગવાન વૈવસ્વત મનુની પુત્રી ઇલા એકવાર વનમાર્ગે વિચરણ કરતી હતી એટલામાં ચંદ્ર તનય બુધસાથે તેની મુલાકાત થઇ. બુધે તેને પત્ની કરી લીધી. અને તે બેના સંમીલનથી ચંદ્રવંશની ઉત્પત્તિ થઇ.

દ્વિતીય–ચીનના પ્રથમ નૃપતિ યુ ( આયુ ) નું જન્મવૃત્તાંત–એકવાર કોઇ શ્રીમતિની, ફરતાં ફરતાં ફો ( બુધ ) ગ્રહની સંમુખે ઉપસ્થિત થઇ. ફોએ બલ પૂર્વક તે સ્ત્રીનો ઉપભોગ કર્યો. થોડા દિવસમાં તે સ્ત્રીને, ગર્ભલક્ષણ જણાવવા લાગ્યાં. ક્રમે તે સ્ત્રીને પેટે એક પુત્ર પેદા થયો. તે પુત્રનું નામ યુ હતું તે યુજ ચીનદેશના પ્રથમ રાજવંશનો પ્રતિષ્ઠાતા. ક્રાઇસ્ટના જન્મ પૂર્વે ૨૨૦૭ વર્ષ ઉપર ચીનના નવ પ્રદેશ કરી, યુએ રાજ કરવું શરૂ કર્યું.

આ ક્ષણે સુસ્પષ્ટ માલુમ પડેછે જે તાતારીય આય, ચીનનો યુ અને પૌરાણિક આયુ. તે ત્રણે જાતના ચંદ્રવંશનો પ્રતિષ્ઠાતા એકજ છે. પૌરાણિ ચંદ્ર તનય બુધના ચરિત્રના માત્ર છાયા લઇ ચીનના લોકોએ અને તાતારના લોકોએ પોતાના ચંદ્રવંશની વર્ણના કરેલ છે.

વળી ભગવાન બુધે, જે ધર્મનો પ્રચાર કરેલ છે, તે ધર્મ, તે સમયની અનેક જાતિનો મુખ્ય ધર્મ થઇ પડયો હતો. અનેક દિનસુધી તે ધર્મનું તેઓએ સમભાવે પ્રતિપાલન કર્યું. જયારે ક્રમે ક્રમે સૂર્યોપાસક, પ્રચંડ પરાક્રમથી પેદા થયા ત્યારે બુધની ધર્મ પ્રતિપાલના અને ઉપાસના એકદમ બદલાઇ ગઇ.

પ્રચરિત બુધ ધર્મ બદલાઇ છેવટે શાંતિમય જૈનધર્મમાં તે પરિણામ પામ્યો.

---

૧ ઓળખાણ.

આચાર વ્યવહાર સાથે રજપુત જાતિના આચાર વ્યવહારનું કેવી રીતનું સાદૃશ્ય છે તેનું પણ સમાલોચન કરવાનો અમારો મુખ્ય હેતુછે

જે સઘળી જાતને અમે અનાર્ય કહી આ પ્રસ્તાવમા લખેલ છે તે જાતિ, અશ્વ, તક્ષક અને જીત વંશમાથી પેદા થયેલ છે. એ જાતિના પૌરાણિક ઉદ્ભવ સાથે, વંશવિવરણ સાથે, આચાર વ્યવહાર વીગેરે સાથે આર્યજાતિના ઉપરના વિષયનો સબંધ અને સાદૃશ્ય જોઇ સર્વને માલુમ પડશે કે તે બન્ને જાતિ એકજ વંશની છે

તે અનાર્ય જાતિઓ ભારતમા બરાબર કયા સમયે આવી તેનો નિશ્ચય કરવા દુષ્કર છે પણ તેઓ કયા દેશમાથી આવ્યા, ભારતભૂમિમા વશ્યા તેનું નિરૂપણ કરવામા કોઇરીતની આપત્તિ નથી

જે તાતાર વ મોગલ જાતિનુ વિવરણ, ભારત ઇતિહાસમા પર્યાપ્ત પરિમાણે વર્ણવેલ છે, જેના કુલતિલક નૃપતિઓએ ભારતભૂમિને, એક માત્ર ભૂવિલાસમા, હાલકડોલક સ્થિતિમા આણી હતી તેઓ પણ તે અનાર્યવંશની પેદાશના હતા પ્રખ્યાત નામવાળા આબુલગાજીએ ઉપર કહેલ મોગલ અને તાતારની પેદાશ માટે જે લખેલું છે તેની પર્યાલોચના આ સ્થળે કરવી યોગ્ય છે

આબુલગાજીએ કહેલ છે જે, મહાપુરૂષે, તાતારવંશની સ્થાપના કરીછે તેનું નામ મોગલ તે મોગલનો અગુજ નામનો એક પુત્ર હતો. તેજ તાતાર અને મોગલકુળનો ખરો પ્રતિષ્ઠાતા હતો

તે અગુજના છ પરાક્રમી પુત્રો પેદા થયા, તેમાથી પહેલાનું અને બીજાનું નામ કાયન અને આય હતુ તે કાયન અને આય, સૂર્ય વ ચંદ્ર સરખા હતા એમ તેઓના કુલાખ્યાન ગ્રંથમા લખેલ છે વાચનાર ! વિવેચન કરી જોશો ! જે " આય " શબ્દ આયુનો અપભ્રંશ કહેવાય કે નહિ !

તાતારના લોકોએ આયને પોતાનો ગોત્રપતિ કહેલો છે અને પોતે ચંદ્રવંશીય છે એમ માનેછે અગાઉ આપણે કહી ગયા જે તાતારના લોકના મતમા આય ચંદ્ર મગ્ણો છે એટલેકે તેઓ ચંદ્રવંશની પેદાશના છે એમ તેઓ કહે તેમા વિચિત્રતા શી છે ?

તાતારના આયનો જુલદુન નામનો એક પુત્ર થયો હતો, તે જુલદુસના પુત્રનું નામ હય હતુ તે હયથી ચીનનું પ્રથમ રાજકુલ પેદા થયુ છે.

આયથકી નવમો રાજા એલખાં નામે તેના વંશમા પેદા થયો. એ એલખાંનના કેયાન અને નાગસ નામના બે પુત્ર પેદા થયા. તેનાજ વંશો વ્યાપક થઇ ભારતભૂમિમાં ઉતરેલ છે

જે મહાવીર જગીઝખાંના પ્રચંડ વીર્યાનળે એકવાર અડધું જગત્ ઉદ્દીપિત થઈ ગયું હતુ તે જગીસખા પોતે, કેયાનનો વંશધર છે એમ પરિચય[1] આપતો હતો.

પુરાણમા જે તક્ષક અને નાગજાતિનું વિવરણ માલુમ પડેછે. તે ઉપર કહેલ નાગમના વંશમાહે ઉત્પન્ન થયેલ જાતિ હોય એમ લાગેછે. સુપ્રસિદ્ધ ઇતિહાસવેત્તા દીગાયન, તક્ષક ને તકયુક મોગલના નામે કહેલ છે.

પૌરાણિક ચંદ્રવશની પેદાશના વિવરણ સાથે, તાતારના ઉપર કહેલ ચંદ્ર વંશની પેદાશના વિવરણનો મુકાબલો થયો તે મુકાબલો કરવામા સ્થાને સ્થાને, તેઓનુ પરસ્પર સાદૃશ્ય જોવામા આવ્યુ પણ તે સાદૃશ્ય કેવી રીતનું છે તે ક્રમે ક્રમે જોવાનું છે. પહેલા આપણે, પ્રત્યેકના ગોત્રપત્નિના સભવના અને તેઓના પ્રાચીન દેવતત્વના વિષયનુ અનુશીલન કરવા પ્રવૃત્ત છીએ.

પ્રથમ-પૌરાણિક ભગવાન વૈવસ્વત મનુની પુત્રી ઇલા એકવાર વનમાર્ગે વિચરણ કરતી હતી એટલામા ચદ્ર તનય બુધમાથે તેની મુલાકાત થઇ. બુધે તેને પત્ની કરી લીધી. અને તે બેના સંમીલનથી ચદ્રવંશની ઉત્પત્તિ થઇ

દ્વિતીય-ચીનના પ્રથમ નૃપતિ યુ ( આયુ ) નું જન્મવૃત્તાન-એકવાર કોઇ શ્રીમતિની, ફરતા ફરતાં ફો ( બુધ ) ગ્રહની સંમુખે ઉપસ્થિત થઇ. ફોએ બલ પૂર્વક તે સ્રીનો ઉપભોગ કર્યો થોડા દિવસમા તે સ્રીને, ગર્ભલક્ષણ જણાવવા લાગ્યા ક્રમે તે સ્રીને પેટે એક પુત્ર પેદા થયો તે પુત્રનુ નામ યુ હતું તે યુજ ચીનદેશના પ્રથમ રાજવશનો પ્રતિષ્ઠાતા ક્રાઇસ્ટના જન્મ પૂર્વે ૨૨૦૭ વર્ષ ઉપર ચીનના નવ પ્રદેશ કરી, યુએ રાજ કરવુ શરૂ કર્યું ·

આ ક્ષણે સુસ્પષ્ટ માલુમ પડેછે જે તાતારીય આય, ચીનનો યુ અને પૌરાણિક આયુ તે ત્રણે જાતના ચદ્રવશનો પ્રતિષ્ઠતા એકજ છે. પૌરાણિ ચદ્ર તનય બુધના ચરિત્રના માત્ર છાપા લઇ ચીનના લોકોએ અને તાતારના લોકોએ પોતાના ચદ્રવંશની વર્ણના કરેલ છે.

· વળી ભગવાન બુધે, જે ધર્મનો પ્રચાર કરેલ છે, તે ધર્મ, તે સમયની અનેક જાતિનો મુખ્ય ધર્મ થઇ પડયો હતો. અનેક દિનસુધી તે ધર્મનું તેઓએ સમ ભાવે પ્રતિપાલન કર્યું જ્યારે ક્રમે ક્રમે સૂર્યોપાસક, પ્રચડ પરાક્રમથી પેદા થયા ત્યારે બુધની ધર્મ પ્રતિપાલના અને ઉપાસના એકદમ બદલાઇ ગઇ.

પ્રચરિત બુધ ધર્મ બદલાઇ છેવટે શાતિમય જૈનધર્મમાં તે પરિણામ પામ્યો.

---

૧ ઓળખાણ.

આચાર વ્યવહાર સાથે રજપુત જાતિના આચાર વ્યવહારનું કેવી રીતનું સાદૃશ્ય છે તેનું પણ સમાલોચન કરવાનો અમારો મુખ્ય હેતુછે.

જે સઘળી જાતને અમે અનાર્ય કહી આ પ્રસ્તાવમાં લખેલ છે તે જાતિ, અશ્વ, તક્ષક અને જીત વંશમાંથી પેદા થયેલ છે. એ જાતિના પૌરાણિક ઉદ્ભવ સાથે, વંશવિવરણ સાથે, આચાર વ્યવહાર વીગેરે સાથે આર્યજાતિના ઉપરના વિષયનો સંબંધ અને સાદૃશ્ય જોઇ સર્વને માલુમ પડશે કે તે બન્ને જાતિ એકજ વંશની છે.

તે અનાર્ય જાતિઓ ભારતમાં બરાબર કયા સમયે આવી તેનો નિશ્ચય કરવા દુષ્કર છે. પણ તેઓ કયા દેશમાંથી આવ્યા, ભારતભૂમિમાં વસ્યા તેનું નિરૂપણ કરવામાં કોઇરીતની આપત્તિ નથી.

જે તાતાર વ મોગલ જાતિનું વિવરણ, ભારત ઇતિહાસમાં પર્યાપ્ત પરિમાણે વર્ણવેલ છે, જેના કુલતિલક નૃપતિઓએ ભારતભૂમિને, એક આવ ભૂ નિવાસમાં, હાલકડોલક સ્થિતિમાં આણી હતી તેઓ પણ તે અનાર્યવંશની પેદાશના હતા. પ્રખ્યાત નામવાળા આબુલગાઝીએ ઉપર કહેલ મોગલ અને તાતારની પેદાશ માટે જે લખેલું છે તેની પર્યાલોચના આ સ્થળે કરવી યોગ્ય છે.

આબુલગાઝીએ કહેલ છે જે, મહાપુરૂષે, તાતારવંશની સ્થાપના કરીને તેનું નામ મોગલ. તે મોગલનો અગુજ નામનો એક પુત્ર હતો. તેજ તાતાર અને મોગલકુળનો ખરો પ્રતિષ્ઠાતા હતો.

તે અગુજના છ પરાક્રમી પુત્રો પેદા થયા, તેમાંથી પહેલાનું અને બીજાનું નામ કાયન અને આય હતું. તે કાયન અને આય, સૂર્ય વ ચંદ્ર સરખા હતા એમ તેઓના કુલાખ્યાન ગ્રંથમાં લખેલ છે. વાંચનાર ! વિવેચન કરી જોશો ! જે " આય " શબ્દ આયુસનો અપભ્રંશ કહેવાય કે નહિ !

તાતારના લોકોએ આયને પોતાનો ગોત્રપતિ ઠેરવેલો છે અને પોતે ચંદ્રવંશીય છે એમ માનેછે. અગાઉ આપણે કહી ગયા જે તાતારના લોકના મતમાં આય ચંદ્ર સરખો છે. એટલેકે તેઓ ચંદ્રવંશની પેદાશના છે એમ તેઓ કહે તેમાં વિચિત્રતા શી છે !

તાતારના આયનો જુલદૂસ નામનો એક પુત્ર થયો હતો, તે જુલદૂસના પુત્રનું નામ હ્યુ હતું તે હ્યુથી ચીનનું પ્રથમ રાજકુલ પેદા થયું છે.

આયપછી નવમો રાજા ઓલખાં નામે તેના વંશમાં પેદા થયો. એ ઓલખાંનના કેયાન અને નાગસ નામના બે પુત્ર પેદા થયા. તેનાજ વંશો વ્યાપક થઇ ભારતભૂમિમાં ઉતરેલ છે.

રાજકુળમાં પ્રતિષ્ઠા મેળવી ગયા તેનું વિવરણ હવે પછી અપાશે. હવે આર્ય વીરરજપુતોનો ધર્મ, સમાજ, નીતિ, વ્યવહારનીતિની સાથે, અને શાકદ્વીપના રાજકૂળના ધર્મ, વ્યવહાર. નીતિ, સમાજનીતિનો મુકાબલો કરી તે બન્નેના વચ્ચે કેટલી એકમેકતા છે તે દેખાડી આપવું યોગ્ય ગણાશે; તે સાદશ્ય એવું ગાઢ છે જે તેનું અનુશીલન[1] કરતાં તે સઘળી જાતિ અભિન્ન છે એમ સહેલાઇથી માલુમ પડે તેવું છે.

**વેશવિન્યાસ**–પ્રસિદ્ધ ઇતિહાસવેત્તા ટસીટસે કહેલ છે જે જર્મનો લાંબા અને સ્લથ[2] કપડાં પહેરતા હતાં. તેઓ શય્યામાંથી ઉઠતાંજ શરીરને ધાત[3] કરતા હતા. કોઇ દીવસ કેશશ્મશ્રુ કહડાવતા નહિ હતા. તેઓનો કેશકલાપ,[4] એક વેણીમાં બાંધેલો ગુચ્છાકારે માથા ઉપર ગ્રંથિબદ્ધ[5] રહેતો હતો.

એ સમયે, જર્મનો જો, હિમ પ્રધાન પ્રદેશમાં વાસ કરતા હોય તો ઉપરના વર્ણનમાં કહેલ આચરણ અને વેશવિન્યાસ, તે પ્રદેશનો ઉપયોગી તેને થાય નહિ* અવશ્ય તેઓ એશીયાના ગ્રીષ્મ પ્રધાન પ્રદેશથી તે સઘળો આચાર વ્યવહાર શીખ્યા હોય તેમ લાગે છે.

**દેવવંશ**–ટુઇષ્ટ ( મંગળ× ) અને આર્થા+ ( પૃથ્વી ) પ્રાચીન જર્મનોની દેવતા સ્વરૂપે હતી. તેઓના મતમાં ભગવાન મન્સના ઔરસે આર્થાના ગર્ભે ટુઇષ્ટનો જન્મ થયો.

---

૧ અવગાહન ૨ જાડા ૩ ધોવું, સાફ કરવું ૪ અંબોડો ૫ ગાઠવાળો.

* એ શિવાય, તેઓની નિત્ય નૈમિત્તિક ક્રિયાનું વિવરણ મળી આવેછે તેથી માલુમ પડેછે જે તેઓ શાકદ્વીપીય જીત, કાનિ, કીમ્બી, ટેબી વીગેરે જાતિના સાથે એક વંશ સંભૂત ગણાયા છે. ટેક્ષમીસે જર્મનને એક મૌલિક જાતિ ગણીછે. એશીયાના ઉષ્ણુ પ્રધાન દેશમાં તેઓનો આદિમ નિવાસ છે એમ તેણે સ્પષ્ટરીતે જોકે લખ્યુ નથી તોપણ તેણે તે સંબધે કિંચીત લખ્યુંછે જે જર્મનદેશમાં વાસ કરવાથી અંગ પ્રત્યંગ વિકૃત થાય છે તે જર્મનીના માટે એશીયાનો શિતોષ્ણ પ્રદેશ ત્યાગ કરવો તે શું અક્કલવાળાનું કામ છે ? તેથા નિઃસંદિગ્ધચિત્તે બોલી શકાય છે જે એશીયાનો હરકોઇ દેશ જર્મનનો આદિ ગનિ વાસ હતો એમ ટસીટસ જાણતો હતો.

× હીંદુશાસ્ત્રના મતમાં મંગળ પૃથ્વીથી ઉત્પન્ન થયોછે. उपेंद्रवीजात्पृथिव्यांतु मंगलःसमजायत ॥ ब्रह्मवैवर्तपुराणं. બીજા પુરાણોમા મગલને ધરણીપુત્ર કહેલ છે.

\+ ખ્રીસ્ટીય પાચમા સૈકામાં શાલીંદ્રપુર ( મસાલપુર ) માં જીત જાતિનો એક રાજા રાજ્ય કરતો હતો તેના રાજ્યનુ થોડું વિવરણ કરનારી એક શિલાલીપિ હાથ લાગીછે. તે લિપિના એક સ્થળે તે ટુઇષ્ટ કુલોદ્ભવ હતો એમ વર્ણવેલ છે ત્યારે એ કયો ટુઇષ્ટ ?

જર્મનોએ, ટુઇંઇ ( મગળ )ને અને લોપેન ( બુધ )ને એકગણી મોટી ભુલ કરી દીધી છે

પૂજાવિધિ—સ્કંદનાભ ( સ્કેંડીનેવીયા ) દેશમાં જીત નામે એક મહા પરાક્રમી જાતિ વાસ કરતી હતી તેનો વંશ અનેક શાખા પ્રશાખામાં વિભક્ત થયો હતો તે શાખા પ્રશાખામાં શેવારોવીઓ અત્યંત પ્રતિષ્ઠવાળા હતા તે શેવોકો ભગવતી પૃથ્વીની* પૂજા કરતા હતા અને તેને સંતોષિત કરવાને માટે તેઓ નરબલિનો ઉત્સર્ગ કરતા હતા તેઓના ગ્રંથમાં વળી લખેલ છે જે તેઓના આરાધ્ય દેવના વસુમતીનો રથ, એક ગાયથી વહિત થતો હતો

શેવીઓ અત્યંત મૂર્તિપૂજક હતા, તેઓ આર્યાનું[1] પૂજન કરતા ન્હોતા, પણ ઇશી નામની દેવી જેને હીંદુશાસ્ત્ર ઇશાની વા ગૌરી કહેછે તેની પૂજા કરતા હતા તે ઇશી, પ્રાચીન મિશ્રદેશની આરાધ્ય દેવી હતી મીસરદેશીઓ કેવળ ઇશીની પૂજા કરતા હતા નહિ પણ તેઓ યુગલ મૂર્તિ એસીરીસ અને ઇશી ( હરગૌરી ) ની પૂજા કરતા હતા ઉદયપુરના વિશાળ સરોવર ઉપર આજપણ ભગવતી ઇશાની ( ઇશી ) ની મૂર્તિ છે તેની ચાલતી પૂજા પદ્ધતિ જોતા માલુમ પડેછે જે તેવી પૂજાપદ્ધતિ એકવાર મિશ્રદેશમાં ચાલતી હતી. ઐતિહાસિક પ્રવર હીરોડોટસના વર્ણનથી એ પૂજાપદ્ધતિનો સ્પષ્ટ દાખલો મળી આવેછે

વીરવ્યવહાર—ભુવનવિખ્યાત યદુકુળમાં બાહ્યશ્વ નામનો એક મહા તેજસ્વી પ્રચંડ રાજા પેદા થયો હતો તેના વંશજો, સીંધુનદના પારને ઓળંડી ભારત ભુમિના દૂર પ્રદેશમાં વિસ્તાર પામ્યા હતા, તે ક્ષત્રિય કુમારોનો તે સમયનો જેવો આચાર વ્યવહાર હતો તેવોજ જીત, શેવી અને સ્કંદનાભના વાસીઓનો હતો એમ કહેવાય છે જે તે શેવીજીત અને સ્કંદનાભના વાસીઓ ભગવાન હરિકુલેશ×

---

૧ એક દેવી,

* હીંદુશાસ્ત્રમાં ભગવતી પૃથિવી પણ વિશેષ પૂજનીય ગણી છે તે વાત હીંદુ સંતાનના જાણવામાં હશે ખરો ખુદ દિલીપે તેની જુદા જુદા પ્રકારે પૂજા કરીને ગાયને રૂપ કામધેનુમાં પણ એને આપેલ છે

पयोधरीभूतचतु समुद्रा जुगोपगोरुपधरामिवोर्वी                    रघुवंश

× ભીમના હરકુલીસ સાથે ભારતના હરિકુલેશ ( બળદેવ ) નું અનેક વિષયમાં સાદ્રશ્ય જોવામાં આવે છે મહાત્મા ટોડસાહેબે તે બેને એકજ દેવ ગણેલા છે તે બાબતમાં ટોડસાહેબના અનુમાન યુક્તિયુક્ત છે તેણે હરકુલીસ અને હરિકુલેશ ( બળદેવ ) નું સાદ્રશ્ય પ્રતિપાદન કરવા માટે જે પ્રમાણ બતાવેલા છે, તે પ્રમાણનો અહીં ઉતારો કરી ગ્રંથની વૃદ્ધિ કરવાનું મને યુક્ત લાગતું નથી

( હરકયુલીસ ) ટુઇસ્ટ અને ઓધનનો સ્તુતિવાદ કરતા કરતા તેઓની ધ્વજા હાથમા લઇ યુદ્ધમા જતા હતા અને પાસેનાને અને દૂરનાને મારવા માટે હથી યારમા તેઓ મગદળ અને શૂળનો વ્યવહાર કરતા હતા

આર્યો જેમ ત્રિમૂર્તિની આરાધના કરતા હતા તેમ સ્કદનાભ દેશવાસીઓ ત્રિમૂતિની આરાધના કરતા હતા થર, ઓધેન અને યાફ્રી નામની ત્રિમૂર્તિનુ * તેઓ આરાધન કરતા હતા તે ત્રિમૂર્તિ ત્રિગુણાત્મિકા[1] હતી તે પ્રમાણેની ઉપાસના પણ રોવીલોકો પોતાના મદિરમા કરતા હતા

વસ તઋતુના સમાગમે જ્યારે પૃથ્વી નવા જીવને જીવિત થાતી ત્યારે સ્કદ નાભવાસીઓ ફ્રેયાનો મહોત્સવ કરતા હતા તેઓ તે દેવતાની સમક્ષ વન્યવરાહ[2] ને બલીદાનમા આપતા હતા

હરવનિતા વાસ તીદેવી, રજપુતની આરાધ્યદેવી વસ તકાલના સમાગમે રજપુતરાજાઓ સૈન્ય સામ તસાથે શીકારને માટે બહાર જાતા અને વરાહનો શીકાર કરી તેનુ માસ ખાતા તેઓ તે દીવસે, પોતાના જીવનની મમતા છોડી શીકાર કરતા હતા તે દીવસે તેઓ સારા શુ ન જોતા હતા

કુન ૨ કાર્તિકસ્વામી રજપુતોનો દેવ સેનાપતિ હીદુઓના પુરાણમા તે ષડાનન કહેવાય છે શાકસેન લોકનો દેવ પણ ષડાનન છે શાકસેન કાતિ સૈવી, જીત અને કેબ્રી લોકો, તે ષડાનનને, યુદ્ધદેવ ગણી પૂજતા હતા

વીરાચારી રજપુતો, મૃગ, વરાહ, હ સ, જ ગલી કુકડાનો શીકાર કરી, તેનુ માસ ભક્ષણ કરતા હતા ઘોડો, સૂર્ય, અને તલવાર તેઓના ઉપાસ્ય દેવછે બ્રાહ્મણની શાતીમય કથાના કરતા ભાટની વીરરસમય કથા ઊપર તેઓની વિશેષ ભક્તિ છે તે ભક્તિ અચળ અને અટલ છે ને તેઓના જીવનનુ મૂળમ ત્ર સ્વરૂપ જે દીવસે તે ભક્તિનો વિલોપ થાશે તે દીવસેજ આ વિશ્વમાથી રજપુત નામ ઉડીજાશે હાલ પણ તે દૂરના સ્કદનાભ દેશના વીરપુરૂષો સાથે આર્યવીર રજપુતનુ સાદૃશ્ય જોવામા આવેછે. તે સાદૃશ્ય જોવાને આપણે પ્રવૃત્ત છીએ પણ હવે તે અવસ્થા કયા છે ? તે સ્કદનાભની તેજસ્વિની અવસ્થા કયા છે ? હાલ તે શક્તિ તેના પુત્રોના નિષ્ઠુર આચરણથી, ત્યાગ કરી ચાલીગઇ છે હાલ જે મહતભાગીની ભારતભૂમીમા આચાર વ્યવહાર, ધર્મનીતિ વિગેરે નષ્ટપ્રાય થયેલા દેખાય છે તેવીજ રીતે તે સ્કંદનાભની ભુમીમા પણ ઉક્ત વ્યવહારો નષ્ટપ્રાય થઇ ગયેલા છે

---

૧ સત્વ રજસ અને તમો એ ત્રણ ગુણવાળી ૨ જગલનુ ભુડ

* હીદુઓની ત્રિમૂર્તિની જેમ તેઓની ત્રિમૂતિ પણ ત્રિગુણાત્મિકા છે થર ( હર ) સહારકર્તા, ઓધેન પાલન કરતા, ફ્રીયા આધાશક્તિ પ્રકૃતિ સ્વરૂપિણી દેવીરૂપે કલ્પિત છે.

ભાટ–કવિ–રજપુત રાજાઓના વશને અને ચરિતમાળાને જે જાતિ, ગાથા બદ્ધ કરી રાખેછે અને સમયે સમયે તે ગાથાબદ્ધ ચરિતો અને વશોનો જે જાતિ તેઓના સમક્ષ પાઠ કરી બતાવે છે તેઓનુ નામ ભાટ–કવિ,* કહેવામા આવેછે, એવી જાતના ગાથાના કરનાર ભાટકવિઓ પ્રાચીન જર્મનોમા પણ હતા મહાત્મા ટેસિટસના ઇતિહાસમા તેનુ સ્પષ્ટ પ્રમાણ જોવામા આવેછે તેણે કહેલ છે જે યુદ્ધયાત્રકાળે, જ્યારે એ વીરરસાનન્દોઠી[1] કવિઓ, અમૃત ટપકતી વીણાતત્રી નામના શુરત્વ આપનાર મધુર અવાજમા, પોતાનો મૃદુ ગભીર કઠ સ્વરે મેળવી તે ગાથાઓ ગાતા હતા ત્યારે યોદ્ધા, પોતાના જીવનની મમતા છોડી ભયકર સગ્રામમા જવા તૈયાર થતા હતા

યુદ્ધરથ–ભારતવાસીઓ અને શાકદ્વીપવાસીઓ સઘળા રણસગ્રામમા યુદ્ધરથ વાપરતા હતા એટલે રથો, ચતુરગિની સેનાનુ એક અગ ગણાતુ હતુ મહા રાજ દશરથના સમયથી તે, મુસલમાન બાદશાહોએ ભારતવર્ષ ઉપર હુમલા કર્યા તે કાળસુધી આર્યનોકો જે યુદ્ધ વ્યાપારમા રુ થાતા હતા તે સઘળા યુદ્ધવ્યાપારમા યુદ્ધરથને તેઓ વાપરતા હતા પણ જે દીવસથી યવનોએ ભારતનુ સ્વાતંત્ર્ય ખેચી લીધુ તે દીનથી યુદ્ધવ્યાપારમા યુદ્ધરથ વપરાતા બધ થયા

કુરુક્ષેત્રના મહા સગ્રામમા, શ્રીકૃષ્ણ, પ્રિયમિત્ર અર્જુનના સારથિ થઇ, તેનો રથ હાક્તા હતા તે પ્રમાણે જરાક્ષેશ,[2] જ્યારે ગ્રીસના શેલગહિત પ્રદેશમા પોતાની વિજયી સેના ચલવવા લાગ્યો અને ડરાયુસ જે સમયે વિશાળ આશવલાક્ષેત્રમા પોતાની વિજય પતાકા ઉડાડવા લાગ્યો ત્યારે યુદ્ધમા યુદ્ધરથજ રણસગ્રામનુ પ્રધાન અગ ગણાતુ હતુ

ઉપરની ઘટનાના સમય પછી અનેક દિવસો સુધી ભારતના દક્ષિણ પશ્ચિમ પ્રાત માહેના વિશાળ પ્રદેશમા યુદ્ધરથનો વ્યવહાર થતો હતો જે સઘળી જાતિઓ તે સમયે યુદ્ધરથનો વ્યવહાર કરતી હતી તેમા કાઠીકોમની, અને કોમારી જાતિ, વિશેષ

---

૧ વીરરસમા આનંદ આપનાર ૨ ગ્રામનો રાજા

* બ્રહ્મવૈવર્ત પુરાણમા લખેલ છે કે શૂદ્રથી વૈશ્યાના ગર્ભે ઉત્પન્ન થયેલ જે જાતિ તેને ભાટજાતિ કહેવામા આવે છે

वैश्यायां शूद्र वीर्येण पुमानेको बभूवह सभट्टोवावदूकश्च सर्वेषांस्तुतिपाठकः

दशमअध्याय.

ગાળા ન પુરાણમા બીજા એક સ્થળે લખેલ છે જે ક્ષત્રિ થકી વિપ્રકન્યાના પેટે પેદા થયેલ પુત્ર ભાટ કહેવાય છે

क्षत्रियात् विप्रकन्यायां भट्टोजातोऽनुवाचकः

પ્રસિદ્ધ છે. તે સઘળી જાતિઓ, આજપણ સૌરાષ્ટ્રદેશમાં વાસ કરી, પોતાના પૂર્વ પુરૂષ શક લોકોના પ્રાચીન આચાર વ્યવહારને સમભાવે[1] પાળેછે. આજપણ તેઓના પૂર્વના પાષાણ સ્તંભ[2] ઉપર સ્પષ્ટાક્ષરે લખેલ છે જે તેઓના પુર્વ પુરૂષો રથમાં બેશી સંગ્રામ કરતાં કરતાં, સંગ્રામમાં હણાયા છે.

**સ્ત્રીજાતિ તરફ વ્યવહાર**—આર્ય વીરરજપુતો જેમ પોતાની ગૃહલક્ષ્મી સ્વરૂપ સ્ત્રીના તરફ શિષ્ટ[3] વ્યવહાર ચલાવે છે તેમ પ્રાચીન જર્મન, સ્કંદનાભીય અને જીતલોકો પણ પોતાની સ્ત્રીઓ તરફ શિષ્ટ વ્યવહાર ચલાવતા હતા. એ વિષયમાં એ સઘળી જાતિમાં જેવું પરસ્પર સાદૃશ્ય જોવામાં આવેછે તેવું સાદૃશ્ય બીજા વિષયમાં બહુજ થોડું જોવામાં આવે છે.

ટસિટસે વર્ણવેલ છે જે જર્મનલોકો પ્રાચીનકાળમાં સંકટ સમયે, સ્ત્રી નીમંત્રણા,[4] દૈવવાણી માની જાણુતા હતા. કવિવર ચંદભાટના ગ્રંથમાં રજપુતોનું તે વિષયમાં તેવું વિવરણ માલુમ પડેછે. તેઓ કુળકામિનીના નામની સાથે "દેવી" એવું ઉપનામ દાખલ કરતા હતા. રજપુત અને જર્મનો પોતાની સ્ત્રીને પોતાના જીવનનું જીવન સ્વરૂપ અને હૃદયની અર્દ્ધભાગિની છે એમ માનતા હતા. રજપુતો અને જરમનોમાં એવી પ્રથા હતી કે તેઓ પોતે જીવતાં છતાં પોતાની સ્ત્રીઓને કોઇપણ પ્રકારે હરીજવા દેતા નહી હતા. પરંતુ જો કદાચ એવો પ્રસંગ આવે અને કોઇપણ જાતનો ઉપાય નહોય તો પોતાની સ્ત્રીઓને ચીતામાં ખડકી, બાળીદઈ, તેઓ શત્રુસાથે લડતા હતા. અથવા પોતાના હાથે તે સીનું છેદન કરી, શત્રુનીસાથે યુદ્ધ કરતા હતા. એ હૃદયવિદારક વ્રતાનુષ્ઠાનનું વિસ્તૃત વિવરણ, મેવાડના ઇતિહાસમાં પ્રકટિત થશે.

**દ્યૂત**—જર્મન, રજપુત શીથ વીગેરે સઘળી પ્રાચીન જાતિની દ્યૂતક્રીડામાં વિશેષ આસક્તિ જોવામાં આવેછે. એ અનર્થકારી ખેલથી બહુ અનિષ્ઠ બનાવ બનવા પામ્યા છે તે સહુ કોઇથી અવિદિત નહિ હોય.

જર્મનલોકો, પોતાનું સર્વસ્વ અને પોતાની સ્વતંત્રતા દ્યૂત રમવામાં મૂકી દેતા હતા અને તે ખેલમાં હારતા હતા ત્યારે તેઓ જીતનારથી દાસભાવે રહેતા હતા અને તેઓને જાહેર સ્થળે ગુલામ તરીકે વ્હેંચવામાં આવતા હતા. એ સર્વે નાશકરનારી દ્યૂતક્રીડામાં વિમોહિત થઈ, પાંડવો પોતાની ધનસંપત્તિ હારી.છેવટે હૃદયની અર્દ્ધભાગિની દ્રૌપદીને પણ જુગારની રમતમાં મુકીદેવાને જરાપણ લજ્જા પામ્યા નહોતા. તેઓની આ ભયંકર દ્યૂતાસક્તિથી ભારતનું જે વિષમ અનિષ્ઠ થયુંછે તેનું પ્રસિદ્ધ ચિન્હ, હાલ પણ કુરૂક્ષેત્રના ભીષણ સ્થાનમાં સ્પષ્ટભાવે રહેલ છે.

૧ સરખી રીતે ૨ પાળીયો ૩ સારો ૪ સલાહ.

તે હિન્દુ આર્યજાતિનું અધઃપતન હજીસુધી સૂચવે છે એવી દ્યૂતક્રીડાથી ભારતમાતાના વક્ષઃસ્થળમાં[1] વિષમ આઘાત લાગ્યા છતાં હાલ પણ રજપુત વીગેરે મોટા આનંદમાથે તે અનિષ્ટ કરનારી ‡ ક્રીડામાં પ્રવૃત્ત થાયછે ! કેવું આશ્ચર્ય ! શું એ જીવલું પાપાચરણ તેઓના પવિત્ર ધર્મગ્રંથમાં કરવા લાયક ગણવામાં આવેલ છે ? તે વિધાનના અનુસારે તેઓ આજપણ પ્રતિવર્ષ ' દીવાળી" ના+ ઉત્સવના ઉપલક્ષે[2] ભગવતી લક્ષ્મીની પ્રસન્નતા મેળવવા તે અનર્થકારી ક્રીડા કરેછે એ ખરેખર ખેદ ઉપજાવનાર છે

શાકુનિક અને સામુદ્રિક ગણના–પક્ષીનું ઉડવું બોલવું પાંખનું હલાવવું વીગેરે અને તેની બીજી અંગભંગીની ક્રીયા ઉપર વિશ્વાસ રાખી રજપુત લોકો તેને શુકનઅપશુકનમાં ગણેછે તેના ઉપર આધાર રાખી આર્યલોકો પોતાના અદૃષ્ટ ફળની ગણના કરેછે પખી કઇ દિશાથી કેવા ભાવે ઉડી ગયું, કયા સમયે, તે કેવા ભાવે બોલ્યું, કેવા ભાવે તેણે પોતાની પાંખ ફફડાવી, તે બાબતમાં જીત અને જર્મનો પણ વિશેષ લક્ષ રાખી પોતાના શુભાશુભની ગણત્રી કરતા હતા એ શીવાય સામુદ્રિકશાસ્ત્ર ઉપર અને જ્યોતિષશાસ્ત્ર ઉપર તેઓ સંપૂર્ણ વિશ્વાસ રાખતા હતા જ્ઞાનના આલોક વિશ્વાસમાં પણ હજીસુધી તેઓના હૃદયમાંથી તે ભાવ નષ્ટ થયો નથી અને ભવિષ્યમાં આવો મિથ્યાભાવ નાશ પામશે કે નહી એ કહી શકાય તેમ નથી

વિકટ મદિરાપાનના મત્તિ—વીરજીત કુળથી ઉત્પન્ન થયેલ, જર્મન અને સ્કંદનાભીય લોકો મધપાન કરવા હમેશને માટે ઉત્સુક રહેતા હતા તેમ સ્પષ્ટ રીતે પ્રતીત થાયછે આર્ય વીરરજપુતો પણ તે વિષયમાં કોઈપણ ક્રમમાં ન્યૂન નથી. ઉપર કહેલ સ્કંદનાભીય અને જર્મન લોકોની માફક તેઓ વારૂણી[*] દેવીની પુજા કરતા હતા રણુસંગ્રામમાં દેવારધનામાં અતિથિ સત્કાર વીગેરેમાં રજપુતો મદિરા વ્યવહાર પુરઃસરથી કરતા જોવામાં આવેછે. સ્વદેશ રક્ષણાર્થે રણાંગણમાં દેહ પડવાથી અનંત સૂખના ધામ સ્વર્ગમાં સુરસુંદરીઓ મદિરાપૂર્ણપાત્ર લઇ તેઓની અભ્યર્થના કરે છે એવો જેમ રજપુતનો વિશ્વાસ છે તેમ, જીતવીરનો પણ વિશ્વાસ હતો એ વિશ્વાસને આધીન થઇ તેઓ મહાન ઉત્સાહથી રણસ-

૧ હૃદય ૨ નિમિત્તે ૨ સુરાદેવી

‡ દ્યૂતક્રીડા શાસ્ત્રના મતમાં સંપૂર્ણ નિષિદ્ધ છે

द्यूतमेतत्पुरा कल्पे दृष्टं वैरकरं महत्तस्माद् द्यूतंनसेवेत हास्यार्थ मपिबुद्धिमान्

मनुः

+ આ ઉત્સવ વ્યાપારમાં આર્ય લોકો ઘેર ઘેર દીપમાળા પ્રજ્વલિત કરેછે

ગ્રામમાં યુદ્ધ કરવા ઉતરી પડતા હતા અને શસ્ત્રશય્યામાં સૂનેલા છતાં હાસ્ય કરી કહેતા કે અમો માનવ જન્મથી મુક્ત થઇ સ્વર્ગનાં નિત્ય સુખમાં અમરલોકની સાથે હવે મદ્યામૃત પીશું.

સ્કંદનાભીય વીરગણના ઉપાસ્ય દેવનું નામ થર છે. તેઓના મતમાં નરકપાળ[1] તે રણદેવનું સુરાપાત્ર છે. વીરસ્કંદનાભીય લોકોની એ દેવ કલ્પના રજપુતના યુદ્ધદેવ હર ઉપરથી ગ્રહણ કરવામાં આવેલ છે.

રજપુતલોકો ઉત્તમમાં ઉત્તમ ક્રીડા અથવા લીલાનું સ્થાન યુદ્ધક્ષેત્રને ગણેછે, પીવા લાયક વસ્તુમાં ઉત્તમમાં ઉત્તમ મદીરાને ગણેછે અને તે મદિરા પોતાના યુદ્ધદેવ ભુતભાવન ભગવાન હરને ઉપાસ્ય ગણી તેને પ્રસન્ન કરવાને માટે મદિરા લોહીસાથે નૈવેદ્યમાં ધરેછે અને તેઓ તેમ કરવામાં વિશેષ આનંદ માનેછે.

અંત્યેષ્ટિસત્કાર—આર્ય વીરરજપુતો જેવી રીતનો સત્કાર કરેછે તેવી રીતે સ્કંદનાભવાસીઓ અને શાકદ્વીપવાસીઓ શબ દેહનો સત્કાર કરતા હતા. તે અંતિમ સત્કારના સાધનમાં તે સઘળી જુદી જુદી જાતિમાં જે સૌ સાદૃશ્ય જોવામાં આવેછે તેથી સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે જે ઉપર લખેલ પ્રથા, માનવજાતિની કોઇ આદિમ જાતિપાસેથી લીધી હોય એમ અનુમાન થાયછે. સ્કંદનાભવાસીઓ ઉપરની પ્રથા જે કાળે જેવી પાળતા હતા, તેકાળ, તેઓના ગ્રંથમાં દર્શાવ્યો છે અર્થાત્ જેકાળે તેઓ મૃતદેહને દગ્ધ કરતા હતા તેકાળ, "અગ્નિયુગ" અને જે કાળે તે શબને ન બાળતા અને ભૂમિમાં ભંડારતા, તે કાળ " મેરૂયુગ " નામે કહેવાતો હતો.

સ્કંદનાભવાસીના પ્રાચીન ગ્રંથમાં લખેલ છે જે તેઓ અગાઉ શબદેહને[2] બાળતા નહીં પણ ભૂમિમાં ભંડારતા હતા અથવા પર્વતની ગુફામાં મુકીઆવતા હતા. ત્યારપછી ઓધેને, તેઓને શબ બાળવાનો વિધિ શીખવ્યો. ઓધેનના શીખવવા ઉપર વિશેષ આસ્થા રાખી, તેઓએ, તે સમયથી શબને દાહ કરવાનું શરૂ કર્યું અને શબની રાખ ઉપર એક ઊંચો ઓટલો કરવાની રીત તેઓએ દાખલ કરી. વળી મૃત આશામીના અગ્નિસત્કાર સાથે તેની વિધવા સ્ત્રીને પણ તેઓ સતી થવા દેતા હતા. હીરોડોટસ બોલેછે જે એ સઘળી પ્રથા શાકદ્વીપમાંથી તેઓએ ગ્રહણ કરી છે.

સતીના સહમરણના વિષયમાં સ્કંદનાભના શૈવી લોકોમાં એક નવી પ્રથા, ચાલેલી હતી. જે મૃત આશામી જો બહુ પત્નીવાળો હોયતો તેની મોટી પત્ની તેની પાછળ સતી થાય. ઓધેનસાથે જે સઘળા મહાપુરૂષો સ્કંદનાભમાં ઉપનિવિષ્ટ

૧ મનુષ્યની ખોપરી ૨ મૃત શરીર.

થયા તેમા એકનુ નામ બલદાર હતું તે બલદારનું મરણ થયુ તેનીસાથે તેની મોટી પત્ની પોતના પતિની બળતી ચિતામા બળી સતી થઇ હતી. એ પ્રથા ઉપરથી સ્કંદનામના લોકોની ક્રમે ક્રમે શ્રદ્ધા ઉઠતી ગઇ.

વિખ્યાત હીરોડોટને વર્ણવેલ છે જે શાકદ્વીપનાવાસી જીત લોકો પોતાના પ્રિયતમ ઘોડાસાથે અગ્નિદગ્ધ થતા હતા અને સ્કંદનાભવાસી લોકો પોતાના ઘોડા સાથે જમીનમા દટાતા હતા. એવી રીતના મૃત સત્કારનું મૂલ કારણ એવું હતું જે અશ્વ શીવાય ચલતા ચાલતા, ભગવાન ઓધનનીપાસે ન જવાય એમ તેઓનો દૃઢ વિશ્વાસ હતો સ્કંદનાભનાવાસીના અને શાકદ્વીપવાસીના ઉપર લખેલા વ્યવહાર સાથે રજપુતની અન્ત્યેષ્ટિ[1] ક્રિયાના વિધાનની તુલના કરવામા આવે તો માલુમ પડેછે જે તે બધાની પરસ્પરની પ્રથામા અત્યંત સાદૃશ્ય છે. આર્ય વીરમૃત રજપુતને અસ્ત્રશસ્ત્રે સજ્જીત કરી સ્મશાનભૂમિએ લઇ જાયછે તેનો પ્રિયતમ ઘોડા પણ તેકાળે તેની સાથે હોયછે, તે ઘોડાને બાળતા નથી, પણ તેનો ઉત્સર્ગ[2] કરી, તેને પુરોહિતના હાથમા આપેછે

જે ચિતાના સ્થાન અગ્નિમા એવુ રૂપ લાવણ્ય અને વીરવિક્રમ દેહ દગ્ધ થાય છે, તે સ્થાન અતિ પવિત્ર ગણાય છે તે પવિત્ર સ્થાન સંબધે, જુદી જુદી જાતમા જુદી જુદી જાતના વિસ્મય પમાડનાર ગપ્પાષ્ટકો ચાલેછે ઘણુંકરી સઘળા દેશીય લોકના મુખથી સાભળવામા આવેછે કે એ ભયાનક શ્મશાનક્ષેત્રમા પ્રતિદિન અર્દ્ધ રાત્રીએ એક જાતનુ અજવાળું જોવામા આવેછે તે અજવાળું ભગવાન ઓધિન કરેછે.

સ્કંદનાભવાસીઓ અને જક્ષારનીવાસીઓ, મૃત આશામીના ભસ્મરાશિ[3] ઉપર ઓટલો બનાવતા હતા આર્ય રજપુત લોકોમા પણ એવી રીતની પ્રથાનો પ્રચાર છે.

જે રજપુતો રણુમ આમ કે ધીંગાણામા પોતાના પ્રાણનો ત્યાગ કરેછે તેઓની પવિત્ર ચિતાના ઓટલા ઉપર તેઓની પષાણ પ્રતિમૂર્તિ સ્થાપિત થાય છે તે બધી પ્રતિમૂર્તિ પથ્થરમાથી કોતરી કહાડે છે. કોતરેલી પ્રતિમૂર્તિને હથીયારથી સુસજ્જ અને ઘોડા ઉપર બેસારેલી હોય એમ રાખેછે, તેઓની ડાબી બાજુએ તેની અનુમૃત[4] પત્નીની મૂર્તિ હોય છે વળી તે પાષાણ ઉપર સૂર્યચંદ્રની મૂર્તિ પણ કોતરેલ હોય છે

[1] અસ્ત્રપુજા—વીરાચારી રજપુતો ઘોડાની માફક અસ્ત્રશસ્ત્રનો વિશેષ આદર કરેછે તે બન્ને વસ્તુ તેના વીરધર્મનું પ્રધાન અંગ છે તેથીજ તેઓ ભક્તિસહ-

૧ ઉત્તરક્રિયા ૨ છોડીદેવું ૩ ઢગલો ૪ પાછળથી મરી ગયેલી, સતી થયેલી.

સાથે વારવાર તેને નમે છે તેઓ પોતાની તરવારનો સ્પર્શ કરી સમખાય છે શાકદ્વીપના જીત લોકો પણ એની રીતની પ્રથા પાળતા હતા જે સમયે તે વીરજાતિના વીર્યાનળે[1] સઘળો યુરોપખંડ ઉત્તપ્ત થઇ ગયો હતો, તે સમયે, એ પ્રથાને વિશેષ ઉત્કર્ષ હતો પ્રચંડ જીતવીર આટીલા આથેન્સ નગરમા મોટી ધામધૂમે પોતાના અસ્ત્રશસ્ત્રની પૂજા કરતા હતા વિખ્યાત મહાત્મા ગીબને પોતાના વિશાળ ઇતિહાસ ગ્રથમા એ વિષયનુ અતિ મનોહરભાવે ચિત્ર આપેલ છે પણ તેણે રજપુતોનો ખડગપૂજા જો જોઇહત તો તેના ઉપરના મનોહર ચિત્રમા શિથિલતા દૂર થઇ જાત

**અશ્વમેધ**—સ્થાવર જંગમ જગતમા ઘણીજ થોડી ચીજ જોવામા આવેછે જે કોઇપણ કાળે મનવજાતિથી પૂજ્ય થઇ નહોય સૂર્ય, ચંદ્ર, ગ્રહમંડળી, નક્ષત્ર સમાજ, તરવાર, પાષાણ, નદ, નદી સર્પ, ગાય વીગેરે સમયે સમયે, સઘળી જાતના માણસની આરાધના અને પૂજાને પામેલ છે જંતુમા ગાયની જેમ કોઇ પૂજાપાત્ર અને ઉપાસ્ય થયુ નથી, તે રીતે અશ્વને આરાધ્ય ગણવામા કોઇ રીતની કસર ગણાઈ નથી અશ્વની સાથે મહાન પદાર્થ સૂર્યની પણ પૂજા થતી હતી અને થાયછે

પરોઢીયાની આનંદમય અને શુશોભીત શોભાને છોડીદઇ રાત્રીની અંધકાર રાશીને વિદૂર કરી, જે દીવસે, તેજપૂંજ ભગવાન ભાસ્કર અજ્ઞાનાંધ માનવના નયન સમક્ષે પ્રકાશિત થયો, તે દીવસે તેનુ તેજ, અને વિરાટમૂર્તિ જોઇ માનવ વિસ્માયન્વિત, ભયાન્વિત અને ભક્તિ રસાન્વિત એકદમ થઇ ગયા ત્યારપછી જે દીવસે, તેનુ જ્ઞાનચક્ષુ ઉઘડયુ તે દીવસથી તે સમજવા લાગ્યો જે સૂર્ય થકી રાત્રી દીવસ, શીત, ગ્રીષ્મ, વર્ષા, શરદ વીગેરે પેદા થાયછે અને જીવ જંતુનો આવીરભાવ તેમજ વૃક્ષલતા વીગેરેની પેદાશ અને પોષણ પણ તેથી થાય છે તે દીવસે તે ગંભીર આનંદ અને ભક્તિરસે બોલી ઉઠયો "જે મહાપુરૂષ જગતનો સવિતા, જે અમારી બુદ્ધિ વૃત્તિને પ્રેરેછે તે જોઇ અમે વરણીય તેજનુ ધ્યાન કરીએ છીએ" તે દીવસથી તાતારના સુવિસ્તૃત જંગલમા સીરીયાના ઉન્નત્ત મરૂદેશના પારસ્યન ગિરિગહનમા ગંગાની તીરભૂમિમા અને અરીનોકાના મહાવનમા સઘળાઓ સમભાવે સૂર્ય દેવનુ સ્તુતિગાન કરી તેની પૂજા કરવા લાગ્યા

જે દેશના લોકોની જેવી રીતની રૂચિ અને જેવી રીતનો આચાર વ્યવહાર અને રીતિનીતિ, તે દેશના લોકો તે અનુસારે ભગવાન સૂર્યદેવની પૂજાવિધિનુ અનુષ્ઠાન કરતા હતા એશીયાના બલપૂજક અને બ્રીટન અને ગોલ્ડના બલીનસ

[1] વીર્યરૂપી અગ્નિ

દેવના ઉપાસક કેટલાકો, પોતપોતાના ઉપાસ્ય દેવની તૃપ્તિના વિધાનના અર્થે પોતાના માનવભ્રાતાને બલિસ્વરૂપ ઉત્સર્ગ કરી ભીષણ નરમેધનું અનુષ્ઠાન કરતા હતા. ધર્મોપાસક બાબીલીયન લોકો વૃષનો[1] ઉત્સર્ગ કરતા હતા. ગંગા અને જક્ષાર તીરવાસી સૂર્યોપાસક હીંદુઓ અને જીત લોકો અશ્વનો ઉત્સર્ગ કરી, પોતાના પૂજનીય દેવની પ્રસન્નતા મેળવવા પ્રયાસી થતા હતા આ સ્થળે અવશ્ય સમજવું જોઇએ કે એશીયાના રબળ, ક્રીટન અને ગોલના બલીનસ, અને બાબીલનના મીથ્રેશ એવાં નામ તે સૂર્યનાં નામ છે.

આર્યવીર રજપુતો, જે રૂપના આડંબરનું અને રૂડી રૂચિનું અનુસરણ કરી, એ અશ્વમેધ મહાયજ્ઞનું અનુષ્ઠાન કરતા હતા, તે અનુસરણનું દૃષ્ટાંત ભગવાન વાલ્મીકિ અને વ્યાસદેવના અમૃતમય મહાકાવ્યગ્રંથ જોવાથી માલુમ પડશે. જે દીવસે, ક્ષત્રીયવીર પૃથ્વીરાજના અધઃપતન સાથે ભારતનું અધઃપતન થયું છે તે દીવસથી એ જાતનો મહાયજ્ઞ ભારતવર્ષની ભૂમિમાંથી લુપ્ત થઇ ગયો છે. ભવિષ્યમાં હવે તે વીરપ્રથા, કોઇ દીવસ, આ વિષાદતમ[2] સારછન્ન નિર્જીવ દેશમા ફરી આચરણમાં આવશે એવી આશા રાખવાનુ સાહસ થતું નથી.+

# षष्ठ अध्याय.

## રાજસ્થાનના છત્રીશ રાજકુળનું સંક્ષિપ્ત વિવરણ.

આર્ય વીરરજપુતોના આચાર વ્યવહાર, સમાજનીતિ, રાજનીતિ અને ધર્મનીતિ સાથે બીજી પ્રાચીન જાતિના ને તે વિષયમાં સાદૃશ્યની સમાલોચના કરી આ સ્થળે આપણે રાજસ્થાનના છત્રીશ રાજકુળની સંક્ષિપ્ત સમાલોચના કરવા આગળ વધીએ.

૧ બળદ ૨ શોકરૂપી અંધકારથી છવાયલ.

○ રાજસ્થાનના ઘણા પ્રદેશમાં જગન્નાથના મંદિર છે.

+ અંબરના વિખ્યાત મહારાજા સવાઈ જયસીંહ થઇ ગયેલ છે. તેણે છેવટમાં અશ્વમેધ કર્યો હતો પણ તે અશ્વને રાઠોડ રજપુતોએ પકડી બાંધ્યો હતો.

ભારતવર્ષના પ્રાચીન આર્યરાજાઓ, બે મોટા વંશમાંથી પેદા થયેલ છે તેનું વર્ણન ઉપર થઇ ગયુંછે. કાળક્રમે એક મોટો વંશ, તે બે વંશની સાથે સંયુક્ત થઇ ગયો. તે વંશનું નામ અગ્નિવંશ. એ અગ્નિવંશના રાજાઓએ એક સમયે ભારતવર્ષમાં પ્રચંડ પ્રતાપથી શાસન ચલાવ્યું હતું. એ અગ્નિવંશના રાજાઓએ એટલીબધી કુશળતા, નીતિ, રીતિ અને હિંમતથી રાજ્ય ચલાવ્યું હતું કે સૂર્ય અને ચંદ્રવંશના રાજ્યકર્ત્તાઓની રાજ્યકુશળતા તેની આગળ તદ્દન ઝાંખી પડી ગઇ હોય તેમ દેખાતું હતું. અગ્નિકુળમાં પેદા થયેલ રાજાઓનો પ્રતાપ ભારતવર્ષમાં વિશેષ ઉદ્દીપ્ત થઇ ગયો હતો. એ ત્રણ રાજવંશમાંથી ક્રમે ક્રમે તેત્રીશ નાનાં નાનાં રાજકુળ થઇ ગયા, તેમાંથી કેટલાંક કુળે સૂર્યવંશમાં અને ચંદ્રવંશમાં પેદા થઇ, સ્વતંત્ર કુળ સ્થાપ્યાં.

ગ્રહલોટ વા ગિલ્હોટ–ગિલ્હોટવંશના રજપુતો, પોતે શ્રીરામચંદ્રના વંશધર છે એમ ઓળખાણ કરાવે છે. રાજસ્થાનના ભાટલોકો પણ તેઓના મતનું સંપૂર્ણ સમર્થન કરેછે. ઉપર આપણે કહી ગયા છીએ જે મહારાજ સુમિત્ર પછીના સૂર્યવંશના કોઇ રાજાનું નામ પુરાણમા જોવામાં આવતું નથી. એ ગિલ્હોટ રજપુતો, પોતે મહારાજ સુમિત્ર થકી પેદા થયેલા છે એમ કહેછે.

કેવી ઘટનાના પ્રવાહમાં પડી શી રીતે તેઓના પિતૃ પુરૂષો કોશલ રાજ્યનો પરિત્યાગ કરી બીજા સ્થળે કયા કયા પોતાના વંશતરૂની શાખા પ્રશાખાને રોપી હતી તે બાબતમાં સમાલોચના કરવાનો મુખ્ય ઉદ્દેશ છે. વળી તે કુળમાં પ્રખ્યાત રાજાઓ ઉત્પન્ન થયા હતા. તેઓના ચરિતનું વિવરણ આ સ્થળના ઇતિહાસમાં આપવાનું અમને યુક્ત લાગેછે. અનુશીલન દ્વારાએ જેટલું જાણી શકાયું છે તેટલાથી એક પ્રકારનું અનુમાન થઈ શકેછે જે ભગવાન રામચંદ્ર પછી ઘણી પેઢીએ એટલે અનુમાન સંવત્ ૨૦૦ ( ઇસ્વીશન ૧૪૪ વર્ષ ઉપર કનકસેન નામનો એક સૂર્યવંશીય રાજા, પોતાના બાપિકા રાજ્યને છોડી સૌરાષ્ટ્ર ભૂમિમા આવ્યો. ત્યાં આવી તેણે પોતાના પિતૃ પુરૂષનું વિશાળ વંશવૃક્ષ રોપ્યુ રાજ્યધનથી વંચિત થઇ પાંડવોએ જે વિરાટનગરમા ઘણી છુપી રીતે રહેવાનો સમય પસાર કર્યો હતો તેજ વિરાટનગરમા કનકસેને પોતાનું નવું રાજપાટ સ્થાપ્યું. ત્યારપછી કેટલાંક વર્ષ ગયાં પછી, તેના વંશધર વિજયસેને, તે પ્રદેશમાં વિજયનગરની* સ્થાપના કરી.

મહારાજ કનકસેનના વીરકુળમાં ઉત્પન્ન થયેલ રાજાઓએ ઘણા વર્ષ વલ્લભીપુરમાં રાજ્ય શાસન કર્યું. ત્યાં, તેઓ ક્રમે ક્રમે ". બાલકરાય " નામથી પ્રસિદ્ધ

* વિજયપુર ને વિરાટગઢ કહેછે.

થઇ પડ્યા. શા કારણથી ભગવાન રામચંદ્રના તે વંશધર રાજાઓનું નામ "બાલકરાય" પડ્યું તેનું અનુમાન થવું બહુ મુશ્કેલ છે જેમ હોય તેમ ખરૂં, પણ તે નામ ઘણું કરીને લગભગ એક હજાર વર્ષ સુધી પ્રચલીત રહ્યું હતું.

કાળના અનિવાર્ય પ્રભાવના અનુસારે સોરાષ્ટ્રદેશમાં એ બાલકરાય રાજાઓના રાજ્ય શાસનનો ક્રમે ક્રમે અંત આવ્યો છેવટે ખ્રીસ્ટીય પાંચમા સૈકાના પહેલાના કાળમાં તેનો છેવટનો રાજા મહારાજ શિલાદિત્ય મ્લેચ્છોથી યુદ્ધમાં હણાઇ ગયો. જેથી કરી તે પ્રદેશમાંથી સૂર્યવંશનું વંશતરૂ વિનાશને પામ્યું, ત્યારપછી, તે પ્રદેશની પાસેના ઇડર પ્રદેશમાં તે વંશતરૂ રોપિત થયું ત્યાં ગુહાદિત્ય નામના રાજાએ થોડા વર્ષ રાજ્ય કર્યું એ ગ્રહાદિત્યથી મહારાજ કનકસેનના વંશધરો ગ્રહલોટ વા ગિલ્હોટ નામે ઓળખાવવા લાગ્યા

કેટલાક વર્ષ પછી ગિલ્હોટ રજપુતોએ ઇડરનો ત્યાગ કરીને તેઓ આહુર નામના દેશમાં વસવાટ કરવા લાગ્યા તેઓ ગયા ત્યાથી તેઓ ગિલ્હોટના બદલે આહુર્ય નામથી ઓળખાવા લાગ્યા. ત્યારપછી આહુર્ય નામ બદલાઇ છેવટે શીશોદીયા નામથી તેઓ પ્રખ્યાત થયા એ શીશોદીયા જાતિ કાળક્રમે અતિ બળવાન અને વિખ્યાત થઇ ગઇ વિપદમાં, સંપદમાં અને અદૃષ્ટચક્રની કાયમ ગતિમાં પણ શીશોદીયા નામ અક્ષત[1] રહ્યું એક દીવસ શીશોદીયા રાજવંશ પોતાના પ્રચંડ પ્રતાપથી સૌભાગ્યના ઉંચા પગથીયાએ ચ્હડ્યો હતો હાલ દુર્ભાગ્યવશે, નમવજાતિના ઉંડા કૃપમાં પડી અત્યંત દુર્દશાને પામ્યો છે રાજસ્થાનના ભાટલોકો શીશોદીયા વંશને ગિલ્હોટવંશની એક શાખા ગણેછે

ગિલ્હોટ કુળ એકંદર ચોવીશ શાખામાં વ્હેંચાઇ ગયેલ છે, તે ચોવીશ શાખામાં આહુર્ય અને શીશોદીયા એ બેઉ વધુ વિશેષ પ્રસિદ્ધ છે.

યદુ—અગર જો કે મહારાજ યયાતિએ, પોતાના મોટા પુત્ર યદુને ભારત વર્ષનું આધિપત્ય ન આપતા, નાના પુત્ર પુરૂને તે આપ્યું હતું પણ પરિણામે કાળક્રમે યદુના વંશધરો વિશેષ પ્રસિદ્ધિમાં આવી ગયા

શ્રીકૃષ્ણે માનવલીલા સંવરણ કરી, ત્યારે પાંડવો મહાપ્રસ્થાન માટે હીમાલય તરફ ચાલ્યા તે સમયે યદુકુળ તિલક શ્રીકૃષ્ણના વંશધરો પાંડવોસાથે ચાલ્યા, પરંતુ તેઓ પાંડવોસાથે આગળ વધી શકયા નહિ અને પંચનદ ક્ષેત્રના ગિરિપ્રદેશમાં અટકી ગયા તે પ્રદેશમાં તેઓએ કેટલોક વખત કહાડયો. તે પ્રદેશની કંઇક આબનો તેઓને પ્રતિકૂળ પડવાથી, તે ચલમહિન ભૂભાગ તેઓએ

૧ અખંડ.

છોડી દીધો. ત્યારપછી તેઓ સિંધુનદના પરપારે રહેલ જાબાલીસ્તાનમાં ઉપનિવિષ્ટ થયા, અને તેજ પ્રદેશમાં તેઓ પોતાનું રાજપાટ સ્થાપવા અભિલાષી થયા. ત્યાં તેઓએ પ્રસિદ્ધ ગ્રીજની નગરીની સ્થાપના કરી. તે જાબાલીસ્તાનમાં યાદવોનું આધિપત્ય દૃઢ રીતે સ્થપાણું હતું, એક સમયે, તેઓએ પોતાના આધિપત્યને દૂર સમરકંદસુધી વિસ્તાર્યું હતું. પણ વિધિલિપિના અવશ્યંભાવી વિધાનાનુસારે તેઓ લાંબો સમય ત્યાં રાજ્ય કરી શકયા નહિ. ભટ્ટ ગ્રંથમાંથી માલુમ પડે છે જે તેઓ તે પ્રદેશમાંથી પાછા ફરી ભારતવર્ષમાં આવી વસ્યા.

શ્રીકૃષ્ણના એ વંશધરો, શી દૈવઘટનાથી ફરીવાર ભારતવર્ષમાં આવ્યા તે વિષયને નિશ્ચિત્ત કરવાનું પુરેપુરૂં અસંભવિત છે પણ તે સંબંધે, જુદા જુદા ઐતિહાસિકોએ જે જે જુદા જુદા મત દર્શાવ્યા છે તેમાંથી સારસંકલન કરી એટલુંતો અનુમાન કરી શકાય છે જે અલેકઝાંડરના પરવર્તી ગ્રીક રાજાઓએ તેઓને તે પ્રદેશમાંથી હાંકી કહાડ્યા તેજ કારણને લઇને યદુવંશધરો ફરી ભારત વર્ષમાં આવી પડ્યા.

ભારતભૂમિમાં આવ્યા કે યદુ વંશજો પંજાબમાં આવી રહ્યા. ત્યાં શાળભાનપુર નામનું એક નગર તેઓએ સ્થાપ્યું. તે નવા સ્થાપેલ નગરમાં તેઓ વધારે વખત રહી શકયા નહિ. ત્યાંથી પણ થોડા સમયમાં શત્રુઓએ તેઓને હાંકી કહાડ્યા, ત્યારપછી તેઓને રાજસ્થાનના મહાક્ષેત્ર મરૂક્ષેત્રમા રહેવાની ફરજ પડી, તે સમયે, તે ક્ષેત્રમાં લંગહ, જાહીયા, મોહીલ વીગેરે અસભ્ય જાતિઓં રહેતી હતી. યાદવોએ, તેઓને દૂર કરી તે પ્રદેશ કબજે કર્યો અને ત્યાં તેઓ ક્રમે ક્રમે પોતાનું રાજ્ય વિસ્તારવા લાગ્યા અને ત્યાં ઘણા નગરોની સ્થાપના કરી તે નગરોમાં જટીનોટ દરવાળ અને યશલમીર* વિશેષ પ્રસિદ્ધ થયા.

દૈવ દુર્ઘટનાના પ્રચંડ પ્રભાવે, જ્યારે યાદવો જાબાલીસ્તાનથી નાશી ભારતવર્ષમાં આવ્યા ત્યારે તેઓ અનેક ગોત્રમાં વ્હેંચાયેલા હતા. તે સઘળા ગોત્રમાં ભટ્ટીગોત્ર વિશેષ મશહુર છે. તે અત્યંત પ્રબળ પરાક્રમી થયું. કાળક્રમે તે ભટ્ટીગોત્ર યદુકુળમાં વિશેષ પ્રતિષ્ઠાવાળું થયું.

યદુકુળની એક પ્રસિદ્ધ શાખાનું નામ જાડીજા હતું, તે શાખા શ્રીકૃષ્ણના વંશધરોની છે. યદુકુળના ધ્વંસ પછી તરતજ એ શાખાનો મૂળ નાયક બાકી રહેલ પરિવારને લઇ ભારતવર્ષના પશ્ચિમ પ્રદેશ તરફ ચાલ્યો. ભટ્ટીવંશની જેમ

* ઇસ્વીસન ૧૧૫૬ ( સંવત્ ૧૧૧૨ ) મા યશલમીરની પ્રતિષ્ઠા થઇ તે પ્રતિષ્ઠા થઇ તેના અગાઉ યદુવંશધરો લોદુર્વા પત્તન નામના શહેરમાં વસ્યા હતા. તે શહેર તેઓએ એક અસભ્ય જાતિ પાસેથી છીનવી લીધું હતું.

જાડીજા પોતાનુ આધિપત્ય દૂર પ્રદેશમા વિસ્તારી શકયા નહિ, પરંતુ કેટલાએક અનુમાન કરેછે કે, જાડેજાએ સિંધુનદના પશ્ચિમ તીરે શિવસ્થાન નામનો એક પ્રદેશ હતો તે પ્રદેશમા પોતાનુ આધિપત્ય સ્થાપ્યુ અને તેઓએ અખંડિત રીતે ઘણો સમય રાજ્ય ચલાવ્યુ તે અલેક્ઝાડરના સમસામયિક ઐતિહાસીક લેખકના ઇતિહાસથી સાબીત થાય છે મકદુનીયાના મહાવીર અલેકઝાડરે ભારતવર્ષ ઉપર જ્યારે હુમલો કર્યો ત્યારે તે જાડેજાના કુળનો સાંબનાગનો રાજા અલેકઝાડરની વિરૂદ્ધમા સંગ્રામમા ઉતર્યો હતો મહારાજ સાંબનાગના યુદ્ધના વાવટા નીચે જે સૈન્ય સામંત એકઠા થયા હતા, તે બધા હરિકુલેશ હતા, અગર જો કે તે સમયે તેઓની અવસ્થા ગૌરવહીન અને ક્ષીણ હતી તોપણ તેઓએ યુદ્ધમા પોતાના પૂર્વ પુરૂષોનુ પ્રાચીન ગૌરવ બતાવી આપવા કસર રાખી નહોતી, અને તેઓની અટલ શ્રદ્ધાને લઇને, યુદ્ધમા તેઓનો પ્રયાસ ફળવાળો નિવડયો હતો

મહારાજ સાંબનાગ સ્યામ નગરમા રાજ્ય કરતો હતો ગ્રીકલોકોએ તે સ્યામ નગરને મીનગઢ નામ આપ્યુ છે

અનર્થકર અંદર અંદરના ભયંકર કલહથી ભગવાન શ્રીકૃષ્ણના વંશધરોનો કેટલેક અંશે નાશ થઇ ગયો હતો પણ તે આગ સ્વરૂપ અંદર અંદરના કલહથી રક્ષા પામી કેટલાક યાદવોએ, પોતાનો પ્રભાવ અખંડ રાખ્યો હતો તે કલહમાથી બચેલા યાદવોની સંખ્યા સામાન્ય નહોતી તે પ્રત્યેકના વંશધરો, ક્રમે ક્રમે અસંખ્ય શાખા પ્રશાખામા વિભક્ત થઇ આજ પણ ભારતવર્ષના અનેક સ્થાનમા વિસ્તાર પામી પડ્યા છે એકંદર આઠ શાખામા યદુકુળ વિભક્ત છે, તે આઠ શાખામા ભટ્ટીની અને જાડેજાની શાખા વધારે પ્રતિષ્ઠાવાળી છે

તૂયાર—ઘણા લોકો, તૂયારને યદુકુળની એક શાખા જણેછે પણ મહા કવિ ચંદ બારોટે તેને મહારાજ પાંડુના વંશધરની એક શાખા ગણી છે તે બન્નેમા કોનુ વચન શુદ્ધ અને સત્ય છે તેનુ અનુમાન કરવુ મુશ્કેલ છે હવે તે શાખાની ખ્યાતિ અને પ્રતિષ્ઠા માટે જોવુ યોગ્ય છે તે શાખાને રાજસ્થાનના છત્રીશ રાજકુળમા ઉંચુ આસન આપ્યા વિના ચાલે તેવુ નથી

તે શાખાની, પ્રતિષ્ઠા અને ખ્યાતિ તે શાખાના બે મહાપુરૂષે મેળવેલી છે તેઓનુ પવિત્ર નામ, આજપણ દરેક હીંદુસ્તાનની જપમાળા સ્વરૂપ થઇ પડેલ છે તે બે મહાપુરૂષનો સમય, ભારતવર્ષના અદૃષ્ટના સુવર્ણ યુગ હતો તે સમયે, ભારતવર્ષ જગન્માન્ય પંડિતોથી અલંકૃત થઇ જગતને બધા જયો કરવામા ભારતવર્ષે આ બે મહાપુરૂષોના તેજસ્વીન બાહુબળથી શીર્ષસ્થાન મેળવ્યું હતુ તે તૂયાર કુલોત્પન્ન બે મહાપુરૂષના અપૂર્વ ચરિત્ર ગુણોથી ભારતવર્ષમા જે નવા

ગૌરવવાળા યુગ ચાલ્યા હતા. તે બે મહાપુરૂષમાંથી પ્રથમ-હીંદુરાજ ચક્રવર્તી ઉજ્જયિની નાથ મહારાજ વિક્રમાદિત્ય દ્વિતીય હીંદુ રાજકુળ તીલક દિલ્હીશ્વર મહારાજ અનંગપાળના સમયમાં કુરૂક્ષેત્રના છેલા લોહીલોહાણ યુદ્ધથી ભારતવર્ષનું જે ગૌરવ અને જાહોજલાલીવાળું દ્રષ્ટિગત થાતું હતું તે યુદ્ધના અન્તર પછી ભારતવર્ષનો ગૌરવરૂપી સૂર્ય અંધકારમાં ઢંકાઇ ગયો હતો.

પણ એ ગાઢ અંધકાર દૂર કરી, પ્રચંડ ભાસ્કરની જેમ પ્રકાશી. એક મહાપુરૂષ અમરાવતી સરખી અવતીનગરીના સીંહાસને બેઠો; જેની કીર્તિ, ભાતિ, અને ગૌરવગરિમા, સઘળા ભારતવર્ષમાં ઉજ્જવળ થઇ રહેલ હતાં. જેની મહામભામાં પંડિત લોકોએ ભારતમાતાના કંઠમાં અમૂલ્ય કંઠાભરણ પહેરાવ્યા હતાં તે મહા પુરૂષનું નામ રાજાધિરાજ વિક્રમાદિત્ય હતું, મહારાજ વિક્રમાદિત્ય જે રાજકુળમાં જન્મ્યો હતો તે રાજકુળ હાલ અંધકારરૂપી સાગરમાં ડુબી ગયુંછે આજ તેનું સાધારણ ચિન્હ પણ રહ્યું નથી. જેટલો સમય તેણે ઉજ્જયનીના સીંહાસન ઉપર બેસી કાર્ય કુશળતાથી રાજપાટ ચલાવ્યું તેટલો સમય, વિદ્યાગુણનો સુવર્ણયુગ થઇ રહ્યો હતો. મહારાજ વિક્રમાદિત્યનુ રમણીય નામ હીંદુ સંતાન ભૂલે તેમ નથી જ્યાંસુધી જગતમાં સંસ્કૃતભાષાની ચર્ચા રહેશે ત્યાંસુધી વિક્રમાદિત્યનો શક જગતમાં ચાલુ રહેશે.

મહારાજ અનંગપાળનું કેટલુંક ચરિત આપણે ઉપર કહીગયા છીએ હવે તેના સંબંધમાં વધારે બોલવું પિષ્ટપેષણ જેવું અને ચર્વિત[1] ચર્વણ જેવું છે. માત્ર એટલું બોલવું જરૂરનું છે જે એ મહાપુરૂષે, પોતાના સંજીવનમંત્ર બળે પતનોન્મુખ અને મોતના બીછાને સુતેલા ઇંદ્રપ્રસ્થને ફરી ઉજ્જીવિત કરી દીધુ હતું. તે, મહારાજ વિક્રમાદિત્યના આવિર્ભાવ પછી આઠસો વર્ષ ઉપર પેદા થઇ ઇસ્વીસન ૭૬૨ ( સંવત્ ૮૪૮ ) માં ઇંદ્રપ્રસ્થના સીંહાસને બેઠો. તેણે ઇંદ્રપ્રસ્થના નાશ પામેલા ગૌરવનો પુનરૂદ્ધાર કર્યો.

મહારાજ અનંગપાળ પછી વીશ રાજાઓ ઇંદ્રપ્રસ્થના સીંહાસને ક્રમે ક્રમે બેઠા. તેમાંહેલો છેવટનો રાજા અનંગપાળ હતો તે બીજો અનગપાળ અપુત્રક હતો તેને બીજો કોઇ ઉતરાધિકારી મળ્યો નહિ તેથી પોતાના દૌહીત્ર ચોહાણ પૃથ્વીરાજને ઇસ્વીસન ૧૧૬૪ ( સંવત્ ૧૨૨૦ ) માં દીલ્હીનું રાજ સીંહાસન સોંપી દીધું અને વૃદ્ધાવસ્થાથી શાંતિમયી મુનીવૃતિ ધારણ કરી. જ્યારે તે આ લોકનો ત્યાગ કરી પરલોક ગયો ત્યારે તેની સાથે પ્રસિદ્ધ તૂયાર કુળનો અંત આવ્યો.*

---

૧ ચાવેલું ચાવવાજેવું.

* તૂયાર કુલે, એક સમયે વિશાળ રાજ્યનો અધિકાર કર્યો હતો આજ માત્ર બે નગરો તના ગૌરવના ચિન્હરૂપે હયાત છે તેમા પ્રથમ નગર તુયારગઢ અંબરના દક્ષિણ તીરે આવેલ છે દ્વિતીય નગર પટ્ટનનુ પાટવતી ( જે હાલ જયપુર રાજ્યના તાબામાં છે. )

રાઠોડ—આ પ્રસિદ્ધકુળની ઉત્પત્તિ સબધે જુદી જુદી જાતના વિવરણ જોવામા આવેછે રામચદ્રના જેષ્ઠપુત્ર કુશથકી, પોતાની ઉત્પત્તિ છે એમ તેઓ પ્રમાણુ આપેછે અગર જો તે બાબતમા તેઓનો મત યુક્તિયુક્ત નથી તોપણ બોલવાની ફરજ પડેછે જે રાઠોડ રજપુતો રામચંદ્રના વંશધર છે રાજસ્થાનના ભાટો તેઓની ઉત્પત્તિ સબધે જુદી રીતની હકીકત કહેછે, તેઓ બોલે છે જે રાઠોડ રજપુતો, પોતાની ઉત્પત્તિ, મહારાજ રામચદ્રના જેષ્ઠ પુત્ર કુશથકી છે એમ બોલેછે પણ તેમ બોલવામા તેઓનો મોટો ભ્રમ છે તેઓ મહર્ષિ કશ્યપના વંશમા ઉત્પન્ન થયેલ કોઇ રાજાના ઓરસે કોઇ દૈત્યકુમારીના ગર્ભે ઉત્પન્ન થયાછે

ભટ્ટગ્રંથોમા લખેલછે જે રાજર્ષિ વિશ્વામિત્રનુ લીલાસ્થળ ગાધિપુર (કનોજ) કે જે રાઠોડ રજપુતનુ આદિ નિવાસ સ્થળ હતુ અને જ્યા ઇસ્વીસનના પાચમા સૈકામા તેઓ, ગાધિપુર ( કનોજ ) ના સીંહાસને બેઠા હતા તે સમય પહેલાનુ તેઓનુ વિવરણ કોઇ સ્થળે જોવામા આવતુ નથી જે વિવરણ નીકળી આવેછે તે કેવળ કલ્પના જાળથી ઢકાઇ ગયેલ છે તે કલ્પનાજાળને છુટી કરી, તેમાથી વિવરણના સત્ય વિષય શોધી કહાડવો એ તદ્દન અસભવીત લાગેછે ઇસ્વીસનના પાચમા સૈકાને, રાઠોડના ઐતિહાસિક જીવનને પ્રથમ યુગ કહીએ તો તેમા કોઇ રીતની અત્યુક્તિ નથી. કારણકે તે સૈકાથી તેઓના ચરિત્રનુ, યોગ્ય વિવરણ મળી આવેછે એ સમયથી તેઓનુ જીવનચરિત્ર સ્પષ્ટ રીતે, અને વિશદ રૂપે જોવામા આવે છે ભટ્ટગ્રંથમા જોવામા આવેછે જે મુસલમાન વીર શાહબુદ્દીનના અભ્યુત્થાન કાળે, રાઠોડ રજપુતો, સાર્વભામ આધિપત્ય મેળવવા માટે દીલ્હીના તુઆર રજપુત સાથે અને અણહીલવાડના બાલકરાય સાથે, પ્રચડ લડાઈના યુદ્ધક્ષેત્રમા ઉતર્યા હતા

રાજ્ય, ધન, ગૌરવગરિમા વીગેરે સઘળા અનિત્ય છે સઘળુ અચિરસ્થાયી રાજ્ય અને ગૌરવમાટે રાઠોડ રજપુતોએ જે મહા અનર્થનુ મૂળ પેદા કર્યું તેથી, તેઓના સર્વસ્વ નાશ થયો અને સઘળા ભારતવાસીના કંઠમા યવનના દાસત્વની સાકળ નખાણી જો રાઠોડ રજપુતો તે અનર્થ કારીણી ગૌરવતાની ઇચ્છાને તાબે ન થયા હોત તો મુસલમાનો ભારતવર્ષને કબજે કરી શકત નહિ

*રાઠોડ રજપુતોની તે સર્વ નાશ કરનારી રાજ્યસ્પૃહાથી ભારતનુ અંધપ

* રાઠોડ કુળ ધડુલ બાળ દુહરીયા વીગેરે ચવીશ શાખામા વહેંચાયલું છે તેઓના નેત્રાયક નૈનમ ૮ તેઓની શાખા મ૨. ફિ ૧ છે તેઓનો ગુરૂ શુક્રાચાર્ય છે તેઓનો ગુહાર ઓર્નિ છે તેઓની દેવી પાંખિણી છે તેઓને ગૌતમગોત્રવાળા જાણીને મહાત્મા રોશનાદેશ તેઓને બૌદ્ધ ધર્માવલબી ગણેછે

તન થયુ આર્યવીર પૃથ્વીરાજ શત્રુના હાથમા આવી પડયો. સમર કેસરી સમર સીંહે રણક્ષેત્રમા આત્મજીવનનું બલિદાન આપ્યુ. વળી સ્વદેશ દ્રોહી પાપિષ્ટ જયચદ ગંગાજળમાં ડુબી, પોતાની વિશ્વાસ ઘાતકતાનું ઘટે તેવુ ફળ પામ્યો.

રાઠોડરાજ જયચંદનો શીવજી નામનો એક પુત્ર હતો. તે શિવજી, પોતાના પિતૃરાજ્ય થકી પલાયન કરી મારવાડના મરૂ પ્રાતમા જઇ આશ્રય કરી રહ્યા ત્યાં સુદર નામનુ એક, પ્રાચીન નગર હતુ તે સમયે, તે નગર તૂટીફૂટી અવસ્થામા હતું. શિવજીએ તે નગરને સુધારી તેમા પોતાનુ રાઠોડરાજ્ય સ્થાપ્યુ, ક્રમે ક્રમે મારવાડમા તે એક મોટા રાજ્ય તરીકે થઈ પડયુ અને જોતજોતામા તે ઘણુ ગૌરવતામા આગળ વધવા લાગ્યુ, અને ત્યાં રાઠોડરાજ શિવજીની સતતિઓ મહાં પરાક્રમશાળી થઇ એકવ.ર તે સતતિઓએ, પોતાનુ લોહી આપી મોગલ બાદશાહને મદદ કરી હતી.

હાલ તેઓની વીરકીર્તિ અને તેજસ્વિતા સ્વપ્ન કથા પ્રમાણે ઇતિ સમાપ્તિને પામી છે. હાલ તે મહાવીર શિવજીની સંતતિને જોવાથી તેઓની પ્રાચીન ગૌરવગિરિમાનો એક પણ દાખલો ચિન્હ સ્વરૂપે જોવામા આવતો નથી.

કુશાવહ-કુશાવહ કુળ, ભગવાન રામચંદ્રના પુત્ર કુશથકી ઉત્પન્ન થયેલ છે. કોશલ રાજ્યમાથી બે શાખા બહાર ગઇછે તેમાથી એક શાખાએ, બહુ દૂર પચનદ ( પજાબ ) દેશમા જઇ લાહોર નગર સ્થાપ્યુ બીજી શાખા બહાદૂર જઇ શકી નહિ તેણે શોણ નદીના તીરે રોટસ નગર સ્થાપ્યું.

જે શાખા પંજાબ પ્રદેશના લાહોરનગરમા થોડા સમયસુધી વસી હતી, તેણે નરવર નામે એક બીજુ' શહેર સ્થાપ્યું. એમ કહેવાય છે જે તે નરવર શહેર વિખ્યાત નળરાજાની લીલાભૂમિ હતી ત્યા તેના વશધરોએ અનેક વર્ષ અખડિત ભાવે રાજ્ય કર્યું હતું. તાતારના અને મોગલના શાસનકાળમા પણ તેઓ, પોતાના પિતૃસીંહાસનને સારી રીતે જાળવી રહ્યા હતા. અનેક દીવસ રાજ્યભોગ કર્યા પછી મહારાજ નળનો એક વશધર છેવટે મરાઠા લોકોથી સીંહાસન ભ્રષ્ટ થયો.

મહારાજ કુશના વશધરો અનેક દીવસ નરવર શહેરમા એકત્ર રહ્યા છેવટે ખ્રીસ્ટીય દશમા સૈકામાં તેઓ બે શાખામા વહેચાઇ ગયા તેમાથી એક શાખા ત્યા રાજ કરવા લાગી, બીજી સ્વદેશનો ત્યાગ કરી, અનાર્ય અને અસભ્ય મીન લોકોની આવાસભૂમિમા વસવાટ કરવા લાગી, ત્યાથી તે દેશના લોકોએ, ઘણી ચેષ્ટા કરી તેઓને હાકી કહાડ્યા. છેવટે તેઓએ અબર નગરીની સ્થાપના કરી

તે અનાર્ય અને અસભ્ય મીનદેશના મધ્યભાગમા મહારાજ કુશના વશધરોએ અંબરનગરની પ્રતિષ્ઠા કરી. તે રાજસ્થાનનાં બીજાં મોટાં નગરમાં વિશેષ

પ્રસિદ્ધ થઇ પડયું. તૈમુરકુળ તીલક બાદશાહ અકબરના રાજ્યશાસનના કાળથી અનેક રાજપુતકુળનો અધઃપાત થયો, પણ અંબરનું કુશાવહ કુળ તે સમયે, પોતાનું ગૌરવ અને મોભો સારી રીતે જાળવી રહેલ હતું.

અગ્નિકુળ—જગન્માન્ય સૂર્યવંશ અને ચંદ્રવંશ, જેમ સૂર્ય અને ચંદ્રથી ઉત્પન્ન થયેલછે તેમ અગ્નિકુળ પણ આગ્નિથકી ઉત્પન્ન થયું છે. હીંદુ કુલાચાર્ય ના મતમાં, તે વંશતરૂની ચાર શાખા છે. પ્રથમ પરમાર, દ્વિતીય-પુરીહર-તૃતીય ચૌલુક્યવંશ વા સોલંકી ચતુર્થ-ચોહાણ.

એમ કહેવાયછે કે જ્યારે ધર્મવીર પાર્શ્વનાથે* અવતરી, સમગ્ર હીંદુસમાજમાં ધર્મનું મોટું આંદોલન કર્યું તે સમયે અગ્નિકુળની ઉત્પત્તિ થઇ હતી.

ધર્મના તે ભીષણ સંઘર્ષણકાળે[1] પરાક્રમશાળી લોકોના આક્રમણથી પોતાના ધર્મના રક્ષણ માટે બ્રાહ્મણોએ તે અગ્નિવીરની સૃષ્ટિ કરી છે

રાજસ્થાનમાં અર્બુદ વા આબુ નામે એક પર્વત છે. તે પર્વતની ઉંચી ટોચે એ ભીષણ ધર્મ વિપ્લવનું[2] પ્રધાન રંગ સ્થળ છે. એમ કહેવાય છે જે તે ઉંચી ટોચ ઉપર બ્રાહ્મણોએ અગ્નિકુંડ સળગાવ્યો તેમાંથી વીર અગ્નિની સૃષ્ટિ કરીછે. જે સ્થળે તે પવિત્ર અગ્નિકુંડ સળગાવ્યો હતો તે સ્થળ હાલ પણ જોવામાં આવે છે.

બ્રાહ્મણોના અદ્દભુત તપો બળે પાપનાશન અગ્નિ થકી જે વીરકુળ ઉત્પન્ન થયું છે તે વીરકુળે, અનેક વર્ષો સુધી પોતાનો પ્રચંડ પ્રભાવ અને અક્ષય ધર્માનુરાગ અટલ અને અચળ રીતે રાખ્યો હતો, પણ મુસલમાનોના ભારત વર્ષમાં આવવા ઉપર અગ્નિકુળનો ઘણો ખરો ભાગ બ્રાહ્મણ ધર્મનો ત્યાગ કરી તે ધર્મમાં અને બૌદ્ધ ધર્મના અનુયાયીઓ બન્યા હતા.

---

૧ પરસ્પર ઘસારો. ૨ બળવો.

* ટોડ સાહેબના મતમાં ચાર બુદ્ધનું અસ્તિત્વ સપ્રમાણ કરી શકાય છે તેણે કહેલછે તે ચાર આશામી. એકેશ્વરવાદી હતા. મધ્ય એશીયામાંથી બૈદ્ધધર્મને તેઓએ આણ્યો અને તેનો ભારતવર્ષમા પ્રચાર કર્યો. તેઓના ધર્મશાસ્ત્ર એક ખીલાના માથાના આકાર જેવી લીપીમા લખાયેલ હતા સૌરાષ્ટ્ર જેસલમીર વીગેરે રાજસ્થાનમાં જ્યાં જ્યાં બૌદ્ધ અને જૈનનો વાસ હતો, ત્યાં ત્યાં ટોડ સાહેબે ફરી અનેક શીલાલેખો શોધી કાઢેલછે તે ચાર બુદ્ધ નીચે પ્રમાણે છે.

પ્રથમ બુદ્ધ ( ચંદ્રવંશ પ્રતિષ્ઠાતા ) અનુમાન ખ્રી પૂ ૨૫૫૦ વર્ષ ઉપર અવતરેલ છે.
દ્વિતીય બુદ્ધ નેમિનાથ ( જૈન મતમાં બાવીશમા તીર્થંકર ) „ ૧૧૨૦ „ „
તૃતીય પાર્શ્વનાથ ( „ ત્રેવીશમા „ ) „ ૬૫૦ „ „
ચતુર્થ મહાવીર ( „ ચોવીશમા „ ) „ ૫૩૩ „ „

**પ્રમાર–વા–પરમાર**–પ્રસિદ્ધ અગ્નિ કુળમાં સર્વની પહેલા પ્રમારવશે સારી પ્રતિષ્ઠા મેળવી સોલકી અને ચોહાણુ કુળની માફક તે વિશેષ સમૃદ્ધિશાળી અને પરાક્રાત થઇ શકયો નહિ પણ તે ત્રણે કુળનો ઇતિહાસ જોતા સુસ્પષ્ટ પ્રતીત થાય છે જે તે સોલંકી અને ચોહાણુ કુળ કરતા સર્વના અગ્રે પ્રમાર વશ સમૃદ્ધિશાળી થઇ પડયો હતો તે પ્રમાર કુળના તાબામાં અગ્નિ કુળની એક શાખા પુરીહરકુળે સારા કામ કરેલ છે.

એમ કહેવાય છે જે વીરપુગવ કાર્તવીર્યાર્જુનની પ્રાચીન માહેષ્મતી નગરીમા પરમાર વશે, પહેલી પ્રતિષ્ઠા મેળવી તે માહેષ્મતી નગરીમા થોડો કાળ રાજ્યકરી તેણે, વિધ્યાચળના શ્રૃગદેશમા ધારા અને માડુ નગરીની પ્રતિષ્ઠા કરી, વળી ઘણા લોકો કહે છે જે પ્રસિદ્ધ ઉજ્જયની નગરીની સ્થાપના પણ કરેલી છે*

નર્મદાનદીનુ અતિક્રમણ કરી, તેની દક્ષિણે બહુદૂર પરમાર કુળનુ રાજ્ય વિસ્તાર પામ્યુ હતુ. ભટ્ટ ગ્રથના કહેલ છે જે ઇસ્વીસન ૭૧૪ (સં. ૭૭૦)મા રામ નામનો એક પ્રસિદ્ધ રાજા પરમારકુળમા પેદા થયો. તેણે ત્રૈલગ પ્રદેશમા એક સ્વતત્ર રાજ્ય સ્થાપ્યુ કવિવર ચદ ભાટે તે સબંધે લખેલ છે જે રામ પ્રમાર ભારત વર્ષમા સાર્વભૌમ અધિપતિ હતો, તેના તાબામા અનેક અનેક રજપુત રાણાઓ સામત સ્વરૂપે વિરાજતા+ હતા.

રામપરમાર ભારતવર્ષનો સાર્વભૌમ અધિપતિ હતો, તેના પરલોકવાસ થયા પછી કેટલાએક સામતોએ સ્વતત્ર રાજ્ય સ્થાપ્યા હતા. ગિલ્હોત્કુળના પ્રાદુર્ભાવ ઉપર પરમાર વશનુ પૂર્વ ગૌરવ ઘણા ભાગે અસ્ત દશામા આવી ગયુ હતું.

પ્રરમારકુળમા ભોજ નામનો એક પ્રબળ પરાક્રમશાળી રાજા પેદા થયો હતો તેનાજ યશથી અને પુષ્કળ કીર્તી વિક્રમથી તેનો વશ ઉજળો થયો હતો હીદુ રાજ ચક્રવર્તી મહારાજ વિક્રમાદિત્યની માફક તેની રાજસભામા પણ નવ રત્ન

* પરમારકુળે જે સઘળા નગરો અધિકૃત કર્યા તેમા નીચે લખેના વિશેષ પ્રસિદ્ધ છે મહેશ્વર ( માહેષ્મતી ) ધારા, માડુ ઉજ્જયિની, ચદ્રભાગા, ચિતોડ આબુ, ચંદ્રાવતી મો, મેદાન, પ્રમારવતી, અમરકોટ, ભિખાર વીગેરે તે સઘળામાથી કેટલાક તેઓએ છતેલા અને કેટલાક સ્થાપેલા છે

+ પ્રસિદ્ધ ચંદ ભાટ્ટગ્રથમા લખેલ છે જે ત્રૈલગના રાજ્ય ચક્રવર્તી મહારાજ રામ પ્રમારે સીંહાસન ઉપર આવી રાજસ્થાનના છત્રીશ રાજકુળને ભૂમિવૃત્તિ આપેલી છે તુઆર વંશને દીલી, સોરવંશને પતન, ચોહાણુવંશને અજમેર, કામધ્વજને કનોજ, પૂરીહરને મરુદેશ, યદુવંશને સુરાષ્ટ્ર, જાગનને દક્ષિણુ, પારણુને કચ્છ, ઝાલાને કાઠીવાડ અને રાયપુહારોને સીંધ દેશ આપેલ છે.

હતાં. તેના રાજ્ય કાળમાં સંસ્કૃત ભાષાની સંપુર્ણ ઉન્નત્તિ થઇ હતી. તે ઉત્કર્ષ-થકી મહારાજ ભોજનુ નામ પ્રખ્યાત થયું. હીંદુ સંતાન, તેને હવે ભુલે તેમ નથી. જ્યાંસુધી પૃથ્વીમા અમૃતોપમ સંસ્કૃત ભાષાનું અનુશીલન રહેશે ત્યાં સુધી, પૃથ્વીમા તેનું નામ હમેશને માટે સુવર્ણના અક્ષરોમાં કોતરાયેલ રહેશે એટલુજ નહિ બલ્કે પૂજ્ય નામવાળા પવિત્ર રાજાની નામાવળીમાં પણ તેનું નામ સદાને માટે યશવતુ બની રહેશે.

પરમાર કુળમા ભોજ નામના ત્રણ રાજા પેદા થયા છે. તે ત્રણે ભોજ વિશેષ વિદ્યાનુરાગી અને પરાક્રમશાળી હતાઃ પણ આ સ્થળે કયા ભોજનું નામ મુકરર કરવું તે દુષ્કર છે.

જે ચદ્રગુપ્તનો મહનીય કીર્તિકલાપ અને અત્યંત ગૌરવનો વિષય ભારતના ઇતિહાસમા શુવર્ણના અક્ષરોથી કોતરાયેલો છે. જેચંદ્રગુપ્તને ગ્રીક ઇતિહાસ લેખકોએ દિગ્વિજયી અલેકઝાંડરનો મોટો પ્રતિપક્ષી કહેલ છે. તે ચંદ્રગુપ્ત, પરમાર વંશની પ્રધાન શાખા મૈર્યવંશમા પેદાથયેલ છે. પણ ભટ્ટ કવિ કૃત કુળાખ્યાન ગ્રંથમાં તેને તક્ષકકુળમા ઉત્પન્ન થયેલ જણાવવામાં આવેછે. અને વળી પ્રમારકુળ સંબધે જે પ્રાચીન લિપિ શોધાઇ હાથમા આવી છે, તે સઘળીની સમાલોચના કરતાં માલૂમ પડેછે કે તે મૌર્ય શાખાકુળનો પ્રધાન પુરૂષ તક્ષક કુળમાં ચંદ્રગુપ્ત પેદા થયો છે.

શાળીવાહનનામના મહાવીર રાજાના પ્રચંડ બાહુબળે હીંદુરાજ ચક્રવર્તી મહારાજ વિક્રમાદિત્યનું સીહાસન ચલાયમાન થઇગયું હતું. તે શાલિવાહન તક્ષક વંશનો છે ઉજજયિની નાથ વિક્રમાદિત્યને સીંહાસનથી પદચ્યુત કરી શાલિવાહન ઉજ્જયનીનો અધિપતિ રાજા થયો હતો અને દક્ષીણઆદિ દેશોમાં વિક્રમ સંવત ચાલતો હતો તે સંવત ચાલતો બંધકરાવી પોતાના નામનો શાક ચલાવ્યો હતો જે હજુ ચાલે છે.

જેમ પ્રમાર રજપુતોએ એકવાર પોતાના અપ્રતિમ પ્રતાપે અને વિપુલગૌરવના પ્રભાવે, રજપુતરાજાઓના શીર્ષસ્થાને બેનવાનો અધિકાર મેળવી શકયો હતો, તે પ્રમાર રજપુતો દુર્ભાગ્યવશે અવનત દશામાં આવી ગયેલા જેવામાં આવે છે. ભારતવર્ષમાં સ્થાને સ્થાને તેઓની જે કીર્તિ સ્થાપિત હતી તે કીર્તિ કાળના ગ્રાસ

* કોઈ એક શીલાલિપિથી માલુમ પડે છે જે સંવત્ ૧૧૦૦ (ઇ. સ. ૧૦૪૪) ના વર્ષે ભોજરાજા રાજ્ય ગાદીમને બેઠો વળી તે શીવાય ભોજપ્રબંધ નામના ગ્રંથમાં તેજ વર્ષ લિખિત છે. એટલે કે તે શીલાલિપિ સંપૂર્ણ વિશ્રામ કરવા યોગ્ય છે. તે ગ્રંથમા એમ પણ કહેલ છે જે પહેલો અને બીજો ભોજ સંવત્ ૬૩૧ માં અને ૭૨૧ માં પેદા થયા હતા.

સંપદી આજ લોપ પામી છે આ જગતમાં કાળનું માહાત્મ્ય કોણ જાણીશકે છે? કાળ સૃષ્ટિકર્તા અને કાળ પોતેજ તેનો સંહાર કર્તા અને દુઃખનો નિયામક છે.

આજ જે આસામી, વિપુલ ધનનો અધિકારી થઇ અહંકારથી સઘળા વિશ્વ બ્રહ્માંડને તૃણવત્ ગણેછે અને પોતાના અનુજીવીઓને પશુવત્ ગણેછે, તે આશામી, થોડા દીવસમાં સર્વનિયંતા કાળના અખંડનીય નિયમાનુસારે છિન્ન મસ્તક થઇ સ્મશાનમાં આલોટતો જોવામાં આવે છે, આજે તે, શીયાળ, કૂતરા વીગેરે અધમ જાનવરોની ઠોકર ખાતો જોવામાં આવેછે. જે અખંડિત કાળ માહાત્મ્યે એ સઘળાં અવશ્યંભાવી પરિણામો જોવામાં આવેછે તે કાળના અપાર મહિમામાં પરમારકુળનું પ્રાચીન ગૌરવ લોપ પામી ગયું છે. જે પ્રમારકુળ, મહારાજ ચંદ્રગુપ્ત વીગેરે ભુવન વિદિત રાજાઓના પ્રદીપ્ત પ્રતાપથી ઉજ્વલ હતું. અને એક વખત એવો હતો કે મોગલ બાદશાહ હુમાયુન પોતાના સીંહાસન ઉપરથી પદચ્યુત થઇને એક સામાન્ય પરમારકુળના વંશધરની પાસે આશ્રય પામી જીવનનું રક્ષણ કરી શકયો હતો. તે પરમારકુળની કીર્તિ અને પ્રભાવનું ચિન્હ આજ કોઇ સ્થળે જોવામાં આવતું નથી.

પરમારકુળ એકંદર પાંત્રીશશાખામાં વિભક્ત છે. તે પાંત્રીશશાખામાં બીહીલશાખા વિશેષ પ્રખ્યાત હતી. તે ભિહિલશાખામાં જે સઘળા રાજાઓ ઉત્પન્ન થયા છે તે સઘળા રાજાઓએ અનેક વર્ષ સુધી, આરાવળીની તળેટીમાં આવેલી ચંદ્રાવતીમાં રાજ્ય કર્યું હતું.

**ચાહુમાન વા ચોહાણ**—વાચકવૃંદને યાદ હશે કે ચોહાણકુળનો ગૌરવ અને પ્રતિષ્ઠાતાનો વિષય આપણે ઉપર વર્ણવી ગયા છીએ. જેથી આ સ્થળે તેઓનું વિશેષ વિવરણ કરવાની કોઇપણ જાતની જરૂર નથી. જે વિષય પહેલાં ચર્ચાઇ ગયેલા નથી તે વિષયનું વિવરણ કરવું અમોને યથાયોગ્ય લાગેછે.

પવિત્ર અગ્નિકુળમાં જે જે શાખાઓ ઉત્પન્ન થઇ હતી તે તે શાખામાં ચોહાણની શાખા વિશેષ બલિષ્ઠ હતી. કહેવાય છે, જે એકવાર ચોહાણ રજપુતો એવા બળશાળી અને શૂરા બન્યા હતા કે તેઓના પ્રચંડ વીર્ય્ય પ્રભાવથી ભારતવર્ષના બીજા રજપુતોનું ગૌરવ તદ્દન ઝાંખુ અને હીન પ્રભાવવાળું બની ગયું હતું. રાજસ્થાનના છત્રીશ કુળમાં અનેક કુળો આબરૂ, જાહોજલાલી અને વિપુલ બળ મેળવીને પ્રખ્યાત થયા હતા પરન્તુ અહિંઆ જણાવવું યોગ્ય થઇ પડશે કે વધારે પરમાણોનું અનુશીલન કરતાં સ્પષ્ટ માલુમ પડેછે કે, પ્રચંડ વીર્યશાળી વીર ચૌહાણ રજપુતો રજપુત જાતિમાં મુકુટસ્થાને મુકાઇ ગયા હતા.

ઉપર કહેલ પ્રસિદ્ધ રાજકુળમા જે કેટલીક શાખા ઉત્પન્ન થઇ છે, તેઓએ પોતાના મૂળ વંશતરૂના યથાર્થ ગૌરવનું રક્ષણ કરેલ છે. એ સઘળી રક્ષણ કર-

નારી શાખાઓમા ચોહાણ રજપુતની શાખા અગ્રેસર છે તે શાખાઓમા હાર, ખિચી દેવરા, શનિ, ગુરૂ, વીગેરે વિશેષ પ્રસિદ્ધ છે તેઓના વીરત્વ અને ગૌરવ ગરિમાનુ વર્ણન ભટ્ટી ગ્રથમા સુદર રૂપે રચીત થયેલુ છે આજ પણ તે શાખાના વશધરો તે ભટ્ટકવિવર્ણીત ગાથા વાચી પોતાની ચાલતી સ્થિતિને ભુલી જાયછે

ચોહાણકુળના પ્રતિષ્ઠાતા વીરવર ચોહાણનુ કાલ્પનિક જન્મ વિવરણ અતીવ મનોહર છે, અગરજો કે તે મોહિની કલ્પનાની જાળથી ઢકાઇ ગયેલ છે તોપણ તે જાણવાથી હૃદયમા વિલક્ષણભાવ પેદા થાય છે

પૂર્વે આપણે કહી ગયા છીએ જે પ્રસિદ્ધ સુમેરૂ અને કૈલાસની માફક અર્બુદાચલ ( આબુ ) અતીવ પવિત્ર પર્વત છે અગ્નિકુળમા પેદા થયેલ રજપુત વીરો, આબુ પર્વતને અચળેશ્વરની આવાસભૂમિ કહેછે તે પર્વત, કદમૂલ ભક્ષણ કરનાર તપસ્વીઓનો સેવનીય છે યોગશીલ બ્રાહ્મણોએ, પાખડી દૈત્યોને હણી, પોતાના સનાતન ધર્મનુ રક્ષણ કરવા, તે ઉચા ગિરિરાજની ટોચ ઉપર તપશ્ચર્યા કરતા હતા

સનાતન ધર્માનુરાગી બ્રાહ્મણો એક દીવસ નૈઋત્ય કોણમા, પોતાનો હોમ કુડ ખોદી સળગાવી પોતાના ઇષ્ટદેવને આહુતિ આપતા હતા એ સમયે ગક્ષસોએ આવી, ભયકર તોફાન મચાવ્યુ અને તે સ્થળે પુષ્કળ ધૂળ ઉડાડી બ્રાહ્મણોની ક્રિયામા વિઘ્ન પાડ્યુ હતુ વળી દુરાચારી દૈત્યોએ, તે સમયે લોહી, માસ, હાડકા વીગેરે અપવિત્ર પદાર્થને યજ્ઞકુડમા ફેંકયા હતા તે દુર્વૃત્ત રાક્ષસોના ભીષણ અત્યાચારથી બ્રાહ્મણોના યોગનો ભગ થયો, તેઓ અભીષ્ટ[1] વર મેળવવામા કૃતકાર્ય થયા નહિ

સનાતન ધર્મ વિદ્વેષી પાપાચારી દૈત્યોના એવા અત્યાચારથી પણ પ્રતિજ્ઞાવન્ત બ્રાહ્મણોનો કઠોર અધ્યવસાય તિલમાત્ર ચલાયમાન થયો નહિ તેઓએ ફરીવાર અગ્નિકુડ સળગાવી આહુતિ આપવાનુ શરૂ કર્યુ, અને કુડની ચારે તરફ બેસી અનર્ગળ મત્રોચ્ચારણ કરી, દેવ મહાદેવની પ્રસન્નતા મેળવવા તેઓ પ્રાર્થના કરવા લાગ્યા

તે પવિત્ર અગ્નિકુડમાથી એક મૂર્તિ પેદા થઇ, તેના સર્વાંગે વીરનુ લક્ષણ જોવામા આવ્યુ નહિ ત્યારે બ્રાહ્મણોએ તને ચોકીદાર રૂપે બારણામા ઉભો રાખ્યો, ત્યારપછી અગ્નિકુડમાથી બીજી મૂર્તિ પેદા થઇ ચુલુકની જેવી જેની આકૃતિ હોવાથી બ્રાહ્મણોએ તેનુ નામ ચોલૂકય રાખ્યુ ક્રમે ત્રીજી મૂર્તિ, અગ્નિકુડમાથી

૧ ઈપ્સિત, ધારેલ

પેદા થઈ, બ્રાહ્મણોએ તેને પરમાર એવું નામ આપ્યું. તે મૂર્તિ વીર ચિન્હ યુક્ત અને યુદ્ધકળામાં પ્રવીણ જાણી બ્રાહ્મણોએ, તેને અસુરોની સામે લડવા મોકલ્યો પ્રમારવીર, બીજા વીરોને સાથે રાખી, દૈત્યના સંગે સંગ્રામમાં પ્રવૃત્ત થયો પણ. તે, યુદ્ધમાં જય મેળવી શકયો નહિ.

ત્યારપછી વશિષ્ટદેવ, બદ્ધપદ્માસને ફરીવાર બેઠા અને અવિરામ મંત્રપાઠ કરી દેવને બોલાવવા લાગ્યા. તેણે અગ્નિમાં જેમ આહુતિ આપી, તેમ તે પવિત્ર અગ્નિકુંડમાંથી એક વીરમૂર્તિ પેદા થઇ. તેનાં અવયવ લાંબા હતા, તેનું લલાટ વિશાળ હતું, તેનો કેશરાશિ કાજળના જેવો કાળો હતો, તેની આંખો કાળી અને વિશાળ હતી, વળી તેનું વક્ષઃસ્થળ વિશાળ હતું, તેની મૂર્તિ અતીવ ભયાનક હતી, તેના સઘળા અંગ ઉપર બખ્તર હતું, તેની પીઠ ઉપર બાણુથી ભરેલ મોટો ભાથો હતો, તેના હાથમાં વિશાળ સરાસન અને તલવાર હતાં, તેના ચાર હાથમાં જુદી જુદી જાતનાં અસ્ત્રશસ્ત્ર હતાં, તે વીરપુરૂષને આ વીરતા ધરાવનાર વિપુલ બળશાળી જોઇ બ્રાહ્મણોએ તેનું નામ ચોહાણ રાખ્યું.

તે પ્રબલ પરાક્રાંત ચોહાણ વીર, વગર વિલંબે, રણસંગ્રામમાં ચાલ્યો. જ્યારે તે રણસંગ્રામમાં ચાલ્યો કે તુરતજ તપોધન વશિષ્ઠદેવે, ભગવતી આશાપૂર્ણા દેવીની પ્રાર્થના કરી તેથી કરી એકદમ, ત્રિશુળધારિણી શક્તિદેવી સીંહની પીઠ ઉપર બેઠેલી, તેઓ સઘળાની સન્મુખે પ્રગટ થઇ અને ચોહાણવીરની મદદે વશિષ્ઠ વીગેરેને રણસંગ્રામમાં મોકલી, આશાપૂર્ણા ભગવતી સંગ્રામમાં જય, ચોહાણ વીરને ઉત્સાહિત કરી અંતર્હિત થઇ ગઇ. બ્રાહ્મણોએ તે ચોહાણવીરને આનહલ નામે કહ્યો. વીરવર ચોહાણ અથવા આનહલ વિશેષ ઉત્સાહિત થઈ, પોતાના સૈનાદળ સાથે સંગ્રામમાં અસુરની સામે થયો, બન્ને દલ વચ્ચે ભયંકર યુદ્ધ ચાલ્યું, દુર્વૃત્ત દૈત્યો, આનહલનું પ્રચંડ પરાક્રમ સહ્ય કરી શકયા નહિ જેથી છેવટે તેઓનો અત્યંત પરાજય થયો; તેમાંથી કેટલાક અસુરો યુદ્ધક્ષેત્રમાંથી પલાયન કરી ગયા. કેટલાકે તે સંગ્રામમાં પ્રાણત્યાગ કર્યો, એ પ્રમાણે દુરાચારી દાનવો પરાજય પામ્યા, અને બ્રાહ્મણો નિર્ભય થઇ ગયા. તે મહાન બલિષ્ટ અને ક્ષત્રીકુળદીપક ચોહાણકુળમાં વીરવર પૃથ્વીરાજે જન્મ લીધો છે.

ચોહાણકુળની તાલિકા જોવાથી માલુમ પડેછે જે વીરવર આનહલથી તે મહારાજ પૃથ્વીરાજ સુધી ચોહાણકુળમાં એકંદર ઓગણચાલીશ રાજાઓ પેદા થયા છે. તે તાલિકા શુદ્ધ છે કે નહિ તેનો વિચાર કરવાનો કોઇ ઉપાય નથી પરંતુ વિશેષ અનુશીલન કરવાથી માલુમ પડેછે જે તે તાલિકા વિશુદ્ધજ છે. કારણકે ભટ્ટ કવિ ગ્રંથમાં વર્ણવેલ છે કે મહારાજ વિક્રમાદિત્યના આવિર્ભાવ પહેલાં ઘણા વર્ષો

ઉપર અગ્નિકુળની સૃષ્ટિ થઇછે વળી ઇતિહાસ જોવાથી માલુમ પડેછે કે મહારાજ વીર વિક્રમાદિત્યથી ૧૭૫૫ વર્ષ ઉપર પેદા થયેલ છે ત્યારે એવા લાંબા સમયમાં માત્ર ચોગણચાળીશ રાજાનું અસ્તિત્વ શી રીતે સંભવે ?

ચોહાણકુળમાં અજેપાળ નામનો એક પ્રતિષ્ઠાવાળો રાજા પેદા થયો છે તે પ્રસિદ્ધ અજયમેરૂ ( અજમેર ) ના કીલ્લાનો પ્રતિષ્ઠાતા છે

કેટલાક અનુમાન કરેછે કે એ અજમેરની પ્રતિષ્ઠાના પ્રાક્કાળે પ્રસિદ્ધ શંભર* નામના તળાવ ઉપર શંભર નામનું એક નગર, ચોહાણ રજપુતોએ સ્થાપ્યું હતું તે શંભર નામના અનુસારે નગરના રાજાઓ શંભરીરાજ નામે ઓળખાવા લાગ્યા ચોહાણ રજપુતનો ગૌરવ અને પ્રતાપ, તે સઘળા નગરોના અખંડીત ભાવે લાંબો કાળ વિરાજીત હતો છેવટે જે દિન હીંદુરાજ ચક્રવર્તી મહારાજ પૃથ્વીરાજ ગાતા મહના દીલ્હીના સીંહાસને બેઠો તે દિન ચોહાણકુળ એકવાર પ્રચંડ તેજે ઝળકી રહ્યું હતું, પણ તે ઝળકાટ તેજ, બુઝાઈ જતા દીવાના જેવું ક્ષણ સ્થાયી હતું એટલે કે પૃથ્વીરાજના સંગે ચોહાણનું ગૌરવ અને તે સઘળા નગરોની જાહોજલાલિ વિનષ્ટ થયા

પવિત્ર અગ્નિકુળે, ચોહાણ વીર રજપુતોના અલૌકિક વીરત્વે, અને ગૌરવે, અમરતા મેળવી છે જે સઘળા ધુરંધર રાજાઓ ચોહાણકુળમાં પેદા થયા છે તેમાં માણીકરાય મહારાજનું નામ સ્મરણીય છે પંજાબ પ્રદેશમાં મુસલમાનના હુમલાને મહારાજ માણિકરાયે, મોટા જોરથી રોકયા હતા

કેવળ પૃથ્વીરાજ અને માણિકરાયના પરાક્રમની વાત છોડી દઇએ તોપણ ચોહાણ કુળના બીજા વીર રાજાઓની વાતનું વિવરણ કરવાની આપણને ફરજ પડેછે મુસલમાન ઇતિહાસ લેખક મુક્તકંઠે સ્વીકાર કરી ગયાછે જે દુર્ધર્ષ મુસલમાન વીર મહમદે, જ્યારે પ્રચંડ સેનાદળની સાથે સૌરાષ્ટ્ર તરફ કુચ કરી, ત્યારે અજમેર નગરના એક પ્રતાપાન્વિત રાજાએ× તેને, મોટા ભયાનક સંગ્રામમાં હરાવ્યો તે ચોહાણ વીરના પ્રચંડ ખડગ બળના પ્રભાવે મહમદે વિજયની આશા છોડી દઇ રણસંગ્રામમાંથી પાછો ફર્યો હતો

દીલ્હીના પહેલા નગરના ગોરભાગમા વિખ્યાત સેનાપતિ મશીએ મહારાજ માણિકરાય ઉપર હુમલો કર્યો, તે ભીષણ યુદ્ધમાં માણિકરાયના પ્રચંડ પ્રતાપથી

* રજપુતોની પ્રધાન આરાધ્ય દેવી ભગવતી શાકંભરી માતાની એકપાષાણ પ્રતિમા શંભરી હ્રદના મધ્યમાં સ્થાપિત છે તે શાકંભરી થકી તેનું નામ શંભર કહેવાયું છે

× તે ચોહાણ વીરનું નામ ધર્માધિરાજ—તે વિશાળ દેવનો પિતા

મુસલમાન સૈન્ય હારી ગયુ જે સમય મુસલમાનના ઇતિહાસમા વર્ણવેલ છે તે સમય પછી મુસલમાનોએ વારવાર ઉપરા ઉપરી ભારતવર્ષ ઉપર હુમલ કરી, ભારત વર્ષનુ પુષ્કળ ધન લુટી લીધું જે સમયે મહારાજ વિશાળદેવ અજમેરના સીંહાસન ઉપર બીરાજતા હતા તે સમયે મુસલમાન લોકો ભારતવર્ષ ઉપર ત્રીજીવાર ચડી આવ્યા હતા ચોહાણુ વીર વિશાળદેવ, દેશવૈરી અને સનાતન ધર્મ વિદ્વેષી મુસલમાનના અપવિત્ર શાસમાથી, પોતાના રાજ્યને અને ધર્મને બચાવવા, વિશાળ સેનાદળ સાથે મુસલમાનની સામે ચાલ્યો, બન્ને સેના વચ્ચે ઘોર યુદ્ધ થયુ, તે ભીષણ સંગ્રામમા મુસલમાનો પરાજય પામી રણક્ષેત્ર થકી પલાયન કરી ગયા તે ભયાનક સગ્રામના સમયે, અનેક હીદુ સામત રાજાઓ, મહારાજ વિશાળદેવને સહાય કરવા, તેના વાવટા નીચે એકઠા થયા હતા તે રાજાઓમ પરમારકુળમા ઉત્પન્ન થયેલ, વીર ઉદયાદિત્ય વિશેષ પ્રસિદ્ધ હતો ઘણુકરીને સઘળા ભટ્ટ ગ્રથમા માલુમ પડેછે કે વીર ઉદયાદિત્યે ઇસ્વીશન ૧૦૯૬ મા પ્રાણુત્યાગ કર્યો તે મુકરર કરેલ સમયનુ અવલબન કરવાથી નિશ્ચય પ્રતિપન્ન થાયછે જે તે મહા સગ્રામનો વ્યાપાર મહમદની ચોથી પહેડીના વિખ્યાત પુરૂષ મેદાદના રાજ્યમા થયો છે મહારાજ વિશાળદેવે, તે યુદ્ધમા જય મેળવ્યો છે તેનુ યથાર્થ સત્યપણુ દિલ્હીના પ્રાચીન વિજયસ્તભની શીલાલિપિ સારી સાબીતી આપેછે ચોહાણરાજ વિશાળદેવના પ્રચડ પરાક્રમથી મુસલમાનવીર મોદાદ સપૂર્ણ રીતે પરાજય પામ્યો ખરો, પણ તેથી તેની ભારતવર્ષ ઉપરની જીતવાની વૃત્તિ શાન્ત થઇ નહિ મુસલમાનો ટોળાબધ ભારતવર્ષમા આવવા લાગ્યા અને તેઓ ભારતવાસી ઉપર વિશેષ અત્યાચાર કરવા લાગ્યા, તેઓના આવા અત્યાચારથી ભારતવર્ષીય રાજાઓના રાજ્ય ઘોર અશાતિમા પડ્યા, તેથી તેઓનુ ગૌરવ અને માન, ક્રમે ક્રમે હીન થઇ ગયુ છેવટે ચોહાણકુળના શેષ નરપતિ મહારાજ પૃથ્વીરાજના કારાગ્રહ સાથે અને મરણમાથે ભારતવર્ષમા ચોહાણ રજપુતોનુ ગૌરવ અને વિક્રમ એકદમ અસ્ત પામ્યુ

ચોહાણકુળ એકદર ચોવીશ શાખામા વિભક્ત છે તે ચોવીશ શાખામા, હરાવતી પ્રદેશમા બુદી અને કોટાનો રાજવશ વિશેષ પ્રસિદ્ધ છે તે ચોહાણ રાજાઓ, પોતાના પૂર્વજોના ગૌરવને સારી રીતે રક્ષણ કરી શક્યા છે તેએ રાજકુળના પૂર્વપુરૂષમાથી છ પુરૂષોએ, વીરત્વ બતાવી, પિતૃદ્રોહી, નિષ્ઠુર ઔરગજેબના હાથમાથી ઘરડા શાહજહાનની રક્ષા કરવા માટે ઘણી પ્રસન્નતાથી પોતે લડ્યા હતા અને છેવટે તેને માટે પ્રાણ અર્પણ કર્યો હતો *

* એ શીવાય, ગાગ્રોન અને રઘુગઢના ખીચી, મીરાહીના દેવર ઝાલોરના શનિગુરુ સના અને શનીયરના ચોહાણ અને પાનગઢના ચાવેચ, પોતપોતાના નામ અમર કરી ગયાછે

ચોહાણકુળના અનેક સામંત રાજાઓએ, પોતાની નીવાસ ભૂમિના રક્ષણ માટે પોતાના પિતૃપુરૂષનો પવિત્ર સનાતન ધર્મ છોડી દીધો હતો+ તે કામમાં પહેલો પૃથ્વીરાજનો ભત્રીજો ઇશ્વરદાસ છે.

ચૌલુક્ય વા સોલંકી—॥ ઉપર કહેવાય ગયું છે જે સોલંકીકુળ, પ્રમાર, અને ચોહાણ એ બે કુળોના સમયમાં ઉત્પન્ન થયેલ છે. ઐતિહાસિક વૃત્તાંતના ઉપયોગી ઉપકરણ વીગેરેના અભાવે સોલંકીનો પૂર્વવૃત્તાંત યથાર્થ મળી શકતો નથી. ભટ્ટકાવ્ય ગ્રંથમાંથી માલુમ પડેછે જે જ્યારે રાઠોડ રજપુતોએ કનોજને કબજે કર્યું તે સમય પહેલાંથી સોલંકીકુળ વિશેષ પ્રતિષ્ઠાને પામ્યું હતું. લંગર લોકો અને તોગ્ર અથવા માલખાની લોકો પવિત્ર સોલંકીકુળમાં જન્મ્યા હતા. કાળક્રમે તેઓએ મુસલમાન ધર્મ સ્વીકાર્યો, તેની પહેલાં તેઓ મલયદ્વાર ( મલબાર ) ના કીનારા ઉપરના કલ્યાણ નગરમાં વસતા હતા× હાલ તે કલ્યાણ નગરમાં તેઓની ખ્યાતિનાં અને કીર્તિના ચિન્હ જોવામાં આવેછે. તે નગરમાંથી સોલંકીકુળની એક શાખા બહાર નીસરી કાળક્રમે તેણે અણહીલવાડ પાટણમાં પ્રતિષ્ઠા મેળવી.

પ્રાચીન ચૌરકુળમાં ભોજરાજ નામનો એક રાજા ઉત્પન્ન થયો હતો. તે રાજા પછી અણહીલવાડ પાટણમા બીજો કોઇ ચૌરવંશીય રાજા, ગાદીએ બેઠો નથી. કારણકે સંવત્ ૯૮૭ ( ઇ. સ. ૯૩૧ ) ના વર્ષમાં તે ભોજનું મૃત્યુ થયું, તેના ઠેકાણે તેનો દોહિત્ર સોલંકી મૂળરાજ અણહીલવાડના સીંહાસને બેઠો. મૂળરાજે■ માતામહના[1] સીંહાસન ઉપર બેસી અઠ્ઠાવન્ન વર્ષ રાજ્ય કર્યું. તેના પરલોકવાસ ઉપર તેનો પુત્ર ચંદ્રરાવ તેની ગાદીએ બેઠો. તેના રાજ્યકાળમાં દુર્ધર્ષ મુસલમાન વીર મહમદ ગીજનીના વિજયી લશ્કરે અણહીલવાડ-પાટણ પાસે આવી સખ્ત હુમલો કરી અને તે સંગ્રામમાં જય પામી મહમદ પુષ્કળ રાજ્ય ધન વીગેરે લૂંટીલઇ તે પ્રાચીન જાહોજલાલી ભોગવતા શહેરનો નાશ કરવા લાગ્યો. મુસલમાનોના હલ્લાથી અણહીલવાડ ફરીથી આબાદીમાં આવ્યું નહીં. આ નાશ થયા પછી

---

૧ માતામહ માતાનો બાપ

+ ચોહાણકુળના કેટલાએક રજપુતોએ મુસલમાનધર્મનું અવલંબન કર્યું હતું તેમાં કાયમખાની સંતાની, લોહાની વિગેરે સંપ્રદાયવાળા વિશેષ પ્રસીદ્ધ છે.

॥ સોલંકી ગોત્રનું વિવરણ મધ્યાની શાખા ભારદ્વાજગોત્ર, ગઢ લોહકોટ નિશાન સરસ્વતી નદી, સામવેદ કપિલેશ્વર દેવ, કીનોજદેવી મદીપાલ પુત્ર.

× કલ્યાણનગર મુંબઇપાસે આવેલ છે.

■ મૂળરાજના પિતાનું નામ જયસીંહ. જયસીંહે ભોજરાજની પુત્રીનું પાણીગ્રહણ કર્યું હતું.

અને ત્યારપછીના રાજાઓના રાજ્યાસનમાં અણુહીલપુરપાટણની વિશેષ ઉન્નતિ થવા પામી નહી હતી, પરંતુ જ્યારે સિદ્ધરાજ જયસિંહ તે પુરાતન શહેરના સીંહાસનારૂઢ થયો ત્યારે તે વીશેષ ખ્યાતિવાળું થયું.*

કર્ણાટ અને વિંધ્યાચળના મધ્યમાં આવેલ બાવીશ જનપદ એકવાર સિદ્ધરાજના રાજ્યછત્ર નીચે હતા, પણ એટલુંબધું વિસ્તારવાળું રાજ્ય, તેના વંશધરો લાંબો વખત ભોગવી શકયા નહિ. એમ કહેવાય છે જે મહારાજ સિદ્ધરાજના-વંશધર ઉત્તરાધિકારીએ, કોઇ કારણવશે, ચૌહાણ પૃથ્વીરાજનો કોપાનળ ઉદ્દીપિત કર્યો, જેથી તેણે તેને સીંહાસન ભ્રષ્ટ કર્યો હતો.

સિદ્ધરાજનો ઉત્તરાધિકારી રાજ્યચ્યુત થયો, તેના સીંહાસન ઉપર કુમારપાળ નામનો એક ચોહાણ નૃપતિ ગાદિએ બેસી રાજ્ય ચલાવવા લાગ્યો. કુમારપાળ ચોહાણવંશમાં ઉત્પન્ન થયેલ હોઇને સે લંકીવંશના રાજ્ય ઉપર પોતાનું આધિપત્ય ચલાવવા અણુહીલવાડપાટણની કાયમની જે ઉતરાધિકાર વિધિ ચાલી આવતી હતી તેમાં કેટલોએક ફેરફાર થઇ ગયો. મહારાજ સિદ્ધરાજ અને કુમારપાળ બન્ને રાજાઓ બૌદ્ધધર્મના અનુયાયી હતા. તે બન્નેના રાજ્યમાં કોતરકામનો વિશેષ ઉત્કર્ષ થયો હતો. શાથી કે તે સમયે ઘણા વિજયીસ્તંભ બન્યા હતા. તે વિજયસ્તંભ વીગેરેનું નિર્માણકૌશલ્ય જોઇ વિસ્મિત્ત અને આનંદિત થયા વિના રહેવાતું નથી. કોઇ હીંદુરાજાની કારકીર્દીમાં એવી ઉમદા કારીગીરિનો ઉદ્ધાર થયો નથી.

મુસલમાન વીર શાહબુદીનના પ્રતિનિધિઓએ, ઘોર અત્યાચાર કરી કુમારપાળના બાકીના રાજ્યમાં ઘણીજ અશાંતિ કરી દીધી. તે પ્રતિનિધિઓના જુલ્માટ અને અત્યાચારથી પ્રજા બહુ કષ્ટ ભોગવવા લાગી. અંતે કુમારપાળ, તે જુલ્માટ કરનાર જુલ્મગારોને કબજે કરી શકયો નહિ છેવટે કઠોર દુઃખમાં અને મનોવેદનામાં તેણે આ લોકનો ત્યાગ કર્યો. મહારાજ કુમારપાળના મૃત્યુ પછી બાલમૂલદેવ ગાદીએ બેઠો. એ મુલદેવના મરણ સાથે સં. ૧૨૮૪ ( ઇ. સ. ૧૨૨૮ ) માં અણુહીલવાડપાટણમાં સોલંકીવંશના રાજ્યનો અંત આવ્યો.

અણુહીલવાડપાટણનું સીંહાસન શોલંકીવંશના હાથમાંથી જતાં પણ તેનું સીંહાસન ખાલી રહ્યું હતુ નહિ. વિશાળદેવ, નામના એક વીર પુરૂષે તે સીંહાસન કબજે કર્યું. વિશાળદેવ સિદ્ધરાજની એક વાઘેલા નામની શાખા કુળમાં પેદા થયો હતો. મહારાજ વિશાળદેવ સીંહાસન ઉપર બેઠો. તે રાજ્યનું સૌભાગ્ય અને સૌદર્ય

* સિદ્ધરાજ જયસીંહે સં. ૧૧૫૦ થી તે સં. ૧૨૦૧ સુધી રાજ્ય કર્યું. પ્રસિદ્ધ ન્યુબીયન ભૂગોળવેત્તા એલેએદ્રીશી તેની રાજસભામાં હતો એલેએદ્રીશીએ કહેલ છે જે જયસીંહ રાજા બૌદ્ધ મતાવલંબી હતો.

વધારવા વિશેષ યત્નવાન્ થયો, સનાતન ધર્મ વિદ્વેષી મુસલમાનોએ ભીષણ અત્યાચાર કરતા સઘળા સ્થળો નષ્ટ અને ભગ્ન થયા તેમા સોમનાથ મહાદેવનું પવિત્ર અને ભવ્ય દેવાલય ભગ્ન અને નષ્ટ થયુ હતું. તે પવિત્ર મંદિર વીગેરે બીજા ભગ્ન અને નષ્ટ સ્થાનકો, વિશાળદેવાવયો ફરીથી સુધારી ચણાવ્યા બાલક રાયનુ લીલાક્ષેત્ર અણહીલવાડપાટણ ધીરે ધીરે પોતાનુ પ્રાચીન ગૌરવ મેળવતુ હતુ એટલામા યમાનુચર સરખા અલાઉદ્દીને ભીષણ પરાક્રમ સાથે, તે પ્રદેશમા પ્રવેશ કર્યો અને તેના ઉપર હુમલો કર્યો તેના પ્રચંડ હુમલાનો આઘાત સહ્ય ન કરી શકવાથી મહારાજ વિઠ્ઠલકર્ણ રણાંગણમા પડયો. ત્યારપછી અણહીલવાડપાટણ વિધ્વસ્ત અને પાયમાલ થઇ ગયુ

તે હિંદુ વિદ્વેષી તાતારરાજના નિષ્ઠુર પ્રતિનિધિઓના ભીષણ દૌરાત્મ્ય, અત્યાચાર દુરાકાંક્ષાથી, ગુર્જરના અને સોરાષ્ટ્રના સમૃદ્ધ નગરો એકદમ શ્મશાન સરખા થઇ ગયા. ચારેતરફ ભાગી ગયેલા ઘરોનો વિષાદમયવેશ અને ચારેતરફ પ્રકૃતિની શોચનીય મૂર્તિ જોવામા આવતી હતી અણહીલવાડપાટણમાં સર્વસ્થળે ( જાણે તે દુર્દાન્તયવનો મુર્તિમાન્ જુલમ નાચતો નહોય એમ લાગતુ હતું ) મારી નાખવાની પ્રબળ ઇચ્છા અને કુપ્રવૃત્તિથી ઘેરાઇ તેઓએ આદિનાથનું પવિત્ર મંદિર નષ્ટવિનષ્ટ કરી નાખ્યુ અને તેના ધ્વજરાશિવાળા સ્થળ ઉપર તેઓએ એક મુસલમાન ફકીરની કબર બંધાવી દીધી એ પ્રમાણે જે કાંઇ સુંદર હતુ જે કાંઇ પવિત્ર હતુ તે સઘળુ દુર્દાન્ત મુસલમાનના વિષમ વિદ્વેષથી એકદમ નષ્ટ થઇ ગયુ

સનાતન ધર્મ વિદ્વેષી નિષ્ઠુર મુસલમાનના જુલમથી વિશાળ સૌરાષ્ટ્રદેશ જે રીતે શોચનીય શ્મશાનભૂમિમા પરિણામ પામ્યો તે નગરે સોલંકીરાજ્ય ને લક્ષ્મી પણ છોડી ચાલી ગઇ, ઉપર પોતાના પિતૃપુરૂષની રાજ્યભૂમિમાથી પલાયન કરી આશ્રય મેળવવા સોલંકી રાજકુળ ભારતવર્ષમા ચારેતરફ દોડયુ, ત્યારપછી રાજ્યસિંહાસન એક સો વર્ષ ખાલી રહ્યુ, તેટલા લાંબા વખતમા કોઇ હિંદુરાજા ગાદીએ બેઠો નહી

તે દીર્ઘકાળ વ્યાપિની અરાજકતા પછી તક્ષક વંશીય એક વીરપુરૂષ શ્મશાન તુલ્ય સૌરાષ્ટ્ર પ્રદેશના ભગ્ન સિંહાસન ઉપર બેઠો, અને થોડા સમયમા તેની પૂર્વશોભા લાવવા સામર્થ્યવાળો થયો. તેનું નામ શીહરણ તક્ષક હતું. શીહરણે, સોલંકના પૂર્વ ગૌરવનો ઉદ્ધાર કર્યો ખરો, પણ જે સોલંકી ગૌરવ એકવાર અંતર્હિત થઇ ગયુ હતુ તેનો પુનરૂદ્ધાર તે કરી શકયો નહિ શીહરણે, પોતાના

પૂર્વપુરૂષના સનાતન ધર્મને જલાંજળી આપી ને મુસલમાન ધર્મ અંગીકાર કર્યો હતો અને મોજાફર નામ ધારણ કરી તેણે રાજ્યશાસન ચલાવ્યું હતું.

અત્યાચારી મુસલમાનના ભયંકર ઉત્પીડનથી સોલંકી વંશવૃક્ષ સમુળું નાશ પામ્યું હતું. તે વંશતરૂમાંથી સોળ શાખા પેદા થઇ હતી, તે સોળ શાખામાં વાઘેલાની શાખા વિશેષ પ્રસિદ્ધ છે. તે વાઘેલા * જે દેશમાં વાસ કરતા હતા તેનું નામ વાઘેલખંડ છે. મહારાજ સિદ્ધરાજના વંશધરોએ લાંબા કાળસુધી વાઘેલખંડનું સીંહાસન કબજામાં રાખ્યું હતું.

**પ્રતિહાર વા પુરીહાર**—પુરીહારકુળ અગર જો કે અગ્નિકુળમાં નીચા આસન ઉપર છે તોપણ તેનાં અનેક ગૌરવ સૂચક વિવરણ જોવામાં આવે છે. તેઓએ કોઇ દીવસ સ્વાધીન રાજ્ય ભોગવ્યું નથી. ભટ્ટીના કાવ્યગ્રંથમાંથી માલુમ પડેછે જે પુરીહાર રાજાઓ દીલ્લીના તુવારવંશના રાજા નીચે અને અજમીરના ચોહાણવંશના રાજા નીચે સામંતરાજારૂપે વિરાજતા હતા. તે તાબેદારીવાળા જીવનકાળમાં તેઓએ સ્વાધીનતા મેળવવા અનેક ચેષ્ટા કરેલી હતી, તે ચેષ્ટા થકી તેઓનાં જીવનચરિત અક્ષય સુવર્ણવર્ણે ઇતિહાસમાં લખાયેલ છે. માત્ર એકજ વીરના વીરાચારથી પુરીહારકુળ વિખ્યાત થયેલ છે, તે રજપુતવીરનું નામ નાહુરરાવ. પ્રચંડ વીર નાહુરરાવ પૃથ્વીરાજના તાબામાં સામંતરાજારૂપે રહેતો હતો.

એ પરતંત્રતામાં રહીને પણ એકવાર સ્વાધીનતા અને સ્વાતંત્ર્ય મેળવવા માટે તેણે જે કઠોર ઉદ્યમ અને અધ્યવસાય કરેલ છે તેથી તેનું નામ બીજા રજપુત વીરોની તાલિકામાં દાખલ થયેલ છે, અગર જો કે તેનો તે ઉદ્યમ અને અધ્યવસાય સફળ અને સાર્થક થયો નહિ પણ તે કરવામાં તેનું વીરત્વ રૂડીરીતે દેખાઇ આવ્યું હતું.

પુરીહારકુળની પ્રાચીન રાજધાનીનું નામ મંદવાર હતું તેને સાધુભાષા ( સંસ્કૃત )માં મંદા કહેછે. વીરચરિત રાઠોડ રજપુતના પ્રાદુર્ભાવની પૂર્વે પુરીહાર રજપુતોએ મારવાડ પ્રદેશમાં પ્રતિષ્ઠા મેળવી હતી. મંદવાર, હાલના જોધપુરથી ત્રણ કોશ દૂરછે. અગર જો કે તેની હાલત હાલ વિધ્વસ્ત છે, પણ તેના પ્રાચીન સ્તંભો વીગેરેની આબાદી અને સમૃદ્ધિને સૂચવી આપેછે.

*કાન્યકુબ્જ*—( કનોજ ) નો પરિત્યાગ કરી રાઠોડ રજપુતો પુરીહારના મંદવાર નગરમાં આવી રહ્યા, ત્યાં આવી કૃતજ્ઞતાના પવિત્ર મસ્તક ઉપર પાટુ મારી તેઓએ, નૃશંસ વિશ્વાસઘાતકતાની મૂર્તિ ધારણ કરી. તેઓએ પોતાના આ-

* મહારાજ સિદ્ધરાજના પુત્ર વાઘરાજના નામથી જણાય છે જે તે શાખાકુળનું નામ પડયું.

શ્રયદાતાનોજ સર્વ નાશ કર્યો. રાઠોડ રજપુતોમાં એવું કુકૃત્ય કરનાર ચંડ નામનો એક અધમ માણુસ હતો. ચંડે ખરા પાશવ ધર્મને અનુસરી, પોતાના ઉપકારી અને વિશ્વાસુ રાજકુળને મોટો ધકકો માર્યો હતો. મંદવારના કીલ્લા ઉપર, પોતાની કુકીર્તિના દાખલા સ્વરૂપ રાઠોડનો નામાંકિત વાવટો તેણે ચઢાવી દીધો. તે ઘટનાથી પુરીહારકુળની અધોગતિ થઇ. પુરીહારરાજ* અગાઉ રાણાના નામે ઓળખાતા હતા. ગિહ્લોટ રાજા રાહુયે, મંદવાર ઉપર હુમલો કરી, પુરીહારવંશને હરાવી દીધો ત્યારે પોતાના વિજયના ચિન્હમાં, તે રાણાનો ઇલ્કાબ પાછો ખેંચી લીધો હતો.

પુરીહારવંશ, આજ ભારતવર્ષમા ચારે તરફ વિસ્તૃત થઇ પડયો છે. પણ દુઃખનો અને પરિતાપનો વિષય છે જે તે વંશમાંથી કોઇએ નૃપતિનું સ્વાધીન જીવન ભોગવ્યુ નહિ કોહારી, સિંદ અને ચંબળ નદીના સંગમ સ્થળે પુરીહાર રજપુતોનુ હાલ એક વસવાટવાળું ગામ જોવામા આવેછે. ચોત્રીશ ગામ અને નાનકડા કેટલાક ગામડાનો એ ઉપનિવેશ છે. પુરીહારવંશનો તે જનપદ અગાઉ સીંધીયા સરકારના તાબામાં હતો. પણ હાલ બ્રીટીશસીંહે તેને પોતાના વિશાળ રાજ્યનો અન્તર્ગત કરી દીધોછે.

પુરીહારકુળ એકંદર બાર શાખામાં વિભક્ત છે તે બાર શાખામાં ઇદો અને સીંધીલ વિશેષ પ્રસિદ્ધ છે. લુણી× નદીના તીરના પ્રદેશ ઉપર તે બે શાખાનું સામાન્ય નિદર્શન હાલ પણ જોવામાં આવે છે.

સોર-એકવાર એ જાતિ ભારતીય ઇતિહાસમાં વિશેષ ખ્યાતિ મેળવી શકીછે. એકવાર તેના વિપુલ ગૌરવે ભારતવર્ષ અધિક ગૌરવવાળું થયું હતું. ભારતવાસીઓ તેઓની કીર્તિ અને ગૌરવના ગાન વિશેષ હર્ષે અને આદરે કરેછે. પણ દુર્ભાગ્યવશે આજ ભારતવર્ષમા કોઇ સ્થળે તેઓની કીર્તિનું ચિન્હ જોવામાં આવતું નથી. ભટ્ટના કાવ્યગ્રંથોમાં જો સોરકુળનું વિવરણ વર્ણિત ન હત તો ભારતના ઇતિહાસમાંથી સોરકુળનું મહનીય નામ લોપ પામત-સોરકુળની ઉત્પતિનું વિવરણ અમારાથી અવિદિત છે કારણ કે ચંદ્રવંશમાં અને સૂર્યવંશમાં તેના નામનો ઉલ્લેખ જોવામાં આવતો નથી. તેથી કરી મહાત્મા ટોડ સાહેબે, તેઓને શાકવંશીય કહેલ છે.

* જે પુરીહાર રાજાને હરાવી, રાહુએ "રાણા" ની ઉપાધિ લઇ લીધી, તે રાજાનું નામ મકુલ.

× મારવાડ રાજ્યના દક્ષિણ પશ્ચિમપ્રાંત ભાગમા એ નદી પ્રવાહીત થઇ વહી જાયછે.

તેઓનું આદિસ્થાન ભારતભૂમિ જો ન કહેવાઇ હોત તો અવશ્ય સ્વીકારવું જોઇએ જે ઘણા જુના કાળમાં તેઓનું વંશતરૂ ભારતવર્ષમાં રોપાયેલ હોવું જોઇએ, શાથી કે ભટ્ટગ્રંથોમાં માલુમ પડેછે જે મેવાડના રાજા પૂર્વપુરૂષો જ્યારે વલ્લભીપુરના સીંહાસને બેઠેલ હતા ત્યારે સૌરવંશ, તેઓની સાથે લગ્નાદિ સંબંધે બંધાયેલ હતો.

સૌરવંશ, સૂર્યોપાસક હતા, તે તેના નામથીજ નિર્વિવાદ રીતે સિદ્ધ થાયછે. તેના નામ ઉપરથી સૌરાષ્ટ્ર* એવું નામ પડેલ છે, તેણે અનેક નગરની સ્થાપના કરીછે. તે સઘળા નગરોમાં દેવબંદર વિશેષ પ્રસિદ્ધ છે. સોમનાથના પ્રસિદ્ધ મંદિરની અને બીજાં કેટલાંક દેવાલયની તેણે પ્રતિષ્ઠા કરીછે.

એમ કહેવાય છે જે દેવબંદરનો અધિપતિ ચૌરવૃતિને અવલંબન કરી ભિન્ન દેશવાસી વેપારીના વહાણમાંથી વેપારનો શામાન લુંટતો હતો, તેથી સમુદ્રે તેના ઉપર રોષ પામી, તેના નગરનો નાશ કર્યો. અહિં દંતકથા ઉપર ભરૂસો રાખવાનો નથી. પણ તાત્કાલિક વાણિજ્ય અવસ્થાની આલોચના કરવાથી સત્ય શોધી શકાય છે. ભારતવર્ષ તે સમયે, આરબદેશ સાથે વાણિજ્ય વ્યાપારથી બંધેલું હતું. આરબીય વેપારીઓ વેપારનો શામાન લઈ સૌરાષ્ટ્ર પ્રદેશમાં આવતા હતા. કારણ કે ભારતવર્ષનું વેપારનું પ્રધાન સ્થળ તે દેવબંદર હતું. એટલે કે દેવબંદરના સૌરરાજાઓ તે બંદર પાસે થઇ જતા આવતા વેપારીના વહાણમાં લુંટફાટ કરતા હતા તે ઉપરથી આરબદેશવાસીઓ દળથી સૌરષ્ટ્રની સરહદ ઉપર આવી તે પ્રદેશનો નાશ કરવાને તત્પર થયા હતા અને ત્યાંથી તે લોકોએ સૌરવંશને હાંકી કહાડ્યા, તે રાજ્યના ઇતિહાસથી માલુમ પડેછે; જે સૌરવંશ, દેવબંદરથી વિતાડિત થયો ત્યાંથી નીકળી તેણે મેવાડના રાજાનો આશ્રય લીધો.

ત્યારપછી સંવત્ ૮૦૨ ( ઇ. સ. ૭૪૬ ) માં સૌરકુલોત્પન્ન બાણ રાજાએ અણહીલવાડપાટણની સ્થાપના કરી. તેની પહેલાં વલ્લભીપુર સૌરાષ્ટ્ર પ્રદેશની રાજધાનીના નામથી પ્રસીદ્ધ હતું. પણ જ્યારે અણહીલવાડપાટણની સ્થાપના થઇ ત્યારે વલ્લભીપુરની સમૃદ્ધિ રહી નહી. ત્યારે બાણની અભિનવ રાજધાની, તેના ઠેકાણે આબાદીવાળી અને સમૃદ્ધિવાળી થઇ.

અણહીલવાડપાટણ, મહારાજ બાણના વંશધરોના કબજામાં એકસો ચોરાશી વર્ષ રહ્યું-તેમાં ક્રમાન્વયે આઠ પુરૂષે રાજ્ય કર્યું. છેવટે તે વંશધરોનો છેલ્લો

* સૌરાષ્ટ્ર સૌરરાષ્ટ્ર શબ્દનો અપભ્રષ્ટ શબ્દ છે.

રાજ્યને છીતી એશીયાખંડમાં એક વિશાળ દેશ પોતાના નામના અનુસારે સ્થાપ્યો જેનું નામ તકારીસ્થાન વા તુર્કસ્થાન પડ્યું.

ટેક, તક્ષક અને તાકની અનેક શિલાલિપિ, રાજસ્થાનમાં અનેક સ્થળે શોધાયેલી છે જે શિલાલિપિથી તેઓના ઇતિહાસ સંબધે કેટલીક હકીકત મળી આવે છે, તે શિલાલિપિમાં તક્ષકોના આચાર વ્યવહારનું વર્ણન વર્ણવેલ છે. પુરાણમા વર્ણવેલ તક્ષકના આચાર વ્યવહારના વર્ણનસાથે તે સારી રીતે મળતું આવેછે. તે તક્ષકજાતિથી ભારતીય આર્યજાતિનું બહુ અનિષ્ટ થયેલ છે. અનેક આર્ય-રાજાઓ તેઓના ક્રૂર આચરણથી અકાળે મરણને શરણ થયા હતા. ભગવાન કૃષ્ન દ્વૈપાયનના અમૃતમય અનુપમ મહાકાવ્ય ગ્રંથમાં તેનું સુસ્પષ્ટ ઉદાહરણ આપેલું છે.

મોહવાળી કલ્પનાની ઘાટી જાળમાં તેણે જે સઘળું અમૂલ્ય ઐતિહાસિક વિવરણ નાંખેલ છે તે સપૂર્ણ રીતે ઉદ્ધૃત કરવાથી ભારતવર્ષમા એક નવો યુગ પ્રવર્તશે. પૌરવ નૃપતિ મહારાજ પરીક્ષિત, ક્રૂર ચરિત તક્ષકનાં વિષ દંશનથી મરણ પામ્યો. તેના પુત્ર જનમેજયે, પિતૃઘાતી ઘાતક તક્ષકને તેના નિષ્ઠુરાચરણનું પ્રતિફળ પામવા માટે મહા સર્પ યજ્ઞનું અનુષ્ઠાન કર્યું તે હકીકત દરેક હીંદુસ્તાન જાણતો હશે, પણ તે રૂપકના આવરણમાં જે ઐતિહાસિક સત્ય ગુપ્ત અવસ્થામાં રહેલ છે તે ઇતીહાસીક સત્ય કોઇક હીંદુસ્તાન ભાગ્યેજ જાણવા ભાગ્યશાળી થયો હશે.×

× એ રૂપકમય વર્ણનનો પાઠ કરવાથી, તે અસત્ય વર્ણન છે એમ પહેલા બોધ થાય છે. પણ જેમ જેમ ગંભીર વિતર્કસાથે તેનો પાઠ થાય તેમ તેમ તેમાથી ઐતિહાસિક સત્યનો આવિષ્કાર થાય છે કાલ્પનિક સર્પનો વિષય છોડી દીધાથી અવશ્ય જણાઇ આવેછે જે કોઇ તક્ષકે, મહારાજ પરીક્ષિતની અન્યાયરૂપે હત્યા કરીછે. પોતાના પિતાના મારનાર પાખંડીના પાપાચરણનું ઉપયુક્ત પ્રાયશ્ચિત વિધાન કરવા માટે જન્મેજયે તેને પકડી અગ્નિમાં બાળ્યો, આરીતનુ વિવરણ કેવળ અનુમાનિક નથી. તેની સત્યતા સબંધ નીચે લખેલ વૃત્તાત વાચવાથી પ્રતિતી આવશે ઇ. સ ૧૮૧૧ માં મહાત્મા ટોડ સાહેબ ચબલનદીની રેતાળ ભૂમિના ગુજરગઢ નામના સ્થાનને માપવામાટે ગયેલ હતો. તે ગુજરગઢમાં ગુજર નામની એક દુર્ધર્ષ અને પ્રચંડ પગક્રમવાળી જાતિ વસતી હતી. ટેડસાહેબે ત્યાં જઇ સાભળ્યું જે તે ગુજરનો સૂર્યમલ નામનો એક અધિપતિ હતો તેણે તે પ્રદેશના ઘણાખરા અધિવાસીઓને એક રાત્રીમા, સાંકળે બાંધી ધગધગતા અંગારાથી ભરેલા અગ્નિકુંડમાં નાખી દીધા હતા. એરીતે તે બેનશીબ લોકો નિષ્ઠુરાચરણથી મરાયા હતા જ્યારે ઇતિહાસમાં એવા ભયાનક નરમેધયજ્ઞનું વિવરણ જોવામાં આવેછે ત્યારે પુરાણોક્ત નાગયજ્ઞનું વિવરણ કેમ અસત્ય કહેવાય ?

જે સમયે મહાવીર અલેકઝાંડર ભારતવર્ષ ઉપર હુમલો કરી આવ્યો હતો તે સમયે પારોપમીશન+ પર્વતમા કેટલાક તક્ષકનો વાસ હતો, જે તક્ષકશીળે, મહારાજ પુરૂનો પક્ષ છોડી અલેકઝાંડરને યોગ્ય મદદ આપી હતી તે તક્ષકશીળ તક્ષકવંશનો હતો વળી ભટ્ટીઓના ઇતિહાસમાથી માલુમ પડેછે જે જાબાલીસ્તાનમાથી વિતાડિત થયેલ ભટ્ટીઓએ સીંધુતીર વર્તી તક્ષકોની પ્રાચીન આવાસભૂમિ કબજે કરી તે તક્ષકોની શાલીવાહનપુરી નામની એક નગરી હતી, તે નગરી બાહ્લીકોએ કબજે કરી, તે બનાવ યુધિષ્ઠિરના શક ૩૦૦૮ માં બન્યો છે હવે સુસ્પષ્ટ પ્રતીત થાય છે જે શાલીવાહન નરપતિ, મહારાજ તુષાર નરપતિ વિક્રમાદિત્યનો હરાવનારો, તે શાલીવાહન નગરીનો પ્રતિષ્ઠાતા છે.

ઘણા લોકો એવુ અનુમાન કરેછે જે ઇસ્વીસન અગાઉ છઠ્ઠા કે સાતમા સૈકામા તક્ષકો મહાવીર શિશુનાગની સરદારી નીચે રહી, ભારતભૂમિમા આવ્યા હતા, તે અનુમાન અનેક પરિણામે યથાર્થમાની સ્વીકાર કરવા લાયક છે, શાથીકે બીજા ઇતિહાસોમા માલુમ પડેછે જે બરોબર તે સમયે, તક્ષકલોકો મીસર અને શીરીયાના રાજ્યમા હુમલો કરી આવ્યા હતા

પ્રાચીન તક્ષકકુળના વૃત્તાંત વર્ણનમા હવે વિશેષ આડંબર કરવાની જરૂરી વાત નથી હવે આપણે તેના વર્તમાન વંશધરોનુ વર્ણન કરવા પ્રવૃત્ત થઇએ છીએ ભટ્ટીના કાવ્યગ્રંથોમા વર્ણેલ છે જે ગિલ્હોટવંશે જ્યારે ચીતોડ કબજે કર્યું તે સમયની પૂર્વે તક્ષકકુળથી ઉત્પન્ન થયેલ એક મૌર્ય નૃપતિએ ચીતોડ નગરનો કબજો કર્યો હતો. ત્યારપછી ઘણા સમયે ચીતોડના સીંહાસને ગિલ્હોટવંશનુ રાજ્ય દૃઢ થયુ ત્યારપછી જે સમયે મુસલમાનોએ, પ્રચંડ હુમલો કરી ચીતોડને ધુજાવવા માંડયુ ત્યારે અનેક હીંદુનરપતિ, સ્વદેશ અને સ્વજાતિ પ્રેમે ઉત્સાહિત થઇ ગિલ્હોટ રાજાની સહાય કરવા યુદ્ધક્ષેત્રમા ઉતર્યા હતા, તે સઘળા હીંદુરાજાઓમા આશીરગઢપતિ× તક્ષકરાજ પણ હતો તે આશીરગઢમા તેણે અનેક વર્ષ રાજ્ય કર્યુ કવિવર ચંદબારોટે પૃથ્વીરાજનામામા વર્ણવેલ છે જે તે આશીરગઢપતિનો એક વંશધર પૃથ્વીરાજની સેનામા એક પ્રધાન અધિનાયકનુ કામ કરતો હતો+

---

+ હીંદુકુશ પવનની દક્ષિણદિશાએ રહેલા પર્વતમાળાનું ' પારોપામિશ ' નામ અપાયેલ છે. તે કેદીસ્થાનની પાસે આવેલ છે કાબુલ નદી, તેની તરેણી ઘોરી બહાર આવે છે

× તે ખાનદેશ નામના જનપદમા એક સ્થળ રહેલુ છે હાલમા તે શ્રીસી સરકારના તાબામા છે.

+ કવિવર ચંદબારોટે પૃથ્વીરાજનો દ્વારપાલક તેને વર્ણવેલ છે જેનું નામ ક ઘુ તક્ષા હતું.

ઉપર આપણે કહી ગયા છીએ જે તક્ષક કુળોત્પન્ન શિહુરણ નામનો રાજા, પોતાના પૂર્વપુરૂષનો ધર્મ ત્યાગ કરી, મુસલમાન ધર્મમા દીક્ષિત થયો હતો. તે શિહુરણથી ક્રમાન્વયે ચૌદ રાજાઓએ ગુર્જરદેશનું રાજ્ય કર્યું છેવટે તેનો છેલો રાજા ખોજાફર આલોકનો ત્યાગ કરી પરલોકમા ગયો ત્યારે વીર તક્ષકનુ વંશ તરૂ સમુળગુ નાશ પામ્યુ

જીત—રાજસ્થાનના છત્રીશ રાજકુળની સઘળી પુરાતન અનુક્રમણીકામા જીતનું નામ જોવામા આવેછે પણ કોઇ ઠેકાણે તેઓને રજપુત કહેલા નથી વળી કોઇ પણ રજપુતજાતિ તેની સાથે વૈવાહિકસૂત્રે બંધાયેલ નથી

જીત । પુરાતન ઇતિવૃત્ત સબંધે ઉપર ઘણી સમાલોચના થઇ ચુકી છે હવે તેઓના પ્રાચીન આચાર વિચાર વ્યવહાર સબંધે જોવાનુ આવશ્યક્તા ભરેલુ નથી સાઇરસના રાજ્યકાળથી, ખ્રીસ્ટીય ચૌદમા સૈકાસુંધી, જીત લોકોએ પોતાના આચાર વ્યવહાર વીગેરે અક્ષયભાવે રાખેલા હતા પણ તે સમય પછી તેઓ, પિતૃપુરૂષે સ્વીકારેલ ધર્મમૂર્તિ પૂજાનો ત્યાગ કરી મુસલમાન ધર્મમા દીક્ષિત થયા હીરોડોટસે કહેલ છે કે જીતલોકો એકેશ્વરવાદી હતા અને તેઓ આત્માનું અમરત્વ સ્વીકારતા હતા વળી એક ચીન ઇતિહાસ લેખક વર્ણવે છે જે જીતલોકો, પ્રાચીનકાળમા બૌદ્ધ ધર્માવલબી હતા

જીતલોકોની, સીંધુનદના પશ્ચિમ પડખા ઉપર વાસભૂમિ હતી તેઓ યદુકુળમાથી ઉત્પન્ન થયેલ છે, ઇસ્વીસન પાચમા સૈકાની એક શિલાલિપિ મહાત્મા ટોડસાહેબે શોધી કહાઢેલ છે તેમા લખેલ છે જે જીતવંશનો કોઇક રાજા યદુકુળોત્પન્ન સ્ત્રીના પેટે પેદા થયો હતો, તે ઉપરથી માલૂમ પડેછે કે જીતલોકો પોતાને યદુવંશથી ઉત્પન્ન થયેલા માનેછે

ઉપર કહેલા સૈકાની પૂર્વે કેટલાક વર્ષ ઉપર જીતલોકો રાજસ્થાનમા પેઠા તે બાબતનો નિર્ણય થઇ શકે તેમ નથી, પણ તેઓના જીવનચરિતનુ વિશેષરૂપે અનુશીલન કરવાથી સ્પષ્ટરીતે માલુમ પડેછે જે ઇસ્વીસન ૪૪૦ ના વર્ષમા જીત જાતિના ગૌરવનો એક અવનતો યુગ માલુમ પડેછે એ સમયે તેઓના વીર્યબળે, સમસ્ત એશીયા અને યુરોપ એકદમ બળી ગયુ હતુ*

* ઇ. સ ૪૪૮ મા જીતરવીય હેંઇસ્ટ અને હર્ષ નામના બે જાંબઆ હતા છતા જાટનાડગી, વિજયી સેનાદળમાથે નીકળી શ્વેતદ્વીપમા આવી ત્યા પ્રસિદ્ધ કેંટ રાજ્યની સ્થાપના કરી હતી ત્યા તેઓ વીરપણાના અપૂર્વ જોશે, અને પ્રચડ પ્રતાપે ઉપનિવિષ્ટ થયા, વળી બીજા તેઓના સ્વજાતિ ભાઇઓએ દુનીયાના બીજા સ્થળોમા પોતાની વિજય પતાકા ઉડાડવાબાદી તેઓ એશીયા આફ્રીકામા આવ્યા

સીંધુનદીતીરવર્તી શાલીવાહનપુર+ થકી વિતાડિત થઇ યાદવોએ સતલજ નદી ઉતરી, ભારતીય મરૂભૂમિ નિવાસી, દેહીયા અને જોહીયા રજપુતના નગરમાં આશ્રય લીધો, થોડા કાળ પછી તેઓએ દેરાવલની સ્થાપના કરી. તે નગરમાં તેઓ થોડા દીવસ રહ્યા, પણ મુસલમાનના જુલમથી તેઓ ઇસલામ ધર્મમાં દાખલ થયા તેથી સ્વધર્મચ્યૂત થઇ જાટ નામે પ્રસિદ્ધ થયા, યદુઓના પ્રાચીન ભટ્ટગ્રંથોમા એ જાટની વીરશાખાનું વર્ણન માલુમ પડેછે. ઇતરજાતિ, પંચનદ પ્રદેશમા રહીને અનેક દીનસુધી સંપુર્ણ આબાદી અને જાહોજલાલી ભોગવવા લાગી હતી. મહમદગીજનીના હુમલાનો વૃત્તાંત વાંચવાથી એ બાબતની સાબીતી થાય છે એમ કહેવાય છે જે સોમનાથને લુંટી મહમદગીજની જ્યારે પોતાના દેશ તરફ જતો હતો ત્યારે તે જીત લોકોએ તેને એટલું દુઃખ અને અપમાન આપ્યુ હતું કે તે તેઓના દુરચરણનું યોગ્ય ફળ આપવા માટે ફરીથી ઈ. સ ૧૦૨૬ મા ભારતવર્ષ ઉપર હુમલો કરવા આવ્યા. પંચનદ પ્રદેશમાં ઉતરી, મહમદ જાટ સાથે યુદ્ધમા ઉતર્યો, તે યુદ્ધ સંબંધે ફેરીસ્તા ગ્રંથમાં વર્ણન કરેલુ છે

તે ભયાનક કળયુદ્ધમાં સઘળો જીતવંશ નિર્મૂળ થયો હતો, પણ તે વંશના કેટલાક આશાની પ્રાપ્તનું રક્ષણ કરી શક્યા હતા. તેઓ મહમદના ભયંકર હુમલાથી બચવા બીજા સ્થળે આશ્રય લેવા ચાલ્યા પણ તેઓ પંચનદ પ્રદેશને છેક છોડી શક્યા નહિ. પોતાનો દેશ ત્યાગ કરી જે રમણીય પંજાબ દેશમાં તેઓ ઉપનિવિષ્ટ થયા હતા, તેઓના ઉપર હજારો આપત્તિઓ આવી પડ્યા છતાં તેઓ તે દેશને છોડી શક્યા નહિ× મહમદની મારીનાખવાની ઇચ્છાથી તેઓ દીન હીન થયા પણ તેઓએ પ્રિય પંજાબદેશને છોડ્યો નહીં.

હુણ—શાકદ્વીપના સઘળા વીરપુરૂષો રાજસ્થાનના છત્રીશ રાજકુળમાં આસન પામેલ છે, તે વીરપુરૂષોમા હુણજાતિ એક છે કયા સમયે, એ જાતિ ભારતવર્ષમાં આવી તેનું અનુમાન કરવુ દુષ્કર થઇ પડેલું છે. કાઠી, બલ્લ, મકવાણા વીગેરે કેટલીક શાકદ્વીપની જાતિ, વિશાળ સૌરાષ્ટ્ર વ કાઠીયાવાડમા હાલ વસેછે, એમ માલુમ પડેછે કે તે જાતિ જ્યારે ભારતવર્ષમા આવી ત્યારે હુણજાતિ ભારતવર્ષમા આવેલ હતી

+ તેનું બીજુ નામ શાલપુર [illegible] એ નગર [illegible] હતું. તે સમયે ત પંજાબદેશનુ પ્રધાન નગર હતુ. [illegible] કુમારપાળના [illegible] તેમા લખેલ છે જે કુમારપાળે પોતાની [illegible] હતે.

× એમ [illegible] પ્રદેશમા તેઓને જાટ કહે છે અને [illegible] પ્રદેશમા પણ તેઓને જટ નામે ઓળખે છે, તેઓના પણાખરા મુસલમાન ધર્મમાં દીક્ષિત થયા છે.

એક શીલાલિપિ થકી માલુમ પડેછે જે વિહારદેશના એક રાજાએ, દિગ્વિજય કાળે બીજા દેશોને જીતી હુણુ લોકોનો અહંકાર તોડી નાંખ્યો, એ બનાવની પૂર્વે હુણુ જાતિનું કોઇ જાતનું વિવરણ કોઇ સ્થળે માલુમ પડતું નથી* વળી મેવાડના પ્રાચીન ભટ્ટગ્રંથોમાંથી નીકળી આવે છે જે જ્યારે પ્રથમ ચીતોડપુરી ઉપર મુસલમાનોએ હુમલો કર્યો ત્યારે જે સઘળા રાજાઓ ચીતોડપુરીના રક્ષણ માટે એકઠા થયા હતા તેમાં હુણુરાજ ઉંગુસીંહ પણુ હતો. તે ઉપરથી સિદ્ધ થાયછે જે તે હુમલાના સમય પહેલાંના હુણુલોકો ભારતવર્ષમાં હોવા જોઇએ.

અતિ પ્રાચીનકાળમાં ચંબલ નદીના તીરે બારોલ્લી નામની એક નગરી હતી. એમ કહેવાય છે જે હુણુ લોકો પહેલા તેજ નગરમાં ઉપનિવિષ્ટ થયા ત્યાં તેઓએ થોડા સમયમાં મોટી પ્રતિષ્ઠા મેળવી. વળી તે શહેરમાં તેઓએ, પોતાના ગૌરવ અને સમૃદ્ધિનાં ચિન્હસ્વરૂપ મોટી મોટી હવેલીઓ બાંધી, ત્યાં તેઓએ " સેનગઢ ચૌરી " નો એક વિશાળ અને સુંદર આનંદદાયક બાગ બનાવ્યો હતો.

ગુજરાતના ઇતિહાસમાં તેઓનું જે વિવરણુ જોવામાં આવે છે, તે ઉપરથી નિશ્ચય બાંધી શકાય છે કે હુણુ લોકો ઇસ્વીસનના બારમા સૈકામાં વિશેષ ખ્યાતિ અને પ્રતિષ્ઠા પામ્યા હતા. એકવાર તે પ્રબળ પરાક્રાંત હુણુજાતિના પ્રચંડ પદ તળે, સઘળો એશીયા અને યુરોપ; દબાઈ ગયો હતો. સેંકડો નગરો અને જનસ્થાનો તેઓના ભયંકર વીર્યાનળે બળી ગયાં હતાં આજ યુરોપ અને એશીયામાં કોઇ કોઇ સ્થાને તેઓની સમૃદ્ધિ અને પરાક્રમનાં ચિન્હ જોવામાં આવેછે.

કાઠી વ કાન્તિ—વાંચકોને યાદ હશે કે આપણે કાઠીજાતિના સંબંધમાં અગાઉ અનેક વિવરણુ જોઇ ગયા છીએ, પણુ હવે માત્ર તેઓના આચાર વ્યવહાર રાજનીતિ વીગેરેના સંબંધમાં કેટલુંએક બોલવું રહી જતું હોઇને અત્રે સંક્ષેપમાં તેને વર્ણવું યુક્ત ધાર્યું છે. રાજસ્થાન અને સૌરાષ્ટ્ર પ્રદેશના સઘળા ભટ્ટગ્રંથોથી માલુમ પડેછે જે રાજસ્થાનના છત્રીશ રાજકુળમાં કાઠીને આસન મળેલ છે. તેઓએ એકવાર સૌરાષ્ટ્ર પ્રદેશમાં વિશેષ પ્રતિષ્ઠા મેળવી છે, તેઓની પ્રતિષ્ઠાના અને ગૌરવના પ્રભાવે, સૌરાષ્ટ નામ બદલાઇ એક પ્રદેશનું નામ કાઠીયાવાડ પડયું.

* તે ઘટનાના પૂર્વકાળથી હુણુ લોકો ભારતીય આર્યોના પરિચિત છે તેઓનાં નામ પુરાણુ વીગેરે પ્રસિદ્ધ ગ્રંથોમાં માલુમ પડેછે. અગાઉ વશિષ્ટ અને વિશ્વામિત્રના વચમાં જે મહા સંગ્રામ થયો હતો. તેમા હુણો વશિષ્ટની મદદે કર્તા હતા.

चिवूकांश्च पुलिंदांश्च चीनान् हूणान् सकेरलान् ॥ महाभारत आदिपर्व
तत्रहूणावरोधानां भर्तृषु व्यक्त विक्रमं.कपोल पाटलादेशि,बभूवरघुचेष्टितं॥रघुवंश

મૂળ પુરૂષ હતો અને તેઓ બલ્લજાતિ, સૌરાષ્ટ પ્રદેશમા પેશી પ્રાચીન ઘંક નગરમા વસવા લાગી, તે ઘક નગરને પ્રાચીનકાળમા મગીપત્તન નામ કહેતા હતા થોડાકાળ પછી તેઓએ તે નગરની ચારેબાજુનો પ્રદેશ લીધો, ત્યારપછી તેનુ નામ બલ્લક્ષેત્ર પડયુ

વળી ચદ્રવશમા પેદા થયેલ બલ્લજાતિનો એક સમુહ જોવામા આવેછે તે કહેછે જે સીંધુનદિને કીનારે આવેલ જે બાહ્લિક રાજાઓ રાજ્ય કરતા હતા તે રાજાઓ તેઓના પુર્વપુરૂષ છે એટલે કે ખરી રીતે બલ્લજાતિ કયા વશથી પેદા થયેલ છે તેનો નિર્ણય કરવો મુશ્કેલી ભરેલો છે ખ્રીસ્ટીય તેરમા સૈકામા બલ્લજાતિ, વિશેષ પ્રતિષ્ઠિત થઇ હતી તેકાળે તેઓ મેવાડક્ષેત્રમા આવી રહ્યા હતા હમીર રાજાએ, તેને હરાવી, તેના રાજાનો વધ કર્યો હતો

**ઝાલા માકવાહન**—ઝાલાકુળ રજપુત છે એમ કહેવાયેલ છે પણ ચદ્રકુળમા સૂર્યકુળમા કે અગ્નિકુળમા તેઓનુ વિવરણ માલુમ પડતુ નથી તેઓ ભારતવર્ષના ઉત્તરદેશમાથી સૌરાષ્ટ્રમા આવ્યા છે

માત્ર એકજ કાર્ય માટે ઝાલાકુળ ભારતવર્ષમા વિશેષ ખ્યાતિ અને પ્રતિષ્ઠા મેળવી ગયેલ છે તે કાર્ય અસામાન્ય અને અસાધારણ છે તે કાર્ય વિસ્મયકર વીરત્વનુ અને અમાનુષિક આત્મત્યાગનુ છે જે સમયે વીરવર પ્રતાપસીંહ દીલ્હીશ્વર અકબરના પ્રચડ સેનાદળથી આક્રાત થઇ પીડિત થયો તે સમયે ઝાલાવશીય એક મહાવીર પુરૂષે, આત્મ જીવનનુ બલિદાન આપી, મહારાજ પ્રતાપસીંહનુ જીવન બચાવ્યુ હતુ તે અપુર્વ આત્મોત્સર્ગથી અને વીરાચરણથી ઝાલા રજપુત વશધરો, તે દીવસથી રજપુતકુળમા પ્રતિષ્ઠા અને સન્માન પામવા લાગ્યા

કોઇપણ ઇતિહાસમા ઝાલાકુળનુ પ્રાચીન વિવરણ માલુમ પડતુ નથી અને બરાબર કયા સમયમા તેઓ સોરાષ્ટ પ્રદેશમા ઉપનિવિષ્ટ થયા તેનો વૃત્તાત પણ કોઇ સ્થળથી મળી આવતો નથી પણ માત્ર એટલુ જણાઇ આવે છે જે જ્યારે પ્રથમ, ચીતોડ ઉપર મુસલમાનોએ હુમલો કર્યો ત્યારે ભારતવર્ષીય બીજા રજપુત વીરોની મ્વાફક ઝાલા રજપુતો પણ પોતાનુ સૈન્ય લઇ ચીતોડેશ્વરની સહાય કરવા યુદ્ધક્ષેત્રમા ઉતરેલા હતા *

**જૈત્વ જીત્વ વા કામારી**×—તેઓએ અતિ પ્રાચીનકાળે સૌરાષ્ટ્રદેશમા

* એ જાતિથી સૌરાષ્ટ્રનો એક વિશળ ભાગ ઝાલાવાડ નામે કહેવાણો, વાકનેર ધ્રાગધ્રા વીગેરે કેટલાક સમૃધિશાળી નગરથી તે વિભાગ શોભિત છે

× એ જૈત્વથી સૌરાષ્ટ્રના એક જનપદ જેતવાર નામે કહેવાય તે દીપકલ્પ ॥ પશ્ચિમ ભાગમા તેઓનુ રહેઠાણ જોવામા આવેછે તેઓ હાલ પોરબંદરમા રહેછે અને તે જૈત્વ નૃપતિઓ રાણા એવા બીરૂદથી ઓળખાય છે.

માલુમ પડેછે મોગલ બાદશાહનુ આનુકુલ્ય અને પ્રસન્નપણુ મેળવવા તેઓએ એકવાર જે બેહદ વીરપણુ અને પ્રભુભક્તપણુ બતાવેલ છે તેનુ યથાર્થ વિવરણ, અકબર, શાહજહાન, અને ઔરંગજેબના જીવનચરિતમા જોવામા આવેછે

વીરગુજર—ભટ્ટગ્રંથોમા તેઓ સૂર્યવંશીય છે એમ લખેલ છે ગિલ્હોટ રજપુતોની જેમ, તેઓ પોતાની ઉત્પત્તિ, મહારાજ રામચંદ્રના પુત્ર લવથી છે એમ માનેછે વીરગુજર રજપુતોએ એકવાર ધુંધાર* દેશમા વિશેષ પ્રતિષ્ઠા મેળવી હતી માછેરી જનપદના રાજોર ગિરિદુર્ગ× મા તેઓએ ઘણા દીવસ પ્રતિષ્ઠાનો ભોગ કર્યો છે પણ કુશાવહ રજપુતના પ્રાદુર્ભાવે તેઓ તે પ્રદેશ છોડી ચલ્યા ગયા

સેનગડ—તેના માટે કોઇ રીતનુ વિશેષ વિવરણ જોવામા આવતુ નથી વળી તેઓએ કોઇવાર ગૌરવ અને પ્રતિષ્ઠા મેળવેલ છે કે નહિ તેનુ શુદ્ધ નિરાકરણ થઇ શકે તેમ નથી યમુના તીરવર્તી જગમોહનપુર એ સેનગડકુળના પ્રાચીન ગૌરવની પ્રતીતિ કરી આપેછે

શીકારવલ—સેનગડકુળની જેમ, શીકારવાલવંશ, રાજસ્થાનના રાજાઓમા કોઇ દિવસ પ્રતિષ્ઠા કે આબરૂ મેળવી શકેલ નથી ચંબલ નદીના તીરવર્તી યદુવતીના પાસે તેણે શીકરવાર નામના એક જનપદની સ્થાપના કરી છે તે હાલ ગ્વાલીયરના રાજ્યનો અંતર્ભુક્ત પ્રદેશ છે

વાઇસ—આ કુળને છત્રીશ રાજકુળમા આસન મળેલુ છે ખરૂ, પણ ચંદ બરદાઇ અને કુમારપાળ ચરિતમા તેના ચરિતનો ઉલ્લેખ જોવામા આવતો નથી રજપુતોચિત પ્રતિષ્ઠા, તેણે કોઇ દીવસ મેળવી હોય એમ માલુમ પડતુ નથી, હાલ વાઇસ અસંખ્ય રાજકુળમા વિભક્ત છે

દાહિયા—આ એક પ્રાચીન રાજકુળ છે સીંધુ અને શતદ્રુના સંગમ સ્થળે તેનો વાસ હતો પ્રથ્વીરાજના ભાટના કુલાખ્યાન ગ્રંથમા તેઓનુ થોડુ ઘણુ વિવરણ જોવામા આવે છે અલેકઝાંડરે મુકરર કરેલ લખેલા દાહી તેજ આ દાહીયા છે

જોહીઆ—તેઓ દાહીયાની સાથે વાસ કરતા હતા થોડા સમયનો, તેઓ સાથે વાસ કર્યા પછી જોહીઆ રજપુતો ગારા નદીને ઓળંગીને ભારતીય મરૂભૂમિમા પ્રતિષ્ઠા મેળવેલી છે પ્રાચીન ભટ્ટગ્રંથોમા તેઓને "જંગલ દેશપતિ" નામે કહેવાછે

* જયપુર અને માછેરી પ્રાચીન ધુંધારના અંતર્ભુક્ત હતા.

× રાજોરના રાજમહેલો આજ કાલ પણ [illegible] ખંડેર જોવામા આવેછે તે દુર્ગમા ભગવાન નીલકંઠનું એક પ્રાચીન દેવાલય છે, તે દેવાલય જુદી જુદી શિલાલિપિથી ભરપુર છે.

મોહીલ–કેવા વિશેષ ગુણવશે આ રજપુતજાતિએ, રાજસ્થાનના છત્રીશકુળમાં આસન મેળવેલ છે તેનું વિવરણ કોઇ સ્થળથી મળી આવતું નથી. ભટ્ટગ્રંથોમાંથી તેઓનું જે કાંઇ પુરાતન વિવરણ નીકળી આવેછે તેથી માલુમ પડેછે જે હાલનું બીકાનીર રાજ્ય જ્યાં સ્થપાયું છે ત્યાં તેઓ વાસ કરતા હતા અને રાજ્ય પણ કરતા હતા. ત્યારપછી રાઠોડ રજપુતોએ તે પ્રદેશમાં પ્રવેશ કરી તેઓને ત્યાંથી હાંકી કહાડ્યા.

નિકુંપ—સઘળા ભટ્ટગ્રંથોમાંથી નીકળી આવેછે જે નિકુંપ કુળ એક સમયે પ્રસિદ્ધ હતું. પણ કેવા ગુણથી તે પ્રસિદ્ધ થયા તેનું વિવરણ કોઇ સ્થળથી નીસરી આવતું નથી. ગિહ્લોટવંશે મંડલગડનો જે સમયે કબજો લીધો તે સમયની અગાઉ તે મંડલગડ નિકુંપકુળના તાબામાં હતો.

રાજપાળી–તેનું કોઇ જાતનું વિશેષ વિવરણ માલુમ પડતું નથી. સઘળા ભટ્ટગ્રથોમાં તેને રાજપાળ રાજપાળીક અને પાળ નામે કહેલ છે. કેટલાક લોકો બોલેછે જે રાજપાળીવંશ, શકવશમાંથી ઉત્પન્ન થયેલ છે.

દાહિર–કેવળ કુમારપાળ ચરિતના વર્ણનના અનુસારે તે રજપુતકુળને રાજસ્થાનના છત્રીશ રાજકુળમાં આસન આપી શકાય છે. વસ્તુતઃ તેનો મૂળ ઇતિહાસ હજીસુધી મળી શકયો નથી. પહેલાં મુસલમાન લોકોએ ચીતોડપુરી ઉપર હુમલો કર્યો તે સમયે જે સઘળા રાજાઓ, ચીતોડેશ્વરની મદદમાં આવ્યા હતા, તેમાં દેવલાધિપતિ* દાહીરના નામ જોવામાં આવેછે. સિંધુદેશ, તેના તાબામાં હતો આબુલફજલે, જે દેવલપતિના શોચનીય મૃત્યુનું વિવરણ કરેલું છે તે દેવલાધિપતિ દાહિરકુળમાં ઉત્પન્ન થયેલ હતો.

દાહિમા–આ રાજકુળે એક સમયે વિપુલ ક્ષમતા અને પ્રતિષ્ઠા મેળવેલી હતી.. એક સમયે તેણે વીરચરિત બનાવી રાજાઓના નામમાં પોતાનું નામ ગારવવાળું બનાવી દીધું છે. પણ હાલ તે પ્રતિષ્ઠા ક્ષમતા અને વીરચરિતનાં ચિન્હો કયે સ્થળે લુપ્ત થયાં તે જાણીશકાતું નથી. બીયાના નામનો પ્રસિદ્ધ પહાડી કીલ્લો તેના અધિકારમાં હતો ચોહાણવીર પૃથ્વીરાજના તાબામાં તે કુળના રજપુતો સામંત સ્વરૂપે નોકરી કરતા હત; તેઓના વીરત્વનું વર્ણન મહાકવિ ચંદબારોટે

* ગિહ્લોટકુળની તાલિકામા લિપિ કરતા પ્રમાદથી "દેવલ" શબ્દના બદલ "દીલ્લી" શબ્દ લખાયેલ છે પણ વિશેષ અનુશીલન દ્વારાએ માલુમ પડી આવે છે કે જે સમયે ઘટના દરશામાં આવી તે સમયે દીલ્હી એ શબ્દ નહીં હતો. ચીતોડના ભાટકાવ્ય ગ્રંથોમા દેવિલ વિષે થોડું વર્ણન જોવામા આવેછે ખરૂં પણ તે થોડું વર્ણન વિશેષ વિશ્વાસને પાત્ર છે એમ અમારે કહેવું જોઇએ છે.

પોતાના મહાકાવ્ય પૃથ્વીરાજ રાસામાં સ્પષ્ટ રીતે પ્રગટ કરેલું છે દીલ્હીશ્વર પૃથ્વીરાજના સમયે, તે કુળના ત્રણ વીરભ્રાતા, તેના તાબામાં ઉંચા અધિકારે નીમાયા હતા તે ત્રણ ભ્રાતાનું નામ કૈમાસ, પુંડીર. અને ચામુંડરાય હતું. મોટો કૈમાસ દીલ્હીશ્વરનો પ્રધાન મંત્રી હતો તે જ્યાંસુધી તે ઉંચી પદવીના આસને રહ્યો ત્યાંસુધી ચોહાણરાજ પૃથ્વીરાજનું જીવન ઉજળું અને જાહોજલાલી ભોગવતું. ન્હતું બીજો ભ્રાતા પુંડીર, ભારતવર્ષના મુખ ભાગના રક્ષણ માટે લાહોરમાં રહેતો હતો ત્રીજો ભ્રાતા ચામુંડરાય, પૃથ્વીરાજનો પ્રધાન સેનાપતિ હતો.

પ્રસિદ્ધ કાગ્ગા નદીના તટના ઘોર સંગ્રામમાં જે દીવસે, ભારત ગૌરવરવિ અસ્ત થયો તે દીવસે દાહિમ વીર ચામુંડરાયે જે અદ્ભુત વીરત્વ બતાવ્યુ હતુ તેનુ સ્પષ્ટ વિવરણ ચંદભાટના મહાકાવ્યમાં સ્પષ્ટ અક્ષરે આપેલુ છે વળી શાહબુદીનના સમસામયિક મુસલમાન ઇતિહાસવેત્તાઓએ, તે દાહિમવીરના તે વિસ્મયકર વીરત્વને મુક્તકંઠે સ્વીકારેલ છે, અને પોતાના ઇતિહાસ ગ્રંથમાં લખેલ છે જે "એ ખાંડેરાવની* પ્રચંડ તલવારથી શાહબુદીન પોતાના પ્રાણની રક્ષા ઘણી મુશ્કેલીએ કરી શક્યો હતો" તે દુર્દિનમાં, તે ભારતવર્ષના સાર્વજનીન પ્રલય કાળમાં કમનસીબ ભારત સંતાનના અનિવાર્ય અધઃપતન સાથે, પૃથ્વીરાજનો એક અનન્ય મદદગાર, યવન દર્પહારી, મહાવીર ચામુંડરાયના વીર દાહિમકુળનો સદંતર નાશ થયો.×

---

* આ ઇતિહાસમાં મુસલમાનોએ ચામુંડરાયને ખાંડેરાવ કહેલ છે

× ગ્રંથમાં પૃથ્વીરાજ દાહિમવીર ચામુંડરાયનો જમાઈ થયો હતો, ચામુંડરાયની બ્હેનના પેટે પૃથ્વીરાજનો એ પુત્ર નામે રેણસીંહ જન્મ્યો હતો. દાહિમકુમારીની સાથે પૃથ્વીરાજના વિવાહમાં જે હકીકત બની છે તેનો વૃત્તાંત મહાકવિ ચંદભાટે તેના મહાકાવ્યમાં સુંદર રીતે વર્ણવેલ છે



# મેવાડ.

## प्रथम अध्याय.

રાજસ્થાનના ભાગ, પ્રમાણ સ્વરૂપ, જુદા જુદા ભટ્ટગ્રંથ અને શિલાલિપિનું વિવરણ, કનકસેન, સૌરાષ્ટ્ર પ્રદેશમા કનકસેનનો ઉપનિવેશ, વલ્લભીપુર, શિલાદિત્ય, મ્લેચ્છોનો વલ્લભીપુર ઉપર હુમલો, મ્લેચ્છોએ કરેલ વલ્લભીપુરનો ધ્વંસ.

આર્ય વીર રજપુત જાતિની વંશાવલિ અને ઉત્પત્તિ સંબધે યથા સાધ્ય અનુશીલન કરી હવે અમે વિશાળ રાજસ્થાનના પ્રદેશના ઇતિહાસના વર્ણનમાં પ્રવૃત્તિ થઇએ છીએ.

સુવિસ્તૃત રાજસ્થાન એકંદર આઠ રાજ્યમાં વિભક્ત છે. મહાત્મા ટોડ સાહેબે જે ક્રમનું અવલંબન કરી, તે આઠ રાજ્યનું વર્ણન કરેલું છે. તે ક્રમનું અનુસરણ કરી અમે હવે પ્રસ્તાવિત વિષયની સમાલોચના કરવા પ્રવૃત્ત થયા છીએ.

| | |
|---|---|
| ૧ મેવાડ વા ઉદયપુર | ૨ મારવાડ વા જોધપુર |
| ૩ વીકાનેર વા કીષનગઢ | ૪ કોટા વા હારાવતી |
| ૫ બુંદી વા હારાવતી | ૬ અંબર વા જયપુર |
| ૭ યશલમીર | ૮ ભારતવર્ષીય મરૂભૂમિ. |

રાજસ્થાનનાં એ સુવિશાળ આઠ રાજ્યોમાં મેવાડ વા ઉદેપુર અને યશલમીરનાં રાજ્ય વિશેષ પ્રાચીન અને ગૌરવાન્વિત હતાં. જે દીવસે ભારતવર્ષે પાસેથી સ્વાધીનતા ચાલી ગઇ તે દીવસથી આજસુધીમાં વર્ષના આઠ સૈકા પસાર થઇ ચુકયા. એ દીર્ઘકાળ વ્યાપિની પરાધીનતામાં ભારત રાજ્યમાં કેટલાક રાજનૈતિક ફેરફાર અને તોફાનો થયાં છે. કેટલાક વિદેશીય, વિજાતિય રાજાઓએ ભારતવર્ષનાં રત્ન લુંટી લીધાં છે અને ભારતવર્ષનાં હૃદય શોણિતને ચૂસી લીધું છે. તે નિર્દયતાનું વર્ણન અત્રે કરવું અશકય છે. તેઓના કઠોર શાસન દંડના પ્રહારે ભારતવર્ષનાં કેટલાંક રાજ્યો એકદમ ચૂર્ણવિચૂર્ણિત થઇ પરમાણુંમાં વિલીન થઇ ગયાં

ઉપર અમે કહીગયા છીએ જે રાજસ્થાનના ભટ્ટ કવિઓએ મહારાજ કનકસેનને મેવાડનો પ્રતિષ્ઠાતા કહેલ છે. તેઓના મતમાં મહારાજ કનકસેન ભારત વર્ષના કોઇએક ઉત્તર પ્રદેશમાં (લોહકોટ) વાસ કરતો હતો. કાલક્રમે તેણે તે પ્રદેશનો પરિત્યાગ કર્યો. સંવત્ ૨૦૦ (ઇ. સ. ૧૪૪) માં તે સૌરાષ્ટ્ર રાજ્યમાં આવ્યો. ભટ્ટલોકોનો તે અભિપ્રાય જયપુરાધિરાજ મહારાજ જયસીંહે અનુમોદત કર્યો છે. પંડિતવર જયસીંહે સ્વપ્રણીત ઇતિહાસ ગ્રંથમાં તે અભિપ્રાયની પોશકતા કરી સૂર્યવંશસાથે રાણાકુળનું સંમન્વય કરેલ છે.

સુદ્દર લોહકોટનું રાજ્ય છોડી મહારાજ કનકસેન સં. ૨૦૦ (ઇ. સ. ૧૪૪) માં સૌરાષ્ટ્ર પ્રદેશમાં ઉપનિવિષ્ટ થયો. પણ તે કયા રસ્તા ઉપર થઇ સૌરાષ્ટ્ર પ્રદેશમાં આવ્યો તેનો નિશ્ચય થઇ શકયો નથી, કારણ કે કોઇ ભટ્ટ ગ્રંથમાં તેનું વિવરણ નથી. કહેવાય છે કે જ્યારે તે સૌરાષ્ટ્ર પ્રદેશમાં ઉપનિવિષ્ટ થયો ત્યારે તે પ્રદેશમાં પરમાર વંશીય કોઇ રાજા રાજ્ય કરતો હતો. કનકસેને પુષ્કળ પરાક્રમ કરી તે પરમાર વંશીય રાજાને સીંહાસન ભ્રષ્ટ કરી દીધો, અને તેના સીંહાસનનો અધિકાર પોતે લઇ લીધો. થોડા સમયમાં તેણે પોતાનું રાજ્ય દૃઢ કરી દીધું. સં ૨૦૦ (ઇ. સ. ૧૪૪) માં તેણે વીરનગર નામનું એક નવું શહેર સ્થાપ્યું.

કનકસેન થકી ચોથી પહેઢી નીચે, વિજયસેન નામનો એક પ્રસિદ્ધરાજા થયો. કહેવાય છે જે તે વિજયસેન રાજાએ વિજયપુર નગર સ્થાપ્યું. અનેક વિદ્વાનોનો અભિપ્રાય છે જે તે વિજયપુર સૌરાષ્ટ્ર પ્રદેશના ઉત્તર ભાગમાં આવેલું હતું. કાળક્રમે તે નગરનો વિધ્વંસ થયો. તેના ધ્વંસરાશિ ઉપર હાલની ધોળકા નગરી સ્થપાએલી છે. ભટ્ટગ્રંથોમાં માલુમ પડે છે જે મહારાજ વિજયસેને વલ્લભીપુર અને વિદર્ભ એવાં બે નગરો સ્થાપ્યાં, તે નગરોમાં વલ્લભી વિશેષ પ્રસિદ્ધ થયું. પણ દુઃખનો વિષય છે જે વલ્લભીપુરની કયા સ્થળ ઉપર પ્રતિષ્ઠા થઇ હતી તેનું અનુમાનિક નિશાન જોવામાં આવતું નથી. તો પણ જુના ઇતિહાસ વેત્તાઓના અનુસંધાનથી એવી રીતના સિદ્ધાંત ઉપર આવ્યા છીએજે વર્તમાન ભાવનગરની પાસે પાંચકોશ ઉત્તર પશ્ચિમે વળા નામનું એક શહેર છે તેજ પ્રાચીન વલ્લભીપુરનો ધ્વંસાવશેષ માત્ર છે "શત્રુંજય મહાત્મ્ય" નામના એક જૈની ધર્મ ગ્રંથમાં ઉપર કહેલ રાજ્યની સત્યતા વિશેષભાવે અને સંપૂર્ણભાવે પ્રમાણિત થઈ છે.

કેટલાક વિદ્વાનોનું કહેવું એવું છે જે ઉપર લખેલા વલ્લભીપુર થકી મેવાડનો રાજ્યવંશ પેદા થયેલો છે. તે વાત સત્ય છે કે નહિ તે સ્થિર અને નિશ્ચિત કરવાને જુદા જુદા વિદ્વાનોએ જુદાજુદા મત દર્શાવ્યા છે. પણ કેટલોક સમય ગયા પછી એક સમયે રાણાના રાજ્યની પૂર્વદિશાએ એક ભગ્ન દેવાલયના ધ્વંસ રાશિ માંથી એક શિલાલિપિ હાથ લાગી છે. તે શિલાલિપિમાં મેવાડ રાજ્યના રાજકુળ-

નુ સર્વ વિવરણ સંક્ષિપ્ત ભાવે વર્ણવેલ છે યથાસંભવ ઘટનાવળીનુ વર્ણન કરી લિપિકર્ત્તાએ પેતે પ્રગટ કરેલ વૃત્તાન્તની સત્યતા સપ્રમાણ કરવા માટે એ લિપિમાં એક સ્થળે લખેલ છે જે " આ ઘટના સત્ય છે કે નહિ તેનો સત્યસાક્ષી વલ્લભીનો પ્રાચીન કોટ છે, તે શિવાય રાણા જયસીહના રાજ્યની ઘટનાવળીનું અવલંબન કરી એક ગ્રંથ રચાણો છે તેની અવતરણિકામા લખેલ છે જે પશ્ચિમે સોરાષ્ટ્રનામે એક પ્રસિદ્ધ પ્રદેશ છે મ્લેચ્છ લોકોએ તેના ઉપર હુમલો કરી બાલકનાથને છતેલ્યો હતો વલ્લભીપુરના વિનાશ કાળમા એક માત્ર પરમાર રાજ્યની દુહિતા શિવાય સઘળાનો નાશ થયો હતો " વળી એક કુલાખ્યાન ગ્રંથમા જોવામા આવે છે જે વલ્લભીપુરનો વિધ્વંસ થયાપછી ત્યાના નાગરીક લોકો ( પુરવાસીઓ ) મરૂદેશ ( મારવાડ ) મા પલાયન કરી ગયા, ત્યાં વાલી, સંડેરી, અને નાડોલ નામના ત્રણ નગર તેઓએ સ્થાપ્યા " એ ત્રણે નગર હાલ એક ભાવે પ્રસિદ્ધ છે ખ્રીસ્તીય છઠ્ઠા સૈકામા જે દીવસે મ્લેચ્છોએ વલ્લભીપુરનો વિધ્વંસ કર્યો તે દીવસે જૈન ધર્મ પ્રાદુર્ભૂત હતો તે પણ આજ ઓગણીસમા સેકાના શેષ કાળમા સપ્રભાવે ચાલેલો જોવામા આવે છે તે ત્રણ નગરના નામ શીવાય વળી એક પાકુ લિપિમા એક નગરનુ નામ જોવામા આવે છે તે નગરનું નામ ગાયનીx

એમ કહેવામા આવેછે જે વલ્લભીપુરાધીશ મહારાજ શિલાદિત્યનો પરિવાર વર્ગ સોરાષ્ટ્ર પ્રદેશથકી પલાયન કરી, તે ગાયની નગરમા આવી વસ્યો. ભટ્ટલોકોએ વળી આ કાવ્યગ્રંથમા સૂચવેલુ છે જે " મ્લેચ્છોએ મહારાજ શિલાદિત્યનું ગાયની નગર છતી લીધુ " ' મહારાજ શિલાદિત્ય, નગરની રક્ષા કરવા જતા, તેના સહકારી મોટા મોટા વીરલોકો સાથે રણાંગણમા પડયો, તેનો વંશ નિર્મૂળ થઈ ગયો, અને તે વંશનું માત્ર નામજ અવશિષ્ટ રહ્યુ.

કઇ મ્લેચ્છ જાતિએ વલ્લભીપુરનો વિધ્વંસ કર્યો તે મુકરર કરી દેવું મહા દુષ્કર અને કઠિન છે અવશ્ય તે પૌરાણિક શાકદ્વીપમાંથી ભારતવર્ષમાં ઉપનિવિષ્ટ થયેલી હોવી જોઇએ પણ મ્લેચ્છ કઇ જાતિના અને કયાના હતા તેનું વિવરણ સાચા ઇતિહાસથી નીકળતું નથી પ્રાચીન ઇતિહાસ સમૂહથી માલુમ પડેછે જે ખ્રીસ્તીય

x ગજની વા ગાજની કે હાલના પંજાબનું પ્રાચીન નામ હાલના નગરથી ત્રણ માઈલ દૂર દક્ષિણમા તે નગરના ભગ્ન ભાગ હાલ જોવામા આવેછે. ભટ્ટગ્રંથમા એ પ્રમાણે તેના ભગ્ન પ્રાચીન નગર અને ગુપ્ત નગરના કેટલાક નામો જોવામા આવેછે તે સઘળા નગરોનુ વિવરણ વાચવાથી માલુમ પડેછે જે ગ્રીક ભૂપ રાજાઓ, ભારતવર્ષના દક્ષિણપ્રદેશમા મ્લેચ્છ રાજ્ય કરતા હતા ભટ્ટગ્રંથોથી એમ જાણવામા આવેછે જે હાલનું દેવગઢ સામ કોના સમયમાં ત્રિલિંગપુર પત્તન નામે કહેવાતુ હતુ મહાત્મા ટોડ સાહેબે સોગ ગ્રામ લોમથી તે નગરોની ખરી ખરબર શોધી કહાડી છ આ સમયે ૨૫૮ માલુમ આવેછે જે ત્રિલિંગપુર પત્તન સોરાષ્ટ્ર દેશમા આવેલુ હતું.

બીજા સૈકામાં સિંધુનદીના કીનારા ઉપરના શ્યામ નગરમાં કેટલાક પારદ લોકો વસતા હતા. એમ જણાયછે જે તેઓએ વલ્લભીપુર ઉપર હુમલો કરી તેને વિધ્વસ્ત કરી દીધું. એમ કહેવામાં આવેલ છે જે પ્રથિત યાદવવંશે, તે શ્યામ નગરમાં ઘણા વર્ષ રાજ્ય કર્યું, સુપ્રસિદ્ધ પંડિત એરીયને, શ્યામનગરને મીનગઢ કહેલે છે. અને આરણીય ભૂગોલવિત્ લોકો. તેને મનકર કહેછે. સિંધુનદના પવિત્ર જળથી ધોવાયેલ જે વિશાળ પ્રદેશમા ઉપર કહેલા પારદ લોકો વસતા હતા, તે પ્રદેશ તે સમયે, જુદા જુદા હુમલા કરનાર લોકનો દ્વાર સ્વરૂપ હતો. તે મુક્ત દ્વારથી તે જુદી જુદી જાતિઓ ભારતવર્ષમાં આવી ભારતવર્ષ ઉપર હુમલો કરી તેનો સર્વ નાશ કર્યો. જીત, હુણુ, કાઠી, કામારી, માકવાહન બલ્લ અને અશ્વારીયા વીગેરે જે સઘળી પ્રચંડ વિક્રમશાળી જાતિ હુમલો કરી સૌરાષ્ટ્રમાં આવી, તે જાતિ ભારતના તે દ્વારમાંથી રાજસ્થાનમા આવી છે. સુપ્રસિદ્ધ મહાત્મા કસ્મસ, જસ્ટીનીયન અને ચૈન લોમત્રશીય પ્રથમ રાજ્યના સમયે ભારતવર્ષમાં વિરાજીત હતો. તે વલ્લભી રાજ્યમાંનું એક કલ્યાણ નગર જોવા ગયો હતો. મહાનુભવ કસ્મસે, આત્મભ્રમણ વૃત્તાંતમાં લખેલ છે જે "બરોબર વલ્લભીપુરના ધ્વંસકાળમાં કેટલાક ધોળા હુણલોકો સિંધુનદના તીરે વસતા હતા. તે કાળે તેઓનો ગોલસ નામનો એક અધિપતિ હતો."

વળી એરીયન પાસેથી જુદા રૂપનું વિવરણ મળી આવેછે. ખ્રીસ્ટીય બીજા સૈકામાં મહાત્મા એરીયન બારીગાઝા ( ભરૂચ ) મા વાસ કરતો હતો, તેણે કહેલું છે જે સિંધુ અને નર્મદાની રેતાળ ભૂમિના મધ્યના વિશાળ ભૂભાગમાં તે કાળે પારદલોકોનું એક વિસ્તૃત રાજ્ય સ્થાપિત હતું. મીનગઢ તેઓની રાજધાનીનું શહેર હતું. હવે હુણજાતિ અને પારદજાતિનું વિવરણ બન્ને ગ્રંથકાર કરી આપે છે તેથી એ નિશ્ચિત કરવું મુશ્કેલ છે. મીનગઢનો અધિપતિ પારદજાતિ કે હુણજાતિનો હતો. પરંતુ એમ તો નિશ્ચય થાયછે જે તે બન્ને જાતિમાંથી હરકોઇ એક જાતિએ, વલ્લભીપુર ઉપર હુમલો કરી તેનો વિધ્વંસ કર્યો હોવો જોઇએ.

સૂર્યવંશીય નૃપતિ મહારાજ કનકસેનની નીચે આઠમી પેઢીએ, શિલાદિત્ય નામે એક રાજા થયો તેનાજ શાસનકાળમાં તેની રાજધાની વલ્લભીપુરનો, મ્લેચ્છોએ વિધ્વંસ કર્યો. મહારાજ શિલાદિત્ય સંબધે એક વિચિત્ર ગપ ચાલતો સાંભળવામાં આવેછે. તે ગપ્પમાં તેની બાલ્યાવસ્થાનું જન્મનું અનુવિવરણ પ્રકટિત થાય છે. પ્રયોજનવશે તેનો અહીં અમે સન્નિવેશ કરીએ છીએ.

"ગુર્જર રાજ્યમાં કૈયર નામનું એક નગર હતું. તે નગરમાં દેવાદિત્ય નામનો વેદ વિશારદ બ્રાહ્મણ વાસ કરતો હતો. તેની એક માત્ર દુહિતા હતી. તે દુહિતાનું નામ સુભગા હતું. દેવાદિત્યે પોતાની કન્યાનું વિવાહાદિ કાર્ય સંપાદન કર્યું

પણ એનરશીબ સુભગા વિવાહની રાત્રીએજ વિધવા થઇ. સુભગાના ગુરૂએ તેને સૂર્યનો બીજમંત્ર શીખવ્યો હતો. એકવાર તેણે અસાવધાનના વશે તે મંત્રનો પાઠ કર્યો તેટલામાં ભગવાન દિવાકર તેની સમક્ષ આવિર્ભૂત થયા અને તેનું લગવાને આલીંગન કર્યું. છેવટે ભગવાન ભાસ્કર દેવ અંતર્હિત થઇ ગયા. થોડા દીવસ પછી સુભગાને ગર્ભ લક્ષણ જણાવા લાગ્યા તેથી દેવાદિત્ય મનમાં બહુ ખેદ પામવા લાગ્યો. પણ તેણે યોગબળે તેનું મૂળ કારણ જાણી લીધું, ત્યારે તેનો સઘળો ખેદ અને મનોવિકાર દૂર થયો. પણ સુભગાને તે પોતાના ઘરમાં રાખી શક્યો નહિ. તેને એક દાસી સાથે વલ્લભીપુરમાં મોકલી દીધી, તે નગરની પાસે જતાં સુભગાએ, પુત્ર અને પુત્રીને એકસાથે જન્મ આપ્યો, જ્યારે સુભગાનો પુત્ર મોટો થયો ત્યારે નીશાળે ગયો. તેના સહાધ્યાયીઓએ તેનું ગુહ્ય જન્મ વિવરણ જાણ્યું. તેથી તેઓ તેને "ગેબી" નામે બોલાવવા લાગ્યા. વળી તેના ઉપર તેઓ જુદા જુદા અત્યાચાર કરવા લાગ્યા. એ સઘળા અત્યાચારથી તેનું હૃદય અતિશય વ્યથિત થયું. શયનમાં, સ્વપ્નમાં અને ભોજનમાં તેને શાન્તિ મળતી નહોતી તેના મનમાં સર્વદા ચિંતા અને તર્ક થવા લાગ્યા. તેના સહાધ્યાયીઓ તેને તેના પિતાનું નામ પુછતા હતા, પણ તે શરમવાળે મોઢે નિરૂત્તર થઇ રહેતો હતો. તે શું સામાન્ય દુઃખનો અને પરિતાપનો વિષય કહેવાય ? જે પિતાએ તેને જગત્‌માં આણ્યો તે પિતા કોણ તે તેના જાણવામાંજ નહોતું. સુભગાના તનયના હૃદયમાં તેના જન્મના વૃત્તાંત માટે મહા ચિંતા રહેતી હતી. ગેબીના સહાધ્યાયીઓ, તેના પિતાનું નામ પુછી કલેશપૂર્ણ અને ઉપહાસપૂર્ણ વાક્યો બોલતા હતા. મનનું દુઃખ મનમાં રાખી તે રોને રોતે ઘેર આવતો હતો અને પોતાની જનનીની પાસે તે વૃત્તાંત જાહેર કરી પોતાના બાપનું નામ પુછતો હતો. પણ સુભગા કોઇ રીતનો ઉત્તર આપતી નહોતી તે તેને પડખામાં લઇ જુદી જુદી જાતનાં સાંત્વના વચનો કહેતી હતી. એ પ્રમાણે કેટલોક સમય વ્યતીત થયો એકવાર ગેબી, પોતાના સહાધ્યાયીઓથી વિશેષ પીડીત થયો અને ક્રોધ પામેલ સીંહના બચ્ચાની જેમ તે પોતાની મા પાસે કુદીને આવ્યો. અને તે કર્કશ અવાજે તેની માને બોલ્યો, તું જો હવે મારા બાપનો વિષય નહિ બોલ તો હું તુને મારી નાંખીશ. ગેબીનાં બાનિવ્યંજક વાક્યનો અવસાન આવ્યે. નહિ તેટલામાં ભાસ્કરદેવ તેની સન્મુખે આવિર્ભૂત થયા અને તેને સઘળી હકીકત કહી તેણે એક શિલાખંડ તેના હાથમાં આપીને બોલ્યા, "આ શિલાખંડ લઇ જેનો તું સ્પર્શ કરીશ તે તત્ક્ષણ પડી જશે" ગેબીએ તે શિલાખંડદ્વારાએ, તેના કલેશ ઉપજાવનારાઓને હણાવ્યા. થોડા સમયમાં તે સમાચાર વલ્લભીપતિના કર્ણગોચર થયા. તેણે ગેબીને પોતાના રૂબરૂ બોલાવી ભય દેખાડ્યો. આથી ગેબીએ પોતાને મળેલા શીલાખંડનો રાજાને સ્પર્શ કરાવ્યો અને તેથી તે તુરત મરણાધીન થયો અને તેના સિંહાસનનો અધિકારી થયો " ત્યારથી ગેબીનું નામ શિલાદિત્ય કહેવાણું.

* ભારતવર્ષના ઇતિહાસમા વળી એક શિલાદિત્યનું નામ જોવામા આવે છે. પણ તે શિલાદિત્ય વંશ હતો. વળી ખ્રીસ્ટીય સસમ શતાબ્દના મધ્યમાં કનોજના સિંહાસન ઉપર હતો. સુપ્રસિદ્ધ ચિન પરીવ્રાજક હ્વેનસીયંગ તે શિલાદિત્ય શાસનકાળમા કનોજમાં આવ્યો હતો.

વલ્લભીપુરાધિપ મહારાજ શિલાદિત્યના સંબંધે એવી રીતના જુદા જુદા અદ્ભુત અને મનોહર ગપ્પો સંભળાયછે. એમ કહેવાય છે જે વલ્લભીપુરમાં તે કાળે "સૂર્યકુંડ" નામે એક પવિત્ર કુંડ હતો, જે સમયે યુદ્ધ વ્યાપાર ચલાવવાનો હોય તે સમયે, મહારાજ શિલાદિત્ય તે પવિત્ર કુંડ પાસે જઇ ભગવાન દિવાકરની પ્રાર્થના કરતો હતો. તે સમયે તેમાંથી સૂર્યનો રથવાહી સપ્તાશ્વ નામનો સપ્તાનન ઘોડો નીકળતો હતો, તે પ્રચંડ અશ્વને પોતાના રથે જોડી યુદ્ધક્ષેત્રમાં જઇ શત્રુકુળનો નાશ કરી, તે જય મેળવતો હતો. પણ તેના કોઇ પાપમતિ મંત્રીની વિશ્વાસઘાતકતાથી, તે ભીષણ મ્લેચ્છ યુદ્ધ સમયે તે પવિત્ર દૈવાનુકુલ્યથી વંચિત થયો. તે મંત્રીએ શિલાદિત્યની ગુપ્ત વાત શત્રુઓને કરી દીધી અને પવિત્ર કુંડમાં ગાયનું લોહી નાંખવા તેણે તેઓને સલાહ આપી, તેના કહેણના અનુસારે તે પવિત્ર કુંડ અપવિત્ર થયો, મહારાજ શિલાદિત્યના રસ્તામાં કંટકની પથારી થઇ, તેના સર્વ નાશનો સૂત્રપાત થયો, દુર્ધર્ષ મ્લેચ્છોએ પ્રચંડ વેગે તેના નગર ઉપર હુમલો કર્યો. શિલાદિત્ય, વેગ કરી પવિત્રકુંડ પાસે ગયો અને કાતરસ્વરે, ભગવાન દિવાકરને વારંવાર બોલાવવા લાગ્યો. તેની સઘળી પ્રાર્થના વ્યર્થ ગઇ, બહુ રોદન કરી અશ્રુ પાડી ભગવાન ભાસ્કરની તે ઇબાદત કરવા લાગ્યો, પણ તે સપ્તાનન દેવતુરગ કુંડમાંથી નીકળ્યા નહિ, નિરાશતાનું વાદળું છવાયું, ઘોર નિરાશાની પિશાચ મૂર્તિ નાચવા લાગી, તેણે ચારે દિશાઓ અંધકારમય જોઇ, આવું છતાં પણ તેની દરકાર કર્યા વગર હીમત ભીડી, શિલાદિત્ય, મ્લેચ્છોની સામે થયો. વિજયલક્ષ્મીએ તેને છોડી દીધો. તે દીવસથી તેના તે શોચનીય અધઃપાત સાથે, વલ્લભીપુરમાંથી તેનું વંશતરૂ પણ ઉત્પાટિત થયું.*

* રાક લોકોના અને પારસીલોકોના ગ્રંથોના એવી રીતના સૂર્યકુંડનું વર્ણન છે. એ સમાલોચ્ય સૂર્યકુંડનું વિવરણ સંપૂર્ણ કલ્પનાજાળથી આવૃત રહેલ છે તેને વિયુક્ત કરવાથી ખરો વિષય ખુલ્લો થાય તેમ છે. ત્યારે સહજે સમજાઇ શકાય છે જે શત્રુકુળે, કેઇ જાતની વિષમય સામગ્રીથી મહારાજ શિલાદિત્યના કીલ્લાની ખાઇનું જળ દૂષિત કર્યું. વિષમય જળપાને સૈન્યનો નાશ થતો જોઈ તે દુર્ગદ્વાર ઉઘાડી શત્રુની સામે થયો. એવી રીતના કૂટોપાય લીધાથી અનેક લોકોએ અનેક રાજ્ય લીધાં છે. અલ્લાઉદીને પણ એવા પ્રપંચ કૌશલનું અવલંબન કરી, ગાગરોણના ખીચીરાજ અચલસીંહનો દુર્જય કીલ્લો અનાયાસે જીતી લીધો હતો. પણ કયા હુમલો કરનારથી વલ્લભીપુર વિધ્વસ્ત થયું તેનો મતભેદ છે. કર્નલ ટોડ સાહેબે, તે હુમલા કરનારને પારદ કે હૂણ કહેલ છે, પણ વેદન તેને ઇંદુવકત્રીય જાતિ કહેછે. એલ્ફીન્સ્ટન સાહેબ, તેને પારસિક જાતિ કહેછે. એ સઘળા મતની સમાલોચના કરવાથી મહાનુભવ એલફીન્સ્ટન સાહેબના મતને સઘળા મતના ઉપર આસન આપવાનું યુક્તિ યુક્ત છે; તેણે પોતાના મતનું સમર્થન કરવા. જે સઘળાં પ્રમાણ દેખાડ્યાં છે તે સઘળાંના કરતાં સ્વીકાર કરવા લાયક છે મહાત્મા એલફીન્સ્ટને કહેલ છે જે, જે મ્લેચ્છ જાતિએ વલ્લભીપુરનો ધ્વંસ કર્યો. તે મ્લેચ્છ જાતિને કર્નલ ટોડ પારદ જાતિ કહીછે અને વેદન સાહેબે ઇંદુવકત્રીય જાતિ કહેલ છે. પણ વિશેષ વિચાર કરી જોવામાં આવે તો તેઓને પારદ કહી શકાય નહિ. તેઓને પારસિક જાતિ કહીએ તો અસંભવિત કહેવાય નહી, કારણ કે ઇ. સ. ५३१ થી તે ५७९ સુધી નશરવાને રાજ્ય કર્યું સર જોન માલકમે અનેક પારસી ગ્રંથકારોના મતનો ઉદ્ધાર કરી પ્રતિપાદન કરે છે જે તે પારસિવાસી નોશીરવાને પૂર્વમાં ભારતવર્ષમાં પોતાની વિજય પતાકા ઉડાડી હતી. તે નોશેરવાનનું લશ્કર વલ્લભીપુરમાં આવ્યું હતું.

# द्वितीय अध्याय.

ગોહનું જન્મ વિવરણ, તેની ઇડર રાજ્યની પ્રાપ્તિ, ગિહલોટ શબ્દની ઉત્પત્તિ, બાપ્પાનો જન્મ, ગિહ્લોટની પુરાતન પૂજાવિધિ, બાપ્પાનું વિવરણ, અગુણાપાનોર, બાપ્પાનું શૈવ મંત્રગ્રહણ, બાપ્પાની ચિતોડ પ્રાપ્તિ, બાપ્પાનું આશ્ચર્યકર અંતિમ વિવરણ, દ્વિતીય અને એકાદશ શતાબ્દીના મધ્યવર્તી મેવાડના ઇતિહાસના ચાર પ્રધાન કાળનું નિરૂપણ

---

મ્લેચ્છોના ભીષ્મ વિક્રમાનળમાં મહારાજ શિલાદિત્ય પતંગની જેમ પડી બળી મુઓ તેનું વલ્લભીપુર પણ વિધ્વસ્ત થઇ શોચનીય શ્મશાન ભૂમિમાં પરિણામ પામ્યું તેના આત્મીય લોક અને સૈન્ય સામંતો તેની સાથે રણશય્યા ઉપર શયન કરી, અનંત નિદ્રામાં લીન થઇ ગયા

મહારાજ શિલાદિત્યની પત્નીઓ બહુ હતી તેમાંથી રાણી પુષ્પવતી શીવાય સઘળી પત્નીઓ તેની પાસે સતી થઇ ચિતાનળમાં બળી મરી વિંધ્યગિરિના પાદમૂળે ચંદ્રાવતી નામની એક પ્રસીદ્ધ નગરી હતી, તે નગરી સમર્થ પરમારવંશીય નરપતિના તાબામાં હતી રાણી પુષ્પવતીએ, તે પવિત્ર પરમારકુળમાં જન્મ લીધો હતો એ અનર્થંકર સંગ્રામ થયું તેના પૂર્વે તેને ગર્ભવસ્થા જોવામાં આવ્યા હતા પુત્રની કામનાએ, તે કાળ સંગ્રામના સમયની આગાઉ અનેક દેવ દેવીની માનતા કરવા માટે અને પોતાના વડીલોની જગન્માતા ભવાનીની ષોડશોપચાર પૂજા કરવા માટે તે પોતના બાપના ઘેર ગઇ હતી માનતા પૂજાવિધિ વીગેરે સમાપન કરી, તે પુષ્પવતી પોતાનાપતિના ઘેર આવતી હતી, એવામાં માર્ગે માર્ગે તેણે સમસ્ત સર્વ નાશની ઘટનાના ખબર સાંભળ્યા પુષ્પવતીના મસ્તકે વજ્રઘાત લાગ્યો, તેની બાકી આશા નિષ્ફળ ગઇ, નિદારુણ શોકવેગનું નિવારણ નહી કરી શકવાથી, તે તત્ક્ષણ રથમાં મૂર્છિત થઇ પડી પુષ્પવતી ભિનસીબ અને દુર્ભાગ્યવતી તેણે એક દીવસ એવી આશા કરી હતી જે પોતે રાજમાતા થશે. તે આશા સફળ થઇ નહિ તે શું સામાન્ય દુર્ભાગ્યનો વિષય કહેવાય ખરો! સાથે આવેલી સહચરીઓની શુશ્રુષાથી પુષ્પવતીની મૂર્છા વળી ગઇ તે પોતાના અદૃષ્ટને હજારો ધિક્કાર આપી વિલાપ કરવા લાગી પોતાની આશા ફળવાળી ન થઇ તેના માટે તે એટલીબધી દુખિત નહોતી પણ જે પુરૂષથી તે દુખિત હતી, જે

પુરૂષ તેના જીવનનું માત્ર એકજ અવલંબન હતો, તે જીવનના જીવન સ્વામી રત્નને કરાળ કાળે એકદમ ઝડપી લીધો. તે બાબતની પીડા તેના હૃદયમા સહન થઇ શકી નહોતી. જો તે ગર્ભવતી નહોત તો તે તેજ ક્ષણે ચિતાનળમાં બળી દેહનો ત્યાગ કરત, પણ શું કરે ! નિરૂપાય ! છેવટે પ્રસવકાળસુધી જીવન ધારણ કરવું એવો નિશ્ચય કરી, તેણે માળીયા નામની શૈલમાળાની એક ગુફામાં આશ્રય લીધો. ત્યા તેણે એક પુત્રને જન્મ આપ્યો.

એ માળીયા ગિરિમાળાની પાસે વીરનગર નામનું એક સામાન્ય ગામડુ હતું ત્યાં કમળાવતી નામની એક બ્રાહ્મણી વાસ કરતી હતી. પુષ્પવતીએ, તે બ્રાહ્મણીના કરમાં પોતાના બાળકને સોપ્યો, અને પોતાના સ્વામીની વાંસે, ચિતાનળ પ્રજ્વલિત કરી તેમાં તેણે પ્રાણ ત્યાગ કર્યો. ચિતાનળમાં પ્રવેશ કર્યા અગાઉ પુષ્પવતીએ, કમળાવતીના ચરણે પડી અનુનય વિનય કરી તેને કહ્યું " દેવિ, મારા હૃદયના ધન, પ્રાણપ્રિય કુમારને મેં તમારા કરમાં સોપ્યો છે. હાલ તમે તેની મા થયા છો જો જો, તમે, તમારા પુત્રની જેમ તેનું લાલનપાલન કરજો, વળી એક નિવેદન એવું છે જે તેને બ્રાહ્મણોચિત શિક્ષા પ્રદાન કરી યોગ્ય સમયે એક રજપુત કન્યાસાથે તેનું પાણિગ્રહણ થાય તેમ કરજો.

પ્રાણપતિની વાંસે ચિતાનળમાં પડતી વખતે પુષ્પવતીએ, જે અનુનય વિનય કર્યો હતો, તે બ્રાહ્મણ કુમારી કમળાવતી ભુલી નહિ. તે અનુનય વિનય, તેના કાનમાં દેવાદેશની જેમ ધ્વનિ કરવા લાગ્યો ટુંકામાં, કમળાવતીએ પુષ્પવતીના કુમારનું પ્રતિપાલન કરવામાં કોઇ પણ કસર રાખી નહિ હતી એક સમયે તેણે કઠોર ગર્ભવેદના ભોગવી હતી તેથી તે જાણતી હતી જે પુત્રધન તે કેવી પ્રિય વસ્તુ છે? આ સમયે કમળાવતી, તે બાળકનું પુત્રવત્ પ્રતિપાલન કરવા લાગી, રાજકુમારનો " ગુહા " ( ગુફા ) માં જન્મ થયો તેથી તેનું નામ "ગોહ" પડયું તે, ગોહનું પોતાના પુત્રની જેમ લાલન પાલન કરવા લાગી ખરી પણ તેથી તે એક ક્ષણ પણ સુખ પામી નહીં, શાથી કે ગોહ અત્યંત દુરંત અને અસાધ્ય નિવડયો. વયોવૃદ્ધિ સાથે તેનું દૌરાત્મ્ય પણ વધી ગયું. તે કમળાવતીનો નિષેધ બંધન કરી, સમવયસ્ક રાજકુમાર બાલક સાથે તે ખેલ્યા કરતો હતો. વિદ્યાશિક્ષામાં તે મનનો નિવેશ કરતો નહિ, કોઇ કોઇવાર પંખીના બચ્ચાંને લેઇ નિષ્ઠુર ભાવે તેનો વધ કરતો હતો, કોઇ કોઇવાર ગભીર અરણ્યમાં પેસી મૃગયાવ્યાપારમાં ગુંથાતો હતો એ રીતનાં કાર્ય કરતાં તેની વયઃક્રમ અગીયાર વર્ષનો થયો, તે સમયે તો તેનું દૌરાત્મ્ય એકદમ વધી પડયું તેના પ્રતિપાલક બ્રાહ્મણો તેનું કોઇ રીતે દમન કરી શકયા નહિ. એ સ્થળે ભટ્ટકવિઓ બોલે છે જે " દિવાકરના પ્રચંડ તેજના આવરણને કોઇ દમન કરી શકે ? અથવા

એવી શક્તિ કોનામાં હોય કે વનના કેશરીસિંહને આધારણ મુજબ પોતાને રાખી શકે ?"

મેવાડના દક્ષિણ પડખામાં શૈલમાળાની મધ્યે ઇડર નામે એક જનપદ છે, માંડલિક નામના એક ભીલરાજ, તે સમયે ત્યાં રાજ્ય કરતો હતો. ઇડરના તે બાલકોની સાથે ગોહ વને વને વિચરણ કરતો હતો, તેઓની ઉદ્ધત પ્રકૃતિ સાથે ગોહની ઉદ્ધત પ્રકૃતિ મળી ગઇ. તેણે શાન્ત સ્વભાવ બ્રાહ્મણનો સહવાસ છોડીદઇ પરાક્રમશાળી ભીલોની સાથે રહેવાનું શરૂ કર્યું. ભીલો પણ તેની સાથે અનુરક્ત થયા, ક્રમે તે વનપુત્રનો અનુરાગ એટલો બધો વધ્યો કે તેઓએ એકવાર શૈલ કાનનમાંની સઘળી રાજ્યભૂમિ ગોહના હાથમાં આપી દીધી. આબુલફજલે અને ભટ્ટલોકોએ તે વિવરણ નીચે પ્રમાણે વર્ણવેલ છે કે રજપુત બાલક, ગોહની સાથે એકવાર ભીલકુમાર આનંદ ખેલતા હતા એટલામાં તેઓએ, પોતામાંથી એક આગેવાનને રાજા નીમવાનું વિચાર્યું, સઘળાઓએ ગોહને રાજા કરવો એમ પસંદ કર્યું. તત્ક્ષણ એક ભીલકુમાર, પોતાની આંગળી કાપી, ગોહને રૂધિરનું તિલક કર્યું. વૃદ્ધરાજ માંડલિકે તે વિવરણ સાંભળી પછી તેણે આનંદથી ગોહને ગાદીએ બેસાર્યો અને પોતે રાજ્યકાર્યમાંથી ફારગ થયો. ગોહે કૃતઘ્નતાનું અને વિશ્વાસઘાતકતાનું ચરિત્ર વાપરી પોતાની જીંદગી કલંકિત કરી, એમ કહેવાય છે કે ભીલરાજે પોતાના દીકરાને વંચિત કરી, સ્વેચ્છાએ અને આનંદે તેને સીંહાસને બેસાર્યો. ગોહે તેનેજ પ્રાણ લીધા. શા હેતુએ ગોહે તે કામ કર્યું તેની હકીકત કાંઇ મળતી આવતી નથી. અબુલફજલે અને ભટ્ટલોકોએ તેનું કાંઈ કારણ બતાવ્યું નથી. ગોહના નામ ઉપરથી તેના વંશધરનું ગોત્રાખ્યાન ગોહિલ વા ગિહ્લોટ કહેવાયું.

એ નવમા પ્રાચીન રાજાઓના જીવન સંબંધે ઘણુંજ થોડું વિવરણ મળી આવે છે. જે મળી આવે છે તેથી એટલી પ્રતીતિ થાય છે કે ગોહથી નીચે આઠમી પેઢીના પુરૂષ સુધીના રાજાઓએ તે ગિરિકાનન ઇડર પ્રદેશમાં રાજ્ય કર્યું. તે આઠ પુરૂષોસુધી ભીલલોકો પોતાની ગયેલ સ્વાધીનતા માટે કાંઇ બોલતા નહોતા અને પરાધીનતા સહ્ય કરતા હતા. પણ તે જાતિ જન્મસ્વાધીનતામાં લાલિત અને ઉછરેલી હતી સ્વાધીન જીવન તેઓની અભિષ્ટ વસ્તુ હતી તેઓના પૂર્વજોએ સ્વાધીનતા ભોગવી હતી આજ કાંઇ દુઃખના હેતુએ તેઓ સ્વાધીનતાનું સુખ ભોગવતા ન હતા ટુંકામાં પરાધીનતામાં રહેવાનું ભીલ લોકો પસંદ કરતા નહીં' હતા. ગોહથી નીચે આઠમી પેઢીએ નાગાદિત્ય નામનો રાજા થયો, તે એકવાર મૃગયાના વ્યાપારમાં આસક્ત થઇ એક હરણની પછવાડે જતો હતો તેવામાં ઉદ્ધત સ્વભાવ ભીલ લોકોએ તેના ઉપર હુમલો કર્યો અને તેજસ્થળે તેને તેઓએ મારીનાખ્યો. ત્યાર પછી તેઓ પોતાના પૂર્વજની ગાદીએ બેઠા.

જે દીવસે એ નૃશીગ નાગાદિત્યે, ભીલોના હાથથી પોતાનું જીવન ખોયું તે દીવસે તેના પરિવારમાં ઘોર હાહાકાર થઇ ગયો. વિપદની વિકટમૂર્તિ સઘળાને ભયંકરતા બતાવવા લાગી, ચારે તરફ ભીલ-કયા પલાયન કરી જાવું, કોણ તેઓને ભીલના હાથથી રક્ષા કરી શકે? અંતે તેઓનો વંશનિર્મૂળ થયો તે રજપુતો જુદી જુદી જાતની ચિંતાથી વ્યાકુળ થવા લાગ્યા. નાગાદિત્યનો બાપ્પા નામનો એક ત્રણ વર્ષનો પુત્ર હતો તેના રક્ષણ માટે તેઓને વધારે આપત્તી લાગવા લાગી પણ બાપ્પાની મદદ વિધાતાના હાથમાં હતી વિધાતાની કરૂણાથી તે અનાથ રજપુત બાલક સહાય સંપન્ન થયો. જે વીરનગરવાસિની કમળાવતીએ અનાથ ગોહના જીવનની રક્ષા કરી હતી, તે કમળાવતીના વંશધરો એ સંકટકાળમાં મહારાજ શિલાદિત્યના રાજવશને અનંત વિનાશમાંથી બચાવવા પ્રાણ આપીને ચેષ્ટા કરવા લાગ્યા. તેઓ ગિલ્હોટ રાજ્ય પરિવારના કુળ પુરોહિત હતા. આજ પુરોહિત નામ સાર્થક કરવા માટે, પેતાના જીવનને અપત્તિમાં નાખી રાજપુતબાપ્પાનું સંરક્ષણ કરવા તેઓ તત્પર થયા નાગાદિત્યના બાલક રાજકુમારને લઇ બ્રાહ્મણો ભાંડી નામના કીલ્લામા આવી પહોચ્યા, ત્યા યદુવશીય એક ભીલે તેઓને આશ્રય આપ્યો. ત્યાં પણ તેઓ સપૂર્ણ રીતે નિર્ભય ન રહ્યા, ત્યાથી તેઓ બાપ્પાને પરાશર નામના મોટા અરણ્યમાં લઇ ગયા. ત્યાથી તેઓ ત્રિકુટના ઉચા શીખર ઉપર ગયા. ત્રિકુટની તળાટીમા નગેંદ્ર નામનું એક નાનું નગર હતું, ત્યાં શિવોપાસક શાતિપ્રિય શ્રોત્રિય બ્રહ્મણો વસતા હતા. તે બ્રાહ્મણોએ, બાપ્પાને તે શાતિમપન્ન બ્રાહ્મણોના હાથમાં સોપ્યો. બાપ્પો, તે બ્રહ્મણોના લાલનપાલન નીચે સ્વચ્છાથી અને શાતિથી એ પર્વતવળા પ્રદેશમાં ભટકવા લાગ્યો.

તે પરાશર મહારણ્યના ગંભીર પ્રદેશમા, વિરાટ ત્રિકુટ પર્વતની ઘોર અંધકારવાળી ગુફામાં જળધર શોભિત ઉતુંગ શિખર ઉપર નાના નાના પાણીના ઝરા ઉપર હાલ પ્રાચીન દેવાલયો જોવામા આવે છે. તે અરણ્ય પ્રદેશના અધિવાસીઓ માત્ર મહાદેવનીજ પૂજા કરતા હતા.

તે સઘળા ગંભીર અને પ્રશાંત પ્રદેશમાં, ભૂતભાવન ભગવાન્ મહાદેવની પૂજાવિધિ અનેક કાળથી ચાલુ રહી હુતી આજપણ મેવાડરાજ્યની ચાલતી અધઃપતિત અવસ્થામાં પણ તે પૂજાવિધિનુ આડબર નિસ્તેજ થયું, છે ખરૂં પણ શિવરાત્રી વીગેરેના પ્રસિદ્ધ ઉત્સવમાં ઉદયપુરમાં, શિવોપાસનાનો વિશેષ ઉત્કર્ષ જોવામાં આવેછે. વળી ભિન્ન ધર્માવલબી વૈષ્ણવો વિગેરે તે ઉત્સવમા મોટા આનદથી ભાગ લેછે. મેવાડના રાણાઓ " આજ પણ પોતાને એકલિંગનો દિવાન, " એમ કહી અભીમાન પૂર્વક પોતાની ઓળખાણ કરાવે છે. ગંગા અને યમુનાના તીર ઉપરના પ્રદેશમાં જો જુદા જુદા દેવ દેવીની પૂજા ન ચાલતી હત તો શિવપૂજા

ક્રીડા કૌતુક પુરૂં થયું, રજપુત બાલિકાઓ, પોતપોતાને ઘેર ચાલી ગઇ, અને તે દિવસે જે બનાવ બન્યો હતો તેને તદ્દન તેઓ ભુલી ગઇ. એ રીતે કેટલોક સમય નીકળી ગયો, સોલંકી રાજકુમારીની ઉમ્મર વિવાહ યોગ્ય થઇ ગઇ, એટલામાં એક સામુદ્રિક બ્રાહ્મણે આવી રાજકુમારીનો હાથ જોયો. હાથ જોઇને તે બોલ્યો જે "રાજકુમારીનો વિવાહ થઇ ગયો છે" એ આશ્ચર્યકારક વાત સાંભળી રાજાના કુટુંબીમાં મોટો કોલાહલ થયો. સઘળા એકદમ દિઙ્ગમૂઢ થઈ ગયા. એ નાટકનો અભિનેતા કોણ, તે શોધી કહાડવામાં સઘળા ગુંથાયા હતા. એકદમ ચોતરફ કાશદોને મોકલ્યા, બાપ્પાને ક્રમે ક્રમે તે હકીકતની જાણ થઇ. તેણે જાણ્યું જે તે ગૂઢ વિવાહ સંબંધની કાંઇ વાત જાહેર થઈ કે તેનો સર્વ નાશ થશે. ત્યારપછી તેણે તેના સહચરોને વિશેષ સાવધ રહેવાનું ફરમાવ્યું, તેના સહચરો તેની સાથે સારી રીતે ભક્તિભાવે વર્તતા હતા. બાપ્પાએ તેને સપથ કરાવી કહ્યું જે "સુખમાં દુઃખમાં સંપદ્‌માં વિપદ્‌માં તેઓએ બાપ્પાના અનુગત થાવું" "બાપ્પાની કોઇ વાત પણ આણુંતે, કોઇની પાસે જાહેર કરવી નહિ" "બાપ્પાના વિષયની જે વાત તેઓ સાંભળે તે આદ્યોપાંત બાપ્પા પાસે જાહેર કરવી" તેના સહચરોએ તે શપથ લીધા. તેઓએ શપથ લીધા પ્રમાણે આચરણ કર્યું, પણ વિવાહની તે ગૂઢ ઘટના છાની રહી નહિ. તે ઘટનાનો પ્રકૃત વિષય સોલંકીરાજના કર્ણગોચર થયો. તેણે નિશ્ચય કરી જાણ્યું જે એ નાટકનો અભિનેતા બાપ્પો છે.

બાપ્પાના સહચરોને આ હકીકત જાણવામાં આવી, તેઓએ ગુપ્તભાવે તે હકીકત બાપ્પાને જાહેર કરી. પોતાની વિપદ શંકા જાણી બાપ્પાએ તે પર્વતમાળાનો એક એકાંત ભાગ, પોતાના વાસ માટે મુકરર કર્યો. જે સ્થાને તે પલાયન કરી ગયો તે સ્થાન અત્યંત નિર્જન હતું. વળી તે નિર્જન સ્થલ અનેકવાર, તેના વંશધરોનું આશ્રય સ્થળ થઇ પડયું હતું. જે સમયે તે નાગદગામથી પલાયન કરી ગયો તે સમયે તેની સાથે બાલીય અને દેવ નામના બે ભીલકુમાર હતા. તે ભીલકુમારો, સુખમાં દુઃખમાં અને વિપદના ભયંકર હુમલામાં પણ બાપ્પાનો સંગ ત્યાગ કરતા નહોતા, તેઓનું જીવન બાપ્પાના જીવનસાથે હતું. સૌભાગ્યલક્ષ્મીની પ્રસન્નતાના જોરે જ્યારે બાપ્પાએ ચિતોડના રાજસિંહાસનનો અધિકાર કર્યો ત્યારે બાલીય ભીલકુમારે, પોતાના લોહીથી, તેના કપાળમાં રાજતિલક કર્યું હતું.

અસભ્ય ભીલકુળમાં બાલીય અને દેવ ભીલકુમારનો જન્મ થયો હતો પણ તેઓનું હૃદય, પવિત્રભાવે પરિપૂર્ણ હતું. તે પવિત્રભાવ, સુસભ્ય લોકના હૃદયમાં ભરેલો જોવામાં આવતો નથી. તે ભીલકુમારો જે પવિત્ર ચરિત આ જગતમાં રાખી ગયા છે તેના જેવું ચરિત કોઇ આ જગત્‌માં રાખી ગયું નથી. તેઓએ જે પ્રતિજ્ઞા લીધી હતી, તે પાળવામાં તેઓ અકૃત કાર્ય થયા નહિ. તેના માટે

તેઓએ ગૃહવાસ, આત્મીયજન, અને શારિરીક સુખનો ત્યાગ કરી, બાપ્પાનીસાથે દુષ્કર વનવાસ વ્રતનું અવલંબન કર્યું હતુ. અનાહાર હાલતમાં તેઓએ ઘણા દીવસો કહાડ્યા, અનિદ્રાવસ્થામાં તેઓએ ઘણા દિન કહાડ્યા. એક ક્ષણ પણ બાપ્પાનો સંગ તેઓએ છોડ્યો નહી. વાસ્તવિકરીતે જોતાં તેઓજ બાપ્પાના જીવન રક્ષણ કરનાર હતા. તેઓજ બાપ્પાના સુખદુઃખના સમભાગી હતા. બાપ્પાને એવા બંધુ ન મળ્યા હત, તો બાપ્પાનું શું થાત તે કોઈથી કહી શકાય તેમ નથી.

તે બે ભીલકુમાર તરફથી બાપ્પાનો મહોપકાર થયો છે તે બાપ્પો ભુલી ગયો નહોતો, તે તેઓના સહવાસે, પોતાને સુખી અને સમ્માનિત માનતો હતો. જે દીવસે, વીરકેસરી બાપ્પો, તે ભીલકુમારના સહવાસથી અતુલ આનંદ ભોગવતો હતો, તે દીવસે તેના સૌભાગ્યની લક્ષ્મી તેના પડખામાં આવી વસી, જેથી ચીતોડના હેમસીંહાસન ઉપર બેસી તેણે તે ભીલકુમારના હસ્તથી પવિત્ર હૃદયે રાજતિલક સ્વીકાર્યુ હતુ. તે ચીતોડ આજ ભગ્નાવસ્થામાં છે, તે ચીતોડ આજ ચૂર્ણવિચૂર્ણિત છે, તે ચીતોડ આજ ઘુગમા ગ્ગરોળાનું ઘર થયું છે. એકદિન, જે જગન્માન્ય રાજકુમારોની લીલાભૂમિ હતી, તે આજ શીકારી પશુઓનું આશ્રય સ્થળ થયુ છે.

મધ્યમા ભારતવર્ષમા એકમાત્ર અગુણાપાનોરના અધિવાસીઓ, એક જાતના પ્રાકૃતિક સ્વાતન્ત્ર્યનો સંભોગ કરી શકયા હતા તે રાજ્ય કોઇના રાજ્યના અધીન નહોતું. કોઇપણ રાજા સાથે તેનો કેઇ રીતનો સંશ્રવ નહોતો. તેનો અધિપતિ, “ રાણા ” એવી ઉપાધિ ધારણ કરી હજાર ગામડા ઉપર આધિપત્ય ચલાવતો અને પ્રયોજનવશે પાંચહજાર ભીલોને લઇ યુદ્ધ સ્થળમાં ઉભો રહેતો હતો. સોલંકી રજપુતની માના ગર્ભ અને ઔરસ. ભીલના ઔરસે તેના પૂર્વ પુરૂષની પેદાશ હતી, તેથી તે પોતાને રજપુત જાતિનો છે એમ કહેતો. અગુણાના તે ભીલકુળમાં મહાત્મા દેવની પેદાશ હતી. આપણે પ્રકૃત્ત પ્રસ્તાવથી દૂર નિસરી ગયા છીએ હવે બાપ્પાનો વિષય કરી આલોચિત કરીએ,

અનુશીલન કરવાથી, બાપ્પાનું પલાયન અને પલાયન કરવાનું કારણ, સ્વાભાવિક અને સુસંગત હતુ એમ માલુમ પડેછે. સંપૂર્ણ દૈન્યનિર્દેશવશે નગેંદ્ર નગર છોડવાની તેને ફરજ પડી હતી. જગત્ પ્રાચીન મહાપુરૂષોનું વિવરણ જેમ કલ્પનાજાળથી લપાયેલ રહેછે તેમ બાપ્પાનું વિવરણ પ્રાચીન ભટ્ટોથી લખાયેલ છે. જે બાપ્પો, સેંકડો વીરપુરૂષ આર્ય રાજાઓનો પૂર્વ પુરૂષ હતો તે બાપ્પો પ્રકૃત દેવભાવે પુજાય છે. જે બાપ્પાનું શરીર, પરમ બ્રહ્મમાં લીન થઇ ગયું છે તે બાપ્પો હાલ ચિરંજીવી, મનાઇને અને કહેવાઇને પ્રખ્યાત અને પૂજીત થયોછે. ભટ્ટલોકોએ વર્ણવેલ છે જે બાપ્પો, નગેંદ્રનગરની વિસ્તૃત ભૂમિમાં પોતાના પ્રતિ-

પળક બ્રાહ્મણની ગાયો ચરાવતો હતો, સૂર્યવંશીય શિલાદિત્યનો વંશધર ગોચારણનુ કામ કરી આનંદથી સમય ગાળતો હતો પણ તેના તે આનંદમય સમયમા વ્યાઘાત આવી પડયો તે જે સઘળી ગાયો ચારી ફરતો હતો તેમા એક સારી દુધાળ ગાય હતી તે ગાય જ્યારે દિનાન્તે બ્રાહ્મણના ઘેર આવતી ત્યારે રાત્રીએ દોહતી વખતે તેના આઉમા દુધ માલુમ પડતુ નહિ, તેથી બ્રાહ્મણના મનમા વિષમ સંદેહનો ઉદય થયો તેઓએ નિશ્ચય કર્યો જે બાપ્પો ગાયને દોહી તેનુ સઘળુ દુધ પી જાયછે તે સંદેહ ક્રમે ક્રમે તેઓના હૃદયમા દૃઢીભૂત થયો, તેઓ સાવધપણાથી અને સત્યપણાથી બાપ્પાના સઘળા કામ જોવા લાગ્યા બાપ્પો પણ તે સઘળુ જાણી ગયો બ્રાહ્મણના સંદેહ માટે તે વારવાર વ્યથિત થાતો હતો તેણે તે ગાયના ઉપર વધારે દેખરેખ રાખવા માંડી બીજા દીવસે ભરવાડને લઇ બાપ્પો તે ગાયની વાસે વાસે ફરવા લાગ્યો ગાય જે દિશાએ જાતી, તે દિશાએ બાપ્પો ગાયનુ અનુસરણ કરતો હતો ગાય, પર્વતની એક ગુફામા પેઠી, બાપ્પો પણ તેની વાસે વાસે ચાલ્યો અકસ્માત એક અદભુત દૃશ્ય તેને દૃષ્ટિગોચર થયુ તેણે જોયુ જે ગાય, એક લતાના ઢગલા ઉપર પોતાના દુધનુ સિંચન કરેછે બાપ્પો તે જોઇ વિસ્મિત થયો તેણે તે લતાના ઢગલાની પાસે જઇ જોયુ, તેની નીચે એક શિવલિંગ પ્રતિષ્ઠીત તેણે જોયુ, તે શિવલિંગ ઉપરજ ગાયનુ દુધ પડતુ હતુ

તે શિવલિંગની પાસે વળી એક દૃશ્ય તેણે જોયુ ત્યા તેણે નેતરના વનમા ધ્યાનારૂઢ યોગીને જોયા એ નીરજન વનમા બાપ્પાના પદ સચારથી યોગીનો ધ્યાન ભંગ થયો, પણ કારુણિક તપોધન યોગી, ધ્યાન વિઘ્નકારી બાપ્પાને કાઇ બોલ્યો નહિ

તે પર્વત ગુફા અતિ નિર્જન હતી તેની અંદર ગંભીર શાંતી વિરાજીત હતી યુગકલીન યોગી કે તાપસ વિના એ સ્થળ કોઇના જોવામા આવે તેવુ નહોતુ બાપ્પાનુ વિશેષ પુણ્યબલ—નહિ તો તે ચેષ્ટા વિના, યત્ન વિના તે પવિત્ર સ્થળે કેમ જોઇ શકે ? તે યોગીનુ નામ હારિત હતુ યોગી હારિતને પણ તે ગાયનુ દુધ મળતુ હતુ.

હારિતનો ધ્યાન ભંગ થયો, બાપ્પો હારિતના ચરણકમળના પડયો અને સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યો, યોગીએ, આશીર્વાદ આપી, તેનો પરિચય પુછયો રજપુત બાળક પોતાના સબંધમા જેટલુ જાણતો હતો, તેટલુ તેણે યોગીરાજ પાસે જાહેર કર્યુ યોગીરાજ હારિતનો આશીર્વાદ પામી, બાપ્પો, પોતાના ધેનુદળને લઇ પોતાના આશ્રમમા આવ્યો ત્યારપછી તે પ્રતિદિન યોગિવર હારિત પાસે આવવા લાગ્યો પ્રતિદિન તેના ચરણકમળ ધોઇ તેને પીવા માટે દુધ આપતો હતો. વળી

અરણ્યનો વાસ છોડી, કેટલાક સહચરોને સાથે લઇ તે લોકમાં જાહેર પડયો: લોકની ધીચોધીચતા તેને હાલ પ્રથમજ જોવામાં આવી. જનસમૂહવાળો ભૂભાગ કેવો હોય તે તેણે પહેલાં જોયેલ નહોતું. આ ક્ષણે જનસમૂહ ભૂભાગમાં જીવંત ભાવ જોઇ તે વધારે ઉત્સાહિત થયો. અદૃષ્ટદેવ જ્યારે સુપ્રસન્ન હોય ત્યારે લોકમાં સઘળા વ્યાપાર ફલદાયક નીવડેછે. તે નિબીડ અરણ્યમાંથી નીસરતાં રસ્તામાં નાહરા મુગરા+ નામના ગિરિ પર્વતની તળેટીમાં પ્રસિદ્ધ સિદ્ધ પુરૂષ ગોરખનાથના તેને દર્શન થયાં. બાપ્પાને, તે મહા પુરૂષપાસેથી બે ધારવાળી તલવાર મળી, ઉપયુક્ત મંત્ર પવીત્ર કરેલી તલવારથી પર્વતનું વિદારણ થઇ શકતું. હવે બાપ્પાનો સૌભાગ્ય માર્ગ પરિષ્કૃત થયો આ સમયે, જે તેને પ્રતિરોધ કરનાર હતું તે દૈવી તલવારના બળે દૂર કરી તે અભીષ્ટ લાભ મેળવવા કૃતકાર્ય થયો.

પરમારવંશની મૌર્યકુળની એક શાખાનો રાજા તે સમયે માળવાના સીંહાસન ઉપર હતો અને તેજ સમયે ભારતવર્ષનો સાર્વભૌમ રાજા હતો. બાપ્પો જે વખતે ચીતોડમાં પહોંચ્યો, ત્યારે ચીતોડ માનસીંહ રાજાના તાબામાં હતું. મહારાજ માનસીંહે અભ્યાગત ભાણેજને યથોચિત આદર સાથે ગ્રહણ કર્યો. અને તેને પોતાની સામંત સમિતિમાં દાખલ કર્યો. તેના ભરણપોષણ માટે તેણે તેને ગરાસ આપ્યો. મહારાજ મૌર્યવંશીય માનસીંહના રાજ્યશાસન સમયની જે શિલાલિપિ હાથ લાગી છે, તેના પાઠદ્વારા એ જાણવામાં આવે છે જે રાજસ્થાનમાં તે સમયે સામંત પ્રથા, વિશેષ પ્રચલિત હતી. રજપુત સામંતો પુષ્કળ ભૂમિવૃતિનો ભોગ કરતા હતા અને રાજાની મદદે, રણક્ષેત્રમાં ઉતરતા હતા. બાપ્પો, માનસીંહનો સ્નેહપાત્ર થયો. પણ જે દીવસથી બાપ્પો, માનસીંહની સ્નેહદ્રષ્ટિમાં પડયો તે દીવસથી, સામંતલોકોનો રાજા તરફ વિરાગ થયો, તેઓએ જાણ્યું જે બાપ્પો, તેઓના અનર્થનું મૂળ છે તેથી તેઓ બાપ્પા તરફ વિશેષ વિદ્વેષ ભાવ ચલાવવા લાગ્યા. ટુંકામાં બાપ્પાનું અનિષ્ટ કરવા તેઓ દૃઢ પ્રતિજ્ઞાવાળા થયા.

તે સમયે, એક વિદેશીય શત્રુએ ચીતોડપુરી ઉપર હુમલો કર્યો. મહારાજ માનસીંહે, પોતાના સામંતોને યુદ્ધમાં પ્રવૃત્ત થવા અનુમતિ આપી, તેઓએ પોતાની ભૂમિવૃત્તિના પટ્ટા ફેંકી દીધા અને તેઓ બોલ્યા " મહારાજ ! જે આપને વધારે પ્રિય છે તે સેનાધિપતિને યુદ્ધમાં મોકલો " બાપ્પાએ તે પોતાના કાનથી સાંભળ્યું. પણ તે તેનાથી કાંઇપણ શંકિત ન થયો, તે વિશેષ પ્રોત્સાહિત થઇ એકલો દેશવૈરીના સાથે યુદ્ધમાં ઉતર્યો. વિદ્વેષભાવોસન્ન સામંતોએ પોતાની ભૂમિવૃતિ છોડીદીધી ખરી પણ લોકલજ્જાથી બાપ્પાની વાંસે જવાની તેઓને ફરજ પડી.

+ ઉદયપુરના પૂર્વભાગ ઉપર આવેલ ગિરિમાર્ગથી સાત માઇલ દૂર નાહરા મુગરા અર્થાત્ વ્યાઘ્રમેરૂ આવેલ છે.

તેનું પ્રચંડ વીર્ય અને વિક્રમ નષ્ટ ન થવાથી શત્રુદળ પરાજીત થયું અને નગરનો ત્યાગ કરી તે પલાયન કરી ગયું તે વીજયવિવેશે બાપ્પો ચિતોડમા આવ્યો નહિ અને પોતાના પિતૃપુરૂષની રાજધાની ગીજની નગરમાં તે ગયો. ગીજનીનગર તે સમયે એક મ્લેચ્છ નરપતિના કબજામા હતું. તે નરપતિનું નામ સેલીમ હતુ, બાપ્પાએ તેને સીંહાસન ભ્રષ્ટ કર્યો. અને તે સીંહાસન ઉપર સૂર્યવંશ કુલોત્પન્ન એક સામંતને બેસારી દીધો, પછી તે પોતાની સેના સાથે ચીતોડમા આવ્યો. એમ કહેવાય છે જે તેણે પોતાના સામાવાળા સેલીમની પુત્રીનુ પાણીગ્રહણ કર્યું હતુ.

અભિતમ સામંતસરદારો માનસિંહ રાજા ઉપર રોષ પામી ચીતોડનો ત્યાગ કરી બીજા સ્થળે ચાલ્યા ગયા રાજા, તેથી અત્યંત દુખિત થયો ચીતોડનગરમા આવી રહેવાનું કહેવા, તેણે તેઓના તરફ દૂત મોકલ્યા પણ તેથી તેનું કાંઈ વળ્યું નહિ રોષાધ નામતો, શાંત થયા નહિ અને અનેક સમજણો આપવા છતા તેઓએ વિદ્વેષભાવ છોડયો નહિ તેઓએ માનસીંહના આગ્રહ સ્વીકારનો કર્યો નહિ, જે આશાગી, તેઓની પાસ દૂત સ્વરૂપે ગયો હતો, તેની સાથે તેઓએ માનસીંહને કહેવરાવ્યુ જે "અમે તમારૂ નિમક ખાધુ છે, તેથી એક વર્ષ સુધી અમો તમારી સામે થઈશું નહી " તેઓ પોતાના વૈરના બદલો લેવા, એક ઉપયુક્ત નાયકનો શોધ કરવા લાગ્યા જે બાપ્પો, તેઓના મનોવિકારનુ મૂળ કારણ હતું, તે બાપ્પાના અપ્રતિમ ગૌરવથી અને ગુણગૌરવથી વશીભૂત થઈ તેઓએ, સંમાનસહ તેને અધિનાયકના પદે નીમવા પસંદ કર્યો રાજ્યલિપ્સા કેવી ભયંકર છે ? તેની મોહિની માયામા વિમૂઢ થઈ માણસ હિતાહિતના વિવેકનો પરિત્યાગ કરેછે ધર્મજ્ઞાનમા જલાંજલિ આપેછે, અને કૃતજ્ઞતાના પવિત્ર મસ્તક ઉપર પાટુ મારી ઉપકારી મીત્રનો પણ સમૂળ નાશ કરવાને જરાપણ ખામોશી પકડતા નથી. અને તેવી રીતે ખરાબ આકાંક્ષાવાળા બાપ્પાએ તે કર્યુ જે મૌર્ય નૃપતિ તેનો સામો જેના અનુગ્રહે તેના સૌભાગ્યનો ઉદય થયો હતો અને જેના માટે પોતાના સામંત સરદારોનો વિદ્વેષપાત્ર થયો હતો, તેના ઉપકાર બાપ્પા છેવટ ભુલી ગયો પણ જેવુ કઠણ હૃદય કરી, બાપ્પાએ તેને સીંહાસનભ્રષ્ટ કર્યો અને તે વિદ્વેષવાળા સામંતોની મદદથી તેણે તેના સિંહાસનનો કબજો કર્યો આ સ્થળે ભટ્ટકવિઓએ વર્ણવેલ છે જે " બાપ્પએ, મૌર્ય નરપતિના હાથથી સિંહાસન કઢાવી લીધું અને તે પ્રદેશનો મુકુટ સ્વરૂપ તે થયો " ચીતોડના સીંહાસન ઉપર બેઠા પછી, તેણે પ્રજા તરફથી, સંમતિપૂર્વક ' હીંદુસૂર્ય " ' રાજગુરૂ " " ચાકુઆ " ( સાર્વભૌમ ) એવા ત્રણ ઉપનામની પદવી મેળવી.

બાપ્પને અનેક સંતાન થયા તેમાથી કેટલાક પોતાના પિતૃપુરૂષના પ્રાચીન રાજ્ય સૌરાષ્ટ્રમા આવ્યા. તેના વંશજો અત્યંત બળશાળી અને પરાક્રમી નીવડ્યા,

આઇનેઅકબરી નામના ગ્રંથમાં માલુમ પડેછે જે તેઓમાંથી પચાશહજાર વીરપુરૂષો પેદા થઇ અકબરના સમયમાં વિશેષ પ્રસિદ્ધ થયા. બાપ્પાના બીજા કુમારમાંથી પંચ કુમારો મારવાડ પ્રદેશમાં ઉપનિવિષ્ટ થયા. ત્યાં તેઓ ગોહિલ નામે કહેવાયા પણ તે પ્રદેશમાથી, તેઓ વિતાડિત થઈ, તેઓ વલ્લભીપુરના છીન્નભીન્ન થયેલા ભાગ ઉપર રહેવા લાગ્યા હતા.

વીરકેસરી બાપ્પાના અંતિમ જીવનનું વિવરણ, સઘળાં કરતાં વિશેષ અદ્ભુત છે તે અદ્ભુત વૃત્તાંત ગુપ્ત રાખવા, તેના સજાતીય લોકો અતિશય આગ્રહાન્વિત છે. વૃદ્ધાવસ્થાના વયઃક્રમમાં આવવાથી બાપ્પાએ, પોતાની માતૃભૂમિનો સંતાન સંતતિનો અને આત્મીય જનનો ત્યાગ કરી બાપ્પો, પૂર્વના ખોરાસાન રાજ્યમાં ઉપનિવિષ્ટ થયો, અને તે દેશનો જય કરી ત્યાં અનેક મ્લેચ્છ સ્ત્રીઓને પરણ્યો, ત્યાં તેઓના ગર્ભે અનેક પુત્રપુત્રીઓ પેદા થઇ.

એકસો વર્ષનું પરમાયુ ભોગવી, બાપ્પાએ માનવલીલા બંધ કરી. દેલવરાના અધિપતિ પાસે એક પ્રાચીન ઇતિહાસ ગ્રંથ છે તેમાં જોવામાં આવેછે જે, ઇસ્ફહાનના, કંદહારના, કાશ્મીરના, ઇરાકના, ઇરાનના, તુરાનના, અને કાફ્રીસ્તાનના રાજાઓનો પરાજય કરી, બાપ્પાએ તે તે રાજાઓની પુત્રીઓનું પાણિગ્રહણ કર્યું. અંતિમ દશામાં તાપસ ધર્મનું અવલંબન કરી, સુમેરૂ પર્વતની તળાટીમા બાપ્પાએ તેનું ચરમજીવન વ્યતીત કર્યું. એમ કહેવાય છે જે તે સ્થળે તે સજીવન સમાધિસ્થ થયો તે સઘળી પત્નીઓના પેટે બાપ્પાના એકસો ત્રીશ પુત્ર પેદા થયા. તે પુત્રો, " નાશેરા મહાણ " નામે કહેવાયા. તેઓએ, પોતપોતાની જનનીના નામના અનુસારે એક એક સ્વતંત્ર વંશ સ્થાપ્યો. હીંદુ પત્નીઓના પેટે બાપ્પાના અઠાવન પુત્રો પેદા થયા, તેઓ સઘળા અગ્નિ–ઉપાસી સૂર્યવંશીય, નામે પ્રસિદ્ધ થયા.

ભટ્ટગ્રંથમાં વળી એક વિચિત્ર વિવરણ માલુમ પડેછે જે બાપ્પાના મરણના સમયે, તેના શબના સત્કાર સંબધે તેના હીંદુ સંતાન અને મ્લેચ્છ સંતાન વચ્ચે મોટો ઝગડો ઉઠયો. હીંદુ સંતાનોએ, તે શબ બાળવાનો નિશ્ચય કર્યો, મુસલમાન સંતાનોએ તે શબ દાટવાનો નિશ્ચય કર્યો, તે નિશ્ચયના ઝગડામા કોઇનો જય થયો નહિ; એ ઝગડો કરતા કરતાં તેઓ સહુએ બાપ્પાનું શબ ઉઘાડી જોયું તો ઐશ્વર્ય વિનાની કાયાના બદલે તે સ્થળે સ્વેત કમળનો ઢગલો તેઓએ જોયો.

મેવાડના રાજવંશના આદિ પ્રતિષ્ઠાતા, ગિલ્હોટ કુળતિલક વીરવર બાપ્પા રાઓળની સંક્ષિપ્ત જીવનીનું વિવરણ આપણે આપી ચુકયા. હવે આપણે, તેના આવિર્ભાવના પ્રકૃત સમયનું નિરૂપણ કરવા પ્રવૃત્ત થઇએ. ઉપર આપણે કહી ગયા છીએ જે મહારાજ શિલાદિત્યના રાજયશાસનકાળમાં ( સંવત ૨૦૫ ) માં નાશ

દેવના પવિત્ર દેવાલયની ભીંત ઉપરથી એક શિલાલિપિ માલુમ પડી. તે કોતરાયેલી શિલાલિપિની મદદથી તેના સઘળા સંદેહ દૂર થયા. તે, તે સઘળા વિષંવાદી મતનું સમન્વય સાધન કરવામાં કૃતકાર્ય થયો. તે શિલાલિપિમાં " વલ્લભી સંવત્ " નામના એક સ્વતંત્ર સંવત્નો ઉલ્લેખ હતો. તે સંવત્ પ્રસિદ્ધ વિક્રમાદિત્યના સંવત્ના ત્રણસો પંચોતેર વર્ષે પ્રચલિત હતો.*

ઉપર આપણે કહી ગયા છીએ જે સંવત્ ૨૦૫ ના વર્ષમાં વલ્લભીપુર વિધ્વસ્ત થયું. આ સમયે નિશ્ચય રીતે માલુમ પડેછે કે તે સંવત્ વલ્લભી સંવત્ હોવો જોઇએ. વળી વલ્લભી સંવત્ વિક્રમ સંવત્ના ૩૭૫ વર્ષે શરૂ થયો છે, એટલે કે ૩૭૫+૨૦૫=૫૮૦ વિક્રમાદિત્યના સંવત્ ( ઇ. સ. ૫૨૪ ) માં મ્લેચ્છોથી વલ્લભીપુર વિધ્વસ્ત થયું.

વળી મૈર્યવંશીય નૃપતિની શાસન "સંક્રાંત શિલાલિપિથી માલુમ પડેછે જે ૭૭૦ વર્ષે બાપ્પારાઓળનો જન્મ થયો. એ ૭૭૦ માંથી ૫૮૦ બાદ કરીએ તો ૧૯૦ બાકી રહેછે. માત્ર એક વર્ષ તેમાં મેળવીએ તો ભટ્ટ કવિઓએ નિરૂપિત કરેલા સવંત્ની બરોબર આવી લાગે છે. સં ૧૯૧માં બાપ્પારાઓળનો જન્મ થયો એટલે કે અમે જે સંવત્ ૧૯૦ નો નિશ્ચય કરેલ છે તેમાં એક વર્ષની ન્યુનતા આવે છે, ટુંકામાં એવો વિષય નિરૂપણ કરવામાં એક વર્ષનું ન્યુનાધિકગ અતિ સામાન્ય બાબત ગણી શકાય.

જે સમયે બાપ્પો, ચીતોડના સિંહાસને બેઠો તે સમયે તેની ઉમર પંદર વર્ષની હતી. પણ ઉપર માત્ર એટલું પ્રદર્શીત થયું છે જે તેનું જન્મ વર્ષ મૈર્ય શિલાલેખોકત વર્ષથી એક વર્ષ ન્યુન છે, અર્થાત્ તેનો જન્મકાળ સંવત ૭૬૯ વર્ષમાં છે. એટલે કે સં. ૭૬૯+૧૫=૭૮૪ ( ઇ. સ. ૭૨૮ ) માં ગિલ્હોટકુળ કેસરી બાપ્પારાઓળ, ચિતોડના સિંહાસને બેઠો અને તેજ વર્ષમાં ચિતોડમાં ગિલ્હોટકુળનું આધિપત્ય થયું; તે સમયથી માંડી ક્રમાગત અગીયારસો વર્ષ સુધી મેવાડના સિંહાસને એકંદર ૫૯ રાજાઓએ રાજ કર્યું.

ગિલ્હોટ કુળ તિલક વીરવર બાપ્પારાઓળના આવિર્ભાવનો પ્રકૃતકાલનિર્માણ થયો તેમાં રાજસ્થાનના ભટ્ટ કવિઓની કૌશળ રચિત કલ્પનાજાળ પુષ્કળ હોવાથી, તે વિયુક્ત કરવાથી બાપ્પારાઓળનું પ્રાચિનત્વ ઘણા દરજ્જે નિશ્ચિત થયું.

મેવાડના રાજ્યમાં " આઇતપુર " નામનું એક પ્રાચીન અને સમૃદ્ધ નગર હતું, તે નગર આજ અનંત કાળસાગરના પ્રચંડ તરંગથી ચૂર્ણવિચૂર્ણિત છે. આજ તે અસભ્ય ભીલ અને વન્યશ્વાપદનું લીલા સ્થળ થઇ પડ્યું

*આ શિલાલિપિમા શિવસિંહ સંવત્નો વળી એક નવો સંવત્નો ઉલ્લેખ છે શિવસિંહ વિક્રમાદિત્યના સંવત્ ૧૧૬૯ ના વર્ષથી શરૂ થયો છે

છે. આજ અનેક લોકના સ્મૃતિપટમાંથી તેનું નામ માત્ર વિલુપ્ત થઇ ગયું છે. આઇતપુરના ધ્વંશરાશિમાંથી એક સ્મારકલિપિ હાથ આવીછે તેમાં મહારાજ શક્તિકુમાર પર્યંત, મેવાડના ચોદ રાજાનું ધારાવાહિક વિવરણ છે. તેમાં બાપ્પારાઓળના નામનો ઉલ્લેખ પણ છે, તેમાં તેનું નામ શૈલ છે. ભટ્ટ ગ્રંથની સાથે અને રાજપરિવારની કોટીપત્રીકા સાથે તે શિલાલિપિનો ઘણું કરીને સઘળો વિષય મળતો આવે છે કેવળ તેમા એક અતિરિક્ત નામ દાખલ થયેલ છે.

પંડિતવરહ્યુમે કહેલ છે જે " અગર જો કે કવિકુળ પોતાના કલ્પનાબળે સત્ય ઐતિહાસિક બીનાને વિકૃત કરી નાંખે છે. તોપણ કવિકુળ પોતાની સ્વેચ્છાના વશે, સત્યઘટનાને અદ્ભુત અલંકારથી અલંકૃત કરી અસત્યાભાસમાં લાવી મુકે છે, તો છતાં તેજ માત્ર જગતના એક ઇતિહાસ સેવક કહેવાય છે, તોપણ તેના ગંભોર અતિરંજનની અંદર પ્રકૃત વૃત્તાંત સર્વદા વિરાજમાન હોય છે. એ જ્ઞાનગર્ભ મહા વાકય આ સ્થળે સુસંગત છે. શાકારણથી કે વિધ્વસ્ત આ દિત્યપુર ( આઇતપુર ) ના ધ્વંસરાશિના સાથે જે નામાવળી ધીરે ધીરે લોક લોચનથી અંતહિત થઇ ચાલી ગઇ, તે નામાવળી, મેવાડના ભટ્ટકવિકુળની મોહિની કલ્પનાની નિબીડ જાળમા ગુપ્તભાવે વિરાજે છે. વીરવર બાપ્પારાઓળના સમયમા મુસલમાન લોકો સીંધુ નદી ઓળગી પ્રથમ ભારતવર્ષમાં આવ્યા હતા. હીજરીના ૯૫ મા વર્ષે ખલીફાવાલીદનો સેનાપતિ મહમદ બીનકાસીમ સિંધુ દેશ જીતી ભાગીરથીની કેતાળ ભૂમિસુધી આવ્યો હતો આ વિવરણ આરબીક ઐતિહાસિક ગ્રંથોથી નીકળી આવે છે. અગર જો કે એલમેકીનના ગ્રંથમાં સિંધુ પ્રદેશ ઉપર મુસલમાને કરેલ હુમલાની હકીકત માલુમ પડે છે, તોપણ ભારતવર્ષની તાત્કાલીક અવસ્થાની પર્યાલોચના કરવાથી સારી રીતે માલુમ પડેછે, જે ભારતવર્ષના અનેક પ્રદેશ, શત્રુઓથી લુટાયા હતા. ખ્રિસ્તીય આઠમા સૈકામાં માણિકરાયનું અજમેર રાજ્ય, શત્રુઓએ નાશ કર્યું. એમ કહેવાય છે જે તે શત્રુઓ, વહાણમા બેસી, અજર નામના સ્થાને ઉતર્યા હતા. જો તે હુમલો કરનાર કાસીમ છે એમ મુકરર કરવામા કોઇને સંદેહ થાય તો, સિંધુ રાજ દાહિરનું શોચનીય મરણ વિવરણ વાચવાથી તે સંદેહ અનેક પરિણામે દૂર થાય છે.

પંડિત પ્રધાન અબુલ ફજલે કહેલ છે જે "હીજરી ૯૫ (ઇ. સ. ૭૧૭)માં કાસીમે, દાહીરને મારી નાખ્યો. અને તેનું રાજ્ય વિધ્વસ્ત કરી દીધું. તેનો પુત્ર ચિતોડમા પલાયન કરી ગયો અને ત્યા તેણે મોર્ય રાજાનો આશ્રય લીધો.

બાપ્પારાઓળ અને શક્તિકુમારની વચ્ચે બસો વર્ષ મધ્યે નવજણાએ ચિતોડના સિંહાસને બેસી રાજ્ય કર્યું, તે બસે, વર્ષમાં જે ચાર રાજાઓ પેદ

થયા છે, તેને લઇ ચાર પ્રધાન યુગની અવતારણા થઇ છે.

૧ લો રાજા કનકસેન ઇ. સ. ૧૪૪માં, ૨ જો શિલાદિત્ય (જેના રાજ્યમાં વલ્લભીપુરનો ધ્વંસ ) ઇ. સ. ૫૨૪ મા, ૩ જો બાપ્પારાઓળ ( બાપ્પારાઓળે ચીતોડ મેળવ્યું. ) ઇ. સ. ૭૨૮ મા ૪ થો શક્તિકુમાર ઇ. સ. ૧૦૬૮માં.

---

# તૃતીય અધ્યાય.

---

**બાપ્પારાઓળ અને સમરસિંહના મધ્યવર્તી રાજાઓનો વૃત્તાંત, બાપ્પારાઓળની સંતતિ, આરબ લોકનો ભારતવર્ષ ઉપર હુમલો, ચિતોડના રક્ષણ માટે જે સઘળા હીંદુરાજાઓએ તરવાર શત્રુ વિરૂધ્ધે લીધી હતી તેઓનું સંક્ષિપ્ત વિવરણ.**

ઉપર આપણે કહી ગયા છીએ જે ગિહ્લોટ કુળ તિલક બાપ્પારાઓળ, સં. ૭૮૪ ( ઇ. સ. ૭૨૮ ] માં ચિતોડના સિંહાસને બેઠો ત્યાર પછી જે દિવસથી તે ચિતોડ રાજ્ય છોડી ઇરાન દેશમાં ગયો, તે દિવસથી તે મહારાજ સમરસિંહના રાજ્ય કાળ પર્યંતનું વિવરણ, ભટ્ટ ગ્રંથોની વિવરણાવળીમાંથી સંગ્રહ કરી અત્રે સંકલીત કરવા આપણે હવે પ્રવૃત થઇએ છીએ. એ સમયે કેવળ મેવાડમાં તો શું પણ સમગ્ર ભારતવર્ષમા એક નવો યુગ ઉત્પન્ન થયો હતો, જે દિવસે પ્રચંડ મુસલમાન વીરના આકાશને ભેદી નાંખે તેવા અને કાનને ભયંકર લાગે તેવા સિંહનાદે, ભારત લક્ષ્મી ચંચળ થઇ ભારતવર્ષનો રાજ્ય મુકુટ ભારતવર્ષીય નૃપતિના માથા ઉપરથી ઉતરી યવન રાજાના માથા ઉપર ગયો, તે દીવસે સઘળા ભારતવર્ષમાં એક નવા યુગની અવતારણા થઇ તે કોણ સ્વીકાર નહિ કરે ? બાપ્પારાઓળ ઇરાનમાં ગયો ત્યારથી અને સમરસિંહ સિંહાસને બેઠો ત્યારસુધીમાં વર્ષના ચાર સૈકા ચાલ્યા ગયા. એ ચાર સૈકામાં મેવાડના સિંહાસન ઉપર બેસી અઢાર રાજાઓએ રાજ્ય કર્યું, તેઓના શાસનકાળનું વર્ણન જો કે ભટ્ટ ગ્રંથોથી મળી આવતું નથી, તોપણ તેમાંથી જે કંઇ મળી આવે છે, તેનાથી સુસ્પષ્ટ ખાતરી થાય છેકે, તેઓ વીરવર બાપ્પારાઓળના યોગ્ય વંશધર હતા, તેઓના કીર્તિલેખો આજ પણ રાજસ્થાનના અનેક ગિરિગાત્રે અક્ષયભાવે વિરાજે છે.

આઇતપુર ( આદિત્યપુર ) ની શિલાલિપિની મદદે પ્રતિપાદીત થાય છે જે બાપ્પા અને સમરસિંહના મધ્યે શક્તિકુમાર નામનો એક રાજા સં. ૧૦૨૪

( ઇ સ ૮૯૮ )મા મેવાડના રાજ્ય સિહાસને બેઠો વળી એક પુરાતન ઉત્કૃષ્ટ જૈન પાડુ લેખથી માલુમ પડે છે જે મહારાજ શક્તિકુમારથી ચાર પેઢી પૂર્વે સવત્ ૯૨૨ ( ઈ સ ૮૬૬ )મા એક પ્રતિષ્ઠાવાળો રાજા ચિતોડના સિહાસને બેઠો હતો તેનુ નામ ઉદ્દુગ હતુ ખોમાનરાસ નામના એક પુરાતન કાવ્યગ્રથ થી માલુમ પડે છે જે, બાપ્પારાઓળના અને સમરસિહના મધ્યકાળમા એક વાર મુસલમાનોએ ચિતોડ ઉપર હુમલો કર્યો હતો જે રાજાના રાજ્યકાળમા તે બનાવ બન્યો તે રાજાનુ નામ ખોમાન હતુ, મહારાજ ખોમાને ઇ. સ ૮૧૨ થી તે ઇ સ ૮૩૬ સુધી રાજ્ય કર્યું

તે સમયે ભારતીય ઇતિહાસ, પુષ્કળ અલકારમા સપૂર્ણ રીતે ઢકાયેલ હતો એટલે કે તે અધકારમય અતીતકાળ ગર્ભમા પેસી, ભારત વર્ષના ઐતિહાસિક વૃત્તાતનો ઉદ્ધાર કરવો દુષ્કર છે ભટ્ટ કવિઓના ગ્રથ, આઇનેઅકબરી, ફેરીસ્તા વીગેરેના લેખો, તે અધકારમા સામાન્ય તેજ આપે છે, અને આપણે તે લેખની સહાયથી મેવાડનો તે કાળનો ઇતિહાસ શોધવા પ્રવૃત્ત થઇએ છીએ હવે આપણે બાપ્પારાઓળના સતાન સતતિના વિવરણમા થોડો એક વખત વ્યતિત કરીએ

ઉપર આપણે કહી ગયા છીએ જે ગિહ્લોટકુળ એકંદર ચોવીશ શાખામા વીભક્ત છે, તે ચોવીશ શાખામા કેટલી શાખા, બાપ્પારાઓળથી પેદા થઈ છે ચિતોડ જીત્યાને થોડો સમય થયો ત્યાર પછી તુરત બાપ્પારાઓળ સૌરાષ્ટ્ર પ્રદેશમા ગયો સૌરાષ્ટ્ર સન્નિહિત બદર દ્વીપ તે કાળે ઇસફગુલનામના રાજાના તાબામા હતો, મહારાજ ઇસફગુલની એક પુત્રી હતી બાપ્પાએ તેનુ પાણી ગ્રહણ કર્યુ અને તેને લઇ તે ચીતોડમા આવ્યો તે સમયે, દેવબદરમા બાણ માતા નામની એક દેવમૂર્તિ હતી નવોઢા પત્ની સાથે બાપ્પા રાઓળે, તે મૂર્ત્તિ પોતાની રાજધાનીમા આણી તેણે તે દેવમૂર્ત્તિને જે મદિરમા સ્થાપિત કરી તે આજે પણ તે મદિરમા સમભાવે વિરાજીત છે આજપણ ભગવતી બાણમાતા, મેવાડના ભગવાન એક લિગની સાથે સમાન પૂજાને પામે છે

દેવબદરાધિપતિ ઇસફગુલની પુત્રીના પેટે બાપ્પારાઓળનો અપરાજીત નામનો એક પુત્ર પેદા થયો, વળી બાપ્પા રાઓળે, દ્વારકા પાસે કાળીબાક નગરના પ્રમાર રાજાની દુહિતાનુ પાણિ ગ્રહણ કર્યું તેના ગર્ભે, બાપ્પા રાઓળનો અશીલ નામે પુત્ર પેદા થયો તે વયમા મોટો હતો તે પિતૃરાજ્ય પરિત્યાગ કરી મામાના રાજ્યમા રહેતો હતો, તેથી ચીતોડના સિહાસને બેસવાનો લાભ મેળવી શક્યો નહીં તેથી તેની કનિષ્ઠ ઓરમાન માતાનો દીકરો અપરાજીત ચિતોડના સિહાસને બેઠો અશીલને પિતૃરાજ્ય મળ્યુ નહિ પણ તેણે સૌરાષ્ટ્ર પ્રદેશમા એક

સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું, અને ત્યાં પોતાનું શાખાકુળ ઉભું કર્યું, તેના નામના અનુસારે તેના વંશધરો અશીલ ગિલ્હોટ નામે કહેવાણા. તેઓ કાળક્રમે એટલા બધા વધી ગયા કે મોગલ કુળ તિલક સમ્રાટ અકબરના શાસનકાળમાં પચાસ હજાર સૈનિકને સમરાંગણમાં સજ્જીત કરી લાવવા સમર્થ થયા હતા. અપરાજીતના રાજ્યશાસન કાળમાં કોઇ જાતનો પ્રયોજનીય બનાવ બન્યો નથી. અપરાજીતના ખળભોજ અને નંદકુમાર નામના બે પુત્ર પેદા થયા. ઉત્તરાધિકારિત્વના ચિરંતન વિધિના અનુસારે જ્યેષ્ઠ પુત્ર ખળભોજ પિતૃસિંહાસને બેઠો. ઉપન્યકા ભૂમિમાંથી એક શિલાલિપિ મહાત્મા ટોડ સાહેબના હાથમાં આવી છે. તે શિલાલિપિમાં જે સઘળો વૃત્તાંત લખેલ છે તે વાંચવાથી સ્પષ્ટ માલુમ પડે છે જે મહારાજ અપરાજીત એક પ્રબળ પરાક્રમી રાજા હતો. કનિષ્ટ નંદકુમારે દારવંશીય રાજા ભીમસેનનો સંહાર કરી દક્ષિણ રસ્તે આવેલું દેવગટનું રાજ કબજે કર્યું.

મહારાજ ખળભોજના પરલોકવાસ ઉપર પ્રસિદ્ધ ખોમાન, ચિતોડના સીંહાસને બેઠો. મેવાડના ઇતિહાસમા ખોમાનની વિશેષ પ્રતિષ્ટા અને ખ્યાતિનું વિવરણ જોવામાં આવે છે. ખ્રિસ્તીય નવમા સૈકાના પ્રારંભકાળે ખોમાન ચિતોડના સીંહાસને બેઠો હતો.

ખોમાન, જેવો રાજ્ય સિંહાસને બેઠો કે મુસલમાનોએ તેના રાજ્ય ઉપર હુમલો કર્યો, સ્વાધીનતાનું લીલા સ્થળ ચિતોડપુર, મુસલમાનોથી આક્રાંત થયું તે જોઇ તે કાળના ભારતવર્ષના ક્ષત્રિયરાજાઓ સેનાદળ સાથે ચિતોડના રક્ષણે રણક્ષેત્રમાં આવ્યા, તેઓની મદદથી મહારાજ ખોમાને દુર્ધર્ષ શત્રુ કુળના પ્રચંડવિક્રમનો અદ્‌ભૂત વીરતાથી પ્રતિરોધ કર્યો, તેનુ યથાર્થ વર્ણન ખોમાનરાસ કાવ્યમાં વર્ણવેલ છે. ખોમાન રાસકાવ્ય કવિની જીવંત વર્ણનના પ્રભાવે જેવી તેજસ્વી મૂર્તિ ધારણ કરેલ છે, તેવીજ તેજસ્વી મૂર્તિનો આબેહુબ ચિતાર તે કાવ્ય ગ્રંથનો પાઠ કરવાથી લબ્ધ થઈ શકે તેમ છે. એમ કહેવાય છે કે પ્રચંડ પરાક્રમવાળા મ્લેચ્છોએ ચિતોડપુરી ઉપર હુમલો કરી, ખોમાનરાજ પાસે કર માંગ્યો. તે માગવાથી ખોમાન રાજ પગથી માથા સુધી બળી ઉઠયો, તેના દરેક રૂવાડાંમાંથી અગ્નિ નીકળવા લાગ્યો; દર્પથી, દંભથી, વિષમઘૃણાથી મલેચ્છની તે અધમ માગણી અગ્રાહ્ય કરી તેણે પ્રચંડ નિર્ઘોષે રણશીંગુ વગડાવ્યુ, જોતજોતામાં ક્ષત્રીય વીર રાજાઓ રણસજ્જામાં સજ્જીત થઇ ઘોર ઉત્સાહ સાથે શત્રુ વિરૂધ્ધે યુદ્ધક્ષેત્રે ઉતર્યા. વીરવર બાપ્પારાઓળનો “ લાલ વિજય વાવટો ” ઉંચો કરી ક્ષત્રિય સેના મ્લેચ્છની સાથે ઘોરસંગ્રામમાં લડવા તૈયાર થઇ, દુરંત મ્લેચ્છોએ કુક્ષણે ચિતોડ ઉપર હુમલો કર્યો હતો, અને તેથી મ્લેચ્છોનો ઘણો ભાગ રણક્ષેત્રમાં માર્યો ગયો. કેટલીક ભાગ રણાંગણથી પલાયન કરી ગયો, પલાયન કરી ગયેલા મ્લેચ્છોનો પલાયનથી નિસ્તાર

થયો નહિ, વિજયી ખોમાન, તેઓની વાંસે ધાયો, તેણે મ્લેચ્છના સેનાપતી મહમ્મદને પકડી લીધો, તેને કેદ કરી ચિતોડમાં તે લાવ્યો, એ મહમ્મદ કોણ તે સંબંધે નિર્ણય કરવા આરબદેશીય ઇતિહાસ ગ્રંથ જોવા જોઇએ

ભારતવર્ષની રત્નશાળીના, દુરંત મ્લેચ્છની દ્રષ્ટિએ પડવાથી, મ્લેચ્છોની તે જીતવાની દુરાકાંક્ષા વધી ગઇ તેવી અધમ દુરાકાંક્ષાથી પ્રેરિત થઇ તેઓ યમના અનુચરના રૂપે ભારતવર્ષમાં આવ્યા, અને નૃશંસ મૂર્તિ ધારણ કરી ભારતવર્ષના ધન વીગેરે તેઓએ લુંટી લીધાં, વળી ભારત સંતાનને પુષ્કળ દુઃખમાં તેઓએ ડુબાવી દીધાં, ભારતવર્ષના નગર તથા ગામડાનો તેઓએ ધ્વંસ કરી નાખ્યો. જે સમયે ખલીફાઉમર બગદાદના સીંહાસને બેઠો હતો તે સમયે, પહેલીવાર મુસલમાન લોકો ભારતવર્ષમાં આવ્યા તે સમયે, ગુર્જર રાજ્ય અને સિંધુ રાજ્ય ભારતવર્ષમાં પ્રધાન વાણિજ્ય સ્થળ ગણાતાં હતાં તે બન્ને રાજ્યના દ્રવ્ય હસ્તગત કરવા માટે ખલીફાઉમરે, પ્રસિદ્ધ ટાઇગ્રીસ નદીના કીનારા ઉપરના પ્રદેશમાં બસરા નગરી સ્થાપી. ભારતવર્ષની વાણિજ્ય સામગ્રી જોઇ દુરાકાંક્ષા ક્રમે ક્રમે વધવા લાગી, પણ દ્રવ્યનો વધારો કરતાં છતાં તેની દુરાકાંક્ષા પરિતૃપ્ત થઇ નહિ, જે સુવર્ણપ્રસુભૂમિમાં, બહુ વાણિજ્ય દ્રવ્ય પેદા થતું તે સુવર્ણ ભૂમિ લેવાને અને તેની સ્થિતિ જોવાને માટે તેણે આબુલઆયેશના સેનાપતિપણા નીચે એક મોટું લશ્કર ભારતવર્ષમાં મોકલ્યું, અબુલઆયેશ પોતાનું સેનાદળ લઇ સિંધુ રાજ્યમાં આવી પહોંચ્યો, પણ આર્ય સંતાનનું વીર્યબળ લોદી તે સમયે પણ નાશ પામ્યું નહોતું, મ્લેચ્છ લોકોનું દુર્બલપણું જોઇ થોડા સમયમાં આરોર નામના ક્ષેત્રમાં તે આર્યનો વિક્રમાગ્નિ પ્રચંડ તેજથી પ્રજ્વલિત થવા લાગ્યો

દુરંત આયેષ, તેમાં તૃણની જેમ બળી જઇ આશાપિપાસાનું શાંતિ વિધાન કર્યું. તોપણ તે થકી ખલીફાની દુરાકાંક્ષા વૃત્તિ કોઇ રીતે શાંત થઇ નહિ. ઉમરના પરલોકવાસ ઉપર ખલીફા ઉસ્માન તેના સિંહાસને બેઠો ઉસમાન બગદાદના રાજ્યાસને બેઠો કે તુરત ભારતવર્ષની અંદરની સ્થિતિ જોવા માટે તેણે દૂતો ગોઠવવા શરૂ કર્યા વળી એક તરફથી પોતે ભારતવર્ષ ઉપર હુમલો કરી તે નવું લઇ લેવાને માટે એક સેનાદળની એની તૈયારી કરી, પણ તેનો સંકલ્પ સિદ્ધ થયો નહિ થોડા સમય પછી બીજો ખલીફા આલી બગદાદના સીંહાસને બેઠો. તેના સેનાપતિઓ સિંધુ રાજ્ય ઉપર જય મેળવવા શક્તિવાળા થયા, પણ ઘણા વર્ષ સુધી સિંધુ રાજ્યનો તે અધિકાર કરી શક્યા નહિ તે સમયના બગદાદના ખલીફાના મૃત્યુ પછી તે સેનાપતિઓ ઘરનાના મતાન્તના ઘોર વમળમાં પડી ભારતવર્ષનો ત્યાગ કરી ચાલ્યા ગયા. ત્યાર પછી બગદાદના અધિપતિ ખલીફા અબ્દુલ મલેકના અને ખોરાસાનના અધિપતિ હજ્જાજના રાજશાસનના સમયમાં, ભારત

વર્ષ ઉપર જય મેળવવાની યોજના ચાલી પણ તેઓની યોજના સાર્થક અને સફળ થઈ નહિ. એ રૂપે કેટલોક સમય નીકળી ગયો, ક્રમે વિધિલિપિના અવશ્યંભાવી લેખાનુસારે ભારતની કઠોર ભવિતવ્યતાનો નિર્દીષ્ટ સમય કાળ રાત્રી રૂપે ધીરે ધીરે ભારતવર્ષ તરફ ચાલ્યો આવ્યો. એ સઘળી ઘટના પછી ખલીફા વાલીદ પિતૃરાજ્યના સિંહાસને બેઠો. જેવામાં તેણે રાજ્યશાસન સૂત્ર હાથમા લીધું તેવામાં તેણે વિશાળ સેનાદળ સાથે આવી ભારતવર્ષ ઉપર હુમલો કર્યો તેનો પ્રચંડ હુમલો કોઇ અટકાવી શકયું નહિ ક્રમે સિંધુરાજ્ય, તેની પાસેના કેટલાક જનપદ સાથે તેના વિકાળ મુખમાં આવી પડયો, એમ કહેવાય છે જે ગંગાના પશ્ચિમ કીનારા ઉપરના પ્રદેશના અધિપતિઓ, વિજયિ વાલિદના પ્રચંડ પરાક્રમથી હારી જઇ તેને કર આપવા ખુશી બતાવી હતી. મુસલમાન વીરો માટે તે સુવર્ણ યુગ હતો એમ કહીએ તો અત્યુક્તિ ગણી શકાય નહિ. શાથી કે એ સમયે, તેઓનો વિક્રમવહ્નિ એટલો બધો સળગી ઉઠયો હતો કે તેને અટકાવવા જતાં અનેક પરાક્રમી રાજાઓ તેમાં પતંગની માફક બળી ગયા હતા. તે વિક્રમોશ્વાસનું વિવરણ પાઠ કરવાથી એકદમ સ્તબ્ધ થઇએ તેવુ છે. એટલે એકજ સમયે પ્રાચ્ય અને પ્રતીચ્ય મંડળના બે વિશાળ રાજ્ય દુર્ધર્ષ મુસલમાનોના બળતા પરાક્રમમાં નાશ પામ્યાં. એક તરફ સિંધુ નદીના સૈકત પ્રદેશના દેવલાધિપતિ દાહીર રાજાના અધઃપતન સાથે ભારતવર્ષનો સર્વ નાશ થયો. બીજી તરફ વીરવર રાજા રડારીક રણક્ષેત્રમાં પડવાથી પોતાનું વિપુલ આંદાલુપરાજ્ય, અને ગોથરાજ્ય કુળનો અંત આવ્યો. એ બન્ને ભયંકર ઘટનાથી મુસલમાન પરાક્રમનો અક્ષય અને જીવંત દાખલો, જગતના ઇતિહાસમાં લોહીના અક્ષરે અનંત સમય માટે લખાઇ ગયો છે.

ખલીફા વાલીદના સેનાપતી વીરમહુમદ બીનકાસીમે, હીજીરી ૯૯ ( ઇ.સ. ૭૧૮ )ની સાલમાં ભારતવર્ષમાં આવી સીંધુ રાજ દાહિરના રાજ્ય ઉપર હુમલો કર્યો. દેશવૈરી મ્લેચ્છના કરાળ ગ્રાસમાંથી પોતાના દેશની રક્ષા કરવા રાજા મોટા સંગ્રામમાં ઉતરી પડયો. પણ દૈવઘટનાએ, તે પોતાના સ્વાર્થનુ સંરક્ષણ કરી શકયો નહીં, તે મુસલમાનના હાથમા પડયો, જેથી તેણે રાજધન વીગેરેની સાથે પોતાનું જીવન ગુમાવ્યું. વિજયી બીનકાસીમે જયમા મેળવેલ અને લુટમા મેળવેલ દ્રવ્ય સામગ્રી સાથે, ક્ષત્રિય રાજા દાહિરની બે ખુબસુરત પુત્રીઓને યવન રાજાની પાસે મોકલી આપી.

પણ તે ક્ષત્રિય કુમારીથીજ તે સેનાપતિનો સર્વ નાશ થયો. આઇનેઅકબરીમાં અને ફેરીસ્તા ગ્રંથમાં વર્ણવેલ છે જે તે બે ક્ષત્રિય કુમારીને દમાસ્કસ નગરમાં લઇ ગયા. ખલીફાએ તેની અનુપમ ખુબસુરતીની વાત સાંભળી ખલીફાનું જયોલ્લાસિત હૃદય બમણું પ્રફુલ્લ થયું. તે બન્ને સુંદર પ્રમદાનું અપ્રમેય ખુબસુર

વીનો ઉપદેશ કરતા, તેના હૃદયમા પશુત્વનો ઉદય થયો, પ્રેમોદ્ભવનમા જઈ યવન રાજે બેઉ દુહિતૃ કુમારીને પોતાની પાસે લાવવાનો હુકમ કર્યો. જે હુકમ એકદમ પ્રતિપાલન થયો, પવિત્ર હૃદય કુળકામિનીને, કામોન્મત્ત રાવણ જેવા નિર્દય યવનરાજ પાસે લાવ્યા, નિ:સહાય નિરાશ્રય, અનાથ, રજપુત પ્રમદા, પાપી મ્લેચ્છના વિલાસલોલના કારાગારમા આવી પડી, તેની રક્ષા કોણ કરે? સિંધુરાજ દાહિરના પવિત્ર કુળને અનંત કલંકમા પડતુ કોણ બચાવે? મ્લેચ્છના સમાગમથી પોતાના પવિત્ર સતીત્વના રક્ષણ કરવા માટે બીજો કોઈપણ જાતનો ઉપાય ન સુઝવાથી મોટી રાજપુત્રીએ એક સારા કૌશલનુ અવલંબન કર્યું યવન રાજની સમક્ષ જ્યારે તે આવી ત્યારે તે રોતા રોતા બોલી, મહારાજ? મને સ્પર્શ કરશો નહિ આ શરીર આપના કર સ્પર્શ થવા માટે યોગ્ય નથી દુર્મતિ કાસીમે અગાઉ બળાત્કાર કરી અમારો સતીત્વ ધર્મ નષ્ટ કર્યો છે આ રૂંવાડા ઉભા થાય એવા વિસ્મયકારક વાક્ય સાંભળી ખલીફો પગથીને માથા સુધી સળગી ગયો, તેના દરેક રૂવાંડામાંથી અગ્નિ કણો નીકળવા લાગ્યા, તેણે એકદમ કાસીમના વિરૂધ્ધે નીચે પ્રમાણે હુકમની આજ્ઞા કરી કે કાસીમને જીવતી અવસ્થામા ખગળ બોવ ગાયના કાચા ચામડામા બાંધી જલદીથી રાજધાનીમા લાવો ' એકદમ તે ઘોર દંડ આજ્ઞાનુ પ્રતિપાલન થયુ, બિનસીબ કાસીમને, ખલીફાના રોષાનળમા પડી પોતાના જીવનની અને વિજય ગૌરવની આહુતિ આપી, પવિત્ર હૃદય રજપુત કુમારીએ કૌશલનુ અવલંબન કરી, પોતાની સતીપણાની રક્ષા કરી, યવન રાજનો સર્વભૌમ અધિપતિ રાજકુમારીનુ કાંઈજ કરી શક્યો નહિ

ઉપર કહેલ ઘટના બને પીના પછી યવન લોકોએ ભારત વર્ષમા આવી કોઈ હીંદુ રાજાને હુમલો કર્યું છે કે નહિ તેનુ વિવરણ કોઈ ઇતિહાસથી નીકળતુ નથી, માત્ર એટલુ માલુમ પડે છે જે વાલીદ પછીના ખલીફા આલમનસુરના શાસન કાળમા, તેનો સેનાપતિ ઇબ્નઉન બિહારી કોઈ સમ્રાટના રોષાનળમા પડયો, તે તેના રોષાનળથી બચવા માટે પરિવાર સાથે સિંધ દેશના પલાયન કરી ગયો, માત્ર એટલોજ ઉલ્લેખ ઇતિહાસથી નીકળી આવે છે, એટલે એ વિષયમા હવે વિશેષ આંદોલન કેવળ પ્રયોજન વિનાનુ છે આલમનસુર જ્યારે ખલીફા અબ્બાસના પ્રતિનિધિપણુ નીચે નીમાયો હતો ત્યારે સિંધુ રાજ્ય અને પશ્ચિમ રાજ્ય, તેના શાસનમા હતા + તેના શાસન સમયમા ચીતોડ ગહેલોત બાપ્પા સ્વદેશનો ત્યાગ કરી ઇરાન દેશમા ગયો હતો.

---

+ ગ્રંથ નામ [illegible] વર્ષ રાજ નામ ॥ [illegible] મુસલમાન રાજા ॥ [illegible] નિરોટ રાજ [illegible] ... [illegible] મુસલમાનનાં [illegible] [illegible] ૮. ૭૬ ઇ સ ૭૧૩ [illegible] હી. ૮૬-૯૬ ઇ. સ ૭૦૫-૭૧૫

ભુવનવિદિત બાદશાહ શાલેમાનના સમકાલીન પ્રસિદ્ધ ખલીફા હારૂન-ઉલ-રસીદે, પોતાના પુત્રોને પોતાના રાજ્યના ભાગ કરી આપ્યા. તેમાં બીજા પૂત્ર આલમામુનના ભાગમાં, ખોરાસાન, જાગાલીસ્તાન કાબુલીસ્તાન, સિંધુ અને ભારત વર્ષના પ્રદેશો આવ્યા. હારૂન-ઉલ-રસીદના પરલોક વાસ ઉપર આલમામુને, મોટા ભાઇને રાજ્ય સિંહાસન ભ્રષ્ટ કરી, ઇ. સ. ૮૧૭ માં પોતે તેનો અધિષ્ટાતા થયો. આલમામુને ઇ. સ. ૮૩૩ સુધી પોતાનો શાસનદંડ ચલાવ્યો. તેના રાજ્યાધિકારના સમયે મહારાજ ખોમાન ચિતોડના સિંહાસન ઉપર હતો. ઉદયપુરના રાજ મહેલના ભટ્ટ ગ્રંથોથી નીકળી આવે છે જે, ખોરાસાનાધિપતિ મામુદે, [ મહમદ ] જાગાલીસ્તનથી આવી ચીતોડનગર ઉપર હુમલો કર્યો, મામુનના બદલે મામુદ એવું નામ લિપીકરના પ્રમાદથી તે ગ્રંથોમાં લખાયેલ છે.

ઉપરની ઘટના પછી વીશ વર્ષ સુધી મુસલમાનો ભારતવર્ષમાં આવ્યાજ નહિં. તે સમય પછીથી તેઓનો પ્રચંડ પ્રતાપ ક્રમે ક્રમે હીન તેજવાળો થયો, ભારતવર્ષમાં જે જે પ્રદેશો તેઓ હસ્તગત કરી શકયા હતા, તેમાથી સિંધુપ્રદેશ સિવાય સઘળા પ્રદેશો, તેઓના હાથમાંથી ચાલ્યા ગયા છે. ઇ. સ. ૮૫૦ માં હારૂન-ઉલ-રસીદનો પૌત્ર મોતાવેકલ બગદાદના સીંહાસને બેઠો. મોતાવેકલના પરલોકવાસ ઉપર તેના પિતૃપુરૂષનું પ્રાચીન રાજ્ય, ક્ષય પામેલા જીર્ણ વૃક્ષની માફક કંપવા લાગ્યું, છેવટે તેનું અભ્યંતરીન બલ નિઃશેષ થઇ ગયું. જેથી કરી તે રાજ્ય એવી શોચનીય દશામા આવી પડયું જે તેનું વર્ણન સાંભળવાથી હૃદય વિદીર્ણ થાય તેમ છે. જે બગદાદના ખલીફાઓએ યુરોપખંડને અને એશિયાખંડને કંપાવ્યાં હતા, તેઓના રાજ્ય, બીજા પણ પણ્ય દ્રવ્યની જેમ જાહેર સ્થળે વેચાવા લાગ્યાં.

| | |
|---|---|
| અપરાજીત | ઉમ્મરઇિતીા. હી. ૯૯-૧૦૨ ઇ. સ. ૭૧૮-૭૨૧ |
| ખલમોજ | હ્યાંમ હી. ૧૦૪-૧૨૫ ઈ. સ, ૭૨૩-૭૪૨ |
| | આલમાનસુર. હી. ૧૩૬-૧૫૮. ઇ. ૭૫૪-૭૭૫. |
| | હારૂનઉલરસીદ. હી. ૧૭૦-૧૭૭ ઇ. સ. ૭૮૬-૮૦૯ |
| ખોમાન સં. ૮૬૮-૮૯૨ ઈ. સ. ૮૧૨-૮૩૬ | આલમામુન. હી. ૧૯૮-૨૧૮ ઇ. સ. ૮૧૭-૮૩૩ |
| ભર્તુભાટ | |
| સિંહલજી | |
| ઉલ્લુર. | |
| નરવાહન. | |
| શાલવાહન. | ગીઝની રાજાઓ. |
| શક્તિકુમાર. સં. ૧૦૨૪. ઇ. સ. ૯૬૮. | આલેપ્તગીન હી. ૩૫૦ ઇ. સ. ૯૫૭. |
| અંબપ્રસાદ | |
| નલવર્મ | સબક્તગીન. હી. ૩૬૭ ઇ. સ. ૯૭૭, |
| યશોવર્મ. | મહમદ. હી. ૩૮૭-૪૧૮ ઇ. સ. ૯૯૭-૧૦૨૭, |

જે દિવસથી બગદાદ રાજ્યનો ઉપર લખ્યા પ્રમાણે શોચનીય નિકૃષ્ટ અધ:પાત થયો, તે દીવસથી ભારતવર્ષ સાથે ખલીફાઓનો સબંધ તુટી ગયો. તે દીવસથી થોડા સમયના માટે ભારતભૂમિ, મુસલમાનની સખ્ત ઠોકરોથી બચાવ પામી ત્યારપછી થોડા સમયે, ભારતવર્ષના ભાવી સર્વનાશનું બીજ રોપવા માટે ખોરાસાનનો શાસન કર્તા સબક્તગીન પ્રચંડ પરાક્રમ સાથે ભારતવર્ષમાં આવ્યો. હીજરી ૩૬૫ (ઇ. સ. ૯૭૫)માં સબક્તગીન સિંધુ નદી ઉતરી ભારતવર્ષમાં આવ્યો. તેના પ્રચંડ પરાક્રમના સન્મુખે હજારો હિંદુ વીરો પતંગની જેમ બળી ગયા. કેટલાક હીંદુસ્તાને, જીવન રક્ષણ માટે સનાતન ધર્મનો ત્યાગ કરી ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો. તે સૈકાના શેષ ભાગમાં દુર્ધર્ષ સબક્તગીને ફરીથી ભારતવર્ષ ઉપર હુમલો કર્યો. તે સમયે, તેના વિજયી સૈનિકો, કુરાન અને તલવાર હાથમાં લઈ યમદૂતના વેશે ભારત સંતાન ઉપર ઘોર અત્યાચાર કરી નૃશંસતા અને કાપુરૂષતાની પરાકાષ્ટા દેખાડવા લાગ્યા. પણ તે સમયે ભારતવર્ષના મહા અનિષ્ટનો સૂત્રપાત થયો, તે સંભારવાથી આજપણ હૃદય ફાટી જાય છે. સબક્તગીન તે બીજા હુમલામાં પોતાના પુત્ર મહમદ (મામુદ) ને ભારતવર્ષમાં તેડી સાથે લાવ્યો હતો. તે સમયે છોકરાની ઉમ્મર નાની હતી, તે સુકુમાર વયમાં પણ મહમદ પિતાના અનર્થકર મંત્રે દીક્ષિત થયો. ભારતવર્ષની રત્નપ્રસવિતા જોઈ, તે ભારતવર્ષને સર્વ નાશ કરવાની કલ્પનાને પોતાના હૃદયમાં પોષણ આપવા લાગ્યો. થોડા દીવસમાં તે પિતૃ સિંહાસને આવી પોતાનું ઇચ્છિત સાધવા તત્પર થયો. તેની પૈશાચિક કલ્પનાની તૃપ્તિ સાધવામાં ભારતવર્ષનો જે સર્વ નાશ થયો છે તેના શોચનીય ચિન્હ ઘણા ખરા સ્થળે જોવામાં આવે છે. આજ સોમનાથ, ચિતોડ, ગિરનારના દેવાલયો વીગેરે તેની તે દુર્દશા અને પશુના જેવી પ્રવૃત્તી કદર્થિત કહાણી જગતમાં જાહેર કરે છે. નિષ્ઠુર પ્રકૃતીવાળા મહમદે વારંવાર, બીજા યમરાજની જેમ ભારતવર્ષમાં પેસી ભારતવર્ષના ધન રત્ન વીગેરે લૂટી લીધાં. ભારતવર્ષના નગર ગ્રામ, ચૈત્ય વીગેરેને તેણે તોડી નાખ્યા, તેણે ભારતવર્ષને ભીષણ શ્મશાન સ્થળ જેવું કરી દીધું. ઉપરા ઉપરી બાર ભયંકર હુમલાથી ભારતવર્ષના હૃદયમાં જે ગંભીર અસ્ત્ર લેખા અંકિત થઈ તે હાલ સુધી કોઇ દૂર કરી શક્યું નથી. જે ગિઝની નગરને સજીવન કરવા માટે અને શણગારવા માટે તેણે ભારતવર્ષની અમરાવતિ તુલ્ય રાજધાનીઓની સમૃદ્ધિ લુટી લીધી છે, તે ગજની આજ કાલ મરૂભૂમિ જેવી થઇ શોચનીય દશામાં આવી પડી છે.

હીજરીના પહેલા સૈકાથી તે ચોથા સૈકાના શેષ ભાગ સુધી ભારતવર્ષને ખલીફાઓ સાથે જે સબંધ હતો તે સબંધનું વિવરણ આપણે આપ્યું. તે વિવરણ આપવાથી આરબ લોકના જાણી અપણે પ્રકૃત વૃત્તાન્ત આપવાથી દુર નીસરી ગયા છીએ. હવે આપણે તે પ્રકૃત વૃત્તાંતનું વિવરણ આપવા પ્રવૃત્ત થઇએ છીએ. ઉપર

આપણે કહી ગયા છીએ જે મૈર્યવંશીય રાજા માનસિંહના રાજ્ય શાસનમાં મ્લેચ્છોએ તેની રાજધાની ચીતોડપુરી ઉપર હુમલો કર્યો, તે સમયથી વીરવર બાપ્પારાઓળના અભ્યુદયનો સૂત્રપાત થયો. એમ માલુમ પડે છે જે, ઇયાજીદ મ્લેચ્છોનો અધિનાયક હતો અથવા મમદબીનકાશીમ સીંધુ નદિથી મોટી સેના સહીત આવીને માનસીંહ રાજા ઉપર હુમલો કર્યો હતો એમ હોવું જોઇએ. પરંતુ ચોકસપણે કયા મુસલમાન વીરે ચીતોડ ઉપર હુમલો કર્યો તેનો નિશ્ચય કરવો એ તદ્દન મુશ્કેલ છે. મહુમદબીનકાસીમ મોટી સેનાનો નાયક હોઇ મુસલમાનવીરે તે સમયે ચીતોડ ઉપર હુમલો કર્યો તેનું ખરૂં નામ નીકળી આવતું નથી.

એ યુદ્ધનો વૃત્તાંત ભાટ ગ્રંથોમાં ઠીક રીતે આપેલ છે + અગરજો તે સઘળો વૃત્તાન્ત, અસ્પષ્ટ રૂપે કલ્પના જાળે ઢંકાયલ છે તો પણ અનુસંધાન કરવાથી, તેમાંથી સારીરીતે ઐતિહાસિક વૃત્તાંત મેળવી શકાય છે. એ સઘળા ખલીફાના શાસન કાળમાં ભારત વર્ષમાં એક નવો યુગ ચાલ્યો હતો. ઘણાં સેંકડો રાજ્યો નાશ પામ્યાં, સેંકડો રાજાઓ હણાયા, અને પદચ્યુત થયા. તે સમયે ચારે દિશામાં હાહાકારનો મહા નાદ હતો, એ દુર્દાંત મુસલમાનોથી ભારતવર્ષમાં જે સઘળા હૃદયને ભેદી નાખે તેવા અત્યાચાર બનેલા છે, તે સંબંધે હીંદુ ઇતિહાસમાં જુદાં જુદાં વિવરણ જોવામાં આવે છે. તે હીંદુ મુસમાન વૈરી મુસલમાનને કોઇ સ્થળે રાક્ષસ, કોઇ સ્થળે ઐન્દ્રજાળિ અસુર કહેલ છે. તેઓ કેટલીકવાર ખુસ્કી રસ્તે સિંધુ પ્રદેશથી હિંદુસ્તાનમાં ચાલતા કેટલીકવાર સમુદ્ર રસ્તે વહાણમાં બેસી હીંદુસ્તાનમાં આવતા હતા, ટુંકામાં ભારત વર્ષના તે શાંતિ વિઘાતક શત્રુ કોણ હતા તેના માટે ભિન્ન ભિન્ન અભિપ્રાય જોવામાં આવે છે.

---

× ભટ્ટોના ગ્રંથમાં વર્ણવેલ છે, જે રોશનઅલી નામના એક ફકીરે ગઢબીટલી (અજમેર) માં પેસી ત્યા રાજાના દહીંના પાત્રમા હાથ નાંખ્યો. રાજાના હુકમથી તે અપરાધ માટે તેની એક આગળી કાપી નાખી કાપેલ આગળી આકાશ માર્ગે ઉડી મક્કામા ગઇ ત્યારપછી તે આંગળીને ખલીફા પાસે આણી ખલિફાએ તત્કાળ તે આંગળીને ઓળખી અને સઘળી વતૅા વાકેફ થઇ હીંદુ રાજાના અત્યાચારથી ક્રૂદ્ધ થઇ તેને યોગ્ય દંડ આપવા માટે એક સેનાદળ તૈયાર કરવા તેણે હુકમ આપ્યો, તે સેનાદળ, વેપારીઓ (સોદાગર)ના છાના વેશમા અજમેરમાં આવ્યા અને તેણે અજમીર નગર ઉપર હુમલો કર્યો તે સમયે અજમીરનો અજયપાળ નામનો એક રાજા હતો તે મુસલમાનોના ગભીર અને સખ્ત હુમલાઓનો અટકાવ કરી શક્યો નહી છતાં રણસંગ્રામમાં પડયો, તે રણાંગણમાં વેદિકા બનાવવામાં આવી, તે વેદિકા ઉપર મહારાજ અજયપાળની પથ્થરમા કોતરેલી એક પ્રતિમુર્તિ છે તે પ્રતિમુર્તિ અશ્વારૂઢ છે. જેના હાથમા ઉચું ભાલું છે. તે સ્થળે હાલ "અજયપાળનો મેળો" એવા નામનો એક વર્ષિક દર્શનીય મેળો ભરાય છે ને મેળાવડામાં મોટા ધામધુમથી માણસોની ભીડ થાય છે અને હજારો માણસો તે દિવસે સાં એકઠા થઇને આનંદથી તે દિવસ વ્યતિત કરે છે.

ગિરહોટના. ચોહાણના, મોરના અને યાદવના ઇતિહાસ ગ્રંથથી નીસરી આવે છે જે સં. ૭૫૦ થી તે સં. ૭૮૦ ( ઇ સ. ૬૯૪ થી તે ૭૨૪ ) સુધી ઉપર કહેલ રાજાઓના રાજ્યમાં મોટી ઉથલ પાથલ થઇહતી પણ તે સઘળી મોટી ઊથલપાથલ કોનાથી થઇ તેનું વિવરણ મળી આવતું નથી. એમ કહેવાય છે જે, હીજરી ૭૫ ( ઇ સ. ૭૫૦ માં યદુવંશીય એકજ રાજાએ પોતાની રાજધાની ચાવલપુરને બદલી શતલજ નદીના પરપારે મરૂ ભૂમિનો આશ્રય કરી ત્યાં રહ્યો હતો. જે શત્રુએ તેની એ રૂપની શોચનીય દુર્દશા કરી હતી તે શત્રુનું નામ ભટ્ટ ગ્રંથમાં " ફરીદ " એવું નામ આપેલ છે. વળી માલુમ પડે છે જે અજમીરનો માણેકરાય, ચોહાણ રાજા કોઇ શત્રુઓથી પુરો દાવમાં આવવાથી યુદ્ધમા ઉતર્યો હતો, બરાબર તે સમયેજ ચોહાણ રાજ માણિકરાયે, શત્રુઓની સાથે યુદ્ધ ક્ષેત્રમાં પ્રાણ છોડયો હતો.

પંજાબ પ્રદેશ માહેલ સિંધુ સાગર નામનો દોઆબ દેશ, તે સમયે, ખીચી વંશીય પ્રથમ રાજાના કબજામાં હતો અને હાર કૂળનો પૂર્વ પુરૂષ ગોવળકોંડામાં રહેતો હતો. જે શત્રુએ તેને રાજચ્યુત કરેલછે તે શત્રુને ભાટ લોકો દાનવ કહે છે, તેનું નામ "ગેર આરામ" અર્થાત વિશ્રામહીન હતું. એમ કહેવાય છે જે ગંગોત્રિના પાસેના ગજલીબંદ (ગજારણ્ય) નામના સ્થાનથી તે દાનવ ભારતવર્ષમા આવ્યો હતો. વળી પત્તન નગરનો પ્રતિષ્ઠાતાના પૂર્વ પુરૂષ પણ તે ભીષણવિપ્લવ સમયે સૌરાષ્ટ્રના ઉપકુળના દ્વીપબંદરથી દુર થયોહતો. આશ્ચર્ય એ શાન્તિમય કાલમાં ભારતવર્ષના ભિન્ન ભિન્ન પ્રદેશ ઉપર કોઇ પણ વિદ્વેષ દ્રષ્ટી પડી નથી ? કોણે ભારત વર્ષમાં એ મોટુ યુદ્ધ ઉત્પન્ન કરી ભારત સંતાનને શાંતિ સુખમાંથી કાઢી નાખ્યા ? હીંદુ ઇતીહાસ લેખકની લિપિદ્વારાએ એ સમસ્યાની મીમાંસા થાય તેવું નથી. મુસલમાન ઇતીહાસથી જાણવામાં આવે છે જે ખલીફાના પ્રતીનીધી રૂપે ઇયાછીત બરોબર તે સમયે ખોરસાનમા રેહેતે. હતો અને ખલીફાની વિજયિની સેના ગંગાતીર પર્યંત અગ્રેસર થઇ હતી. તે સીવાય બીજાકોઇ મુસલમાનના પ્રાદુર્ભાવનું વિવરણ કોઇ સ્થળે મળતું નથી. એથી માલુમ પડે છે જે ઇયાછીદ કિંવા કાસીમ અથવા વાલીદ ખલીફાનો કોઇ પ્રતીનીધી વા સેના નાયક ભારત વર્ષમા આવેલ હોવો જોઇએ. ઘણું કરીને મુસલમાન ઇતીહાસમાં ઇયાછીદ અને કાસીમનું વિશેષ વિવરણ માલુમ પડે છે. એટલે નિઃસંદેહ રૂપે માલુમ પડે છે કે ઇયાછીદથી કે કાસીમથી એ પ્રમાણે ભારત વર્ષના રાજા વીગેરે ઉપર ઉત્પીડા થઇ. ચિતોડનાં આર્યરાજ માનસીહને મદદ આપવા માટે જે સઘળા રાજાઓએ તલવાર લીધીહતી, તેઓના નામોનો પાઠ કરવાથી એ રીતના અનુમાનની સત્યતાની અનેક પ્રકારે પ્રતીતિ થાય છે. મહારાજ માનસીંહ, આર્યકુળમાં પેદા થયેલ છે એ બાબતનું વિવરણ ઉપર થઇ ચુકયું. ને આર્યવંશના મુળ

જાન વશ પ્રમાર વંશના રાજાઓ, ભારત વર્ષમાં સાર્વભૌમ પદવી ભોગવતા હતા; ભટ્ટ ગ્રંથથી માલુમ પડે છે જે પ્રમાર વંશીય રાજાઓ કોઈવાર ઉજ્જયીનીમાં અને કોઈવાર ચીતોડમાં રાજ્યાસન સ્થાપતા હતા. +

તે ભીષણકાળમાં યવનાક્રમણ થકી સ્વાધીનતાના લીલા નીકેતન ચીતોડ પુરીને બચાવવા જે સઘળા રાજાઓએ માનસીહની સહાયે રણક્ષેત્રમાં ઉતર્યા હતા, તેઓની નામાવળી નીચે આપવામાં આવે છે

અજમેર રાજ સૌરાષ્ટ્ર રાજ, ગુર્જર રાજ, હુણ રાજ, ઈગ્રટસીંહ, ઉત્તર -દેશાધિપતિ બુયા, જાડેજા રાજકુમાર શિવ, જગતદેશપતિ જોડીયા રાજ, અશ્વરીયા, શિપત, કુલહર, માલુન, હિલ, હુલ વીગેરે જુદા જુદા સામાન્ય અધિપો મોટા ઉત્સાહ સાથે પોત પોતાની સેના લઈને દેશ વૈરી મુસલમાનની વિરૂધ્ધે રણસંગ્રામમાં ઉતર્યા હતા, તે સિવાય બીજા ઘણા રાજાઓનાં નામ માલુમ પડે છે, તેઓનો વંશ હાલ સંપૂર્ણ રીતે નષ્ટ પામેલ છે તે સઘળા રાજાઓમા દેવળ દેશપતિ દાહીર વિશેષ પ્રસિદ્ધ હતો. અગર જો કે અનુ લિપિકારના પ્રમાદ અને ભયથી દાહીરના બદલે તુઆર રાજધાની દિલ્હી લખેલ છે પણ સેનાપતિ કાશીમની સાથેના યુદ્ધમા દેહીલપતિ, દાહીર રાજનું વિશેષ પ્રસિદ્ધ વિવરણ જોવામાં આવે છે. સિંધુરાજ દાહીર મ્લેચ્છોથી યુદ્ધમા હણાયો, તેના પુત્રે ચીતોડ નગરમા આશ્રય લઈ પિતૃઘાતી યવનના વિરૂધ્ધે સંગ્રામમાં સારૂં શૌર્ય બતાવ્યું હતું.

તે પ્રચંડ મ્લેચ્છાક્રમણ થકી, ચિતોડપુરી બચાવવા માટે વીરબાલક બાપ્પાએ અધિક વિરત્વ બતાવ્યું હતુ. તેનાજ પ્રબલ પરાક્રમે શત્રુઓ, સિંધુ અને સૌરાષ્ટ્રમા પલાયન કરી ગયા વિજયી બાપ્પો, તેઓનું અનુસરણ કરતો પિતૃ રાજ્ય ગીજનીમા આવી પહોંચ્યો, અગાઉ આપણે કહી ગયા છીએ જે સલીમ નામનો મ્લેચ્છ, ગીજનીના રાજ્ય ઉપર હતો. બાપ્પાએ તેને રાજ્યભ્રષ્ટ કર્યો અને તેના ઠેકાણે તેના ભાણેજ ને સિંહાસને બેસાર્યો બાપ્પાએ તે યવન રાજની

---

+ મૌર્ય રાજાની રાજસભામાં જે માગસ્તેનેસના દૂત રહ્યું હતું તેના વચનથી પ્રતીતી થાય છે જે મહા કવી ચંદબારોટે રામ પ્રમારના તાબામાં જે નગરો ગણાવ્યા છે તે સત્ય છે, શાથીકે પ્રમાર નામજ તે સમયે ચક્રવર્તી હતા સેલ્યુકસના સમકાલીન ગ્રીક ઇતીહાસ વેત્તાના ગ્રંથ વાંચવાથી માલુમ પડે છે જે ગ્રીકરાજ સેલ્યુકસે, મહારાજ ચંદ્રગુપ્તને પોતાની દુહિતા પરણાવી અને તેની સાથે સુદૃઢ મૈત્રી સૂત્ર બાંધ્યુ વળી રાજ્યચક્રવર્તી ચંદ્રગુપ્તના તાબામા ઘણા પગાર ખાનાર ગ્રીક સૈનિક હતા તે ગ્રીક ઇતિહાસિકના ગ્રંથોમાં મળી આવે છે.

ખોરાસાનના અધિપતિએ, ચિતોડ ઉપર હુમલો કર્યો, તે સમયે તેને મદદ આપવા જે સઘળા હીંદુ રાજાઓ સંગ્રામ ભુમિ ઉપર ઉતર્યા હતા તેની તાલિકા આપી. દ્વેશવૈરી મ્લેચ્છના હુમલામાંથી સ્વાધીનતાના સ્થલ ચિતોડ પુરને બચાવવા, તેઓએ જે પ્રચંડ વીરત્વ અનુપમ રણકૌશલ, અને વિસ્મયકર આત્મોત્સર્જનનું પ્રદીપ્ત દ્રષ્ટાંત બતાવ્યું છે તે ભારતીય ઇતિહાસમાં જવલદક્ષરે લખાયેલ છે. મહારાજ ખોમાન ચોવીશ વાર શત્રુના વિરૂધે રણક્ષેત્રમાં ઉતર્યો હતો, તે સઘળા સંગ્રામોમા તેણે જે અદ્‌ભુત વીર્ય બતાવ્યું છે તેથી રોમસમ્રાટ સીઝરની જેમ તેનું પવિત્ર નામ તેના વંશધરોની જપમાળાના જપસ્વરૂપે થઇ ગયું છે. તેના સ્વદેશીય રજપુતો તેના ગુણગ્રામે એટલા બધા વિમોહીત થયા છે જે તેઓ હાલ પણ પ્રાતઃસ્મરણીય બીજા રજપૂત રાજાઓના નામ સાથે મહારાજ ખોમાનનું નામ જપમાળાથી જપે છે. ઉદયપુરમાં કોઇ છીક ખાય તો અથવા કોઇનું પદસ્ખલન થાય તો તેની પાસે રહેલ આસામી ઉંચે સ્વરે બોલી ઉઠે છે " ખોમાન તારી રક્ષા કરે " બ્રાહ્મણોના પરામર્શના અનુસારે, મહારાજ ખોમાનને પોતાના નાના તનય, જગરાજના હાથમાં રાજ્યનો શાસનભાર સોપ્યો પણ થોડા સમયમાં તેના મનનો વિચાર બદલાઇ ગયો, ત્યારે રાજ્ય શાસનભાર પોતે હાથમાં લીધો બ્રાહ્મણોએ તે કામ ફરીથી ન કરવા વિશેષ પરામર્શ અને સલાહ આપી, પણ તેણે તેઓની હત્યા કરી અને પુત્ર પાસેથી રાજ્ય છીનવી લીધું. ગરીબ બ્રાહ્મણો ઉપર એટલો બધો ગુસ્સો થયો હતો કે તેણે દ્વિજ કુળને પોતાના રાજ્યમાંથી

---

૧ સેટબંદરૂંમલબાર કીનારા ઉપર સ્થપિત, પણ તેના અધિપતિ જીરકના સંબંધે કાંઇ જાતનું વિવરણ માલુમ પડતું નથી.

૨ સુંદરથી આવેલા ખેરીના સંબંધે જે કાંઇ વિવરણ માલુમ પડે છે તેથી એટલું માત્ર જણાય છે જે પ્રમાર વંશની એક શાખા છે.

૩ દર અને તેની રાજધાની દંશુદી ( રાસુદી ) સંબંધે જે પ્રકટિત છે, તેનાથી એટલું માત્ર નિરૂપિત થયું છે જે તે રાજધાની ગંગાતીરે કનોજની પાસે આવેલી હતી

૪ તે સામાન્ય શોક અને પરિતાપનો વિષય નથી જે કોઇ ભટ્ટ ગ્રંથોમા દિલ્હીના તુઆર રાજાનું નામ જોવામાં આવતું નથી. પણ વિશેષ વિવેચના કર્યાથી માલુમ પડે છે જે આ યુદ્ધ બનાવની આગાઉ નો વર્ષ પૂર્વે પ્રથમ અનંગપાલે, દીલ્હીની પુનઃ પ્રતિષ્ઠા કરી.

૫ અઝોરથકી જે શનિગુરૂ આવેલ હતો, તે ચોહાણની એક શાખામાં ઉત્પન્ન થયેલ હતો. પણ તેના વંશધરો કેટલો સમય તે કિલ્લાનો અધિકાર કરી રહ્યા, તે કોઈ કહી શકતુ નથી.

૬ જુનાગઢ (ગીર્નાર) થકી યદુવ રાજ આવેલ હતો, તેના વંશધરોએ ઘણો કાળ તે પ્રદેશમાં રાજ્ય કર્યું.

પડી મહીનદી અને આબુપર્વતના મધ્યસ્થ વિશાળ પ્રદેશમા જે સઘળા અસખ્ય માણુસો વસ્તા હતા, તે સઘળાએ ચીતોડના અધિપતિના પ્રચડ પ્રતાપે પરાભૂત થઇ તેની આધીનતા સ્વીકારી હતી તે વિસ્તૃત અગણ્ય પ્રદેશમા જે સઘળા કીલ્લા હતા, તેમાથી ધરણગઢ અને અજરગઢ નામના બે કિલ્લા હાલ મોજુદ છે મહારાજ ભર્તૃભાટે ગુર્જર અને માળવ રાજ્યના તેર સ્વતત્ર રાજ્યનો અધિકાર પોતાના તેર* પુત્રને આપ્યો તેના તે તેર પુત્રો ત્યારપછી ભાટેરા ગિદ્દોટના નામે પ્રસીદ્ધ થયા

મહારાજ ખોમાનના નીચેના જે ૫ ૬ર રાજાઓ ક્રમે ક્રમે ચીતોડના સિહાસને બેઠા તેઓના રાજ્ય કાર્યમા કાઇ જાણવા જોગ ઘટના કે બીના બની નથી તે ૫ ૬ર રાજાઓની કારકીર્દીમા ઘટનાવળીની મનોહર વિચિત્રતા નથી એટલે કે તેનુ વર્ણન, વાચનારાઓને મનોગ્રાહી અને મનોરજક થઇ પડે તેવુ નથી તે સમયમા ચિતોડના ગીન્હોટ વ શનો અને અજમેરના ચોહાણ વ શનો કોઇ કોઇવાર મિત્રભાવ અને અમિત્ર ભાવ જોવામા આવે છે કોઇવાર પરસ્પરના હૃદયશોણિત પાડવા કઠોર યુદ્ધક્ષેત્રમા ઉત રવા તૈયાર થાતા અને કોઇવાર તેઓ સુદઢ મિત્રતામા બધાઇ, મ્લેચ્છોની સામે થાતા ચિતોડાધિપતિ વીરસિહે કોવાટીયા નામના રણક્ષેત્રમા ચોહાણરાજ દુર્લભને પાડી દઇ હરાવ્યો પણ રજપૂત જાતિનુ કેવુ અપૂર્વ અને અલૌકિક મહાત્મ છે ! દુર્લભના પૂત્ર મહારાજ વિશાલદેવે પિતૃશોકને વિસ્મૃત કરી, સ્વદેશ પ્રેમિકના સ્વર્ગીય મ ત્રમા પ્રચ ડ વિદ્વેષ ભાવ છોડી દઇ પિતૃહ તા વીરસિહના ઉત્તરાધિકારી રાઓળ તેજસિહ સાથે અભિન્ન મિત્રતાથી બધાઇ બાધવ જેવા કાર્ય કર્યા, અને હિ દુ વૈરી મુસલમાનનો પ્રચડ પ્રતાપ રોકવા રણાગણમા તે ઉતર્યો હતો મહનીય રજપુત ચરિતની એ અપૂર્વ અને લોકોત્તર ગુણવર્ણના કેવળભટ્ટ ગ્રથોમાથી નીકળી આવે છે, એટલુ જ નહી પણ અનેક શિલાલિપિથી પણ તે વર્ણના નીકળે છે એ સઘળા ગ્રથોથી અને શિલાલિપિથી તેઓના જે આચરણનો વૃત્તાત મળી આવે છે તેનાથી સ્પષ્ટ પ્રતીત થાય છે જે તેઓ સ્વભાવત વર્ણ જ્ઞાનહીન અને તેજસ્વી હતા પ્રચડ મૂર્તિ ધારણ કરી યૌવનકાળમા તેઓ પરધનનુ હરણ કરતા હતા અને વૃદ્ધાવસ્થાના કાળમા ચૈત્યાદિનુ નિર્માણ કરી યૌવનકાળમા કરેલા પાપો દૂર કરવા સચેષ્ટ થાતા હતા, હથીયાર, ઘોડા અને શીકાર, તે તેના હૃદયની સામગ્રી હતી તે ત્રણ વસ્તુથી તેઓ થોડીવાર પણ દુર રહેવા ખુશી રહેતા નહોતા, અને જ્યારે શત્રુકુળના રજાડના અભાવે મેવાડ શાતિ ભોગવતુ હતુ, ત્યારે તેઓ પોતાના સરકારી સામતોની સાથે નિષ્કારણ વિવાદ વિષવાદે મત્ત થઇ તે શાતિનો ભગ કરતા હતા

* તેઓએ તેર રાજ્યની સ્થાપના કરી તેમા માત્ર અગીયાર રાજ્યના નામ મળી આવે છે તે કુલનગર, ચ પાનિર, ચોરેતા, ભોજપુર, લુનાર, નીમખોર, સોદાર, યોધગઢ મ દપુર, આહતપુર, અને ગગાબાન

પ્રચંડ પ્રરાક્રમથી તેમને શરણ થયા હતા અને તેમનો આદેશ ( હુકમ ) માથે ચડાવતાં હતા. દિલ્હીના શેષતુંઆર સમ્રાટના રાજકાળમાં એ સઘળા રાજાઓ ભારત વર્ષમાં જુદા જુદા ભૂભાગે પોતાનું રાજ્ય કરતા હતા. મહારાજાધિરાજ અનંગપાળ તે સઘળા રાજાઓના શિર્ષસ્થાને રહી એ સઘળાને આદેશ આપતો હતો.

જે દિવસે ભટ્ટી લોકો, જાબાળીસ્તાનથી પિનાહિડત થઈ ભારતવર્ષમાં ફરી પેઠા તે દિવસથી, થોડા સમયમાં તેઓ પંજાબના શાલીવાહન પૂરને ભાન્નોટને, અને મરૂ ભૂમિના લદુર્વા નામના શહેરને હસ્તગત કરવા સમર્થ થયા. અને દેરવાલ નગરીનું સ્થાપન કરી તેઓ પ્રસિદ્ધજેશલમેર નગરી સ્થાપન કરવા ગોઠવણ કરવા લાગ્યા. તે સમયે, ચોહાણવીર પૃથ્વીરાજ દીલ્લીના સિંહાસને બેઠો હતો. ભટ્ટિ લોકો તેસમયે જેશલમેર નગરની પ્રતિષ્ઠા કરવા મશગુલ હતા. તે સમયે, તે નગરી વિશેષ ખ્યાતિ મેળવી શકી નહિ. જેશલમેરની, સ્થાપનાના પૂર્વે ભટ્ટિ લોકો તે અપ્રશસ્ત ભૂભાગમાં રહી ખલીફાના સેનાપતિઓ સાથે યુધ્ધમા ગુંથાયા હતા. બન્ને પક્ષમાં ભીષણ યુધ્ધ થયું હતું તે યુધ્ધ વ્યાપારમાં ભટ્ટિઓ સમયે સમયે જય મેળવી સિંધુનદની તક્ષકની રાજ્યધાની પ્રર્ય્યંત પોતાનો પ્રતાપ ફેલાવતા હતા અને છેવટે તે સ્થળ પર્ય્યંત, પોતાના પૂર્વ પુરૂષનું વિસ્તૃત રાજ્ય મેળવી શકયા હતા.

જે સમયે, મુસલમાનના દુર્ધર્ષ વિક્રમપ્રભાવે, ભારતવર્ષમાં મોટી ઉથલપાથલ થઇ. ભટ્ટીવંશીય રજપુતો તે સમયે તે સંકીર્ણ રાજ્યમાં રહી રાજનૈતિકજગતમાં અતિસામાન્ય ઉન્નતી મેળવી શકયા હતા, પણ ચોહાણ રાજ દીલ્લીશ્વર પૃથ્વીરાજના શાસનકાળમાં તેઓની ઉન્નતિનો સૂત્રપાત થયો. તે સમયથી તેઓની વીરતા ક્રમેક્રમે વધતિ ગઇ. ભારતીઐતિવૃત્તમાં વર્ણવેલ છે જે પૃથ્વીરાજના તાબામાં અખીલેશ નામનો એક સેનાપતિ હતો તે ભટ્ટીવંશનો રજપુત હતો.

ઉપર આપણે કહી ગયા કે મહારાજ અનંગપાળ તે સમયે ભારતવર્ષમાં સાર્વભોમ રાજા હતો. તે દીલ્લીના પ્રથમ તુંવાર રાજા વીલનદેવથી નીચે ઓગણીશમો પુરૂષહતો. મહારાજ યુધિષ્ટિરનું લીલાનિકેતન પ્રાચીન ઇંદ્રપ્રસ્થ સેંકડો વર્ષ સુધી શ્મશાન ભૂમિ રૂપે પરિણામ પામી પડી રહ્યું હતું. એ દીર્ઘકાળેનવ્યાપીની અરાજકતા મધ્યે જે મહાપુરૂષે મૃતસંજીવનના મંત્રબળે તેઇંદ્રપ્રસ્થની પૂર્વશોભાનોઉદ્ધાર કર્યો તેનું નામ વિનળદેવ, વિનળદેવે અનંગપાળ નામ ધારણ કરી, યુધિષ્ટિરના રાજસિંહાસને બેઠો. તેના ઉતરાધિકારીઓના રાજ્યકાલમાં અજમેરમાં ચોહાણ રજપુતો, દીલ્લીના રાજાની આધીનતામાં સામંત રાજારૂપે વિરાજતા હતા. પણ ચોહાણરાજ વિશાળદેવના વિક્રમ પ્રભાવેએ આધીનતા સ્ખલિતથી માત્ર નામની રહી હતી કાલના અપૂર્વ મહિમાએ તે આધીનતા ચોહાણ રજપુતોના પક્ષમ કોઇ રીતે કષ્ટકર થઇ શકી નહી કારણકે નહીતો

તે સમયથી ચોહાણની સૌભાગ્યલક્ષ્મી ક્રમેક્રમે વધતી જતી હતી એ ભારતવર્ષનું સાર્વભૌમ આધિપત્ય, તેના એકચ્છત્રપરના હાથમાં આવવાનો સૂત્રપાઠ થયો

જે સમયે દીલ્લીના સિંહાસન માટે મહારાજ અનંગપાળની સાથે કનોજના રાઠોડ રજપુતોનો ઘોર સંગ્રામ ચાલતો હતો તે સમયે, સોમેશ્વર નામનો એક ચોહાણ રાજા અજમેરની ગાદી ઉપર હતો સોમેશ્વરે તે સંગ્રામકાલમાં મહારાજાધિરાજ અનંગપાળને વિશેષ મદદ આપી તેથી દીલ્હીશ્વર અનંગપાળ તેના ઉપર અતિતુષ્ટ થયો તેણે પોતાની પુત્રીને સોમેશ્વરને આપી, સોમેશ્વર સાથે જમાઈનો સંબંધ બાંધ્યો એ પુત્રીના ગર્ભે વીરવર પૃથ્વીરાજનો જન્મ થયો મહારાજ અનંગપાળે તે સમયની અગાઉ પોતાની એક પુત્રીને કનોજરાજ વિજયપાળને આપી હતી વિજયપાળનો એક પુત્ર સ્વદેશદ્રોહી જયચંદ્ર પેદા થયો જયચંદ્ર અને પૃથ્વીરાજ બન્ને દીલ્હીશ્વર અનંગપાળના દૌહિત્ર થાય જયચંદ્ર પૃથ્વીરાજ કરતાં વડિલ હતો બન્ને દૌહિત્રો, માતામહના સમાન સ્નેહવાળા અને પ્રીતિપાત્ર હતા અનંગપાળ અપુત્રક હતો તે નાના દૌહિત્રના ઉપર વધારે સ્નેહ રાખતો હતો એટલેકે અંતિમ વયમાં અનંગપાળે પૃથ્વીરાજના હાથમાં, પોતાના વિશાળ સામ્રાજ્યનું સૂત્ર આપી દીધું

જયચંદ્ર મોટો દૌહિત્ર હોઈ તે સામ્રાજ્ય મેળવવા આશા રાખતો હતો પરંતુ તે આશામાં તે દરેક રીતે નીષ્ફળ નીવડ્યો માતામહનું સિંહાસન તેને મળશે એવી તેની જે વાસના હતી તે પૂર્ણ થઈ નહીં તે સમયે પૃથ્વીરાજની ઉમર આઠ વર્ષની હતી તોપણ વયોજ્યેષ્ટ દૌહિત્ર જયચંદ્રને છોડી અનંગપાળે પોતાના સામ્રાજ્યનું સૂત્ર પૃથ્વીરાજના હાથમાં આપ્યું

માતામહ અનંગપાળ પાસેથી ભારતવર્ષનું સામ્રાજ્ય પૃથ્વીરાજ પામ્યો એ અન્યાય અને પક્ષપાતપણું જયચંદ્રના હૃદયમાં કંટક રૂપે થઈ પડ્યાં દારૂણ વિદ્વેષાનળે અને ઈર્ષાવન્હિએ તેનું હૃદય કાયમ બળવા લાગ્યું તે વિષમ હૃદયઅગ્નિ નિવારણ કરવા માટે તેણે જે ઉપાય યોજ્યા, તે ઉપાયથી તેણે પોતાના જ ચરણ ઉપર કુઠાર ઘાત કર્યો અને સમગ્ર ભારતભૂમિનો સર્વ નાશ કર્યો પૃથ્વીરાજ દીલ્હીના સિંહાસને બેઠો ત્યારે જયચંદ્ર પહેલા તો તેનું સાર્વભૌમ સ્વિકાર્યું નહિ અને ત્યારથી ભારત ભુમિમાં પોતે સમ્રાટ અને એકેશ્વર કહેવાય તેમ કરવાને ગોઠવણ કરવા લાગ્યો મુંદનો પુરીહર વંશનો રાજા અને અણહીલવાડ પાટણનો અધિપતિ ચોહાણ વંશના ભયમના શત્રુ હતા આ ભયંકર અંતર્વિગ્રહ કાળમાં તેઓએ જયચંદ્રનો પક્ષ સ્વીકારી લીધો, અને પૃથ્વીરાજના વિરૂદ્ધ ઉતરવા તેઓએ જયચંદ્રને ઉશ્કેર્યો અગર જોકે પૃથ્વીરાજના બાપુવામાં તે હકીકત આવી હતી પણ તે પહેલાં અબુદ્ધી

લપાટણના અને સુંદરના રાજાને કાંઇ ઓલ્યો નહિ. છેવટે જ્યારે પુરીહારરાજે તેના વિરૂદ્ધે ઘોર ઠગાઇ અને દગલબાજ કરવાનું શરૂ કર્યું ત્યારે તેણે તેની સામે તલવાર લીધી. પૃથ્વીરાજ જ્યારે દીલ્હીના સિંહાસને બેઠો ત્યારે, સુંદરરાજે પોતાની પુત્રી, તેને પરણાવવા સ્વિકાર્યું હતું. વિવાહ કરવાની ગોઠવણ થવા લાગી. પણ દુષ્ટ મતી પુરીહરરાજે, તેની પુત્રી તેને પરણાવી નહિ. તેથી પૃથ્વીરાજ ઘોર અપમાનિત થયો. તે અપમાનના બદલાને માટે તેણે તેના વિરૂદ્ધે યુદ્ધ યાત્રા કરી. એ યુદ્ધમાં ચોહાણ વીર પૃથ્વીરાજની ભાવી આબાદીની સૂચના થઇ. અને તે સમયથી તેનું પુષ્કળ વીરવિક્રમપણું થોડેથોડે જાહેરમાં આવવા લાગ્યું તેની તે અભ્યુન્નતિ, કૃરચરિત્રજયચંદ્રનાહૃદયમાં ઝેરથીચોડેલાબાણની જેમ લાગવા માંડી. તેનીઆબાદીએના પાપહૃદયમાં સહ્ય થઇ શકી નહિ. તે અભ્યુન્નતિનો પ્રતિરોધ કરવાના અભિપ્રાયે, બીજો કોઇ ઇલાજ મળ્યો નહી ત્યારે છેવટ; તેણે સંગ્રામપટુ તાતાર સૈનિકોનેપોતાની સેનામાંપગાર આપી રાખ્યા. તેથી તેના અધઃપાતનો રસ્તો પરિષ્કૃત થયો. તેનું ભવિષ્ય ભાગ્ય ગગનઘોર તર ઘન જાણે સમાર છન્ન થઇ પડયું. તેણે પોતાના પાપ કલુષિત હૃદયની પરિતૃપ્તિ સાધવા માટે જે ઉપાયનું અવલંબન કર્યું તેથી તેનું અને સઘળા ભારતવર્ષનું અહિત થયું. કારણકે હીંદુ વૈરી દુર્દાંતિ મહમદગોરીતે સુયોગે ભારતભૂમિમાં પેઠો. અને તેને ભારત સંતાનની સ્વાધીનતા છીનવી, ભારતના પવિત્ર હૃદયમાં ઇસ્લામ ધરમનો વિજય વાવટો રોપ્યો.

ચિતોડના અધિપતિ સમરસિંહ, દીલ્હીશ્વર પૃથ્વીરાજની બેન પૃથાની સાથે પરણ્યો, એ મંગલમય, સંબંધ બંધને તે બન્ને રાજાઓ કઠોર સોહાર્દ સુત્રે બંધાયા. હજારો આપદ વિપદમાં એક ક્ષણ પણ તે બંધનથી તેઓવિચ્યુત થતા નહિં. તે બંન્ને રાજાઓ, એક મુહુર્ત પણપરસ્પર અમિત્રતાના ચિન્હ પણદેખાડતાનહોતા, જેદીવસેદૃષદવતીની તટેસ્વદેશ પ્રેમિકના પવિત્ર મંત્રેદીક્ષિત થઇ, તે બન્ને રાજાઓએ અનંત ધામમાં યાત્રા કરી, તે દીવસે તેઓ આલોકમાં પરસ્પર સોહાર્દથી વિચ્છિન થયા ખરા પણ તેઓ અનંત ધામે એક મિત્ર થયા નહીં. એવુંકોઇ બોલી શકશે નહી. હાય ! કયા કુક્ષણમાં ભારતવર્ષમાં ગૃહવિચ્છેદનો સૂત્રપાત થયો. હાય ! કયા કુક્ષણે અભાગી ભારત સંતાનો, સ્વજાતીય ભાઇઓનું હૃદય શોણિત પીવા સીખ્યા ! દૃષ્દવતીના તીર્થ સ્થળ ઉપર થયેલા યુદ્ધ દીવસથી ભારતવર્ષના સર્વ નાશનો સૂત્રપાત થયો. સુખી ભારતવર્ષ અનંત દુખના સમુદ્રમાં ડુબી ગયું.

કુરૂક્ષેત્રની ભીષણ શ્મશાન ભૂમિ આર્ય લોકના ગૃહ વિચ્છેદના લોહી ભરેલ દેખાવ સ્વરૂપે હાલ બિરાજે છે. તે જોઇને હજુપણ કમનશીબ ભારત સંતાન, તે અનર્થકર પરસ્પર યુદ્ધ કરવાનું છોડતા નથી !!

ભારતવર્ષ કોઇ દીવસ એ અનર્થ કરનાર પરસ્પર યુદ્ધના સર્વ નાશ થકી

બચી શકે તેમ નથી ભારતવર્ષમા એ અંતરવિવાદ, પરસ્પર લડાવી, હાલ પણ ભારત સંતાનને ઘણા દુઃખદાયક સંયોગોમા લાવી મુકે છે તે સમયે કેટલાક ભારત સંતાન તે અંતરવિવાદથી અકાળે મૃત્યુઆસમા પડ્યા ઉન્મત્તની જેમ ભારતવર્ષીય લોકોએ પોતાનો સર્વનાશ કરેલો છે તેનો શોક ઉત્પન્ન કરાવનાર દાખવો આજ પણ સ્વર્ણપ્રસુ ભારતભૂમિના હૃદયે ભીષણ શ્મશાન તુલ્ય વિરાજે છે હાલ પણ ભારત સંતાનના ગૃહ વિવાદનુ એક અપૂર્વ વિચિત્ર ભાવ જોવામા આવે છે પરસ્પર વિકાળ મૂર્તિ ધારણ કરી પરસ્પરના લોહી પીવાની પૃથા ભારત સંતાને અગાઉથી અભ્યાસમાં લીધી છે તેજ ભારતીય રાજ સમાજની કાયમની નીતિ છે તેવુજ ભારતવર્ષના અદૃષ્ટ ચક્રમા લખેલ છે તે નીચ દુરાચરણને અનુસરી, તે રજપુતોએ પોતાના પગમા કુહાડા ઘાત કર્યો, પોતાનાજ સૌભાગ્યના માર્ગમા કાટા રોપી દીધા તેઓની એવી દુર્નીતિથી ભારતભૂમિ વિજાતિ શત્રુના ગ્રાસમા પડી સુખનુ નંદનકાનન શોકનીય મરૂશ્મશાનમા પરિણામ પામ્યુ, આજતો રૂદીના આધારે જામદગ્ન્ય, કાર્તવીર્યાર્જુન, ભીષ્મ, દ્રોણ, ભીમ, પાર્થ વિગેરે શુરવીરોની જનની ભારતભૂમિ કઠોર લોહ શૃંખલાથી શૃંખલિત થઇ પડી હતી

પૃથ્વીરાજના પ્રચંડ શત્રુ પત્તનરાજ અને કનોજ મહારાજ સમરસિંહ તરફ શત્રુતા ચલાવવામા શાંત રહ્યા નહિ તે માટેજ મહારાજ સમરસિંહે તે બન્ને રાજા તરફ તલવાર ઉપાડી તે સિવાય તેને પોતાના મિત્ર પૃથ્વીરાજની સહાયતા માટે રણક્ષેત્રમા ઉતરવુ પડ્યું નગરકોટના કોઇ સ્થળે સાત ક્રોડ સોનામહોર આવીષ્કૃત થઇ એમ કહેવાય છે જેસ્તે મહોર ત્યાં કોઇ સ્થળે દાટી રાખી હતી પૃથ્વીરાજે તે સોના મહોરો હસ્તગત કરી જેથી કનોજનારાજાના મનમા અને અણહીલવાડપાટણના રાજાના મનમા વિશેષ આશંકા પેદા થઇ. એક તરફ પૃથ્વીરાજનુ સેનાબળ અધિક હતુ અને બીજી તરફ તેને આ પુષ્કળ નાણાં મળ્યાં આથી એ બન્ને રાજાઓ તેના વિરૂદ્ધ ઉભા થઇ લડાઇમા ઉતરી પૃથ્વીરાજની સાથે જય મેળવે એવી આશા બીલકુલ તે રાજાઓના મનમા રહેવા પામી નહીં, તોપણ આશંકામા પેરાઇ પૃથ્વીરાજનુ પ્રચંડ બળ અટકાવવા, તેઓએ શાહબુદીનની મદદ માગી જે દીવસ તેઓના હૃદયમા એ સર્વનાશ કરનારી કલ્પનાનો ઉદય થયો તે દીવસથી ભારતવર્ષનું અદૃષ્ટ ગગન એક ભારે મેઘજાળથી ઢંકાઇ ગયુ શાહબુદીનની નિષ્ઠુર દૃષ્ટિ ભારતવર્ષ ઉપર પડી તે પોતાનો મનોભીલાષ પૂર્ણ કરવા માટે સુયોગ અને યોગ્ય તક જોતો હતો. હવે તે સુયોગ અને સારો તક તેની પાસેઆવી ઉભો રહ્યો, આથી હવેતે ધીરજ રાખી શકે ખરો કે ? કનોજ રાજ જયચંદની સાથે મળી જવા.સત્વર તે મોટી સેના લઇ તેના રાજ્ય તરફ ચાલ્યો

દુરાચારિ જયચંદ્ર, જે તેનો સર્વ નાશ કરવા તૈયાર થયો છે તે હકીકત પૃથ્વીરાજના જાણવામાં હતી. એટલે કે દુરાચારની દુરભીસંધિ અટકાવવા, અને તેના તે દુષ્કર્મનું પ્રતિફળ આપવા, તે ગોઠવણ કરતો હતો. તે સઘળી તેની હકીકતો કહેવા માટે, તેણે પોતાના પ્રિય બંધુ સમરસિંહ તરફ દુત મોકલ્યો. ચૂંદીર નામનો એક સામંત રાજા, તે કાળે લાહોરમાં શાશન કર્તાના અધિકારે હતો. પૃથ્વીરાજે તેનેજ સમરસિંહ પાસે દૂતસ્વરૂપે મોકલ્યો. દીલ્હીશ્વર પૃથ્વીરાજના તાબામાં સામંતોમાં ચંડ પુંડીર પરાક્રમવાળો સામંત હતો. તેનાપ્રચંડ પરાક્રમનું, અદભૂત દેશ હિતેચ્છાનું, કઠોર ઉદ્યમનું અને અધ્યવસાયનું વિવરણ ચંદ બારોટે તેના મહાકાવ્યમાં જ્વલદક્ષરે વર્ણવેલ છે. જે દીવસે તે, ગૌરવ સૂચક દૂતપદે નીમાણો. તે દીવસથી તે તેના જીવનના શેષ કાળ સુધીમાં લાહોર રાજ ચંદપુંડીર ભારતના ઇતીહાસમાં પોતાનું નામ સુવર્ણક્ષરે કોતરાવતો ગયો છે. તેના મહનીય ચરિતના વર્ણન વાંચવાથી સ્પષ્ટ સમજી શકાય છે. જે તેણે સ્વદેશના માટેજ જીવન ધારણ કરેલું હતું. અને તેણે સ્વદેશના માટે પોતાના જીવનનો ત્યાગ કર્યો હતો અને છેવટે તે સ્વર્ગમાં ગયો હતો. જ્યારે શાહબુદદીન મોટી સેના દળે ભારતવર્ષમાં આવ્યો ત્યારે તે ચંડપુંડીરે, તેની પ્રચંડ ગતિ અટકાવવા માટેરાવિ નદીના કાંઠે પોતાનું શુળ દંડ ઉંચું કર્યું. અગર જો કે તે પોતાના અભીષ્ટ સાધનમાં કૃતકાર્ય થયો નહિ પણ તે સાધનમાં જે વિસ્મયકર વીરત્વ બતાવ્યું છે તેથી તેનું પવિત્ર નામ ઇતિહાસમાં કામના માટે અક્ષય રહેલ છે.

દૂતવર ચંડપુંડીર, દીલ્હીશ્વર, પૃથ્વીરાજ પાસેથી વિદાય થઇ. પુસ્કલ દ્રવ્ય વીગેરે લઇ મોટી ધામધુમે ચિત્તોડ નગરમાં આવ્યો. મહારાજ સમરસિંહે આદરથી તેને ગ્રહણ કર્યો અને તેના વાસ માટે યોગ્ય ઘર આપ્યું. થોડા સમય પછી દુતવર ચંડપુંડીરે મહારાજ સમરસિંહની મુલાકાત માટે કહેવરાવ્યું. તરતજ તેની વાસના સફળ થઇ. ચિતોડાધિપતી સમરસિંહના હુકમના અનુસારે તે રાજ હજુરમાં આવ્યો. તે સમયે મહારાજ સમરસિંહ પોતાના વિશ્રામ મંદીરમાં બેઠો હતો, તેનું આસન વ્યાઘ્રચર્મનુ. હતું, તેનાં કપડાં લાલ હતાં, તેના સઘળા અંગે વિભુતિ ચોળી હતી, ગળામાં તેનેપદ્મબીજનો શેષ હારહતો, મસ્તક ઉપર લાંબો જટા ભાર હતો, દૂતવર ચંડપુંડીર તેની પાસે આવ્યો કે તેને આદરથી બોલાવી સંમુખે આસન લેવા તેણે તેને અનુરોધ કર્યો. તેની શાંત ગભીર મુર્તિ યોગીશ્વરનો યોગ્ય વેશ અને અત્યુત્તમ વ્યવહારજોઇ ચંડપુંડીરના હૃદયમાં ભક્તિરસ ભરાઇ ગયો. તે તેને યોગીંદ્રનામેબોલાવી ભક્તિપૂર્વક ગદગદ સ્વરે બોલ્યો "આપ યથાર્થ ભગવાન મહાદેવના પ્રતિનિધિ" એ સઘળા વૃતાંતનો પરસ્પર વાક્યાલાપ તે બન્નેના અંદર થયો, તેનુ પ્રકૃત વિવરણ ચંદબરદાઇ ગ્રંથમાં સુંદર ભાષામાં વર્ણવેલ છે.

ક્રમાનુસારે તેના સુખના દીનનો અવસાન આવ્યો ક્રમે તેનો કાલ પૂર્ણ થયો. તેને આળસુ અને ગાફીલ જાણી શાહબુદીન ફરીથી મોટી સેના સાથે ભારતવર્ષમા આવ્યો. વળી તેનું ભયંકર રણવાદ્ય ભારતવર્ષને કંપિત્ત કરવા લાગ્યુ તેની સાથે પૃથ્વીરાજનું સિંહાસન, પણ ફરવા અને કંપવા લાગ્યું. પૃથ્વીરાજની મોહનિંદ્રા ભાગી તેણે જાણ્યું હવે તેની પાસે વિષમ સંકટ આવી પડ્યું. એટલેકે તે સંકટ માથી બચવા ઉપયુક્ત ઉપાય અને ઇલાજ લેવાને તત્પર થયો તેમા તેણે પોતાના બંધુ સમરસીંહનું આનુકુળ્ય માગવા દૂત મોકલ્યો.

જે પૃથ્વીરાજ મનોમોહિની સંયુક્તાના પ્રેમાલાપમા મુગ્ધ થઈ, આલસ ભોગવી સમય ગાળતો હતો તે પૃથ્વીરાજ પોતાની સગિની પત્નીથી આળસની નિંદ્રામાંથી જાગ્યો સંયુક્તાએ, પ્રકૃતવીરનારીની જેમ જ્વલંત ઉત્સાહમા ઉત્સાહિત કરવા, બોધ આપ્યો અને રણક્ષેત્રમા જવા માટે પ્રાણપતિને કહ્યુ. તે સબંધે મહા કવિ ચંદબારોટે પૃથ્વીરાજ રાસામા જે વર્ણન કરેલ છે તે વર્ણન વાચવાથી પાઠ કરનારના રોમાંચિત ખડા થાય તેવું છે.

જે દિવસે, શાહબુદીન, છેવટની વારે સૈન્ય સાથે પૃથ્વીરાજની વિરૂદ્ધે યુદ્ધમાં ઉતર્યો તે દિવસે રજનીયોગે પૃથ્વીરાજે એક ભયંકર સ્વપ્ન જોયું. તેથી તેનું હૃદય કંપિત થયું, અને તેને મનમાં વિષમ ચિંતાનો ઉદય થયો. રજનીનો અવસાન આવી પ્રભાત થયું, તેણે પ્રિયતમા સંયુક્તાની પાસે તે અદભૂત સ્વપ્ન દર્શનનો વૃત્તાત જાહેર કર્યો અને કહ્યું

ગઈ રાત્રીએ જયારે, હુ નિંદ્રાના સુકોમળ ક્રોડમા વિરાનસંભોગ કરતો હતો ત્યારે, મેં જોયુ જે રંભાના જેવી લાવણ્યવાળી સ્ત્રીએ, આવી કઠોર ભાવે મારો હાથ પકડયો અને તેજ રીતે તે સ્ત્રીએ તુંને પકડી ત્યારે તેં પોતાના રક્ષણ માટે જુદી જુદી ચેષ્ટા કરી અહો ! એ ભયાનક સમયે ભીમ દર્શન રાક્ષસના જેવો, એક મોટો મદોન્મત હાથી પ્રચંડ વેગે શુંઢ હલાવતો હલાવતો, મારા તરફ દોડી આવ્યો. ભયથી નિંદ્રા ભંગ થયો ભય પામેલ અને ચકિત થયેલ હું ચારે તરફ જોવા લાગ્યો, પણ તે રંભા અને તે મદોન્મત હાથી જોવામા આવ્યા નહિ હૃદય કંપી ઉઠયું, સર્વાંગ રોમાંચિત થઈ ગયુ, રૂદ્ધકંઠે મૃદુસ્વરે, હર ! હર ! એમ

---

રાજ અને સમરસીંહ તે સ્વયંવર સભામા ગયા નહી તેથી જયચંદે, તેઓની પ્રતિ રૂપે દ્વાર પાસે રખાવી, પણ સંયુક્તા એ સભાના કોઇ રાજાના ગળામા વરમાળા નાખી નહિ તેણે પૃથ્વીરાજની સ્વર્ણમૂર્તિના ગળામા વરમાળા રોપી. પૃથ્વીરાજ ગઙ્ગભવનમા કપટવેશે છુપાઇ રહ્યો હતો. સંયુક્તાની તે હકીકત તેણે જાણી, સભાન્યજે આવી, સંયુક્તાની ઉપાડી પોતાના નગર તરફ કુચ કરી ગયો, છતાં સભાના કોઇ રાજાએ તેની પ્રચંડ ગતિનો રોધ કર્યો નહીં.

બોલી હુ શય્યા છોડી ઉઠયો આ જો! હજુ સુધી હૃદય કંપે છે હાલ જો! હજુ પણ સર્વાંગ રોમાન્ચિત છે પ્રભુ જાણે ! અદૃષ્ટમા શુ હશે !

સાભગતા સાભગના સંયુક્તાના પ્રભાત કમળ જેવા વદન મંડળમા એક અપૂર્વ કાંતિ પ્રકાશિત થઈ તે મૃદુ ગભીર સ્વરે બોલી " હે ચોહાણ કુળના ગૌરવ સૂર્ય ! આ જગતમા આપની જેમ, કોણ એટલી બધી સુખ સમૃદ્ધિ ભોગવે છે, તોપણ આપને તૃષાની શાંતિ ક્યા ! તોપણ આપ સામાન્ય સ્વપ્ન દેખી ભવિષ્યની બીનાની ચિંતામા વ્યાકુળ થાઓ છો ! પણ પ્રાણેશ્વર ! મૃત્યુ લોક જીવનની એક માત્ર નિયતિ છે એ દુર્નિવાર નિયતિના હાથથી દેવતા પણ નિષ્કૃતિ મેળવી શકતા નથી, પુરાતનનો પરિત્યાગ કરી નૂતન ધારણ કરવા કોની વાસના ન હોય ! પણ હા નાથ ! આપ વિચારી જુઓ જે સત્કાર્યમા જીવનનો હોમ આપે છે જે ગૌરવના માટે મૃત્યુનુ આલીંગન કરે છે તે સુખો છે પણ કયમ જીવત છે હુ સી છુ હુ તમને વધારે શુ સમજાવી શકુ આપ સ્વાર્થના વિષયને પહેલા મનમા સ્થાન આપો નહિ તેમ કરવાથી આ ક્ષણભંગુર જગતમા અમરતત્વ મેળવાય છે, હવે ઉપયુક્ત ઉપાય લેવાની આપ યોજના કરો, આ આપની કરાળ તલવાર લઈ શત્રુ કુળનો નિપાત કરો હુ દાસીના માટે કાઈચિંતા ન કરો ! હુ આપના અર્ધાંગનુ કામ કરીશ

પૃથ્વીરાજે રાજ સભામા આવી, ભટ્ટ કવીને બોલાવી સઘળુ નીવેદન કર્યું. ભટ્ટ કવિઓએ તેનો ભાવાર્થ ભાગી કહ્યુ કે રાજ કુળગુરૂએ એક દિવ્ય કવચ તેને આપ્યુ દીગીશ્વરે, તે મંત્ર પૂર્ણ કવચ પોતાના મુગટમા રાખ્યુ ગ્રહની પ્રસન્નતા માટે હજારો ધણ દુધ સૂર્ય ચંદ્રના પાન માટે દાનમા આપ્યા

દશરીગપાળના ઉદ્દેશે, દશ પાડાનો ઉત્સર્ગ થયો વળી દીન દરિદ્રને સોના રૂપાના દાન અપાણા પણ શોણિતના ઉત્સર્ગ કરવાથી, દુધનુ ઉત્સર્જન કરવાથી, અને દીન દરિદ્રને સોના રૂપાના દાન કરવાથી કોઈ નીયગતીનો રોપ કરી શકે છે! જો ગતીનો રોપ કરી શકે તો નળયુધીષ્ટીર, રામ વીગેરે મહા પુરૂષો કઠોર દુ:ખને શોક ભવી કેમ થયા ?

વીપત્તિ નકટમા પડી, પૃથ્વીરાજે બીચ બધુ અમરસીંહની મદદ માગી મહા રાજ અમરસીંહ, શુ તેથી નીશ્ચિત રહે ખરો ! તે અપીકક જ વીલબ ન કરતાં મન્વર ને ગી સેનાગી દીલ્હી નગરમા જના ગોઠવણ કરવા લાગ્યો પૃથ્વીરાજ પણ સેનાપની નાનત વીગેરેને બોલાવી યુદ્ધ વીગયની મંત્રણા કરવા લાગ્યો આ ભયકર યુદ્ધ કાળમા ભારતવર્ષના નવ ગો ક્ષત્રીયરાજ નમાજ એક મંપમા આવી દેશ વેરી યવનની સામે ક્યારથી પુરી હિંદની મદદે આવે ! તે રાજસમાજમાથી કેટલાક ગજત તટસ્થ

રહી, યુદ્ધ વ્યાપારમાં સામેલ થયા નહોતા, કનોજના અધીપતી અને પાટણના અધી-પતી અને ધારાનગરના અધીપતીએ પૃથ્વીરાજ ઉપર વીદ્વેષ ભાવ રાખી. તેનો સર્વ નાશ કરવા, યોજનાઓ કરી તે અધમ રાજપુરૂષોએ પાપ અને મોહને વશવર્તી થઈ જે અધમ કાર્યો કર્યાં છે તેનાં વીષમય ફળ તેઓને ભોગવવાં પડયાં છે અને તેઓ થોડા વખતમાં યવનોના ગુલામ તરીકે થઈ ગયા હતા.

દીલ્લી યાત્રાના સઘળાં આયોજન સંપૂર્ણ થઇ ગયાં. રાજકાર્યનો ભાર. પોતાના નાના પુત્ર + કર્ણને સોંપી મહારાજ સમરસીંહ પોતાના સૈન્ય સામંત સાથે દીલ્લી નગર તરફ ચાલ્યો. ચીતોડપુરીને છોડી કે તેનું હૃદય સહસા કંપી ઉઠયું. સહસા જાણે તેના કાનમાં કોઇ મૃદુર વડે બોલતું હોય તેમ લાગ્યું. જુઓ ! ચીતોડનગરીને એકવાર જોઈ લ્યો. હવે પછી તમે તેને દેખશો નહી. સમરસીંહ ચમકીત થયો પણ તેથી તે અણુમાત્ર નીરૂત્સાહ થયો નહી. તે ઇસ્ટદેવને સંભારી ગંતવ્ય માર્ગે ચાલ્યો. ચંદબર્દાઈનો, " મહાસમર " ના શેષસર્ગમાં મહારાજ સમરસીંહની એ કુચનું વીવરણ મહાન તેજસ્વી ભાષામાં વર્ણવેલ છે. પૃથ્વીરાજ સામંતોને લઇ ત્રણકોશદુર સામૈયુ લઇ મહારાજ સમરસીંહની સામે ગયો. ત્યાં મોટા સંમાને અને સંભ્રમે પરમ બંધુને મળ્યો. સમરસીંહને જોઇપુરવાસીયોઓ આનંદીત થયા. દીલ્લીમાં ઘેરઘેર ગીતવાદય વાગવા લાગ્યાં. દરેકઘરના દ્વારે મંગળ ઘટ મુકવામાં આવ્યા. દીલ્લી નગરી અસંખ્ય ધ્વજા પતાકાથી અને પુષ્પમાળાથી સુશોભીત થઇ ગઈ. બ્રાહ્મણો ઘણા આનંદે સ્વસ્ત્યયેન કરવા લાગ્યા, અને બંદીલોકો સ્તુતીપાઠ કરતા કરતા સમરસીંહની અભ્યર્થના કરતાં અગ્રેસર થયા. ટુંકામાં તે દીવસ પરમ આનંદનો હતો. તે આનંદના દીવસમાં અસીમ આનંદથી ઉત્ફુલ થઈ દીલ્લીની સઘળી પ્રજા આનંદથી સમરસીંહની અભ્યર્થના કરવા લાગી.

થોડો સમય વિશ્રામસંભોગ કરી સમરસિંહ પ્રિય મિત્ર પૃથ્વીરાજની સાથે યુધ વ્યાપારની યોજના કરવામાં ગુંથાયો શત્રુ લોકોની ગતિ રોકવા પૃથ્વીરાજે કોઈ ઉપાય યોજ્યા છે કે નહિ તે બાબતમાં સમરસિંહે પૃથ્વીરાજને પુછયું .તેના પ્રત્યુત્તરમાં જે વાત તેણે જાણી તેથી તેમહા વીસ્મિત થયો. તેણે પ્રત્યુત્તરમાં સાંભળ્યું જે તેના પ્રીય બંધુ પૃથ્વીરાજે, શત્રુની ગતી રોકવામાં કાંઈ પણ યોજના કરી નથી, તેથી સમરસિંહે તેને ધીક્કાર આપ્યો. પછી હવે શું ઇલાજ લેવા તેની તે મંત્રણા કરવા લાગ્યો એ સઘળાનુંઉપયુક્ત વર્ણન મહા કાવ્ય ચંદ-બરદાઈમાં સારી રીતે કરેલ છે તે મનોહર વીવરણ વાંચવાથી વાંચનારનું હૃદય બન્ને રજપુત વીરના મહનીય ચરીત્ર તરફ સમભાવે ખેંચાય તેમ છે.

---

+ નાના કર્ણ ઉપર એવો અદ્વૌતિક અનુરાગ થવાથી મોટોકુંવર કુંભકર્ણ પિતા ઉપર બહુજ વિરક્ત થયો. અને કેટલાક સહચરને લઇ પિતૃરાજ્ય છોડી દઇ તે દક્ષિણ દેશમાં ગયો ત્યાં વિદાર નામના એક હબશી પાદશાહના આશ્રય નીચે તેણે એક નવા રાજ્યની પ્રતિષ્ઠા કરી.

યુદ્ધોપયોગી સમસ્ત ગોઠવણ સંપૂર્ણ રીતે કરવામાં આવી મહારાજ સામ-ન્તસીંહના આદેશથી વીશાળ રજપુત સેના, દીલ્હીના તોરણદ્વારથી નીસરી, શત્રુની સેના સામે, પ્રચંડ ગીરી નદની જેમ આગળ વધી, મત્રનો ઝણકાર, પ્રમત્તપણાં તરંગનો અનેકવીધ તરંગનો વીકટ નીનાદ, અને મહોન્મત રજપુતોનો ગંભીર શ્રવણ ભેદ્ય ચીત્કાર થવા લાગ્યો જેથી પૃથ્વીતળ કંપવા લાગ્યું જે રસ્તા ઉપર થઈ સેનાનું ગમન થતું હતું તેતે રસ્તામાં કયા કયા સ્થળે વીશ્રામ લેવા ગોઠવણ થઈ ગઈ તેના માટે સમરસીંહની સલાહ લેવામાં આવી અને હુકમ સમરસીંહની સલાહ વીના એક પણ કામ, મહારાજ પૃથ્વીરાજ કરતો નહોતો મહા કવી ચંદ બારોટે, તેને રજપુત સેનાનો યુલીસીસ કહેલ છે તે સાહસી, ધીરસ્વભાવ, અમર ચતુર, પરમ પંડીત, શાસ્ત્રવીશારદ, અને સત્વગુણ નીપુણ હતો સંગ્રામ વીહંગ વીગેરેની ગતીવીધી જોઈ લેવામાં પણ તે નીપુર્ણ હતો શકુનશાસ્ત્રમાં તેની પારદર્શિતા હતી તે જ્યોતીષીની જેમ સુંદર રૂપે ભાવી ફલા ફલની ગણના કરી જાણતો હતો સગ્રામ સમયે સેનાવ્યૂહ કરવામાં, અને યુદ્ધ કાળે તુરંગની ગતી ફેલાવવામાં અને ભાલા વગેરે ફેંકવામાં તે સમયે સમરસીંહની બરોબરી કરી શકે તેવો બીજો કોઈ રજપુત નહોતો સમરસીંહના એ અપ્રતિમ ગુણ ગૌરવ માટે ગીહ્લોટ કુળના અને ચોહાણ કુળના સઘળા રજપુત સામતો તેના ઉપર અત્યત શ્રદ્ધા જાળવી રાખતા હતા નિત્યની યુદ્ધ યાત્રા અને રણાભીનય પુરો થાય ત્યારે દરેક સૈનીક અને સામત, સમરસીંહની છાવણીમાં એકઠા થતા હતા અને તેઓનીસાથે તે આદર અને વીનયથી સભાષણ કરતો હતો વળી તે સમયે, તે તેઓનીપાસે નીતીમૂલક ભાષણ આપતો હતો તેની મનોહારીણી વાણી અને શીક્ષા સાભળી છાવણીના સઘળા લોકો પુરા આનદીત થતા હતા મહાકવી ચંદબારોટે સ્પષ્ટકંઠે ગીનાન કર્યો છે જે તેના મહા કાવ્યમાં જે સઘળી શાસન વીષયીણી નીતી શીક્ષા દાખલ થઈ છે તેને ઘણો ખરો અંશ, ખોમાન કુળ મણી સમરસીંહના મુખથી નીકળેલ છે અને રણી ધર્મ નીતી, રાજનીતી, સમાજનીતી, મનોવીજ્ઞાન,અને રાજકૃતાચરણ વગેરે સબધમાં જે સઘળા સુંદર સુંદર દૃષ્ટાંત છે તે સઘળા વૃત્તાન્તનો વક્તા ધલ કરી ચિતોડ ધીપની મહારાજ સમરસીંહ છે

પુન્યભૂમી બ્રહ્માવર્ત્તના પ્રાન્ત ઉપર વહેનારી, પવીત્ર પાપહારીણી દૃશદ્વતીના* તીરે સ્થાનેશ્વ અને કુરુક્ષેત્રની વચ્ચેનાલ દીવસ ઘોર સગ્રામ ચાલ્યું પહેલા બે દીવસમાં ઉભય પક્ષના જય પરાજયના કોઈ લક્ષણ જોવામાં આવ્યા નહીં ફરી ત્રીજે દીવસ, કાળીમારૂપે ભારત વર્ષના પૂર્વ દીશાએ કાળરૂપી કાળી રાત્રીએ દેખાવ આપ્યો, ભગવાન દીનકર, જાણે

* દૈત્ર અપ્રસિદ્ધ નામ કાગર

એકવારના માટે ભારતવર્ષના સંતાનોનું ગૌરવ જોવા માટે ધીરે ધીરે ઉદયાચળ ઉપર ભુલ્યો થયો હોયની શું? એમ લાગ્યું. રજપુતો દષદવતીના પવીત્ર પાણીમાં નાહ્યા. અને પ્રાતઃકૃત્ય કરવા લાગ્યા એ સમયે પૃથ્વીરાજ પ્રિયતમા મહીષી સંયુકતાની પાસે ઉભો હતો. સંયુક્તા સ્વહસ્તે તેને રણસજ્જામાં શજ્જીત કરતી હતી બખ્તર વીગેરે પહેરાવી તેણે પ્રાણપતીના કટી પ્રદેશે અસીકોપ ઝુલાવી દીધો. એટલામાં સંગ્રામનું નગારૂં વાગ્યું તે વાદ્યધ્વનીથી રજપુત વીરો સીંહનાદ કરી ઉઠયા, પૃથ્વીરાજ ચમકિત થયો. આટલા પરોઢીયામાં યવન લોકો વિશ્વાસઘાતકતાનું કામ કરશે એવું તેના ધારવામાં નહોતું. એટલે કે એક ઘડીપણ વિલંબ કર્યા વીના તે જલદીથી રણક્ષેત્રમાં તે દોડયો. છેત્રટના રણાભીનયે ભારતનાતે છેત્રટના ગૌરવના દીવસે, તે સમયના તે ભારતવર્ષના અદ્વીતીય મહાવીર સમરસીંહ અને તેનો પુત્ર કલ્યાણસીંહ પ્રચંડ પરાક્રમે, અગણ્ય રીપુ સૈન્યનો સંહાર કરી સ્વદેશ પ્રેમીકર્તાનું અને અદભૂત વીરતાનુ ઉદાહરણ બતાવી પોતાના તેર હજાર રજપુત સૈન્ય સાથે અને પ્રસીદ્ધ સામંતોની સંગે સંગ્રામસ્થળે અનંત કાળના માટે લાંબી નીંદ્રામાં સુતા. તે દીનસે, તે દુર્દીને દષદવતીના તીરેંદ્ર શોણીતલ જળ ઉપર ભારતવર્ષનો ગૌર સૂર્ય અસ્ત થયો. ભારતવર્ષના સારી આશા સઘળી વીલુપ્ત થઇ. વીરશેખર સમરસીંહ અતીવૃતા મહીષી પૃથા, પ્રાણપતીના સ્વર્ગ રોહણના સમાચાર સાંભળતાં પીયતમ સહોદર પૃથ્વીરાજના બંદી રૂપે પકડાયાના ખબર સાંભળતાં એક મૂહુર્ત પણ વીલંબ ન સહન કરતાં પોતાના સગા સંબંધીનાં વચનો લક્ષમાં ન લેતાં ચીતાનળમાં બળી સતી થઇ ગઇ. દષદવતીની સૈકતભૂમી આજ ભીષણ સમશાન ભૂમીમાં પરીણામ પામી જેના પવીત્ર તીર ઉપર બેસી, આર્ય મહર્ષી લોકો, સુધામય સામગાને દેવતાઓને આનંદીત કરતા હતા. આજે તે નદીની પુણ્યમય સૈકત ભૂમી સસાણ જેવી થઇ ગઇ. તેના ઉપર અસંખ્ય દીર્ઘકાળ જાનવરો મડદાનાં માંસ ખાવા ઉડતાં હતાં. દષદવતીનાં સ્વચ્છ પાણી રૂધીરથી મીશ્રીત થઇ ગયાં, તે ભયંકર સ્મશાન ભૂમીનો ભીષણ દૃશ્ય અમણો વધારી પીશાચની જેમ યવન સેનો, સંગ્રામ પડેલ આર્ય સૈનીકનાં આભરણો લેતા હતા. હાય! હવે તેની પ્રચંડ ગતી કોઈ અટકાવી શકે તેવું રહ્યું નહી. ભારતવર્ષમાં આજ કોઇ રહ્યું નહી પ્રકૃતી ચીત્કાર કરી બોલી—કોઇ નથી ભારતવર્ષની રાજ્યલક્ષ્મી યવન સંખલાની સંખલીત થઇ આર્તનાદે બોલી—કોઇ નથી. ભારત ભૂમી આજ અનાથ. પતી પુત્ર વીહીન, થઇ ગઇ. ભારતભૂમી આજ શત્રુના હાથમાં બંદીવી થઇ ગઇ.

વીજયોન્મત શાહબુદ્દીન, ત્યાંથી દીલ્હી તરફ આવ્યો. ત્યાં રયુસીંહે તડી અપૂર્વ વિરતતાનાં લક્ષણ બતાવ્યાં. તે યવનો સાથે વીરતાથી લડતાં સંગ્રામમાં પડયો. તેના શોચનીય અધઃપાતથી દીલ્હી નગરી રક્ષક શુન્ય થઇ ગઇ. રક્ષક-

શુન્ય જનશ્હીન સ્મશાન ભૂમી જેવા નગરમાં પેસી દુર્દાંત યવનોએ પાંડવ વીર યુધીષ્ઠીરનું રાજ સીંહાસન હસ્તગત કર્યું. ક્ષત્રીય કુલાંગાર પુરૂષાધમ જયચંદ્ર વીશ્વાસઘાતકતાનું અને સ્વદેશવૈરીતાનું યથોચીતપ્રતીફળ,પામ્યો.થોડાસમયમાં યવનોએ તેનુંકનોજરાજ્યકબજેકર્યુંજેથીજયચંદ્રએકદમત્યાંથીતેનીઆશાસાથેનાશી જવા લાગ્યો અને ગંગા નદીના કીનારા ઉપર આવેલા વહાણ ઉપર બેસી તે પલાયન કરવા લાગ્યો. પરંતુ તે વહાણ પવનના ગંભીર પ્રવાહથી ડુબી ગયુ, અને તેની સાથે પાપી જયચંદ્રનો અંત આવ્યો, અને તેજ દીવસથી મ્લેચ્છોએ ભારતભૂમીના પવીત્ર સંતાનો ઉપર જેટલું બને તેટલું ઘાતકીપણું અને જુલ્માટ ગુજારવાનું શરૂ કર્યું.

યવનોએ ભારતવર્ષનાંશોભાવાળાં ગામો દેવમંદીરો અને નગરો ચુર્ણવિચુર્ણીત કરી દીધાં ભારતવર્ષનાં ધનના ભંડારો લુંટી લીધા. ભારતવર્ષના પ્રાણ પુત્રના હૃદય શોણીત તેઓએ પીધાં, ભારતભૂમી તેઓનાથી સ્મશાન ભૂમીમાં પરીણામ પામી સર્વને સંહાર કરનારી, પ્રેતમૂર્તિ ભારતવર્ષમાં ઘેરઘેર જાણે નાચતી ન હોય! એમ જોવામાં આવ્યું. જે સઘળી વસ્તુઓ પવીત્ર હોઇ દેવતાની લાગ્ય વસ્તુ ગણાતી હતી બ્રાહ્મણ શીવાય બીજા કોઇ વર્ણ જેનો સ્પર્ષ કરી શકતા નહી. તે સઘળી વસ્તુઓ યવનોએ પગનળે દળી નાંખી જે સઘળાં દ્રવ્યો, આર્યલોકોની કારીગીરી ના નમુના હતા. તેનો નીષ્ઠુર હૃદયવાળા મ્લેછોએ ધ્વંસ કર્યો, જાણે ભારતવર્ષનો પ્રલયકાળ આવી પહોંચ્યો શું! એ ભયંકર પ્રલયકાળનો દુર્વિષહ અત્યાચાર સહ્ય રી આર્યવીર રજપુતો નીસ્સીમ દુખી થયા. કતે આર્યવીર રજપુતો હીન બળવાળા થયા બગ પણ તેમની નસોમાંથી અને શીરામાંથી વીરતાનું લોહી હજી ગયું નથી. પ્રતીત્ય જગતની વીરતા અને સ્વાધીનતાના લીલા સ્થળ રોમ અને-ગ્રીસ હાલ દુર્દશામાં અને પતીતાવસ્થામાં છે પણ તેનું જાતીય જીવન હજી નષ્ટ થયું નથી, તે શું ફરી ઉન્નત મસ્તક કરી ઉન્નતીમાં આવશે નહીં ત્યારે શું ભારતવર્ષ વીરતા, સભ્યતા, અને સ્વાધીનતાનું લીલાસ્થળ હોઇ ભારતવર્ષ, મસ્તક ઉન્નત કરી ઉન્નતીમા આવશે નહીં.

સ્વભાવથી રજપુતો તેજસ્વી, ધૈર્ય, ગાંભીર્ય, સ્ફુટીષ્ણુતા, સહી વીગેરે વીરોચીત ગુણોથી તેઓનું હૃદય વીભૂષીત છે, એ સઘળા ગુણોથી તેઓની વીર્યમત્તા અને તેજસ્વીતા નીયમીત થઇ તે કઠોર અત્યાચાર સહન કરી, તેનો બદલો લેવા યોગ્ય અવસર તેઓ જોતા હતા, પૃથ્વીની કોઇ જાતી, વીરત્વમાં, મહત્વમાં, તેજસ્વીતામાં, અને સ્વાધીનતામાં, રજપુતજાતીની બરોબરી કરી શકે તેવી કોઇ છે? હજારો વર્ષના દાસત્વ અને પારકાનું દુઃખ સહન કરી, ભોગવી, રજપુત જાતીની જેવી જગતની બીજી કોઈ જાતીએ, પોતાના પુર્વ પુરૂષોની સભ્યતા, આચાર વ્યવહાર

વિગેરે સમભાવે ગખેલ છે, આર્યવીર રજપુતની પ્રકૃતી પ્રચડ અને નીર્ભીક ખરી તોપણ તે પ્રયોજન વસે સહીષ્ણુતા રાખી અતીદુ સહ દુ ખ સહ્ય કરી, વેર લેવા માટે કોઇપણ યોગ્ય તકની વાટ જોયા કરતી હતી નીર્દય, નીષ્ઠુર પાષણ હૃદય મુસલમાનોના અત્યાચારથી રાજસ્થાનના ઘણા દેશો, ઘણા શહેરો, અને ઘણા ગામડા નાશ પામ્યા, ઘણા રજપુત કુળો વીધ્વસ્ત થયા, શઘળા વીઘ્નોએ શઘળી આકૃતો અને શઘળા અત્યાચારે, શરાણની જેમ તેઓના સાહશ રૂપી અસ્ત્રને સહસ્ત્રવાર શુશાણીત કર્યાં રોમન લોકના એકજ આઘાતથી બ્રીટન લોકો એકવાર અધ પતીત થઇ ગયા, તેની દારૂણ અધ પાતમાથી ઉભા થઇ રોમન લોકોના કગળ ગ્રાશમાથી છુટવા તેઓએ ચેષ્ટા કરી અને તે ચેષ્ટા પરીણામે સાર્થક થઇ નહિ રોમન લોકોની ગુલામગીરીની શ ખળા તોડી સ્વતત્ર થવા જતા બ્રીટન લોકો શેકશન લોકોની ગુલામગીરીમા આવી પડયા તેમાથી પણ તેઓ છુટી નીકળી શકયા નહી ત્યારે ડેન્માર્કના લોકોએ આવી, તેઓને પરાધીનતાની શખળા પહેરાવી વળીતે જીતેલા અને જીતનાર સયોગથી કેટલીક શકર જાતી ઉત્પન્ન થઇ આર્ય વીર રજપુત સાથે તેઓની તુલના કરી જુઓ કોઇ અશમા તેઓ તેની સમકક્ષ થાય તેમ નથી રજપુતો, પોતાના રાજસીંહાસનથી વીચ્યુત થયા તોપણ તેઓએ પોતાના પૂર્વજોનો સનાતન ધર્મ છોડયો નહીં

સજાતીશત્રુતા અને સ્વદેશ દ્રોહીતાના વીષમય પ્રતીફળ સ્વરૂપ ગર્વિત રાઠોડનુ ગરન્નત કનોજ અને ગૌરવાન ચાલુક્ય વશનુ અણહીલવાડ આજ નામ માત્રમા વીરાજે છે માત્ર એક મેવાડે પવીત્ર ધર્મનો અચળ કીલ્લો થઇ હજારો તોફાનો સહન કરી પોતાની રક્ષાનાવીનીમયે કોઇ દીવશ પોતાનુ ગૌરવ વેચ્યુ નથી પુષ્કળ પુન્યના બળે આજ પણતે પૂર્ણ ગૌરવમા વીરાજે છે જે દીવશે આર્ય વીર સમરકેશરી શમરસીહે સ્વદેશાનુરાગનો સ્વર્ગીય મત્ર સાધવામા યુદ્ધ સ્થળે પ્રાણ ત્યાગ કર્યો, તે દીવસથી મેવાડભૂમીનુ તે ગૌરવ તે ધર્મ અને તે સ્વાધીનતા રાખવા માટે તેના વશધરો પોતાના હૃદયનુ લોહી આપી પ્રયાશ કર્યા કરે છે

મહારાજ સમરસીહના મૃત્યુ પછી તેની વીધવા મહીષીકર્મદેવીએ થોડા દીવશના માટે રાજકાર્યની પર્યાલોચના કરી રાજકુમાર કર્ણ જ્યાસુધી પુખ્ત ઉમ્મરનો નથયો ત્યાસુધી રાજ્યનો કારોબાર કર્મદેવીએ ચલાવ્યો રાણી કર્મદેવીનો જન્મ પટ્ટન રાજકુળમા થયો હતો જેવા વીરકુળમા તેનો જન્મ હતો, તેવાજ વીરકુળમા તેનો વીવાહ થયો હતો વીરનારી વીરપુત્રી, વીરપત્ની, કર્મદેવી, પો તાનુ શમ્માન અને ગૌરવ રાખવામા પરાઙમુખ નહોતી શગીર ઉમ્મરનો કુવર કર્ણ પુખ્ત ઉમરનો થાય ત્યાસુધી કર્મદેવીના હાથમા રાજ્યશાસન હતુ તેવામા તેણે જે અદભૂત વીરતા બતાવી છે તેથી તેનુ નામ શૌર્યવાળી રજપુત રાજ સ્ત્રીનાશીર

થયું હતું. તેનો પુત્ર રાહુપ બીલકુલ નાલાયક હતો રાહુપ પીતૃભવન ત્યાગ કરી મામાને ઘેર રહેતો હતો. ભરતના વીચ્છેદના દુઃખે અને રાહુપની નાલાયકીના શોકે ક્રમે ક્રમે કર્ણનું હૃદય ભંગ થયું. છેવટે તે આ ફાની દુનીયાનો ત્યાગ કરી અમરધામે ગયો.

કર્ણની* એક પુત્રી હતી તેને તેણે ઝાલોરના શનીગુરૂવંશીય સરદારને પરણાવી હતી. તે રાજકુમારીના ગર્ભે રણધવલ નામનો એક પુત્ર થયો. શનીગુરૂવંશીય સરદારની વાસના હતી જે રણધવલને ચીતોડનું સીંહાસન મળશે, તે પોતાની વાસના પુરી કરવા આજદીન સુધી રાહ જોતો હતો. તે વાસના પુરી થવાનો આજ અવસર પાસે આવ્યો, મહારાજ કર્ણ પરલોકમાં ગયો. તેનું સિંહાસન ખાલી. તેનો નાલાયક પુત્ર રાહુપ, જાણીબુજી સીંહાસન ઉપર બેસવા આવ્યો નહી. તે સરદારે ચીતોડના કેટલાક સામંતોને હણી પોતાના પુત્રને ગાદીએ બેસાર્યો, ગીલોટ કુળ કેસરી રાઓળ બાપ્પાનું સીંહાસન શું સામાન્ય સરદારના હાથમાં જાય ખરૂં ? તેમ થાય તો " ગીલ્હોટ " એવું નામ મેવાડમાંથી વીલુપ્ત થાય. ઉપર પ્રમાણેની ગંભીર ચીંતા, રાજપરીવારના એક ભાટના મનમાં ઉદય પામી. તે ભાવી અનર્થ પાતનું પ્રતીવીધાન કરવા ખુદ વૃદ્ધ ભરત પાસે ગયો અને ભરતને સઘળું નીવેદન કરી મેવાડમાં ચાલ્યો આવ્યો. ભરતે વીલંબ કર્યા વીના સિંધુદેશીયસેનાદલ લઇ પોતાના પુત્રને ચીતોડ ઉપર મોકલ્યો, દુર્મતી શનીગુરૂ સરદાર ભરત પુત્ર રાહુપની સામે કુચ કરી ચાલ્યો, રસ્તામાં પલ્લી નામના સ્થળે બન્ને દળ એકઠાં થયાં. લડાઇ જામી, તેમાં રાહુપ જયી થયો, રાહુપના જયના શુભ સંવાદ જાણી ચીતોડ સરદારસામંતો મોટા ઉલ્લાસ સાથે રાહુપની વીજયપતાકા નીચે એકઠાં થયા. તેઓએ તેને ઉદ્ધારકારક જાણી ચીતોડના સીંહાસને બેસાર્યો. સીંહાસને બેઠા પછી રાહુપે, પોતાના પીતા ભરતને અને મા રંગદેવીને સીંધુદેશથી લાવવા માણસ મોકલ્યાં.

સંવત્ ૧૨૫૭ ( ઈ. સ. ૧૨૦૧ ) માં રાહુપ ચીતોડના સીંહાસને બેઠો. રાજ્યસીંહાસને બેઠા પછી તેએકવાર યવન સેનાપતી સમસુદીન સાથે મોટા સંગ્રામમાં પ્રવૃત થયો તે યુદ્ધ વ્યાપાર, નાગરકોટ નામના સ્થળે થયો. તે સંગ્રામમાં વીજય લક્ષ્મી, રાહુપને સહાયીની થઇ. રાહુપના રાજ સમયમાં મેવાડમાં બે મોટા ફેરફાર થયા. એકતો રાહુપ પછી આજસુધી મેવાડનું રાજકુળ ગીલ્હોટ નામે કહેવાતું હતું. પણ મહારાજ રાહુપના રાજસમયમાં તે † શીશોદીયનામે કહેવાણું. બીજો ફેરફાર

* કર્ણનો શ્રાવાણ નામે એક પુત્ર હતો, તેણે વણિકવૃત્તિનું અવલંબન કર્યું તેથી તેના વંશધરો વાણિયા કહેવાયા.

† શિશોદા નામના નગરથી શિશોદીય નામ પડેલ છે. તે શિશોદા નગર મેવાડના પશ્ચિમ પ્રાંત ભાગના પર્વતની તળેટીમા આવેલુ એમ કહેવાય છે. મેવાડના કોઇનિર્વાસિત રાજાએ, અનેક

# પંચમ્ અધ્યાય

## રાજા લક્ષ્મણસિંહ, ચિતોડ ઉપર અલ્લાઉદ્દીનનો હુમલો, અલ્લાઉદ્દીનની વિસ્વાસઘાતકતા, ભીમસિંહનો ઉદ્ધાર કરવા ચિતોડના સરદાર સામંતોનું અસિધારણ, રાણાનો અને તેના પુત્રોનો અપૂર્વ આત્મોત્સર્ગ, તાતાર લોકોથી ચિતોડનું ઉત્સાદન, રાણો અજયસિંહ, હમિરની ચિતોડપ્રાપ્તિ, મેવાડની ખ્યાતીનું અને શ્રીવૃદ્ધિનું વિવરણ, ક્ષેત્રસિંહ અને લાખોરાણો.



સં. ૧૩૩૧ (ઇ. સ ૧૨૭૫ ) મા પોતાના પિતૃરાજ્ય સિંહાસન ઉપર લક્ષ્મણસિંહ અભિષિક્ત થયો. તેના રાજશાસન કાળમા ચિતોડમાં એક નવો યુગ પ્રવર્ત્યો, કારણ કે જે ચિતોડનગર શુરવીરતાવાળું અને સ્વાધીનતાનું અજીત કીલ્લા સ્વરૂપ હતુ અને ભારતવર્ષના બીજા નગરો યવન લોકોના જુલમથી વિધ્વસ્ત થયા હતા પરંતુ ચિતોડ નગર છેવટ સુધી આબાદ સ્થિતિમા રહી શકયું હતું એટલુંજ નહી બલ્કે યવન લોકો તેનો નાશ કરવાને માટે શકિતમાન થઇ શકયા નહી હતા તે ચિતોડ આજ ક્રુર હૃદયવાળો, નિષ્ઠુર અલાઉદ્દીનના ભયંકર વિદ્વેષાનળમા અને પશુ જેવા અત્યાચારમાં તે વિદગ્ધ ભિભગી અને નષ્ટ થયું એ દુર્ધર્ષ હીંદુ વેરીએં ચિતોડ ઉપર બે વખત હુમલો કર્યો. જ્યારે તેણે પેહલો હુમલો ચિતોડ નગર ઉપર કર્યો ત્યારે મેવાડના સરદાર સામતોએ એકઠા થઇ તેના રક્ષણ માટે પોત પોતાના જીવનનાં બળીદાન આપ્યા હતાં જેથી તે સમયે, તો દુરાચારી અલ્લાઉદ્દીન પોતાના પ્રયત્નમાં નિષ્ફળ નિવડયો અને તેથી ચિતોડ નગરી તેના સર્વસંહારકારક ગ્રાસમાથી બચવા ભાગ્યશાળી નીવડી. ત્યારપછી દુર્વૃત્ત અલ્લાઉદ્દીને ચિતોડ ઉપર બીજી વાર હુમલો કર્યો. યવનોના એ બીજા હુમલાથી ચિતોડ પુરી વિધ્વંસ્ત અને ઉત્માદીક થઇ ગઇ તેમા ચિતોડનું સૌભાગ્ય સૌંદર્ય અને જાહોજલાલી સર્વથા નાશ પામી

લક્ષ્મણસિંહ, નાની ઉમ્મરમા પાટવી કુમાર અવસ્થામા અભિષિક્ત થયો તેની નાની અવસ્થામા, તેનો કાકો ભીમસિંહ, રાજ્યકાર્યની પર્યાલોચના કરતો હતો. ભીમસિંહે, લોકલલામભૂત વિખ્યાત પદ્મિનીનું પાણીગ્રહણ કર્યું. પદ્મિની ચોહાણ કુળમાં પેદા થઇ હતી. તેના પિતાનું નામ હમીરશક હતું. તેનું પિત્રાવય સિંહલ હતું. તેની એ અપ્રતિમ ખુબસુરતી, શિશોદીયા રજપુતનું અનર્થ કરનાર કારણભુત થઇ પડી. કારણ તેના સૌંદર્યની ખ્યાતિ એટલી બધી વિસ્તારને પામી

હતી, જે ભારતવર્ષમા સર્વાંગ સુદરી શોધવામા આવે તો તે પદ્મિનીજ માલુમ પડે તેવુ હતુ આજ પણ અનેક રજપુતો, પોતાની પુત્રીનુ નામ પદ્મિની રાખે છે સુરસુદરીપદ્મિનીનુ અલૌક સામાન્ય સૌંદર્ય, ગુણ ગૌરવ, મહિમા અને મરણના વૃત્તાન્ત અને તેની આનુષગિક બીજી ઘટનાવળી રાજસ્થાનમા અતિપ્રસિદ્ધ ગપ્પોના આધારરૂપ થઇ પડેલ છે ભટ્ટ કવિઓએ વર્ણવેલ છે જે પદ્મિનીને મેળવવા અલાઉદીને ચિતોડ ઉપર હુમલો કર્યો જીતવાની અને યશ મેળવવાની લિપ્સાથી તે મહાસગ્રામ કરવા આવ્યો નહોતો, પરતુ એમ કહેવાય છે જે તેણે ચિતોડ નગરને ઘેરો ઘાલી સઘળા ઠેકાણે ઢઢેરો ટીપાવ્યો જે " તેને પદ્મિની મળે તો તે ચિતોડ છોડી પાછો ચાલ્યો જાય " પણ બીજા કેટલાક ગ્રંથોનુ અનુશીલન કરવાથી માલુમ પડે છે જે દીર્ઘકાલ સ્થાયિ અવરોધ જ્યારે નિષ્ફળ ગયો ત્યારે અલ્લાઉદીને ઉપર પ્રમાણે ઢઢેરો ટીપાવ્યો દુરાચાર અલ્લાઉદીનનુ એ દુરભિષ્ટ વૃત્તાત જાણી, રજપુતો અત્યત ક્રોધમા અને જીઘાસામા ઉન્મત થઈ ઉઠયા જીવનની જીવન સ્વરૂપિણી ગૃહલક્ષ્મી પદ્મિની શુ ! યવનની વિલાસ સામગ્રી થાય ખરી ! દેવ કન્યાને પાપિષ્ટ દાનવ ઉપભોગ કરી શકે ખરો ! આ હલકા અને નિદનીય પ્રસ્તાવનુ કોઈ હૃદયવાન પુરૂષ અનુમોદન કહે ખરો ! રજપુતો શુ વીર નથી ! તેઓને દેહ શુ નિરજીવ માસ પિડ માત્ર છે ! તેઓની નસોનસમા શુ પવિત્ર આર્ય શોણિત પ્રવાહીત થતુ નહિ હતુ ! ત્યારે તેઓ આ નિદનિય પ્રસ્તાવમા સમત થાય ખરા ! ના, ના, કોઈ દિવસ સંમત થાય નહિ

દુરાચારી અલાઉદીનનુ દુરભિષ્ટ સિદ્ધ થયુ નહિ તોપણ પદ્મિનીને તે પોતાના હૃદયમાથી સ્થાનાતરિત કરી શકયો નહિ છેવટે તેણે એવી ઘોષણાનો પ્રચાર કર્યો જે તે ખુબસુરત પદ્મિનીમોહિની પ્રતિચ્છાના સ્વચ્છ દર્પણમા તે દેખવા પામે તો તે ચિતોડનો પરિત્યાગ કરી ચાલ્યો જાય ભીમસિંહે તે દરખાસ્તમા સંમતિ આપી

અલ્લાઉદીનને દૃઢ વિશ્વાસ હતો જે રજપુતો વિશ્વાસઘાતક અને મિથ્યાવાદી નથી તે વિશ્વાસ ઉપર ભરુસો રાખી તે કેટલાક રક્ષકને સાથે રાખી ચિતોડ નગરમા પેઠો અને સ્વચ્છ દર્પણમા પદ્મિનીની મોહીની પ્રતિચ્છાયા જોઈ પોતાની છાવણીમા પાછો આવ્યો જે દુરાચારી શત્રુથી ચિતોડનુ ઘોર અનિષ્ટ થયુ જે એકવાર રજપુત કુળના પવિત્ર ચરિત ઉપર મસ લગાડવા તૈયાર થયો હતો, આજ તે અલાઉદીન ચિતોડનો અતિથી થયો તે ચિતોડમા અતિથી થઈ નિર્ભય અને નિશક ચિત્તે પેઠો, વીર હૃદય રજપુતોએ તેના અપવિત્ર ઘોર અપરાધ માફ કરી તેને બધુભાવે સ્વીકાર્યો ભીમસિહ યથા યોગ્ય આદર અને સમાન બતાવી તેની સાથે કિલ્લા સાથે ચાલ્યો ગયો, અલાઉદીને શીષ્ટ વ્યવહાર સાથે પોતાની કસુર કબુલ કરી ભીમસિહ પાસે માફી માગી એવી રીતે જુદા જુદા શિષ્ટાલાપ અને

મિષ્ટ વાક્યો બોલતો બોલતો ભીમસિંહ સાથે અલ્લાઉદ્દીન ચાલતો હતો એટલામા પાસેના ગુપ્ત સ્થાનમાથી કેટલાક શસ્ત્રધારી પુરૂષો નીકળ્યા તેઓએ રાજા ભીમસિંહને કેદ કરી લીધો ભીમસિંહને ત્વરા સાથે અલ્લાઉદ્દીનની છાવણીમા તેઓ લઈ ગયા હાય ! દુરાચાર વિશ્વાસઘાતક યવને, રજપુત પ્રગાઢ અને પવિત્ર વિશ્વાસનુ એવી રીતનુ પ્રતિદાન કર્યું ! સરલ હૃદય ભીમસિંહ ક્રુર હૃદયવાળા અલ્લાઉદ્દીનના પ્રપંચના ફાંસામા આવી પડયો છેવટે તે દુરાચારી અલ્લાઉદ્દીને એવી ઘોષણાનો પ્રચાર કર્યો જે પદ્મિનીને મેળવવાથી ભીમસીંહ છુટો થાશે, નહિતો છુટો નહિ થાય"

એ શોચનીય સમાચાર થોડા સમયમા ચિતોડ નગરમા પ્રચારિત થઈ ગયા ચિતોડવાસીઓ વિષમ નૈરસ્ય વડે એકદમ વિમૂઢ અને ભગ્ન હૃદય થઈ ગયા ભીમસીંહને છોડાવવામા શુ પદ્મિનીને આપી દેવી ! શુ તલવાર ધારણ કરી તેના યોગે રાજપ્રતિનિધિ ભીમસિંહ છુટે તેમ નથી ! જ્યારે તેઓના પ્રયાસ વ્યર્થ જાય ત્યારે પ્રાણનો પરિત્યાગ કરી ભીમસિંહનો ઉદ્ધાર થાય તેમ શુ નથી! ત્યારે હવે પદ્મિનીનો પરિત્યાગ કરવો રાણાના સરદાર સામતોના એવી રીતના તર્ક વિતર્ક ચાલવા લાગ્યા તેઓ કોઇ પણ જાતના સ્થિર સિદ્ધાંત ઉપર આવ્યા નહી પદ્મિનીને જે રીથી આ સઘળા સમાચાર મળ્યા પદ્મિનીએ ભીમસિંહના ઉદ્ધાર માટે કેવી યોજના ઘડવી, તે વૃત્તાંત સાભળવા બહુ કાઇ ઉત્સુક હશે ખરા ! જલ્દીથી સઘળાના જાણવામા આવ્યુ જે ભીમસિંહના ઉદ્ધાર ઉપર પદ્મિની યવનના હાથમા જવા ખુશી બતાવે છે એ ખબર સાભળી નગરવાસીઓ વિસ્મય સાગરમા ડુબી ગયા પ્રતિપ્રાણા પદ્મિનીએ ઉપર લખેલી અધમ દરખ્વાસ્ત યથાર્થ કબુલ કરી ! યથાર્થ, તે પવિત્ર સર્વસ્વ યવનના હાથમા સોપશો એવા તર્કો નગરવાસીઓમા થવા લાગ્યા પદ્મિની પોતાનો ગૂઢ અભિપ્રાય, જાહેરમા મુકયો નહિ તો તેના પિતૃરાજના બે રજપૂતો તે સમયે, ચિતોડમા રહેતા હતા તેમા એક આસામી ગોરા નામે તેનો કાકો થાય, બીજો આશામી બાદલ નામે, તેનો ભાઇ થાય પદ્મિનીએ તે બને રજપુતોને બોલાવી ગુપ્ત પરામર્શ કર્યો તે બને આશામીઓ જેવા વીરત્વવાળા હતા તેવાજ મંત્રના કુશળ હતા ગોરીને નિ કલંક શરીરે પ્રાણપતિ ભીમસેનનો ઉદ્ધાર કરી શકે તે પરામર્શનો પ્રધાન ઉદ્દેશ હતો આનદનો વિષય છે તે પરામર્શ સૂચિય થયો

તે બન્ને રજપુત વીરોએ, ભીમસિંહના ઉદ્ધાર માટે જે સદુપાય યોજ્યા, તેથી સાધ્વી પદ્મિનીના પવિત્ર પાતિવ્રત્ય ધર્મને તિલમાત્ર હરકત પહોચી નહી વળી તેથી ભીમસિંહ, કોઇ પણ ઇજા વિના ઉદ્ધાર પામ્યો

થોડા સમયમા અલ્લાઉદ્દીન પાસે એક દુત ગયો તે દુત જેવો તેની રૂબરૂ હાજર થયો કે તરતજ તેણે મહા સન્માને અને મોટી મર્યાદાએ, અલ્લાઉદ્દીન પાસે નીવેદન કર્યું જે "સમ્રાટ જે દીવસે, ચિતોડ ઉપરથી ઘેરો ઊઠાવી લઇ

રીતના રક્ષક હતા. તે સમયે તે સ્થળે બન્ને પક્ષ વચ્ચે ઘોર યુદ્ધ થયું. પલાયન કરતા ભીમસિંહને પકડી પાડવા એક યવન દળ આગળ વધ્યું, પણ રજપુતોએ તે દળને ચિતોડ તરફ, ભીમસિંહની પછાડી જવા દીધું નહિ.

ભીમસિંહના માટે એક તેજી પવનવેગી ઘોડો તેયાર થયો. તે ઘોડા ઉપર ચઢી ભીમસિંહ ચિતોડના કિલ્લાની અંદર પેસી ગયો. યવનસેનાએ કિલ્લાને ઘેરી લીધો, તે કિલ્લાનો ઘેરો અટકાવવા, ચિતોડના પ્રધાન, સામંત સરદારો યુદ્ધમાં ઉતર્યા. તે ભયાવહ યુદ્ધમાં વીરવર ગોરા અને બાદલે વિશેષ વીરતા દેખાડી. તેઓની વીરતા અને તેજસ્વિતા જોઈ બીજા રજપુતો મહોત્સાહે યુદ્ધ કરવા લાગ્યા.

બાર વર્ષની ઉમ્મરના રજપુત બાળક બાદલની વીરતા જોઇ યવન સૈન્ય વિસ્મિત અને સ્તંભિત થયું. તેના હાથમાં રહેલ તલવારથી અને ભાલાથી કેટલાક યવનો રણ સ્થળે માર્યા ગયા. તેના અપૂર્વ રણાભિનયે ઘણા હીંદુ અને યવન શુરોના દર્પ ભંગ થયા. શી રીતે પદ્મિનીનું સમ્માન અને શિશોદીય વંશની કૂળ મર્થ્યાદા જાળવી શકાય તેમ કરવાનો તે બન્ને રજપુતોનો ઉદ્દેશ હતો. વીર બાળક બાદલના વીરમંત્રથી ઉત્સાહિત થઇ રજપુતો રણસંગ્રામમાં પ્રચંડવેગે શત્રુની સામા થયા. તે મહાસંગ્રામમાં વીરવર ગોરો, અદ્દભૂત શુરતા બતાવી અનંતકાળના માટે શસ્ત્રશય્યામાં સુતો. અનેક રજપુતોએ તેનું અનુગમન કર્યું. તે ભયાવહ કાળ યુદ્ધમાંથી વીરનર બાદલ અને કેટલાક રજપુતો ચિતોડમાં પાછા આવ્યા. દુર્વૃત્ત અલ્લાઉદ્દીનનો ખરાબ અભિપ્રાય, થોડા સમયના માટે અટક્યો, રજપુત વીરોનો યુદ્ધોદ્યમ, વીરત્વ અને આત્મોત્સર્ગ જોઇ અલ્લાઉદ્દીન યુદ્ધ વ્યાપારમાં થોડા સમયના માટે વિરામ ભોગવવા લાગ્યો.

ઘોર યવન સંગ્રામમાં વીર ગોરાએ આત્મજીવનનું બળિદાન આપ્યું. તેનો બાળક ભત્રીજો બાદલ રક્તાક્ત અને ક્ષત વિક્ષત દેહે કાકી (ગોરાની વહુ) ની પાસે આવી ઉભો રહયો. તેને એકલો આવતાં જોઇ ગોરાની પત્ની હૃદય વિષમ શોકોચ્છવસે ઉચ્છવસિત થઇ, પણ તેના પ્રાણપતિએ, સ્વદેશના માટે પ્રાણ આપ્યા તે જાણી તેને મોટી સાંત્વતા મળી. વીર બાળક બાદલને સંમુખે મુંગો આવી ઉભેલો જોઇ ગોરાની શોકાર્ત વિધવા પત્નીએ ધીરે ધીરે કહ્યું બાદલ, 'હવે શું બોલાઇ શકાશે નહિ.'? મેં સઘળું જાણી લીધુ છે. આ ક્ષણ માટે એટલુંજ પુછવાનું છે જે શી રીતે યુદ્ધ કરી મારા પ્રાણેશ્વરે યુદ્ધસ્થળે દેહ ત્યાગ કર્યો. બોલ? પુત્ર! તે સાંભળી મને એક સાંત્વના થાશે. બાદલના નયનપ્રાંતમાં અશ્રુબિંદુ આવી ગયાં તેના ક્ષત સ્થાનમાંથી વધારે રૂધિરશ્રાવ થવા લાગ્યો. તે બોલ્યો, જનનિ! મારા કાકાના અદ્દભૂત શૌર્યની વાત હું શું કહું! માત્ર તેનાજ અપૂર્વ શૌર્ય શિશોદિયાકુળનું ગૌરવ અને કૂળમર્થ્યાદા બચવાયેલ છે, તેણે અગણ્ય શત્રુ સૈન્યને તૃણની જેમ કાપી નાંખેલ

છે. હું તેની વાંસે વાંસે શત્રુઓને કાપવા રહેતો હતો પણ તેના કઠણ આક્રમણમાંથી જે કોઇ બે ત્રણ યવનો બચ્યા તેનેજ હું કાપી શક્યો છું. છેવટે શત્રુની લોહિત-શય્યા ઉપર શત્રુ કુળના શબની આસ્તરણ (પથારી) કરી અનંત નિદ્રામાં સુતાં. અનંત યવન સૈનિકો રક્ષકરૂપે તેની પડખે સુતા. રજપુત બીબીએ ફરી પુછયું બોલ ! બચ્ચા બાદલ ! મારા પ્રાણ વલ્લભે, રણસંગ્રામમાં કેવું શૌર્ય બતાવ્યું? બાદલે કહ્યું કે શું કહું! તેનું તે વિસ્મયકર શૌર્ય જોઇ ભય પામી ચકિત થઇ શત્રુ સૈન્ય તેની એક મુખે પ્રશંસા કરતું હતું. હાલ તો શત્રુ સૈન્યમાંથી કોઇ રક્ષા પામ્યું નથી. વીર નર ગોરાની વિધવા પત્ની હાસ્ય મુખે બાદલ પાસેથી ચાલી ગઇ અને વિલંબ થવાથી પ્રાણેશ્વર મને ઠપકો આપશે એમ બોલી તેણે પ્રજ્વલિત અગ્નિકુંડમાં કુદકો મારી પોતાના જીવનની આહુતિ આપી.

પ્રસિદ્ધ ખોમાનરાસમા ચિતોડના આક્રમણનું વર્ણન અતિશય વીરરસથી વર્ણવેલ છે. આ ભયંકર દુર્ગતિમાંથી કાંઇક થોડી શાંતિ મળવાનો સમય આવ્યો. એટલામાં ચિતોડ ઉપર ફરીથી દુર્દાન્ત યવનોએ હુમલો કર્યો. એ હુમલામાં હવે ચિતોડનો નિસ્તાર નહોતો. અત્યંત સેના બળ વધારી દુર્દાંત અલ્લાઉદીન ચિતોડ ઉપર હુમલો કરવા આવ્યો; એ હુમલામાં ચિતોડપુરીની રક્ષા કોણ કરે ! સ્વદેશ પ્રેમિતાના મહામંત્રથી ઉત્સાહિત થઇ યવનના હુમલામાંથી ચિતોડનો કોણ બચાવ કરે! જે મહાપરાક્રમશાળી વીરો, ચિતોડના અલંકાર સ્વરૂપ તે ખપી ગયા હતા. યુદ્ધમાં મરણ પામ્યા. હાલ ચિતોડ બળ શુન્ય હતું. આ ભયાનક અને શોચનીય અવસ્થામાં આવી પડેલ ચિતોડપુરી ઉપર અલ્લાઉદીનનો હુમલો થયો. તે હુમલાથી સં. ૧૩૪૬ (ઈ. સ. ૧૨૯૦) માં મોટું યુદ્ધ થયું. ફેરીસ્તા ગ્રંથમાં તે યુદ્ધનો સમય જુદો વર્ણવેલ છે. યવન બાદશાહ અલ્લાઉદીને, ચિતોડના દક્ષિણ પડખાના ગિરિ કુટમાં પેસી તેનો અધિકાર કર્યો અને ત્યાં તેણે પોતાના લશ્કરની છાવણી કરી, અને ત્યાં તેણે ચારે તરફ ખાઇ કરી દીધી. શિશોદી કુળના અતિ સંકટ કાળમાં નિષ્ઠુર યવનોએ ચિતોડ ઉપર હુમલો કર્યો પણ તેથી શું ચિતોડપુરી વીર શુન્ય થઇ ગઇ! તેથી શું યવનો) નિર્વિવાદે, નિર્વિઘ્ને સ્વાધીનતાની લીલાભૂમી ચિતોડને એકદમ કબજે કરી શક્યા? ના! તેમ બન્યું નહિ જ્યાંસુધી વીર્યવાન રજપૂતોની ધમનીમાં અને શીરામાં એક બિન્દુ પણ લોહી વહે છે. ત્યાં સુધી તેઓના દેહમાં જીવ છે ત્યાં સુધી તેઓ સ્ત્રીઓના પડખામાં જનાનખાનામાં બેસી રહેશે નહિ. ચિતોડપુરીનો ફરીવાર અલ્લાઉદીને અવરોધ કર્યો કે તરત ચિતોડના વીર રજપુતો પ્રચંડ રોષથી સામા થવા ઉભા થયા અને અલ્લાઉદીનનાં તે દુરાચરણોના પ્રતિફળ આપવા તેઓએ તલવાર હાથમાં લીધી.

ખોમાનરાસના કર્તાએ, એ યથાવત્ યુદ્ધ ઘટનાનું અવલંબન કરી, પોતાની મોહિની કલ્પનાને જુદા જુદા મનોહર વર્ણનથી વર્ણવેલ છે. એ સઘળાં મનોહર

વર્ણવાળા ચિત્રના વર્ણનમા એક અદભૂત વર્ણન તેણે ખેમાન રાસમા દાખલ કરેલ છે "દિવસના ભાગમા ઘોર યુદ્ધ કરી એક વાર રાત્રીએ પોતાના વિશ્રામભુવનમા બેસી રાણો ઘોર ચિતામા પડી વિચાર કરતો હતો, રાત્રીનો બીજો પ્રહર નીકળી ગયો, સઘળુ વિ વ, નિદ્રાના ક્રોડમા લીન હતુ કોઇ સ્થળે માણસ વગેરેનો અવાજ નહોતો કેવળ રાત્રીનો પવન થાકવા ખાઇપ્રચડ વેગથી મારીઉપર અથડાતો હતો એ ગભીર રાત્રીના સમયે રાણો પોતાના વિશ્રામભુવનમા બેસી એકાગ્રહધ્યાનથી જાણે, ચિતોડના ભવિષ્ય ભાગ્યપરના ગુઢલેખનો વિચાર કરતો હોય નહિ એમ લાગ્યુ ચિતોડના પ્રધાન વીરો, યવનોના પ્રચડ હુમલાથી પ્રતિદિન રણક્ષેત્ર ઉપર રક્ષા કરવા માટે કાયમની નિદ્રા ભોગવતા હતા શિશોદીય કુળની રાજ્યલક્ષ્મી મ્લાનવદને ચિતોડપુરી ત્યાગ કરવા તૈયાર થઇ હતી હાલ ચારે દિશાથી આફત, ચારે દિશાથી સકટ, ચારેદિશામા અધકાર ! ચારે દિશામા અસખ્ય વિભિષિકા એવા ભયકર સમયમા ચિતોડપુરીની કોણ રક્ષા કરે ! એ મહા વિપદના સર્વ સહારક ગ્રાસમાથી, રાણાના બાર પુત્રમાથી પિડદાન આપનાર એક પણ પુત્ર રક્ષા પામે ખરો ! શીરીતે બાપ્પારાઓળના વશનો અત ન આવે ! રાણો તે ગભીર ભાવના સાગરમા નિમગ્ન હતો એટલામા તે ઘોર નિશાની ગભીરશાતી ભાગી કોઈ ગભીર કઠે બોલ્યુ "હુ ભુખી છુ (મે ભુખા હુ) તે સાભળી રાણાનો ગભીર ચિતાનો પ્રવાહ રોકાઈ ગયો

એટલામા એક અપૂર્વ દૃશ્ય તેની આખો આગળ હાજર થયુ તેણે ચિતોડની અધીષ્ટાત્રી દેવીની ભયકર મૂર્તિ જોઇ ભગવતીને જોઇ રાણાનુ હૃદય ઘોર વિષાદ અને અભિમાનથી ઉછળ્યુ તેણે વિષાદવાળા કઠસ્વરથી કહ્યુ "હજી પણ તમારી ક્ષુધાની શાતિ થઈ નહી," અમારા રાજવશના આઠ હજાર પુરૂષોએ, રણાગણે મરણ પામી, તમારૂ ખપ્પર લોહીથી ભરી દીધુ, તેથી પણ તમારી દારૂણ શોણિત તૃષા પ્રશમિત થઈ નહી ! ભગવતીએ કહ્યુ ' હુ રાજબળી ચાહુ છુ " એટલે રાજમુકુટધારી બાર રાજપુત્રો ચિતોડની રક્ષા માટે યુદ્ધમા પ્રાણત્યાગ નહિ કરે તો મેવાડ શિશોદીય વશના હાથમાથી ગયુ એમ સમજવુ " ભગવતી એમ કહીઅતર્હિત થઈ

રાણો, વિષમ સકટમા પડયો, તે રાત્રીએ, નિદ્રાદેવી, એ મુહુર્તપણે તેની ચક્ષુનો આશ્રય કર્યો નહી, પરોઢીયુ ન થયુ તેટલામા તેણે સઘળા સામત સરદાર અને સેનાપતિને બોલાવી રાત્રીનો વૃત્તાત કહી સભળાવ્યો પણ તેથી તેઓને વિશ્વાસ અને ભરૂસો પેડો નહિ રાણાએ તેઓને કહ્યુ "તમો સહુ મારા વૃત્તાતનો અવિશ્વાસ કરોછો ખરા, પણ આજ રાત્રીએ આ મહેલના તે ઓરડામા રહી તમો સહુ જુઓ દેવી ફરી આવી કહે છે કે નહી" તેઓ સહુ સમત થયા રાત્રીમા તેઓ સહુ તે ઓરડામા ગયા તે વિશ્રામભુવનમા તેઓએ તે દૃશ્ય જોયુ, દેવી ફરી આવી પહોચી અને બોલી, પ્રતિદિન હજારો મ્લેચ્છ મરી રણાગણમા પડે

છે. પણ તેથી મારું શું થાય ! હમ્મેશ એક એક રાજકુમારને રાજસિંહાસને બેસારો, એવી રીતે બારે રાજકુમારને સિંહાસને બેસારો. તેઓ રણસ્થળે લડી પ્રાણ ત્યાગ કરે તોજ હું ચિતોડમા રહીશ દેવી એમ કહી ચાલી ગઇ ચિતોડના સરદાર સામંત વિગેરે ઘોર વિસ્મયમાં આવી પડયા.

દેવીનો આદેશ કઠોર અને મુશ્કેલ હતો તો પણ તે પાળવા રજપુતો ઉત્સાહીત અને રાજી થયા તેઓ જીવતા છતાં દુરાચાર યવનો ચિતોડમાં પેસી તેઓના ધન લુટી જાય, તેઓના જીવનની જીવન સ્વરૂપિણી મહીલાનું અમુલ્ય સતીત્વ હરણ કરે, તે વાત તેઓના મનમાં અસહ્ય હોઇ સાલતી હતી. ટુંકામાં ભગવતીનો આદેશ પાળવા તેઓએ એકલીંગ મહાદેવના શપથ લીધા. અને તેઓએ પ્રતિજ્ઞા લીધી કે જ્યાં સુધી તેઓના દેહમાં પ્રાણ રહે ત્યાં સુધી તેઓ યવનોને ચિતોડમા પેસવા દેશે નહિ હવે ભગવતીનો આદેશ પાળવામાં બાર પુત્રમાથી પહેલા કયા પુત્રે સિંહાસને બેસી, રણાંગણમા જવું તેના માટે તે સંબંધમા મોટુ આદોલન થયુ અરિસિંહ સૌથી મોટો હતો, પોતાની અગ્રજન્મતાનો હેતુ દેખાડી દેવીના આદેશના અનુસારે તે રાજ સિંહાસને બેઠો ત્રણ દીવસ તેણે રાજ સમાન રૂડી રીતે ભોગવ્યું. ચોથા દીવસ રણસંગ્રામમાં યવનો સામે પુષ્કળ વીરપણુ બતાવી, તે આ મરધામનો ત્યાગ કરી અમર ધામે ગયો. ત્યાર પછી નાનો અજયસિંહ મોટા અરિસિંહના ચરિતનું અનુકરણ કરવાને તૈયાર થયો. બીજા પુત્રો કરતા, રાણાનો સ્નેહ તે પુત્ર ઉપર અધિક હતો. એટલે રાણાએ તેમ કરવા તેને અગ્રેસર થવા દીધો નહી. અજયસિંહે દેવીનો આદેશ પાળવા અત્યંત આગ્રહ બતાવ્યો પણ રાણાએ તેને સારી રીતે વારી અટકાવ્યો. અજયસિંહે રાણાના અટકાવની ઉપેક્ષા કરી દેવીનો આદેશ પાળવા અતિશય આગ્રહ બતાવ્યે. રાણાએ દેવીના આદેશ પ્રમાણે વિધાન કરી સંગ્રામમાં જવાની અજયસિંહને સંમતી આપી એ પ્રમાણે અગીયાર કુમારો દેવીના આદેશના અનુસારે રણાંગણમાં પડયા, હાલ રાણાનો માત્ર એક પુત્ર જીવિત હતો તે પુત્ર તેને પ્રાણ કરતાં વધારે વહાલો હતો રાણો પોતાનું જીવન આપી તેનું જીવન બચાવે તેમ હતું.

જો તે પુત્ર રણસંગ્રામમા પ્રાણ ત્યાગ કરે તો શિશોદીય કુળનું મુળ જાય તેમ હતું, વીરવર બાપ્પારાઓળના વંશજોમાંથી કોઇ જળાંજળી આપે એવું રહ્યું નહીં. ત્યારે હવે કેમ થાય ! દુર્દ્દાંત યવનના હુમલા થકી ચિતોડપુરીનો કોણ ઉદ્ધાર કરે ! ગિહ્લોટ કુળને અનંત વિનાશમાંથી કોણ બચાવે ! છેવટે યુદ્ધ શ્રેય. પોતે પ્રાણ આપવા એવો નિશ્ચય કરી તેણે સામંતોને બોલાવી કહ્યું. " હવે મારો કાળ પૂર્ણ થઈ રહ્યો છે " આ સમયે હું ચિતોડની રક્ષા માટે જીવન આપીશ "

છેવટે પોતાના હૃદયનું શોણિત આપી, ભગવતીનું ખપ્પર ભરી ચિતોડનો

ઉદ્ધાર કરવા લડાઈમાં ઉતરવાની રાણાએ ગોઠવણ કરી. આ ભયંકર ગોઠવણ પુરી ન થઇ એટલામાં એક ભયંકર વ્યાપાર સાધવાની ગોઠવણ કરવાનું આવી પડયું. તે ભયંકર વ્યાપારનું નામ "જહરવૃત" રજપુત કુળની કામનીઓને અગ્નિ કુંડમાં નાંખી વિજયી શત્રુ કુળના હાથ થકી તેઓના સતીત્વનું રક્ષણ કરવા માટે ભયંકર "જહરવૃત"નો સ્વીકાર કરવામાં આવતો હતો. શત્રુના હુમલામાંથી સ્વદેશને રક્ષવાને અને સ્વાતંત્ર રાખવાને રજપુતો પાસે કોઈ બીજો ઉપાય ન હોય ત્યારે, તે ભયંકર કાળમાં, રજપુતો, તે ભયાવર જહરવૃતનું ઉદ્યાપન કરતા હતા. આજ ચિતોડનો તે ભયંકર કાળ આવી પહોંચ્યો. હાલ ચિતોડના રક્ષણ માટે કાંઇ ઉપાય રહ્યો નહિ એટલે કે હવે તે ભયંકર જહરવૃતનું ઉદ્યાપન ખરેખરૂં પ્રયોજનીય હતું રાજપુરીના જનાનખાનાના મહેલમાં અક ભૂમિ ગર્ભમાં સુરંગ હતી તે સુરંગમાં દિવસના સમયે ઘોર અંધકાર રહેતું એ સુરંગમાં મોટાં સાગનાં લાકડાં નાંખી અગ્નિ પ્રજ્વલિત કર્યો, જોતા જોતામાં છુટા કેશવાળી રજપુત સ્ત્રીઓ હૃદયવિદારક શોક સંગીત ગાતી ગાતી તે ભયંકર સુરંગ તરફ અગ્રેસર થઇ ચિતોડના વીરરજપુતો, મુખમાં આંગળી ઘાલી મુંગા થઇ તે ભયંકર દ્રુશ્ય જોતા હતા. અનંત કાળના માટે તેઓના પાસેથી વિદાયગિરિ લઈ તેઓની સંમુખે, રજપુત સ્ત્રીઓ પાવન પાવકમાં પડવા ચાલી, તોપણ રજપુત વીરોની આંખમાં આંસુનું એક બિંદુ નહોતું પડયું, આજ તેઓના નયન સુકાં અને કોરાં હતાં, આજ તેઓના નયનો ધગેલ તાંબા જેવાં લાલચોળ હતાં જેઓના હૃદય એક દિવસ પ્રેમસુધાના ઝરા સ્વરૂપે હતાં. આજ તે હૃદયો, સુકા મરૂ સ્મશાનમાં ।ચિન્ત નાશ થયાં હતા. દેખતાં દેખતાં તે સ્ત્રીઓ સુરંગદ્વારે આવી તેઓના સંમુખે પગથીઆની પંક્તિ હતી તે ઉપરથી ધીરે ધીરે તેઓ ઉતરી. એટલામાં ઉપરના ભાગમાં થઈને સુરંગનું લોહકપાટ બંધ થયું. અસંખ્ય હતભાગિની રજપુત સ્ત્રીઓનો કરૂણ સ્વર એક દમ લીન થઈ ગયો, પછી કાંઈ સાંભળવામાં આવ્યું નહિ, હાય ! સઘળું ઉડી ચયું રૂપ, યૌવન, લાવણ્ય, ગૌરવ વીગેરે સઘળું સર્વસંહારક પાવકમાં ભસ્મીભૂત થઇ ગયું !

એ ભયકારક લોમહરશક જહરવૃતનું ઉદ્યાપન થઈ ચુકયું. ખુદ રણાંગણમાં ઉતરી લડી જીવન આપવા રાણો તૈયારી કરવા લાગ્યો પણ તેનાં પ્રિયતમ પુત્ર અજયસિંહે તેને તેમ કરવા બાધા આપી. તેણે પિતાને રણાંગણમાં ઉતરવા દીધો નહિ, પિતા પુત્ર વચ્ચે અનેક તર્ક વિતર્ક વાગ્વિતંડા થઈ પણ છેવટે રાણો તેમાં જયી થયો, અજયસિંહને પિતાનો હુકમ પાળવા ફરજ પડી, તે ચિતોડ છોડી ચાલ્યો ગયો. કેટલાક સૈનિકો સાથે લઇ શત્રુની છાવણી વીંધી તે આહતવિના, કેલવાર પ્રદેશમાં જઇ પહોંચ્યો. હવે રાણાની ભાવના રહી નહિ. પિતૃ લોકને પિંડદાન કરવા ઉપયુક્ત પાત્ર જીવતો રહ્યો. બાપ્પારાઓળનો વંશ અનંત વિના

એ નામે કહેવાતો હતો તે ઉપાધિતેણે પોતાના ચલની નાણામા લખાવી દાખલ કરી તેના કઠોર હસ્તના ભયકર પ્રહારે રાજસ્થાનના ઘણા પ્રદેશો શોચનીય અવસ્થામા વિદ્વસ્ત કર્યા મહગર્વિત અણુહીલનાડ, પ્રાચીન ધારાનગર પ્રખ્યાત અવતી, નામાકિત સુદર સમૃદ્ધદેવગઢ વિગેરે જે સઘળા, ગૌરવાન્વિતપુરમા એક કાળે પ્રસિદ્ધ સોલકી, પરમાર, પુરીહાર, તક્ષક વશના રાજાઓ રાજ્ય કરતા હતા, તે સઘળા પ્રદેશ હીદુ વિદ્વેષી અ્લાઉદીને વિધ્વસ્ત કર્યા, જે અગ્નિકુળમા ઉત્પન્ન થયેલ રાજાઓના ભૃગુટી પાસે એકવાર સઘળા ભારતવર્ષનુ અદષ્ટચક્ર નિયમિત હતુ આજ તે રાજાઓ, મુસલમાનોના અત્યાચારના પ્રભાવે પોતાના વશની સાથી નાશ પામ્યા, આજે તેઓના વિપુલ વશનુ એક સામાન્ય નિદર્શન પણ જોવામા આવતુ નથી ભટ્ટિવશના, ખીચીવશના અને હાગ્વશના રાજાઓના લીલાસ્થળ જેસળમીર ગણોત અને બુદીને અ લાઉદીને શોચનીય અવસ્થાને પમાડયા પણ કાળના અવશ્ય ભાવી પ્રભાવના આધારે તે અધપતિત શહેરો ખછા મસ્તક ઉઠાવી સમૃદ્ધ થયા છે, જે સમયે અ્લાઉદીને મેવાડમા પ્રવેશ કર્યો તે સમયે મારવાડના રાઠોડ રજપુતો અને અબરના કુસાવહ રજપુતો ભારતવર્ષના ઇતિવૃતમા થોડી પ્રતિષ્ઠા મેળવી શકયા છે

તે સમયે રાઠોડ રજપુતો પુરીહાર વશીય રાજાના તાબામા સામત રાજ રૂપે રહેતા હતા એ પરત ત્રતાવાળા જીવનમાથી તેઓ ધીમે ધીમે પોતાનુ માથુ ઉચુ કરતા હતા પણ કુશાવહકુળ ઘોરહીન દુર્દશામા આવી ગયુ હતુ તેઓની દુર્દશા જોઇ આદિમ અસભ્યમીન જાતી વારવાર તેઓ ઉપર હુમલો કરી પીડા કરતી હતી તે હલ્લાનો પ્રતિરોધ કુશાવહ રજપુતો કરી શકતા નહોતા વિજયોત્સવે મત્ત થઇ અ્લાઉદીન થોડા રોજ ચીતોડમા રહ્યો તે રહેવાના સમયમા ચિતોડની શોભ નીય હવેલીઓ, રમ્ય દેવ મદીરો, સુદર મહેલો, ચૈત્ય વિગેરે તે સનાતન ધર્મ વિદ્વેષી યવનના હાથથી ચુર્ણ વિચુર્ણ થઇ ગયા પણ એક માત્ર આલોક સા માન્યા પદ્મિનીનો નીવાસ મહેલ, તેના સર્વ સહારક હાથના ભયકર પ્રહારથી બચ્યો પોતાની ચિત્ત વિનોદીનીની યાદગીરીની નીશાનીની નાઉ તે નિવાસ મહેલ, અ્લાઉદીને તોડયો નહી

તે ભયકર યવન વિપ્લવમા શિશોદીયા કુળમા પિડદાન કરવા માટે એક માત્ર અજયસિહ જીવિત હતો અગાઉ વર્ણિત થયુ છે જે અજયસિહ કેલવાગ જનપદમા જઇ રહ્યો હતો મેવાડના પશ્ચિમ પાર્શ્વે વિશાળ આરાવલી પર્વતની તળે ટીના પ્રદેશમા શેરનલ નામનો એક અતિ સમૃદ્ધ પ્રદેશ છે તેનાજ શિર્ષ સ્થાને કેલવાગ સ્થાપિત તે દુર્ગના પર્વતવાળા પ્રદેશમા રહી રાણો અજયસિહ, પોતાના પિતૃરાજ્યના ઊદ્ધાર માટે પ્રતીક્ષા કરતો હતો, જે ચિતોડ તેના પૂર્વપુરૂષનુ લીલા

સ્થળ હતું તે ચિતોડ આજ એક સાધારણ સામંત સરદારના હાથમાં અર્પીત હતું. આજ તે ચિતોડ માટે તે સંપૂર્ણ અપરિચિત્—એ પ્રમાણે જુદી જુદી યંત્રણામય ચિંતાથી પીડીત થઈ તે એક મુહુર્તના માટે પણ નિરૂત્સાહ થયો નહિ. અમણા સાહસ અને આગ્રહથી ઉત્તેજીત થઈ કાર્યક્ષેત્રમાં ઉતરવા તે ગોઠવણ કરવા લાગ્યો. રાણા લક્ષ્મણસિંહે માનવલીલા સંવરણ કર્યાં અગાઉ તેને કહ્યું હતું જે અજયસિંહના મૃત્યુ પછી તેના અગ્રજ અરિસિંહના પુત્ર ગાદીએ બેસશે. એ વાત અજયસિંહ ભુલી ગયો નહોતો. શયનમાં, સ્વપ્નમાં, કઠોર મનો વેદનામાં, વ્યવહારીક કામમાં તે અરીસિંહના પુત્રના વિષયનું ચિંતન કરતો હતો, પણ તેનું કાંઈ પણ સંધાન મળતું નહોતું. પોતાના પુત્ર બીલકુલ અકર્મણ્ય નીવડ્યા હતા. પોતે પણ વૃદ્ધાવસ્થાની સીમમાં પગલું મુક્યું હતું. એ રીતની અવસ્થામાં, તેના પિતાનો ભવિષ્યનો ઉપદેશ ફળવાન નીવડશે તે સ્પષ્ટ સમજતો હતો. તે ભાવિઉપદેશ પૂર્ણ કરવા માટે પેદા થયો તેનું નામ હમીર, તે હમિરજ, ચિતોડની સ્વાધીનતાનો અને શીશોદીય કુળના નષ્ટ ગૌરવનો ફરી ઉદ્ધાર કરવાવાળો. તેના જન્મના વિષયમાં, અને બાળક જીવન સંબંધના વિષયમાં, મેવાડના ભટ્ટ લોકોના કાવ્યમાં અતિ વિસ્તૃત વિવરણ જોવામાં આવે છે.

રાણાનો પ્રથમ પુત્ર, અરિસિંહ, તરૂણાવયના કેટલાક સરદાર સાથે અંદરા નામના અરણ્યમાં એકવાર શીકાર કરવા ગયો. ત્યાં એક ડુકરની ઉપર નીશાન બાંધી તેના ઉપર તેણે બાણ ફેંક્યું, પણ તેમાં તેનું નિશાન વિફલ ગયું. વરાહ પ્રાણ લઈ પલાયન કરી ગયો, તે અરણ્યના એક મકાઈના ખેતરમાં વરાહ પેસી ગયો. અરીસિંહ તેનું અનુસરણ કરતો, તે ક્ષેત્રમાં પેઠો, તે ક્ષેત્રમાં ઉચાં માંચડા ઉપર એક સ્ત્રી તેના જોવામાં આવી, અરિસિંહને જોઈ તે સ્ત્રી માંચડા ઉપરથી ઉતરી અને તેની પાસે આવી નમ્ર વચને બોલી. " આપે હવે પરિશ્રમ લેવો નહિં " હું વરાહને હાલ લાવી આપુછું.

તે ખેતરમાં મકાઈના છોડ સાત આઠ હાથ ઉંચા હતા, રજપુત બાળાએ તેમાંથી એક મકાઈનો છોડ ઉત્પાટીત કર્યો. તેનો અગ્રભાગ તેણે ભાલાની અણી જેવો તીક્ષ્ણ અને સૂક્ષ્મ કર્યો. તે સાધનથી તેણે વરાહને પાડી દીધો. તેને રાજકુમારની પાસે લાવી, રજપુત બાળા પોતાના કામ માટે ચાલી ગઈ. વીર્યવાળા રજપુત સ્ત્રીઓની અપૂર્વ વીર્યતા અને પરાક્રમના વિવરણ, તેઓના કાને આવ્યાં હતાં ખરાં પણ એવી રીતનો અદ્ભૂત વ્યાપાર તેઓને દ્રષ્ટિગોચર થયો નહોતો. રાજકુમાર અજયસિંહ, અને તેના સોબતીઓ અધિક વિસ્મય પામ્યા. અને તે વીર્યવાળી બાળાની પ્રશંસા કરતા કરતા તેઓ પાસેની એક નદીના કીનારા ઉપર આવ્યા. ત્યાં તેઓ ઘોડા ઉપરથી ઉતર્યા અને ખાનપાનની તૈયારી કરવા લાગ્યા. ક્રમે ખાનપાનના પદાર્થો તૈયાર થઈ ગયા. સઘળા ભોજનપાન કરવા બેઠા, ત્યાં

તેઓ તે બાલિકાના પરાક્રમની પ્રસંશા કરવા લાગ્યા. તે સમયે તે મકાઇના ક્ષેત્રમાંથી એક માટીનું ઢેકું રાજકુમારના ઘોડાને પ્રચંડ વેગથી વાગ્યું. તે ઢેકું વાગતાં ઘોડો પૃથ્વી ઉપર પડી ગયો. વિસ્મય સાથે તેઓએ તે ક્ષેત્ર તરફ દ્રિષ્ટ કરી ત્યાં તેઓએ જોયું તો તેજ બાલિકા માંચડા ઉપર ઉભી રહી માટીના ઢેફાં મારી પંખીઓને ઉડાડે છે. તેઓને ખાત્રી થઇ જે તે બાળાએ ફેંકેલ ઢેકું ઘોડાના પગમાં વાગ્યું અને તેથી તેનો પગ ભાંગ્યો. તે બાળાએ પોતાની તકસીર જાણી અને તે પોતાના દોષની માફી માગવા રાજકુમાર પાસે આવી. તેની નિર્ભિકતા, સત્યતા અને શીળતાને જોઇ, તે સઘળા અતિશય ચમત્કૃત થયા. સામાન્ય કૃષકની તે વિશું એવા ગુણોથી અલંકૃત હોય ! તે સ્ત્રીએ તેની તકસીર કબુલ રાજ તિલકોત્કટ તે ખેડુત પુત્રીના સંબંધે રાજપુત્રના હૃદયમાં વિષમ સંદેહ તથી. પારકાંગ્યો.

મૃગયા વ્યાપારની સમાપ્તિ કરી, અરિસિંહ, પોતાના સોબતીઓ સાથે પોતાના ઘેર આવ્યો. રસ્તામાં ફરીથી તે બાળા તેઓની નજરે પડી તે સમયે, તે કૃષક પુત્રી, માથે દુધનું વાસણ લઇ બે હાથે ભેંશના બે બચ્ચાંને હાંકી ચાલતી હતી. અરિસિંહનો એક સોબતી, તે કૃષક પુત્રીના માથેનું દુધનું વાસણ જમીન ઉપર પાડવા તેની સામે ચાલ્યો. તરૂણીના જાણવામાં તે આવ્યું, રાજસોબતીને પોતાની પાસે આવતો જોઈ તેણે ભેંસના બચ્ચાને તેના ઘોડાના પગમાં આવી પડે તેમ ધકેલ્યું. તેથી તે રાજસોબતી ઘોડા સાથે પૃથ્વી ઉપર પડયો. અનુસંધાનદ્વારા રાજપુત્રને માલુમ પડયું જે *ચંદ્રાના કુળના એક દીના રજપુતને ઘેર તે છોકરીનો જન્મ છે. રજપુતની દુહીતા સાથે શું રજપુતનો વીવાહ ન થાય! બીજા દીવસે તે પોતાના સોબતીઓ સાથે તે પ્રદેશમાં ગયા. ત્યાં તેઓ તે તરૂણીના પીતાને મળ્યા. રાજકુમારનો અભીપ્રાય તેઓએ તેને જાહેર કર્યો, તરૂણીનો પિતા, તે રજપુતેઃ સાથે રાજભુવનમાં આવ્યો. રાજકુમારે તેની કન્યાનું પાણીગ્રહણ કરવાનું તેને કહ્યું. તે રજપુતે રાજપુત્રના પ્રસ્તાવ ઉપર અસંમતિ આપી. પોતાની આશા પૂર્ણ ન થવાથી, અરીસિંહ ખિન્ન વદનવાળો થયો, પણ ભવિતવ્યતાના ગુઢ લેખનું કોઈ ખંડન કરી શકે તેમ નથી, તે રજપુત વૃદ્ધે ઘેર આવી સઘળી હકીકત પોતાની પત્નીને કહી સંભળાવી. તેની પત્ની વિશેષ અક્કલવાળી હતી. સ્વામીનું અજ્ઞાનોચિત કાર્ય જોઈ તેને અત્યંત ઠપકો આપવા લાગી ને વળી થયેલી કસુરની માફી માગવા તેણે પોતાના પતિને કહ્યું. પત્નીના ઠપકાથી વૃદ્ધ રજપુતને જ્ઞાનનો ઉદય થયો, તે રાજકુમારને મળ્યો, અને પોતાની પુત્રીને તેના કરમાં આપવા સંમત થયો.

* તે ચોહાણ કુળની એક શાખા છે.

ચરણનો સ્પર્શ કરી બોલ્યો. "જો મુંજનું મસ્તક છેદન કરી શકીશ તોજ દેશમાં ફરી આવીશ. નહિ તો દેશમાં આવીશજ નહિ. ત્યારપછી થોડા સમયમાં સંઘળાના જોવામાં આવ્યું જે વીર બાળક હમિર મુંજનું છેદેલ મસ્તક પલાણ ઉપર નાંખી કેલવારના માર્ગમાં પેસે છે ધીર ભાવે, અને નમ્રભાવે હમિરે પોતાના જયનું ચિન્હ મુંજનું મસ્તક કાકાના ચરણ પાસે મુકી કહ્યું. "બાપ ! આ આપના શત્રુનું મસ્તક ઓળખી લ્યો." અજયસિંહ અતિશય આનંદિત થયો. તે સમયે રાણા લક્ષ્મણસિંહની ભવિષ્યવાણી તેને યાદ આવી. તે સમજ્યો જે વિધાતાએ હમિરના ભાગ્યમાં રાજ્ય પ્રાપ્તિ લખી છે. પ્રીતિ પ્રફુલ્લ હૃદયે તેણે વિજયી ભત્રીજાને ચુંબન કર્યું અને તે વિજીત શત્રુનાં મસ્તકથી નીકળતું લોહી લઈ તેના લલાટમાં તેણે તેનાથી રાજ તિલક કર્યું. અજયસિંહના પુત્રોએ જાણ્યું જે તેઓના અદૃષ્ટમાં રાજ્યપ્રાપ્તિ નથી. પારકાના રૂડા ભાગ્ય ઉપર આધાર રાખી તેઓને જીવીકા ચલાવવાની છે.

એવી વિષમ ચિંતાના વિષદંશને વડે જર્જરીભૂત થઈ મોટા પુત્ર અજીતસિંહે કેલવારામાં દેહ છોડયો, સુજનસિંહ પ્રદેશ છોડી ચાલ્યો ગયો. મનોદુઃખથી અત્યંત ગ્લાનિ પામેલ, સૂજનસિંહે દક્ષિણાવર્તમાં જઇ પોતાનું વંશ વૃક્ષરોપ્યું. તે વંશમાં એક કાળે એક મહાવીર પેદા થયો. જેના પ્રચંડ પ્રભાવે સઘળું ભારત વર્ષ બળબળીત થઇ ગયું. તે મહાવીર મહારાષ્ટ્ર કુળતિલક યવન દર્પહારક શીવાજી * હતા.

સંવત ૧૩૫૭ ( ઈ. સ. ૧૩૦૧ ) માં વીરનર હમિર, મેવાડ રાજ્યે. અભિષિક્ત થયો પણ તેનું રાજ્ય ધન વીગેરે દુશ્મનના કબજામાં હતું. જે દિવસે તેના કાકા અજયસિંહે, તેના લલાટમાં રાજ્યતિલક કર્યું તે દિવસથી તે ચોસઠ વર્ષના તે પોમાં વીરનર હમિર મેવાડના પ્રનષ્ટ ગૌરવનો ઉદ્ધાર કરવા શક્તિવાળો થયો. મળ્યા. સ્થાનમાં ટીકાડોર નામનું વીરાનુષ્ઠાન પ્રચલિત છે. એ પ્રથા અતિ પ્રાચીન રજપુતેથી ચાલી આવે છે. જ્યારે રજપુત પિતૃરાજ્ય ઉપર અભિષિક્ત થાય ત્યારે વાનચ સામંત સાથે નિકટના કે દૂરના કોઇ શત્રુના રાજ્ય ઉપર હુમલો કરે, ત્યાં શાંતિનો ભંગ કરી તેઓ ચાલ્યા આવે. હમિર જ્યારે પિતૃ રાજ્ય ઉપર આવ્યો ત્યારે તે પ્રથાને અનુસરી, પિતૃવૈરી બલેચાના રાજ્ય ઉપર હુમલો કરવા ગયો, ત્યાં તેણે તેના વૈરીનો પરોલીઉ નામનો કિલ્લો હસ્તગત કર્યો. એ પ્રસિદ્ધ ટીકાડોર નામના પ્રસિદ્ધ વીરાનુષ્ઠાનમાં તેણે જે પ્રચંડ વીરતા બતાવી છે. તેથી તેના ભવિષ્ય વીરચરિતનું પૂર્ણ પ્રતિબંબ પ્રતિભાત થાય છે.

* મેવાડના ભટ્ટ ગ્રંથમાં શિવાજીનું વંશ વિવરણ સવિસ્તર આપેલ છે. પ્રયોજનાનુસારે તેનો ટુંકસાર અહીં આપવો યોગ્ય છે, અજયસિંહ, સુજનસિંહ, દિલીપજી, શીવજી, ભૈરવજી, દેવરાજ, ઉગ્રસેન, માહુલજી, ખેલજી, જનકજી, સત્યજી, શંભુજી, શિવજી, (શિવાજી મહારાષ્ટ્ર કુળનો સ્થાપના કર્તા ) રામરાજા, ત્યારપછી પેશવાના કબજામાં મહારાષ્ટ્ર સિંહાસન આવ્યું.

બુદ્ધિ જણાઈ આવે છે. અસંખ્ય પર્વત નજમાં તે પ્રદેશ તેણે સ્થાપ્યો. તે પર્વતમાળામાં મધ્યે મધ્યે બે ચાર ગીરિ સંકટ દુર્ગમ કુટ માર્ગ હતા. એક ઊંચ શૈલકુટની તળેટીમાં કેલવારા આવેલું છે. તેજ શૈલ શીખરે, એઘટના પછી ઘણાક કાળે પ્રસિદ્ધ કમલમીર કીલ્લો બંધાયો. તે કેલવારા જોવામાં મનોહર હતું તેની ચારેતરફ વનમાળા હતી. મધ્યેમધ્યે અસંખ્ય પાણીના નેરા તથા ઝરા, પર્વત ગાત્ર તોડી બહાર પડતા હતા. તે પ્રદેશમાં સારા કંદ મુળ માલુમ પડતા હતા. કેલવારા પચીસ કોશ વીસ્તારમાં હતું. તે પૃથ્વીતળથી આઠસો હાથ અને સાગરથી બે હજાર હાથ ઉંચાઇમાં છે. એ ઉંચા ગીરીકુટમાં કેટલાક ગુપ્તકુટ માર્ગ છે. તે કુટમાર્ગથી ઊતરી, ત્યાંના અધીવાસીઓ ગુજરાતમાં અને મારવાડમાં જઇ શકતા હતા. અગુણાપાનોરના ભીલ સરદાર પાસેથી, ગીલ્હોટ રાજાઓને જે જે મદદ મળી છે તે વર્ણન થઈ શકે તેમ નથી. ગીલ્હોટના કુળના રક્ષણ માટે તેણે પોતાના હૃદય શોણીત આપ્યા, અનાહારમાં અનિદ્રામાં, અતિ દુઃસહ પીડા ભોગવી તેણે ગીલ્હોટ કુળને સારી સહાય આપેલ છે. એ સઘળા મહોપકાર માટે મેવાડના રાજાઓ તેની સાથે કૃતજ્ઞતાના પાશથી બંધાયેલ છે. જે સંબંધ કોઇ રીતે તુટે તેમ નથી. તે મહોપકારનો ખરો બદલો કોઈ રીતે વળી શકે તેમ નથી તે મહોપકારપવિત્ર અને સ્વર્ગીય છે. જો કે આ શૈલમાળામાં વસ્તી, નિર્ભય રીતે રહી સુખ ભોગવતી હતી, પણ નિષ્ઠુર અલ્લાઊદીને, તે સઘળા પ્રદેશમાં ભમી, તેઓનો સદંતર નાશ કર્યો હતો.

જે સમયે, મેવાડ ભૂમિ એવી રીતની શોચનીય દશામાં આવી પડી તે સમયે તેના કિલ્લા. સઘળા આબાદ નગરો દુર્દાંત શત્રુકુળના કરાળગ્રાસમાં આવી ગયા. તેના શસ્યક્ષેત્ર અને શાન્તીમય આવાસભૂમિ ભયાનક શ્મશાનભૂમિમાં પરિણામ પામ્યા. તે સમયે, ચિતોડ રક્ષક માળદેવના પાસેથી ક વિવાહ સંબંધ આવ્યો. આવા વિગ્રહકાળમાં માલદેવે શા અભિપ્રાયે પોતાના પ્રચંડ શત્રુ હમિર સાથે પોતાની દુહિતાને વિવાહ કરવા દરખ્વાસ્ત બતાવી તેનું કારણ કોઈ સમજી શકયું નહિ. ટુંકામાં તે દરખ્વાસત સંબંધે હમિરના મંત્રિ વર્ગમાં જુદા જુદા સંદેહનો ઉદય થયો. હમિરે, મંત્રિવર્ગના નિષેધ વાકય અગ્રાહ્ય કરી, વિવાહ કરવાની સમતિ આપી. તેણે એકવાર પણ વિચારી જોયું જે આ સંઘર્ષના સમયમાં માલદેવ, કેવા ઉદ્દેશથી તેની પાસે વિવાહ સંબંધ સૂચક નાળીયેર મોકલે છે, તેણે હમિરને અપમાનિત કરવા કે વિપદમાં પાડવા આ સંબંધ કર્યો ? હમિરના સંબંધીઓ વિપતિઓમાં આવી પડશે એવી આશંકા કરવા લાગ્યા, પણ હમિરે તેઓના કહેવા ઉપર લક્ષ કર્યું નહિ. તેના સોબતીઓ તેને તે કામથી ફરી જવા બોધ આપતા ત્યારે તે તેઓની તરફ ધીરસ્વરે બોલી ઉઠયો. તમો સહુ ભવિષ્યંનો વિચાર કરી વ્યર્થ ચિંતામાંશામાટે વ્યાકુળ થાઓ છો. ઠીક ! માલદેવનો સુજે તેવો ઇસદો હોય! નારીયેલ

લેવામાં હાની શું છે. તેમાં માલદેવમાં સુઝે તેવા ખરાબ વિચાર હોય પણ હું તો નાદ્રીમેલ સ્વીકારીશ. મને તેનાથી કોઈ રીતનો ભય નથી, એ વિવાહના સુયોગથી હું, મારા પૂર્વ પિતૃ પુરૂષોના ચરણથી અંકિત થયેલ પગથીયાની પંક્તિ ઉપર વિચરણ કરવા પામીશ તેજ મારા પક્ષમાં થયેલ છે. હજારો આફતો કેમ આવી પડતી નથી તે આફતો સહન કરવા હું છાતી પાથરી બેઠો છું તેમ કરવાનું રજપુતને એકાંત કર્તવ્ય છે. જો છાતીમાં હિમત રાખી મૂળ મંત્રને હૃદયમાં ધારણ કરી રજપુત કાર્ય ક્ષેત્રમાં ઉતરે તો વિજય લક્ષ્મી અવશ્ય તેની અંકસાયિની થાય. એક દિવસ તે કઠોર કાર્ય માટે રક્તાક્ત અને ક્ષતવિક્ષત દેહે પોતાની અવાસભૂમિ તેને છોડવી પડે પણ બીજે દીવસે તે મસ્તક ઉપર રાજ મુગટ ધારણ કરી રાજસિંહાસને બેસે. વીર હમીરની એવી દ્રઢ પ્રતિજ્ઞા જોઈ કોઈ મંત્રિ તેને આ દુઃસાહસિક કામમાંથી પાછા વાળવા ચેષ્ટા કરી શકયા નહિ.

વર યાત્રાના સઘળા આયોજન થઇ ચુકયા. પાંચસો ઘોડા સ્વાર સાથે તરૂણ હમિર પિતૃ રાજ તરફ ચાલ્યો. વિવાહ કરવાનો તેનો માત્રમીસ હતો, પણ હૃદયમાં ચિતોડ રાજ્યનો ઉદ્ધાર કરવાનો મૂળ મંત્ર તે રાખતો હતો. વરયાત્રીલોકો ક્રમે ક્રમે ચિતોડના દરવાજા પાસે આવી પહોંચ્યા, ચોહાણના પાંચ પુત્રોએ સામેથે જઈ તેઓને સહાદરે ગ્રહણ કર્યા. નગરના દરવાજાએ *તોરણ વિગેરે વિવાહ સૂચક ચિન્હ હમિર વગેરેએ જોયું નહિ. તેથી હમિરના ચિત્તમાં સંદેહ થયો. તેણે જાણ્યું તેના બંધુઓએ ભાવિ પરિણામ યથાર્થ રીતે બતાવ્યો હતો તેથી તે નિરૂત્સાહ થયો નહિ. હમિરે માલદેવના પુત્રોને તેમ કરવાનું પ્રકૃત કારણ પુછ્યું તેના ઉતરમાં તેણે જે સાભળ્યું તેથી તેના હૃદયની પરિતૃપ્તિ થઇ નહિ. પણ તેનો પૂર્વ સંદેહ થોડો ઘણો દૂર થયો તે ક્રમે ક્રમે ચિતોડ દુર્ગનાં માર્ગમાં આવી પહોંચ્યો. વીરપૂજ્ય પિતૃ પુરૂષોએ બનાવેલી સ્તંભશ્રેણિ તેની નજરે પડી તેણે એકવાર મન દઇને જોયું જેથી હૃદયમાં કેટલાક સુખનો અને કેટલાક દુઃખનો સંચાર થયો.

એ વિષમ ચિંતામાં જોતાં જોતાં તે પોતાના પિતૃ પુરૂષના સુંદર મહેલોના અંદર પેઠો. બીજા સામંત સરદારોએ અંજલિપુટ કરી, હમિરની અભ્યર્થના કરી જોતાં જોતામાં હમિર વિવાહાગારમાં પહોંચી ગયો પણ ત્યાં તેણે વિવાહોપયોગી કાંઇ પણ આયોજન જોયું નહિ. માલદેવે તેની દુહિતાને ત્યાં લાવી, તેના કરમાં સોંપી, તેમાં વિવાહ સૂચક કોઇ રીતનું અનુષ્ઠાન થયું નહી. માત્ર વરકન્યાના વસ્ત્રોની ગાંઠ એકત્ર બાંધી હસ્તમેળાપ કરાવ્યો કુળપુરોહિતે ધિરે અને નમ્ર વચને કહ્યું "પૈર્યથી વલંબન કરો" અમગે સઘળી વાસના પૂર્ણ થાશે. હમિર

* તે રજપુતોનાં વિવાહ મહોત્સવ સૂચક ચિન્હ છે.

તે વાક્યનો મર્મ સમજી શક્યો નહિ તેના હૃદયમાં જુદી જુદી જાતના અંદેશા પેદા થવા લાગ્યા ત્યારપછી દંપતિ વાસગૃહમા ગયા પણ હમિર બીલકુલ વિમનસ્કભાવે સમય કહાડતો હતો. તેને એવી રીતના વિમનસ્ક જોઇ નવવધુ તેના પગમા પડી અને વિનયથી કાતર સ્વરે બોલી “ સ્વામીન્ ! હૃદયનાથ ! આ દાસીનો અપરાધ મનમા લાવશો નહિ, તમે શા માટે આટલા બધા વિમનસ્ક થયા છો તે હું જાણું છું. પિતાએ છાની રીતે આ દાસીને આપના કરમાં શા માટે આપી દીધી તેનું નિગુઢ કારણ છે જો આપની અનુમતિ હોય તો તે કારણ શ્રીચરણે નિવેદન કરૂં ” હમિરે તે બાળિકાના મુખ તરફ દૃષ્ટિ કરી જોયું તો તેનુ મુખમંડળ સુકુમાર જે મુખમંડળ ઉપર અસાધારણજ્યોતિ ક્રીડા કરતુ હતું. તેણે આદરથી વિનયથી પ્રેમપૂર્ણ હૃદયે પોતાની વનિતાને જમીન ઉપરથી ઉઠાડી તેને સંપૂર્ણ અભયદાન આપી તે ગુઢ વૃત્તાંત જાહેર કરવા તેને કહ્યુ વનિતાએ ફરીથી કહેવાનુ શરૂ કર્યું, “ પ્રાણેશ્વર ! વિસ્મિત થાશો નહિ ? હું વિધવા પણ તેથી આ દાસી ઉપર ઘૃણા અને તિરસ્કાર કરશો નહિ અતિશૈશવાવસ્થામા ભટ્ટી વંશીય એક રાજકુમાર સાથે આ દાસીનો વિવાહ થયો. તે સમયે મારી ઉમ્મર એટલી નાની હતી કે જે વીવાહની વાત શુ તે આ દાસીના જાણવામા નહોતી સ્વામી કેવો છે તેની પણ આ દાસીને ખબર નહોતી ત્યારે જનની પાસેથી જે સાંભળ્યું છે તે આપની પાસે જાહેર કરૂ છું. વિવાહ થયા પછી થોડા દિવસ ઉપર મારો પૂર્વ સ્વામી યુદ્ધમા હણાયો તે સમયથી આ બેનશીબ દાસી વિધવા અને અનાથ હતી આજ આપને પરણી મનની પીડા મે દૂર કરી પણ મારા અદૃષ્ટમા શું છે તે કાઇ કહી શકાતુ નથી ” એમ કહી રજપુત પુત્રી બોલતી બંધ થઈ. પણ સરળ બાળિકા રોવા લાગી હમિર મીઠા વાક્યથી તેની સાત્વના કરવા લાગ્યો. તેનો પ્રગાઢ પ્રેમ જોઇ હમિરે તેના આંસુ લોયા તે સમયે રજપુત લોકો વિધવા વિવાહને નિંદિત કાર્ય સમજતા હતા આજ માલદેવે ચતુરાઇ કરી તે નિંદિત કાર્યની સમજ હમિરના મનમા આવવા દીધી નહી તેજસ્વી હમીર પોતાની વનીતાના પ્રેમપૂર્ણ વદન સામું જોઇ તે અપમાન સહન કરવા લાગ્યો તે પ્રતીપ્રાણ કુમારીએ થયેલા અપમાનનો બદલો આપવા પોતાના પતિને ઉત્તેજીત કર્યો, તેણે પીતૃપુરૂષના રાજ્યનો ઉદ્ધાર કરવા પરામર્શ આપ્યો. વનીતાની સલાહ પ્રમાણે હમીરે પોતાના સસરા પાસેથી વીવાહની પહેરામણીમા જલધર નામના સરદારને માગ્યો, જલધર મહા વંશનો માણસ હતો, તે ચીતોડમા એક ચતુર કર્મચારી હતો. માલદેવ જમાઇની પ્રાર્થના અગ્રાહ્ય કરી શક્યો નહી, જલધરને લઈ સ્ત્રી સાથે હમીર કૈલવાર નગરમા આવ્યો, હવે ચીતોડને મેળવવા માટે હમીર વીચાર કરવા લાગ્યો

થોડા સમય પછી, માલદેવની પુત્રીના પેટે હમિરથી એક પુત્રનો પ્રસવ થયો જેનું નામ ક્ષેત્રસિંહ રાખ્યું. એ આનંદોત્સવના સમયમાં માલદેવે પોતાના કબજાનો પાર્વત્ય પ્રદેશ હમીરને આપ્યો કુમાર ક્ષેત્રસીંહે જ્યારે બાર માસમાં પગ મુક્યો

આજ અરિસિંહનો પુત્ર વીરવર હમિર તે ભવિષ્યનું વચન પૂરણ કરવા ચિતોડના સિહાંસને બેઠો. ચિતોડવાસી લોકોની આનંદની સીમા રહી નહિ. દુરાચાર યવનના કરાળગ્રાસમાંથી ચિતોડપુરીને મુક્ત થયેલી જોઇ રાજ્યના સઘળા માણસો આનંદમાં મગ્ન થયાં. નગરમા ઘેર ઘેર આનંદની લહરી ઉછળી રહી. શિશોદીય રાજાના વંશધરે આજ શિશોદીય કુળના ગૌરવનો પુનરૂદ્ધાર કર્યો, વળી બાપ્પારાઓળની પ્રચંડ વિજયવૈજયંતી ચિતોડના કિલ્લા ઉપર ફરકવા લાગી. લોકો મોટા આનંદથી ચિતોડમા ભરાઇ ગયા.

એ રીતે તે મેવાડનો પ્રકૃતઉદ્ધારક હમિર છે, એમ માની લોકો તેને અભિવંદન આપવા માટે ટોળે ટોળાં આવવા લાગ્યાં, તેના સ્વાર્થના સંરક્ષણ માંટે તેના તરફથી માલદેવની વિરૂદ્ધે સઘળા લોક ઉભા થયા. હમિરે આ આવેલ સુયોગને છોડી દીધો નહિ, રાજ રક્ષણ કરવા માટે લોક સમાજ એ મુખ્યત્વે ઉપાદાન કારણ કહી શકાય છે, તે લોક સમાજ આજે હમિરના માટે પોતાના હૃદય શોણિત આપવા તૈયાર થયો. આવો રૂડો સુયોગ, હમિર જેવો બુદ્ધિવાળો માણસ ભુલી જાય ખરો? એ સમયે ખબર આવી પહોંચ્યા કે માલદેવની સલાહના અનુસારે મહમદખીલજી, પોતાના પ્રણષ્ટ અધિકારનો ઉદ્ધાર કરવા સૈન્ય સાથે ચિતોડ તરફ આવે છે. હમિર હવે વિલંબ કરી શકયો નહિ. તે પોતાના સામંતોને અને સેનાદળને લઇને યવનરાજની ગતિ રોકવા તેની સામે ચાલ્યો. મહમદે કુક્ષણમાં હમિરની સામે અસ્ત્ર લીધું હતું. જય થવો તે દુર રહ્યો, પણ તે વિક્રમશાળી રજપુત વીર હમિરના હાથે, પોતાનું સ્વાતંત્ર સુદ્ધાંત ખોઇ બેઠો. પોતાની દુર્બુદ્ધિનાવશે તે વિષમ ભ્રમમાં પડયો. મેવાડના પૂર્વ પ્રાંતસ્થ દુર્ગમગિરિમાર્ગમાં તેણે પોતાની સેના ચલાવી. તેમાં તેને ભારી નુકશાન થયું. તે પ્રદેશ એટલો બધો ઉજ્જડ અને વેરાન જેવો હતો જે તેમાંથી તેની સેના બહાર નીસરી શકી નહિ. છેવટે અનેક પ્રયાસો કરવાથી બહાર નિસરી. પરંતું સઘળું સામર્થ્ય નષ્ટ થયું. અને ઘણા સૈનિકો મરણ પામ્યા. વિપુલ બાધા, પુષ્કળ ક્ષતિ અને વિષમ કષ્ટ ભોગવી તેણે શિંગોલી

એલ્ફીન્સ્ટન સાહેબનો એ અભિપ્રાય લઇ વિચાર કરવામા આવે તો સ્પષ્ટ ખાત્રી થઇ આવે છે જે અલાઉદીનના મૃત્યુ અગાઉ ચાર વર્ષ ઉપર હમિરે ચિતોડ ફરી મેળવ્યુ. પણ અલ્લાઉદ્દીને હમિરના હાથથી ચિતોડપુરી લઇ લેવા માટે કોઇ જાતનો ઉદ્યોગ કર્યો નહિ. એલફીન્સ્ટન સાહેબે કેવળ એટલુજ લખેલ છે. છે " એવા ખરાબ સમાચાર અને અમંગળ વૃત્તાંતો સાંભળી અલ્લાઉદીનની માનસિક અને શારીરિક સ્થિતિમાં આધિવ્યાધી વધી. અને તેથી ને થોડા સમયમાં મૃત્યુ મુખે પડયો " તેથી જણાય છે કે તેના પુત્રનુ નામ મુબારક હતું. તેના પુત્ર મુબારકનું બીજું નામ મહમદ હતું, મુબારક ખુદ જ્યારે ગુજરાર દેશમાં અને દક્ષિણ પ્રદેશમાં યુદ્ધ યાત્રા કરી ગયો. ત્યારે ચિતોડના પુનરૂદ્ધાર કરવા તેણે પ્રયાસ કર્યો હતો એમ અનુમાન થાય છે. ફેરીસ્તામાં એ વિષયનુ વિવરણ કરવામાં આવેલ નથી.

નામના સ્થાનમા પોતાનુ સેનાદળ દાખલ કર્યુ હમિરે સૈન્ય સાથે ત્યા જઇ તેના ઉપર હુમલો કર્યો બન્ને સેના વચ્ચે ઘોર યુદ્ધ ચાલ્યુ, હમિર એકલો પ્રચંડ વીર્યવાળા કેશરીની જેમ યવન સેનાને ફાડી નાખવા લાગ્યો તે સ્થળે, માલદેવના પુત્ર હરિસિંહની તે દદ યુદ્ધમા પ્રવૃત થયો પણ બેનસીબ હરિસિંહ, હમિરના પહેલા ઘાએ મરણ પામ્યો

બેનસીબ માલદેવના અનુનય વિનયમા ભુલ ખાઇ યવનરાજ ખીલજીએ અતી અશુભ ક્ષણમા વીરવર હમિરના રાજ્ય ઉપર હુમલો કર્યો તે જે આશા રાખી યુદ્ધ કરવામા પ્રવૃત થયો હતો, તે તેની આશા નિષ્ફળ ગઇ હમિરના પ્રચંડ પરાક્રમથી હાર ખાઈ તેણે તેના હાથમા કેદીપણુ સ્વીકાર્યુ હમિર જય પામ્યો જીતેલા યવન રાજાને કેદ કરી તેણે ચિતોડના કેદખાનામા નાખ્યો, ત્રણ માસ કઠોર કારાવાસની પીડા ભોગવી, અજમેર, રણથભુર, નાગોર, શુયોપુર, પચાશ લાખ રૂપૈઆ અને એકસો હાથી હમિરને આપી, તે કારાગારમાંથી છુટયો તેને વિદાયગીરી આપવાના સમયે અહંકારની સાથે તેજસ્વી હમિર બોલ્યો કે “ મનમા લાવવુ નહિ જે હમિરે દિલ્હીના સમ્રાટ જાણી તમને છોડી દીધા છે તમારા જેવા સેંકડો હઝારો રાજાઓની પ્રચંડગતિ રોકી દેવા અમારૂ ખડક હમેશને માટે તૈયાર છે તમે વૃથા મદગર્વે ઉન્નમત્ત થઇ, ચિતોડપુરીને તમારૂ રાજ્ય જાણી, તેને કબજે લેવા આવ્યા તેથી તમારી આટલી દુર્દશા થઈ તેમા તમારી અનુચિત અવગણના થઇ છે એમા કોઈ રીતનો સદેહ નથી હવે આ અવગણનાનો બદલો લેવા ફરીથી તમે અમારા રાજ્ય ઉપર હુમલો કરવા આવશો તો હમિર તમારી અભ્યર્થના કરવા ચિતોડના દરવાજાથી તમારી સામે આવશે ”

માલદેવના સઘળા ઉદ્યમો વિફલ થઈ ગયા ત્યારે તેના જેષ્ટ પુત્ર વનવીરે હમિરની તાબેદારી સ્વીકારી હમિરે આદરથી તેને ગ્રહણ કર્યો તેને પોતાના નિમચ, જીરણ, રતનપુર, કેરાર વિગેરે કેટલાક જનપદ તેના નિર્વાહ માટે તેણે તેને ભૂમિ વૃત્તિ તરીકે આપ્યા એ ભૂમિવૃત્તિના દાનપત્રમા સહી કરવાના સમયે તેણે તેના સાળાને કહ્યુ નિષ્કાપટપણે તમે અમારી સેવા કરો ! તમે તમારો નિર્વાહ સારી રીતે ચલાવો ! એક સમયે તમે તુર્કના દાસ રૂપે રહ્યા હતા પણ હાલ તમે સનાતન ધર્મવાળા એક હીંદુરાજાની સેવામા જોડાયા છો, તમારા પિતાનુ સારુ કર્તવ્ય લોપ પામ્યુ છે એમ જાણી તમે દુખિત થાશો ખરા પણ વિચાર કરી જુઓ જે આ રાજ્ય કોનુ ! કોનુ રાજ્ય તે કબજે કર્યુ ? આનો અમારૂ જ રાજ્ય એટલે કે મારા બાપદાદાનુ રાજ્ય મને મળ્યુ મેવાડના જે ગૌરવશાલી અમારા પૂર્વજના ગોહિલોથી આર્દ્ર થયા છે તે રાજમાતા ભાગ્યલક્ષ્મીની અનુકપાથી હુ પામ્યો છુ અને તેજ ભાગ્યલક્ષ્મી મેવાડમા મારી પાસે નિર્વિવાદે અને નિરતરે રહેશે તમો જાણશો નહિ જે અમારા પૂર્વ પુરૂષનુ રાજ્યપદ હવે છોડી દઉ, બનેવીના ઉપદેશ વચનો વનવીરના હૃદયમા

થરે થરે અંકિત થયાં. તે મેવાડ રાજ્યના કલેવરની વૃદ્ધિ કરવા સંકલ્પવાળો થયો. થોડા સમયમાં ભીનહરનો કબજો કરી તેણે તે મેવાડનો અંતર્ભુક્ત પ્રદેશ કરી દીધો. એ રીતે વીરવર હમિરના પ્રચંડ પ્રતાપે મેવાડનું પૂર્વ ગૌરવ પૂર્ણભાવે વિરાજવા લાગ્યું.

તે સમયે સઘળા ભારતવર્ષમાં એકમાત્ર હમિરજ પ્રબળ પરાક્રમશાળી રાજા હતો. ભારતવર્ષના બીજા પ્રાચીન રાજ્યો યવનના કરાળ આઘાતે ચુર્ણવિચુર્ણિત થયાં. મારવાડના, જયપુરના, બુંદીના, ગ્વાલીયરના, ચંદેરીના, રાઇસીનના, શીકડીના, કાલપીના અને આબુના રાજાઓ અતિ વિનીતભાવે ચિતોડના હમિરનું આધિપત્ય કબુલ કરી તેનું સમ્રાટ તરીકે પુજન કરતા હતા. વળી પોતપોતાનું સેનાદળ લઇ હમિરની મદદમાં યવનની સામે યુદ્ધાંગણમાં ઉતરતા હતા.

જે દુર્દિનમાં ભારતવર્ષનો સ્વાધીનતા હાર તાતારના કંટદેશમાં અર્પિત થયો. તે દિને મેવાડનો પૂર્વ પ્રતાપ અનેક અંશે મંદ થઇ પડયો. તે પ્રતાપ અતિ વિપુલ અને પ્રચંડ હતો ખરો, પણ તેના અપચયથી મેવાડને કાંઇ હાનિ થઈ નહોતી.

વીરવર હમિરના રાજ્યશાસનમાં મેવાડનો પ્રચંડ પ્રતાપ, પૂર્ણ માત્રાએ વિરાજતો હતો. મેવાડની એ સુદઢ પ્રભુતા. આખરના સમય સુધી વ્યાહત અને અખંડિત રહી હતી. તે સમયમાં અનેક ગૌરવાન્વિત રાજાઓ મેવાડના સિંહાસને બેઠા હતા. તેઓ નિષ્કંટક રાજ્ય ભોગ કરી શક્યા નહોતા, અગર જોકે માલવ, ગુર્જર અને દીલ્લીના યવન રાજાઓ વારંવાર તેઓની સામે વૈરાચરણ કરતા હતા. તોપણ ચિતોડની તે સુદઢ પ્રભુતાનો ભંગ થયોજ નહોતો. ચિતોડના રાજાઓ પર્યાય ક્રમે તે યવનના હુમલાનો પ્રતિરોધ કરી શકયા હતા. વિશેષે કરીને જ્યારે દિલ્લીના સિંહાસન માટે ખીલજી, વંશના લોદી વંશના, અને શુર વંશના યવન રાજાઓમાં બખેડા જાગ્યો હતો., ત્યારે મેવાડની અવસ્થા અનેક પરિમાણે ઉત્કૃષ્ટ હતી. શાથી કે તે બખેડાના સમયે મેવાડના રાજાઓએ પોતાની સુદ્રઢ પ્રભુતા બમણી સુદ્રઢ કરી દીધી હતી તે સમયે, શત્રુઓના હુમલાનો પ્રતિરોધ કરવા તેઓ પ્રવૃત થયા હતા એટલુંજ નહિ પણ પોતાની વિજયિની સેના લઇ દિગ્‌વિજય માટે બહાર નીકળતા હતા. એક બાજુએ નાગરકોટના પર્વગાત્ર ઉપર અને બીજી બાજુએ દીલ્લીના સિંહદ્વાર ઉપર તેઓ પોતાના વિજય ચિન્હો અંકિત કરી આવી જતા હતા. એ સમયે મેવાડ રાજ્ય, શુદ્ધશાંતિનો ભોગ કરતું નહોતું. સાૈભાગ્યલક્ષ્મીના અનુગ્રહથી તેના અધિવાસીઓ, દોલતની વૃદ્ધિમાં ઉચા પગથીએ ચડી ગયા હતા. શાથી કે તે સમયે, મેવાડ રાજ્યમાં કેટલાક વિશાળ ચૈત્યો અને વિજય સ્તંભો ચણાઈ ઉભા થયા હતા. તેના વ્યય બાહુલ્યનો વિષય શોધી જોવાથી માલુમ પડે છે જે અમારાં એ વચન યથાર્થ સત્ય છે. એક એવો વિજય સ્તંભ બનાવી ઉભો કરવામાં તે કાળે, મેવાડની રાજ્યભૂમિનું વસુલ ખરચી દે તોપણ તેવો વિજય સ્તંભ અને

તેમ નહોતું અગાઉ આપણે કહી ગયા છીએ જે માત્ર પદ્મિનીના મહેલ શિવાય ચિતોડમા, યવનોએ સુંદર મહેલો, હવેલીઓ વીગેરે ચૂર્ણવિચૂર્ણિત કરી દીધા પણ વળી એક નાની અટ્ટાલિકા અલ્લાઉદીનના હાથથી ચૂર્ણ વિચૂર્ણ થઇ નથી તે અટ્ટાલિકા એક જૈન ધર્માલય છે જૈનસમ્પ્રદાયભુક્ત લોકોના રૂપ્ય વ્યયથી તે ધર્માલય બંધાણું છે આવા સાર્વજનિક સંહાર કાળમા એ ધર્માલય, અલ્લાઉદીનના કઠોર હસ્ત પ્રહારમાથી કેમ બચી ગયુ તેના ખરા ખબર કાંઇથી નીસરતા નથી માલુમ પડે છે જે જૈનની એકેશ્વર વાદિતાના લીધે, અલ્લાઉદીને તે ધર્માલય તોડ્યુ નહિ, એ સઘળી અટ્ટાલિકાઓ જોવાથી માલુમ પડે છે જે શિશોદીય રાજાઓ શિલ્પશાસ્ત્રના વિશેષ અનુરાગી હતા ઉત્તમ કોતરણીવાળા બાંધકામ તેઓને વિશેષ આદરણીય હતા તે સમયે ભૂમિના મેહસુલ સિવાય રાજાઓની ઉપજની પેદાશ બીજી નહોતી માત્ર ભૂમિના મેહસુલમાથી આવો અસાધારણ અટ્ટાલિકા વીગેરેના કામો થાય તેમ નહોતુ રાજ્યના નાણા અને પ્રજાના નાણાથી એવા અસાધારણ કામ થયેલા છે એવુ તો નિશ્ચિતરૂપે માલુમ પડી આવે છે જે શિશોદીય વંશના રાજાઓએ લાંબા કાળ સુધી શ્રીસમૃદ્ધિનો ભોગ કરી ધીર ભાવે, વિચક્ષણ ભાવે, અને સુશૃંખલ ભાવે મેવાડમા રાજ્ય ચલાવ્યુ તેની સમૃદ્ધિ અને આમાદ અવસ્થામા મેવાડના રાજાઓની માફક મેવાડની પ્રજા પણ એવા કીર્તિ સ્થંભ સ્થાપન કરતી હતી પણ કાળના કઠોર હસ્તના પ્રચંડ પ્રહારે આજ તે કીર્તિસ્થંભો વિધ્વસ્ત અને ચૂર્ણવિચૂર્ણિત થઇ ગયા છે આજ રાજસ્થાનના પરિત્યક્ત, વિજન અને દુર્ગમ પ્રદેશમા તેઓનો ધ્વંસ વિશેષ જોવામા આવે છે

ગૌરવ અને શ્રીવૃદ્ધિના ઉચા આસન ઉપર બેસી લાંબો સમય સુખમય રાજ્ય ભોગવી મહારાજ હમિર પરિણત વયમા પરલોકવાસી થયો હમિર અતિ તેજસ્વી, ધીર, સાહસી અને સુદક્ષ રાજા હતો તેના સઘળા ગુણનુ વિવરણ મેવાડના અધિવાસીઓના મુખથી સાભળવામા આવે છે આજ પણ તેઓ શિશોદીય કુળના પ્રાતસ્મરણીય રાજાઓની પવિત્ર નામ માળા સાથે વીરનરહમિરનાનામનો જપ કરે છે

હમિરના પરલોકવાસ ઉપર તેનો વડો પુત્ર ક્ષેત્રસિંહ, પિતૃરાજ સિંહાસને બેઠો ઇ સ ૧૩૬૫ (સ ૧૪૨૧) મા હમિરના ઉપયુક્ત ક્ષેત્રસિંહે પિતૃપ્રદત્ત વિશાળ રાજ્યભાર સ્કંધ ઉપર લીધો બાદ ક્ષેત્રસિંહ થોડા સમયમા પોતાની દક્ષતાથી પોતાના પિતાના યોગ્ય પુત્ર નિવડ્યો થોડા સમયમા પિતાની પ્રચંડ શ્રીમત્તા, વીરતા અને તેજસ્વીતાનુ અનુકરણ કરી તેણે અજમેર અને જીહાનપુરને જીતી લીધા મંડલગઢ, દસુર્ગ અને સઘળુ ચપન વિભાગ સ્થળો પોતાના વિશાળ રાજ્યના અંતર્ભૂક્ત કર્યા બાકીના સ્થાને દિલ્હીના* હુમાયુન નામના બાદશાહનુ ઘોર યુદ્ધ

* [illegible] ૧૩૮૩

થયુ તે યુદ્ધમા દિલ્હીના વિશાળ સેનાદળ ઉપર તેણે સપૂર્ણ રીતે જય મેળવ્યો પણ દુર્ભાગ્યવશે તેનુ તે વિજય ગૌરવ, ને વીરત્વ અને તેજસ્વિત્વ અતિ સામાન્ય વ્યાપારમા પર્ય્યવસિત થયુ તેના અમુલ્ય જીવનની પવિત્ર ગ્રથી, અકાળે આ લોકમાથી વિચ્છિન્ન થઇ ગઇ મેવાડના બુનાઉદા નામના હારવશીય સામત રાજાની પુત્રી સાથે, ક્ષેત્રસિહનુ વેવીસાળ સ્થિર થયુ આ અમગળમય સબધ બધાયો નહિ એટલામા દુરાશય હારવશના સરદારે, ક્ષેત્રસિહની ગુપ્ત હત્યા કરી શીપાશવીવૃત્તિનુ પરિપોષણ કરવા માટે તે દુરાચાર હારવશીય સામત પોતાના રાજાનુ હૃદય શોણિત પાડયુ, તે કાઈ સમજી શકાતુ નથી

જુલમી હારવશીય સામતે હત્યા કરવાથી ક્ષેત્રસિહ અકાળે આલોકમાથી અતરિત થયો ત્યારપછી સ ૧૪૬૯ ( ઇ સ ૧૩૮૩ ) મા રાણો લાક્ષ ચિતોડના સિહાસને બેઠો રાજ્યાસને બેસી રાણા લાક્ષે મેરવારા નામનો પાર્વત્ય પ્રદેશ જીતી લીધો તે પ્રદેશના પ્રધાન દુર્ગવિરાટને પાયમાલ કરી તેના ધ્વસાવશેષ ઉપર બેદલોરનો કીલ્લો તેણે સ્થાપ્યો.

તે શિવાય વળી એક મોટુ અને અત્યાવશ્યકીય કર્મ કરી તે વિશેષ ખ્યાતિવાળો અને નામાકિત થયો રાણા ક્ષેત્રસિહે, ભીલ લોકો પાસેથી જેચપન પ્રદેશ લઇ લીધો હતો, તે ચપન પ્રદેશના જબગ નામના સ્થળે રૂપાની અને કલઇની ખાણને તેણે શોધી કહડાવી હતી એમ કહેવાય છે જે તે ખાણમાથી + સપ્તધાતુ સારી રીતે નીકળતી હતી પણ હાલતો તે અતિશયોક્તિ છે, એમ માનવામા આવે છે સોનાનુ તો ચિન્હ માલુમ પડતુ નથી ત્યારે રૂપુ કલઇ,

---

સુધીમા હુમાયુનનુ નામ જોવામા આવતુ નથી ત્યારે મહાત્મા ટોડે આ સ્થળે કોને હુમાયુન પરિચિત કરી કહયો સુપ્રસિદ્ધ મોગલ કુળમા જે હુમાયુન પેદા થયેલ છે તે હુમાયુન ઇ સ ના સોળમા સૈકામા પેદા થયેલ છે તે વાત કાઇથી અવિદિત નથી? પડિતવર એ ફીસ્ટન પ્રણીત ભારત વર્ષના ઇતિહાસમા જોયાથી માલુમ પડે છે જે દિલ્હીશ્વર નાસરૂદ્દીન તગલગનો હુમાયુન નામે એક પુત્ર હતો નાસરૂદ્દીનના મૃત્યુ પછી ઇ સ ૧૩૯૪ મા તે દિલ્હીના સિહાસને બેઠો હતો તે વૃદ્ધ ઉમ્મરમા દિલ્હીના સિહાસને બેઠો હતો માત્ર દોઢ માસ રાજ્ય કરીને પરલોકવાસી થયો તે હુમાયુન સાથેજ મહારાજ ક્ષેત્રસિહનુ યુદ્ધ થયુંછે બેઉ સમયના કાલ ઐક્ય વ્યતિરેકે ઘણુ કરી બીજા સઘળા વિષયમા તે હુમાયુન સાથે મહાત્મા ટોડ સાહેબે કહેલા હુમાયુનનુ સોસાદશ્ય માલુમ પડે છે અગરજો કે પિતા નાસરૂદ્દીનનુ સિહાસન હુમાયુનને ઇ સ ૧૩૯૪ની પુર્વે મળ્યુ નહોતુ તોપણ તે ઇ સ ૧૩૬૫મા જીવિત હતો તેમા કોઇ રીતનો અસભવ નથી

Elphistone s history of India p p 413 441

+स्वर्णरूप्यचताम्रंचरंगयशदमेवचसीसलोहंचसप्तैवधातवोगिरिसंभवाः ॥

भावप्रकाश

એમ કહેવાય છે જે તે સાત ધાતુ સાથે સાત ગ્રહોની વિશેષ સગતિ છે

તાણુ સીસું અને અંજન નીકળતું હોય ખરૂં જ. પણ રૂપું અને કલાઈ એકજ ખનિજ પદાર્થથી પેદા થાતું. અને જે ખનિજ પદાર્થનું વિશ્લેષણ કરી તે બન્ને ધાતુ હાથ આવતું તેજ ખનિજ પદાર્થનું હાલ વિશ્લેષણ કરવાથી વધારે ભાગે કલાઈ નીસરે છે અને ઘણાજ થોડે ભાગે રૂપું નીસરે છે.*

લાક્ષ રાણાના શાસન કાળમાં જેવી મેવાડની શ્રી વૃદ્ધિ થઇ તેવુંજ મેવાડનું ગૌરવ પણ વધ્યું મેવાડનું ગૌરવ વધારવામાં લાક્ષ રાણાએ વીરત્વ, મહત્વ અને તેજસ્વિત્વ બતાવેલ છે અંબરના પેટાના નગરાચગ નામના સ્થાનમાં શંકલાવશીય, કેટલાક પ્રબળ પરાક્રાંત રજપુતો વસતા હતા રાણા લાક્ષે તેઓના વિરૂદ્ધે તલવાર લઇ તેઓને હરાવી દીધા. કેવલ તે સ્વજાતીય વિરૂદ્ધે તલવાર ઉપાડતો એટલુંજ નહિ પણ દિલ્લીશ્વર મહમદશાહ લોદીના વિરૂદ્ધે તલવાર ધારણ કરી તે યુદ્ધમાં ઉતર્યો અને બેદનોર નામના સ્થાને દીલ્લીશ્વરના લશ્કરને તેણે સંપૂર્ણ હરાવી દીધું લાક્ષ રાણો જેમ વીર હતો, તેમ વીરોચિત કાર્ય આત્મજીવનનુ વિસર્જન કરી તે ગયો છે. એ સઘળી યુદ્ધ ઘટના પછી દુર્દાંત યવનોએ પુણ્ય ભુમિ ગયાક્ષેત્ર ઉપર હુમલો કર્યો. પાપિષ્ટ યવનોએ પૂન્ય આર્ય ધામ ઉપર હુમલો કર્યો. અપવિત્ર મ્લેચ્છોએ આર્યનો સનાતન ધર્મ બગાડી દેવા ઉપક્રમ કર્યો તેથી શુ સ્વધર્માનુરાગી ધીર પુરૂષો નિશ્ચિત બેસી રહે ખરા!

થોડા સમયમા સઘળા ભારતવર્ષમા તુમૂલ સંઘર્ષ પેદા થયો ક્ષત્રીય વીરો, પોત પોતાની સેના લઈ યવનના ભયંકર ગ્રાસમાથી પૂણ્યક્ષેત્ર ગયાને બચાવવા આગળ ચાલ્યા તેમા શિશોદીય કુળ શિરોમણી રાણો લાક્ષ અગ્રેસર થઇ નાયકપણું લઈ આવ્યો. રાણાએ તે ભયંકર ધર્મયુદ્ધમા અસાધારણ વીરત્વ દેખાડ્યું. છેવટે તેજ સંગ્રામ સ્થળે, પોતાના જીવનનો તેણે ત્યાગ કર્યો. તેના તે ધર્માનુરાગથી અને સ્વદેશ પ્રેમથી, તેનું નામ, મેવાડના પ્રસિદ્ધ અને પ્રાતઃસ્મરણીય રાજાઓની નામ માળામા એક ઉચા સ્થાને જઈ બેઠું. છે તેની શીલ્પ ઉપર ગાઢ પ્રીતિ હતી સ્વદેશની શોભા વધારવા તેણે જે શીલ્પના કામ કરાવ્યા છે, તે સઘળાં આજ મેવાડ પ્રદેશમા સમભાવે વિરાજે છે તે કામો, તેના શિલ્પાનુરાગના સાક્ષી સ્વરૂપ છે. રાજ્યના અનેક સ્થળે તેણે મોટા તળાવો અને સરોવરો કરાવ્યા તેનો પાણીનો અંતનો કાયમ રહે તેના માટે રાણાએ મોટા મોટા બંધ બંધાવ્યા વળી વિદે-

* લક્ષ્મીના આવાન સ્વરૂપ એ આજુન પ્રયોગો ઘણા કાળ સુધી પરિત્યક્ત અવસ્થામા રહ્યા છે આજ તે પ્રયોગો દુર્લભ અજ્ઞાનથી પરિત્ત છે મોઇ લોક આદમ કરી તેમા પેઠી શકતું નથી. તે ખબુની અધિ [illegible] દેવીના બનારેલા મદીન લાવ બાની ગુરી ગયા છે તેના તે મોઇ વનદુર્ગ પાપી પૂજન કરતુ નથી ત્યાના બાન લોકો તે પુનાતન દેવની પૂજા છોડી દઈ લાવ નવા [illegible] કરે છે, તેઓ બનવની લક્ષ્મીનો પુજાવિધિ છોડી લાવ ચાંતના માતાની પુજા કરે છે [illegible] જ. નિદશાન, અનેતુરં તને એકા લઈ પ્રાચીન નગરાચગ જનપદ સંગતિજો.

શીય લોકોના હુમલામાંથી મેવાડને રક્ષવા માટે તેણે સ્થાને સ્થાને કિલ્લા બનાવ્યા. ઉપર કહેલી ખીણોમાંથી જે પુષ્કળ નાંણુ તે પામતો, તે નાંણાં, લોક સુખકારી કાર્યમાં તે વાપરતો હતો. વળી દુર્ધર્ષ અલ્લાઉદ્દીનના કરાળ પ્રહારથી જે સઘળાં સુંદર મહેલો અને દેવાલયોનો વિધ્વસ્ત થઇ ગયાં તેને મરામત કરી, તેનો રૂડી રીતે જીર્ણોદ્ધાર કરવામાં ગણો લાક્ષ, તે સઘળાં નાણાં વાપરતો હતો. સુરસુંદરી પદ્મિનીના સુંદર આરામ સ્થળનો ગઠન પ્રણાલીને અનુસરી તેણે એક મહેલ બનાવ્યો હતો. તેનો કેટલોક અંશ આજ જોવામાં આવે છે. એ શિવાય, રાણાએ પુષ્કળ દ્રવ્ય ખરચી એક મોટું બ્રહ્મમંદિર બનાવ્યું. તે મંદિર અદ્વિતીય એકેશ્વર ભગવાન બ્રહ્માના નામેઉત્સૃષ્ટ હોવાથી, તેમાં બીજાદેવ વીગેરેની મૂર્તિ સ્થાપી નહોતી તેથીજ તે મંદીર, આર્ય વિદ્વેષિ યવનના કરાળ ગ્રાસથી બચ્યું હોય એમ માલુમ પડે છે.

રાણા લાક્ષને અનેક સંતાનો પેદા થયાં હતાં. તે સંતાન સંતતિએ, રાજ્ય સ્થાનમાં ફેલાઇ જઈ પોતપોતાના નામે એક એક સ્વતંત્ર ગોત્ર સ્થાપેલ છે. તેઓમાં લુણાવત્ અને દુલાવત્ લોકો વિશેષ પ્રસિદ્ધ થયાં આજ અગુણાપાનોરની પાસેના પ્રદેશ અને આરાવલી પ્રદેશના ગિરિવ્રજના સ્વાધીન ભૂચધિકારીઓ તે લુણાવત્ અને દુલાવત્ નામે પોતાને પરિચય આપે છે* રાણા લાક્ષના મોટા પુત્રનું નામ ચંડ હતું. અગર જોકે ચંડ સર્વમાં મોટો હતો, પણ તે પિતૃરાજ્ય સિંહાસને અભિષિક્ત થયો નહિ કેવા ઘટના ચક્રના આવર્તનથી એ ઉતરાધિકારીપણાના ચિરંતન વિધિનો વ્યભિચાર થયો અને તેથી મેવાડ રાજ્યના કેટ । અનર્થ થયો, તેની યથાર્થ સમાલોચના આવતા અધ્યાયમાં આપણે કરશુ.



* યલનની પાસેના કાનોરના માયગદવત સરદારો અને સિંધુ નદની તીરના ગોણદ્વારના સામંત સરદારો રાણા લાક્ષના વંશમાં પેદા થયેલા છે.

ભયાનક અગ્નિ સળગાવી દીધો તે થોડાથી ઓલવાયો નહિ. તેને ઓલવવામાં રાજ્યની એક કાયમની પ્રથાનો વ્યભિચાર થયો અને તેથી કરી મેવાડનું જે અનિષ્ટ થયું તેવું અનિષ્ટ મોગલ કે મહારાષ્ટ્રિય લોકોના હુમલાથી થયું નથી.

સુખથી અને દુઃખથી લાંબાં વર્ષનું આયુષ્ય ભોગવી રાણા લાક્ષે ઘડપણની અવસ્થામાં પગલું મુકયું એ સમયે અર્થકારી વિષય ચિંતાનો ત્યાગ કરી. પરમાર્થ ચિંતામાં મનોનિવેશ કરી શાંતીમય જીવન કહાડવાનો ઉદ્યોગ કરવા લાગ્યો. તેના પુત્રો અને પૌત્રો યથા યોગ્ય વૃત્તિ અને ભૂમિ સંપતિ પામી પુષ્કળ આનંદમાં કાળનું નિર્ગમન કરવા લાગ્યા. હવે રાણાને શાથી ચિંતા હોય ! જેષ્ટ પુત્ર ચંડને રાજ્ય ઉપર અભિષિક્ત કરી નિશ્ચિંત થઈ ઇશ્વરારાધનામાં કાળ ક્ષેપ કરવાની માત્ર એક ચિતાં તેના હૃદયમાં હતી. પણ વિધાતાએ વાદી અને સામાવાળા થઈ તેને સંસાર સાગરના પ્રબળ વમળમાં નાંખી દીધો તેથી તેને પરમાત્મ ચિંતનમાં વ્યાઘાત થયો. તેની શાંતીની સડકમાં કાંટા અને શુળ પથરાયા. આ વિષમથી સંસાર ચિંતામાંથી છુટવાને તેણે મહેનત કરી પણ નિર્થક ગઇ.

એક સમયે રાણો લાક્ષ પોતાના પરિવાર સામંત સરદાર વીગેરેની સાથે રાજ સભામાં બેઠો હતો તે સમયે મારવાડ રાજ્ય રણમલનો એક દૂત નારીયેલ લઇ ત્યાં આવ્યો રાણાએ તે દૂતને સત્કાર અને સંભ્રમથી વાસ આપવાનું કરી મારવાડના રાજા વગેરેની કુશલતા પુછી આવવાનું ખરૂં કારણ પુછયું દૂતે કહ્યું– મહારાણાના જેષ્ટ પુત્ર ચંડની સાથે તેની પુત્રીનો વિવાહ કરવા મહારાજ રણમલે નિશ્ચય કરી નારીયેલ સાથે મને મોકલ્યો છે ચંડ તે સમયે રાજ સભામાં ન હોતો એટલે કે થોડો સમય રાહ જોઇ રહેવાનું દૂતને કહી રાણો બોલ્યો " ચંડ હાલ આવી એ પ્રસ્તાવમાં સંમતિ આપશે ત્યાર પછી તે પોતાની મુછ મરડતો મરડતો પરિહાસચ્છલે બોલ્યો જે "મારા જેવા ધોળી દાઢી મુછવાળા વૃદ્ધ માટે તમોએ એ ખેલવાની સામગ્રી મોકલી નથી " રાણાનું એ મધુર કૌતુકાવહ વચન સાંભળી સભાના સઘળા લોકો પરમાનંદે પૂલકિત થયા. અને તેના તે રસસિક્ત વચનની સઘળા પ્રશંશા કરવા લાગ્યા. એટલામાં મોટો પુત્ર ચંડ સભામાં આવ્યો સભામાં આવી તેણે સર્વ વૃત્તાંત સાંભળ્યો કૌતકના વશવર્તી થઇ પીતાએ જે સંબંધ થોડા સમયના માટે પોતાનો કરી માન્યો તે સંબંધ પુત્ર શીરીતે સ્વીકારે ? એ કૃષ્ટ ચિંતા ચંડના હૃદયમાં ઉદય પામી તેણે છેવટ સ્થિર કર્યું જે તે વિવાહમાં સમંત થવું યોગ્ય નથી. તેનો તો સિદ્ધાંત રાણાના સાંભળવામાં આવ્યો તેણે પુત્રની તે સિદ્ધાંતમાં પ્રગલભતામાની વારંવાર તેને યોગ્ય શિખામણ આપી. પણ રાણાની સઘળી શીખામણ વ્યર્થ ગઈ. તે ચંડનો દ્રઢ સંકલ્પ ફેરવી શકયો નહિ રાણાને બે તરફથી સંકટ આવી પડયું એક તરફ

છોડી નિવૃતિ ધર્મ પાળવો ત્યાગ કરી, પ્રવૃતિ ધર્મ પાળ્યો, તે દિવસે. શતદ્રુ અને કાંગ્ગાં નદીના કાંઠા ઉપર આવેલ પ્રધાન સાધન ભૂમિ અને ગયા તીર્થનો ઉદ્ધાર કરવાનું તેઓનું પ્રધાન ધાર્મિક કાર્ય થઇ પડયું. તેઓનો દૃઢ વિશ્વાસ હતો જે જો તેઓ પાપિષ્ટ યવનના કરાળ ગ્રાસમાંથી પુણ્યક્ષેત્ર ગયાનો ઉદ્ધાર કરશે. તો તેઓ આલોકથી સોહંલોકમાં જાશે. વિશ્વાસ, કાર્યનો પ્રધાન પ્રણોદક અને અગ્રનાયક છે. એ વિશ્વાસથી પ્રણોદિત થઇ ભારતવર્ષના આર્ય નરપતિઓને દુર્ધર્ષ યવનની સાથે મહાસંગ્રામમાં ઉતરવું પડયું. એવા કામમાં ઉતરી લડી પૂણ્યભૂમિનો ઉદ્ધાર કરવો-તેજ તેઓનું તપશ્ચરણ હતું આજ મહારાણો લાક્ષ તે કઠોર તપશ્ચરણ કરવા માટે કાર્યક્ષેત્રમાં ઉતર્યો. તે દુરસાધ્ય છેવટનું વ્રત અવલંબન કરી રાજ્યમાંથી વિદાય થતી વખતે રાજ્યમાં કોઈ રીતનો અંતર્વિપ્લવ ન થાય તેમ તેણે સારો બંદોબસ્ત કર્યો. તેણે પ્રધાન મંડળ વીગેરેને બોલાવી કહ્યું હું જે વ્રતનું અનુષ્ઠાન કરવા પ્રવૃત્ત થયો છે. તેવ્રત અતિ કઠોર છે. તેવ્રતનું સારી રીતનું ઉદ્યાપન કરી હું સત્વર આવીશ. તેણે મનમાં વિચાર્યું જે એ કઠોર વ્રતનું ઉદ્યાપન કરી મેવાડમાં પાછા આવવાનો ભરૂસો શું છે. જો પાછો ન આવું તો મુકૂલની ઉપજીવિકા માટે શું થાય ! મુકૂલના માટે કોઇ રીતની સંપતિ મુકરર કરવી જોઇએ. તે સમયે સામે ઉભેલો તેજસ્વીચંડ પિતાનો મનોભાવ જાણી બોલી ઉઠયો " મુકૂલની જીવિકા માટે ચિતોડનું સિંહાસન, એ સરલ અને અભ્યુદાર ચંડના બોલવાથી રાણાના મનમાં કોઇ રીતનો સંદેહ ઉત્પન થાય તેના માટે રાણાની યુદ્ધયાત્રા પહેલાં બે દિવસે ચંડે, મુકૂલનો અભિષેક કરી દેવા રાણાને કહ્યું તેની દૃઢ પ્રતિજ્ઞા અને અપૂર્વ સ્વાર્થ ત્યાગ જઇ સઘળા વિસ્મિત થયા. એકદમ અભિષેક કરવાની ગોઠવણ થવા લાગી પાંચ વર્ષના બાલક મુકૂલને રાજ્યસિંહાસને બેસારી વીરવરચંડે સઘળાની પહેલા તેને રાજોપયોગી સમ્માન સંભ્રમ બતાવી, તેનો અનુગત અને વિશ્વસ્ત થઇ રહેવાની પ્રતિજ્ઞા કરી.

એ મોટા સ્વાર્થત્યાગના કાર્ય માટે ચંડને મંત્રભુવનમાં ઉચ્ચ આસન મળ્યું અને એવું વિધિબધ થયું જે કોઇ સામંત સરદારને ભૂમિવૃતી આપવાનો દસ્તાવેજ થાય, તેમાં રાણાની સહી સાથે ચંડના ભાલાનું ચિન થાય.

ચંડનું હૃદય મહત્વ, અસહિષ્ણુત્વ, ઉદારત્વ વીગેરે રૂડાગુણોથી વિભૂષિત હતું. તે હકીકત તેના સ્વાર્થત્યાગનાં કાર્યો જોવાથી સ્પષ્ટ રીતે માલુમ પડે છે. પિતાની ગેરહાજરીમાં નાનાભાઇ મુકૂલનાં મેવાડનાં અને મંત્રી મંડળના મંગળ માટે ચિતોડમાં ચંડે કામ કરવાનું શરૂ કર્યું, પણ તેની રાજ્યશાસન ચલાવવા નીપૂણનીકાથી મુકુલની માના હૃદયમાં વિષવૃક્ષનું બીજ રોપાયું, રાજમાતાએ વિચાર્યું જે પુત્રની નાની વયમાં પોતે રાજ્યકાર્યની પર્ય્યાલોચના કરશે. પણ તેની તે આશા પૂર્ણ થઈ નહિ. તેની મનોવેદનાની સીમા પરિ સીમા રહી નહી. કુટીલ હિંસાદ્વેષની પ્રરોચનાથી તેણે હૃદયમાં કૃતઘ્નતાને આશ્રય આપ્યો નહિ. ખરેખર

રીતે તેનુ હૃદય પ્રકૃત પશુભાવથી પૂર્ણ થયુ તે ચંડના આત્માર્થ ત્યાગ વિના રાજમાતા ઘાત નહિ પાષાણથી હૃદય બાધી ખરેખરી રાક્ષસી અને પીશાચીનુ રૂપ ધારણ કરી તે ચંડના બેહદ ગુણ ભુલી ગઇ અને ચંડનુજ અનિષ્ટ અને અપયશ કરવા તૈયાર થઇ કૃતઘ્ન રાજમાતા ચંડના દરેક કામ ઉપર ઈર્ષ્યા અને દ્વેષથી જોવા લાગી છેવટે ચંડનુ કોઇ છીદ્ર માલુમ ન પડવાથી કેવલ અમૂલક કારણ અને અધમ પ્રવૃત્તિને વશ વરતી થઈ ચંડના સરલ કાર્યમા દોષારોપ કરી બોલી " રાણા નામ માત્રનો થઇ જાય અને પ્રકૃત રાણા પોતે થઇ જાય એમ ચંડ પ્રાયાસ કરે છે " તેજસ્વી ચંડે તે સઘળો વિષય જાણ્યો તે જાણતો હતો જે નાનાભાઇના મંગલ માટે અને રાજ્યની શ્રીવૃદ્ધિ માટે તેણે સ્વાર્થનો હોમ કર્યો છે પણ તના તે સુશાદ્ધિ નાના કાર્યનુ આવુ પ્રતિદાન !

ચંડના ઉન્નત હૃદયમા ઘોર આઘાત લાગ્યો તે વિલક્ષણ રીતે જાણતો હતો જે જગતમા સરલ વ્યવહારનુ પ્રકૃત પ્રતીદાન નથી તે છાતી સામી રાખી હૃદયમા શત્રુની છરીનો ઘા લઈ વેદના ભોગવવા તૈયાર હતો પણ એવા અન્યાય અપયશનો અલ્પ માત્ર બોજો સહન કરવાને તૈયાર નહોતો એવા અન્યાય અને અયોગ્નિક દોષારોપને માટે તેણે માતાને સુમીષ્ટ વચનના તિરસ્કારથી કહ્યુ ' મા ! તમારા સમજવામા ભ્રમ છે માટે જો ચીતોડના રાજસિંહાસનબેસવાનો અભિલાષ હત તો તમને આજ કોણ રાજમાતા કરત વારુ ! તેથી મારે કંઈ ક્ષતી નથી કાંઈ વિશેષ દુ ખ નથી કેવળ દુ ખએટલુજ છે જે ચિતોડ રાજ્ય છોડીને જાઉંછું ચીતોડના ભાગ્યમા ભયકર દુ ખદાયક ઘટના લખેલી છે તેનો વિચાર કરી હું દુખિત છુ જે થાય તે ખરૂ ! હુ તો હવે રવાના થાઉંછુ હવે રાજશાસનનો ભાર આપના હાથમા સોપાયો, કેવળ આપનાજ ઉપર હવે રાજ્યનુ સુખ દુ ખ, સંપદ અને વિપદ રહેલ છે જો જો ! શિશોદીય કુળની માન મર્યાદા જાય નહિ ચીતોડ છોડી ઉદાર હૃદયવાળો ચંડ માંડુરાજ્ય તરફ ચાલ્યો માંડુરાજાએ તેને મોટા સત્કાર અને નમ્રમથી સ્વીકાર્યો તેણે હાલવાર નામનો જનપદ ચંડને ભૂમીવૃતીમા આપ્યો.

પૃથ્વીમા પ્રકૃત કૃતજ્ઞતા કયા છે ! તે અપાર્થિવધન છે તે સ્વર્ગીય પદાર્થ છે અહિંસાના, દ્વેષના, સ્વાર્થપરતાના, અને વિશ્વાસઘાતકતાના અંધ નરકકુપમા તે પવિત્ર સ્વર્ગિય રત્નનુ અસ્તિત્વ ક્યાથી હોય જે જેનુ એ પવિત્ર સ્વર્ગીય રત્નથી હૃદયવિભૂષિત છે તે માનવ છતા દેવતા તે અતિ સામાન્ય આશ્રમી હોઇ વિશ્વને પુજનીય છે વીર હૃદયચંડે અન્યસ્વાર્થમા જલાજલિ દીધી જેઠના ઓગ્માન નાના ભાઇને રાજસિંહાસને તેણે બેસાર્યો તેની તેણે સન્મત ભાવે નોકરી કરી એ મહત્ત્વ અને ઉદારતાના ઉદાહરણ કોઈ માનવના ચરિતમા માલુમ પડે છે ! એ અપૂર્વ કૃત્યના અનુષ્ઠાનથી ચંડને શું મળ્યુ હિંસાના, દ્વેષના, સ્વાર્થપરતાના, અને વિશ્વાસઘાતકતાના અંધનરકકુપ જગતે તેનો કેવો

બદલો આપ્યો. તે પિતૃરાજ્યનો ત્યાગ કરી ગયો. ક્રૂર ચરિતવાળી ઓરમાન માએ તેને દેશ છોડી જતાં વાર્યો નહી એકવાર તેને ફેરવી પાછો લાવવા ચેષ્ટા કરી નહી, પણ રાજમાતા આનંદિત થઇ વિશેષે કરી, તેના પિતા, ભ્રાતા, અને બીજા સંબંધીઓને હર્ષની હદ રહી નહી. મુંદરનગરનો ત્યાગ કરી તેઓ ચિતોડમાં આવવા લાગ્યા. સહુની પહેલાં મુકૂલનો મામો યોધ + મારવાડની મરૂ ભૂમિ છોડી મેવાડમાં આવ્યો. થોડા દિવસ પછી યોધનો પિતા રણમલ, તેના અનુચરો અને પરિવાર સાથે આવ્યો મારવાડમાં મકઇના રોટલા ખાઈ જેના ગળાં સુકાઇ ગયાં હતાં, તેઓ આજ મેવાડમાં ઘઉંના રોટલા ખાઈ મુકૂળની જય વાંછવા લાગ્યા.

કૂટનિતી જાણનાર આશામીના હૃદયનો ભાવ કોણ જાણવા સમર્થ છે? મારવાડના ઉત્તમ પ્રાંતમાં બેસી જેઓ આજ સુધી સ્વર્ગના સુખ ભોગવતા હતા. આજ તેઓ સ્વર્ગથી પણ મોટી માતૃભૂમિનો ત્યાગ કરી મેવાડની ભૂમિમાં શામાટે આવ્યા? તેના હૃદય માંહેની દુરભી સંધિ કોણ જાણી શકે? રણમલ શિશુ દૈહિત્રને ખોળામાં લઇ મહારાજ બાપ્પારાઓળના સિંહાસને બેઠો. રાણાના છત્ર ચામર વીગેરે રાજ ચિન્હ તેના ઉપર હોવા લાગ્યાં. આનંદ અને સુખની લહેર રણમલના હૃદયમાં ક્રીડા કરવા લાગી. તે મનમાં ભાવિ સુખો જોતો હતો. બાળક મુકૂલ ક્રીડા સક્ત હોઇ. ત્યારે રાજસભા છોડી બહાર જાતો. ત્યારે રણમલ એકલો તે સિંહાસને બેસતો અને સઘળાં રાજચિન્હ તેના ઉપર ધરાતાં હતા. રણમલનો મકસદ અને ગૂઢાશય કોઈ સમજતું નહોતું જે કોઇ સમજતું હતું તે તેનાથી પ્રતિકૂળ થઈ રાજ્યમાં રહે તેમ નહોતું. રણમલનો ખરાબ મકસદ, એક આસામી સારી રીતે જાણતી હતી. રાઠોડ રાજના એ દુરાચરણ જોઇ તે મનમાં બહુ દાઝ પામતી હતી. તે શિશોદિય કુળની વૃદ્ધ ધાત્રી (દાઇ) × રાજકુમારના રક્ષણાવેક્ષણનો ભાર તેના હસ્તમાં હતો. વીરવર બાપ્પારાઓળના સિંહાસનનો કબજો શું રાઠોડ રજપુતો કરશે? દુર્જનની વિશ્વાસઘાતકતામાં શિશોદીય કુળ શું અનંતકાળના માટે વિનાશ પામશે? એવી રીતની ગંભીર ચિંતા તે ધાઇમાના હૃદયમાં ઉદય પામી દારૂણ દુઃખથી ઘણાથી અને અભિમાનથી ઉત્તેજીત થઈ તેણે મુકૂલની માની પાસે જઇ કહ્યું. "તું શું કાંઇ જોતી નથી."

+ રાય યોધજ યોધ પુરનો સ્થાપન કર્તા.

× મહાત્મા ટોડ કહેલ એવી દાઇમા હિંદુરાજકુળમાં અત્યંત સંમાન અને આદર પામે છે. તેના સંતાન પુત્ર રજપુત રાજાઓ સાથે સારા ભભકાથી અને દાઇથી રહેછે. તેઓની ભુમિ વૃતિ પણ રાજ્ય તરફથી મળે છે, દુતપણા વિગેરેના વિશ્વસ્ત કાર્યો રાજમાં તેઓ કરે છે.

તુ કાઇ સમજતી નથી ! તારૂ પિતૃકુળ તારા શિશુસતાનને રાજ્યસિંહાસનથી ભ્રષ્ટ કરશે નહિ મંગળાકાંક્ષિણી દાઇમાના વચન સાભળી રાજમાતા વિષમ સદેહમા પડી આટલા દિવસ સુધી એવી રીતનો સદેહ, તેના હૃદયમા ઉદય પામ્યો નહોતો આ ટાણે તેની અવસ્થા એવી સંકટાપન્ન હતી તે તેજ જાણતી હતી તે સંકટમાથી નિસરી જવા પુરેપુરી ચેષ્ટા કરવા લાગી દુર્મતિ રણમલ પોતાનો ઇરાદો પાર પાડવા છાનો છાનો ષડયંત્ર કરતો હતો

વિષમ સંકટમા પડી, બેનશીબ રાજમાતા, પોતાના રક્ષણ માટે ચારે તરફ જોવા લાગી પોતાના રક્ષણ માટે કેવા ઉપાય યોજવા, તેની ચીંતા કરવા લાગી પણ ઉપાય કેવો ? તેણે દુરાશાને વશવર્તિની થઇ પોતાના ચરણમા કુઠારાઘાત કર્યો છે આજ જો પ્રચંડ ચંડ ચિતોડમા હતતો વિપદ પાસે આવી શકત નહિ પણ રાજમાતાએ કૃતપિશાચીની મૂર્તિ ધારણ કરી પોતાનો સર્વનાશ કર્યો છે છેવટે આવેલી વિપદમાથી ઉદ્ધાર પામવા, તે એકવાર પોતાના પિતા રણમલ પાસે ગઇ વળી તીવ્ર અને કઠોર વાક્યે, તેના તે દુરાચરણના કારણો માટે તે પુછવા લાગી, પણ પિતા પાસેથી પ્રત્યુત્તરમા તેણે જે સાભળ્યુ તેથી તેનુ હૃદય કપી ઊઠયુ તેના હૃદયમા દૃઢ પ્રતીતી થઈ જે આતતાયી રણમલ તેના પ્રાણપ્રીય કુમારનો સર્વનાશ કરવા તૈયાર થયો છે એ વિપતકાળમા સઘળી પીના સાભળવામા આવ્યુ ચંડના ભાઇ રઘુદેવનો દુરાચાર રણમલે વધ કર્યો આવા ભયંકર સમાચાર સાભળી રાજમાતાના હૃદયમા ઘોર સદેહ ઉત્પન્ન થયો ભૂમિવૃત્તિમા કેલવારા અને કવેરીયા નામના બે પ્રદેશ રઘુદેવ ભોગવતો હતો તે કેલવારામા વાસ કરી રહેતો હતો રણમલે તેની પાસે સમ્માનસૂચક એક રાજ પહેરવેશ ભેટમા મોકલ્યા સમ્માનસૂચક રાજ પહેરવેશ ભેટમા આવે કે તુરત શરીરે તે પહેરવા જોઇએ એવો અનાદિ નિયમ છે અનાદિ નિયમ છે એટલુજ નહિ પણ તે શિષ્ટાચાર છે રઘુદેવ જ્યારે ભેટમા આવેલ એ રાજ પહેરવેશ પહેર્યો એટલામા તેની સામે આવેલા દુરાચાર ગુપ્તચરે છરી મારી તેનો વધ કર્યો એમ કહેવાય છે તે ગુપ્તચર ઘાતુક હોઈ દુરાચાર રણમલ તરફથી આવ્યો હતો રઘુદેવ, અત્યંત શ્રીમાન્ ધર્મપરાયણ સાહસવાન્ યુવા પુરૂષ હતો તેના અનુપમ ગુણ અને શૌર્ય માટે રજપુતો તેના ઉપર અત્યંત પ્રીતિ રાખતા હતા તેના અસ્વાભાવિક શોચનીય મૃત્યુથી મેવાડવાસી રજપુતો ગભીર શોકમા આવી પડયા મૃત્યુ પછી તેને દેવસ્થાન મળ્યુ મેવાડમા તે પિતૃદેવમા આસન પામ્યો મેવાડના લોકો તેની પ્રતિમૂર્તિ લઇ તેની પુજા કરવા લાગ્યા પ્રાત્યહિક પૂજા સિવાય પ્રતિવર્ષ બેવાર રઘુદેવની પૂજાવિધિ મોટા ધુમધામથી થવા લાગી એ સમયે રાણાથી તે સામાન્ય ભિક્ષુક સુધાન તે ઉત્સવમા ભાગ લેતા હતા *

* પ્રસિદ્ધ હરોદ નિમિત્તે મેવાડમા પ્રતિવર્ષ એક ઉત્સવ થાય છે તે ઉત્સવ દિવસે અને

. . . રાજમાતાને, ચિંતા અને આશંકાની હવે સીમા રહી નહી. દુરાચાર રણમલે જ્યારે રઘુદેવની હત્યા કરી ત્યારે તે બાળક મુકૂલનો વધ કેમ ન કરે! ભાવિ વિપત્તમાંથી બચી જવાનો એક સદુપાય શોધી કાઢવા તત્પર થઈ. તે જ્યાં નજર નાંખતી ત્યાં નવી નવી આફતો, ક્ષણે ક્ષણે તેને ભય દેખાડતી હતી. "તેની ચારે બાજુએ શત્રુ હતા. ચારે બાજુએ વિશ્વાસઘાતક રણમલના લોકો જોવામાં આવતા હતા. ચીતોડમાં જે ઊચા સન્માનનું ક્ષમતાસૂચક પદ હતું તે પદ ઉપર નરાધમ રણમલના કુટંબી અને સ્નેહી માણસો ચઢી બેઠા હતા. ટુંકામાં ચીતોડમાં સઘળું દુર્ગત રણમલનું વશીભૂત હતું. સઘળા લોકો, રણમલના હાથમાં ક્રીડાના પુતળાં તરીકે હતા ત્યારે હવે મહીષીના પક્ષનું અવલંબન કરી શિશોદીય વંશનો કોણ ઉદ્ધાર કરે! બાપ્પારાઓળે રોપેલ વંશ વૃક્ષને નાશમાંથી કોણ હવે બચાવે! કોઈ નથી. માત્ર એકજ આશામી છે. તે દેવ ચરિત ઉદાર હૃદયચંડ-મહીષીની સઘળી આશા નિષ્ફળ જવા લાગી. તે ચારે બાજુએ જુદાં જુદાં અમંગળ અને દુર્નિમિત્ત જોવા લાગી. આવા મહા સંકટમાં પડી તેણે મહાવીરચંડનું સ્મરણ કર્યું ચંડની ભવીષ્યદ વાણી તેને યાદ આવી. જેમ જેમ સમય જાતો ગયો તેમ તેમ તેનું હૃદય કંપીત થવા લાગ્યું. નિદારૂણ પીડા અને આત્મદ્રોહિતા સહન ન કરતાં, પોતાના અગાઉના દુષ્કર્મના પસ્તાવા સાથે ચંડને રાજ્યની સઘળી હકીકત કહી મોકલાવી. તે સમયે, ચંડ દૂર દેશમાં રહેતો હતો પણ ચીતોડની રોજીંદા હાલતની તહેમેશ ખબર રાખતો હતો તે એક ક્ષણ પણ ચીતાડના મંગલના માટે ઉદાસીન રહેતો નહોતો. મુકુલ જનની વિપત્તમાં પડી, તેની મદદ માંગશે એવી તેને પ્રથમથીજ ધારણા હતી. દુરાચાર રાઠોડના અત્યાચારમાંથી ચીતોડનો ઉદ્ધાર કરવા તે સાવધાન અને તત્પર હતો જનનીનો પત્ર મળવાથી તો તે વીલંબ કર્યા વીના જ્યારે તે ચીતોડનો પરીત્યાગ કરી માંદુનગરમાં ગયો હતો. ત્યારે બેશો આહેરય (શવર) પરીવાર સાથે તેની સંગે માંદુનગરમાં ગયા હતા સરલ હૃદય કાર્ય કુશળ ચંડે વીમાનાને છાનાઇથી કહેવરાવ્યું. "ચારે તરફના ગામડામાં ભોજન આપવા. હમેશ વીશ્વસ્ત દાસ દાસી સાથે મુકૂલને લઇ તમે નગરની બહાર જશો, ક્રમે ક્રમે એક બે ગામમાં રહેતા રહેતા ચીતોડના દૂર ગામડામાં જઈ નીકળશો. પણ દીવાળીના * દીવસે ગોસુંદનગરમાં ÷ આવી રહેવાનું ભુલવું નહી. જો તેમ કરવામાં ભુલ થાશે તો સઘળું વ્યર્થ થઈ જશે.

---

ચૈત્ર માસની દશમના દીવસે, મેવાડના પ્રત્યેક ગ્રહસ્થ, રઘુદેવની પ્રતિ મૂર્તિની પુજા કરે છે. રજપુત ઓઓ, રઘુદેવની પ્રતિમૂર્તિની પુજા કરી તેની પાસે પોતાની સંતતીના મંગળની કામના કરી માગેછે. હાલ મેવાડમાં, ક્ષેત્રપાળ દેવની અને રઘુપાળ દેવની સમાન પુજા થાય છે. રઘુદેવની પુજા પદ્ધતિ સાથે, ગ્રીસના ઉડોસદેવની પુજા વિધિનું વિશેષ સાદ્રષ્ય છે.

* દીવાળી ઉત્સવના દીવસે, પ્રત્યેક હીંદુ ઘેર ઘેર દીપમાલા પ્રજ્વલિત કરે છે.

÷ ચિતોડ થકી માલવ તરફ જવામાં જે એક પ્રશસ્ત માર્ગ છે. તે માર્ગના ઉપસના ભાગમાં ગોસુંદ આવેલ છે. ગોસુંદ ચિતોડથી સાત માઇલ ઉપર છે.

મીત્રોચિત સદુપદેશ વચનો મળવાથી રાજમાતા, સંપૂર્ણ ભાવે આશ્વસ્ત અને પ્રકૃતીસ્થ થઈ. તેના હૃદયમાં નૂતન આશાનો સંચાર થયો. ચંડની સલાહ પ્રમાણે કરવામાં તે એક ક્ષણના માટે પણ ઉદાસીત થઈ નહી તે બમણા ઉત્સાહથી કામ કરવા લાગી. ક્રમે દીવાળીના ઉત્સવનો દીન પાસે આવવા લાગ્યો.

મુકુલ, પોતાના માણસો સાથે ગોસુંદ નગરમાં આવી પહોંચ્યો. ત્યાં રહી નગરવાસીઓને ભોજન આપ્યું. ક્રમે દીવસનો અવસાન થવા આવ્યો. સંધ્યાનું અંધકાર સઘળે ઠેકાણે છાઈ ગયું. તોપણ ચંડ આવ્યો નહિ. એટલામાં ઘોડાના દાબડાના અવાજ સાંભળવામાં આવ્યા. તે સાંભળવાથી તેઓના હૃદયમાં નવી આશાનો સંચાર થયો. દેખતાં દેખતાં ચાલીશ સવારો, તેઓની પાસેથી ચાલ્યા ગયા. તે ચાલીશ સવારોમાં ચંડ છદ્મ વેશે મોખરે સવાર થઇ ચાલ્યો હતો. નાનાભાઈ મુકુલની પાસે આવતાં ચંડે, સંમાન સંભ્રમે તેને-સંકેત કર્યો. પોતાના કેટલાક પસંદ કરેલા અનુચર સાથે ચિતોડના દરવાજા પાસે તે આવી પહોંચ્યો. બાકીના કેટલાક અનુચરો તેની વાંસે ચાલ્યા. કોઇએ ચંડની પ્રચંડ ગતિ રોકી નહીં. રામપોલ× નામના દ્વારે ચંડ પહોંચ્યો. ત્યાં દ્વારપાળોએ સંમુખ થઇ તેને પરિચય પુછયો! ચંડે ગંભીર સ્વરે ઉત્તર આપ્યો, "અમે સઘળા રજપુત સરદાર છીએ. ચીતોડના પડખાનાં નાનાં ગામડામાં અમારૂં વાસસ્થળ છે રાજકુમારના ઉત્સવમાં યોગદાન કરવા માટે અમે સઘળા ગોસુંદ નગરમાં ગયા હતા. આસમયે તેને કીલ્લામાં રાખી દેવા આવ્યા છીએ." એવા ઉત્તરથી તેઓના મનમાં કાંઇ સંદેહ ઉત્પન્ન થયો નહી તે સઘળા બે-અંદેશે કીલ્લામાં પેઠા. પણ જ્યારે વાંસેનું બાકીનું દળબલ આવી પહોચ્યું. ત્યારે દ્વારપાળોને સંદેહ થયો તેથીતેઓના જાણવામાં આવ્યું કે હવે સર્વનાશ થઈ જાશે. દ્વારપાળો તલવાર લઈ સામા થયા. મીયાનમાંથી તલવાર કહાઢી ચંડ ક્રોધવાળા સિંહની જેમ દ્વારપાળો ઉપર પડયો. બન્ને દળ વચ્ચે ધીંગાણું થયું. ચંડનો પરિચિત ગંભીર નાદ સાંભળી તેના અનુગત શત્રુઓએ પોતાનું ખરૂં રૂપ ધારણ કર્યું. તેઓ દ્વારપાળનો સંહાર કરવા લાગ્યા એટલામાં કીલ્લાના પતિ ભટ્ટી સરદારને હલ્લો કરી ચંડે પકડી લીધો. તેના અનુચરોએ દ્વારપાળને ખંડ વિખંડીત કર્યા. વળી તેઓ પ્રત્યેક રાઠોડને તેઓના ગુપ્ત સ્થાનમાંથી લાવી તેઓનો સંહાર કરવા લાગ્યા.

એ ગંભીર કાળી ચૌદશની રાત્રીએ રાઠોડમાંથી બે ત્રણ વીર પુરૂષો ચંડના હાથથી બચી ગયા તે સઘળામાં બેનશીબ રણમલ્લનો મૃત્યુ વૃત્તાંત સાંભળવાથી શોક થાય તેવું નથી. પણ તેથી હસવું આવે તેવું છે. દુરાચાર રણમલ્લ પોતાની પુત્રીની કોઇ પરિચારિકાના રૂપે મુગ્ધ થઇ બલ પ્રયોગ કરી પાશવીકામ વૃત્તિની ચરિતાર્થના સાધનો હતો. ઘરના બહારના ભાગમાં ધીંગાણું છે, તેના શત્રુઓ તેના

× રામપોલ અર્થાત રામમંદનું સિંહદ્વાર, દરવાજે હોડી રામપોળમાં જવાય છે.

સંબંધીઓનો સંહાર કરે છે એવી ખબર દુરાચારી રણમલ્લને પડી નહોતી મદિરાના કેફમાં, અફીણના કેફમાં અને એથી વધારે માઠક કામના કેફમાં વૃદ્ધ રણમલ્લ પોતાની જીવનતોષીણી બાહુળતામાં વળગી કેવળ બેભાન થઇ પડયો હતો જઘન્ય કામ વૃદ્ધિનું અનુસરણ કરી દુરાચાર રણમલ્લે સતીનું અમુલ્ય ધન પતિવૃતાપણું ખંડિત કર્યું હતું. આજ એકદમ તેના દુષ્ટ કામનું ફળ તેને મળવાનું છે, આજ તે સ્ત્રીના દારૂણ પ્રવરતાપે તેનો સર્વ નાશ થશે, આજ દુષ્ટ રણમલ આ લોકનો પરિત્યાગ કરી પુષ્કળ વેદના ભોગવવા નર્કમાં જાશે. રજપુત મહીલાનું સર્વોત્તમ સતીત્વધન પાખંડ રણમલે હરણ કર્યું તેથી સર્વ શક્તિમાન વીશ્વંભર પાસે તે અદોશીત ગણાશે ?

આટલા દીવસથી રણમલ્લના અસદાચરણ યુકત પ્રતિફળ આપવા જે સુયોગની રાહ જોવાતી હતી તે સુયોગ, પોતેજ આવી પહોંચ્યો. રજપુત સ્ત્રી ધીરે ધીરે શય્યામાંથી ઉઠી, તે દુર્વૃત્તની મારવાડી પાઘડી ઉખેળી તેને તેનાથી તેણે શય્યા સાથે દ્રઢ રીતે બાંધ્યો. તો પણ રણમલ્લનો નિદ્રા ભંગ થયો નહિ. રણમલ્લને તેના ભાગ્યના કઠોર અને ભયંકર હસ્તમાં સોંપી. તે સ્ત્રી ચાલી નીસરી. થોડા સમયમાં ચંડના સૈનિકો યમદૂત પ્રમાણે તે ઘરમાં પેઠા. તો પણ તે નિશાબાજ પાંખડીનો નિદ્રા ભંગ થયો નહિ. જ્યારે ચંડના સૈનિકની મોટી ચીસો તેણે સાંભળી, કે તરત તેનો નિશો તેની નિદ્રા સાથે ભાંગ્યો. તેણે આંખો ઉઘાડી જોયું જે સંકટ પાસે આવી ઉભું છે. શત્રુના રણોન્મત દળથી પોતાનું ઘર ભરાઇ ગયું. સઘળા તેઓની તલવાર સાથે તેની શય્યા તરફ દોડયા. નિદારૂણ ક્રોધથી અને ભીંધાસાથી તેનું સઘળું અંગ સળગી ઉઠયું. શય્યામાંથી જલદીથી ઉઠવા રણમલ્લે ચેષ્ટા કરી પણ મનોમોહીનીની પ્રણયશૃંખળાએ બંધાયેલો હોઇ તે ઉઠી શકયો નહિ. પુષ્કળ પ્રયત્ન અને ચેષ્ટાએ મૂઢ રણમલ્લ શય્યા થકી ઉભો થયો ખરો, પણ તે દુસાધ પ્રેમ બંધનથી છુટો થઇ ઉભો થઇ શકયો નહિ. છેવટ રણમલ્લે તે સઘળી શય્યા સહિત ઉભો થયો. તે શય્યા, તેના પૃષ્ટ દેશ ઉપર હોવાથી કાચબાની ઢાલનો આકાર ધારણ કરતી હતી. પાસે એક પીતળનું પાન પાત્ર હતું. કોઇ પણ શસ્ત્ર હાથમાં ન આવવાથી રણમલ્લે તે પાન પાત્રથી કેટલાક સૈનિકને ભૂમિ ઉપર સુવારી દીધા. પણ અગણ્ય શત્રુ સૈનિકમાં તે શી રીતે વિશેષવાર બચી શકે એકદમ એક * બંદુકની ગોળીના પ્રહારથી તે બેનશીબ મરણ પામ્યો.

* અનેક લોકોને વિશ્વાસ છે જે આર્ય લોકો, હાલનીબંદુક અને તોપ જેવા અસ્ત્રથી વાકેફગાર નહોતા અને પુરાણાદિ ગ્રંથોમાં જે આગ્નેયાસ્ત્રનો વિષય માલુમ પડે છે તે સઘળું કવિકલ્પના પ્રસૂત છે. અમે ભુક્ત કંઠે બોલી શકીએ છીએ જે જેઓની એવી ધારણા છે. તેઓ સંપુર્ણ ભ્રાંત છે બંદુકના જેવા અને તોપના જેવાં અસ્ત્રો ઘણા જુના કાળથી આર્યો વાપરતા આવ્યા છે. વેદમાં તોપ જેવા અસ્ત્રની વાત છે શુકનીતિ નામના ગ્રંથમાં બંદુક અને તોપનો વિષય નીચે પ્રમાણે છે,

પડયો. પણ તે વિપદ તેની ભાવિસંપત્ અને ઉન્નતિની સોપાન સ્વરૂપ થઇ. તે બીકણની જેમ એ વિપદ્‌માં વિમૂઢ અને ભગ્નહૃદય થઇ બેસત તો રાઠોડ કુળના ભાગ્યમાં શું હત, તે કાંઈ બોલી શકાતું નથી. તેમ થાત તો તેનું વિશાળ કીર્તિક્ષેત્ર યોધપુર કોણ સ્થાપત ! તેની ચારે તરફ દુશ્મનો, ચારે તરફ આફ્તો, તોપણ તે ક્ષણવાર નિરૂત્સાહ થયો નહિ. કેવળ અદમ્ય સાહસ, કઠોર ઉધમ અને રૂડા અધ્યવસાયથી તે મોટી આફ્તોને તરી સંપત્‌ના ઉંચા પગથીયા ઉપર જઇ બેઠો.

યોધરાવે, સંકટમાં પડી પલાયન કરી હરવાશંકલ નામના પરાક્રમી રજપુતનો આશ્રય લીધો. રાજસ્થાનમાં એક જાતની ધર્મ સમિતિ છે. તે ધર્મ સમિતિ માંહેલા આશામીઓ કુમારાવસ્થામાં પોતાની ઉમ્મરનો કાળ કહાઢે છે. અગરજો કે તેઓ વીર ક્ષત્રીય છે પણ તે વીરરસ સાથે ધર્મનો શાંત રસ મળી, તેઓની અદ્‌ભૂત શોભા આપે છે. અતિથેયતા અને પરોપકારજ તેઓના ધર્મનો મૂળ મંત્ર છે. કાળી અડધી રાત્રીએ કોઇ અતિથી તેઓના આશ્રમમાં આવે તો તે રજપુત સંન્યાસી શય્યામાંથી ઉઠી, તેની યુકત અભ્યર્થના કરી, ખાનપાનની ગોઠવણ કરી આપે છે, તેમાં પોતાના અનાહારે, અનિદ્રા અને દુઃખમાં રહેવું પડે તો તેમ કરીને પણ તેઓ અતિથીની પ્રસન્નતા મેળવતા. વિપદમાં પડી કોઇ તેઓનું શરણાંગત થાય તેને તેની સાથેનો શત્રુભાવ હોય તો ભુલી જઈ અતિથીના સત્કારમાં મત્ત રહે છે પરાક્રમશાળી હરવાશંકળ તે સંન્યાસીના સંપ્રદાયમાં રહેતો હતો. તે સંપ્રદાયની શાખા પ્રશાખા હાલ પણ રાજસ્થાનમાં જોવામાં આવે છે.

અગાઉ આપણે કહી ગયા છીએ જે યોધરાજ સંકટમાં પડી હરવાશંકલ નામના પરાક્રમી રજપુતના આશ્રય નીચે ગયો. તે હરવાશંકલનો પ્રદેશ પર્વતની ગાળીમાં હતો, રાજા, પ્રજા સરદાર વીગેરે એ સંપ્રદાયને નાણાં વીગેરેની મદદ આપી, તેનો નીભાવ ચલાવતા હતા. એ ઉદાસીન સન્ન્યાસીઓ અન્નછત્ર અને સદાવ્રત રાખી પોતાના ધર્મની ક્રીયા બજાવી રાખતા હતા. હાલપણ અધઃપતિત મેવાડની અવસ્થામાં રાણા રાજા પ્રજા વીગેરે એ સંપ્રદાયનો નિર્વાહ કરે છે. અનેક લોકના મુખથી સાંભળવામાં આવે છે, જે મનુષ્યો, અર્ધસભ્ય અવસ્થામાં આતિથેયતાનું આચરણ કરે છે. પણ તે બોલવું કેટલું યુક્તિયુક્ત છે તે વાંચનારના સહજ ધ્યાનમાં આવશે. હરવા શંકલ જેવા, વિશ્વપ્રેમીક મહોદય. જ્યારે અર્ધ સભ્ય ગણાય, ત્યારે આ જગતમાં હવે સભ્ય કોણ તેની શોધ કરવી રહેછે. ઉત્તમ કપડાં ભૂષણ વીગેરે પહેરવાથી સભ્યતા કહેવાય ! અનાથ, દીન દરિદ્રને કાંઇ પણ આપ્યા વિના પોતાનાં પેટ ભરવા તે સભ્યતા ગણાય ! તે સભ્યતા તો માનવની સભ્યતા નહિ તે તો પશુની સભ્યતા કહેવાય. હરવાશંકલ જેવો પરમકારૂણિક મહાત્મા આ જગતમાં પેદા થયેલ છે કે તે વિષય વિષમ સંશય છે.

શિશોદીય બે ભાઇઓ નિરૂત્સાહિત ન થયા. તે બન્ને પ્રચંડ વેગે શત્રુની સામે થયા. ચોધરાવ કેવી રીતથી સહાય સંપન્ન થઈ આવ્યો છે એમ ચંડના પુત્ર કંથડજીએ પહેલાથી જોયું નહિ. કંથડજી અને મુંજજીએ, ચોધરાવને દળ બળમાં હલકો ગણી, તેના હુમલા ઉપર સામો હુમલો કરવા તૈયારી કરી. એ અપરિણામદર્શિતાનું અને હીન બુદ્ધિતાનું વિષમ ફળ તેઓએ તરત ભોગવ્યું. ચોધરાવના ભયંકર લશ્કરની પ્રતિરોધ કરવામાં હીન બુદ્ધિ કંથડજી, પોતાના પુષ્કળ સૈનિક સાથે યુદ્ધમાં પડયો. નાનો ભાઇ મુંજજી, પલાયન કરી ગયો, પણ તેમ કરવાથી તે ચોધરાવના કરાળ ગ્રાસમાંથી બચ્યો નહિં. તે ગદવાર રાજ્યની સીમામાં પહોંચી ગયો. ત્યાં વિજયી ચોધરાવે તેને પકડી પાડયો. ત્યાંજ તેનો વિજય ચોધરાવ ઘડી નિપાત થયો., એ રીતે રાઠોડ વીર ચોધરાવે, તેની પ્રચંડપ્રતિજ્ઞાંસાંનિ પરિતૃપ્તિ કરી. આ સઘળાં કામ કરી ચોધરાવ નિઃશંક બેશી રહ્યો નહિ. તેના મનમાં સતત આવતું હતું જે વીરવર ચંડ, ભીષણ મુર્તિ ધારણ કરી તેની વાંસે આવે છે. ટુંકામાં ચોધરાવ નિશ્ચિંત ન રહેતાં, પોતાની અવસ્થાની સૂક્ષ્મ હકીકત જોવા લાગ્યો. તેણે વિચાર્યું જે ચંડની સાથે તેની તુળના થાય તો તેમાં તે નિઃસહાય ગણાય તેવું છે, તે પારકાના દળ બળની સહાયે આવા કઠોર યુદ્ધમાં ઉતર્યો છે. તેઓ તો માત્ર એક વાર કે બે વાર તેની મદદ કરે તેવું હતું. જ્યારે મેવાડની વિશાળ સેના આવી, તેના ઉપર હુમલો કરશે, ત્યારે તે કોની મદદથી આત્મ રક્ષા કરશે, એવા વિચાર તેના મનમાં આવ્યા કરતા હતા. 'આ વિવાદનો પ્રથમ અને પ્રધાનઉત્તેજક તેનો બાપ રણમલ' હતો. તેનાજ દોષથી રાઠોડ વંશીય અને શિશોદીય વંશના વચમાં ભયંકર કલહ ચાલ્યો. આવી અવસ્થામાં વિવાદ ભંજન કરવાનું ઉચિત છે. એ પ્રમાણેની જ્ઞાન ગર્ભચિંતા કરી, ચોધરાવે ચંડની પાસે સંધિની દરખ્વાસ્ત કરી. તે દરખ્વાસ્તમાં તેણે સઘળો ગદવાર પ્રદેશ ચંડને આપવાનું કબુલ કર્યું. જે સ્થળે ચંડના બીજા પુત્ર મુંજજીનો નિપાત થયો હતો, તે સ્થળ મારવાડ અને મેવાડની હદ સ્વરૂપે ગણવું એમ દરખ્વાસ્તમાં કહી મોકલાવ્યું, ચોધરાવની સંધિની દરખ્વાસ્ત મંજુર રહી. બન્ને વંશવાળા રજપુતો, ગયા વૃતાંત ભુલીને સંધિસૂત્રથી બંધાઈ એક બીજાને હૃદયમાં ધારણ કરી, પ્રગાઢ મિત્રતા સાથે વર્તવા લાગ્યા. મેવાડ પતિને જે સમૃદ્ધ ગદવાર રાજ્ય મળ્યું તે રાજ્ય, મેવાડપતિના રાજ્યની અંદર ગો વર્ષ રહ્યું. કાયમની પ્રસિદ્ધ ઉતરાધિકારિત્વ પ્રથાનો વ્યભિચાર થવાથી ગદવાર પ્રદેશ, મેવાડેશ્વરના કબજામાં આવ્યો. પણ તેજ પ્રદેશતેજ વ્યભિચારના કારણે ત્રણસો વર્ષ પછી તેના હાથમાંથી ગયો.

વીરવર ઉદાર ચરિત ચંડના અપૂર્વ સ્વાર્થ ત્યાગથી મુકૂલનો સોભાગ્ય સૂર્ય ઉદય પામ્યો, પણ તે સૂર્ય બહુ કાળ ઉદિતાવસ્થામાં રહયો નહિ મધ્યાહ્નના

ઉંચામાં ઉંચા ગગનમાં ચઢી તે અકસ્માત ગ્રહગ્રસ્ત થઇ ગયો. મુકુલનો નિદારૂણ અધઃપાત થયો. નાનીઉમ્મરમાં રાજોચિત ગુણગ્રામથી વિભૂષિત થઈ, તે શિશોદીય વંશનું શાસન ચલાવવામાં પુરેપુરો શક્તિવાળો થયો ખરો પણ દૈવની અઘટિત ઘટનાથી તે સૌભાગ્ય ઘણા દીવસ તે ભોગવી શક્યો નહિ. તે જે સમયે એટલે, ઈ. સ. ૧૩૯૮ મા ચિતોડના સિંહાસને બેઠો તે સમયે સઘળા ભારતવર્ષમાં એક નવો યુગ પ્રવર્ત્યો ભારતવર્ષનો ઐતિહાસિક સ્રોત, એક જુદી દિશાએ ચાલવા લાગ્યો. વીર કેસરી, તૈમુર પોતાની વિજયી સેના લઈ એ સમયે ભારતવર્ષમા આવી પહોંચ્યો. તેના કઠોર હુમલાથી દિલ્હીનું સિંહાસન ચૂર્ણવિચૂર્ણ થયું ખરૂં પણ તેથી મેવાડને કાંઇ હાનિ કે લાભ ન થયો. તેથી મેવાડના ઇતિહાસમા કોઈ વિશેષ વિવરણીય ઘટના બની નહી. તે સંબધે, ભટ્ટ ગ્રંથમાં એટલુ માત્ર લખેલ છે જે દિલ્હીશ્વર ફીરોજશાહે બરોબર તે સમયે મેવાડ ઉપર હુમલો કરવાનો ઉદ્યોગ કર્યો, પણ તેનો ઉદ્યોગ સફળ થયો નહિ. વિશેષ વિવેચના કરી જોવામાં આવે તો સ્પષ્ટ માલુમ પડે છે જે ભટ્ટ લોકો જેને ફીરોજશાહ કહે છે વસ્તુત તે તેનો એક પૌત્રક એટલે કે ભટ્ટ લોકો ભ્રમમા પડ્યા છે ભારતીય ઇતિ વૃત્તનો પાઠ કરવાથી તે વિષયની સત્યતા સંબધે કાંઇ સંદેહ રહેતો નથી. વીરવર તૈમુરનો ભયંકર હુમલો સહન ન કરી ફીરોજશાહનો તે પૌત્ર * દિલ્લી છોડી ગુજરાત તરફ ચાલ્યો. એટલે કે મેવાડમા થઇ ગુજરાતમા જતા તેણે મેવાડ ઉપર હુમલો કર્યો હોય એ વાત સંભવિત છે રાણો મુકુલ યવનનો દુરભિસંધિ પ્રથમથી જાણતો હતો. યવનનો હુમલો નિષ્ફળ કરી દેવા તે યવનની સામે ચાલ્યો શાંતિ વિઘાતક યવનની સમ્મુખે તે રાયપુર નામના સ્થાને પોતાના દળ બળ સાથે ગયો. તે રાયપુર યુદ્ધક્ષેત્રમાં રાણા મુકુલે એટલી બધી વીરતા પ્રકાશ કરી તે જોઈ, યવનના સૈનિકો સ્તબ્ધ અને મોહિત થયા, વળી તેઓ ચારે દિશામા પલાયન કરી ગયા. ભારતવર્ષ તૈમુરના હુમલાથી વાકીફ થઈ રાણા મુકુલે પોતાની સેના બળવાળી કરી રાણા મુકુલે અનેક અટ્ટાલિકા અને સૈન્ય બનવાવ્યા.

રાણા મુકુલના ત્રણ પુત્ર અને એક સુંદર પુત્રી હતી પુત્રીનું નામ લાલબાઈ હતું. ગાગરોણના ખીચી વંશીય સરદારના હાથના તે ખુબસુરત પુત્રીને તેણે આપી હતી. ખીચીવંશી સરદારે તે રાજકન્યાને પરણની વખતે રાણાને શપથ સૂત્રે બાંધ્યો હતો જે "હું આપની પાસે કોઇ ચીજની પ્રાર્થના કરતો નથી, કેવળ એટલી પ્રતિજ્ઞા કરો જે અમારા રાજ્ય ઉપર જ્યારે શત્રુ હુમલો કરે, ત્યારે આપે અમને મદદ આપવી." રાણે એ તે વાત કબુલ કરી ખીચી સરદારનો પુત્ર ધીરાજ રાણા પાસે તેની કરેલી પ્રતીજ્ઞા સફળ કરાવવા આવ્યો સાદેરીયાના પ્રદેશમા થયેલો બળવો સમાવવા રાણો તે સમયે તે પ્રદેશમા ગયો હતો ધીરાજ તે પ્રદેશના જઇ રાણાને

* તેનું નામ મહમદ તઘલખ તે તઘલખ ફીરોજશાહના પહેલા પુત્ર નાસરદીનનો નાનો પુત્ર.

મળ્યો. તેની પાસેથી લેવું જોઈએ તેટલું સેનાદળ લઇ પોતાના પ્રદેશમાં આવ્યો. એ માદેરીયાજ રાણાના જીવનના તપનું શેષરંગ સ્થળ છે.

તે કાળરંગ સ્થળે, આતતાયી વિશ્વાસઘાતક બે પુરૂષના હાથે, તેની માનવ લીલાનો અવસાન આવ્યો. તે આતતાયીનું નામ ચાચા અને મેર હતું. દુરાચાર ચાચા અને મેરે વિના દોષે નિષ્કારણ સુશીલ રાજા મુકુલની જીવન ગ્રંથીનો અકાળે છેદ કર્યો.

રાણા મુકુલના દાદા ક્ષેત્રસિંહના ઔરસે, કોઇ એક નીચ કુળોદભવ સુંદરી ચાકરડીના પેટે ચાચા અને મેરનો જન્મ થયો હતો. અનેકના કહેવામાં એવું છે જે તે ચાકરડી સુત્રધરની કન્યા હતી. પારશવ પુત્રો, મેવાડમાં પંચમપુત્ર નામે વિખ્યાત છે. રાજાના ઔરસે જન્મગ્રહણ કર્યાથી તેઓ રજપુતોમાં સંમાન પામતા નહી. અગરજો રાજાઓ, તેઓને વિશ્વસ્ત અને આપ્તકાર્ય ઉપર નીમતા હતા. તો પણ તેઓનું એવું દુર્ભાગ્ય હતું જે તેઓ મેવાડની બીજી પંક્તિના સરદારની શ્રેણીમાં પણ સંમાન પામતા નહી. મંદબુદ્ધિ ચાચા અને મેરના ભાગ્યમાં તેવું જણાયું. મેવાડમાં શુદ્ધ જાત સરદારો તેઓ ઉપર નિંદાની નજરે જોતા. રાણાએ મહેરબાની કરી, તેવી જાતના ચાચા અને મેરને સાતસો ઘોડા-સ્વારના ઉપરી નીમ્યા. તેઓને રાણો માદેરીયા ક્ષેત્રમાં પોતાની સાથે લઈ ગયો. તે દાસીપુત્ર ઉપર એટલી બધી રાણાની કૃપા જોઇ સરદારોના મનમાં વિષમ ઈર્ષાનળ સળગી ઉઠયો. તે બન્ને દાસીપુત્રને, ઉંચી પદવીએથી પાડી દેવા તેઓ ધારણા રાખતા હતા. ભવિતવ્યતા અપાર મહિમાએ તેઓની અભિપ્રાય સિદ્ધિનો સૂયોગ નજદીક આવી ગયો. પણ તે અભિપ્રાય સિદ્ધિ કરવા જાતાં, તેઓએ પોતાના પગમાં કુઠારાઘાત કર્યો. રાજ્યહત્યાનો રસ્તો તેઓએ વિશાળ અને નિષ્કંટક કરી આપ્યો. માદેરીયાના યુદ્ધ કાળે, રાણો એક સમયે પોતાના સરદાર સામંત, સેનાપતિથી વીંટાઈ એક પ્રમોદ કુંજમાં પેઠો. તે કુંજમાં તેણે એક નવી જાતનું વૃક્ષ જોયું. રાણો એ વૃક્ષના નામથી વાકીફગાર નહોતો. તેણે પાસે રહેલા સરદારોને તેનું નામ પુછયું. ચોહાણ સામંત તેની પડખે ઉભો હતો. તે તેનું નામ જાણતો છતાં અજ્ઞાનતાનું ડોળ બતાવી બોલ્યો. મહારાજ! હું નામ જાણતો નથી, આપ આ બે ભાઈઓને તેનું નામ પુછો! તેનાથી સારો ઉત્તર મળશે. સુકુમાર મતિ સરલ હૃદય રાણાએ ચોહાણ સરદારની કુટતા કળી નહી. તેણે સરલભાવે તેના કહેવાપ્રમાણે તે બે ભાઇઓને પુછયું. કાકા! આ વૃક્ષનું નામ શું? રાણાના એ અકપટ પ્રશ્ને, ચાચા અને મેરના હૃદયમાં વિષદગ્ધ તીવ્ર શ્લેષ બાણ લાગ્યું. તેઓએ જાણ્યું જે તેઓ સૂત્રધર કન્યાના પુત્ર છે એ જાણી રાણો શ્લેષપૂર્ણ વાકયો બોલી તેઓને ખીજાવે છે. તેઓ દારૂણ ક્રોધમાં અને

જીઘાનામા ઉન્નત થઈ ગયા તે દીવને ગણો મધ્યાકર્મ નમાસ કરી, હરી નામને જપ કરતો હતો એવામા નૃશન ચચા અને મેરે આવી તેના હાથ છેદી નાખ્યા છેવટે તેને તેઓએ સહાર કરી દીધો પિશાચોચીત નૃશંસતા સાથે નરાગમતિ મુકુલનો પ્રાણવધ કરી, રાક્ષસ ચાચા અને મેર પોતપોતાના ઘોડા ઉપર ચિતોડ તરફ ચાલ્યા તેઓના મનમા અભિલાષ હતો જે ચિતોડપુરી હસ્તગત કરવી પણ દુરાચારીનો તે અભિલાષ સિદ્ધ થયો નહી ચિતોડની પાસે જઈ જોયુ તો ચિતોડના દરવાજા બધ હતા

ઉપર કહેલ શ્લેષપૂર્ણ વચન વિના રાણાનુ શોચનીય મૃત્યુનુ બીજુ કારણ જોવામા આવતુ નથી, પણ વિશેષ વિવેચના કરી જોવાથી સ્પષ્ટ માલુમ પડે છે જે રાણાના વિરૂદ્ધે તેના રાજ્યમા એક ગૂઢ પ્રપચ ચાલ્યો હતો તે પ્રપચના ખબર રાણાના મોટા દીકરા કુભને નહી હતી, બને રાજ્યાતક વિફળ મનોરથ થઈ ને દીરીયા પાનેના ઠીકાણામા નાઠા બાળક કુભે, આવા પ્રપચોમાથી બચવા, માલવ રાજની દોસ્તી બાધી

રજપુત ચરિતનો આશ્ચર્ય મહીમા છે જે શિશોદીય રજપુતોએ રાઠોડરાજને હણ્યો અને તેનુ રાજ્ય છીનવી લીધુ તે રાઠોડ રાઠોડ રાજના પુત્ર પાસે તે શિશોદીય વશના રાણા કુભે અકૃતના પડી મદદ માગી ઉદાર મતિ રાઠોડ રજપુતરાજાએ નનવૃત્તાતને વિસ્મૃતિસાગરમા ફેકી દઈ તરણુ પ્રતિજ્ઞા કરી કે " જ્યા સુધી તે બે રાજ્યાતકને હણી બાળ કુભને ગાદીએ ન બેસાડુ ત્યા સુધી મ્હારે માથે પાઘડી મુકવી નહિ ત્યાસુધી મ્હારે પથારી ઉપર સુવુ " વાસ્તવિક આર્યવીર રજપુતોના જીવન ચરિતમા એવા ઔદાર્યના, માહાત્મ્યના અને સત્ય પ્રતિજ્ઞાના બહુ દાખલા જોવામા આવે છે રજપુતો સ્વભાવથી તેજસ્વી અને ઉદ્ધત તેઓનુ હૃદય માત્ર એક આઘાતથી આલોડિત થાય છે જ્યાસુધી, તેઓ, આઘાતનો પ્રત્યાઘાત કરી શકતા નથી ત્યાસુધી તેઓના હૃદયમા શાતિ વિરાજતી નથી તેઓ ક્રોધમા, વિરહ વિખવાદના ઉત્તેજીત થાય છે અને વૈરનો પ્રતિશોધ લેવા તેઓ ઘોર પ્રતિજ્ઞા લે છે જ્યા સુધી લીધેલી પ્રતિજ્ઞા પૂર્ણ થાતી નથી ત્યાસુધી વૈરનો બદલો લેવાની પિપાસા પ્રશમિત થાતી નથી

પેર વિપદમા રાણી નાણા મુકુળના પુત્ર કુભે મારવાડ પતિની પાસે મદદ માગી ચાન્દ્રપરના હસ્તગત અર્થે રાઠોડ રાજે પોતાના પુત્રની નીચે એક સેનાદળ મોકલ્યુ તે રાજ્ય તેમ, તેના રાજ્યની સરહદ ઉપર હતા રાજકુમારે, તેઓના ઉપર હુમલો કરી તેઓને પકડી લેવા પ્રયત્ન કર્યો રાજકુમારના પ્રચડ હુમલાની સામે થવા તેઓ સમર્થ થયા નહિ દુર્વૃત્ત ચાચા અને મેર તે ઠીકાણો છોડી દીધો તેઓ પાથી નામના સ્થને પલાયન કરી ગયા પથી આરાવલી શૈલમાળાની મધ્યમા આવેલુ

હતું, તેની પાસે રાતાકુટ નામનો એક શૈલકુટ હતો, તે દુર્વૃતો તે શૈલકુટ ઉપર એક કીલ્લો બનાવી ત્યાં સાવધ થઈ રહેવા લાગ્યા. ઉદયપુરની ચારે તરફ જે ગિરિવ્રજ વલ્યાકારે બિરાજે છે તેના શિખરે રાતા કોટનો ધ્વંશરાશિ આજ જોવામાં આવે છે.

તે રાત કોટના ટોચના કીલ્લામાં રહી દુરાચારી ચાચા અને મેર, પોતાનો સમય સુખથી કહાડવા લાગ્યા. તેઓએ વિચાર્યું જે આ સ્થળે કોઇ જલદીથી તેના ઉપર હુમલો કરી શકે તેમ નથી. પણ દુરાચારીઓએ એક વાર વિચાર ન કર્યો જે રાઠોડ અને શિશોદીય રાજાના પ્રચંડ રોષરૂપી ભયંકર દાવાનળમાં તેઓનો કીલ્લો અને તેના ફરતું વન બળીને ભસ્મ થશે. તેઓને પોતાના પાપનું ભયંકર પ્રાયશ્ચિત કરવું પડયું તે બેહદ પાપાનુંષ્ઠાનથી છેવટે તેઓનો સર્વ નાશ થયો, સુજા નામના એક ચોહાણ રજપુતની અનુઢા કન્યાને તેઓ બલ પૂર્વક પકડી કીલ્લામાં લઈ ગયા. રોષવાળો સુજો, તે ઘોર અપમાનનો બદલો લેવા, શ્રમજીવી લોકો સાથે છાની રીતે મળી જઈ રાતાકોટ તરફ ઉપડયો. ત્યાં જવા આવવાથી તેના કુટ માર્ગનો તે વાકીફગાર થયો.

એટલામાં તેણે દૂરથી રાઠોડ અને શીશોદિય રાજાની સેના જોઇ. તેથી કરી, તેની આશા બમણી ઉત્તેજીત થઇ બે હાથે મુખ ઢાંકી, રોતાં રોતાં તેણે, પોતાની હકીકત તે બન્ને રાજા પાસે કહી દીધી તે પાશવવૃતાંતની હકીકત સાંભળી સઘળાનું હૃદય નિદારૂણ ક્રોધથી ભરાઇ ગયું. તેઓએ, રાતાકોટની પાસેના સ્થળે દેલવારામાં દિવસનો ભાગ ગાળ્યો. રાત્રીના સમયે તેઓ તે ગિરિમૂલ તરફ ચાલ્યા. ત્યાં પછી સતર્કભાવે તેના ઉપર ચઢવાની તૈયારી કરવા લાગ્યા. વન વૃક્ષની શાખાઓ પકડી તેઓ ધીરે ધીરે તે કીલ્લામાં ચઢી ગયા. તે સમયે રાત્રી, ઘોર અંધકારવાળી હતી. તે ગંભીર અંધારામાં, રોષોન્મત રાઠોડ અને શિશોદીય રજપુતો એક બીજાનાં અંગરખાં ચોલી ધીરે ધીરે ઉપર ચઢયા. પ્રતિ હિંસા લેવા ઉન્મત થયેલ ચોહાણ રજપુત સુજો રસ્તો દેખાડતો દેખાડતો સહુની આગળ ચાલતો હતો. જ્યારે સુજો, પર્વતના અગ્ર ભાગ ઉપર ચઢી ચુકયો ત્યારે બે કિરણ રેખામાં તેની દૃષ્ટિ ખેંચાણી વિસ્મય સાથે તીવ્ર દૃષ્ટિથી તેણે તેની સામું જોયું તો માલુમ પડયું કે વ્યાઘ્રીની બે આંખમાંથી એ કિરણરેખા નીકળે છે. એટલે, તે પોતાની સાથેના રાઠોડ વીરના હાથ દાબી આગળ પાછળ ચાલવા લાગ્યો. રાજકુમારને તેના ભયનું કારણ માલુમ પડયું. તે સમયે, તેણે વ્યાઘ્રીના હૃદયમાં પોતાની તીક્ષણ તલવાર મારી તેને યમસદને મોકલી. એવી ઘટનાને, રજપુતો, સુમંગળનું મૂળ કહે છે. તે ઘટનાથી સઘળાનાં હૃદય બમણાં ઉત્સાહથી પૂર્ણ થયાં. જોતા જોતામાં ઘણા ખરા રાતા કોટના શૃંગ પ્રદેશ ઉપર ચઢી ગયા.

# सप्तम अध्याय.

**કુંભનું સિંહાસનારોપણ, માલવપતિ મહમદને હરાવી કેદ કરી, તેને લઇ કુંભનું સ્વનગરમાં આવવું, રાણા કુંભના રાજ્યની ગૌરવોન્નતિ, પોતાના પુત્ર થકી, રાણાની ગુપ્ત હત્યા, પિતૃહંતાને પદચ્યૂત કરી. રાયમલ્લનો ચિતોડાધિકાર, દિલ્લીશ્વરના સેનાદળથી મેવાડનો હુમલો, રાયમલ્લનો જય લાભ, પારિવારિક વિવાદ વિષંવાદ, રાયમલ્લનું મૃત્યુ.**


સંવત્ ૧૪૭૫ ( ઈ. સ. ૧૪૧૯) માં રાણો કુંભ, પિતૃ સિંહાસન ઉપર બેઠો. તેના રાજ્ય શાસન સમયમાં મેવાડ રાજ્યની સમૃદ્ધિ અને આબાદી વિશેષ વધી અગણ્ય કઠોર વિઘ્ન અને વિપદ યુક્ત ઘટનાના અંતરાયમાં તે, પોતાના રાજ્યનું સારી રીતે પાલન કરવાસમર્થ થયો. તેનો પ્રકૃત રાજગુણનો પરિચય તેથી જોવામાં આવે છે પણ એક માત્ર મારવાડરાજની સહાયતા તેને ન મળત, તો તેના તે સઘળા રાજગુણ સ્ફુર્તિને પામત કે નહિ તેમાં વિલક્ષણ સંદેહ છે; સાથી કે તેણે નાની ઉમ્મરમાં જુદી જુદી વિપદમાં પડી કઠોર વિઘ્નોને હણ્યાં છે, ને મારવાડ રાજની સહાય નહોત, તો હણાત નહિ એમ કેહેવાથી કાંઈ અત્યુક્તિ નથી મારવાડ રાજે જો સહાય ન આપી હત, તો મેવાડનું અદૃષ્ટમાં તે કેવળ દુઃખની પરાકાષ્ઠા ભોગવવાનો વખ્ત આવત. રાઠોડ રાજનું તે બાબતમાં માહાત્મ્ય અને સદાશયત્વ ભટ્ટ ગ્રંથો જાહેર રીતે કહી આપે છે. પુષ્કળ પ્રયાસ વિસ્તર યત્ન અને બેહદ અધ્યવસાય લઈ તેણે કુંભના મંગળ માટે ધ્યાનમાં લીધું હતું. તેના અનેક કારણો જોવામાં આવે છે. તે કારણોમાં બે કારણો પ્રધાન છે, રાણા કુંભે તેના શરણાંગત થઇ, તેની મદદ માગી. શરણાંગતની માગણી પ્રમાણે તે તેની આશા પૂરણ ન કરે તો તેનું કુંટુંબ કલંકિત થાય એમ જાણી તેણે કુંભની માગણી સ્વીકારી, બીજું પ્રધાન કારણ કુંભ રાણો રાઠોડ રજપુતનો ભાણેજ થાય તેથી અને બીજા કેટલાક પેટાના કારણોથી, સ્નેહ મમતાથી દોરાઇ તેણે કુંભના માટે કષ્ટ સ્વીકાર્યાં હતાં.

* રણચર ભટ્ટે પોતાના રાજરત્ન નામના ગ્રંથમાં વર્ણવેલ છે જે મુંદરાવ રાણા મુકુલનો પ્રધાન દીવાન હતો, તેણે મેવાડના માટે નૌયા અને દીકાયા નામના બે જન પદ હતા.

સેંકડો વર્ષ સુધી, મેવાડ રાજ્ય જેમ દાક્ષા, તેજસ્વી, રાજાઓથી શાસિત થયું તેમ પૃથ્વીનું કોઈ રાજ્ય એવા રાજાઓથી એટલા વર્ષ સુધી શાસિત થયું નથી. રાણો કુંભ જે સમયે, મેવાડના સિંહાસને બેઠો હતો, તે સમયે, શિશોદીય કુળની સારી આબાદી હતી તે સમયે મેવાડનો પ્રતાપ મધ્યાન્હના ભાસ્કરના પ્રતાપ જેવો પૂર્ણ માત્રામા ઉંચી ટોચ ઉપર હતો જે હીંદુ વિદ્વેષીય જનોના અત્યાચારથી ભારત વર્ષના નગરોમા ગામડાઓ વિધ્વસ્ત ચુર્ણ વિચુર્ણિત થયા. આજ તે યવનો વિનીત અને પરાહુત છે જે પ્રચંડ મુસલમાને ભારતવર્ષને ચગદી નાખી, પરમાણુની અવસ્થાને પમાડયુ તે મુસમાન હાલ દુર્દશામા છે તે સો વર્ષમાં મેવાડ રાજ્યમાં નવો યુગ થઇ ગયો બળ, વીર્ય, પ્રતિભા, ગૌરવ વીગેરેથી આજ મેવાડ રાજ્ય ભૂષિત હતું તોપણ રજપુતવીર કુંભ, એવી આબાદીની અવસ્થામાં નિશ્ચેષ્ટ અને આળસુ નહોતો. તેણે પોતાના અદ્‌ભુતભાવિ દર્શનબળે ભારતવર્ષની ભવિષ્ય ભાગ્યલિપિ એક વાર ચિત્ત દઇ વાંચી

તેણે જોયુ જે સુદુર કકેશશ શૈલમાળાના ઉંચા શિખર દેશથી અને તેના ચરણ તળે વહેનારી અનુ નદીની વિસ્તૃત તીરભુમિથી મેઘજાળ પેદા થઈ ક્રમે ક્રમે ભારત વર્ષ ઉપર વિસ્તૃત થઇ પડી તે મેઘજાળના અદ્દશ્ય ગર્ભમા જે પ્રચંડ વજાગ્નિ ધીરે ધીરે પેદા થયો તે સ્વલ્પ કાળમા પૂર્ણ વિયને પામી રાણા કુંભના પોત્ર સંગના શિરદેશે પડશે તે રાણા કુંભે પૂર્વથી જાણ્યું હતુ. એટલે કે તેનું વિશ્વદાહિતેજ ઠંકવા માટે તેણે ઉપયુક્ત યોજના આ સમયે કરી દીધી હતી તે સઘળી યોજનાથી તે અસંખ્ય દુસ્સાધ્ય વ્યાપાર સાધી હમીરની તેજસ્વિતાને અને કાર્ય કુશળતાને લાક્ષની સુદર શિલ્પપ્રિયતાને હરાવી દઇ તેણે ઉત્કૃષ્ટ ગુણ ગ્રાહકતાનો પરિચય આપ્યો છે

જે દીવસે, યવનવીર શાહબુદ્દીને ભારતવર્ષનું સ્વાધીનતા રત્ન છીનવી લીધુ તે દીવસે સમર કેસરી સમરસિંહે તે સ્વાધીનતા રત્ન લેવામા દૃશદ્દવતીના તીરે આત્મજીવનનું બલિદાન આપ્યુ તે દુર્દિવસથી, તે વર્તમાન સમાલોચ્ય સમય પર્યંત, બનોઇરીગવર્ષ કાળ ગર્ભે લીન થઇ ગયા ને બે નિકામા બે રાજ્યવશમા એકંદર ચોવીશ યવનરાજ અને એક યવન રાણી સિંહાસને આવી અનત પંથે ચાલ્યા ગયા છે એ લાબા કાળમા મેવાડમા એકંદર અગીયાર રાજા મેવાડના સિંહાસને આવ્યા હતા તેમાથી કેટલાએક રાજાઓએ માતૃભુમિના રક્ષણ માટે અને પુણ્ય તીર્થના રક્ષણ માટે યુદ્ધ કરી, યુદ્ધમા પ્રાણ આપેલા છે, જે રાજાએ. પ્રજાહિતૈષી રોઇ પ્રજાના કલ્યાણકારક કામ કરે છે, તે રાજાઓ, લાંબો કાળ રાજ્ય ભોગવે છે એ વાત નિર્વિવાદ સિદ્ધ છે.

ખીલજી વંશીય રાજાના શાસન કાળમાં વિજયપુર, ગોવળકોંડા, માળવ,

ગુર્જ્જર, જાઉવાનપુર, કલ્પી વિગેરે જનપદના સામાન્ય સામાન્ય કરપ્રદ રાજાઓ, દિલ્લીશ્વરની રાજ્ય શાસનમાં નબળાઇ લેઈ, પોતાની તાબેદારીની બેડી તોડી નાંખી, કેવળ સ્વતંત્ર રાજા થઈ પડયા. જે સમયે, રાણો કુંભ ચીતોડ રાજ્ય ઉપર અભિષિક્ત થયો, તે સમયે માળવના રાજાએ, અને ગુર્જરના રાજાએ, પુષ્કળ બળ વિક્રમ મેળવી, પોતાના રાજ્યનો વિસ્તાર કરવા ઉપક્રમ શરૂ કર્યો હતો. મેવાડની શ્રીવૃદ્ધિ અને ગૌરવના પરિચય, તેઓને મળવાથી તેઓની જીગીષા અને રાજ્યલિપ્સાવૃત્તિ બમણી વધી ગઇ. તે બન્ને એકતા સૂત્રે બંધાઇ, સંવત્ ૧૪૯૬ ( ઇ૦ સ૦ ૧૪૪૦ ) માં એક એક વિશાળ સેનાદળ લઇ, મેવાડ ઉપર ચાલ્યા આવ્યા. રાણા કુંભને તે ખબર વેલાસર મળ્યા. તેનો ક્રોધ અને જીધાંસા વૃદ્ધિ ભયંકર વેગે સળગી ઉઠયો. તે બન્ને યવનરાજની પ્રાબલતાનું સમુચિત ફળ આપવા પુષ્કળ સેના લઇ તેઓની સામે તે આવ્યો. મેવાડના અને માળવના સંગ સ્થળે બન્ને સેનાઓ એકઠી થઇ. ત્યાં ઘોર યુદ્ધ ચાલ્યું. તેમાં રજપુત વીર રાણા કુંભે સંપૂર્ણ વિજય મેળવ્યો. તેણે માળવેશ્વર ખિલજી મહમદને કેદ કરી ચિતોડ નગરમાં આણ્યો.

પંડિતવર અબુલફઝુલે પોતાના પ્રસિદ્ધ ઇતિહાસમાં રાણા કુંભનો એ જય વૃત્તાંત વર્ણવેલ છે. તે મુસલમાન હોઇ, હિંદુ રાજાના ઔદાર્ય, મહાત્મ્ય, શૌર્ય વિગેરે ગુણોથી વશીભૂત થઇ, તેણે તેઓનાં અપૂર્વ શૌર્યના ગુણગાનને ગ્રંથમાં કહેલ છે. તેણે કહેલ છે જે, "ઉદાર ચરિત રાણા કુંભે, કોઇ રીતનો નિષ્ક્રય લીધા વિના, પોતાના શત્રુ મહમદને છોડી દીધો. વળી તેને સારી રીતના પોશાક બક્ષીસ વિગેરેથી ભૂષિત કરી તેને દેશમાં પહોંચડાવ્યો. હીંદુ જાતિનું ચરિત અભ્યુદાહ ખરૂં." વિનીત શત્રુને છોડી દેવો તે હીંદુ વીરનો પ્રધાન ધર્મ છે.

રાણા કુંભે, રાજા મહમદને છોડી દીધો તે બાબતમાં ભટ્ટગ્રંથોમાં જુદી રીતનું વિવર્ણન છે. તેમાં વર્ણવેલ છે કે રાણા કુંભે, રાજા મહમદને છ માસ કેદમાં રાખ્યો, છેવટે તેને છોડી દીધો. તેણે વિજીત યવનરાજનો મુકુટ, વિજય ચિન્હમાં રાખ્યો હતો. વીરવર બાબરે, સંગના પુત્ર પાસેથી, તે રાજમુકુટ ઉપહાર રૂપે મેળવ્યો હતો. તે હકીકત બાબરે, પોતાના જીવનચરિતમાં લખેલ છે. ટુંકામાં એ રાણા કુંભના ગૌરવનું સામાન્ય ચિન્હ નહિ પણ તે કરતાં, રાણો કુંભ, પોતાના ગૌરવનું અસાધારણ અને વિશેષ દ્દઢ ચિન્હ પોતાની વાંસે મુકી ગયો છે. તે ચિન્હ, લાંબા કાળથી તેની ઉન્નતિની ઘોષણા કરે છે. તે સ્મૃતિ ચિન્હ કુંભ પતિષ્ઠીત વિજય સ્થંભ. ઉદ્વેલ મહાસાગરવત્ વિશાળ સેનાદળ લઈ મેદિની મંડળને કંપિત કરતા, ગુજરાતના અને માળવાના રાજાએ મધ્યપાટ ( મેવાડ ) ના ઉપર હુમલો કર્યો હતો. તેનો વૃત્તાંત એ વિજય સ્તંભ ઉપર વર્ણવેલ છે. એ રણસંગ્રામની ઘટના પછી અગીયાર વર્ષ ઉપર રાણાં કુંભે, તે વિજય સ્તંભ બના-

વવાનો આરંભ કર્યો. અને ત્યાર પછી દશ વર્ષે તેનું નિર્માણકાર્ય સંપૂર્ણ થયું એ વિજય સ્તંભ પૃથ્વિયમાં થકાઈ આજ પણ સરૂની સામે તે પ્રાણી દૃષ્ટીએ જુએ છે. તેનુ સઘળું નિર્માણકાર્ય દશ વર્ષમાં સમાપ્ત થયું. તે રાણા કુંભની ચાલાકી અને તીક્ષણ બુદ્ધિ સૂચવે છે. એ વિજયસ્તંભ અટલ અને અચળ ભાવે રહી હાલ મેવાડના રાજાઓની ખ્યાતિ ઘોષણા કરે છે.

રાણા કુંભની ઉદારતા અને મહત્તાથી વશીભૂત થઈ, માળવરાજ તેની સાથે બંધુતાના સૂત્રે બંધાયો ભટ્ટ ગ્રંથોમાં લખેલછે જે ઝુનઝુનું નામના સ્થળે દિલ્લીશ્વરની સેના સાથે, રાણા કુંભનું એકવાર યુદ્ધ થયું તે યુદ્ધ વ્યાપારમાં માળવરાજ મહમદે રાણા કુંભને મદદ આપી તે યુદ્ધમાં રાણા કુંભે જય મેળવ્યો. તે સમયે દિલ્લીની સત્તા એટલી બધી કમ થઇ ગઇ હતી જે મસીદમા મુલ્લા લોકો, ફરી દીલ્લીશ્વર સારી સત્તા પામે તેના માટે મસજીદમા ઈબાદત કરતા હતા, એકલા માલવ રાજાએ. દિલ્લીના ઘોરી સુલતાનને હરાવ્યો હતો

વિદેશીય લોકોના હુમલામાથી મેવાડને બચાવવા, જે ચોરાશી કીલ્લા, તે પ્રદેશમા બન્યા હતા તેમાથી બત્રીશ કીલ્લા, એક માત્ર કુંભારાણાએ બનાવ્યા હતા તેઓમા, પોતાના નામથી ખ્યાત થએલું કુંભ મેરૂ અત્યંત પ્રસિદ્ધ છે ચિતોડના સઘળા કિલ્લાના કુંભમેરૂ કીલ્લો અત્યંત શ્રેષ્ઠ, મેવાડ પ્રદેશમા કમળ મેરૂ નામનો એક કીલ્લો છે. પાર્વત્ય ભીલ લોકોના કબજામાં તે ઘણા કાળ સુધી રહ્યો મહારાજ ચંદ્રગુપ્તના વંશમા સંપ્રીત નામનો એક રાજા પેદા થયો છે, તેણે તે પ્રાચીન કિલ્લો બનાવ્યો છે. સંપ્રીત જૈન મતાવલંબી રાજા હોઈ ઇ ન ના બીજા નેકામા રાજ્ય કરતો હતો એ પ્રાચીન કિલ્લામા સ્થાને સ્થાને જે જૈન મદિર જોવામા આવે છે તેથી તે સમયની કારીગરીની ચાતુરી સ્પષ્ટ રીતે માલુમ પડે છે. કુંભમેરૂ નામના કિલ્લાનું પ્રધાનદ્વાર હનુમાનદ્વારના નામે પ્રખ્યાત છે ત્યા વીરવર હનુમાનની એક પ્રગટ પ્રતીમૂર્તિ રક્ષક તરીકે વિરાજે છે નાગરકોટનો જય કરી રાણા કુંભે તે નગરના સુંદર દરવાજાની સાથે આણ્યા હતા તેની સાથે ત્યાંથી તેણે હનુમાનની મૂર્તિ આણી હતી

આબુ પર્વતના એક શિખર ઉપર પ્રાચીન પ્રમાર રજપુતોએ એક કીલ્લો બાંધ્યો છે રાણા કુંભે. તેમા એક સારી હવેલી બાંધેલી છે. ઘણું કરીને તેજ હવેલીમા જ્યારે ત્યારે તે રહેતો હતો તે હવેલીના અન્નાગાર અને શસ્ત્રશાળા હાલ પણ રાણા કુંભના નામે પરિચિત અને પ્રસિદ્ધ છે. રાણો કુંભ, પોતાની પ્રજાનો પ્રીતિપાત્ર રાજા હતો તેનુ પ્રમાણ, મેવાડરાજાના અનેક કાર્યથી મળી આવે છે, આબુ પર્વતના કુટ ઉપર રહેલા તે પીઠ પર કેટલાક મદિર જોવામાં આવે છે, તેમાં એક મદિરના રાણા કુંભની અને તેના જનક પ્રમારની એક એક પ્રતિમૂર્તિ

છે. મેવાડના અધિવાસીઓ હાલ પણ ત્યાં જઇ, તે પ્રતિમૂર્તિની દેવ તુલ્ય પૂજા કરે છે. જે દિવસે, રાણા કુંભે, તે ગિરિદુર્ગમાં વિરામ સંભોગ કર્યો છે, તે દિવસથી તે આજ દિવસ સુધી કેટલાક સૈકા ચાલ્યા ગયા તોપણ તેના વંશધરો, ત્યાં પોતાની અતુલ ક્ષમતા ચલાવે છે. રાણાએ હાલના સીરોઈ પાસેના પ્રદેશમાં વાસંતી નામનો એક કિલ્લો કરાવ્યો. તે શીવાય, આરાવલી નિવાસી અસખ્ય મૈર લોકોના હુમલાથી દેવગઢ અને શેરો નલ્લને બચાવવા, રાણા કુંભે, પ્રાચીન નામનો એક કિલ્લો બનવાવ્યો વળી ત્રારોલ્ર અને પાનોરના બલદર્પિત દુર્ધર્ષ ભોમીયા ભીલને વશમાં રાખવા તેણે, આહોર વીગેરે પ્રાચીન કિલ્લાને જીર્ણોદ્ધાર કરાવ્યો તે કિલ્લાઓ, મેવાડ અને મારવાડની સીમાનો નિર્દેશકતા છે.

એ સઘળી કીર્તિના દાખલા વિના રાણા કુંભની ધર્મકીર્તિના બીજા ઘણા દાખલા જોવામાં આવે છે. તેમાં બે દાખલા વિશેષ પ્રસિદ્ધ છે. પ્રથમ—કુંભશ્યામ. કુંભશ્યામને, આબુપર્વતના અધિત્યકા પ્રદેશ ઉપર બનવાવ્યો છે. જો કોઇ બીજા પ્રદેશમાં તે સ્થાપિત થયો હત તો તેનું સૌંદર્ય વિશેષ બહાર પડી જાત. બીજું બાંધકામ બહુ પ્રકાંડ છે જેને બનાવવામા દસકરોડ રૂપૈઆનો ખર્ચ થયો છે. એ પુષ્કળ અર્થ વ્યયમાં રાણા કુંભે પોતાની ટ્રેઝરીમાથી આઠ લાખ રૂપૈઆ આપ્યા હતા. મેવાડના પશ્ચિમ ભાગમાં સદ્રિ નામના ગિરિ પ્રદેશમાં તે સુદર વિશાળ મકાન આવેલું છે. તે મકાન, પુણ્યપાવન ઋષભદેવના * નામે ઉત્સર્ગીકૃત છે. છાના ગિરિ પ્રદેશમાં તે મકાન સ્થાપિત હોવાથી, દુર્ધર્ષ ધર્મદ્વેષી મુસલમાનના કઠોરકરાઘાતથી બચ્યું છે. પણ દુઃખનો વિષય એટલો છે જે હાલ તેની કોઇ સંભાળ લેતું નથી. ઋષભદેવનું જે પવિત્ર મંદિર એક સમયે મેવાડમાં પ્રધાન તીર્થ સ્થળ ગણાતું. તે મંદિર આજ જનશુન્ય હોઈ અરણ્યમાં પરિણામ પામ્યું. હાલ તેના આંગણામાં જંગલી પશુંઓ વાસ કરી રહેલ છે રાણો કુંભ, જેમ વીરતા અને કવિતામાં કુશળતા રાખતો હતો તેમ શિપકાર્યમા પ્રીતિ અને કુશળતા રાખતો હતો. તેણે કવિતા રચનામાં વિશેષ ખ્યાતિ મેળવેલ છે. સૌદર્યના કીર્તનમાં તે પોતાની પ્રતિભાનો ઉપયોગ કરતો નહોતો, તે ભક્તિ રસ પ્રધાન કાવ્ય કરવામા વિશેષ પ્રતિષ્ઠિત હતો. તેણે ગીતગોવિંદનું એક સુદર પરિશિષ્ટ બનાવેલ છે.

રાણો કુંભ, મૈરના નિવાસી શ્રેષ્ઠ સામંત રાઠોડ સરદારની દુહિતા મીરાં

* રાણા કુભનો એક જૈનધર્માવલંબી મંત્રી હતો. તે પરવાર કુળમાં જન્મ્યો હતો. ઈ. સ. ૧૪૩૮ માં ને મત્રીએ, તે ઋષભદેવના મંદિરની પ્રતિષ્ઠા કરી. લોકના નાણાના ખર્ચે તે મંદિર ચણાવ્યું છે. તેના ત્રણ માળ છે અનેક પથ્થરના સ્થંભ ઉપર તે સ્થાપિત છે તે સઘળા સ્થંભો ચાળીસ ફીટથી વધારે ઉંચાઈવાળા છે. મંદિરનુ નિર્માણ કૌશલ અસંત અચંબો આપે તેવું છે. તેની અંદર જુદાં જુદાં હૃદયગ્રાહી ચિત્ર કાર્યો છે. પ્રસિદ્ધ જૈન સન્યાસીઓની પ્રતિમૂર્તિથી તે દેવાલય સુશોભિત છે.

બાઇને પરણ્યો હતો મીરાંબાઈ રૂપ લાવણ્યવતી અનેધર્માનુરાગિણી રજપુતાણી હતી. એ સઘળા ગુણોમાં તે સમયની કોઇ રાજકુમારી તેની સમાન નહોતી. મીરાંબાઇ પરમ વિદુષી હતી. કવિતા રચનામાં તેની અપુર્વ સત્તા હતી. તેણે કૃષ્ણ વિષયે અનેક સારગર્ભ કવિતા રચેલી છે. વિષ્ણુવિષયક, તેની કવિતા હોઈ વૈષ્ણવોમાં વિશેષ સમાદ્દત છે. હાલ પણ અનેક રાજકુળમાં કાવ્યાનુરાગિ, મીરાંબાઇની કવિતા બોલાતી સંભળાય છે આજ અનેક વૈષ્ણવો, તેની કવિતાનું ગાન કરતાં પ્રેમાનંદે પુલકિત થઈ પડે છે. વિદ્વાનો તેની કવિતા રચના શક્તિની સારી પ્રશંસા કરે છે. રાણો કુંભ પણ કવિ હતો. મીરાંબાઇ રાણા કુંભ પાસેથી કવિતા રચનાશક્તિ પામી કે રાણો કુંભ મીરાંબાઇ પાસેથી કવિતા રચવાની શક્તિ પામ્યો તે બાબતમાં કાંઇ નિશ્ચિત કહેવાતું નથી. ધર્મનિષ્ટ વિદુષી મીરાંબાઈની જીવની પ્રકૃતિ ઉપન્યાસના સૌંદર્ય ભરેલી છે. યમુનાપુલિનથી તે દ્વારકાપુરી સુધી ભગવાન શ્રી કૃષ્ણનાં જેટલાં મંદિરો છે, તે સઘળાં મીરાંબાઇએ જોયેલાં છે. એવા પુરૂષ સુલભ વ્યવહારથી, તેના ચરિત સંબંધે જુદી જુદી જાતની કલંક કહાણી કહેવાતી સંભળાય છે. પણ તે સઘળી કલંક કહાણીઓ જુઠી અને તેના પવિત્ર ચરિતને અયોગ્ય છે.

રાણો કુભ, વીર અને પ્રેમિક હતો. આદિરસના અને વીર રસના અપુર્વ મિશ્રણથી તેનું હૃદય ભરેલું હતું. રાણાએ એક રજપુત કુમારીનું અપહરણ કર્યું હતું. ઝાલાવાડ જનપદના એક અધિપ સરદારની તે પુત્રી હતી. કુંભના એ દુર્વ્યવહારથી શિશોદીય અને રાઠોડ રજપુત વચ્ચેનું એકતાસૂત્ર તુટી ગયું. ફરી બન્ને વંશો વચ્ચે પ્રાચીન વૈરભાવ ઉદ્દીપિત થયો. અપહરણ કરેલ રાજ પુત્રી પહેલાં એક રાઠોડ સરદારને આપી હતી. પ્રેમવિમૂઢ રાઠોડ સરદારે પોતાની જીવન જ્યોતિને મેળવવા અનેક ચેષ્ટા કરી પણ તેના દુર્ભાગ્યવશે તે વિફળ નીવડી. તો પણ તેણે તે ખુબ સુરત પ્રાણતોષિણીની આશાને જલાંજલિ આપી નહિ. કાયમ સુંદરના મહેલના મધ્યના એક એકાંત ચોંતરામાં બેસી તે તે સુંદરીના ખુબસુરત પણાનું ધ્યાન કરતો હતો. એક સમયે તે અધીર થઇ પડયો તોપણ તેણે તે મોહ કરી ચિંતાને છોડી નહિ. રાત્રી દીવસ તે કુંભ મેરૂના મહેલ તરફ જોયા કરતો હતો. ઝાલાવાડ રાજકુમારીએ રાજપુત્ર રાઠોડને પેહેલાંથી હૃદય આપ્યું હતું, મોટા કુળમાં તેનો વિવાદ થયો. પણ તે બાલ્યપ્રણય ભુલી ગઇ નહોતી. તેના બાપે તેને, અનર્થકર અર્થલોભને વશ થઇ પ્રણયપાત્રના એક પ્રચંડ પ્રતિદ્વંદ્વીના હાથમાં સોંપી. તેણે દુહિતાના સુખ દુઃખનો વિષય જોયો નહીં રજપુત કુમારી પણ ચિંતામાં નિમગ્ન થઈ પોતાના અદૃષ્ટને હજારો ધીક્કાર આપવા લાગી. એ રીતે ઘણા વર્ષો વ્યતીત થયાં. વિરહ વિધુર રાઠોડ રજપુત હજારો પ્રયત્નોથી પણ પોતાની ચિત્તવિનોદીનીને પામ્યો નહિ. એકવાર તે કુંભ મેરૂના પશ્ચિમના પડખે રહેલા નિબિડ અરણ્યના

મધ્યમાં થઈ કીલ્લા ઉપર ચઢી શક્યો હતો, પણ રાજકુમારીને મળી શક્યો નહિ.

રૂડી રીતે અરધો સેકો રાજશાસન ચલાવી રાણા કુંભે, પરિણતાવસ્થામાં પગલું મુક્યું. તેના સ્વજાતીય અને સ્વદેશીય શત્રુઓ તેના પ્રચંડ પરાક્રમથી હાર પામી મંત્રમુગ્ધ ભુજંગની જેમ, વિનીત ભાવે, તેના વશવર્તી થઈ રહેલા હતા. અનેક કિલ્લા, દેવાલય વીગેરે બનાવી તેણે ભાતૃભૂમિને અલંકૃત કરી દીધી.

એટલામાં રાણા કુંભના ફળવાન જીવન તરૂના મૂળમાં એક પાખંડી નર રાક્ષસે. કઠોરકુઠારા ઘાત કર્યો. તે સમયે પિશાચના પૈશાચિક દુરાચરણથી કલંકિત થયો. જે પરમ ગુણાધાર રાણા કુંભે, દીર્ઘકાલ શાંતિ અને સુખ ભોગવી વાર્દ્ધક્યના 'માર્ગમાં પગલું મુંકયું હતું. તે રાણો કુંભ પિશાચ ઘાતુકના છુરીના ઘાએ આ લોકનો ત્યાગ કરી ચાલ્યો ગયો.

સં. ૧૫૨૫ ( ઇ. સ. ૧૪૫૯ ) નું વર્ષ એક અશ્રુ પૂર્ણ રોમાંચકર ભયંકર વ્યાપારથી કલંકિત થયું, જે પિશાચ નર રાક્ષસે પુત્ર હોઈ પોતાના જન્મ દાતાનું હૃદય શોણિત પાડયું. તેનું પાપી નામ આર્ય જાતિના પવિત્ર ઇતિહાસમાં લખવા યોગ્ય નથી. તે નામનો ઉચ્ચાર કરવાથી પાપ થાય છે. તે પિતૃહંતાનું નામઉદો–રાજસ્થાનના કવિઓ તેને હત્યારો નરહંતા વીગેરે અવજ્ઞાસૂચક નામે બોલાવે છે. દુર્દમ્ય દુર્લિપ્સાને વશીભૂત થઈ દુરાચાર પિતૃઘાતિએ, હીણાકામાએ જે રાજ્યનો કબજો કર્યો તે રાજ્ય તે થોડો સમય ભોગવી શક્યો. વળી તે અલ્પકાળ પણ સુખથી કહાઢયો નહિ. રજપુતોની વિષ દૃષ્ટિથી તે કાળાતિપાત કષ્ટથી કરતો હતો. ત્યાં સઘળાં બંધુ બાંધવ આત્મીયજનો વીગેરેએ તેનો ત્યાગ કર્યો. એ પરિત્યક્ત અને ઘ્રણિત અવસ્થાએ પોતાનું પાપાર્જિત સિંહાસન લાંબો કાળ રાખવા તેણે હિણુ પદસ્થ આશામી સાથે કપટ બંધુત્વ સ્થાપ્યું. તે પાપિષ્ઠ ઉદાએ દેવરા સામંતરાજને સ્વાધીન રાજાના પદે સ્થાપ્યો અને તેની સાથે મિત્રતા બાંધી પણ દુર્વૃત્તને એક ક્ષણવાર પણ શાંતિ મળી નહિ. તેણે યોધપુરના * રાજાને શંભર આજમીર અને કેટલાક જનપદ તેણે બંધુતા માટે આપ્યાં. તેના મનમાં વિશ્વાસ હતો જે તેઓ તેને મદદ આપે ટુંકામાં તેનો અભિલાષ પૂર્ણ થયો નહિ. તેને મનોવેદનાની પણ સીમા રહી નહિ. પોતાના પાષાણ હૃદયની તૃપ્તિ કરવા માટે પાપિષ્ટ ઉદાએ રાજ્યમાં અત્યાચાર કરવો શરૂ કર્યો. તેના અત્યાચારથી રાજ્યમાં તે સંભ્રમહિણુ થઇ પડયો, મેવાડ રાજ્યનું ગૌરવ વધારવા રાણા કુંભ જેવા સુદક્ષરાજાઓએ દીર્ઘ કાળ ઉદ્યમ કર્યો હતો. તે ક્ષત્રિયાધમ રાજ કુલાંગાર ઉદોના રાજ શાસનમાં કેવળ નિરર્થક ગયો. ઉદાને સઘળું વૃથા થઇ પડયું,

* સમાલોચ્ય ઘટનાના દશ વર્ષ અગાઉ સં. ૧૫૧૫ માં યોધરાજે યોધપુરની પ્રતિષ્ઠા કરી

પછી દિલ્હીશ્વરે તે બે ભાઈઓને સાથે લઇ મેવાડ ઉપર હલ્લો કર્યો. હાલનું નાથદ્વાર તે સમયે શિયાર્ડ નામે પ્રસિદ્ધ હતું. યવનરાજ, ને શિયાર્ડ ક્ષેત્રમાં પોતાની સેના રાખી યુદ્ધની પ્રતીક્ષા કરતો હતો. મેવાડના સરદાર સામંતોએ એકઠા થઈ રાણા રાયમલ્લનો પક્ષ લીધો. શાથી કે તેઓ જાણતા હતા જે રાણો રાયમલ્લજ મેવાડનો ખરો રાજા છે. તેઓ ટોળે ટોળે આવી રાણાના વાવટા નીચે એકઠા થયા, આબુ અને ગિરનારનાં બે રાજા તેની મદદે રણક્ષેત્રમાં ઉતર્યા, રાણો રાયમલ્લ મોટી સેના સાથે ઘાપા નામના સ્થળે યવનોનો સંમુખી ન થયો. થોડા સમયમાં એક ભયાવહ યુદ્ધ થયું. રાણ્રૂપહાર ઉદોના બે પુત્ર પ્રચંડ વિક્રમે રાણાની સેનાને મથિન કરવા લાગ્યા. પણ તેઓ રાણાના ભીષણબળનો પ્રતિરોધ કરી શક્યા નહિ. છેવટ તેઓએ પરાસ્ત થઈ રાણાની વશ્યતા સ્વીકારી. રાણાએ તેના સઘળા અપરાધ ક્ષમા કરી. તેઓને આદરથી સ્વીકાર્યા એ યુદ્ધમાં દિલ્હીશ્વર એવો પરાજીત થઈ ગયો કે ફરીથી તે તેના જીવનમાં મેવાડની ત્રિસીમામાં આવ્યો નહિ.

રાણા રાયમલના ત્રણ ધુરંધર પુત્રો અને બે પુત્રી હતી. ગીરનારના અધિપતિ શુરજીએ અને શીરોઇના દેવરાજ જયમલ્લે રાણાની તે બે કન્યાનો વિવાહ કર્યો હતો. જયમલ્લ સાથે રાણાએ પોતાની દુહિતાનો વિવાહ કર્યો કે તેણે તેને, વિવાહચૌતુકમાં આબુ પર્વત આપ્યો. તે પોતાના વીર ચરિત પૂર્વ રાજાઓનું ગૌરવ રાખવા સત્તાવાળો હતો. માલવરાજ ગયાસુદીન સાથે તેનો ઘોર સંઘર્ષ થયો. તે સંઘર્ષ ઓલવવામાં બન્ને રાજા અસંખ્ય યુદ્ધમાં ઉતરી પડયા. રાણાએ, એ સઘળા યુદ્ધમાં યવનરાજ ઉપર સંપૂર્ણ જય મેળવ્યા. તેના ભત્રીજા શિહેપમલ્લ અને સૂર્યમલ્લ તે જય મેળવવાના પ્રધાન કારણ અને સાધન હતા. ગેયાસુદીનની સંપૂર્ણ હાર થઇ. તેણે રાણા સાથે સંધી કરવાનો પ્રસ્તાવ કર્યો. ઉદાર હૃદય રાણા જયમલ્લે, તેનો પ્રસ્તાવ ગ્રાહ્ય રાખ્યો. ત્યાર પછી મેવાડેશ્વર નિષ્કંટક રાજ્ય કરવા લાગ્યો, શાથી કે તે સમયમાં ભારત વર્ષમાં એવો કોઇ રાજા નહોતો કે રાણાની સત્તાના વિરૂદ્ધ આચરણ કરે. આ સઘળી ઘટના પછી લોદી વંશના રાજાઓ દીલ્હીના સિંહાસને આવ્યા. મેવાડના ઉત્તર પ્રાંતમાં રહેલ પ્રદેશ માટે રાણાને, તેઓ સાથે તકરાર ચાલ્યો.

ઉપર આપણે કહી ગયા કે રાણા રાયમલને ત્રણ ધુરંધર પુત્રો હતા. તેઓના નામ સંગ, પૃથ્વીરાજ અને જયમલ્લ સંગ અને પૃથ્વીરાજ વિશેષ પ્રસિદ્ધ સંગ. વીરવર બાબરનો પ્રતિયોગી હતો. પૃથ્વીરાજ તે સમયના ભારતવર્ષના રાજાઓમાં મહાવીર હતો. નાનો જયમલ્લ પણ વીરત્વમાં તે બે ભાઇનો સમકક્ષ હતો. તે ત્રણ મહાવીર ભાઈઓ સુભ્રાતૃભાવે સંબદ્ધ એક સંપે રહ્યા હત તો ભારતવર્ષનું ભાગ્યચક્ર, મંગલતામાં અને શુભતામાં ફરી જાત. પણ ભાર-

ન ભૂમિના અદૃશ્યમાં યવનનું અખંડિત રાજત્વ લખેલું હોવાથી તે ત્રણ ભાઈઓ, પરસ્પરની અમંગળ કામના કરતા, પરસ્પરના વિદ્વેષ ભાવાપન્ન થઈ ગયા તેઓના ઘોર દ્વેષમય ગૃહવિવાદમા રાણા રાયમલનું જીવન અત્યંત કષ્ટકર થઈ પડયું. તેના રાજ્યની સુખશાંતિમા વ્યાઘાત આવી પડયો. ચારે દિશા તરફ ઘોર અશાંતિ તેને ભય પમાડવા લાગી. પોતાના રાજ્યની શાંતિ સ્થાપવા, તેણે તે રાજકુમારોને નિર્વાસીત કરવાનો નિશ્ચય કર્યો તેનો પહેલો પુત્ર સંગ તે ભયંકર અંતર્વિપ્લવમાંથી આત્મજીવન બચાવવા માટે દેશ છોડી બીજા પ્રદેશમા ચાલ્યો ગયો. રાણાએ, પૃથ્વીરાજને તેના ઉત્કટ ઔદ્ધત્યને લીધે દેશ બહિષ્કૃત કર્યો. નાનો જયમલ્લ અકાળે આ લોકમાથી અંતર્હિત થયો.

સંગ અને પૃથ્વીરાજ સહોદર ભાઈ હતા તેઓની જનની ઝાલા વંશની પુત્રી હતી જયમલ્લ તેઓનો ઓરમાન ભાઈ થાય ચોહાણ વંશીય પૃથ્વીરાજ સાથે શિશોદીય પૃથ્વીરાજનું વિશેષ સાદૃશ્ય માલુમ પડે છે. ચોહાણ વંશીય પૃથ્વીરાજની વીરતા જેવી શિશોદીય વંશના પૃથ્વીરાજની વીરતા હતી. એ બન્નેમાં એવું સાદૃશ્ય જોવામા આવે છે કે એક રાજાને બીજા રાજાની પ્રતિકૃતિ માનવામાં આવે તો કાંઈ અનયુક્તિ થાય તેમ નથી શિશોદીય પૃથ્વીરાજના વીર ગુણ ઉપર મેવાડવાસીઓ એટલાબધા મુગ્ધ હતા કે મેવાડની અધોગતિમાં તે વીર પુરૂષનાં ચરિત સંભારી તેઓ આનંદિત થતા સંગ અને પૃથ્વીરાજમાં બહુ વૈસાદૃશ્ય જોવામાં આવે છે સંગનું ચરિત, પૃથ્વીરાજના ચરિતથી વિપરીત હતું. બન્ને વીર અને સાહસી હતા પણ સંગનું સાહસિકત્વ, વિવેક દ્વારાએ નિયમિત હતું. પૃથ્વીરાજ નિરંતર યુદ્ધ માટે ઉત્સુક હતો તે એક ક્ષણ ખડગને મીયાનમાં નાખવા પસંદ માનતા નહી

તે ખડગની મદદે, પોતાના પ્રારબ્ધનો માર્ગ નિષ્કંટક કરવા પ્રતિજ્ઞાવાળો થઈ બોલતો જે "વિધાતાએ મેવાડના શાસન કર્તાનો અધિકાર સોંપવા મને સરજ્યો છે" સંગ રાજ્યના જ્યેષ્ઠ પુત્ર હતો. અને જન્મતાના અધિકારે તે, ચિતોડના સિંહાસને બેસવાને પાત્ર હતો. ઉદ્ધતસ્વભાવ પૃથ્વીરાજન માટે તે પાત્રતા, તે ખમી શકયો નહિં. ચિતોડના સિંહાસનને કોણ બેસે, તેના માટે રાણાના પુત્રોના વિવાદ ચાલ્યો. પ્રત્યેક કુમાર, પોત પોતાનુ સ્વત્વ સ્થાપવા તત્પર થયા.

એ પ્રમાણે વિવાદ કરતા રાજકુમારો, પોતાના કાકા સૂર્યમલ પાસે, રાજ સિંહાસનના અધિકારના હક માટે તર્કવિતર્ક કરતા હતા. એટલામાં મોટા રાજકુમાર સંગ ધીરે ધીરે બોલ્યો. "ન્યાય મને હું મેવાડના દશ હજાર નગરોના ઉત્તરાધિકારી છું, પણ તમે આપ સ્વાર્થના વિરોધી થયા છો." આ અનર્થે, તો વિવાદની મીમાંસા તરીકે થાય એવી નથી. ત્યારે હવે તમે, ચારણ

મુગરાની ચારણી દેવીની પરિચારિકાની ગણના ઉપર ભરૂસો રાખો તો સઘળો વિવાદનો ચુકાદો થાય તેમ છે. જો તમે સહુ સંમત હો તો ચાલો, તેની પાસે જઈએ. પણ પહેલા એ પ્રતિજ્ઞા કરો કે, જેને તે પસંદ કરે તેજ ચિતોડના સિંહાસને બેસે." સઘળા તે વાતમાં સંમત થયા. સંગના વચનનું અનુમોદન કરી તેઓ ચારણી દેવીના એકાંત સ્થળે ગયા. તે એકાંત પર્વત કંદરમાં પેસી પૃથ્વીરાજ અને જયમલ્લ એક આસને બેઠા. સંમુખે એક વ્યાઘ્રચર્મ બીછાવ્યું હતું, સંગ તેના ઉપર બેઠો. તેનો કાકો સૂર્યમલ પણ તેની પડખે તે ઉપર બેઠો. પૃથ્વીરાજે, તે યોગીની દેવી પાસે પોતાનો મનોભિલાષ નિવેદન કર્યો. એટલામાં યોગીનીએ વ્યાઘ્રચર્મ તરફ આંગળી કરી, તેથી સઘળા સમજ્યા જે સંગજ, ચિતોડના સિંહાસને બેસવા પાત્ર છે અને સુર્યમલ પણ રાજ્યનો કેટલોક ભાગ ભોગવવા અધિકારી છે. પૃથ્વીરાજ, તેટલામાં પોતાનું ખડગ લઇ સંગનું માથું કાપવા આગળ વધ્યો. સુર્યમલ્લે વચ્ચમાં પડી, પૃથ્વીરાજના આઘાતમાંથી સંગ બચાવી લીધો.

ચારણી દેવીની પરિચારિકા, પોતાના રક્ષણ માટે દૂર પલાયન કરી ગઈ. જ્યારે પૃથ્વીરાજે સુર્ય મલ્લ ઉપર હુમલો કર્યો. મંદીરનાં અંદર બન્ને વચ્ચે દારૂણ યુદ્ધ થયું. તે યુદ્ધ, થોડામાં પ્રશમિત ન થયું, તેમાં બન્નેને અસંખ્ય આંઘાત લાગ્યા. સંગને એક બાણ અને પાંચ તલવારના ઘા લાગ્યા. તે તે સ્થળથી પલાયન કરી ગયો. શરના આઘાતથી તેની એક આંખ ફુટી. એ વિષમ દ્વંદ યુદ્ધમાંથી પલાયન કરી સંગ ચતુર્ભુજા દેવીના મંદીર તરફ દોડયો. ત્યાંથી શિરાંતિ નગરને વીંધી, તેણે ઉદાવતવંશીય વીદા નામના રજપુતનો આશ્રય લીધો. ક્ષતવિક્ષતાંગ સંગે વિદાનો આશ્રય માગ્યો, સદાશય વિદાએ રાજીખુશીથી તેને આશ્રય આપ્યો. એટલામાં જયમલે તીવ્ર વેગે આવી સંગ ઉપર હલ્લો કર્યો. શરણાંગત શંગના રક્ષણ માટે સદાશય વિદાએ જયમલ્લના હુમલાની વ્યર્થતા કરી દેવા પ્રયત્ન કર્યો. સંગ ત્યાંથી પલાયન કરી બીજા સ્થળે ચાલ્યો ગયો.

ક્ષતમાંથી આરોગ્ય મેળવી ફરીવાર બળવાળો થઇ તેજસ્વી પૃથ્વીરાજ, પોતાના પ્રચંડ પ્રતિદ્વંદી અગ્રજસંગની શોધ માટે ચાલ્યો. સંગે, પૃથ્વીરાજની ચેષ્ટા જાણી, તે પોતાના રક્ષ માટે છાનાં વેશમાં ગુપ્ત સ્થાને વિચરણ કરી ભમતો હતો, એ અજ્ઞાતવાસ કાળમાં તેના કષ્ટની અને દુર્દશાની સીમા રહી નહોતી જે સંગ રાજપુત્ર અને મેવાડના સિંહાસનનો ઉત્તરાધિકારી હતો તે સંગ નિર્વાસિત મનુષ્યની જેમ અતિદીન ભાવે, વનેવને ભટકતો હતો દુર્દશામાં આવેલા સંગે નિરૂપાઇ થઇ, કેટલાક છાગપાળનો આશ્રય લીધો તે બકરા ચરાવી જાણતો નહોતો તેથી તેઓ તેને મારતા હતા. પોતાના આશ્રયમાંથી તેને કહાડી મુકતા હતા વળી સંગના કાલાવાલાથી તેઓ પોતાના આશ્રયમાં તેને રાખતા હતા તેઓ તેની પાસે ઘઉંના લોટના પિષ્ટક કરાવતા. સંગ એ પ્રમાણે દુર્દશામાં રાત્રીદિવસ

ગઢવારની રાજધાની નાહોદમા જે રાજકીય સેનાદળ રાખેલ હતુ, તેની તે પર્વતવાસીઓએ ગણત્રી કરી નહિ તે સેનાદળ મીન લોકની ગતિનો રોધ કરી શક્યુ નહિ પૃથ્વીરાજના જાણવામા તે હકીકત આવી પૃથ્વીરાજે થોડો સમય નાહોદમા ગાળવાનો વિચાર કર્યો પોતાના પ્રયોજનીય દ્રવ્યો લેવા માટે તેણે ત્યાના ઉંઝ નામના વાણીયાના ઘેર પોતાની વીંટી ઘરેણે મુકી દૈવનો વિચિત્ર મહિમા, ઉઝાએ પૃથ્વીરાજને ઓળખ્યો નહિ, પણ થોડા સહવાસમા તેણે પૃથ્વીરાજને ઓળખી કહાઢયો ઉઝાએ, પૃથ્વીરાજને સઘળી જાતનુ અનુકુલ્ય આપવા પ્રતિજ્ઞા કરી પૃથ્વીરાજે તે વણિક ઉઝાને પોતાના દળમા દાખલ કર્યો તેના પરામર્શના અનુસારે તેણે મીન લોકોનો નિગ્રહ કર્યો અને ગઢવાર જનપદમા શાતિ સ્થાપી પૃથ્વીરાજ વીર સાહસી અને તેજસ્વી હતો તેના પિતાએ તેના પ્રકૃત ગુણનો સપૂર્ણ વિચાર કરી તેને નિર્વાસિત કર્યો હતો તે અવસ્થામા તેનો પુરૂષાર્થ નાશ પામ્યો નહોતો તે નિશ્ચય જાણતો હતો જે રાજકુળમા જન્મ લઈ પોતાના પુરૂષાર્થની મદદે અસખ્ય વિઘ્નો અને આફતો દુર કરી તે રાજ સિંહાસન મેળવી શકશે દુરાચાર મીન લોકોના કરાળગ્રાસમાથી ગઢવાર જનપદને બચાવવા પૃથ્વીરાજ યોગ્ય અવસરની રાહ જોતો હતો

જે સમયે પૃથ્વીરાજ નાહોદનગરમા આવી પહોચ્યો, તે સમયે રાવત ઉપાધિધારી મિનાધિપ, તે નગરમા પોતાનુ શાસન ચલાવતો હતો તે એવો પ્રતાપશાળી થઇ ગયો હતો કે, અનેક રજપુતો તેના તાબામા નોકર થઈ રહેલા હતા ઉઝાની સત્રણાના અનુસારે પૃથ્વીરાજે તે મીનાધિપનુ આધિપત્ય સ્વીકાર્યું પોતાની ખરી જાત વીગેરે છુપાડી, તે મીનધિપની સેવા કરવા લાગ્યો અને શા ઇલાજથી, ગઢવાર જનપદનો ઉદ્ધાર થાય તે ઇલાજો તે શોધવા લાગ્યો સૌભાગ્ય વશે, તે ઇલાજ નો સુયોગ પોતાની મેળે પૃથ્વીરાજની પાસે આવ્યો મીનલોકો આહેરીયા નામનો મહોત્સવ પાળતા હતા તે મહોત્સવમા નોકરો થોડા રોજ સ્વાધીનતા પામી પોતાના ઘેર જઈ કુટુબ સહિત મઝાતા હતા પૃથ્વીરાજને પણ થોડો સમય સ્વાધીનતા મળી, તે અવસરમા પોતે પોતાના અભીષ્ટ સાધવામા તત્પર થયો નગરની બહાર આવી તેણે પોતાના અનુગત રજપુતોને બોલાવ્યા તેણે તેઓને પોતાનો અભિ પ્રાય જાહેર કર્યો જેમા તેણે મીનરાજને પકડી પાડવાનુ કહ્યુ, જેવુ તેનુ કહેવુ સાભળ્યુ કે તેના અનુચર રજપુતો મીનાધિપ ઉપર પડયા થોડા સમયમા નગરમા હાલક લોલક થયુ મીનલોકો તથા નગરવાસીઓ રજપુતોના હુમલાથી ત્રાસ પામી પલાયન કરી ગયા પૃથ્વીરાજ નગરની બહાર ઉભા રહી તે વ્યાપાર જોતો હતો જોતા જોતામા તોફાને ભયકર મૂર્તિ ધારણ કરી તે તોફાનમાથી બચવા માટે ઘોડે ચઢી મીનરાજ નગરની બહાર નીસર્યો પૃથ્વીરાજે તેને પકડી પાડયો પૃથ્વીરાજના ભાલાથી તે હણાયો દુર્વૃત મીનરાજની દુરાકાક્ષા પાર પડી નહીં, તેનુ તે ઉપયુક્ત ફળ

પામ્યો અડખે પડખેના ગામડા સળગાવી દઇ પૃથ્વીરાજે મીનલોકોને ઉપયુક્ત સજા આપી સઘળા મીનલોકો પૃથ્વીરાજના અને તેના અનુચરના હાથમા પડયા માત્ર એક કિલ્લા શીવાય સઘળો ગદવાર પ્રદેશ પૃથ્વીરાજના કબજામા આવ્યો, તે કીલ્લાનુ નામ દશુરી હતુ, તે ચોહાણ રજપુતના કબજામા હતો

મીન લોકોના હાથથી ગદવાર જન પદનો ઉદ્ધાર કરી તેનો શાસન ભાર પૃથ્વીરાજે ઉગ્રા અને સદાને સોપ્યો સદા સોલકીએ તે સમયે સદગડને કબજે કર્યું હતુ પાટણના ધ્વસ પછી તેનો કોઇ પૂર્વ પુરૂષ તે સઘળા પાર્વત્ય પ્રદેશમા આશ્રય કરી રહેતા હતો સદાએ, માદ્રેચા ચારણની પુત્રી સાથે વિવાહ કર્યો, એટલેકે તે સસરાનો પક્ષ છોડી પૃથ્વીરાજના પક્ષમા રહેવા રાજી નહોતો પણ વિજયી રાજકુમાર પૃથ્વીરાજે, —દેશુરી નગર વિગેરે તેને ભુમિવૃતિમા આપ્યા તેથી સદો તેનો પક્ષ છોડી શકયો નહી તે સમયે પૃથ્વીરાજના કાર્યો રાણાને શ્રવણગોચર થયા રાણાએ પૃથ્વીરાજ ઉપર સતુષ્ટ થઇ તેને નગરમા પાછો બોલાવ્યો

પૃથ્વીરાજ પિતૃરાજ્યમા પાછો આવ્યો, તે સમયે જયમલ્લનો ઘાત થવાથી તેના સૌભાગ્યનુ દ્વાર પરિષ્કૃત થયુ આવશ્યક બોધે આ સ્થળે જયમલ્લના મૃત્યુનુ વીવરણ આપવુ યોગ્ય છે પ્રાચીન તક્ષશીલા તાડાતક નામે કહેવાતુ હતુ તે તાડાતક, રાવ શુરતાન નામના એક રજપુતના કબજામા હતુ. જે ચાલુકય રાજાઓએ દીર્ઘકાળ અણહીલવાડ પાટણમા રાજ્ય કર્યું આ તેનો વશધર રાવ સૂરતાન હતો ઇસ્વીસનના તેરમા સૈકામા યવન વીર અલ્લાઉદીનના બાહુબળના પ્રભાવે, સૂરતાનના પૂર્વજોએ અણહીલવાડ પાટણ છોડી ભારતવર્ષના મધ્ય પ્રદેશમા આશ્રય લીધો ત્યા વસી, રાજ્યચ્યુત સોલકી રજપુતોએ પ્રાચીન તક્ષક કુળાધિષ્ઠ તોડાતક કબજે કર્યું પણ તેના વશધરો લાબા સમય સુધી ત્યા રાજ્ય કરી શકયા નહી, છેવટે સૂરતાન રાવને પ્રસિદ્ધ અફગાન વીર લીલે ત્યાથી કહાડી મુકયો ત્યાથી તે નીસરી આરાવલ્લીના પાદ પ્રદેશસ્થિત બેદનોર નગરમા આશ્રય લઇ, તે સુખે દુખે સમય કહાડવા લાગ્યો તેના પેટે તારાબાઇ નામની એક પરમ સુદર પુત્રી પેદા થઇ તે તારાબાઈ તેના દુખની યત્રણાની અને કષ્ટની શાત્વના થઈ પડી જ્યારે જ્યારે તે શોક સાગરમા ડુબી અયત પીડીત થાતો*ત્યારે તે આનદદાયિની તારાબાઇનુ મુખ કમલ જોઇ

— એ ભુમિવૃત્તિના દાનપત્રમા પૃથ્વીરાજે પોતાના વશધરોને દિવ્ય આપી સુચવ્યુ છે જે કોઇએ તે ભુમિવૃત્તિ પાછી લઇ લેવી નહી તેના વશધરો ૨૭ સુધી તેની સુચના પાળે છે

* પ્રાચીન તક્ષક લોકો સ્થાપત્ય કળામા વિશેષ પારદર્શી હતા તેની પ્રતિતિ તક્ષશીલાના ખ્હેન વિગેરે જોવાથી થાય છે હાલ તો તે નગર સપુર્ણ રીતે વિધ્વસ્ત છે તોપણ તેના ધ્વસ રાશીમાથી તેમા પ્રાચીન ગૌરવના અનેક ચિન્હો નીસરી આવે છે

શાંતિ ભોગવતો હતો. તારાબાઇ તેના જીવનનું જીવન અને આશાની આશા હતી. દગ્ધ મરૂ સ્થળની શાંત શ્રોતસ્વીની તારાબાઇ હતી. તારાબાઈ જન્મથી દુઃખના કોડમાં ઉછરી હતી. તે રાજનંદિની હતી. ગૌરવશાળી પવિત્ર સોલંકી વંશની કુલ્લ સરોજીની હતી. તારાબાઈ જ્યારે બાલ્યાવસ્થામાં બાપના પડખામાં બેસી પૂર્વ પિતૃ પુરૂષોની ગુણ કથા પિતાના મુખથી સાંભળતી ત્યારે તે આનંદિત અને પુલકિત થતી.

તારાબાઇ પુરૂષનો પહેરવેશ પહેરી ઘોડે ચઢી ધનુર્બાણ ધારણ કરી યુદ્ધ કરવાને શિખવા લાગી. તે તે કામમાં એવી કુશળ થઇ જે ઘોડા ઉપર ચઢી, અવ્યર્થ સંધાને, બાણ ફેંકવા લાગી, રાવશુરતાએ ઘણીવાર તોડાતંકનો ઉદ્ધાર કરવા મહેનત કરી હતી. તેની સાથે વીરનારી તારાબાઇ કાઠીયાવાડી ઘોડા ઉપર ચઢી તેની સાથે જતી હતી. તે તોડાતંકના ઉદ્ધાર માટે યુદ્ધમાં ઉતરી હતી. તેના અપૂર્વ યુદ્ધ કૌશળને દેખી ઘણા શુરવીરો અવનત મસીક થઈ ગયા હતા. તેના અવ્યર્થ બાણ સંધાને અનેક યવન સૈનિકો, યમના ઘેર પહોંચ્યા હતા. એ વીર સ્ત્રીના વીરત્વનું અદભુત વિવરણ રાજસ્થાનમાં પ્રસિદ્ધ થઈ ગયું અનેક રજપુતો તે રમણીય રત્ન મેળવવા ઉત્સાહિત થયા. પણ સુરતાનનું પણ વૃત્તાંત સાંભળી તેઓ તે કામમાં અગ્રેસર થવા સાહસી થયા નહોતા. રાજશુરતાને એવું પણ કરેલ હતું જે "જે રજપુત યવનના હાથમાંથી તોડાતંકનો ઉદ્ધાર કરી શકે તેજ ઇનામમાં, તારાબાઇને પામી શકે" છેવટે જયમલ સાહસ કરી બેદનોરમાં આવ્યો અને તારાબાઇનું પાણી ગ્રહણ કરવાને તેણે ઇચ્છયું, પણ વીરનારી તારાબાઇ દંભથી બોલી, "તોડાતંકનો ઉદ્ધાર કરો, ત્યાર પછી મને પામશો." જયલ્મલ તેમ કરવા સંમત થયો તારાબાઇના રૂપથી તે એટલો બધો મુગ્ધ થઈ ગયો હતો, જે તેણે પોતાની પ્રતિજ્ઞા પાલન ન કરતાં, અન્યાય ઉપાયે તેને હસ્તગત કરવા તેણે ઉપાયો યોજ્યા. સુરતાન તેના એ અન્યાય ઉપાયથી દગ્ધ થયો તેણે તેનો વધ કર્યો.

જે સમયે, આ ઘટના ઘટી તે સમયે સંગ અજ્ઞાત વાસમાં હતો. પૃથ્વીરાજ પણ નિર્વાસિત હતો. જયમલ્લને મેવાડનો ખરો ઊત્તરાધિકારી, સઘળા લોકો માનતા હતા. પણ તે જયમલ્લ દુર્ભાગ્યવશ, સુરતાનના હાથે હણાયો. તેથી રાયમલ ના હૃદયમાં ક્રોધ અને જીઘાંસાનો ઉદય થયો. સભાસદોએ જયમલના મૃત્યુનું વિવરણ રાણાને જણાવ્યું તેઓએ, શુરતાનના આચરણનું પ્રતિફળ આપવા રાણાને ઉસ્કેર્યો, રાણાએ ઉદાર ભાવે તેઓને કહ્યું જે "જે મુર્ખે, એવી રીતનું અયોગ્ય કર્મ કરી એક આબરૂદાર અને આફતમાં આવેલા રજપુતને અપમાનિત કરવા ચેષ્ટા કરી તે મુર્ખે પોતાના દુરાચારનું ઉપયુક્ત ફળ મેળવ્યું. ઉદાર હૃદય રાણો રાયમલ એવા મહિમાસુચક વચનો બોલી મુંગો રહ્યો. તેણે તે શોલંકી સરદારને બેદનોર જનપદ ભુમિવૃત્તિમાં આપી દીધો.

જે સમયે, બે નસીબ જયમલ, રોષ પરિતપ્ત સુરતાનના હાથથી હણાયો, તે સમયે વીરવર પૃથ્વીરાજ નિર્વાસિત હોઇ માળવ રાજ્યમા રહેતો હતો તે નિર્વાસિત અવસ્થામા બહુ કાળ રહયો નહી દુર્ધર્ષ મીન લોકના હાથથી ગદવાર રાજ્યનો ઉદ્ધાર કરવાથી તે પિતાની સ્નેહની નજરમા પડયો રાણા રાયમલે સંતુષ્ટ થઇ. તેને પોતાના રાજ્યમા આણ્યો ત્યાર પછી તેના અસીમ વીરત્વનો અને યશોભાતિનો રાજસ્થાનમા ફેલાવ થયો પૃથ્વીરાજના અતૂલ્ય વિરત્વના વિવરણ સાભળી સુંદરી તારાબાઈ વિમુગ્ધ થઈ તેને વરવા, વિચાર કરવા લાગી પૃથ્વીરાજ સ્વદેશમા આવ્યો ત્યારે તારાબાઇને આનંદની સીમા રહી નહિ પૃથ્વીરાજના હૃદયમા તારાબાઇને મળેલી આશા જાગૃત થઈ તે આશાના મોહન મંત્રમાં પ્રલોદિત થઇ પોતાની જીવન તોષણી તારાબાઇને લેવા માટે તે બેદનોર નગરમાં જવા અગ્રેસર થયો

તે આશાના મોહન મંત્રથી પ્રલોદિત થઈ, તારાબાઇને ત્યા જઈ મળવાને પૃથ્વીરાજે કહેવરાવ્યુ રાવ સુરતાને તેને આદરથી ગ્રહણ કર્યો. ચિત્તવિનોદિની તારાબાઈ પૃથ્વીરાજની પાસે આવી પ્રાણભરી પરસ્પરના પરસ્પર દર્શન કર્યાં. પૃથ્વીરાજે સુરતાન પાસે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો અને તે બોલ્યો જે આપને કોઇ રીતની ચિંતા રાખવી નહિ દુર્વૃત યવનોને તોડાતકમાથી હાલ કહાડી મુકુ છુ ને જો એક અઠવાડીયા પછી ત્યા યવનનું સામાન્ય ચિન્હ રહેશે નહિ, વિદાયકાળે, વીરવર પૃથ્વીરાજ તારાબાઇને મળવા ગયો, અને પ્રેમગદગદ સ્વરે શુધાસિક્ત વચને તે સુંદરીને બોલ્યો ' સુંદરી " તારા લગ્નના માટે હું આ કઠોર કાર્ય ક્ષેત્રમા ઉતર્યો છું જોજે ! મારી આશા નિષ્ફળ ન થાય, તારાબાઇએ ધીર નમ્રસ્વરે ઉત્તર આપ્યો વીરવર ! આ હૃદય તમારૂં છે, તમારા માટેજ અનેક દુ ખ ભોગવી અંહીં આવી રહેલ છુ આ દાસી નિવેદન એટલુંજ છે જે તમે કઠોર વ્રતનો આદર કર્યો છે પણ તેનુ ઉદ્યાપન કરવા યત્નવાળા થાઓ " દુરાચાર યવનોને દૂર કરી આપો પ્રકૃત રજપુત પુરૂષનો પરિચય દેખાડી આપો ! " પૃથ્વીરાજ પોતાના મંત્ર સાધનની ઉપયુક્ત અવસરની પ્રતિક્ષા કરતો હતો સૌભાગ્યવશે તે અવસર આવી પહોચ્યો મુસલમાનના મોહરમના દીવનો પાસે આવ્યા પૃથ્વીરાજ પાચસો ઘોડેસ્વાર સાથે તોડાતક તરફ ચાલ્યો વીરનારી તારાબાઈ અશ્વપૃષ્ઠે સજ્જીત થઈ પૃથ્વીરાજની સાથે ચાલી રણચંડી તારાબાઈએ આજ પુરૂષનો વેશ ધારણ કર્યો તે આજ યવનોને તોડી પાડવા ભયકર રણક્ષેત્રમાં ઉતરી, આજ યવનોનો કોણ બચાવ કરશે

તેઓ જ્યારે તોડાતક નગર પાસે પહોચ્યા તે સમયે, યવનો તાજીયા લઈ મોટા ભભકાથી અને હાટથી કીલ્લાની બહાર નીસર્યા પૃથ્વીરાજ પોતાના

દળ સાથે તેના દળ સંગે મળી ગયો. તેઓને જોઈ યવનના મનમાં પ્રથમનો સંદેહ ઉત્પન્ન થયો નહિ એટલે કે પૃથ્વીરાજને પોતાનું અભિષ્ટ સાધવા સુયોગ મળ્યો તાજીઆ ક્રમે ક્રમે મહેલની પાસે થઈ નીકળવા લાગ્યા. તે મહેલની ગ્યાલરીમાં યવનરાજ પોતાનો પહેરવેશ પહેરતો હતો અપરિચિત ઘોડાસ્વારોને જોઇ તેના મનમાં અનેક તર્ક વિતર્ક થયા, ક્રમે, તેના હૃદયમાં વિષમ સંદેહનો આવિર્ભાવ થયો. એટલામાં વીરનારી તારાબાઇએ તેના ઉપર એક બાણ ફેંકયું. તે કાળે પૃથ્વીરાજે પોતાના હાથનું ભયંકર શુળ તેના ઉપર નાંખ્યું જેથી યવન રાજસૂતળશાયી થયો. સઘળા લોકો આકસ્મિક ભયંકર વૃત્તાંતથી ત્રાસ પામી પલાયન કરવા લાગ્યા. પૃથ્વીરાજ પોતાના દળ બળ સાથે યવનો ઉપર પડયો અને નિષ્ઠુર ભાવે તેઓનો સંહાર કરવા લાગ્યો. ક્રમે તેઓ નગરના દરવાજા પાસે આવ્યા. પણ તેઓ વિઘ્ન વિના તેમાં પેશી શકયા નહિ. એક રણોન્મત માતંગ, વિકટ શુંઢ ફેરવતો દરવાજાના મુખે ઉભો હતો. તારાબાઇએ એક મોટા કુહારથી તેની શુંઢ કાપી. નિદારૂણ પીડાથી પિડીત થઈ શ્રવણ ભૈરવ અવાજ કરતો તે માતંગ ત્યાંથી પલાયન કરી ગયો, ત્યારે યવનો છેવટના સાહસે ઉતેજીત થયા, તેઓએ ભયંકર પરાક્રમે પૃથ્વીરાજ ઉપર હુમલો કર્યો. થોડા સમયમાં બંને દળ વચ્ચે ઘોરસંગ્રામ ચાલ્યો પૃથ્વીરાજ પ્રચંડ કેસરીની જેમ યવનોને દળવા લાગ્યો. ક્રમે યવનો પરાજય પામી પલાયન કરવા લાગ્યા પણ કયાં પલાયન કરી જાય ! આ જગતમાં એ નશીબના માટે કોઈ આશ્રય નથી.

વીરવર પૃથ્વીરાજના ક્રોધાનળમાંથી તેની રક્ષા કોણ કરે ? ટુંકામાં યવનો જે દિશામાં પલાયન કરી ગયા તે દિશામા પૃથ્વીરાજ અને તેના સહચરો તેઓની વાંસે પડયા. એ પ્રમાણે તોડાતંકનો ઉદ્ધાર કરી વીરવર પૃથ્વીરાજે પોતાના વ્રતનું ઉદ્યાપન કર્યું અને તેના ફળ સ્વરૂપ સુરસુંદરી તારાબાઇને તેણે મેળવી. જે સમયે પૃથ્વીરાજ સ્વદેશમાથી પાછો ફર્યો તે સમયે સૂર્યમલ્લ પોતાની અભીષ્ટસિદ્ધિ માટે સારંગદેવ નામના રજપુતને મળી માળવપતિ મુજાફર પાસે ગયો. યવનરાજે મુજાફરે તેની સહાયતા કરવા માટે મેવાડ તરફ એક સેનાદળ મોકલ્યું. તે સેના દળની મદદથી સૂર્યમલ્લે મેવાડના દક્ષિણના પ્રદેશ ઉપર હુમલો કર્યો. અને થોડા સમયમાં તેણે સદ્રી વાટુરો અને નાઈ વીગેરે પ્રદેશો હસ્તગત કર્યા. તેણે ચિતોડને કબજે લેવાનો પણ ઉદ્યોગ કર્યો દુર્ધર્ષ સૂર્યમલ્લનો દારૂણ હુમલો રાણો રાયમલ્લ સહ્ય કરી શકયો નહિ. તેણે લાંબો સમય શાંતિ ભોગવી નહિ તેની પાસે જે થોડું સૈન્ય હતું તે લઇ તે રાજદ્રોહીને સજા કરવા ચિતોડની બહાર નીકળ્યો, ચિતોડ પાસેની ગાંભીરી નદીના તીરે બન્ને સેનાદળ પરસ્પરના સંમુખીન થઇ ઉભાં રહ્યાં. ક્રમે યુદ્ધ ચાલ્યું. રાણો રાયમલ્લ તલવાર બાંધી સામાન્ય સૈનિકની જેમ યુદ્ધ કરવા લાગ્યો, યુદ્ધમાં તેના ઉપર બાવીશ ઘા પડયા, તેનું સઘળું અંગ ક્ષત વિક્ષત થઇ

ગયુ આવીશ જખમમાથી સંતતધારે રૂધિર વહેવા લાગ્યું તોપણ તેને વિરામ નહોતો તોપણ તેને શાંતિ નહોતી ક્રમે અંગ પ્રત્યંગ શિથિલ થઈ પડ્યુ. તેને મૂર્છા આવવાના પૂર્વ લક્ષણ જણાવા આવ્યા તે સમયે પૃથ્વીરાજ એક હજાર સેનાદલ લઈ સેની મધ્યે મળી ગયો તેણે તાણીને યુદ્ધક્ષેત્રમાથી અંતર્ગત કર્યો અને પોતે શત્રુની સામે થયો ભયંકર પ્રતિયોગી સર્યમલને શોધતો પૃથ્વીરાજ સૈનિકને કાપતો કાપતો યુદ્ધક્ષેત્રમા વિચરવા લાગ્યો સર્યમલ થોડા સમયમા તેની સામે આવી ચડ્યો, ત્યારે પૃથ્વીરાજે પ્રચંડ આસ્ફાલન કરી તેને પકડ્યો બન્ને વચ્ચે દ્વંદ્વ યુદ્ધ થયુ સર્યમલનુ શરીર અનેક ઘાવથી શિથિલ થયુ, તોપણ તે યુદ્ધમાથી નિવૃત્ત ન થયો અનેક દલ બન્ને પક્ષના ભયંકર નરનાશ ચાલ્યુ બન્ને દલના ઘણા સૈનિકો નાશ પામ્યા પણ કોઈ પક્ષના જય પરાજયના ચિન્હ જોવામા આવ્યા નહિ ત્યારપછી નક્ષત્રોએ સ્વર્ગીયરૂપે કેવલ કૌતુક થઈ તે દિવસે યુદ્ધનુ કાર્ય છોડી દીધુ

વીરવર પૃથ્વીરાજ, તે દિવસે પોતાના કાકા સૂર્યમલના દર્શન લેવા, તેના તંબુમા આવ્યો એ સમયે તે બન્ને વચ્ચે જે વાર્તાલાપ ચાલ્યો તે સાભળવાથી રજપુત આર્ય વીરનુ મહાત્મ્ય વખાણ્યા વિના ચાલે તેમ નથી જગતના ઇતિહાસમા એવી રીતનુ કોઈ જાતિનું મહાત્મ્ય જોવામા આવતુ નથી તે દિવસની વાત સાભળવાથી હાય ! હૃદય ફાટી જાય છે પૃથ્વીરાજ, કાકાના પટનદિરમા આવ્યો ત્યા તેણે જોયુ જે સૂર્યમલ એક સામાન્ય શય્યા ઉપર સુતો છે તેની કાયા લોહીથી ખરડાયેલી હતી એક વાગદ તે જખમ ધોઈ તેના ઉપર પાટા બાધતો હતો જે ભત્રીજો તેનો પ્રચંડ પ્રતિયોગી, જેનાથી તે આ દુર્દશાને પામેલ છે જેને રણ મધ્યે પાડી દેવા તેણે હજારો ચેષ્ટા કરી હતી તેને આજ સન્મુખે આવતો જોઈ વીરવીર સૂર્યમલ શય્યામાથી બેઠો થયો અને તેને તેણે યથોચિત માનસભ્રમે ગ્રહણ કર્યો બન્નેના આકાર ચેષ્ટા ઇંગિત વીગેરેથી એવું માલુમ પડતું હતુ જે, તેઓ બેના વચ્ચમા કોઈ દિવસ વિરોધ થયો નથી

સૂર્યમલ્લે, પોતાના ભત્રીજાને આસન ઉપર બેસવા કહ્યુ પૃથ્વીરાજ આસન ઉપર બેઠો તે બન્ને વચ્ચે ત્યાર પછી વાત ચાલી

પૃથ્વીરાજે પુછ્યુ, કાકા આપના જખમે કેમ છે ?

સૂર્યમલ્લે કહ્યુ બચ્ચા દીકરા ! તુને જોઈ એટલો બધો આનદ થાય છે જે હું નિરામય તનદુરસ્ત છુ

પૃથ્વીરાજે કહ્યુ-કાકા ! હુ દીવાનજીને મળ્યો નથી, આપના દર્શન લેવા જલદીથી અહીં આવ્યો છુ હુ અત્યંત ક્ષુધિત થયો છુ, કાકા ! કાંઈ ખાવા કાંઈ આપશો ?

સૂર્યમલ્લ અત્યંત આનંદીત થયો. થોડા સમયમાં ખાનભોજન તૈયાર થયાં. બન્નેએ એક પાત્રમાં ભોજન કર્યું. પૃથ્વીરાજને કાંઈ પણ સંદેહ નહોતો. વળી વિદાય કાળે તાંબુલ ખાવામાં પણ બાધ લીધો નહી, કાકાની પાસેથી વિદાયગીરી લેતી વખતે, પૃથ્વીરાજ નમ્ર વચને બોલ્યો, કેમ કાકા ! આવતી કાલે આપણા યુદ્ધનો અંત આવશે ના !

– સૂર્યમલ્લે કહ્યું– દીકરા ! ઉત્તમ. આવતી કાલ સવારમાં આવજે. રાત્રીનો અવસાન થયો, પ્રભાત થયું પરોઢીયામાં પૃથ્વીરાજ અને સૂર્યમલ્લ દ્વંદ્વ યુદ્ધ કરવામાં ગુંથાયા. તે સમયે કાકા ભત્રીજાનો સંબંધ રહ્યો નહિ. સ્નેહ મમતા, દયા, વીગેરેના સુકુમાર ગુણમાં જલાંજલિ આપી. સ્વાર્થના સંરક્ષણ માટે બન્ને ક્ષત્રિયો દ્વંદ્વ યુદ્ધમાં મચ્યા. સેનીકો પણ યુદ્ધમા ગુંથાણા. સુર્યમલ્લની સેનાએ પુષ્કળ બળ બતાવ્યું પણ તે યુદ્ધમાં જય મેળવી શકયા નહી. પૃથ્વીરાજનું ભયંકર બલ સહ્ય ન કરતાં છેવટ શત્રુઓ સદ્રિનગર તરફ પલાયન કરી ગયા. વિજયગૌરવનો હેમ મુકુટ મસ્તકે ધારણ કરી વીરવર પૃથ્વીરાજ ચિતોડ નગરમાં આવ્યો તે યુદ્ધમાં તેના શરીરે સહસ્ત્ર સ્થળે જખમ થયાં હતાં. પરાજીત થયેલો સૂર્યમલ્લ જીવન તોષીણી આશાને છોડી શકયો નહી, તે આશાના કઠોર મંત્રમાં મુગ્ધ થઈ તેણે કઠોર, દુઃખો અને કષ્ટો ભોગવ્યાં. ટુંકામાં તે આશાથી ત્રણ વાર તે યુદ્ધમાં ઉતર્યો અને ત્રણ વાર પરાજીત અને અપમાનીત થયો. છેવટે ચિતોડના સિંહાસનના લાભ માટે તેણે આશા છોડી દીધી નહી.

એ રીતે અનેક દીવસો ચાલી ગયા કાકો ભત્રીજો અનેક વાર યુદ્ધમાં પરસ્પર લડવાને ઉતર્યા. પણ કાંઇ ફલોદય થયો નહી. સૂર્યમલ્લનો અદમ્ય અધ્યવસાય કમ થયો નહી. જ્યારે તેની સાથે પૃથ્વીરાજની મુલાકાત થાતી, તેજસ્વી પૃથ્વીરાજ ત્યારે દંભથી બોલતો જે "મારી શિરામાં જ્યાંસુધી એક બિંદુ લોહી પ્રવાહીત રહેશે ત્યાં સુધી, મેવાડની સૂચ્યગ્ર પ્રમાણવાળી જમીન તમારા હાથમાં આવવા દઇશ નહી.

સૂર્યમલ્લનો મનોભિલાષ પૂર્ણ થયો નહિ તેજસ્વી પૃથ્વીરાજની દૃષ્ટિથી તેને સર્વદા દૂર રહેવું પડતું હતું. તે જે સ્થાને પલાયન કરી જાતો, તે સ્થાને પૃથ્વીરાજ તેનું અનુસરણ કરી તેના ઉપર હુમલો કરતો હતો ટુંકામાં પૃથ્વીરાજના ભયથી તેને સદા સશંક રહેવું પડતું હતું. એક સ્થળેથી બીજે સ્થળે પલાયન કરી જતાં સૂર્યમલ્લ વાહુવા નામના ગંભીર અરણ્યમાં પેઠો. પૃથ્વીરાજે ત્યાં જઇ તેના ઉપર હુમલો કર્યો. ત્યાંથી પલાયન કરી સૂર્યમલ્લ વનપાદપની શાખાપ્રશાખામાં કોટડી બનાવી તેમાં ત્યાંથી દૂર દેશથી રહેવા લાગ્યો. એવા ધારા અંતર-

– સૂર્યમલ્લે ઉત્તર કાળમા ઝાલા સરદારના મઢીમાં અધિકાર મેળવ્યો છે. તેના પુસ્તકાગારમાંથી એક પાંડુ લેખ મળી આવ્યો છે, તેમાં આ વિવરણ વિસ્તારથી પ્રકાશિત છે.

યુધમાં તેના સૈનિકો અને ઘોડાઓ સતેજ થયા સૂર્યમલ્લ એકવાર તે ગભીર પ્રદેશમાં રાત્રીએ સારંગદેવની સાથે બેશી અગ્નિ સેવન કરતો હતો તેની સાથે યુદ્ધ વિષયક વાર્તા ચલાવતો હતો. તે સમયે અસંખ્ય ઘોડાના ચરણના અવાજ અને હિંષારવ તેઓના સાંભળવામાં આવ્યા તે સમયે સૂર્યમલ્લ સારંગદેવની સામે જોઈ બોલ્યો હવે કોઈ નથી ! આ પૃથ્વીરાજ આવેછે એટલામાં વીરવર પૃથ્વીરાજ પોતાના દળ બળ સાથે ત્યાં આવી પહોંચ્યો થોડા સમયમાં મોટી ગડબડ થઈ રહી અસ્ત્રના ઝણકારથી અને શુરવીરતાના નાદથી વનભુમિ કંપિત થવા લાગી પૃથ્વીરાજે છલંગ મારી કાકા પાસે આવી કાકાઉપર હુમલો કર્યો તેના માત્ર એક આઘાતથી સૂર્યમલ્લ પૃથ્વી ઉપર પડત પણ સારંગદેવની રક્ષાથી તેમ થયુ નહિ સારંગદેવે તીરસ્કાર સાથે પૃથવીરાજને કહ્યુ "હાલ તો અમારો વીશ અસ્ત્રાઘાત કરતા એક મુષ્ટિનો આઘાત અધિક છે તે સમયે સૂર્યમલ્લ યુદ્ધમાં ઉતરી શક્યો નહિ યુદ્ધ બંધ રાખવાનું કહી તે નમ્ર વચને પૃથ્વીરાજને બોલ્યો "દીકરા ! અગર જો કે હું મરણ પામું તોપણ મને કાંઈ નુકશાન નથી મારા પુત્રો રજપુત છે દેશમાં લુંટ ફાટ કરી, તેઓ પોતાની જીવિકા ચલાવશે પણ તારો નિપાત થાશે તો ચિતોડની કેવી દશા થશે તેમ થવાથી મને કલંક બેસશે હું પછી કોઇની પાસે શું મુખ દેખાડું, મારા નામ સાથે કાયમ અપયશ જોડાયો રહેશે

યુદ્ધ અટકી ગયુ કાકાએ અને ભત્રીજાએ પોતપોતાની તલવાર મીયાનમાં નાખી થોડા સમયના માટે કઠોર પ્રતિદ્વંદ્વીતા તેઓ ભુલી ગયા ત્યાર પછી પૃથ્વીરાજે પોતાના કાકાને ધીર નમ્ર વચને પુછ્યુ કાકા ! જ્યારે હું આવ્યો ત્યારે તમે શુ કરતા હતા ?

સૂર્યમલ્લે સ્નેહ સાથે ઉત્તર આપ્યો—દીકરા ! શુ કરીએ અનર્થક ગપ મારી વાત કહાડતા હતા

પૃથ્વીરાજ—મારા જેવો શત્રુ તમારે માથે જાગે છે તો શીરીતે તમે નિશ્ચિંત રહી રાત્રી દીવસ કહાડો છો.

સૂર્યમલ્લ—દીકરા ! તે મને નિર્બલ કરી દીધો જ્યાં ત્યાં માથું મુકવાનું સ્થળ જોઈ ત્યાં રહી નિશ્ચિંત રહુ છુ

ત્યાર પછી બને ક્ષત્રિઓ થોડો સમય સુતા રહ્યા સૈન્ય, સામંત વિગેરે રણશ્રાંતિ દૂર કરવા ગોઠવણ કરવા લાગ્યા થોડા સમય પછી પૃથ્વીરાજે સૂર્યમલ્લને કહ્યુ કાકા ! મે સાંભળ્યુ છે જે આ સ્થળની પાસે કાળીકા છે તે બહુ તીવ્ર બોધ છે મનમા મે સ્થિર કર્યું છે જે આવતી કાલ ત્યાં જઈ જગજ્જનનીની પુજા કરીએ. તમે મારી સાથે આવશો અથવા તમે ન આવો તો સારંગદેવને મોકલશો

સૂર્યમલ્લે થોડો સમય વિચાર કરી કહ્યુ 'અચ્છા ! શરીર અસ્વ

દુર્બલ છે એટલે હું તો આવી શકું તેમ નથી મારો પ્રતિનિધિ સારંગદેવ તારી સાથે આવશે, પૃથ્વીરાજે તેમ થવા દેવામા સમ્મતિ આપી બીજા દીવસે પરોટીયામા કાળીકા પૂજાની તયારી થવા લાગી, ક્રમે બળિદાન આપવાનો સમય આવ્યો, કાળદેવીના સન્મુખે એક પાડાનો ઉત્સર્ગ થયો બકરાનુ બલિદાન આપવાની તેયારી થઇ એટલામા પૃથ્વીરાજે પોતાની તલવાર કહાડી સારંગદેવ ઉપર હુમલો કર્યો, સારંગદેવ સશસ્ત્ર નહોતો બને વચમા ઘોર યુદ્ધ થયુ, બન્નેના અંગે જખમ થયા છેવટે, સારંગદેવનો પરાજય થયો વિજયી પૃથ્વીરાજે તેનુ મસ્તક છેદયુ તેનુ લોહીવાળુ માથુ કાળીના ખપ્પરમા તેણે મુક્યુ ત્યારપછી તેણે તેના કાકાનુ કાઠનું ઘર ભાગી નાખ્યુ તેમા રહેલ દ્રવ્ય સઘળુ લુટી લીધુ

બેનશીબ સૂર્યમલ્લની મનોવેદનાની સીમા રહી નહી તેણે રાજ્યની આશાએ દુખયંત્રણા ભોગવી ડગલે ડગલે તેણે વિપદની અંકુશનો માર સહન કર્યો ભાઇ બંધુ સ્વજન વીગેરેને આશામા છોડવા પડયા તેનુ નામ લાંબા કાળ માટે રાજદ્રોહીના નામે કલંકિત થયુ. પોતાના રક્ષણનો કોઇ ઈલાજ ન જોવાથી તે સદ્રી તરફ પલાયન કરી ગયો ઉદાસીન સૂર્યમલ્લ કનખલ નામના મહાવનમા થઇ જાતો હતો એટલામા તેને માલુમ પડયુ જે એક વાઘ એક બકરીના બચ્ચાને પકડવા વારંવાર ચેષ્ટા કરે છે બચ્ચુ તેની માના રક્ષણમા હોવાથી વાઘ તેને પકડી શકતો નથી એ વ્યાપાર જોઇ તેણે નિશ્ચય કર્યો કે આ સ્થળે વસવાથી કોઈ તેને અધિકાર ભ્રષ્ટ કરી શકે તેમ નથી એ ધારણા તેના હ્રદયમા દ્રઢ રીતે બંધાઈ જેથી સૂર્યમલ્લ તે સ્થળે વસ્યો ત્યાના આદિમ અધિવાસીઓને તેણે હરાવ્યા અને ત્યા તેણે દેવગ નામનો એક કીલ્લો સ્થાપ્યો થોડા કાળમા તે સ્થળના ચ્રતા હજારો ગામડા તેના કબજામા આવ્યા એ રીતે પ્રતાપ ગઢ દેવળની સ્થાપના થઇ

વિજયી પૃથ્વીરાજ ગૌરવથી અને મોટા સમારોહથી પોતાના રાજ્યમા પાછો આવ્યો રાણા રાયમલ્લે તેને આદરથી ગ્રહણ કર્યો જે પૃથ્વીરાજ, એકવાર તેનો વિરાગભાજન અને અપ્રીતિપાત્ર થયો હતો આજ રાણાએ તેને હ્રદય ઉપર ધારણ કરી પ્રીતિથી ભેટયો તે પુત્રના ગૌરવે પોતાને ગૌરવાન્વિત માનવા લાગ્યો કપટીના કાપટયમા તેની પવિત્રતાથી અકાળે આ લોકમાથી વિચ્છિન્ન થઈ કાકા સૂર્યમલ્લ ઉપર જય મેળવી થોડો સમય ચિતોડમા રહી તે પોતાના વાસ સ્થળ કમલમી કીલ્લાના આવ્યો ત્યા પોતાના જ્યેષ્ટ બંધુ સંગનો તપાસ કરતો તે પ્રાણ પ્રિયા તારાબાઈ સાથે સમય કહાડવા લાગ્યો એ સમયે તેને પોતાની બેન તરફથી એક પત્ર મળ્યો તે શીરોઈપતિ પાભુરાય સાથે તેની બેનને પરણાવી હતી પાભુરાય અતિમાદક દ્રવ્ય પ્રિય હતો મદિરા અફીણ વીગેરે માદક દ્રવ્ય સેવી મત્ત થઇ તે રાત્રી દિવસ કહાડતો હતો જ્યારે મત્તપણુ વધી પડતુ ત્યારે તેને હિતાહિતનુ જ્ઞાન રહેતું નહિ ત્યારે તે પ્રકૃત પાશવીવૃત્તિ ધારણ કરી પોતાની સહધર્મિણી ઉપર

નિષ્ઠુર અને અંધ માચરણ કરતો હતો.

કોઇ કોઈ વાર, તે તેના ઉપર ગાળનો વરસાદ વરસાવતો હતો. કોઈ કોઇ વાર તેને તે પ્રહાર કરતો હતો. કોઈ કોઇ વાર તેને તે, પૃથ્વી ઊપર ધુલિ શય્યામા સુવાડી રાખતો હતો. રાજનંદિનીનુ આટલુ બધુ દુ:ખ જોઇ દુરાચાર પ્રાભુરાયનું હૃદય, દયા પ્રસન્ન થાતુ નહિ. સુકુમારી રજપુત પુત્રી અનેક અનુનય વિનય કરતી હતી. કુપથ થકી પ્રાણપતિને રોકવવા અનેક ચેષ્ટા કરતી હતી. પણ સઘળુ તેનુ નિષ્ફળ ગયુ. તે કોઇ પણ ઇલાજથી તેને, દુર્માર્ગમાથી ફેરવી લાવવા સમર્થ થઈ નહિ. છેવટે લાઈલાજ અને લાચાર થઇ સઘળી હકીકતનો એક પત્ર તેણે પૃથ્વીરાજને લખ્યો.

પ્રિયતમ બહેનનો પત્ર પૃથ્વીરાજે આદ્યાપાંત વાચ્યો. તેનુ હૃદય એકદમ નિદારુણ દુ:ખ અને ક્રોધથી ભરાઇ ગયુ. દુર્વૃત્ત પ્રાભુરાયના દુરાચરણનુ ઉપયુકત પ્રાયશ્ચિત કરાવવા, તે શીરોહી તરફ ચાલ્યો, અડધી રાત્રીએ બનેવીના મહેલ પાસે પહોચ્યો. પ્રવેશદ્વાર બધ હોવાથી, પૃથ્વીરાજ નીસરણીની સહાયે મહેલનો પ્રાચીર ઓળગી પ્રાભુરાયના શયનાગારમા પેઠો. શયનાગારમા પેસી તેણે, પોતાની પ્રિયતમ બેનની શોચનીય દશા જોઈ. તેણે જોયુ કે તે પૃથ્વી ઉપર સુતી છે. તેની આખમા નિદ્રા નથી, મુખ ઉપર લાવણ્ય નથી. રજપુત બાળા અનર્ગળ રૂવે છે, સ્નેહમય ભ્રાતાને પાસે આવેલો જોઇ, સરલ રજપુત બાળાનુ હૃદય ઉછળી પડયુ. તે રૂદ્ર કંઠે રોવા લાગી, પૃથ્વીરાજે તેને આસ્વાસન આપ્યુ. પોતાની તલવાર પ્રાભુરાયના ગળા ઉપર મુકીને તે ગર્જના કરવા લાગ્યો. પણ પતિવ્રતા રજપુત બાળા ભાઇના ચરણમા પડી, રોતી રોતી બોલી, હુ માગી લઉ છુ, હુ માગી લઉં છુ, મને વિધવા ન કર ! વિધવા થવા મે તને બોલાવ્યો નથી. જાગીને પ્રાભુરાયે પણ પૃથ્વીરાજ પાસે પ્રાણભીક્ષા માગી. પૃથ્વીરાજે તેને કહ્યુ, જો તમે મારી બેનની મોજડી તમારા માથા ઉપર મુકો, જો તમે તેનો પાદ સ્પર્શ કરો તો હુ તમને ક્ષમા આપુ, તોજ તમારૂ જીવિતદાન હુ કરૂ. પ્રાભુરાયે તેમ કરવાનુ કબુલ કર્યું. ત્યાર પછી પૃથ્વીરાજે ક્ષમા આપી તેને બધુ ભાવે હૃદયમા ધારણ કર્યો. તેનો ક્રોધ પ્રશમીત થયો. તેની જીઘાસા અસ્ત પામી. પૃથ્વીરાજનુ હૃદય પ્રેમાનંદે ભરાઇ ગયુ. તેણે જાણ્યુ જે પ્રાભુરાય સઘળુ અપમાન વિસરી ગયો છે. પરંતુ તે તેનો ભ્રમ નીવડયો. તે ભ્રમેજ તેનો સર્વ નાશ કર્યો. તે ભ્રમમાજ તેનુ અમૃત્ય જીવન અકાળે નાશ પામ્યુ. તે પ્રાભુરાયને ઓળખી શક્યો નહિ. તે દુરાચારી કપટી કુટીલ વિશ્વાસઘાતક છે એમ તે વિચાર કરી શકયો નહિ. પ્રાભુરાયના બોખીક સન્માન અને સમાદરમા ભોળવાઇ તેણે પ્રાભુ

ચોહાણુ રાણીની સે[નિક]ાનામા ન[ગ]રમા રાજરાયનો જન્મ થયો હતો તેનુ બીજુ નામ જસમલ છ[ે]નુ

રાયને સરળ હૃદયવાળો જાણ્યો. પ્રભુરાયે, પાંચ દિવસ તેનો આતિથ્ય સત્કાર સ્વીકારવા પૃથ્વીરાજને પ્રાર્થના કરી, સરળ હૃદય પૃથ્વીરાજે તેની તે પ્રાર્થના સ્વીકારી.

પાંચ દિવસ આમોદ પ્રમોદમાં નીકળી ગયા. છઠ્ઠા દીવસે બેન અને બનેવી પાસેથી વિદાયગીરી માગી પૃથ્વીરાજ કમલમીર તરફ ગયો. પ્રભુરાયે કેટલાક મોદક તયાર કર્યાં જેમાં તેણે વિષ મિશ્રિત કર્યું. જે મોદક પૃથ્વીરાજને આપ્યા. મોદકની બનાવટમાં પૃથ્વીરાજના મનમાં સંદેહ નહોતા. તે કમલમીરની નજીક આવ્યો કે તેણે બનેવીએ આપેલ મોદકમાંથી [illegible] ખાધો [illegible] તેનું મસ્તક ઘુર્ણિત થયું, હૃદયમાં દારુણ વેદના થવા લાગી, ક્રમે અંગ પ્રત્યંગ શિથીલ થવા લાગ્યા. અતિ કષ્ટે વાસાતાના મંદીર સુધી આવ્યો, ત્યાંથી આગળ તે એક પગલું ચાલી શક્યો નહિ. મંદીરના આંગણામાં સુઈ ગયો. ત્યાંથી તેણે જીવનતોષીણી તારાબાઇને ખબર આપવા માણસ મોકલ્યો.

પણ તે જીવનમાં હવે પ્રાણ તોષિણી તારાબાઇને દેખવા પામ્યો નહિ. તારાબાઈ નગરમાંથી વિદાય થઇ બહાર નીકળી ન હોય એટલામાં પૃથ્વીરાજનો પ્રાણવાયુ તેની કાયામાંથી નીકળી ગયો. ભારતવર્ષનું એક વિરાટ નક્ષત્ર કક્ષચ્યુત થઇ અતલ કાળ સાગરમાં નિમગ્ન થયું. સમસ્ત પ્રકૃતિ કરુણ સ્વરે રોતી હોય એમ લાગ્યું, સમગ્ર ભુવન જાણે એક ભીષણ ભૂકંપે કંપિત થયું હોય એમ કંપિત થયું. પતિપ્રાણા તારાબાઈ પ્રાણપતિને જીવતો દેખી શકી નહિ. તેણે ચિતાનળમાં પરાક્રમી પતિની વાસે પોતાનો દેહ બાળ્યો.

રાણો રાયમલ એ નિદારુણ પુત્ર શોક સહન કરી શક્યો નહિ. જે પૃથ્વીરાજને મેળવી તે સંગનું વિવસન દુઃખ અને જયમલનો મરણ શોક તે સહન કરતો હતો તે પૃથ્વીરાજને નિષ્ઠુર યમે પોતાના આશ્રમમાં લઇ લીધો. તે કઠોર પુત્ર શોકાનળમાં, જીવનનો ઉત્સર્ગ કરી રાણો રાયમલ પુત્ર પૃથ્વીરાજ વાસે ચાલ્યો. મેવાડ રાજ્યમાં મોટો હા હા કાર થઇ ગયો. સઘળા પૃથ્વીરાજના મરણથી અને રાણાના મૃત્યુથી વિલાપ કરવા લાગ્યા.

રાણો રાયમલ, અગર જો કે પોતાના પૂર્વજ પિતૃ પુરૂષોના જેવો સર્વ ગુણ સંપન્ન નહોતો પણ તેનામાં રાજ્યોપયોગી ગુણોનો વિશેષ પરિચય જોવામાં આવે છે. સમાધાનપૂર્વક [illegible] અને વિપદો દૂર કરી ઉત્કૃષ્ટ પ્રણાલિકાથી તેણે સ્વરાજ્યનું શાસન કર્યું છે તેથી તેને એક સુદક્ષ અને નીતિમાન રાજા કહીએ તેમાં અત્યુક્તિ ગણાય તેમ નથી, પ્રજા વર્ગ તેના ઉપર હૃદયની શ્રદ્ધા ભક્તિ રાખતો હતો. તેણે પણ પ્રજાને સંતતિની જેમ રાખી હતી.

---

# अष्टम अध्याय.



રાણા સંગ્રામસિંહનું સિંહાસનારોહણ–મુસલમાન સામ્રાજ્યની તે કાળની અવસ્થા–મેવાડનું ગૌરવ–સંગની જયપ્રાપ્તિ જુદી જુદી જાતિનો, ભારતવર્ષાક્રમણ વૃત્તાંત, બાબરે કરેલ ભારતવર્ષનું આક્રમણ બાબરે કરેલ દિલ્લીશ્વરનો પરાજય, દિલ્લીશ્વરનું નિધાન–બાબરની વિરૂદ્ધે સંગની યુદ્ધ યાત્રા, કનુયાનુંયુદ્ધ, સંગનો પરાજય, સંગનું મરણ અને ચરિત વર્ણન–રાણા રત્નસિંહનું સિંહાસનારોહણ તેનું મૃત્યુ રાણો વિક્રમજીત, રાણા વિક્રમજીતનું આચરણ, સરદારો તરફ દ્વેષ-ભાવ–માળવ પતિએ કરેલ ચિતોડનું આક્રમણ, ચિતોડનો પ્રધ્વંશ; જહરવ્રત, મુસલમાનોએ કરેલ ચિતોડની લુંટ, ચિ-તોડનારક્ષણ માટે હુમાયુનનું આગમન, ચિતોડનોઉદ્ધાર કરી તેના સિંહાસન ઉપર હુમાયુનથી વિક્રમજીતનું આરોહણ, સરદારોએ કરેલ વિક્રમજીતની રાજ્ય ભ્રષ્ટતા, વનવીરની રાજ્યાસન ઉપર પસંદગી, વિક્રમજીતની હત્યાનું વિવરણ.




સંવત્ ૧૫૬૫ ( ઈ સ ૧૫૦૯ ) મા સંગ્રામસિંહ ચિતોડના સિંહાસનને બેઠો, તેના સુંદર પ્રભાવે, મેવાડ રાજ્ય સૌભાગ્ય અને શ્રીવૃદ્ધિના શીર્ષ સ્થાને ચડી બેઠું, પણ દુઃખ અને પરિતાપનો વિષય એટલો કે મેવાડ રાજ્ય તે સૌભાગ્ય અને શ્રીવૃદ્ધિનો ઉપભોગ લાંબો વખત સુધી કરી શક્યું નહિ, શાથી કે સંગની સાથે તે સૌભાગ્ય અને શ્રીવૃદ્ધિનો અવસાન આવ્યો, વીરવર સંગના મરણ પછી અગર જોકે મેવાડના સૌભાગ્યના અને શ્રીવૃદ્ધિના બેચાર ચિન્હ પહેલા જોવામા આવેલ છે પણ વિશેષ વિવેચના કરવાથી નિશ્ચય ખાત્રી થાય છે જે તે ચિન્હો અસ્તગગનોન્મુખ સૂર્યની હેમરશ્મિ માલાની જેમ સ્વલ્પ કાળના માટે ઝળકી રહેલાં હતાં.

ઇંદ્રભુવનનું લય, ઇંદ્રપ્રસ્થનગર એક સમયે પાંડવોનું પવિત્ર લીલાસ્થળ હતું. જે હસ્તિનાનગરના તેઓના વંશધરોએ લાંબો કાળ; રાજ્યશાસન

ચલાવ્યું હતું. જે ઇંદ્રપ્રસ્થ હીંદુરાજ ચક્રવર્તી પૃથ્વીરાજનું શ્રેષ્ટ સ્થળ અને સાધન સ્થળ હતું. તે ઇંદ્રપ્રસ્થ ગીજનીના, ઘોરીવંશના, ખીલજીવંશના, અને લોદીવંશના યવનરાજાઓના પ્રચંડ પાદાઘાત સહ્ય કરી આવેલું છે. તે ઇંદ્રપ્રસ્થ આજના સમયે કાળ માહાત્મ્યે છિન્નવિચ્છિન્ન છે. જેના છત્રતળે એક સમયે જે વિશાળ રાજ્ય વિરાજતું હતું. તે વિશાળ રાજ્ય આજ અસંખ્ય ખંડમાં વિભક્ત થઇ ગયું. તે સઘળા રાજ્યના અધિપતિઓ પ્રચંડઅને સમભાવે હીંદુદ્વેષી હતા. પણ તે અધિપતિઓમાં સ્વલ્પ માત્ર બળ અને પરાક્રમ નહોતું. એટલે કે તે સમયે મેવાડના અધિપતિઓ તેઓને તૃણવત્ ગણતા હતા, તે સમયે દિલ્હી અને કાશીના વચ્ચેના પ્રદેશમાં ચારસ્વતંત્ર+ રાજ્યો સ્થપાણાં હતાં. આ ચારે પ્રદેશના આધીશ્વરો નામ માત્રના રાજા હતા. રાણો સંગ્રામસિંહ તેને રાજા કરી ગણતરીમાં લેતો નહિ, મેવાડ રાજ્યના વિગત વિપ્લવ કાળમાં માળવપતિ અને ગુર્જરપતિ એકઠા મળી બળવો કરી ચિતોડ ઉપર આવ્યા હતા ખરા, પણ તેઓ મેવાડનું અમંગળ કરી શક્યા નહિ. વળી જ્યારે વીરવર સંગ્રામસિંહ મેવાડના રાજપુત્રોને રણસ્થળે પરિચાલિત કરતો હતો, તે સમયે ગુર્જરાધિપતિ અને માળવાધિપતિ સંગ્રામસિંહના પ્રચંડ તેજની સંમુખે ઉભા રહી શકતા નહોતા. 'રાણો સંગ તે સમયે ભારતવર્ષનો સાર્વભૌમ અધિપતિ હતો. મારવાડના અને અંબરના રાજાઓ તેને પૂજોપચાર આપી. તેની કીર્તિમા વધારો કરતા હતા. ગ્વાલીયરના, અજમીરના, શીકડીના, રાંઇસીનના, કાલ્પીના, ચાંદેરીના, બુંદીના, ગાગરોણના, રામપુરના, અને આબુ વીગેરેના "રાવ" ઉપાધિ ધારી રાજાઓ સામંત તરીકે રહી તેની પરિચર્યા કરતા હતા. તે સમયે સંગ અતીવ પ્રતાપશાળી થઇ પડયો. ઉંચા પદે રહેલા સામંત રાજાઓ નવ રાઉ અને ગવળ અને સવત ઉપાધિધારી એકસો ચાર સરદારો પાંચસો રણ માતંગ લઈ આઠ હજાર સ્વારો સાથે તેની મદદે યુદ્ધમાં ઉતરેલા હતા.'

સંગના આફત કાળમાં જેઓએ સંગને આશ્રય આપ્યો હતો તેઓને સંપદ કાળે સંગ વિસરી ગયો નહોતો. તેણે ઉપકારઉપર પ્રત્યુપકાર કરી મોટી કૃતજ્ઞતા બતાવી છે, તેણે શ્રીનગરના કરીમચાંદને અજમીરમાં ભૂમિવૃત્તિ આપી, તે કરીમચાંદનો જયમલ્લ નામનો એક પુત્ર હતો. ચાંદેરી નામનો જનપદ હસ્તગત કરવામાં જયમલ્લે સંગને ભારી સહાયતા આપી હતી તે આયંતના સંતોષમાં રાણા સંગે તેને "રાવ" એવી ઉપાધિ આપી.

વિષમ અંતર્વિપ્લવે રાજ્યમાં જે મોટી વિશૃંખલતા થઇ ગઇ હતી તે રાણા સંગ્રામસિંહે પોતાના શાસન કાળમાં દૂર કરી દીધી. તે મોટો સાહસિક અને ધૈર્યવાળો રાજા હતો. એવું સુક્તકંઠે સ્વીકાર કરવું પડે છે.

+ તે ચાર રાજ્ય દિલ્હી, બિયાના, કલ્પી અને સુલતાનપુર.

રાજપુત્રોચિત સન્માને જલાંજલી આપી અજ્ઞાત વાસે સંગે જે કાલ યાપન કરેલુ છે, તેથી તેની કાપુરૂષતા અને હીનસાહસતા જણાતી નથી પણ તેની અપૂર્વ ભાવિદર્શીતા અને વીરોચિત સહિષ્ણુતા જણાય છે, તે અપૂર્વ ભાવિ દર્શિતાના બળે, તેણે મેવાડની ભવિષ્ય લિપિ વાંચી લીધી નહોત, તેણે આગળ પાછળ જોયા વિના પ્રકાશ્ય શત્રુતા પૃથ્વીરાજ સાથે કરી દીધી હત, તો મેવાડનુ ઘોર અનિષ્ટ થઇ ગયુ હત

સંગ્રામસિંહ, એક યુદ્ધ વિશારદ રાજા હતો તેણે પ્રકૃષ્ટ યુદ્ધનીતિના કાયદાના અનુસારે પોતાની સેના સંગઠિત કરી હતી તૈમુરના વીરવંશધરની સામે યુદ્ધમાં ઉતર્યા પહેલા તે સેના સાથે સંગ્રામસિંહ માળવાના અને દિલ્હીના યવનાધિપ સામે અઢાર યુદ્ધમાં ઉતર્યો હતો, તે અઢાર યુદ્ધમાં તેણે જય મેળવ્યો તે યુદ્ધોમા બે વાર, દીલ્હીશ્વર ઇબ્રાહીમ લોદી, તલવાર લઈ તેની વીરૂધ્ધ યુધ્ધમાં ઉતર્યો હતો તે બે યુધ્ધના યવનો એટલા બધા માર્યા ગયા કે તેમાંથી માત્ર થોડા યવનો બચી શકયા એ સમયે મેવાડ રાજ્યની સીમા ચારે તરફ વધારે વધી હતી ઉત્તરમ *બીયાનાના સીમાડે વહતી પીળાખાલ નદી સુધી, પૂર્વે સીંધનદી સુધી, દક્ષિણે માળવ રાજ્ય સુધી અને પશ્ચિમે મેવાડની નિબીડ ગિરીમાળા સુધી તેની હદ હતી એ ચતુરસીમાબદ્ધ મેવાડ રાજ્યનુ શાસનસૂત્ર તે સમયે રાણા સંગ્રામસિંહના હાથમા હતુ એ પ્રમાણે સુવિસ્તૃત રાજ્યનો શાસન કર્તા હોઈ સંગ્રામસિંહ સ્વદેશીય અને સ્વજાતીય રાજાઓનુ અપૂર્વ સન્માન પામી ગૌરવના ઉચા પગ થીયા ઉપર જઈ ચડયે તેટલામા યવન વીર બાબરનો શ્રવણ ભૈરવ સિંહનાદ સંગ્રામના પશ્ચિમ દ્વારે સંભળાયો તે ભીષણ નાદે નધણી ભારતભૂમિ, એક અચંડ તાડિતબળે કંપિત થઇ, તેના સંગે રાણા સંગનો ઉન્નતિ સ્રોત આવતો અટકયો વીરવર બાબર અમુ અને જક્ષારતીસ નદીના તીર વર્તી ભિમવિકાત —ઉઝ્બેક અને તાતાર સૈન્ય લઈ ભારતવર્ષમા ન આવત, જો ભારતવર્ષના ક્ષીણ યવન રાજાઓ તેના વાવટા નીચે એકઠા ન થાત તો ભારતવર્ષ આજ કયા રસ્તાથી પરિચાલીત થાત તે કહી શકાતુ નથી આર્ય ચક્રવર્તીનો હેમ મુકુટ હીંદુના

* આગ્રાથી પચીસ માઈલ પશ્ચિમે બિયાના અવસ્થિત

— ઉઝ્બેક એક સંકર જાતીપણુનેને જોવાથીને તુર્કી છે એમ કહી શકાય તુર્કી, મોગલ અને ફીનીક વીગેરે કેટલીક મુસલમાન જાતિના સમન્વયેતેની પેદાશ છે અનેતેણે પુર્વે નબીરીનાનો મોટો વિભાગ કબજે કર્યો હતો હ૦ ઉઝ્બેક લોકો અમુ નદીના તીરવર્તી વિશાળ પ્રદેશમા અવસ્થિત છે સં ૧૩૪૦ તેઓએ પોતમા અધિનાયક ઉઝ્બેકખાના સમયમા મુસલમાન ધર્મ સ્વીકાર્યો ડ્રાઇ ટીકાનનો અભિપ્રાય છે જે તે અધિનાયક ઉઝ્બેક થકી તે સંકર જાતિનુ નામ ઉઝ્બેક પડ્યુ છે.

મસ્તક ઉપર મુકાત, પણ હતભાગ્ય ભારત સંતાનના દુર્ભાગ્ય વશે તે થયું નહિ.

એશીયાના મધ્ય પ્રદેશવાસી દુર્ધર્ષ અસભ્ય અનાર્ય લોકો ભારતવર્ષના ચિરશત્રુ પ્રાચીન કાળથી તેઓ ભારતવર્ષનું કેટલું અમંગળ કરતા આવ્યા છે. તે ભારતીય ઇતિવૃત્તમાં જ્વલદક્ષરે લખેલું છે. તે ઇતિવૃત્તથી સિદ્ધ થાય છે જે ભારતવર્ષના અંદર કોઇ દિવસ સુદૃઢ એકતા અને એક પ્રાણતા વિરાજતી નહોતી સ્મરણાતીત કાળથી ભારતવર્ષ ભારત ભૂમિ પરસ્પર વિષંવાદી અસંખ્ય ક્ષુદ્ર રાજ્યોથી વિભક્ત, તે ક્ષુદ્ર ક્ષુદ્ર રાજ્યના અધિપતિઓ કદાચ પરસ્પર સહાનુભૂતિ પ્રકાશ કરતા હતા, કદાચ એક અધિપતિના સુખે બીજો અધિપતિ વિદ્વેષ કરતો હતો. કદાચ એક અધિપતિના દુખે બીજો અધિપતિ શોક કરતો હતો, એક અધિપતિના રાજ્યના વિદેશીય રાજ્યના હુમલામાંથી બચાવ કરવા એક અધિપતિ પ્રાણ આપી ચેષ્ટા કરતો હતો. એક અધિપતિની ઉન્નતિથી ઇર્ષાળુ થઈ એક અધિપતિ તેનો અધઃપાત કરવા વિદેશીય રાજાને ઉશ્કેરતો હતો. દિગ્વિજયી સીકંદર બાદશાહના સમસામયિક ઇતિહાસ લેખકનો વૃત્તાંત વાંચવાથી તે વિષયની સત્યતા માલુમ પડી આવે છે. જે કાળે તે માસીડોનીયા વીર ભારતવર્ષમાં આવ્યો હતો તે કાળે એક પંચનદ પ્રદેશ અસંખ્ય સામાન્ય સામાન્ય રાજતંત્રથી વિભક્ત હતો. તે વિના સ્થાને સ્થાને નાગરિક તંત્ર પણ હતું. સીકંદર બાદશાહને કેટલાકે હુમલામાં સહાય કરી હતી. અને કેટલાક તેની વિરૂદ્ધે ઉતર્યા હતા. સીકંદર બાદશાહ પછી પારસીક લોકો અભિયાનોદ્દેશે ભારતવર્ષમાં પેઠા. મીઢવીર ડરાયુસે પોતાના અધિકાર ભુક્ત રાજ્યમાં ભારતવર્ષને અતિ સમૃદ્ધ દેશ ગણ્યો છે એ રીતે તક્ષક, જીત, પારદ, હુણ, કાનિ, ગ્રીક, પારસીક ઘોરી શાકતીય વીગેરે દુર્ધર્ષ અનાર્ય લોકો, પર્યાય ક્રમે, ભારતવર્ષમાં પ્રચંડ પરાક્રમથી આવ્યા. અને ભારત વર્ષના ધનરત્ન લુંટી, પોતાના દેશમાં ગયા, કેટલાક ભારતવર્ષમાં પોતાનું વંશવૃક્ષ રોપી માતૃ ભૂમિનો શોક વિસરી ગયા. તે તે જાતિઓથી ભારત વર્ષનું અદૃષ્ટચક્ર ફર્યું નહોતું પણ રાણા સંગ્રામસિંહના વિક્રમશાળી પ્રતિયોગી વીરવર બાબરે * ભારતવર્ષનું અદૃષ્ટચક્ર ફેરવી ભારતવર્ષને કઠોર દાસત્વની સાંકળે બાંધી દીધું. તે સાંકળથી તે છુટયુંજ નહિ. હવે છુટશે કે નહિ તેની આશા બાંધવાની હીંમત થતી નથી.

* બાબર ( જહીરૂદીન મહામદ ) દીલ્લીનો મોગલ સામ્રાજ્ય પ્રતિષ્ઠાતા. આમીર તૈમુરની નીચેની છઠ્ઠી પેઢીનો પુરૂષ, બાબરના પીતાનુ નામ ઉમ્મર શેખ મીરજાં, તેના દાદાનું નામ આબુ સૈયદ મીરજાં ઈ. સ. ૧૪૮૩ના ફેબ્રુઆરી માસની ૧૫ મી તારીખે ( હીજરી ૮૮૮ મહરમની ૬ ઠ્ઠી તારીખે ) બાબરનો જન્મ થયો હતો. ઇ. સ. ૧૪૮૪ ના જુન માસમાં ( હિજરી ૮૯૯ ના રમજાન માસમાં ) પિતાના મૃત્યુ પછી, બાબર ફરગણા રાજ્યના સીંહાસને બેઠો. તેને અગીયાર વર્ષની ઉમ્મરે તાતાર અને ઉઝ્બેક લોક સાથે યુદ્ધ કરવાની જરૂર પડી હતી. પોતાનું

સીકંદરશાહના પકડેલા માર્ગ ઉપર થઈ પારસિક લોકો ભારતવર્ષમા આવ્યા હતા જ્યાસુધી જ્ઞાનાંજન શલાકાદ્વારા અગાધ ભારતવાસીઓના અજ્ઞાના ધનપનો ઉચ્છેદ નહિ થાશે જ્યાસુધી સભ્યતાની આદિમાતા ભારતભૂમિ નવીનજીવનમા ઉજ્જીવિત નહિ થાશે, ત્યાસુધી ભારતવર્ષ તે દાસત્વની સાંકળમા છુટી શકશે નહિ કોઈની અવસ્થા ચિરકાળ સમભાવે રહેતી નથી કોઈ કદાપિ નિરવચ્છિન્ન સુખ કે નિરવચ્છિન્ન દુઃખ ભોગવતુ નથી સુખ પછી દુઃખ, દુઃખ પછી સુખ, સઘળાના ભાગ્યમા ઘરે છે તે જગતનો અવશ્યભાવી વિશ્વજનીન નિયમ છે ત્યારે શુ ભારતવર્ષના પક્ષમા એ વિશ્વજનીન નિયમનો વ્યભીચાર થાશે ના તેમ બને તેવુ નથી એ વિશ્વજનીન નિયમના અનુસારે, ભારતવર્ષની જેમ પાછા જગતના કેટલાક દેશો અધઃપતિત થયા અને તેમાથી કેટલાક પાછા આબાદ થયા તેમાથી કેટલાક ભારતવર્ષની જેમ પાછા આબાદ ન થતા ગભીર ગર્ત્તમા ડુબી ગયા પણ એ સઘળા અધિપતિત દેશો સાથે ભારતવર્ષની તુલના કરતા ભારતવર્ષનુ એક વિષયમા પ્રધાન ખાસપણુ જોવામા આવે છે વિજાતીય વિદેશીય જેતા અને શાસન કર્તાના અત્યાચારમા તે દેશોનો મૌલિક ધર્મ નાશ પામ્યો તેઓની પ્રાચીન જાતીયતા લોપ પામી તેઓમા અસંખ્ય સંકર જાતીની ઉત્પતિ થઈ તેઓના આદિ સપિતૃ પુરૂષના નામ ઇતિહાસમાથી ટળી ગયા પણ પુણ્યભૂમિ ભારતવર્ષના પક્ષમા તે સઘળુ વિપરીત નીવડ્યુ ભારતવર્ષે ઘણા વિદેશીય વિજાતીય જેતા અને શાસન કર્તાના કઠોર પદાઘાત સહન કર્યા જગતના કોઈ પ્રદેશને ભારતવર્ષના જેટલા પદાઘાત થયા નથી તોપણ ભારતવર્ષનો પ્રાચીન ધર્મ, રીતીનીતિ આજ પણ સમભાવે વિરાજે છે ઘણા વર્ષ પૂર્વે જ્યારે મહાવીર સીકંદર બાદશાહ ભારતવર્ષમા આવ્યો હતો તે સમયે આર્યોની જે ધર્મ નીતિ આચાર વ્યવહાર હતા તે હાલમા સમભાવે પણ છે

શાકદ્વીપની અનુ અને જગાર્ત્તીસ નદીના તીરવર્તી પોતાનિ તસ્સનો વંશધર બાબર, ચિતોડના સંગ્રામસિંહના સમયમા ભારતવર્ષમા આવ્યો રાજ્યાધિપતિ બાબર સઘળા વિષયમા બાબુ સંગનો સમ ન હતો રજપુત જાતની જેમ તે જન્મથી વિપદમા લાલિત પાલિત હતા, અને વિપદની વિદ્યાલયના પરીક્ષા આપી તે રજ

[illegible] ચોકીતો [illegible] રાજ અને [illegible] અધિપતિ [illegible] પાધિપતિ [illegible] બાદીમ [illegible] સેનનુ આધિ [illegible] (દી [illegible]) સામના) પાણીપથના [illegible] સમમા [illegible] સત [illegible] પાન થયો

પુત રાજાની જેમ 'પ્રખ્યાત થયો હતો'' સંગના જીવન કરતા બાબરનું જીવન અધિક 'ઔપન્યાસિક સૌંદર્ય ગમલ કૃત હતુ પોતાના વીરત્વે અને તેજસ્વિત્વે અંધ થઈ બાબરે કદી પણ અવિવેકને વશ થઇ પોતાનુ જીવન આપત્તિમા નાખ્યુ નથી ઇ સ. ૧૪૯૪મા વીરવર બાબર ફરગણાના સિંહાસને બેઠો ત્યા તેના શત્રુઓ તેને કાયમ ઉપદ્રવ કરનાર થયા તેના ઉપર વારંવાર આપત્તિ આવવા લાગી ત્યારે ફરગણાને પોતાના રક્ષણ માટે છોડી દેવા બાબરને ફરજ પડી મથિત હૃદયે હીંદુ કુશ સેલ માળા ઓળંગી ઇ. સ ૧૫૧૮ મા સિંધુનદના પૂર્વ પારે તેણે આશ્રય લીધો, ત્યારપછી કાબુલમાં અને પંચનદ પ્રદેશમા તેણે સાત વર્ષ અતિકષ્ટે કહાઢયા તે સમયમા બાબર આત્મોદ્ધારનો રસ્તો શોધવા લાગ્યો ઉદ્યોગી અને ઉદ્યમસીળ માનવ લાખો આફતમા પડેલો છતા એક માત્ર પોતાના પુરૂષાર્થની મદદે તે વિપત સાગરને તરી જઇ સૌભાગ્યલક્ષ્મીનો સુપ્રસાદ પામે છે બાબર રાજપુત્ર હતો, જે વિશાળ રાજ્યનો અધિકારી હતો આજ તે રાજ્યધનૈ વંચિત હતો

બાબર, નિર્વાસિતની જેમ દૂર દેશમા વાસ કરતો હતો તેની સઘળી આશા વિલુપ્ત થઇ ગઇ હતી તોપણ તે એક ઘડીભર નિરૂત્સાહ થયો નહોતો ક્રમે ઘણા સૈનિકોએ, તેનો પક્ષ પકડયો આત્મોન્નતિનો માર્ગ પ્રસારિત કરતો કરતો, તે દિલ્હીશ્વર ઇબ્રાહીમ લોદીના સાથે સંગ્રામ સ્થળમા ઉતર્યો સૌભાગ્ય લક્ષ્મીએ બાબરના માથા ઉપર જયમુકટ મુકયો દિલ્લીશ્વર ઇબ્રાહીમ રણસ્થળ ઉપર મરાયો તેના સૈન્ય સાંભળતા પલાયન કરી ગયા ત્યારે, દીલ્હી અને આગ્રાના લોકોએ વિજયી બાબરની અભ્યર્થના કરી કરૂણાનિધાન ઇશ્વરના અનુગ્રહમા વીરવર બાબર ચમત્કૃત થયો અને કૃતજ્ઞતા સાથે અને સંપૂર્ણ ભક્તિ સાથે, તે બોલ્યો " હે જગદીશ્વર ! આ, જય મારો નથી, તમારો છે તમારી અપાર કરૂણાનો જય છે "

દિલ્હી જય પછી એક વર્ષ ઉપર વીરવર બાબરે, રણકેસરી સંગ્રામસિંહના વિરૂદ્ધ પોતાની વિજયિની સેના ચલાવી આ સમયે, એક સમકક્ષ મહાવીર શત્રુના વિરૂદ્ધ પ્રતિદ્વંદ્વિતા લેખે સાતેને ઉતરવાનુ હતુ અગાઉ તેણે જેટલા મહા શુર પુરૂષોના શોણીતપુર રથળે પાડયા છે તેટલા મહાશુર પુરૂષોની સાથે તુલના કરતા સંગ્રામસિંહ અસાધારણ શુર હતો બાબર જેવો વીર હતો, તેવા વીર તેના સૈનિકો હતા વાગ્યાગના વિક્રમશાળી તાતાર લોકો તેની સહાય માટે યુદ્ધક્ષેત્રમા ઉતર્યા હતા તેઓ સર્વવીર સંગ્રામસિંહના ભીષણ વિક્રમભાવે પોતાના જીવનના અસ્તિત્વની શંકા કરતા હતા સંગ્રામસિંહના વીર્ય પાસે તેઓની જીતવાની આશા નીશ્ફળ હતી સંગ્રામસિંહની સેના જોઇ બાબરનુ સૈન્ય નિરૂત્સાહ થઇ ગયુ બાબર આવા વિષમ સંકટમાથી નિષ્કૃતિ પામ્યો તે, તેના બળથી, કળથી

કૈશળથી પામ્યો નથી એક સ્વદેશ દ્રોહી વિશ્વાસઘાતક નરાધમના આનુકુલ્યથી બાબર, તે વિષમ સકટથી નિષ્કૃતિ પામયો એવા અસદુપાયનુ અવલબન ન કરત તો તે પીળાખાળના સ્થળે પરાજ્ય પામત તેનુ મુકુટ શોભિત મસ્તક કુતરા ખાઇ જાત

ચિતોડપતિ સગ્રામસિહના પ્રચડ સૈનિકના બળનો પ્રતિરોધ કરવા માટે આગ્રાનુ તોરણ દ્વાર છોડી વીરવર બાબર, પોતાની સેના લઈ શીકડી તરફ આવ્યો રાજપુત્ર કુળશેખર વીરકેસરી સગ્રામસિહ તેના વિરૂદ્ધે મોટી સેનાથી ઉપડયો, રાજસ્થાનના ઘણુ કરી, સઘળા રાજાઓ, સગ્રામસિહની સહાયે આવ્યા હતા સવત્ ૧૫૮૪ (ઇ૦ સ૦ ૧૫૨૮) ના કાતિક માસની પાચમે * રાણો સગ્રામસિહ કનુયા નામના સ્થાને બાબરના પદર હઝાર તાતાર સૈનિકોની સન્મુખે આવી પહોચ્યો ત્યા રાણાએ સઘળાને નિપાતિત કરી દીધા જે કેટલાક યવનો પલાયન કરી બચી ગયા હતા તેઓએ મુલદળમા જઇ સઘળી હકીકત કહી એ પરાજયનુ વિવરણ સાભળી બાબરની સેના એકદમ નિરૂત્સાહિત થઈ ગઈ

પોતાની રક્ષા માટે તેઓએ, પોતાની છાવણીની આસપાસ ખાઇ કરી… એ હીનસાહસ સેનાદળની મદદે જે નવુ સેનાદળ આવ્યુ હતુ તે પણ સગ્રામ… સિહના પ્રચડ પરાક્રમથી પલાયન કરી ગયુ, વિજયી રજપુત રાજાએ તેઓ… અનુસરણ કર્યું તેઓને પકડી પાડી તેમાથી અનેક સૈનીકોને યમને ઘેર મોકલ… અનેક સૈનીકો ઘોર સકટમા પડયા બાબર બહુ દુખદાયક અવસ્થામા પ… તો પણ તે નિરૂત્સાહ થયો નહી જન્મથી તે સકટ અને વિપદમા પાલિત… ધૈર્ય અને સહિષ્ણુતાનુ અવલબન કરી, તે સમયોચિત ઉપાય યોજવા લ… પોતાની છાવણીની આસપાસ મોટા મોટા બધ બાધી બાબરે પોતાની … હારબધ તેના ઉપર રાખી બાબરના સૈન્યમાથી અનુત્સાહ દૂર થયો ન… તે જે દિશામા નજર નાખતો હતો, તે દીશામા વિપદની ભયકર મૂર્તિ તે … હતો, તે દીશામા, રણકેસરી સગ્રામસિહની ભયકર ભ્રકુટી તેને વિભીષિકા … ખાડતી હતી બાબર બહુ ચિતામા પડયો તેના હૃદયમા જુદી જુદી … ઉત્પન્ન થવા લાગી કયા ફરગણા રાજ્ય ! કયા દીલ્હીનુ સીહાસન ! કયા … જીવન તોષીણી આશાની શાત મૂર્તિ ! તે આશા શુ તેનો પરિત્યાગ કરશે, … ઉદ્યમ, પરિશ્રમ, પ્રયાન, નિષ્ફળ થાશે ! એવી ચિતાના ઉદય બાબરના હૃદયમ… થાતા હતા બાબર વીરવર સગ્રામસિહના હલ્લાનો પ્રતિરોધ કરી શકયો નહિ, તેની મનોવેદનાની હવે સીમા રહી નહી એવી અકર્મણ્ય અવસ્થામા પદર

* બાબરના જીવનચરિત્રમા લખેલ છે જે કનુયાનુ યુદ્ધ ઇ સ, ૧૫૨૭ના ફેબ્રુઆરી માસની ૧૧ મી તારીખે થયેલ છે

દીવસ ચાલ્યા ગયા પણુ કાઈ ફળોદય થયો નહી પછી બાબરે તુચ્છ માનવી શક્તિનો ભરૂસો છોડી દીધો અને ઐશીક્ષમતાનુ આનુકલ્ય મેળવવાની આશામા આત્મકૃત પાપરાશિનુ પ્રાયશ્ચિત કરવાનો તેણે સકલ્પ કર્યો તે પ્રાયશ્ચિત કેવી રીતનુ સસાધિત થયુ તેનુ વિસ્તૃત વિવરણુ, બાબરની આત્મજીવનીમા સુદર ભાવે પ્રકટીત થયેલ છે

વિધિપૂર્વક પ્રાયશ્ચિત થયુ બાબરે મનમા વિચાર્યુ જે તેનું અભિષ્ટ સિદ્ધ થાશે પણુ તેથી વિપરિત નીવડયુ "હવે હુ સુરાપાન નહિ કરૂ" એમ કહી તેણે સુરાપાનના પાત્રો જમીન ઉપર ફેકી દીધા તેથી તેના સૈનીક માણુસો વિશેષ અનુત્સાહમા આવ્યા તેઓ યુદ્ધક્ષેત્રમા અગ્રસર થયા નહિ, ત્યારે તેઓને ઉત્સાહિત કરવાને બાબર પાસે કોઇ રીતનો ઈલાજ રહ્યો નહિ છેવટે ઈસ્લામ ધર્મની દોહાઈ આપી, તેઓને ઉત્તેજીત કરવા તે ચેષ્ટા કરવા લાગ્યો પોતાનુ હૃદય અગર જો કે નિરુત્સાહ હતુ તોપણ પુરૂષોચીત સાહસ અને ઉત્સાહ પકડી તેજસ્વિ ભાષણુ કરી, નિસ્પૃહતાથી સૈનીકોને થોડે થોડે તે ઉત્તેજીત કરવા લાગ્યો જ્યારે તેણે જાણ્યુ જે સૈનીકોનો નિસ્પૃહ ભાવ ક્રમે ક્રમે દૂર થયો ત્યારે તેણે પ્રત્યેકના હાથમા કુરાનની પોથી આપી મેઘ ગભીર સ્વરે કહ્યુ "પ્રતિજ્ઞા કરો" કુરાનનો સ્પર્શ કરી ઇશ્વરના નામે શપથ કરી બોલો "બને તો જય લાભ કરવો નહિ તો રણુસ્થળે પ્રાણુ છોડી દેવા," સઘળાના હૃદય ઉત્સાહિત થઈ ગયા સઘળા બાબરના પ્રસ્તાવે સમત થયા ઉત્સાહથી તેઓ ભીમનાદ કરી ઉઠયા સૈન્યનો ઉત્સાહ જોઇ બાબરે સેનાનિવેશ તોડી નાખ્યો ક્ષણુ માત્ર વિલબ ન કરતા, તે સૈનીકો સાથે આગળ વધ્યો, પણુ તે વધારે આગળ વધી શકયો નહિ, રણોન્મત્ત રજપુતો ટોળે ટોળે આવી તેની તોપોની સમ્મુખ થઇ તાતાર સૈનીક ઉપર હુમલો કરવા લાગ્યા

બાબરને તે સ્થળે સેનાનિવેશ કરવાની ફરજ પડી બાબરે પોતાની અવસ્થા તે સમયે નિરાપદ ગણિ નહિ બાબરે પોતાની તોપો, સુશૃખલામા ગોઠવી દીધી તેનુ વિશેષ સૌભાગ્ય થઇ પડયુ જે સગ્રામસિહે બાબર ઉપર તેવી અવસ્થામા હુમલો કર્યો વિપન્ન શત્રુ ઉપર હુમલો કરવો એ સગ્રામસિહ જેવા વિર પુરૂષને યોગ્ય નહોતુ તેવી રીતથી હુમલો કરવામા સગ્રામસિહનુ મોટુ અનિષ્ટ થયુ તેણે બાબરને વિપન્ન થયેલો જાણી યુદ્ધ કાર્યમા વિલબ કરવા માડી તેથીજ તેના સર્વ નાશનો માર્ગ મોકળો થયો તેથીજ તેના દુશ્મનો ક્રમે ક્રમે બળવાન થઈ ગયા, સગ્રામસિહનુ સૈન્ય આળસ અનાદર અને ઉપેક્ષામા રહ્યુ, ઉદાર હૃદય સગ્રામસિહે તેના સૈન્યની તે ગતિ જોઈ નહિ, સગ્રામસિહને સપૂર્ણ વિશ્વાસ હતો જે શત્રુઓ સોગણા આયોજન કરશે પણ રજપુતો પ્રાણ આપી યુદ્ધ કરવામા

કસર રાખશે નહિ, તે વિશ્વાસ સંગના પક્ષમાં કાળરૂપ થયો, એ વિશ્વાસના ઉપર આધાર રાખી તે ઉત્સાહ સાથે અપેક્ષા કરતો હતો. એટલામાં સંધિપ્રસ્તાવ લઈ બાબર પાસેથી એક દૂત તેની છાવણીમાં આવ્યો. સંગે તેને આદરથી ગ્રહણ કર્યો. પણ તેના આવવાનું પ્રકૃત કારણ તે સમજી શક્યો નહિ. જ્યારે દૂતે સંધિનો પ્રસ્તાવ કર્યો, ત્યારે સંગ્રામસિંહ અતિશય વિસ્મિત થયો. તેણે કોઇ સમયે ધાર્યું ન હોતું, જે બાબર સંધિનો પ્રસ્તાવ કરશે. તેણે દૂતને પુછયું "તમારો સાસાટ શા શા નિયમથી સંધિની પ્રાર્થના કરે છે" દૂતે વિનમ્ર વચને કહ્યું "તે આપની ઉપર નિર્ભર કરે છે. શિલાદિત્ય નામનો એક તુયાર રજપુત રાઈસેનના શાસન કર્તુત્વે નિયોજીત હતો સંગ્રામસિંહ તેના ઉપર અત્યંત પ્રીતિ રાખતો. અને પ્રયોજનીય કાર્ય સંપાદનકરવા તેની તે સલાહ લેતોહતો સંધિ બંધનના સમયે રાણાએ તેને બોલાવ્યો. અને શા શા નિયમે, સંધિ સ્થાપવી એ બાબતમાં તેની સાથે તેણે વિચાર કર્યો. અનેક તર્ક વિતર્ક થયા પછી સ્થિર થયું જે દિલ્હી અને તદંતર્ભુક્ત પ્રદેશ બાબરના કબજામાં રહે અને બીયાનાની પ્રાંતવાહિની પીલાખાલ નદી, મોગલ રાજ્ય અને મેવાડ રાજ્યની સીમા તરીકે રહે. અને તે સિવાય રાણાને, બાબર, પ્રતિ વર્ષ અમુક રકમનો કર આપે" બાબરના જીવનવૃતમાં આ વિષય પ્રકટિત નથી. તે હકીકત આપણને ભટ્ટ ગ્રંથો થકી મળી આવેછે, એટલે કે તે વૃત્તાંતને અનેક લોકો અવિશ્વાસ્ય ગણે છે, ટુંકામાં તે સંધિ સ્થિરીકૃત થયો નહિ. એક સ્વદેશ વૈરી સજાતીય દ્રોહી વિશ્વાસઘાતક નરાધમના કુટિલ દુરાચરણથી તે સંધિ સંબદ્ધ થયો નહિ, તે નરાધમ વિશ્વાસ ઘાતક સજાતી દ્રોહી તુયારવંશીય રજપુત શિલાદિત્ય.

બાબરે જે સંધિ કરવાને દૂત મોકલ્યો હતો, તે સંધિ સ્થિરીકૃત થયો નહિ. એટલે કે બંને સેનાદળ યુદ્ધ માટે તૈયાર થયું. ૧૬મી માર્ચે યુદ્ધ ઘોષણા પ્રચાર કરી, રજપુતો ટોળાબંધ સુશૃંખળભાવે, પ્રચંડ વિક્રમ સાથે અગ્રેસર થઈ તાતાર સેનાની દક્ષિણ બાહુ ઉપર હુમલો કરવા લાગ્યા બંને દળ વચ્ચે, લાંબો સમય યુદ્ધ ચાલ્યું. રણોન્મત તુરંગ માતંગ વીગેરેના ભયાનક અવાજથી રણસ્થળ કંપિત થયું, મધ્યે મધ્યે તોપોના અવાજો ગગન મંડળમાં જઇ તે ભુમિને વિકંપિત કરતા હતા, તોપના ધુમાડાથી રણાંગણ ગાઢ અંધકારથી છવાઈ ગયું. તે અંધકારને ભેદી તોપના ગોળાઓ રજપુતો ઉપર પડવા લાગ્યા. ગોળાઓના ભીષણ પ્રહારથી હજારો રજપુત વીરો યુદ્ધ સ્થળે પડયા. તોપણ રાણો સંગ્રામસિંહ નિરૂત્સાહ થયો નહિ, યવનોના ગોળાના પ્રહારે. તેના અનેક સવારો મરણ પામ્યા. સંગ્રામસિંહ મહોત્સાહ સાથે શત્રુદળનો વ્યૂહ ભેદી નાંખવાના અભિપ્રાયે ભીમ વિક્રમે અગ્રેસર થયો.

ક્રમે યુદ્ધ અત્યંત ભયંકર રીતે ચાલવા લાગ્યું. રાણા સંગ્રામસિંહે વિશ્વાસથી ભેળવાઇ સેના દળના સંમુખ ભાગના રક્ષણનો ભાર રજપુત કલંક શિલાદીત્યને સોંપ્યો, સંગ્રામસિંહને વિલક્ષણ વિશ્વાસ હતો જે શિલાદિત્ય પ્રાણ આપી યુદ્ધ કરી યવનોને પરાજીત કરશે. તે સમયે તો તે કુટિલ રજપુતે તાતાર સેનાને હઠાવી હરાવવા વિશેષ ચેષ્ટા બતાવી. તેથી રાણાનો વિશ્વાસ બમણો તેના ઉપર વધ્યો પણ સઘળું નિષ્ફળ ગયું. દુરાચાર શિલાદિત્ય પોતાના દળ સાથે યવનના લશ્કરમાં મળી ગયો. યવનો ભયંકરનાદ કરી જયનો પોકાર કરવા લાગ્યા. પ્રલયકાળના મેઘના જેવા અવાજ કરતી યવનોની તોપો ફુટવા લાગી. વળી રણાંગણ તોપના ધુમાડાથી છવાઈ ગયું. રાણા સંગ્રામસિંહનું હૃદય સહસાકંપિતથયું તે ધુમાડાનો સમુહ ક્રમેક્રમે અંતર્હિત થયો. રાણાએ વિસ્મયથી ઉદ્વેગથી તાકીને જોયું. “ પાપિષ્ટ વિશ્વાસઘાતક શિલાદિત્યે બાબરનો પક્ષ પકડયો છે તેનું હૃદયકંપિત થયું. તેણે ચારે દિશા, અંધકારમય જોઈ.

હાય ! વિશ્વાસ રાખવાનું આ ફળ ! રાણા સંગ્રામસિંહે વિશ્વાશ કરી દુરાચાર નરાધમને સેનાદળના સંમુખ ભાગનો રક્ષણ ભાર સોંપ્યો. પાપિષ્ટ વિશ્વાસઘાતક રજપુત કુળાંગારે શું એ પ્રતિફળ આપ્યું ! હા નરાધમ ! અરે આતતાયી વિશ્વાસઘાતક ! સ્વદેશનો સર્વ નાશ કરી. સ્વજાતીય રજપુતના મુખે કલંક આપી, દેશ વેરી યવનના પક્ષમાં ગયો. મોટી આફતથી અને જીઘાંસાથી પીડીત થઈ સંગ્રામસિંહ યુદ્ધ સ્થળથી પાછો ફર્યો ડુંગરપુરના રાવળ ઉદયસિંહે તેના બસો સૈનિક સાથે શાલુબ્રાધિપતિ રત્નસિંહે તેમા ત્રણસો ચંદાવત સૈનિકસાથે,મારવાડનારાઠોડ રજપુત રાયમલ્લે તેના બસો સાહસીક સૈનિકો સાથે, સેનાપતિ ક્ષેત્રસિંહે, રત્નસિંહે. શનિ ગુરૂ સરદાર રામદાસરાવે,ઝાલાપતિ ઉજ્જાએ, વીરવર પરમાર ગોકુલદાસે, મેવાડના ચોહાણ સરદાર માણેકચંદે અને બીજા સામંત સરદારોએ હૃદય ચીરી, આ ભયંકર યવન યુદ્ધમાં પોતાના લોહી આપ્યાં. એ શીવાય બે યવન રાજાઓ રાણાની સહાયતા કરી તેના વિશાળ દળ સાથે રણક્ષેત્રમાં પડયા. તેમાં એક યવન પદચ્યૂત ઇબ્રાહીમ લોદીનો એક પુત્ર, બીજો યવન મેવાતનો અધિપતિ હુસેનખાં, તેઓ પોત પોતાની સેના સાથે વિસ્મયકર વીરત્વ પ્રકાશી અનંતનિંદ્રામાં સુતા. તેઓના પ્રચંડ જોરે યવનોની જગતને બાળીનાખનારી તોપો વ્યર્થ ગઇહતી. અને અનેક ભીમ પરાક્રમી યવનો યમનાઘેર ગયાહતા. પણ સઘળું વિફળ નીવડયું એક માત્ર વિશ્વાસઘાતક સ્વદેશદ્રોહી શિલાદિત્યના આચરણે સઘળું બરબાદ થઇ ગયું. તે દુરાચારે જો સ્વદેસનો સર્વ નાશ ન કર્યો હત. તો વીરવર બાબરનું શોણિત સિક્ત, મસ્તક યુદ્ધ સ્થળે પડત નિપાતિત રજપુતના છેડાયલા મસ્તક એકઠાં કરી વિજયી બાબરે રણ સ્થળે તેના મોટા મોટા ઢગલા કર્યા. બાબર વિજયોલ્લાસથી ઉલ્લસિત થઈ પોતાની ભયસૂચક “ ગાઝી ” નામનો ઈલ્કાબ ધારણ કરી મોટા સમારોહે થોડો સમય ત્યાં રહયો.

નિદારૂણ મનોવેદનાથી પીડીત થઇ વીરવર સંગ્રામસિંહે મેવાડની શૈલમાળા તરફ અગ્રસર થયો તેનું હૃદય અસહ્ય દુઃખ અને પીડાથી પીડીત થયું. કયાં જવું, કયો માર્ગ લેવો, તે બાબતનું તે કાંઈ નિશ્ચય કરી શકયો નહિ. અને તેથી રાણો સંગ્રામસિંહ ચિતોડમાં જઇ શકયો નહિ. શાથી કે તેણે પ્રતિજ્ઞા લીધી, " જો યુદ્ધમાં જય ન મેળવું, જો યુદ્ધમાં યવનનો દર્પ ચુર્ણન વિચુર્ણ ન કરૂં ત્યાંસુધી યુદ્ધક્ષેત્ર મારૂં નિવાસસ્થાન, આકાશ મંડળ મારૂં ચંદ્રાતપ. તે પ્રતિજ્ઞા એક ક્ષણવાર તે ભુલ્યો નહિ, આજ તે પ્રતિજ્ઞા પાલન કરવાનો ઉપયુકત સમય-એટલે ચિતોડમાં ન જાતાં રાણાએ વન નિવાસ સ્વિકાર્યો શિશોદીય વંશનું અણુષ્ટ ગૌરવ તેનાથી ઉધ્ધત ન થાય તો વનવાસમાં પ્રાણ છોડવા એમ તેની નિશ્ચિત મતિ હતી. વીરવર સંગ્રામ, જો થોડો સમય એવી અવસ્થામાં જીવ્યો હત, તો તે કરેલી પ્રતિજ્ઞા પાલન કરત, પણ ભવિતવ્યતાના કઠોર લેખના અનુસારે તેનું પ્રાણ જીવન આ પરાજય પછી તેજ વરસે આ લોક ત્યાગ કરી ચાલી ગયું. મેવાડનો ગૌરવરવિ, અકાળે બુશાયા નામના સ્થાને અસ્ત પામ્યો એટલે કે તે સ્થળે રાણો સંગ્રામસિંહ પરલોકવાસી થયો. અનેકનું અનુમાન છે જે મંત્રીના વિષપ્રયોગથી રાણાનું મૃત્યુ થયું. તે અનુમાન સાચું છે કે ખોટું તે કહી શકાતું નથી. કહેવાય છે જે દુરાચાર મંત્રીઓએ પોતાના જીવનની શાંતિ અને સ્વછંદતા મેળવવા એ હલકું પિશાચોચિત કામ કર્યું.

બહુ વિવાહ, એક અસંખ્ય મહાઅનર્થોનું મુળ છે. નૈતિક, શારીરીક સઘળા ઉત્કર્ષનું તે મોટું વિઘ્ન છે. એક વાર પ્રાચ્ય જગત તરફ જો વાથી તેની સ્પષ્ટ પ્રતિત થાશે. એ કુપ્રથાથી માનવ સંસારમાં અને વિશેષે રાજ્ય પરિવારમાં ઘણા અનિષ્ટ થયાં છે. પુત્રોવતિ થઈ રાજમાતા થવા દરેક રાજપત્ની ઇચ્છા કરે છે. તે ઈચ્છા તેના હૃદયમાં સ્વાભાવિક રીતે દૃઢ મળી કરી બળવતી થાય છે. તે સમયે તેને હિતાહિતનું જ્ઞાન રહેતું નથી. તે ઇચ્છાની તૃપ્તી સાધવા તે કેવળ આતુર રહ્યા કરે છે, તેમ થવાથી તે અત્યંત અધમ કામ કરવાને ચુકતી નથી. રાણા સંગ્રામસિંહનો પરલોકવાસ થયો. તેની રાણીઓમાં મોટો ઘોઘાટ અને ગડબડાટ ઉઠયો. સઘળી રાણીઓ પોતાના પુત્રને રાજસિંહાસને સ્થાપવા વાસનાવાળી થઇ. રાણાના બીજા પુત્રની જનની તેના પુત્રને ચિતોડના સિંહાસને બેસાડવા એટલી બધી ઉત્કંઠિત હતી કે તેણે પોતાના કામની સિદ્ધિ માટે બાબર સાથે પ્રપંચ કર્યો. તેની એવી આશા હતી જે બાબર ચિતોડના પ્રકૃત ઉત્તરાધીકારીને દૂર કરી તેના

પુત્રને રાજ્ય સિંહાસને બેસારશે, એ માટે રાજપત્નીએ લાંચમાં બાબરને રણુ થંભરનો કીલ્લો અને માળવરાજનો રાજમુગટ આપ્યો.

રાણા સંગ્રામસિંહની આકૃતી મધ્યમ, તેની કાયીક સત્તા વિલક્ષણ હતી. તેની કાંતિ ગૌરવર્ણની હતી. નયન પુષ્કળ વિશાળ હતાં. તે એક પ્રચંડ યોદ્ધો હતો. તેની સત્યતા તેનાં અવયવ જોવાથી માલુમ પડતી હતી. જુદા જુદા રણાભીનયમાં તેનાં અનેક અંગ પ્રત્યંગ નષ્ટ થયાં હતાં. તેનું સાહસ અદમ્ય તેનો અધ્યવસાય અવિચલિત હતો. ઘણાખરા રાજગુણે રાણો સંગ્રામસિંહ વિભૂષિત હતો. તેનો વૈરી બાબર તેના ગુણની પ્રસંશા કરતો હતો. બાબર તેની ભકિત અને ભય રાખતો હતો. તે બીજીવાર તેની સાથે યુદ્ધમાં ઉતર્યો નહોતો. સંગનું અનુકરણ પહેલા યુદ્ધમાં તે કરી શકયો નહિ. સંગે તેના આવા વિચિત્ર ગુણો ઉપયુક્ત કાર્યમાં વાપર્યા નહિ જેથી તેનું જીવન અકાળે વિનષ્ટ થયું.

સંગ્રામસિંહના સાત પુત્ર હતા તેમાંથી પહેલો અને બીજો પુત્ર બાળકવયમાં મૃત્યુ પામ્યા હતા. ત્રીજો પુત્ર રત્નસિંહ ચિતોડના સિંહાસને બેઠો.

ઇ. સ. ૧૫૮૬ (સં.૧૫૩૦)માં રાણો રત્નસિંહ ચિતોડના રાજ્ય સિંહાસને બેઠો. વીરતા, તેજસ્વિતા, સહિષ્ણુતા વીગેરે જે સઘળા ગુણોથી રજપુત વિભૂષિત હોય છે તે સઘળા ગુણો રત્નસિંહમાં હતા પોતાના પિતાની માફક તેણે પણ પ્રતિજ્ઞા કરી હતી જે "રાજધાનીનો ત્યાગ કરી યુદ્ધ ક્ષેત્રમાં અવિરામ વાસ કરવો. ચિતોડના સઘળા દરવાજા ખુલ્લા રાખી તે બોલતો હતો જે "શત્રુએ અંદેશા વિના ચિતોડમાં પેસવું" રાણા રત્નસિંહે, સંગ્રામસિંહની જેમ પરિણામદર્શિતાનું કામ કર્યું હત, તેણે યૌવનોચિત ચગલલતા અને અંધતેજસ્વિતાને વશીભૂત થઇ કામ ન કર્યું હત, તો તે પિતૃપતિજ્ઞાની સંપુર્ણતાનો પુરો અમલ કરત, તેથી કરી વીરવર બાબરના વંશધરો, ભારતવર્ષ ઉપર રાજ્યાશાસન કરત નહિ. દુર્ભાગ્યવશે યૌવનના આરંભમાં આ લોકના વાસમાંથી મોકળો થયો. તેજસ્વી અને પ્રચંડ પ્રકૃતિવાળા રજપુતના પક્ષમાં યૌવનકાળ ભયાનક છે. તે સમયે તેઓ, અનર્થક વિવાદ વિષંવાદમાં મત થઇ પોતાના જીવનને વિષમય કરી દેછે, તે વિષમય વિવાદમાં રાજ્યનું કેટલુંક અનિષ્ટ અને અમંગળ થયું છે. તેની વાંચનારને પરિચિતી થઈ હશે એવા અનર્થકર સંઘર્ષને પેદા કરી અનેક રજપુત રાજાઓ અકાળે આ લોકમાંથી વિદાય થયા છે. અનેક રજપુત રાજાઓ રાજ્યધને વંચિત થઇ અસીમ દુઃખની અવસ્થામાં પડયા છે. રાણો રત્નસિંહ પણ એવા ફુછંદમાં પડી વિષયમય જીંદગી કહાડવા લાગ્યો.

રાણા રત્નસિંહે શુભ રીતે અંબારાધિપતિ પૃથ્વીરાજની દુહિતાનું પાણી ગ્રહણ કર્યું હતું. દુર્ભાગ્યવશે એ વિવાહના વિષયની પૃથ્વીરાજને પણ ખબર નહોતી રાજકુમારીની વયોવૃદ્ધિના લીધે અંબારાધિપતિ પૃથ્વીરાજે તેના વિવાહની ચેષ્ટા કરી. તેણે બુંદીના હારવંશીય સૂર્યમલ્લ સાથે રાજકુમારીનો વિવાહ સ્થિર કર્યો. થોડા સમયમાં વિવાહ કાર્ય સંપુર્ણ થયું, સરલ રજપુત બાલા લજ્જાવશે પોતાના પૂર્વ વૃત્તાંત કોઈ પાસે કહી શકી નહિ એટલે કોઇએ ચાલતા વિવાહમાં વ્યાઘાત આપ્યો નહિ. રાણો રત્નસિંહ આ વિવાહના સમાચાર સાંભળી અભિતપ્ત થયો. સૂર્યમલ્લના એ આચરણથી રાણાના હૃદયમાં દારૂણ આઘાત વાગ્યો. તે આઘાતનો પ્રત્યાઘાત આપવા માટે તે પુષ્કળ યત્નમા ઉત્સાહી થયો તે વેરનો બદલોલેવા માટે તે ઉપયુક્ત અવસરની રાહ જોવા લાગ્યો. સૂર્યમલ્લ રાણા રત્નસિંહનો નિકટ કુટુંબી હતો. રાણાએ તેની ભગિનીનું પાણી ગ્રહણ કર્યું હતુ સો પણ આ અપમાનનો પ્રતિશોધ કરવા તેણે સગપણ વીગેરેનાં સઘળાં બંધન છોડી દીધાં અને ઉત્સુકચિતે યોગ્ય અવસરની પ્રતીક્ષા કરતો હતો પણ તે અવસરમાં રાણાને આ સ્વજીવનો ઉત્સર્ગ કરવો પડયો. આહેરીયા મહોત્સવમાં રાણાનો ચાહેલો અવસર આવ્યો. આહેરીયાનો મહોત્સવ આવવાથી રાણેપોતાના સૈન્ય સામંતને બોલાવી બહાર મૃગીયા કરવા ચાલ્યો બુંદીરાજ સુર્યમલ્લ પણ તે નિમિત્તે તેની સાથે ચાલ્યો. બુંદીના હારવંશીય રજપુતો મેવાડની પૂર્વ પડખાની શૈલમાળામાં રહેતા હતા

બુંદીનું રાજ્ય, તે સમયે મેવાડનું અંતર્ગત નહોતું. પણ હારવંશીય રજપુતો ચિતોડના રાણાનું સારૂં સંમાન ગણતા હતા, અને મેવાડના માટે વારંવાર યુદ્ધમા ઉતરતા હતા. જે દીવસે યવન વીર શાહબુદીનનો ભયંકર આક્રમણનો પ્રતિરોધ કરી આર્યવીર સમરસિંહે પવિત્ર દ્રષદવતી તીરે પોતાનો પ્રાણનો ત્યાગ કર્યો. તે દીવસે હારવંશીય સૂર્યમલ્લનો પિતૃ પુરૂષ યુધ્ધ વિશારદ હમિરે પણ ભારતભૂમિના માટે આત્મોત્સર્ગ કર્યો. તે સમયથી હમિરના વંશધરો ગિહલોટ કુળના વિશેષ અનુગત હતા. પણ રાણા રત્નસિંહની નિર્બુદ્ધિતાથી બુંદીની સાથે મેવાડનો જે ભીષણ સંઘર્ષ થયો તેથી બન્ને રાજ્ય વચ્ચેનો સોહાર્દ્ર ભાવ થોડા સમયના માટે વિચ્છિન્ન થયો.

આહેરીયા મહોત્સવ પાસે આવ્યો. રાણો રત્નસિંહ અને સૂર્યમલ્લ એક ગંભીર અરણ્યમાં પેઠા, તેના સેવકો દૂર રહેલા હતા, ઉપયુક્ત અવસર જાણી રાણા રત્નસિંહે અસાવધાન સૂર્યમલ્લને ભયંકર તલવારનો પ્રહાર કર્યો. બેનશીબ બુંદીરાજ ઘોડા ઉપરથી પડયો, પણ તે સમયે તે જીવિત હતો. થોડા સમયમાં સૂર્યમલ સ્વસ્થ થઇ બળવાળો થયો. પોતાના ખેસથી જખમો સારી રીતે બાંધ્યા

તે આતતાયી રત્નસિંહની પછવાડે ચાલ્યો. તેણે ચારે તરફ રત્નસિંહને શોધ્યો, તેણે જોયું જે રત્નસિંહ દૂર પલાયન કરી ગયો છે. ત્યારે હારવંશીય રાજા જીઘાંસા અને ક્રોધથી તપીને ઉચે સ્વરે બોલ્યો. પલાયન કર ! પલાયન કર !. અધમ પુરૂષ ! પલાયન કર ! તારા આ નીચ આચરણથી મેવાડ રાજ્યનો ધોળો યશ કલંકિત થયો, રાણા રત્નસિંહે તે સાંભળ્યું. તેણે નિશ્ચય કર્યો હતો. જે સૂર્યમલ્લ મરણ પામ્યો. આ ક્ષણે તેને જીવિત જોઇ, નિર્બોધ રાણાએ તેના ઉપર હુમલો કર્યો. પણ તેને તેના નિર્બોધપણાનું ઉપયુકત ફળ મળ્યું. તેને દૂરથી દોડતો આવતો જોઇ. સૂર્યમલ્લે ક્રોધ પામેલ સિંહની જેમ કુદી ભીષણ પ્રહારે તેને ભૂમિ ઉપર પાડયો. અને તેની છાતી ઉપર પોતાના ઘુંટણ મુકી ખડગના ઘાએ તે સ્થળે તેણે તેનો સંહાર કર્યો. થોડા સમયમાં સૂર્યમલ્લ પણ પોતાના પ્રતિદ્વંદ્વીની પડખે પડી મરણ પામ્યો.

રાણા ..સિંહે પાંચ વર્ષ રાજ્ય કર્યું. તે થોડા થોડા સમયમાં તેણે, મેવાડને સુંદ ...રીતે શાશિત કર્યું. તેના રૂડા શાસનના પ્રભાવે, મેવાડના યવનના હુમલાથી સારો બચાવ થયો હતો. તેના અકાળ મૃત્યુ પછી તરતજ તેનો ભાઇ વિક્રમજીત ચિતોડના સિંહાસને બેઠો.

ઇ. સ. ૧૫૯૧ ( સંવત ૧૫૩૫ )માં ( વિક્રમાદિત્ય ) મેવાડના રાજ્ય સિંહાસને અભિષિક્ત થયો. જે સઘળા રાજ્ય યોગ્ય ગુણોથી વિભૂષિત થઇ તેનો ભાઇ રાણો રત્નસિંહ, પ્રજા વર્ગનો અનુરાગ ભાજન અને સ્નેહ પાત્ર થયો હતો. વિક્રમજીતમા તેમાનો એક ગુણ નહોતો. તેણે અગ્રજના ગુણ ભાગ છોડી દઇ દોશ ભાગ ગ્રહણ કર્યા હતા. રત્નસિંહનું તે ઔદ્ધત્ય ને તેજસ્વિત્વ, અને તે અવિમૃશ્ય કારિત્વ વિક્રમજીતમા પૂર્ણ માત્રાએ વિરાજેલ હતું. એ સઘળા દોષો ક્રમેક્રમે એટલા બધા વધી પડયા જે તેથી મેવાડના સરદાર સામંતો રાણા તરફ અતિશય વિરક્ત થયા. તેઓની વિરક્તિનું બીજું એક કારણ હતું. રાણો તેઓની સાથે બેઠક ન રાખતાં કાયમ મલ્લ વીગેરેની સાથે બેસી પોતાનો સમય ગાળ.. હતા.

રાજપુત સવારો લાબા સમયથી જે સંમાન અને સંભ્રમ ભોગવતા આવ્યા હતા, તે સંમાન અને સંભ્રમ વિક્રમજીતે ખેંચી લીધું. વળી તે સંમાન અને સંભ્રમ હલકા હોદ્દાવાળા પાળાને અને મલ્લને તેણે આપ્યાં એવા અપમાનથી સરદારોનું હૃદય અત્યંત પીડિત થયું.

' સરદારોનું લાબાં સમયનું સ્વત્વ ખેંચી લઇ રાણા વિક્રમજીતે હલકા મલ્લોને અને પાળાને આપ્યું, તેમ કરી રાણા વિક્રમજીતે એક નવી પ્રથા ચલાવી. એમ જણાય છે જે મુસલમાનો પાસેથી રાણાએ તે પ્રથાનો અભ્યાસ

કર્યો છે મુસલમાન લોકો પાળા સૈનીકનો વધારે આદર કરતા હતા, પણ રજપુતો સૈનીક ઉપર ઝેરની નજરે જોતા હતા રજપુત સવાર જ્યારે યુદ્ધમાથી કાઈક નિવૃતિ ભોગવતા ત્યારે પાળા સૈનીકો યુદ્ધમા ઉપયોગી થાતા તે શીવાય બીજા કોઈ સ્થળે પાળા સૈનીકોને તેઓ ગ્રાહ્ય કરતા નહિ, યુદ્ધસ્થળે જ્યારે તોપોનો ઉપયોગ થવા લાગ્યો ત્યારે પાળા સૈનીકનો આદર વધ્યો તે સમયથી રાણા વિગેરે રાજાઓ અશ્વારોહિ સૈનીક ઉપર વિતરાગ થયા શાથી કે રણક્ષેત્રમા તોપના માટે પાળા સૈનીક વિશેષ ઉપયોગી છે ઘણુ કરીને રાજસ્થાનના મધ્યમા રજપુત વશીય લોકો પુરાતન કાળથી પોતાની ચિરતન યુદ્ધ પ્રથાને ચાલતા આવેલા છે તેઓ પુરાતન કાળથી તલવાર, ભાલુ અને ઘોડા પોતાની પ્રીય વસ્તુ ગણતા આવ્યા છે તેને તેઓ યુદ્ધક્ષેત્રનુ પ્રધાન ઉપકરણ ગણતા હતા હાલ પણ રજપુતોની તલવાર, ભાલુ, અને ઘોડા પ્રિતીની સામગ્રી છે હાલમા જે યુદ્ધાર્થે ની નવી સામગ્રીઓ શોધાઈ છે, તે સામગ્રીને ખરા રજપુતો ધિક્કારની નજરે જુએ છે, તેઓનો એવો વિશ્વાસ છે જે તોપ બદુક વીગેરે અસ્ત્રના વ્યવહારથી પ્રકૃત વીરત્વ અને બાહુબળનો પરિચય પડતો નથી તેવા પ્રકારના અસ્ત્રથી જય થાય તેનુ નામ જય કહેવાય નહિ

અપમાનિત સરદારોના હૃદયમા વિદ્વેષાગ્ની ક્રમે ક્રમે સારી રીતે સળગી ઉઠયો તેઓએ રાણા તરફની સ્નેહ મમતા અને ભકિત છોડી દીધી વળી રાણાનો સસર્ગ તેઓએ છોડયો જેથી રાણાના નેત્ર ઉઘડયા નહિ રાણો સમજી શકયો નહિ જે આવી રીતના આચરણથી તે સકટમા પડશે તેના એ રીતના આગ્રહથી અને દુર્વૃતથી રાજ્ય મધ્યે મોટી વિશૃખલતા પેદા થઈ પર્વતવાસી અસભ્ય લોકો શાતિ રક્ષકને ન ગણી ચિતોડના કોટમાથી જોર કરી બકરા ઘેટા ગાયો ભેશો વિગેરે લઈ જવા લાગ્યા પ્રજાનુ ધન માન ગમાતુ કઠવુ થઈ પડયુ મધ્યમા લોકો પીડીત થઈ બોલવા લાગ્યા " હવે *પોપાબાઇનુ રાજ્ય થયુ " રાણાએ પોતાના સરદારોને બોલાવ્યા અને તે અસભ્ય જાતિનુ દમન કરવા તેણે તેઓને કહ્યુ પણ તેઓ સઘળા દલ સાથે સમસ્વરે બોલ્યા " આપના પાળા સૈનીકોને મોકલો "

થોડા સમયમા મેવાડ રાજ્યમા અરાજકતા પ્રસરી ગઇ ગુજરાતનો રાજા સુલતાન બહાદુર આ સુયોગ પામી પોતાના વેરનો બદલો લેવા તત્પર થયો શિશોદીય વીર પૃથ્વીરાજે, ગુર્જરાધિપતિ મુજફ્ફરખાને હરાવી કેદ કરી, પોતાના નગરમા

* અતિ પ્રાચીન સમયમા પોપાબાઈ નામની એક રજપુત રાણી થઈ હતી તેના શાસન કાળમા રાજ્યમા મોટી અરાજકતા થઇ ગઇ હતી.

આણ્યો હતો તેથી યવન રાજનું ઘોર અપમાન થયું હતું તે અપમાનનો પ્રતિશોધ લેવા સુલતાન બહાદુરે સંકલ્પ કર્યો.

યવનરાજ, સેના તૈયાર કરી રાણા વિક્રમજીતની વિરૂદ્ધે ચાલ્યો વિક્રમજીત તે સમયે, બુદી રાજ્યના વૈચા નામના સ્થાને સૈનિકો સાથે તૈયાર હતો બહાદુરે પોતાની સેના સાથે તે સ્થળેતેના ઉપર હુમલો કર્યો. રાણો તેના હલ્લાથી નિરૂત્સાહ થયોનહિ, તે વીરવર સંગ્રામસિંહનો પુત્ર, સંગ્રામસિંહનું લોહી, તેની ધમની અને શિરામાં વહેતું હતું. ત્યારે હવે વિક્રમજીત કાપુરૂષ થાય ! ત્યારે તે શું દેશ વૈરી યવનના હલ્લાનો પ્રતિરોધ ન કરે તેમ થઇ શકે તેમ નહોતું. શિશોદીય વંશનું મુખ તે કાળું કરે ખરો ! તે બહાદુરની સંમુખીન થયો. થોડા સમયમાં બંને સેના વચ્ચે પ્રચંડ યુદ્ધ ચાલ્યું. રાણાની પગાર ખાનારી પદાતિક (પાળા) સેના, યવનનો પ્રચંડ હુમલો સહન કરી શકી નહિ તે જોઇ રાણો ઘોર સંકટ અને વિપત્તમાં પડયો તેના સામંત સરદાર વિગેરે એ ઘોર સંકટમાંથી ઉદ્ધાર કરવા. તેની મદદે ગયા નહિ. રાણાને, પોતાના નિર્બોધિનું ઉપયુક્ત ફળ ભોગવતો રાખી તેઓ સંગ્રામસિંહના બાળક પુત્ર ઉદયસિંહને અને ચિતોડપુરીને બચાવવા ચિતોડ તરફ ચાલ્યા.

ચિતોડ નામનો કેવો અપૂર્વ મહિમા ! અગર જો ગયા યુદ્ધમાં વીરવર સંગ્રામસિંહ સાથે અસંખ્ય રજપુત યોદ્ધાઓ, દેશના રક્ષણ માટે રણસ્થળે, કાયમનીનિન્દ્રા કરી સુઈગયા હતા, તોપણ ચિતોડપુરી વીર સુન્ય થઇ નહોતી, યવન વીર બહાદુરે, જેવો ચિતોડ ઉપર હુમલો કર્યો કે જાણે દૈવબળે, તે સંગ્રામમાં કાયમની નિન્દ્રામાં સુતેલા રજપુત વીરો, પાછા ઉભા થયા હોય નહિ. એમ માલુમ પડયું. જે રજપુત મેવાડના કાયમ દુશ્મનો હતા. તે રજપુતો શત્રુ ભાવ છોડી દઈ આત્મોત્સર્ગના પવિત્ર મંત્રે પ્રણોદિત થઇ ચિતોડની રક્ષા માટે યુદ્ધ ક્ષેત્રમાં ઉતર્યા. જે સૂર્યમલ્લ અનેક યંત્રણા ભોગવી છેવટે ચિતોડ મેળવવાની આશા છોડી વનમાં દેવનગર સ્થાપી રહ્યો હતો. તે સૂર્યમલ્લના વંશધર વાઘજી આજ પિતૃ પુરૂષનું પુરાતનાલય ચિતોડપુરના રક્ષણ માટે પોતાનો દેહ આપવા રણ સ્થળે આવ્યો. તે પ્રમાણે બુંદી રાજપુત અતિ તેજસ્વી પાંચસો હાર-વીર રજપુતો લઇ રાણાની મદદે આવ્યો. સંક્ષેપમાં રાજ્યસ્થાનના ચારે તરફના રજપુતવંશીય પુરૂષો ચિતોડના ઉદ્ધાર માટે રણ સંગ્રામમાં આવી પહોંચ્યા.

મધ્ય ભારતના યવન રાજાઓએ, ઘણી વાર ચિતોડ ઉપર હુમલો કર્યો હતો, પણ આ સમયનો ચિતોડ ઉપરનો હુમલો બીલકુલ ભયંકર હતો. આ ભયાનક યુધ્ધ ક્ષેત્રમાં બહાદુરની સહાયમાં એક યુરોપીયન ચતુર ગોળંદાજ હતો ભટ્ટ

પણ યમરાજ જેવા કેટલાક રજપુતો જીવિત હતા, જ્યાંસુધી દેહમાં પ્રાણ હોય જ્યાંસુધી નસેનસમાં લોહી વહે ત્યાંસુધી પ્રાણથી પણ વિશેષ ગણી ચિતોડપુરીને યવનોના કબજામાં જવાદે તેવા તે નહોતા. જોતા જોતામાં વીરવર દુર્ગાશવ, સતુ. દદુ, કેટલાક સૈનિકો અને સામંતો સુરંગના મુખ ઉપર આવી ઉભા રહ્યા. અચળ અટલ અને દુર્ભેદ્ય હિમાલય પર્વત જેવા થઇ તેઓ ત્યાં ઉભા રહ્યા. તેઓના દેહમાં જ્યાં સુધી જીવન હોય ત્યાં સુધી ત્યાંથી તેઓને કોઇ ખસેડે તેવું નહોતું, ભયંકર પરાક્રમ વાળા યવનો તે દીશા તરફ ધસ્યા. પણ વીરવર દુર્ગાશવ અને તેના સંગી સૈનિકોની સંપૂર્ણ ચેષ્ટાથી યવનોનો મનોરથ વ્યર્થ ગયો. પણ થોડી સંખ્યા વાળા રજપુતો, બહુ સંખ્યાવાળા યવનોને શીરીતે અટકાવી શકે? વિસ્મય કર યુધ્ધ કરી યવનોને હેરત પમાડી છેવટે તેઓ તે કીલ્લાના તુટેલા અંશ પાસે પડયા. રણોન્મત યવનોએ સિંહનાદ કર્યો અને તીવ્ર વેગે તે તુટેલા ભાગ પાસે આવી પહોંચ્યા. અકસ્માત્ સઘળું સ્તબ્ધ થઇ ગયું અકસ્માત્ સઘળાની મંત્રોથી રૂઢ ઔષધી ભુજંગની જેમ સઘળું સ્થિર થઇ ગયું. તેઓએ જોયું જે એક છુટાકેશવાળી ભીમરૂપિણી રજપુત સ્ત્રી યોદ્ધાના વેશમાં પ્રચંડ ઘોડા ઉપર બેસી ત્યાં આવી.

તે રજપુત સ્ત્રીનું નામ જરહરબાઈ–રાઠોડ કુળમાં ઉત્પન્ન થયેલ, શિશોદીય રજપુતની રાજ મહીષી હતી. વીર નારી જરહરબાઈ રણચંડી વેશે, તે દ્વાર રોકી ઉભી રહી. ક્રમે યવનોને આગળ આવતા જોઈ, વીરનારી તેઓની સામે થઈ. તેના હાથના ભાલાના દારૂણ પ્રહારે અનેક યવનવીરો ભૂતળશાયી થયા. પણ સઘળું વૃથા ગયું, દેખતાં દેખતાં યવનો ભીમ વેગે આવી તેના ઉપર પડયા. તો પણ વીરેંદ્રાણી રજપુત રાણી કોઈ રીતે નિરૂત્સાહ થઈ નહિ. તે યવનોની સાથે પ્રાણ આપી ચેષ્ટા કરવા લાગી. આજ આર્યનારી એકલી માત્ર થોડાજ મદદગાર સાથે હતી. પ્રચંડ વીક્રમવાળા યવનો સાથે યુદ્ધ કરવા લાગી. દુરે બહાદુરશાહ, હાથી ઉપર બેસી, વિસ્મય વિસ્ફારીત નેત્રે. તેનું યુધ્ધ જોતો હતો. રજપુતાણીનું અદ્‌ભૂત વીરત્વ જોઈ, બહાદુરશાહ ચમકી ઉઠયો. આ શું શક્તિ સ્વરૂપે દનુજને દળવા આવી ! પણ સઘળું નિષ્ફળ ગયું. છેવટે ચિતોડ રક્ષાનો કોઇ ઉપાય ન દેખતાં વીરનારી જરહરબાઇ પોતાના ઘોડાને તીવ્ર વેગે ચલાવી શત્રુના દળમાં પડી, અને દેશના કલ્યાણ માટે પોતાના જીવનો તેણે ઉત્સર્ગ કર્યો.

મહાશક્તિની શક્તિ વ્યર્થ થઇ ગઈ! આજ ચિતોડનો શુભ ગ્રહ નથી આ સંકટમાં હવે ચિતોડપુરીની કોણ રક્ષા કરશે ! સરદારોએ, તે સમયે એક વાર ચિતોડના ભવીષ્યભાગ્યગગન તરફ જોયું. તેઓને માલુમ પડયું જે હવે ચિતોડની આશા નથી. જાણે ચિતોડના ઉંચા કીલ્લા ઉપરથી કોઇ બોલતું હોય તેમ લાગ્યું જે " રાજબળી આપવાની ગોઠવણ કરો " સરદાર લોકો હતાશ

અને નિરૂત્સાહ થયા નહી ત્યારે શુ ચિતોડની અધીષ્ટાત્રી દેવીની દારૂણ શોણીત પિપાના વધી! પણ રાજબગી કયાથી લાવવો! સંગ્રામસીહનો એક બાળક પુત્ર ઉદયસીહ રહ્યો હતો, તેને રાજબગીમા આપવો તે તો બાલક! તે શીરીતે હસ્તમા ખડગ લઈ રણસ્થળે ઉતરી શકે! ત્યારે દેવીની આશા કોણ પાળે! કીલ્લામા રહેલા સરદારોમા એ પ્રમાણે તર્ક વિતર્ક ચાલવા લાગ્યા એટલામા દેવગાધીરાજ વાઘજી તેઓના સન્મુખે આવી બોલ્યો "બાપ્પારાઓલનુ પવીત્ર લોહી શુ આ હૃદયમા વહેતુ નથી" ત્યારે તમે રાજબગી માટે શા સારૂ વીચાર કરો છો! હુ આજ આત્મોત્સર્ગ કરી દેવીની આજ્ઞા પાળવા તઈયાર છુ સઘળાની ચિંતા દૂર થઈ જે સૂર્યમલ ચીતોડના માટે વીરવર પૃથ્વીરાજ સાથે, ભીષણ પ્રતિદ્વંદના ક્ષેત્રમા ઉતર્યો હતો, તેનો વંશધર એ વાઘજી હતો એટલેકે તે શિશોદીયવંશનો રજપુત હતો વાઘજીએ ક્ષણીક રાજ્ય સમાન ભોગવ્યુ, છત્ર ચામર વીગેરે તેના માથા ઉપર ક્ષણકાળના માટે શોભ્યા તેણે પીળા કપડા પહેર્યા સઘળાના અંગ પર પીળા કપડા હતા ચર્મ ઢાળનો, પીળા વસ્ત્રનો પહેરવેશ પહેરી, સરદાર સામંત વીગેરેએ પરસ્પરને મળી છેવટની વિદાયગીરી લીધી વાઘજીને સાથે રાખી, તેઓ મહાનાદે વીરનાદ કરતા કરતા શત્રુના દળની સંમુખે ચયા બાળક રાજકુમાર ઉદયસીહને બુદીના અધીપતી સુવિશ્વસ્ત સૂરતાનના હાથમા સોપ્યો તે દીવસે બાપ્પારાઓળે પહેરેલો મુગટ દેવળપતી વાઘજીના માથે મુકાયો રાજબગીનુ ઉષ્ણશોણીત દેવીના ખપ્પરમા ભરાય છે એટલામા જહરવ્રત ઉધાપનની તઈયારી થઈ હવે સમય રહ્યો નહી દુર્ધર્ષ યવનો બાકા માથી ક્રમે ક્રમે કીલ્લામા આવવા લાગ્યા હવે તેઓ ચીતોડપુરીમા પેસશે એમ થયુ, ચીતા તૈયાર કરવાનો સમય રહ્યો નહી જહરવ્રતનુ ઉધાપન જલ્દી કરી દેવા સરદારોએ એક ઉપાય યોજ્યો, કીલ્લાની અંદર એક મોટો ખાડો ખોદી તેમા દારૂ અને આગ્નેયદ્રવ્ય નાખી ભયંકર અગ્નિ કર્યો પ્રચંડ શબ્દે ભયાવહ અગ્ની સળગી ઉઠયો

જોતા જોતામા રાજમહીષી કર્ણાવતી તેર હજાર રજપુત સ્રીઓ સાથે કરૂણ શોક ત્યજીને, પ્રકૃતિને રોકવાની અવલીલા ક્રમે, તે અનળમા કુદી પડી, એ તેર હજાર રજપુત સ્રીઓએ હાયમના માટે આ જગત્માથી વિદાયગીરી લીધી તેઓનુ સામાન્ય ચિન્હ પણ રહ્યુ નહિ રૂપ યૌવન લાવણ્ય ગૌરવ વીગેરે સઘળી ભસ્મ થયુ કાઈ બાકી રહ્યુ નહિ હવે સરદારો નિશ્ચિત થયા હવે તેઓને કોઇના મુખ તરફ જોવાનુ રહ્યુ નહિ, હવે તઓને કોઇના માટે રોવાનુ રહ્યુ નહિ,જેઓના માટે હૃદય રોતુ હતુ, જેઓ આત્મધનમા ગણાતા હતા જેઓ સૌભાગ્યની સામગ્રી હતી, તે પ્રાતીકાયિની આનંદમયી કન્યાઓ, ભગીનીઓ અને પત્નીઓ અગ્નિમા પેશી ગઈ

શિશુ રાજકુમાર* પણ આપદ વિનાના રક્ષમાં જઈ બેઠો. હવે કોની ફીકર રાખવી. હવે કોનો ભય ! હવે શા સારૂ ભાવના ! ચિતોડના વીર રજપુતો, હૃદય સ્તંભાવે એવો વીરનાદ કરી ઉઠયા. ખુલ્લું ખડગ હાથમાં લઈ રણોન્મત વાઘજી કીલ્લાનું બાર ઉઘાડી ચિતોડના બાકીના રજપુતોને સાથે લઇ વીશાળ યવન સેના ઉપર આવી પડયો. ઘણા રણદક્ષ યવનસૈનિકો તેઓના કરાળ ખડગની ધાર નીચે પડી મરણ પામ્યા પણ તેથી કાંઈ વળ્યું નહિ. મોટા સાગર પાસે પાણીનું ટીપું શી ગણનામાં હોય. યવન સેના સાગર પાસે રજપુત સંખ્યા લડતાં લડતાં વિલીન થઇ ગઈ.

બહાદુરશાહની પ્રચંડ પ્રતિશોધ પીપાસા આજ શાંત થઇ. અગણ્ય રજપુત નરનારીના હૃદયશોણીતે તેની કઠોરહૃદય જ્વાળા પ્રશમિત થઇ. દુરાચાર બહાદુર શાહ પોતાનું જયદ્રષ્ય જોવા ચિતોડના સ્મશાનમાં ગયો. તે દ્રશ્ય બિભત્સરસયુક્ત અને હૃદયને સ્તબ્ધ કરે તેવું હતું તે દ્રશ્ય જોતાં નૃશંસનું હૃદય પણ સ્તંભિન થાય, તે નૃશંસનું હૃદય સહસા ઉલ્લસિત થયું. નરશોણીતે ચીતોડના માર્ગ સીંચાઇ ગયા. આજ ચિતોડનો પ્રલય કાળ પાસે આવ્યો. કોઈ નહોતું ! પુરૂષ સ્ત્રી બાલક વીગેરેએ પ્રાણ ત્યાગ કર્યા. ચીતોડપુરી આજ જીવ સુન્ય થઇ ગઇ રાજસ્થાનનું પ્રધાન, પ્રધાન સામંતકુળ આજ આશ્રય વીનાનુ થઈ ગયુ, રાજસ્થાનના પ્રધાન પ્રધાન રાજવંશ આજ મૂળ વીનાનો થયો. આ ભયાવહ કાળ રાણાંગણે બત્રીસ હજાર રજપુત યોધ્ધાઓએ પોતાના જીવનનો ઉત્સર્ગ કર્યો. આ, ચીતોડપુરીનું બીજું ઉત્સાદન.

વીજયોન્મત બહાદુરશાહે, જુદી જુદી જાતના ઉત્સવમાં અને આનંદમાં પંદર દીવસ ગાળ્યા. તેવામાં તેને ખબર મળ્યા જે મોગલ વીર હુમાયુન ચીતોડનો ઉદ્ધાર કરવા આવે છે. બહાદુરશાહનું પાષાણ હૃદય ભયથી ભાંગી ગયું. દુરાચાર અધીક વીલંબ ન કરતાં બહાદુરશાહે પોતાના દેશ તરફ જવાની ગોઠવણ કરી. શાગુઢ મબંધ સુત્રથી બધાઇ બંગાળાના જયનુ કામ પડતું મુકી હુમાયુન ચીતોડના ઉધ્ધાર માટે આવ્યો તેનુ કાંઇ કારણ માલુમ પડતુ નથી. મુસલમાન ઇતીહાસ લેખેકો ભ્રમમાં પડી લખે છે જે રાણા વીક્રમજીતની પ્રાર્થનાથી હુમાયુન, ચીતોડનો ઉધ્ધાર કરવા આવ્યો હતો. પણ તે સંબંધે ભટ્ટ લોકોનો અભીપ્રાય યુક્તિયુક્ત અને પ્રમાણીક લાગે છે.

* જે વિશ્વસ્ત રજપુત વીરે. ઉદયસિંહની આવા ભીષણ વિપ્લવમાંથી રક્ષા કરીતેનુ નામ બુકાસેનધુદેરા સંવત ૧૫૮૯ ( ઈ, સ. ૧૫૩૩ ) માં ચિતોડનું તે ઉત્સાદન થયું.

એક પવિત્ર ભ્રાતૃત્વ બંધનના અનુરોધે મોગલવીર હુમાયુન, દુર્ધર્ષ બહાદુર શાહના કરાલ ગ્રાસમાંથી ચિતોડને ઉગારવા આવ્યો હતો ઉદયસિંહની જનની કર્ણવતીએ, તેને એ પવિત્ર ભ્રાતૃત્વ બંધને બાંધ્યો હતો રજપુતો તે પવિત્ર બંધનને 'રાખી બંધન' નામે બોલે છે જે રજપુત વીગેરે આ સુત ધર્મ બંધનથી બંધાય છે તેને રજપુતો 'રાખી બંધ ભાઈ' કહે છે ભટ્ટ ગ્રંથમાં વર્ણિત છે જે ચિતોડના તે ભયાવહ સંગ્રામમાં જ્યારે વીરનારી જવહરબાઈએ આત્મોત્સર્ગ કર્યો, ત્યારે રાણી કર્ણવતી માતાએ, પોતાના પુત્રના બચાવનો કોઈ ઉપાય ન જોતા, છેવટે, હુમાયુનની મદદની પ્રાર્થના કરી તેની પાસે પવિત્ર 'રાખી બંધન' મોકલાવી દીધું વીરપ્રથાના ઉપયુક્ત વિધિના અનુસારે હુમાયુને, તે ભ્રાતૃ સંબંધ પવિત્ર હૃદયમાં ગ્રહણ કર્યો અને તે પોતાની ધર્મ ભગિનીને વિપદમાંથી બચાવવા દૃઢ પ્રતિજ્ઞાવાળો થયો તે સેના સાથે ચિતોડ તરફ ચાલ્યો તે જો આ ભીષણ યુદ્ધના સમયમાં આવી પહોંચ્યો હત તો નિષ્ઠુર બહાદુર ચિતોડનો ધ્વંસ કરી શકત નહિ અને તેથી કરીને તે પોતાની ધર્મ ભગિનીનો ઉદ્ધાર કરી શકત પણ મંદભાગી કર્ણવતીનું દુર્ભાગ્ય જે હુમાયુન અતિવિલંબે ત્યાં આવ્યો.

મધુમય વસંત સમયમાં રાખી ઉત્સવનું આચરણ થાય છે એ સમયે રજપુત મહિલાઓ, પોતપોતાના પસંદ કરેલા ભાઈને રાખીવલય મોકલી, તેને ધર્મભ્રાતૃ પણે બાંધે છે એ પવિત્ર પ્રથા કયા કાલથી પ્રચારિત થઈ તેનું અનુમાન થઈ શકતું નથી ભારતવર્ષના ભાગ્યેશ્વર ભુવન વિદિત અકબર જહાંગીર શાહજહાન અને ઔરંગઝેબ * વીગેરે યવન રાજાઓ, એવી રાખી રાખી પોતાનો કૃતાર્થ ગણેલ છે મોગલવીર હુમાયુન, કર્ણવતીનું રાખી વલય રાખી પોતે કૃતાર્થ થયો અને આનંદથી બોલી ઉઠયો જે બેન જે કરવા માગે છે તે હું સર્વતોભાવે કરી આપીશ તેને રણથંભોર લેવાની આકાંક્ષા હોય તો તે પણ હું આપી દેવા તૈયાર છું હુમાયુન પોતાની પ્રતિજ્ઞા પાળવા વિશેષ ચેષ્ટિત થયો પોતાની ધર્મ ભગિની અને ભાણેજને બચાવવા, તે બંગાળા છોડી મેવાડમાં આવ્યો રાણી કર્ણવતીએ યોગ્ય પાત્રને રાખીવલય મોકલ્યું હતું હુમાયુ સંપૂર્ણ રીતે આત્મપ્રતિજ્ઞા પાળવા સત્તાવાળો હતો તેણે દુરાચાર બહાદુરને ચિતોડમાંથી દૂર કર્યો વળી માળવપતિની રાજધાની માંડુનગર લઈ, રાણા વિક્રમજીતને આપી, ચિતોડના સિંહાસને બેસાર્યો.

---

* હિંદુની એ રાખેલ અગર જોકે રજપુત ઉપર અત્યંત જુલમ કરતો હતો પણ તેણે ઉદયપુરની રાજમાતા તરફથી રાખીવલય મેળવ્યું હતું ઔરંગઝેબે તેના સંબંધે તેને કેટલાક પત્ર મોકલ્યા છે તે સઘળા પત્રો પવિત્ર ભાવનાઓથી ભરપૂર છે

રાણો વિક્રમજીત ચિતોડના સિંહાસને ફરી બેઠો. બેહદ દુઃખ કષ્ટ વેદના ભોગવી તેણે પોતાનું રાજ્ય મેળવ્યું. પણ તેથી તેના ચરિત્રમાં કાંઇ ફેરફાર થયો નહિ. ઘોર સંકટમાં પડવાથી પણ તેને જ્ઞાન આવ્યું નહિ થોડા સમયમાં તેનો કઠોર ભાવ ફરી ઉદ્દીપિત થયો. તે પોતાના સરદારો ઉપર અત્યાચાર કરવા લાગ્યો.

ક્રમે તેની દુષ્ટવૃતિ એટલી વધી ગઇ જેને પોતાની પદમર્યાદા ભુલી જઈ પ્રકૃતપશુના જેવો વ્યવહાર કરવા લાગ્યો. જે કરીમચાંદે, તેના પિતાને વિપદ કાળમાં આશ્રય આપ્યો હતો. જે વાર્દ્ધક્ય અવસ્થામાં આવી આ જગતમાંથી વિદાય થવા તૈયાર હતો. તે વૃદ્ધ સર્વ સંમાનાર્હ કરીમચાંદને તેણે સભા સ્થળે પ્રહાર કર્યો એ અન્યાય અને અસહ્ય અવમાનનાથી કેવળ તપ્ત થઇ સભા સીન સરદારો, પોતપોતાના આસન ત્યાગ કરી ચાલ્યા ગયા. તેમાં સામંત શિરોમણી ચંદાનન્વીર કર્ણજીએ ઉઠતી વખતે સઘળાને અને રાણાને કહ્યું. ભાઇઓ, આજ સુધી આપણે માત્ર પુષ્પ સુંઘતા આવ્યા છીએ. હવે આપણે તેના ફળનું આસ્વાદન કરીએ છીએ, ત્યારે અપમાનિત કરીમચાદ બોલ્યો "આવતી કાલે તેના ફલનો સ્વાદ મળશે," તે સઘળાએ સભાને છોડી દીધી.

રાજા, રાજપુતનો આરાધ્યદેવ–રાજા બાળક હોઇને પણ રજપુતો પાસેથી દેવભાવની પૂજા પામે છે. તે તેઓના પવિત્ર ગ્રંથનું મહા વાક્ય છે. એ મહા વાક્યની અવહેલા તેઓ કરેતો તેઓના આ લોકના અને પરલોકના સુખના માર્ગમાં કાંટા પથરાય છે. અગર જોકે રાજા દુરાચારી હોય, અગર જોકે તેનાથી રાજ્યનું અનિષ્ટ થાતું હોય તો પણ તેની પ્રજા, તેને સામાન્ય માનવ ન ગણતા અસાધારણ દેવ ગણે છે. રજપુતના વિધાન ગ્રંથમાં એવા ઘણા દાખલા મળી આવે છે.

રોષપરિતપ્ત સરદારો રાજસભા છોડી પોતાના ઘેર આવ્યા. તેઓ વીરવર પૃથ્વીરાજની ઊપપત્નિના પુત્ર વનવીર પાસે ગયા. તેને સઘળો વિષય તેઓએ જાહેર કર્યો. તેને ચિતોડના સિંહાસને બેસારવાનું તેઓએ તેને કહ્યુ. વનવીરે, પહેલાં તેઓનો પ્રસ્તાવ કબુલ કર્યો નહિ. રાજાને પદચ્યુત કરી, તેના ઠેકાણે સિંહાસને બેસવાનું તેને અનુચિત લાગ્યું. પણ મેવાડની ચાલતી અવસ્થાનો વિષય તેણે સારી રીતે ધ્યાનમાં લીધો ત્યારે તેણે જોયું જે સરદારના કહેવા પ્રમાણે ન કરવાથી મેવાડનું પુરૂં અનિષ્ટ થાશે. ત્યારે તે ચિતોડ સિંહાન ગ્રહણ કરવા સંમત થયો. હતભાગ્ય વિક્રમજીત સિંહાસન ભ્રષ્ટ થયો. એ ઘોર અપમાન પછી થોડા સમયમાં તેના જીવનનાટ્યની જવનીકા પડી. વનવીર ચિતોડના સિંહાસને બેઠો.

———

# नवम अध्याय.

વનવીરનું મેવાડશાસન સંગના શિશુપુત્ર ઉદયસિંહની હત્યા કરવાનો વનવીરનો ઉદ્યોગ, ઉદયસિંહની પ્રાણરક્ષા, તેનો લાંબા કાળ સુધી અજ્ઞાતવાસ, તેને રાણા કહી સરદારોનું બોલવું. દુના વિવરણ. ઉદયસિંહની ચિતોડ પ્રાપ્તિ, વનવીરની સિંહાસન ભ્રષ્ટતા, નાગપુરના ભણશાલની ઉત્પત્તિનો નિર્ણય રાણા ઉદયસિંહના રાજત્વનું વર્ણન, તેની અયોગ્યતા, હુમાયુનની સિંહાસન ચ્યુત્તિ, અકબરનો જન્મ, હુમાયુનનું ફરી રાજ્યારોહણ, તેનું પરલોક ગમન, અકબરનું રાજ્યારોહણ, ઉદયસિંહ અને અકબરના પરસ્પર વિસંવાદી ચરિતની સમાલોચના, અકબરનો ચિતોડ ઉપર હુમલો અને રાણાનું પલાયન, ચિતોડની રક્ષા માટે રજપુત વીરોનું ખડગ ધારણ. જયમલ્લ અને પુત્ત વીરનારી જહરવ્રત, હીંદુ મુસલમાનનું ઘોર યુદ્ધ, અકબરનો ચિતોડ ઉપરનો જય, નગરવાસીઓની હત્યા, ઉદય સિંહનું ઉદયપુર સ્થાપન, તેનું પરલોક ગમન.

---



જક્ષમતાની જે મોહિની શક્તિ છે તે રાજા વિના કોઇ જાણતું નથી જે વનવીર, અગાઉ સરદારોનો અનુરોધ રાખવા અસમત હતો, વિક્રમજીતને સિંહાસન ઉપરથી ઉઠાડી મુકી, પોતાને સિંહાસને બેસવાનું જે કેવળ અનુચિત અને અસંગત ગણતો હતો, તે વનવીર, માત્ર થોડો સમય સિંહાસને બેસી, પોતાના વિચારમાં બદલાઇ ગયો. તેણે રાજસત્તાને સઘળા સુખની ઉત્સરરૂપ ગણી તેણે રાજનેશ પહેર્યો. ત્યારે વિક્રમજીતના માટે મોટો શોક બતાવ્યો પણ હાલ તેના હૃદયનો તે સુકુમાર ભાવ અંતર્હિત થઇ ગયો ભગવાન એકલિંગ મહાદેવની પૂજા કરતા તે બોલતો જે "હે ભગવાન! આપના કરૂણા બળે હું આજે મેવાડના સિંહાસને બેઠો છું જો જો! દેવ! તે સિંહાસન મારા કબજામાંથી જાય નહી" રાજ ક્ષમતાની મોહિની માયા

માં ભુલી વનવીર એટલો બધો ભ્રાંત થઇ ગયો જે આ રાજ્ય મારા માટે થોડા વખતનું છે. સરદારોએ વિક્રમજીતને પદચ્યુત કરી, તેને રાજસિંહાસને બેસાર્યો છે તે ખરૂં, પણ શું તે લાંબો સમય રાજ્ય ભોગવી શકશે! સંગ્રામસિંહનો બાળક પુત્ર ઉદયસિંહ જે શુકલ પક્ષની શશિકળાની જેમ પ્રતિદિન વૃદ્ધિ પામે છે. તે શું રાજસિંહાસને નહિ બેસે. !

વનવીર, જ્યારે રાષ્ટ્રાપહારક ગણાઈ નિંદિત થયો ત્યારે તેનો રાજક્ષમતા ઉદયસિંહની પુખ્ત ઉમ્મર થાય ત્યાં સુધી છે એમ સહુના સમજવામાં હતું.

જે દિવસે વનવીર ચિતોડના સિંહાસને અભિષેક થયો, તે દિવસે તેના હૃદયના સઘળા વિચારો ફરી ગયા. તે દિવસે, તેણે પ્રતિજ્ઞા કરી જે તેના સુખના માર્ગમાં જે કેટલા કાટા છે. તેને ઉત્પાટીતન કરી કાહાઢી નાંખવા. પ્રથમ અને પ્રધ કંટક છ વર્ષનો બાળક ઉદયસિંહ હતો. એટલે કે તે કંટક જે ઉત્પાટીતન કરવા તે નિશાગમની અપેક્ષા કરતો હતો. દેખતાં દેખતાં રાત્રી આવી પડી ઉદયસિંહ પાન ભોજન કરી સુતો. તેની ધાત્રી, શય્યા ઉપર બેસી તેની સુશ્રુષા કરતી હતી. થોડો સમય વીત્યાબાદ અંતઃપુરમાંથી ઘોર આર્તનાદ અને રૂદનધ્વનિ સાંભળવામાં આવ્યો તે સાંભળી ધાત્રી ચમકી ઉઠી, ભયાકુળ થઇ, કંપિત હૃદયે, શય્યામાંથી ઊઠીને તે જાતી હતી એટલામાં હજામે, રાજપુત્રનું ભુક્તાવશિષ્ટ સ્થાનાંતરિત કરી દઈ આવી કહ્યું. “ સર્વ નાશ થયો ” “ સર્વ નાશ થયો ” વનવીર રાણાએ વિક્રમની હત્યા કરી” ધાત્રીનું હૃદય, તાડિતપ્રભાવે કંપિત થયું. તેણે જાણી લીધું જે નીષ્ઠુર વનવીર વિક્રમજીતની હત્યા કરી ક્ષાંત પામશે નહિ પણ ઉદયસિંહની હત્યા કરવાને ખરેખર આવશે. એ વાત, કોઈ અદ્રસ્ય દેવે, ધાત્રીના કાનમાં કહી દીધી. તેણે અવિલંબે, રાજ પુત્રના જીવન માટે ઉપાય શોધ્યો. ઘરની અંદર, ફલાધાર મોટો એક કંડીઓ પડયો હતો, ચતુર ધાત્રીએ, નિદ્રિત રાજ કુમારને તે કંડીયામાં મુકયો. તે કંડીયો, તે હજામને આપીને બોલી “હાલ આ કંડીયો લઇ કીલ્લામાંથી લઈ પલાયણ કરી જા! વિશ્વસ્ત હજામે, તેના કેવા પ્રમાણે કર્યું. ત્યાર પછી તે ધાત્રીએ, રાજકુમારના ઠેકાણે પોતાના પુત્રને શય્યામાં સુવાર્યો એટલામાં વનવીર રક્તાક્ત હસ્તે તે ઓરડામાં પેઠો. ત્યાં આવી તેણે રાજકુમારની શોધ કરી. ભયથી ધાત્રીના પ્રાણ ઉડી ગયા. તેનો કંઠ શુષ્ક થયો નિષ્ઠુરહૃદય વનવીરે શય્યામાં સુતેલા કુમારને ફરીથી મારી નાંખ્યો. તે માર વાગતાં, એકજ આર્તનાદ થયો. માત્ર એકજ વાર અંગ તરફડયું ત્યાર પછી તે કુમારમાં કાંઈ રહ્યું નહિ. બેનશીબ ધાત્રી સંપૂર્ણ દુઃખે રોઇ શકી નહિ.

નીરવે અશ્રુજળ છોડતી છોડતી, તે ધાત્રી, પ્રાણકુમારની અંત્યેષ્ટિ ક્રિયા કરી, કીલ્લાની બહાર નીકળી. અંતઃપુર વાસીની પ્રમદાઓને ધાત્રીના એ મોટા

ઉદાર કામની ખબર નહોતી તેઓએ જાણ્યુ જે દુરાચાર વનવીરે, મહારાજ સંગ્રામસિંહના નાના પુત્ર ઉદયસિંહની હત્યા કરી તેઓ શોકાકુળ ચિત્તે રોવા લાગી તેઓને પહેલાથી ખબર નહોતી જે હિતકારક ધાત્રીએ, પોતાના પુત્રનો જીવ આપી, સંગ્રામસિંહના વંશધરને અનંત નાશમાથી બચાવ્યો છે એવી ઉચ્ચ હૃદય ધાત્રીનુ નામ ઇતિહાસમા સ્થાન પામવા સંપૂર્ણ યોગ્ય છે, તે ધાત્રીનુ નામ પાન્ના હતુ ખીચી રજપુત કુળમા તે સ્ત્રીનો જન્મ થયો હતો પણ પાન્નાએ, ઉદયસિંહની રક્ષા ન કરી હત, અને ઉદયસિંહના હૃદય ઉપર વનવીરની તીક્ષ્ણ છરી પડી હત તો મેવાડના પક્ષમા અધિક મંગળ થાત, તેથી તેના પાપ નામે મેવાડના પ્રાતઃસ્મરણીય રાજાઓની પવિત્ર નામ માળા કદાપિ કલંકિત થાત નહી

સતત અશ્રુપાત કરી, પ્રાણકુમારનો ચિતાનળ ઓલવી દઈ, એનશીબ પાન્ના તે વિશ્વસ્ત હજામને શોધવાના હેતુથી કીલ્લાની બહાર નીસરી ચિતોડની પશ્ચિમ વાહિની રેબીશ નદીના તીરે, તે હજામ પાન્નાની રાહ જોઇ ઉભો હતો સૌભાગ્ય વશે ચિતોડના અંદર જતા જતા ઉદયસિંહનો નિદ્રાભંગ થયો નહી દેવળનગરમા પલાયન કરી, તેઓએ વીર વાઘજીના પુત્ર સિંહગવ પાસે આશ્રય માગ્યો વનવીરને, આશ્રય આપ્યાની ખબર મળે તો તે તેને શાસ્તિ આપે તે હેતુથી તેણે આશ્રય આપવાની સંમતિ આપી નહિ મનોદુઃખે બીલકુલ પીડીત થઈ તે કાતર સ્વરે બોલ્યો "મારે એકાન્ત ઇચ્છા છે જે હુ રાજકુમારને આશ્રય આપુ પણ શુ કરૂ વનવીર એવો દુર્ધર્ષ છે કે તે વાત તેના જાણવામા આવે તો મારો સંહાર કરી નાખે" મારામા એવી ક્ષમતા નથી જે હુ તેના પરાક્રમનો પ્રતિરોધ કરૂ તેઓ દેવળનગરનો ત્યાગ કરી ડુંગરપુર નામના જનપદમા ગયા અને ત્યાના શાસનકર્તા રાઓળ ઇશકર્ણના રક્ષણમા રાજકુમારને રાખના તેઓએ ચાહ્યુ પણ દુઃખ અને પરિતાપનો વિષય કે તેણે પણ રાજકુમારને આશ્રય આપ્યો નહિ ત્યાર પછી વિશ્વસ્ત હૃદય ભીલ લોકથી રક્ષિત થયેલા તેઓ, આનવલ્લીના દુર્ગમ પ્રદેશમા અને ઇડરના કુટ માર્ગ કરી છેવટે કમલમીર કીલ્લામા અ[illegible] પહોચ્યા બુદ્ધિવાળી ધાત્રીએ, ત્યા જે ઉપાય યોજ્યો તેથી પણ તેનુ કાર્ય સિદ્ધ [illegible]યુ નહિ દિપ્રાનો વણીકકુળસંભૂત આશાશાહ નામે એક જૈન રજપુત હતો તે કમલમીરના શાસન કર્તૃત્વે નીમાયેનો હતો પાન્નાએ તેની મુલાકાત લેવા ચાહ્યુ આશાશાહે પાન્નાની પ્રાર્થના ગ્રાહ્ય કરી ન[illegible] પોતાના વિશ્રામ ગૃહમા જેની તેણે પોતાને [illegible] ગૃહમા પરંતાજ પોતાએ નીશુ રાજકુમારને આશાના ખોળામા મુકયો અને નમ્ર વચને કહ્યુ ' આપના નતના પ્રાણનુ રક્ષણ કરો " પણ વિરક્ત થઇ, આશાશાહે પોતાના ખોળામાથી રાજકુમારને કહાડી

દેવા ઉપક્રમ કર્યો આશાની મા ત્યાં હાજર હતી પોતાના પુત્રનો એવો વ્યવહાર જોઈ તેણે તેને ઠપકો આપ્યો, અને ઉપદેશપૂર્ણ વાક્યે તેને ઉપદેશ આપ્યો. "પ્રભુ પરાયણ આશાગી" પ્રભુના હિત સાધનમાં વિપદ અને વિઘ્ન તરફ ભ્રુક્ષેપ કરતો નથી. રાણા સંગ્રામસિંહનો પુત્ર તારો પ્રભુ થાય. વિપદમાં પડી તે આજ તારી પાસે આશ્રય લેવા આવ્યો છે, તેને આશ્રય આપવાથી ઇશ્વર આશીર્વાદે તારૂં કલ્યાણ થશે. માના વાકયથી આશાશાહનો સંદેહ દૂર થયો. પાન્નાની મનોવાસના પૂર્ણ થઇ.

સૂર્યવંશીય રાજા વીરવર સંગ્રામસિંહનો પુત્ર, આત્મગોપન કરી વણિકવર આશાશાહના ઘરમાં રહેવા લાગ્યો, આશાએ ઉદયસિંહને પોતાના ભાઇનો પુત્ર કહી ગણ્યો છે પણ તે સંબંધે અનેક લોકોને જુદી જુદી શંકા પેદા થઇ. વણિકવર આશાશાહના ઘરમાં, તેના સ્વર્ગીય પીતાના શ્રાદ્ધનિમિત્તે મહાભોજ થાતો હતો અનેક રજપુતો નિમંત્રિત થઇ તેના ઘેર આવતા હતા. તે સમયે શ્રાદ્ધ ઉપલક્ષે મહાભોજ થયો. નિમંત્રિત માણસો યોગ્ય સ્થાને ભોજન કરવા બેઠા. તેમાં દહી પીરસવાનો સમય આવ્યો, ઉદયસિંહે દહીનું પાત્ર એક માણસના હાથમાથી લઇ લીધું, તેના એ અયોગ્ય વ્યવહારથી સઘળા વિસ્મિત થયા. સાત વરસના બાળકનું તેજ જોઇ સઘળા અચંબો પામ્યા વાણીયાના ઘરમા એવી તેજસ્વિતાનો સંભવ હોય નહિ? એમ સઘળા વિચારવા લાગ્યા. સઘળા લોકોએ તે પાત્ર તેની પાસેથી લઇ લેવા મહેનત કરી પણ તેણે તે આપ્યું નહિ. એ પ્રમાણે સાત વર્ષ વ્યતીત થયાં સાત વર્ષ સુધી ઉદયસિંહ એક રીતના અજ્ઞાતવાસમા રહ્યો પણ સાચુ કયા સુધી ઢંકાઈ રહે, રાજપુત્રનો સત્ય પરિચય, છેવટે પોતા થકીજ બહાર પડયો, ઝાલોરનો શનિગુરૂસરદાર કોઇ કારણ માટે આશાશાહના ઘેર આવ્યો, તેને યથા યોગ્ય સનમાન આપી સરભરા કરવા આશાશાહે ઉદયસિંહને નીમ્યો, રાજકુમારે એવી હુશીયારીથી તેની સરભરા કરી કે તેનું મન સંદિહાન થયું ઉદયસિંહના વ્યવહાર ઉપરથી તેને પ્રતીતિ થઇ જે ઉદયસિંહ આશા શાહના ભાઇનો પુત્ર નથી. તે વૃત્તાંત ચારે તરફ ફેલાઈ ગયો. સામંત સરદારો આનંદિત થઇ સંગના પુત્રને અભિવાદન કરવા આવવા લાગ્યા. ચંડનો પ્રતિનિધિ, આલંબાધિપતિ મહીદાસ, કેલવારપતિ જગ, વાગોરનો અધિપ તે સગ વીગેરે પરમાનંદથી પૂલકિત થઇ કમલમીરમાં આવ્યા. ધાત્રીપાન્નાએ રાજકુમારના જીવન સંબંધે સઘળી હકીકત સઘળા સમક્ષ કહી દીધી.

તે દીવસે તે કમલમીરના વિશાળ સભા પ્રાંગણમાં એક સભાનું અધિવેશન થયું, પરમ વિશ્વસ્તત આશાશાહે સઘળાની સમક્ષ રાજકુમારનો પરિચય આપ્યો. અને તેને તેણે મેવાડના વૃદ્ધ સામંત ચોહાણ કોતેરીયાના ખોળામાં મુકયો. કોતે-

રીયે, રાજકુમારના સઘળા વૃત્તાંતથી વાકેફ હતો. તેના વિષયમાં અણુમાત્ર સંદેહ નહોતો, તેણે ઉદયસિંહ સાથે એક પાત્રમાં ભોજન કર્યું ત્યાર પછી સઘળાને પૂર્ણ વિશ્વાસ આવ્યો. વીરવર સંગ્રામસિંહના વંશધરને પામી સઘળા આનંદથી બોલવા લાગ્યા. તે આનંદધ્વનિ ચિતોડ સુધી જઇ પહોંચ્યો. ચિતોડ સિંહાસને બેસી રાજ્યાપહારક વનવીરે તે સઘળી હકીકત સાંભળી, તે સાંભળી તેનું શરીર કંટકિત થઇ અકસ્માત્ તેનું સિંહાસન કંપિત થયું. શનિગુરૂસરદાર અખિલરાવે પોતાની પુત્રીને ઉદયસિંહના કરમાં સોંપી. શનિગુરૂસરદારની પુત્રીનું પાણી ગ્રહણ કરવા તે સંમત થયો, છેવટે ઉદયસિંહના કપાળમાં સરદારોએ ચિતોડનું રાજ્ય તિલક કરી તેને રાજ્ય ઉપર બેસાર્યો.

એ સઘળા સમાચાર થોડા સમયમાં વનવીરના કર્ણગોચર થયા. તે એકદમ હતાશ થઈ પડયો તેણે સ્વહસ્તે, ઉદયસિંહનો શોણિતપાત કર્યો હતો. તેણે પોતે, તે બાળકની મૃત્યુ યંત્રણા જોઈ હતી. ત્યારે કેવા દૈવબળથી, કેવા મૃત સજીવન મંત્રથી ઉદયસિંહ પુનઃ જીવીત થયો. તે બાબતમાં તે કાંઈ સ્થિર કરી શકયો નહિ. તેણે જે અનેક આશા કરી હતી, તે સઘળી નિષ્ફળ નીવડી. વિમુઢ રાજ્યાપહારકે વિચાર્યું નહિ જે છેવટે તે છેતરાઇ જાશે. તેને દૃઢ ધારણા હતી જે તેનું શાશન નિષ્કંટક થયું છે. રાજપદ મેળવીને એટલો બધો ભ્રાંત થઈ ગયો કે પોતાના હીન જન્મનો વિષયતે ભુલી ગયો. તેનો જન્મવૃત્તાંત એવો હતો જે વીરવર ચંડનો કોઈ પણ તેજસ્વી વંશધર તેનો દુનો અર્થાત પ્રસાદ ગ્રહણ કરે નહિ.

" દુનો " રાજાનો ઉચ્છિષ્ટ પ્રસાદ, એ દુનો પામવા માટે ઉંચાપદના સામંત સરદારો અંતરની કામના કરે પણ તેઓ સઘળાની કામના સિદ્ધ થાય નહિ, રાણાની સાથે એકત્ર ભોજન કરવાનો જેસરદારોને અધિકાર હોય તેમાંથી કોઇ દુનો મેળવતા હતા. સામયિક ઉત્સવે, વારંવાર રાણો પોત પોતાના સરદાર સાથે બેસી ભોજન લેતો હતો. તેના સરદારો તેની ફરતા બેઠેલા હતા. તે સમયે રાણો બાહ્ય ગંભીર ભાવ છોડી સરલ ભાવે રાણો સઘળા સાથે વાર્તાલાપ કરતો હતો, રાણો વાચકદ્વારે તે દુનો પસંદ કરેલ આસામી તરફ મોકલતો હતો. દુનો મેળવી ઘણા રજપુત સરદારો પોતાને સંમાનિત માનતા હતા. એક સમયે મહારાજ માનસિંહ વીરશ્રેષ્ઠ રાણા પ્રતાપસિંહનો દુનો પામી શકયો નહિ જેથી મેવાડમાં મહા અનર્થ થયો અને તેથી મેવાડમાં અધઃપાતનો સૂત્રપાત થયો.

શીતળસેનાની નામની દાસીના ગર્ભે વનવીરનો જન્મ હતો. એટલે મેવાડની ચિરંતની પ્રથાના અનુસારે " તે પંચમ પુત્ર " નામે પરિચિત હતો. સંકટમાં પડવાથી સરદારોએ તેને ચિતોડના સિંહાસને બેસાર્યો પણ તેથી શું કોઈ રજપુત વંશધર તેનો આપેલો દુનો લે ખરો ? કોઇએ પોતાની કુળ મર્યાદાની જળાંજળી દઇ

તેનો દુનો લીધો નહિ. જ્યારે ચંદાવત સરદારને તેણે દુનો આપ્યો. ત્યારે તેજસ્વી ચંદાવત દંભ સાથે તે અગ્રાહ્ય કરી બોલી ઉઠયો. બાપ્પારાઓળના પ્રકૃત વંશધર પાસેથી એ દુનો પ્રાપ્ત થાય, તોજતે ગૌરવવાળું ગણાય તેમ છે. " પણ શીતળસેની દાસીના પુત્ર પાસેથી દુનો મેળવી કોણ રજપુત પોતાને ગૌરવવાળો ગણે? સરદાર સામંતો નાખુશ થઈ ઉદયસિંહનો ચિતોડારાજ્યાભિષેક કરવા માટે કમલમીર કીલ્લામાં ગયા. તે આરાવલ્લીના ગિરિપથના અંદર થઈ કુંભમેરૂ તરફ અગ્રસર થતા હતા. એવામાં તેઓએ જોયું જે પાંચસો ઘોડા અને દશ હજાર બળદ બહુ મૂલ્ય દ્રવ્ય વહન કરી તેઓ તરફ ચાલ્યા આવે છે. એક હજાર દારૂવાળા રજપુત તેનું રક્ષણ કરતા આવે છે, નિગુઢ અનુસંધાન કર્યા પછી તેઓને માલુમ પડયું જે વનવીરના દુહિતાના યૌતુકસ્વરૂપ તે સઘળો સામાન કચ્છ પ્રદેશથી વાહિત થયો છે. તે સાંભળી સરદારોની આનંદની સીમા રહી નહિ. તેઓ તે રક્ષકોના ઉપર ક્રોધ પામેલ સિંહની જેમ પડયા. તેઓનો તેઓએ સંહાર કર્યો, તે સઘળો સામાન લઈ ઉત્કુલ હૃદયે ઉદયસિંહ તરફ તેઓ ગયા. એ લુંટનું દ્રવ્ય, સત્કાર્યમાં વાપર્યું. ઝાલોરના શનીગુરૂ સરદારની દુહિતા સાથે, ઉદયસિંહના વિવામાં તે દ્રવ્ય કામ લાગ્યું. વીરવર હમીરનું નિશેધવાકય ઉપેક્ષિત થયું. પણ તેથી મેવાડનો એક મહોપકાર થયો, માલદેવના પુત્ર શની ગુરૂવનવીરે ગિલ્હોટ કુળમાં જે કલંક કાળિમાં અંકિત કરી છે, આજ તેના વંશધરે, રાણાપહારક વનવીરના ગ્રાસમાંથી ચિતોડપુરીને કહાડી લઈ તે કલંક કાલિમા કાઢી નાંખી. ઝાલોર જનપદના બાલિહક નામના સ્થળે વિવાહ કાર્ય સંપન્ન થયું. રાજસ્થાનના બે સરદાર સિવાય બીજા સરદાર સામંતોએ આ માંગલિક કાર્યમાં ભેટ મોકલી હતી. જે બે સરદારોએ આ માંગલિક કામમાં ધ્યાન નહોતું આપ્યું તેમાંથી એકનું નામ માલોજી-બીજો સરદાર સોલંકી કુળમાં ઉત્પન્ન થએલ છે. જેનું નામ ઇતિહાસથી નીકળતું નથી. તે બંનેને રાજ અવમાંનનાનું ઉપયુક્ત ફળ આપવા સરદારોએ તેનું આક્રમણ કર્યું. તેઓ પલાયન કરી વનવીર પાસે આશ્રય લેવા ગયા. વનવીરે, તેઓને આશ્રય આપી સરદારો ઉપર સૈન્ય સાથે ચડાઈ કરી. પણ તે બે બેનશીબનું રક્ષણ કરી શકયો નહિ. માલજીનો વધ થયો, વળી સોલંકી કુળમાં ઉત્પન્ન થયેલા સરદારે ઉદયસિંહની વશ્યતા સ્વીકારી. બેનશીબ વનવીરની મદદ કમ થવા લાગી. તેના બંધું બાંધવ સ્વજનોએ તેનો ત્યાગ કર્યો. તેનુ ભાગ્યગગન ક્રમે ક્રમે ઘોરઘનજાળે આવૃત થઈ પડયું, તો પણ તેણે જીવનતોષિણી આશાનો ત્યાગ કર્યો નહિ, ઉદયસિંહના સઘળા ઉદ્યોગ વ્યર્થ કરવા તે રાજધાનીમાં અહંકાર કરી રહેવા લાગ્યો, પણ તેના સઘળા અભિપ્રાય વ્યર્થ ગયા, તેના મંત્રિએ એક હજાર સૈનિકને કીલ્લામાં પેસવા દીધા. કીલ્લામાં પેસી સૈનિકોએ દ્વાર રક્ષક ઉપર હુમલો કર્યો. તેઓનો સંહાર કરી

તેઓએ કીલ્લા ઉપર ઉદયસિંહની જયપતાકા ચડાવી દીધી 'પુરવાસીઓએ' એ દેહ દૂતોએ નગારા બજાવી ઉદયસિંહના સિંહાસનારોહણની ઘોષણા કરી, વનવીરને ઉપર કોઇએ અત્યાચાર ચલાવ્યો નહિ, વનવીરે પોતાની સંપતિ અને પરિવાર લઇ દક્ષિણાપથમા આશ્રય લીધો. ત્યાં તેની સંતતિઓ નાગપુરના ભણુસહી નામે પ્રસિદ્ધ થઈ

જયોત્ફુલ્લ સરદારોએ, સંવત્ ૧૫૯૭ (ઇ. સ. ૧૫૪૧–૪૨) માં ચિતોડના સિંહાસને ઉદયસિંહનો અભિષેક કર્યો. તેના અભિષેકથી ચિતોડ વાસીઓ આનંદિત થયા, નગરમા ઘરેઘર નૃત્યગીત વીગેરેથી આનંદોત્સવ થવા લાગ્યો જે કમલમીરના શાતિમય શૈલશિખરે ઉદયસિંહનો અજ્ઞાતવાસ અનિવાહિત થયો હતો, આજ તે કમલમીર પાસેથી વિદાયગીરી લઇ ઉદયસિંહ ચિતોડમાં આવ્યો કુંભમેરૂવાસીની કોકિલ કંઠી રજપુત સ્ત્રીઓએ, સુમધુર સ્વરે ગાન કરતાં કરતાં ઉદયસિંહની વિદાયગીરી આપી તે ઉત્સવવાસરે જે સંગીત ગવાણા છે. તે હાલ પણ ગવાય છે આજ પણ ભગવતી ઇશાનીના સાંવત્સરિક ઉત્સવમાં રજપુત મહીલાઓ એકઠી થઈ તે સગીત ગાય છે. ઉદયસિંહ કાપુરૂષ નીવડયો. તે મેવાડ સિંહાસનના માટે સપૂર્ણ અયોગ્ય હતો તેની કાપુરવતાથી અને અયોગ્યતાથી મેવાડનું જાતીય જીવન કાયમના માટે વિનષ્ટ થયું જે મેવાડ એક સમય અજેય હોઇ ગૌરવાન્વિત હતુ તે મેવાડનું ગૌરવ ઇતિહાસ લોપ પામ્યુ.

મહાકવિ ચદ ભારોટે કહેલ છે—સ્ત્રી અથવા અપ્રાપ્ત વ્યવહાર બાળક જે દેશનુ શાસન ચલાવે તેથી તે દેશનું કાઇ મગળ થાય નહિ. બેનશીબ મેવાડભૂમિમા એ બે દુર્નિમિત્ત એકજ કાળે સંઘટીત થયાં. તેથી મેવાડનું અમંગળ પૂર્ણ માત્રામા વૃદ્ધિપામ્યુ. ઉદયસિંહમાં કોઈ રીતનો રાજગુણ નહોતો સાહસિક્તા અને વિર વીક્રમ ગિલ્હોટ કુળમાં હોવા જોઇએ તેનો તેનામા કાંઇ પણ અંશ નહોતો. એટલેકે અપદાર્થ અને અકર્મણ્ય રજપુત હતો. ઉદયસિંહ વિલાસપ્રિય અને આલસ્ય પરતત્ર હતો. તેના સમયમા રજપુત દર્પહારી અકબરની જન્મ ઘોષણા થઈ. તે ઘોષણા સાભળી ભારતભૂમિ વિકપિત થઈ ગઈ.મેવાડમા ઘરે ઘરે અશ્રુત પૂર્વ રૂદનધ્વનિ સાભળવામા આવ્યો તે રૂદનધ્વનિ સ્તંભ્યો નહિ, શાથી કે અકબરે પ્રચંડ ધુમકેતુની જેમ વૃદ્ધિત થઇ સઘળી ભારતભૂમિને એક દાસત્વ શૃંખલે બાંધી દીધી તે દાસત્વ સંખલા જલદીથી છુટી નહી. તેના કઠોર ગને હીંદુ જાતિની અસ્થિમજ્જા ચુર્ણિત અને નિષ્પિષ્ટ થઇ. હીંદુ સંતાનને મેવાડની નીચ દારૂણ અધપાત થયો તે અધઃપાતમાંથી ભારતવર્ષ ઉઠયું નહી હવે એ કટમા અવસ્થામા હીંદુ સંતાનઅ વશે ! જે જાતી લાખો સમયે આકાંચ વિપુલ ગૌરવ રજપુત સ્વાધીનતા ભોગવી એકવાર શોચનીય અવસ્થામાં અધઃપતીત થાય, તે જ ળી દઇ

તેરી ઉઠી બેઠી થાય ! જે પવિત્ર વિર્યવન્હિના પ્રભાવે રજપુતોએ ચિતોડનો કીલ્લો અને ગ્રીક લોકોએ થરમોપલીનો ગિરિપથ બચાવી રાખ્યો હતો. તે નિર્જીવ લોકો હાલ પાછા ઉભા થયા ખરા !

ભારતવર્ષમાં વિશાળ મરૂ ભૂમિના મધ્યમાં એક છાયાકુંજના અંદર અમરકોટ સ્થાપિત તેને અલેકઝાંડરે પ્રાચીન શક લોકોનું નિવાસ સ્થળ કહેલ છે અકબરનો અમરકોટમાં જન્મ થયો. ઈ. સ. ૧૫૪૨માં અકબરનો તે સ્થળે જન્મ થયો. તેના જન્મ કાળે હુમાયુનની દુર્દશાની સીમા નહોતી. હુમાયુન રાજભ્રષ્ટ હોઈ પોતાના જીવનના રક્ષણ માટે અહીં તહીં પલાયન કરતો હતો. હસ્તસ્ખલિત રાજ્ય તે ફરીથી પામશે એમ તે સ્વપ્નમાં પણ જોતો નહોતો, રાજ્યાસને બેસી દશ વર્ષ હુમાયુન પોતાના પ્રતિદ્વંદ્વિ ભાઈઓ સાથે અવિશ્રાંત વિવાદમાં ગુંચાયો હતો. તેના ભાઈઓ એક એક સ્વતંત્ર રાજ્ય ઉપર અભિષીકત હતા. પણ તેનાથી તેઓની મનસ્તૃપ્તિ થઈ નહી. દુર્ધર્ષ દુરાકાંક્ષાનેવશવર્તી હોઈ તેઓ અગ્રજ હુમાયુનના હાથથી દીલ્હી સિંહાસન લઇ લેવા પ્રવૃત્ત થયા. થોડા સમયમાં તેઓને તે દુર્વિપ્પાનાં ફળ મળ્યાં. પાઠાન વીર દુર્ધર્ષ શેરશાહ પ્રચંડ વેગે ઉભો થયો. તેણે મઘળાંનો અધ પાત કર્યો અને શાકતીય બાબરનું સીંહાસન વીપર્યસ્ત કરી તેના ઉપર પાઠાણનું પ્રભુત્વ સ્થાપ્યું.

જે દીવસે કનોજના યુદ્ધમાં ભારતવર્ષનો રાજમુકુટ હુમાયુનના માથા ઉપરથી સ્ખલિત થઇ પડયો તે દિવસ તેની ઘોર વિપદનો સૂત્રપાત થયો. તે દિવસથી તેના વિજયી પ્રચંડ શત્રુઓ તેની પછવાડે પડી, તેને વિશેષ રીતે પીડીત કરવા લાગ્યા. તેને કોઈ ઠેકાણે શાંતિ મળી નહી. તે જે સ્થળે પલાયન કરી ગયો. તે સ્થાને તેના શત્રુઓ તેના ઉપર હુમલો કરવા લાગ્યા. તે યમુના નીરવર્તી ગુરનગરી આગ્રા થકી ઘણો દૂર પંજાબમાં પલાયન કરી ગયો. ત્યાં પણ તેની નિષ્કૃતિ થઈ નહિ. ત્યાં પણ શત્રુઓએ તેને ઘેર્યો. છેવટે પોતાના પરિવાર વર્ગને અને અનુચરને લઇ તે સિંધુ રાજ્યમાં ગયો. રસ્તામા બેહદ કષ્ટ તેને ભોગવવું પડયું હતું અનાહારમાં, અનિદ્રામાં, કઠોર પરિશ્રમમા હુમાયુનની પીડા વધવા લાગી. તે અપરિચિત દેશમા કોઈએ તેને આશ્રય આપ્યો નહિ એક બે હીંદુરાજાઓએ, તેને થોડા દિવસના માટે આશ્રય આપ્યો. હુમાયુનનુ અદૃષ્ટગગન ક્રમે ક્રમે ઘોરઘન ઘટાથી છવાઈ ગયું. તેની આશા તેનો સમુલ નાશ થવાનો ઉપક્રમ થયો. તોપણ તે નિરૂત્સાહ થયો નહિ. સાહસ ઉપર તો પ... કરી બળવડે તેણે મુલતાન અને સાગરતટ સુધીના સિંધુના તીરવર્તી કીલ્લાઓ ઉધોર...ગત કરવાની ચેષ્ટા કરી. તેની ચેષ્ટા વિફલ ગઈ. તે સંકટકાળમાં તેના કેટલાક અધિ...કો બળવો કરી ઉઠયા. પોતાની એવી અવસ્થા જોઇ હુમાયુન પીડીત થયો. ક્રીસ...કો હવે અનુગમન કરવા ના પાડવા લાગ્યા. તે સ્થળે તેઓને પડતા મુકી ખુદ ...યુન કઠોર અદૃષ્ટતા કુટીલ તરંગમાં તરતો ડુબતો આગળ ચાલ્યો.

નિરાશ હુમાયુને છેવટે યશલમીરના અને જોધપુરના રાજા પાસે આશ્રય માગ્યો પણ તે બન્નેમાંથી કોઈ રાજાએ તેની પ્રાર્થના સ્વીકારી નહિ. જોધપુરના રાજા માલદેવે તે વિપદ દશામા તેને કેદ કરવાની ચેષ્ટા કરી એ વાત કેટલી સાચી છે તે મુકરર થઈ શકતુ નથી એ બાબતનુ ભટ્ટ ગ્રથમા કોઈ જાતનુ વિવરણ નથી માત્ર ફેરીસ્તામા વિસ્તૃત વિવરણ માલુમ પડે છે હુમાયુન ત્યાથી મેવાડ ભૂમિમા આગળ વધ્યો મેવાડ ભૂમિના ભયકર કષ્ટ ભોગવી હુમાયુન અનુમાની થયો નહિ તે સકટના ઘાટા જટિલ માર્ગમાથી નીકળી પાછો સિહાસન મેળવવા તે સતાવાળો થયો હતો તેના બેહદ ગુણનો વિષય વિચારતા તેના અસહ્ય દુ ખો જોઇ તેનો કટ્ટો વૈરીયણ અશ્રુમોચન કરીદે એવુ હતુ તે શોચનીય દશાનુ એક પ્રસિદ્ધ ચિત્ર ફેરીસ્તા ગ્રથમા સુદર રીતે ચિત્રિત છે

મોગલવીર હુમાયુનની એ દુર્દશા જોઇ અતિકાતર થઇ અમરકોટના સોદારાજે મોટા આદરથી પોતાના નિવાસમા આશ્રય આપ્યો

એ અમરકોટના છાયાકુજમા મોગલ કુલતિલક અકબરનો જન્મ થયો તેના જન્મ પછી થોડા રોજ ઉપર તેનો પિતા હુમાયુન સોદારાજનોઆશ્રય છોડી પારસ્યરાજયમા પલાયન કરી ગયો એમ કહેવાયછે જે હુમાયુન જયોતિ શાસ્ત્રમા વિશેષ પારદર્શી હતો ભવિષ્યદગણનામા કોઈ જોશી તેનો સમકક્ષ નહોતો પોતાના પિતા બાબરના સ્નેહ ગુણે હુમાયુને જે વિપદના વિદ્યાલયમા સસાર નીતિનુ શિક્ષણ કર્યુ હતુ, એ આ સમયે પોતાના પુત્ર અકબરને તે શિખવા તેણે નિયોજીત કર્યો અદૃષ્ટ ચક્રના દુર્નિવાર પરિવર્તને પદચ્યુત થયેલ હુમાયુન કોઇ સ્થળે સ્થિર ભાવે થોડો સમય પણ રહી શકયો નહિ ભારતવર્ષમાથી પલાયન કરી બાર વર્ષ સુધી દેશાતરમા તે ભટકયો, કેટલોક સમય તેણે પારસ્ય સભામા, કેટલોક સમય તેણે પિતૃપુરૂષના પ્રાચીન રાજ્યમા, કેટલોક સમય તેણે ગાધાર (કદહાર) ના શૈલ પ્રદેશમા અને કેટલોક સમય તેણે કાશ્મિરના દેવ કાનનમા ધીર અને સહિષ્ણુ ભાવે કહાડયો એ બાર વર્ષમા ભારતવર્ષના આધિપત્ય માટે પઠાણસિહના ઉતરાધિકારીઓ વચ્ચે ઘોર સઘર્ષ અને કલહ ઉભો થયો ક્રમાન્વયે ૭ પઠાણ રાજાઓ તે થોડા સમયમા દિલ્હીના સિહાસને બેસી આ લોકમાથી વિદાય થયા હતા એ ૭ રાજાના શાસનકાળમા ઉતરાધિકારિત્વના ચિરતન વિધિનો સપૂર્ણ વ્યભીચાર થયો હતો તેઓનામા જેનુ પરાક્રમ અધિક હતુ તે રાજ સિહાસને બેઠો હતો જે સમયે હુમાયુન કાશ્મિરના પાસે પ્રદેશમા આવી રહયો હતો તે સમયે સિકદર દિલ્હીના સિહાસને બેઠો હતો દિલ્હીના સિહાસને બેસી તે પોતાના ભાઈઓ સાથે મોટા કજીયામા ઉતર્યો હતો તેઓને એવી રીતના કજીયામા આવેલા જોઈ સુચતુર

હુમાયુને સુયોગ મેળવ્યો. થોડા સમયમાં તેનો શુભ અવસર આવી પહોંચ્યો. તેણે જોયું જે તે કજીઓ સીકંદરના પક્ષમાં નાશકારક થઈ પડયો. ત્યારે તે સિંધુનદની પારે આવી સીકંદરની વિરૂધ્ધે સેનાદળ લઈ યુદ્ધ યાત્રા કરવા લાગ્યો. તેના રણ તુર્યના પ્રચંડ અવાજથી હતભાગ્ય પઠાણરાજ સીકંદરની આંખ ઉઘડી ગઈ તે સમજ્યો કે અનર્થકર ગૃહ વિવાદે આ વિપદને બોલાવી આણી છે, પણ સીકંદર તેથી અણુમાત્ર નિરૂત્સાહ થયો નહિ. હુમાયુનના પ્રચંડ બળનો પ્રતિરોધ કરવા તે મોટી સેના લઇ હુમાયુનના વિરૂધ્ધે ચાલ્યો. સરહીંદનામના સ્થળે બન્ને સેના લડવાને ઉભી રહી. હુમાયુને પોતાના તરૂણ પુત્ર અકબરને પોતાની સેનાનો અધિપતિ બનાવ્યો. બન્ને સેના વચ્ચે યુદ્ધ ચાલ્યું. એક બાજુએ સાગર સરેખો, પઠાણવાહિનીનો પ્રચંડ ઉચ્છવાસ હતો. બીજી બાજુએ યુદ્ધ વિશારદ નિભિક મોગલવીરનો યુદ્ધાભિનય હતો. તરૂણવીર અકબરની તેજસ્વિતાવડે રણાંગણ વિશેષ ભયંકર થઇ પડયું. તે સમયે તેનો વયઃક્રમ બાર વર્ષનો હતો. યુદ્ધ સ્થળે અકબરનો જય થયો, એ મોટું જ્યાર્જન, તેના ભવિષ્યત્યશોગૌરવનું સૂચના સ્વરૂપ હતું. નાની વયમાં વીરત્વ પ્રકાશ કરી તે પોતાના દાદા બાબરના જેવો વિખ્યાત થયો. વીરવરબાબર પણ એવી સુકુમાર વયમાં અગણ્ય વિધ્નોને જીતી પોતાના પૈતૃકરાજ્ય ફરગણાના સિંહાસને બેઠો હતો. એવા પિતાના પેટે જન્મી અને એવા શુભ રત્નને જન્મ આપી, હુમાયુન પોતાને રૂડો ભાગ્યશાળી માનતો હતો. તે દીવસે તે સરહીંદ યુદ્ધક્ષેત્રમાં વિજયશાળી બની હુમાયુન આનંદથી દિલ્હીના સિંહાસને બેઠો.

પણ દુઃખ અને પરિતાપનો વિષય કે તે ગૌરવનો સંભોગ તે થોડા દિવસ કરી શકયો. દિલ્હીના સિંહાસને બેઠા પછી થોડા રોજ ઉપર, તે પોતાના પુસ્તકાલયના ઉંચા સોપાનમંચ ઊપરથી પડયો અને ત્યાંજ મરણ પામ્યો. તેના એ શોચનીય મૃત્યુના કારણનું અનુધાવન કરવાથી પાશ્ચાત્ય દેશ એક મોટો ભ્રમ વિદૂરિત થઇ શકે છે. અનેક પાશ્ચાત્યપંડિ તો પ્રાચ્ય ભૂપતિઓને મૂર્ખ અને વિલાસ પ્રિય ગણેછે. પણ તેમ ગણવામાં તેઓનો મોટો ભ્રમછે. તેઓપૂર્વ દેશીય રાજાઓ ની અભ્યંતરીત અવસ્થા, સારી રીતે ન જોઇ એ રૂપના ભ્રમાંધ સિદ્ધાંત ઊપર આવી ગયા છે. હુમાયુન પોતે વિદ્યાનુરાગી હોઇ અત્યંત વિદ્યાવાળો અને પંડિત હતો. એ શાક્તિય વંશના રાજાઓની પોતાની વિદ્યાવતા અને પંડિતતા સાથે તેઓના સમકાળીન પાશ્ચાત્ય રાજાઓની વિદ્યાવત્તા અને પંડિતતા સાથે મુકાબલો કરી શકાય તો માલુમ પડે છે જે પ્રાચ્ય નરપતિઓ વિદ્યાવતામાં અને પંડિતતામાં; પાશ્ચાત્ય નરપતિનાં કરતાં હલકા અને ઉતરતા છે.

પિતાના શોચનીય મૃત્યુ પછી તરત વીરવરઅકબર પિતૃ સિંહાસને અભિ-

વિક્ત થયો પણ તે રાજ્યાભિષેક પછી સ્વલ્પ સમયમાં, તેના શત્રુઓએ, દિલ્હી અને આગ્રા લઈ તેને પદચ્યુત કર્યો. ત્યાર પછી નિરૂપાય થઇ અકબરે પંચનદ પ્રદેશના એક પ્રાંતમાં આશ્રય લીધો સૌભાગ્ય વશે, તેની એવી રીતની હીણદશા, થોડા સમયમાં બદલાઈ ગઈ રણવીર બેરામખાંએ, તેનું હસ્તચ્યુત રાજ્ય, ઉદ્ધાર કરી તેને આપ્યું. બેરામખાં ભારતીયશસ્ત્રી* નામે પ્રખ્યાત છે.

તેના બેહદ વીરત્વ અને દક્ષતાના પ્રભાવે, અકબર, પોતાનું સિંહાસન, પર્વતના જેવું અચળ અને દ્રઢ રાખી શકયો. કાલ્પી, ચંદેરી સઘળો બુંદેલખંડ અને માલવપ્રદેશ, તેના વિશાળ રાજ્યમાં અંતર્ભુક્ત થઇ ગયા. અઢાર વર્ષનો તરૂણવીર અકબર, તે વિશાળ રાજ્યનું આધિપત્ય પામ્યો.

વિશાળ ભારત સામ્રાજ્યના એકાધિપત્ય પદ ઉપર ચઢી અકબર નિશ્ચિંત રહ્યો નહોતો તેણે રજપુત વિરૂદ્ધ યુદ્ધ ઘોષણા કરી. સહુથી પહેલાં તે મારવાડ રાજ્ય તરફ સૈન્ય સાથે ચાલ્યો. હુમાયુનની વિપન્ન અવસ્થામાં રાઠોડ રાજમાલદેવે, તેને કેદમાં નાખવા ચેષ્ટા કરી હતી. તે દુરાચરણનું ઉપયુક્ત પ્રતિફળ આપવા, અકબરે તેના ઉપર હુમલો કર્યો

મેવાડ રાજ્યમા મેરતા નામનું એક સમૃદ્ધ નગર હતું. સમૃદ્ર શાલિતામાં, તે નગર, તે રાજ્યમાં બીજા નંબરે ગણાતું હતું મોગલ સમ્રાટ અકબરે તેને બીલકુલ વિદલિત કરી દીધું. તેનો તે અક્ષુણ્ણ પ્રતાપ અને તેજસ્વિતા જોઇ અંબરરાજ ભારમલ અત્યંત ભય પામ્યો અને ભવિષ્યત હુમલામાંથી બચી જવા, તેણે પોતાના પુત્ર ભગવાનદાસને અકબરની અધીનસ્થ સામંત સમિતિનો અંતર્ભુક્ત કરી દીધો. કાપુરૂષ અંબરરાજ પોતાની સ્વાધીનતા વેચી નિશ્ચિંત રહ્યો નહિ પણ સમ્રાટની પ્રસન્નતા મેળવવા, પોતાના કુળની પવિત્રતા ઉપર જલાંજલિ દઇ તેણે, પોતાની દુહિતાને શાકતીય યવન રાજના હાથમાં સોંપી પવિત્ર કુળ ગૌરવ અને પાલન સ્વાધીનતા આપી દઈ રાજ પ્રસન્નતા ખરીદ કરી

*મોગલ સમ્રાટ અકબર, ફરાસીરાજ ચતુર્થ હેનરી, બેરામખાં અને ફરાસી મંત્રી શલ્લી, પરસ્પરના સમસામયીક હતા તે ચારે મહાપુરૂષો એક સમય વિદ્યમાન હતા. આશ્ચર્યનો વિષય છે કે તેમન્ને રાજાનુ અને તેમન્નેમંત્રીનુ ચરિત ઘણુ કરી એક પ્રકારનુ માલુમપડેછે, પણશલ્લીના ચરિત કરતાં બેરામખાનુ ચરિત વિશેષ વિચિત્રછે બહેરામખાં અત્યંત તેજસ્વી અને ન્યાયપર હતો. હૃદયનુ શોણિત આપી તેણે મોગલ સામ્રાજ્ય દ્રઢ કર્યું છેવટે તે રાજદ્રોહી ગણાયો હતો એ ગુરૂતર અપરાધે તે અપરાધી ઠરી રાજ્ય થકી નિર્વાસિત થયો તે નિર્વાસન દંડથી તેના જીવનનું પર્યાવસાન આવ્યુ નહિ છેવટે એક ગુપ્ત ઘાતુકની વિષાક્ત છરીના આઘાતે તે આ લોકમાંથી અંતરહિત થયો. બેરામખાંનુ જીવનચરિત ઇતિહાસમા અત્યંત પ્રયોજનીય અને માન્ય છે.

–

તે રાજ પ્રસન્નતાનું પ્રયોજન શું ! અનતકાળ ચરણામથી અશાંતિ અને વિપદનું અંકુશતાડન માત્ર પણ પાપકલુષિત યવન પ્રસન્નતા શા કામની, ભરમલ તે કામ કરી સ્વાધીનતાના સુખ ભોગવવાની ચેષ્ટા કરવા લાગ્યો રાજસ્થાનનું વિશૃંખલપણું દૂર કરવા અકબરે સેન લઈ ચિતોડ ઉપર હુમલો કર્યો

જે રાજાનું રાજ્ય, પ્રકૃષ્ટ નિયમ પદ્ધતિદ્વારા આગ શાસનથી શાસિત થાય, જે રાજા કોઈ જાતની દુર્લિપ્સા અને દુરાકાંક્ષાનો વશવર્તી ન હોય સુવિજ્ઞ અને સારા ચરિત્રવાળા પ્રધાનથી પરિવૃત થઈ વિશુદ્ધ રાજનીતિના અનુસારે, જે આત્મપદ ગૌરવ અને આત્મસ્વાધીનતા રક્ષણ કરી શકે તેજ માણસ પ્રકૃત પ્રજાપાળ નામનો અધીકારી છે, તેના રાજ્યમાં સ્વર્ગીય સુખ વસે છે, તેના રાજ્યમાં શાંતિનો વાસ હોય છે, પણ જે રાજા સ્વેચ્છાચારી હોય છે જે નામ પ્રજાના સુખ દુખમાં એક ક્ષણવાર પણ ભાગ લેતો નથી, જે રાજાનો સ્વાર્થપરતા મૂલમંત્ર છે, પ્રજાનું લોહી ચુસી લેવું એ ધર્મ પોતાનો છે, એ જે રાજા માને છે, તે રાજા રાજકુળમાં અધમ ગણાય છે એ રાજા પ્રજાપાળના નામનો કલંક છે, તે રાજા સ્વાર્થપર પિશાચનો પરમ અવતાર, તેનું રાજ્ય ઘડીયાળના લોલક જેવું કાયમ અસ્થિર, ટુંકામાં જે રાજ્ય માત્ર રાજાની સ્વેચ્છાથી શાસિત થાય છે તે રાજ્ય શાંતિ સુખ ભોગવવાને પાત્ર નથી નાભાગ્યવશે, રાજા જો પ્રજાહિતાકાંક્ષી થાય, તો તેનું રાજ્ય આબાદ થાય એવા પ્રજાહિતાકાંક્ષીના વંશના કોઈ સ્વાર્થ લોલુપ અને પ્રજા પીડક રાજા થાય છે ત્યારે તે સુખમય અને શાંતિમય રાજ્ય દુઃખમાં અને અશાંતિમાં આવી પડે છે

ખરેખર સોનાનો સંસાર, મશાણમાં અને અવકાશકુપમાં પરિણામ પામે છે એ વિશ્વજનીન અવશ્યભાવિ, નીયમ છે અકબર અને ઉદયસિંહના રાજ્યમાં એ નીયમના બે ભિન્ન ભિન્ન ચિત્ર જોવામાં આવે છે

ઉદયસિંહ, જે વયમાં મેવાડના સિંહાસને અભિષિક્ત થયો, તેજ વયમાં અકબર પણ દિલ્હીના સિંહાસને અભિષિક્ત થયો ટુંકામાં ઉદયસિંહ અને અકબર બાર વર્ષની ઉમ્મરે પિતૃ સિંહાસને બેઠા પિતાના શોચનિય, મૃત્યુ પછી જે દિવસે તેરમા વર્ષની ઉમ્મરે, અકબર ભારતવર્ષના એકાધિપત્ય ઉપર વૃત થયો, તે દિવસ, ચગતિયકુળનું ભવિષ્ય ભાગ્યગગન એક ઉજ્જ્વળ આભાથી ચમકી ઉઠ્યું ખરૂં, પણ તેથી તેના હૃદયમાં શાંતિ ક્યાંથી હોય આવા ઉંચા પદે ચડી, અકબર, ભવિષ્યગગનને તારકીત કરી શક્યો ખરો પણ તેના પ્રતિકુળમાં વર્તતા ઘણા વિઘ્નો તેની સમુખે આવી ખડા હતા

તે સઘળા વિઘ્નો દૂર કરી નિષ્કંટક ભાવે અને નિરાતંક ભાવે, રાજ્ય શાસન ચલાવવાનું તેના ભાગ્યમાં છે કે નહી એ હકીકત બાબત અકબર વિચારી

શકયો નહિ કરોડો લોકોના ભાગ્યસુત્ર તેના હાથમા આજ તે પોતાની ભાગ્ય ચિતામા ઉદ્ધિ ન વિધાતાના અપૂર્વ વિધિના અનુસારે જે નક્ષત્રે અકબરની જન્મ નાનીએ તે અમરકોટના મરૂ પ્રાતમા પ્રસન્ન આલોક કરી દીધો હતો, તેજ નક્ષત્રની વિમળ આભાથી ખેચાઈ મહાનુભવ બે રામ અને પડીત ધાર્મીક વર આબુલફજલ જેવા વીચક્ષણ અને વિચક્ષણ મત્રીઓ અકબરની મહાયતા માટે આવ્યા એકજ વર્ષમા અકબર અને ઉદયસીહ પોતાના પીતૃ સીહાસનને બેઠા પણ બન્નેના ચરીત્રમા સાદશ જોવામા આવતુ નથી જન્મથી અકબર, વિપદના ક્રોડમા લાલીત પાલીત અસ્થીર અદૃષ્ટ ચક્રના અનિવાર્ય પરિવર્તનમા તેણે બાલ્યકાળથી જગતમા કેટલી વીચક્ષણ મૂર્તિઓ જોઇ સસાર સાગરના વીપદ તરગના કેટલાક આઘાતો તેણે છાતી ઉપર લીધા, તેથી કરી માનવ પ્રકૃતિનુ ગૂઢ તત્વ જોવાની અકબરને અભીજ્ઞતા મળીહતી તેવી અભીજ્ઞતા ઉદયસીંહમા નહોતી ઉદયસીંહ બાલ્ય કાળથી પીજન પ્રદેશમા લાલીત પાલીત કમલમીરની કાનનાવૃત ગિરિમાળા શીવાય બીજુ દૃશ્ય તેના જોવામા આવ્યુ નહોતુ તે સકીર્ણગીરીમાળાના શીરોદેશે રહેલા મહેલમા રહી તેના બહારના દેશાવરની ખબર બીલકુલ નહોતી, ટુકામા રાજ્યશાસન નીતીનુ જ્ઞાન તેને બીલકુલ નહોતુ જેને પોતાના જન્મ વીવરણનુ જ્ઞાન નહી બાલ્યકાળથી જે પીજન પ્રદેશમા પરગૃહે પરમાદરે પ્રતીપાલીત, જેણે કૂટ નીતીની કુટીલ ભ્રુકુટીના દર્શન કર્યા નથી તેને આ જગતના વ્યવહારીક વોષયનુ કયુ જ્ઞાન હોય ! એવી અનભીજ્ઞતાથી ઉદયસીંહને બેહદ દુખો ભોગવવા પડયા, તેણે તો નીર્ણીત કર્યું હતુ જે તેનુ જીવન સુખશાંતીથી ચાલી જાશે તે અનર્થ કરી ધારણા અને આશામા દોનાક રાજ્યકાર્ય ઉપર તેની અનાસ્થા થઈ ગઈ તે રાજાનુ દાયીત્વ અને રાજકાર્યનુ ગુરૂત્વ કરી કળી શકયો નહી વીલાસ લાલ માની પરીતૃપ્તી કરવાનુ સાધન શુ રાજ્ય છે? જેના શાસન દડ ઉપર હજારો લોકોના સુખદુખ રહેલા છે તે શુ રમતગમત કરવાનુ રમકડુ છે? રાજગુણ સપન્ન રાજનીતીવાળો રાજા તો એવો વિચાર કરે જે, રાજ્યની પ્રજાની હિતૈષણાથી રાજાનુ પરમ મગળ છે રાજધર્મ રાજપૂત કલક શિશોદીય કુલનો અગાર ઉદયસિહ એ હકીકત જાણતોજ નહોતો નહોતો રાજનીતિજ્ઞ લોકો પાસેથી રાજનીતિ શીખ્યો નહિ વિધાતાએ તને રાજગુણે વિભૂષિત કર્યો નહિ જો રાજગુણ તેનામા હત તો તેની દુર્ગતિ ન થાત રાજ થઈ જેના હૃદયમા રાજોચિત ગુણો હોતા નથી તેના રાજપણાથી શુ? ઉદયસિહનુ હૃદય એક વારાગનાથી પરિચલીત હતુ, ઉદયસિહની મત્રદાતા એક વારાગના હતી એક વારાગનાના ઉદર સિહની જીવન સહચરી હતી તેની બુદ્ધિદાતા અને શિક્ષાદાતા વારાગના હતી સક્ષેપમા ઉદયસિહ તે વારાગનાનો ગુલામાનુગુલામ હતો તેનુ ભાગ્યસુત્ર તે પિશાચીના હાથમા હતુ ઉદયસિહ વેશ્યાનો

ગુલામ હતો. ગિહ્લોટ કુલ કેસરી. વીરવર બાપ્પારાઓળનો વંશધર મેવાડનો અધીશ્વર યવનદર્પહારક સંગ્રામસિંહનો પુત્ર ઉદયસિંહ પાપિષ્ટ ગુણિકાનો તાબેદાર!

ઉદયસિંહને એવો આળસુ, અકર્મણ્ય અને વિલાસમગ્ન જોઇ ચતુરઅકબરે પોતાનું અભીષ્ટ સાધવા યોગ્ય અવસર લીધો. તેના વિદ્વેષ વન્હિસ્પર્શે ચિતોડનો ગૌરવ સ્તંભ ભસ્મિભૂત થયો. ઉદયસિંહના પાપાચરણનું ઉપયુક્ત પ્રાયશ્ચિત થયું.

જાક્ષારતીસ તીરવર્તી સુદૂર ફરગણા રાજ્યને પરિત્યાગ કરી મોગલ કુળ. તિલક બાબરે સુર નદી ભાગીરથીના પ્રસન્ન સલિલથી વિધૌત થયેલા ભારતવર્ષમાં આવી, જે ક્ષુદ્ર બીજ વાવ્યું હતું, તે વિશાળ વૃક્ષમાં પરિણામ પામ્યું. તે બીજનો અકબરે જળસેક ન કર્યો હત, તો તેનો અંકુર ન થાતાં નાશ પામત. પુણ્યક્ષેત્ર ભારતવર્ષમાં અકબરથીજ મોગલ સમ્રાજ્ય દૃઢ થયું. ટુંકામાં ભારતવર્ષના મોગલ સામ્રાજ્યનો તેજ અધિષ્ઠાતા અને પ્રતિષ્ઠાતા હતો. મોગલ ગૌરવનો તે મહાપ્રાણ હતો. તેજ રજપુતના સૌભાગ્ય સૂર્યનો પ્રચંડ રાહુ હતો. રજપુતના સ્વાધીનતા સૌધનો તે ભયંકર વજ્ર હતો. તે સ્વતંત્રતાસૌધને આજ સુધી કોઇ ચુર્ણીકૃત કરી શક્યું નહિ. આજ અકબરે તે ચુર્ણીકૃત કરી દીધું. આજ અકબરના ભીષણ પ્રહારેતે ચુર્ણ વિચુર્ણીત થયું. સ્વાધીનતાના ઉંચા સૌધ ઉપરથી ઉતારી, અકબરે, હતભાગ્ય. હીંદુ જાતિને દુઃખના અધતમ કારાગારમાં કઠોર દાસત્વની સાંકળે બાંધી દીધી. તેનામાં એવા સારાગુણ હતા કે જેથી મોહીત થઈ, રજપુતો તે દાસત્વની સાંકળને વારંવાર ચુંબન કરતા હતા. તે ગુણો પૈકી એક ઉત્તમ ગુણ અકબરમાં હતો. અકબરમાં માનવ હૃદયજ્ઞાતનો એક સારો ગુણ હતો. તે અપૂર્વ અભિજ્ઞતાના બળે અકબર માનવ હૃદયનો તલસ્પર્શી થઇ તેનું હૃદય કળી શકતો હતો, તેથી કરી તે શત્રુમિત્રને સદા સંતુષ્ટ રાખતો હતો, એક અપ્રતિમ ગુણની સહાયે અકબરે હીંદુ જાતિની હૃદયની પ્રીતિ અને ભક્તિ મેળવી હતી. એ માટેજ વિજીત હીંદુઓ મહાનંદે તેને જગતગુરૂ જગદીશ્વર વા દિલ્હીશ્વરના નામે બોલાવતા હતા પણ આ ગર્વિત અને મહિમા વ્યજક ઉપાધિ મેળવ્યા પહેલાં તેણે સ્વહસ્તે ભારત સંતાનનાં હૃદય શોણિત પીધાં છે. સનાતન ધર્મના પવિત્ર મંદિર તોડી નાંખ્યા છે. ભારતવર્ષના વીરવંશો તેના કઠોર હસ્તના ભીષણ પ્રહારેએકદમ નાશ પામેલ છે. તેની સ્વેચ્છા ચારિતામાં આર્ય સંતાનની પવિત્ર કુળ મર્યાદા કલંકકાળિ સાગરમાં ડુબી ગઈ. અપૂર્વ કૌશુલ અને અભિજ્ઞતાના પ્રભાવે તેણે ભારત સંતાનની અસાધારણ પ્રીતી મેળવી. યૌવનના વિષમમદે મત્ત થઇ અકબરે દુર્દમ દુરાકાંક્ષાની વૃતિની પરિતૃપ્તિ સાધવા હીંદુઓના હૃદય ઉપર જે ગંભીર ક્ષતો કરી દીધાં છે. તે ક્ષતોના આરોગ્ય વિધાન, વૃદ્ધાવસ્થામાં તેણે કરેલાં છે. જે આરોગ્ય વિધાનથી તે હીદુઓનો ધન્યવાદનો પાત્ર થયો છે.

ઉત્તેજનાથી તે અકબરની વિરૂદ્ધે ચાલ્યો. તેના હૃદયમાં સાહસ નહોતું, તેના હૃદયમાં જયની પ્રતિજ્ઞા નહોતી. તેના હૃદયમાં દ્રઢતા નહોતી. ત્યારે કોની મદદે તે મોગલવીરનું આક્રમણ અટકાવી શકે- તેના સૈનિકો અકબરના સૈનિક સાથે પ્રચંડ પરાક્રમે લડયા. છેવટે તેઓ યુદ્ધ ક્ષેત્રમાંથી પલાયન કરી ગયા. એ નશીબ ઉદયસિંહ અકબરના હાથમાં પડયો. મોગલ સમ્રાટ તેને કેદ કરી પોતાની છાવણીમાં લઈ ગયો. મેવાડનો અધિપતિ મુસલમાનના કબજામાં કેદ થયો. વીરજનની મેવાડના મુખ ઉપર કાળાપણું છાયું. મેવાડમાં કોઈ દિવસે જે ઘટયું નથી આજ તે ઘટયું, એ સામાન્ય પરિતાપનો વિષય નથી. ઉદયસિંહ શત્રુના હાથમાં કેદ થયો. રાજ પરિવારમાં હાહાકાર થયો! તેનો શી રીતે ઉદ્ધાર કરવો તે બાબતમાં કોઇ વિચારતું નહોતું. સરદારોએ, તેના છુટકારાના માટે કાંઇ પણ ચિંતા કરી નહિ. ટુંકામાં તે સમયે ચિતોડપુરી સંપૂર્ણ નિઃસ્પૃહ અને નિસ્તેજ હતી. એ નિઃસ્પૃહભાવ અને નિસ્તેજભાવ જોઈ ઉદયસિંહની ઉપપત્નીના હૃદયમાં દારૂણ ક્રોધ ઉત્પન્ન થયો. ચિતોડ નગરી આજ શું વીરશુન્ય શું! વીર જનની મેવાડ ભૂમિએ આજ શું સઘળું તેજ ખોયું છે?

હાલ અસંખ્ય રજપુતો ચિતોડમા વસતા હતા. તેઓ શું નિર્જીવ! તેઓ! નિર્જીવ માંસ પીંડ! ક્ષત્રિય સ્ત્રીઓએ શું નિર્જીવ માંસ પીંડનો પ્રસવ કર્યો છે! ક્ષત્રિયનું સાહસ, વીરત્વ, તેજસ્વિત્વ, અને આત્માભિમાન શું અંતર્હિત થયાં છે! એમ કહી વીરપત્ની, નિદારૂણ ઉઘાસા અને ક્રોધથી ભરાઈ જઇ પોતાના કોમલાંગે કઠીન બખ્તર પહેરી હાથમાં ધનુર્બાણ અને તલવાર લઇ, ઘોડા ઉપર બેસી રણાંગણમાં ઉતરી. ચિતોડનો નિસ્પૃહ અને નિર્જીવ ભાવ દૂર થયો. રજપુત સેનાને નવા ઉત્સાહે ઉત્સાહિત કરી, કાપુરૂષ ઉદયસિંહની ઉપપત્ની સૈન્ય સાથે મોગલ છાવણી ઉપર પડી. તેના હાથમાં રહેલા અસ્ત્રોના આઘાતે, અનેક યવન સૈનીકો રણાંગણે પડયા. તે યુદ્ધમાં યવનોએ થોડી વાર પીઠ બતાવી. વીરસ્ત્રીએ, તેઓને માર મારી કેવળ ઉત્સાહ વીનાના કરી દીધા. તે અકબરના પ્રધાન સેનાનિવેશ તરફ અગ્રસર થઇ. વીરનારીની અદભૂત વિરતા જોઇ મોગલ સમ્રાટ સ્તબ્ધ થઇ ગયો. છેવટે અનિષ્ટ અને અમંગળ થાશે એમ જાણી તે રણાંગણથી વિદાય થયો. સ્ત્રીના યુદ્ધથી આજ મોગલ સમ્રાટ સંપૂર્ણ પરાજય પામ્યો, અને ઉદયસિંહ કારાગારથી મૂક્ત થયો. તે પોતાના રાજ્યમાં આવી, પોતાની પ્રીયતમા ઉપપત્નીના શૌર્યનાં વખાણ કરવા લાગ્યો, અને જાહેરમાં રાજસભા સમક્ષ આનંદોત્ફુલ્લ નયનથી બોલ્યો, જે તેની વીર ઉપપત્નીથી તે છુટયો છે. રાજાના મુખથી એ વારાંગનાનાં વખાણ સાંભળી, સરદારો ઘૃણા, અપમાન, અને લજ્જાએ ઉત્તેજીત થઇ ગયા. તેઓએ તે વારાંગનાનો વધ કરવા પ્રપંચ રચ્યો. એટલા બધા સરદારના

વિદ્વેષ વન્હિથી એકલી સ્ત્રી શી રીતે બચી શકે તે થોડા સમયમા સરદારોના હાથમા પડી મરણ પામી

અકબર ઉપર જય મેળવ્યા પછી ચિતોડના સરદારો અને સામતો અંતર્વિપ્લવમા મગ્ન થયા એ અનર્થકર ઘરકજીયાથી રાજ્યમા મોટી વિશૃંખલતા થઈ ગઈ ચિતોડની એવી વિશૃંખલ અવસ્થા જાણી અકબર પોતાના અસહ્ય અપમાનનો બદલો લેવા વિષમવ્યસ્ત થયો એક વિશાળ સેના લઈ તે ચિતોડની વિરૂદ્ધે આવી પહોચ્યો તે સમયે તેની ઉમ્મર પચીશ વર્ષની હતી તેના શરીરમા પુષ્કળ બળ હતુ, તેના હૃદયમા પ્રચંડ ઉત્સાહ હતો. તેના અક્ષુણ્ણ પ્રતાપે, સઘળુ ભારતવર્ષ તેના પગ પાસે પડેલુ, અનેક દુર્જય કીલ્લાઓ તેના પરાક્રમથી વિધ્વસ્ત થયા અનેક રજપુત રાજાઓ હાથ જોડી તેની સામે ઉભા રહ્યા, ત્યારે મેવાડ રાજ્ય શા માટે હાથ જોડી ઉભુ ન રહે મેવાડનો દર્પ શા માટે અખડીત રહે! મેવાડના રજપુતો શા માટે તેની વશ્યતા ન સ્વીકારે, મોગલ સમ્રાટની સેના મેવાડમા પેઠી ચિતોડથી થોડે દુર મોગલ સેનાની છાવણી થઇ તે સ્થળે મર્મર પ્રસ્તર નિર્મિત એક શુડાકૃતિ સ્તભ પ્રતિષ્ઠિત છે. તે સ્તભનુ નામ * "અકબરકા દીવા" એવુ છે

ભટ્ટગ્રથમા લખેલ છે જે મેવાડનો સર્વ નાશ કરવા ભયકર મૂર્તિ ધારણ કરી જેવો અકબર ચિતોડ ઉપર આવ્યો તેવામા કાપુરૂષ ઉદયસિહ ચિતોડ છોડી ચાલી નીકળ્યો પણ તેમ થવાથી ચિતોડપુરી રક્ષક શુન્ય થઇ નહિ ચિતોડનો અધમ અધીશ્વર ચિતોડ છોડી પલાયન કરી ગયો ખરો પણ ચિતોડના નામની એવી મોહિની માયા હતી જે ત્યાથી સાહસિક અને વિક્રમશાળી રજપુતો નીકળી અકબરની સામે યુદ્ધમા ઉતર્યા ભિન્ન ભિન્ન સ્થાનથી સરદાર સામતો સેના દળ લઇ ચિતોડ રક્ષવા ઉભા રહ્યા વીરવર સહીદાસ ચદાવત્ વશનો હોઇ અનેક તેજસ્વી અને સાહસિક સૈન્યને લઇ ચિતોડના તોરણદ્વારે ઉભો રહયો માદેરીયાપતિ રાવત દુદો સગાવતને લઈ રણાગણમા આવી કુદી પડયો દિલ્હીશ્વર મહારાજ પૃથ્વીરાજના બે વશધર ઉત્સાહ સાથે રણાગણમા ઉતર્યા. તે સઘળા જનપદો મેવાડના શાસનાધિત હતા એ શીવાય અનેક વિદેશીય રજપુત મોગલ સમ્રાટની સામે ચિતોડમાં આવ્યા હતા તેઓમા દેવલપતિ વાઘજીનો વશધર ઝાલોરપતિ શનિગુરૂરાવ, ઈશ્વરદાન રાઠોડ. કરમચાદ કચ્છવાહ વીગેરે વિશેષ પ્રસિદ્ધ હતા

હીંદુ મુસલમાનનુ ઘોર યુદ્ધ ચાલ્યુ, ભીમ પરાક્રમવાળા યવન સૈનિકો. એ શ્રવણ ભગ્ન વિનાદ કરી રણભૂમિને કંપાવી ઉત્કટ જયનાદે ચિતોડના સૂર્યદ્વારના મુખ

* મહાત્મા ટૉડ કહે છે જે તે સ્તભ હાલ પુર્ણાવયવે વિદ્યમાન છે તે ઉચો ત્રીશ ફીટ છે. નીચેથી તે ઉપર જવા તેના માટે પગથીયા છે તેમાં એક મોટા પાત્રમા દીવો થતો હતો.

તરફ દોડયા. રણોન્મત, રજપુત સેના વિકટ સિંહનાદ કરી બાણુ હાથમાં લેવા લાગી. ચંદાવત્ વીર સહીદાસે ભીમ ગંભીર અવાજ કરી. યવન સેના ઉપર બાણુનો પ્રહાર ચલાવ્યો. ચિતોડના કીલ્લામાં પેસી જવા, દુર્દાંત યવનો સૂર્ય તોરણદ્વાર તરફ ચાલ્યા ગોળીઓના બહારથી અસંખ્ય ચંદાવત્ વીરને પાડી દઇ તેઓ ક્રમે ક્રમે સૂર્ય તોરણદ્વાર પાસે આવ્યા. વીરવર સહીદાસ એક પગલું પણ પાછો ફર્યો નહિ. તેના સહકારી સૈનિકો અગ્રએ ક્રમે ક્રમે પડી જવા લાગ્યા. તોપણ તે નિરૂત્સાહ થયો નહિ. જ્યાંસુધી તેના દેહમાં જીવન રહ્યું, જ્યાંસુધી તેની ધમનીમાં રૂધિર વહેતું રહ્યું, જ્યાંસુધી વજ્રમુષ્ટિ શિથિલ ન થઈ. ત્યાં સુધી શત્રુદલ તોરણદ્વારમાં પેસી શકયું નહિ.

ચંદાવત્ વીરના જ્વલંત ઉદાહરણે ઉલ્લાસિત થઇ બીજા ક્ષત્રીય વીરો અદમ્ય સાહસે શત્રુકુળને વિત્રાસિત કરવા લાગ્યા. પણ તે મુષ્ટિમેય મહાવીર દૂર્દાંત યવન સેનાનું શું કરી શકે. તે મુષ્ટિમેય મહાવીરોમાં બે શુરવીરોએ પોતાના નામ ઉજ્જવળ કરી દીધાં છે. તેનાં પવિત્ર નામ જયમલ્લ અને પુત્ત છે, જયમલ્લ બેદનોરનો અધિપતિ મારવાડના સાહસિક સામંતોમાં તે એક ઉત્તમ સાહસિક હતો. પુત્ત કૈલવારનો અધિપતિ હતો. તે બન્ને મહાવીરનાં પવિત્ર નામ આજ પણ રજપુતની જયમાળામાં જપ સ્વરૂપ છે. રજપુતો પ્રાતઃકાળમાં ઉઠતી વખતે હાલપણ તે પ્રાતઃ સ્મર્ણીય રજપુતોના નામનો જપ કરે છે. હાલ પણ સંધ્યાનો પ્રદીપ સળગાવતી વખતે રજપુત સ્ત્રીઓ તેઓનું નામ લે છે. વળી ગૃહસ્થ કુમારીઓ ઘઉંનો લોટ દળતી વખતે ભાટ્ટલોકોએ રચેલી તેઓની વીરગાથા હાલ પણ ગાય છે જગતમાં જ્યાંસુધી વીરત્વનો આદર રહેશે, જ્યાંસુધી આર્ય વીર રજપુતના હૃદયમાં વીરત્વનું એક પણ કણ રહેશે, ત્યાંસુધી જયમલ્લ અને પુત્તનું નામ કોઈ વિસરશે નહિ.

જયમલ્લ અને પુત્ત કોઇના ક્રીત ઉત્સાહથી પ્રોત્સાહિત થયા નહોતા. કોઈની ઉશ્કેરણીથી તેઓ ઉત્સાહિત થઇ ચિતોડનો ઉદ્ધાર કરવા આવ્યા નહોતા. તેઓના હૃદયના વીરત્વના પવિત્રભાવથી તેઓ ચિતોડના બચાવ માટે આવ્યા હતા. યશોલિપ્સા અને સ્વાર્થ સાધનાથી પ્રણોદિત થઈ તેઓ યુદ્ધક્ષેત્રમાં આવ્યા નહોતા. આ ભયાવહ યુદ્ધ કેવળ પુરૂષોનું નહોતું. જનાનખાના માંહેલી અનેક રજપુત સ્ત્રીઓ જનાનખાનાનો ત્યાગ કરી યુદ્ધ સ્થળે ઉતરી હતી.

જે સમયે સાળુબાધિપતિ ચદાવત વીર સહીદાસે, સૂર્યતોરણદ્વારે આત્મોત્સર્ગ કર્યો ત્યારે બાકી રહેલ ચંદાવતની સેના કૈલવારના પુત્તના હાથમાં સોંપાણી. તે સમયે પુત્તનો વયઃક્રમ સોળ વર્ષનો હતો. તરૂણ વીર પુત્તના બાપે ગયા યુદ્ધમાં પ્રાણ આપ્યા, પિતાના પ્રાણ ત્યાગ ઉપર તે વયમાં નાનો હતો. તેના લાલન પાલન કરવાના હેતુએ પુત્તની જનની, તેના પ્રાણપતિની પાસે ગઇ નહિ. પુત્ત તેનો એકજ પુત્ર હતો. કૈલવાર પતિનો એકજ વંશધર પુત્તના અપક્ષેપ સાથે

જગવત ગોત્રનાદા યાદનો અપલોપ થાય તેવુ હતું એવી અવસ્થામા પુત્તનું જીવન એવુ મુખ્યવાન હતુ જે તેને ઉજ્જ્વગોત્રના મુળ પુરૂષનો દાનોદકઆપનારો ગણતા હતા. પુત્તની મા વીર જનની હતી તે પુત્રની જીવન રક્ષા કરતા ચિતોડની ગૌરવ રક્ષા અધિક કીમતવાળી ગણતી હતી તેણે પીળા કપડા પહેરી ચીતોડના માટે જીવન આપવાનુ તેણે તેને કહ્યુ તે વીરવનીતા અને વીરમાતા હતી પોતે પણ વીરસ્ત્રી હતી પુત્રના મૃત્યુ ઉપર વીપુલ જગવત કુળ અનતકાળના માટે લોપ પામી જશે, એવી ચીંતા તેના હૃદયને વ્યાકુળ કરતી નહોતી, પુને માતૃ ભમીના માટ જીવનોત્સર્ગ કરવો તે તેનો મહામત્ર હતો, એ મહામત્રથી આસવસ્ત થઈ પોતાના હૃદયનદનને રણાગણમા જીવન આપવ તેણે આદેશ આપ્યો આદેશ આપ્યો એટલુજ નહિ પણ તે આદેશ પાળવામા પોતે પણ યત્નવાળી થઈ પોતાના સુકુમાર અગે પણ તેણે કઠણ લોખડ બખ્તર પહેર્યું વળી અસ્ત્રશસ્ત્ર વીગેરે લઇ રણાગણમા લડી જીવનનો ત્યાગ કરવાની તેણે ગોઠવણ કરી તે સમયમા તેના હૃદયમા એક ચિતાનો ઉદય થયો તેના ઘરમા પુત્રવધુ બાળિકા હતી તેને ઘરમા રાખી, પોતાની અને પોતાના પુત્રની ગેરહાજરીમા વાસેથી કેલવારપતિનો શુભ યશ કલકિત થાય એવી તેના હૃદયમા ચિતા હતી પુત્તની વીર જનનીએ તે બાળિકાને પણ રણસજ્જાથી સજ્જીત કરી, આસ્તે આસ્તે તેના સઘળા અલકાર લઈ તના સુકુમાર દેહ ઉપર કઠણ લોઢાનુ બખ્તર પહેનાવ્યુ, તેના હાથમા એક શુળ આપી તે વીર નર્વ તેની સાથે પર્વત થકી ઉતરી તે વીર સ્ત્રીનુ જ્વલત ઉદાહરણ અનુસરી અનેક રજપુત મહિલાઓ રણસજ્જાથી સજ્જીત થઈ યુદ્ધમા ઉતરી તે સઘળીઓ શ્રવણ ભયકર રણવાદ્ય વગાડાવતી વગાડાવતી યવન સેના સાગરમા કુદી પડી ચિતોડના વીરપુરૂષો મુગા થઈ ગયા વજ્રાહતના જેવા આશ્ચર્ય થઇ સ્તબ્ધ થઇ ગયા વિસ્મય વિસ્ફારીત નિશ્ચળનયને તેઓ તે સ્ત્રીઓના તરફ જોવા લાગ્યા જેઓ કોઇ દીવસ અત પુરની છાયાને બેઠે નહી આજે તેઓ સઘળી મમતા સ્નેહ વીગેરેને છોડી દઇ રણતુરગ ઉપર બેસી સ્વદેશના ઉદ્ધાર માટે યવનની વીરુદ્ધે આવી વીરવર પુત્તની વીરજનની શુર પુત્રવધુને લઇ બીજી રજપુત સ્ત્રીઓની સાથે રણા ગણમા પડી, અનેક યવનોને કાપી નાખવા લાગી, છેવટે પાપી યવનોના હાથથી આત્મ રક્ષણનો કઇ ઉપાય ન દેખતા, પોત પોતાની તરવારના ઘા ખાઇ તે સ્ત્રીઓએ રણાગણે પ્રાણનો ત્યાગ કર્યો

પોતાની પુત્રીઓને, કન્યાઓને, બેનોને, અને વનિતાઓને, ચિતોડના ઉદ્ધાર માટે, રણક્ષેત્રમા પ્રાણ આપતા જોઇ ચિતોડના વીર પુરૂષોએ, સસારિક સ્નેહ મમતા છોડી, અકદમ ઉન્મત થઇ રણાગણમા ઉતરવાનો વીચાર કર્યો તેઓ કુદીને શત્રુની સેના માને આવ્યા વિનાશ સોજવ અનીકીની ઉદ્દેશ સાગ

રની જેમ પ્રચંડ વેગે ઉચ્છસિત થઇ ભયંકર વિક્રમ સાથે ચિતોડ ઉપર આઘાત લાગી. પ્રલયકાળીના મેઘનાદના જેવા નાદવાળી યવનોની તોપો ગોળાના જથ્થાને ફેંકી શ્રવણુ ભૈરવ નાદ કરવા લાગી. તે સઘળા ગોળાના પ્રહારથી ઘણા રજપુતો ખંડ વિખંડીત થઈ ગયા. કેટલાક રજપુતના હાથમાંથી શર તીર પડી ગયાં. એ રીતે રજપુત વાહિની ક્રમે ક્રમે ક્ષય પામવા લાગી. પણ રજપુત વીરો નિરૂત્સાહિત થયા નહી. રજપુત વીરો, શત્રુના શરણુ થયા નહિ. શત્રુને શરણ થવું ? ના. દેશવૈરી યવનોને ક્ષત્રીય વીરો શરણે જાયજ નહી. અધમ જઘન્ય અને હેય ઉપાયનું અવલંબન કરી રજપુતો શું જીવનનું રક્ષણુ કરે ખરા! એ પ્રમાણે કરી જીવવું તેમાં પ્રયોજન શું! આત્મસમર્પણે મંમત્ત થઈ, કુળકલંકિની કીર્તી વહોરી લેવાનો તેઓનો અભીપ્રાય નહોતો. સ્વદેશ રક્ષા માટે આત્મોત્સર્ગ વીર ક્ષેત્રે ઉત્સાહિત થઈ તેઓ ઉન્મતની જેમ લડવા લાગ્યા. વીરવર જયમલ્લ ગોળાના આઘાતે પૃથ્વી ઉપર પડયો. ભયંકર ક્રોધ અને ઝુંઘાંમામાં તેનું હૃદય વ્યાકુળ થયું.

ચિતોડની અનીવાર્ય અધઃપાતની ગતિ જોઈ મર્માહિત જયમલ્લે જાણ્યુ જે હવે ચિતોડ અરક્ષણીય. ચીતોડને બચાવવાનો ઉપાય નથી. નિદારૂણુ મનોવેદનામાં તેનું હૃદય ફાટી ગયું. રક્ત નયનપ્રાંતમાંથી અશ્રુના બિંદુ ચાલ્યા, વિકટ રોષમાં દાંત ઉપર દાતને દાબી તેણે અકબરને લાખો ધીક્કાર આપ્યા, ક્રમે કરાળકાળ પાસે આવી પહોંચ્યો. પોતાની અને ચિતોડની અધોગતી પાસે આવવા લાગી ત્યારે તેણે પોતાનું અંતિમ જીવન, દેશના કલ્યાણમાં વાપરવા સંકલ્પ કર્યો. થોડા સમયમાં લોમ હર્ષણ જહરવ્રતનો આરંભ થયો. આઠ હજાર રજપુતોએ, બીડુ લઇ કેસરીયા વસ્ત્ર પહેરી મોગલ સેના ઉપર હુમલો કરવાની પ્રતિના કરી, ત્યારે કીલ્લાના બારણા ઉઘાડાં હતાં. તે ઉઘાડાદ્વારથી જીવનની આશા વિનાના અને કાંઇ પણ મમતા વિના રજપુતો મોટા ગિરીનદના વેગે બહાર આવી પડયા અને શત્રુની સેનાને દળવા લાગ્યા. બન્ને પક્ષનું અસંખ્ય સૈન્ય મરાઇ ગયું. પણ તેથી મોગલ અનીકીનીમાં કોઈ જાતનો હ્રાસ થયો નહિ, ટુંકામાં રજપુતો બહુ મરાઇ ગયા, ચિતોડનો અધઃપાત થયો. ચિતોડનું દારૂણુ અધઃપતન થયું, જે અધઃપતનમાંથી ચિતોડ ફરીથી ઉઠી શકયું નહિ. હવે ઉઠી શકવાનું સંભાવના કમ છે

તે શોચનીય દુર્દિવસે, કેસરીયા કપડાવાળા રજપુતો પોતાની રક્ષા માટે પાપી યવનોનાતાબામાં આવ્યા નહિ, કોઈ તેઓનેકેસરીયા વસ્ત્રને કલંકીતકરીશકયુ નહિ, કોઇએરજપુતના ગૌરવના ઉપર મહાત્મ્ય ઉપર જલાંજલી આપી નહિ. આજ વીર પ્રસૂ ચિતોડપુરી વીરશુન્ય થઇ ગઇ. કનક નગરી આજ શોચનીય સ્મશાનમાં પરીણામ પામી. આજ ત્રીસ હજાર રજપુત વીરો, શોણિત આપી...

જગતગુરૂ નરપાળ અકબરની તૃષા શાંત કરવા ગયા. તેઓ તેના પ્રચંડ રોષાનળમાં પડી પતંગવત્ બળી મુઆ.

અસંખ્ય નરનારીના શોણિકસેકે આજ ચિતોડપુરી કેવળ કર્દમિત. જ્યાં શોણિતાક્ત ધડ તથાં માથાં પડયા હતા, એવા ચિતોડ નગરમાં નિષ્ઠુર હૃદય અકબર, પેઠો, ચિતોડમાં સઘળા રજપુતોના રક્ત પડયા. એક માત્ર તુયાર નરપતિ ભવિતવ્યતાની એક કઠોર લિપિ પાળવા માટે તે ભયંકર કાળયુદ્ધમાંથી બચ્યો હતો. નવરાજ મહીર્ષીએ, પાંચ રાજકુમારીએ, બે બાલક રાજકુમારે, અને સઘળા સરદારોની સ્ત્રીએ, તે દુર્દિને જહરવ્રતના સમાપનમાં અને કઠોર રણાભિનયમાં પોતાના પ્રિય પ્રાણ આપી દીધા. તે કાળ દિવસે, ચિતોડનો જે સર્વ નાશ થયો તે ભુલી જવાય તેમ નથી, જ્યાં સુધી જગતમાં "હિંદુ" નામ અક્ષુણ રહેશે. ત્યાં સુધી કોઇ તે ભુલી જશે નહિ. તે દિવસે, રજપુત સ્વાધીનતાની મહાશક્તિ ચિતોડ છોડીને ચાલી ગઇ,તે દિવસે તે કાળ આદિત્યવારે× પવિત્ર ગિલ્હોટ કુળની પુજ્ય અધિષ્ઠાત્રી દેવી ચિતોડના કીલ્લામાંથી ચાલી ગઈ તે દીવસે, ચિતોડનો ગૌરવ ભાસ્કર અસ્ત પામ્યો. જે ચિતોડ, એક સમયે, સ્વાધીનતા અને સનાતન ધર્મનો દુર્ભેદ્ય અજેય કીલ્લા સ્વરૂપ ગણાતું હતું. આજ તે ચિતોડનો દારૂણ અધઃપાત થયો, શોભા સૌંદર્યમાં જે ચિતોડપુરી એક સમયે દેવ નગરી તુલ્ય ગણાઇ હતી. આજ તે ચિતોડ નિષ્ઠુર અકબરના પાદપ્રહારે ચુર્ણ વિચુર્ણ થઇ ગઇ. પાષાણ હૃદય અકબરે ચિતોડના શોભનીય રમ્યદ્વારો તથા દેવાલયો, ભૂમિસાત્ કરી દીધાં, જે દર્શનીયદ્વારો ચિતોડના સિંહદ્વારને શોભિત કરતાં હતાં તે દ્વારો નિર્દય અકબર, પાષાણનુંહૃદયકરી, પોતાનીભાવીનગરી અકબરાબાદનેશોભાવવા લઈ ગયો. ÷

---

× સંવત ૧૬૨૪ (ઇ. સ. ૧૫૬૮) ના ચૈત્ર માસની અગીઆરશે, આ ભયંકર બનાવ બન્યો.

÷ ચિતોડના વિજય ઉત્સાદનમાં અકબરનીકઠોરહિંદુ વિદ્વેષિતા અનેનૃશંસતા પુરેપુરીમાલુમ પડે છે. કારણકે અલાઉદીન અને પાષાણ હૃદય બહાદુરશાહના પ્રચંડ વિદ્વેષ વન્હિમાંથી જે સઘળા શોભનીય પ્રાસાદ રમ્ય મંદિરો વિચિત્ર દેવાલયો, સુંદર સ્તંભો વીગેરે ધ્વંસમાંથી બચી ગયા તે સઘળાનો આજે અકબરે ધ્વંસ કર્યો, એમ કહેવાય છે કે અકબર અત્યંત વિદ્યાવ્યનુરાગી અને માનવ નિત હતો પણ તેથીજ તેના ચરિતને કલંક બેડું છે. અકબરના હુમલા કરતાં અલાઉદીનનો હુમલો કરતી અનાદરકર હતો.અકબર સિવાયના ઉપરના બે યવન ચિતોડનાધ્વંસ કર્તાથી ચિતોડના જે યંત્ર વીગેરેનો ધ્વંસ થયો તેની મરામત ચિતોડના વંશજો કરી શકયા હતા. પણ અકબરનાકરેલા ચિતોડના ઉત્સાદનમાં તો તે મરામત કરાવવા કોઇ રહ્યુંજ નહી. અકબરના સમયથી રજપુતોને સ્વાતંત્ર્ય રાખી લેવાની ચિંતા વિશેષ વધી. ટુંકામા ચિતોડના તે ઉત્સાદન થયા પછી ચિતોડપુરીનો અંધકાર ફરીથી ગયોજ નહિ, દેશના ઇતિહાસમાં કોઈ દીવસ શિલ્પની ઉન્નતિ થયાજ નહીં. અકબરના કઠોર કરાઘાતે ચિતોડપુરી અધઃપતિત થઈ. તે સમર પછી સ્ખલીતપદે પણ ઉઠી શકી નહી. એટલેકે ચિતોડના આગળની શોભા અને સૌંદર્યનો પુનરૂદ્ધાર થયોનહિ.

અકબરે સ્વહસ્તે વીરવર જયમલ્લનો પ્રાણ વધ કર્યો જે બંદુકની સહાયે તેણે કાપુરૂષોચિત્ત કાર્ય કર્યું તે બંદુકનુ નામ " સંગ્રામ " હતુ તે વિવરણ મતાંતરનુ પ્રમાણ, અબુલફજલના ગ્રંથથી અને જાહાંગીર નામાથી થાયછે ધર્મ વિગર્હિત ઉપાયનુ અવલંબન કરી અકબરે, જયમલ્લનો વધ કર્યો ખરો પણ વીરપુરૂષોમા અકબર તે કાર્ય માટે નિંદિત થયો છે જયમલ્લનો વધ કરી તે પોતાને કૃતકૃતાર્થ અને સન્માનિત માને છે તોપણ તે જયમલ્લની અને પુત્તની વિરતાથી મોહિત થઇ અકબરે દિલ્હીમા પોતાના મોટા મહેલના સિંહદ્વારે, ઉંચી વેદિકા ઉપર તેઓની બે પાષાણપ્રતિમા બનવાવી બેસાડી છે+

અનિદ્ધ કાર્યે જનગના ભુવનવિદિત મહાવીર હાનીબોલના પ્રચંડ પ્રતાપ વડે કાની નામના સમરાંગણમા જે રોમીય અસ્વારોહીઓ પ્રાણ ત્યાગ કરી માન વધીલા વિસ્તારી ગયા હતા, તે રોમીય અસ્વારોહીના અંગવીયકોનુ વજન કહાઢી, હાનીબોલે પોતાના જયનુ પરિણામ શોધ્યુ હતુ તે પ્રમાણે અકબરેપણ ચિતોડ ઉત્સાદનમા મરેલ રજપુતના યનોપવિત તુલાદંડ મુકી પોતાના જયનુ પરિણામ નિશ્ચિત કર્યું હતુ યનોપવિતનુ વજન તુલામા સાડીચમોતર મણ થયુ

બે નશીબ ઉદયસિંહે, રાજ પીપ્પલી નામના ગભીર અરણ્યસ્થ રજપુત પાસે આશ્રય માગ્યો તે રજપુતે આનંદથી તેને આશ્રય આપ્યો, દારૂણ દુખ અને

* અકબરે બંદુકદ્વારા જયમલ્લનો વધ કરો, તેનુ નામ સંગ્રામ હતુ સંગ્રામ તે અત્યંત ઉત્કૃષ્ટ બંદુક હતી તેની સ્હાયે તેણે ઘણુ કરી ત્રણ ચાર હઝાર પક્ષીનો વધ કરો છે જહાંગીર નામુ

+ બસો વર્ષ પુર્વે વિખ્યાત ફરાંસી પંડીત બર્નીયર ભારતવર્ષમા ભ્રમણ કરવા આવ્યો હતો તેણે દિલ્લીમા તે બે પ્રતિમૂર્તિ જોઇ તેણે ભારતવર્ષ સબંધે સ્વદેશસ્થ બંધુઓને જે પત્ર લખ્યો છે તેનો અધિકાંશ પુસ્તકાકારે ઇ સ ૧૬૮૪મા લંડન નગરમા છપાયો છે તેમા જે પત્રમા જયમલ અને પુત્તની પ્રતિમુર્તિનુ વિવરણ છે તે પત્ર ઇ સ ૧૬૬૭ની ૧લી જુલાઇનો લખેલ છે, તેમા લખે છે જે સિંહદ્વારમા પેસતા બારણાને બે પડખે બે હાથી છે તે સિવાય દર્શનીય વસ્તુ બીજી કાંઇ નથી તેમા એક હાથીના ઉપર ચિતોડના અધિપતિ જામેલ (જયમલ્લ)ની અને બીજા હાથી ઉપર તેના ભાઇ પાત્તાની પ્રતિમુર્તિ છે તે બને માહસીક વીરપુરૂષો હતા તેઓએ પોતાની વીર જનની સાથે યુદ્ધસ્થળમા ઉતરી વિસ્મયકર વીર્ય દેખાડી આપ્યુ છે તેઓ એટના બધા માહસીક અને વીર હતા જ્યાં સુધી તેઓમા પ્રાણ હતો ત્યાં સુધી શત્રુના શરણે થતા નહોતા તે માટે તેઓના શત્રુઓએ તેઓની પ્રતિમુર્તિ બેસાડી રાજભુવનમા પેસતા ગરસ્થાન એ બે વીરમુર્તિ જોઇ, મારા મનમા જે અપૂર્વ ભાવ અશ્મિ અને અનંદ પેદા થયેલ છે, તે સઘળુ વિવરણ કરી હુ તમને સમજાવી શકુ એવી સત્તાવાળો નથી.

મનોરથના ભોગથી તે સ્થળે તેણે કેટલાક દિવસો કહાડયા ત્યારપછી તે આરાવલ્લીના પાસેના ગિરવો નામના સ્થાનમા ગયા તેના પૂર્વ પુરૂષ બાપ્પારાઓલે એ સ્થાને અજ્ઞાતવાસ કર્યો હતો ચિતોડનુ એ મહા અનર્થકારી ઉત્સાદન થયુ તેની અગાઉ ઘણા વર્ષ ઉપર તે ગિરિઓની ઉપત્યકાના પુર્વ ભાગે ઉદયસિંહે એક વિશાળ સરોવર ખોદાવ્યુ હતુ તેનુ નામ તેણે ઉદયસાગર એવુ આપ્યુ હતુ તે સરોવરમાથી સ ઉપત્યકાની પ્રશસ્ત છાતીને ધોઇ ઘણી ગિરિ તરંગિણીઓ નીકળેલી છે ઉદયસિંહે તે તરંગિણિ માંહેની એક તરંગિણીનો પ્રવાહ રોકી ત્યાએ બંધ બાંધ્યો તે ઉપર ગિરવરમા નવચોકી નામનો એક નાનો મહેલ બાંધ્યો એ નાના મહેલની ચારે તરફ થોડા સમયમા સુંદર સુંદર હવેલીઓ બધાઇ ગઇ ક્રમે ક્રમે સ સ્થળ એક ક્ષુદ્ર નગર બની ગયુ ઉદયસિંહે તેનુ નામ પોતાના નામથી ઉદયપુર એમ પાડયુ તે દિનથી મેવાડની રાજ્યધાની ઉદયપુર કહેવાણુ

ચિતોડના ઉત્સાદન પછી ચાર વર્ષ ઉપર ગોગડા નામના સ્થળે બેતાલીશ વર્ષના વયક્રમકાળે ઉદયસિંહે માનવલીલા બંધ કરી દીધી તેના પરલોકગમન ઉપર તેના ઔરસ પચીસ પુત્રો હતા તેઓ રાણાવત્ નામે પ્રસિદ્ધ થયા ક્રમે તેઓના સંતતિ વિશાળ શાખા પ્રશાખામા વિભક્ત થઇ ગઇ, જીવનના સમયમા મેવાડના સામન્ત ઠક્કુર સામે ઉદયસિંહે, પોતાના પુત્ર સામે વિષમવિવાદ બીજ રોપ્યુ ચિરંતન ઉત્તરાધિકારીત્વ વિધિનો વ્યભિચાર કરી, તેણે પોતાના વહાલા કનિષ્ટ પુત્ર યોગમલને પોતાનો ઉત્તરાધિકારી નિશ્ચિત કર્યો તેથી વિવાદનો સૂત્રપાત થયો હુકામા રાણાના અભિપ્રાયના અનુસાર, યોગમલ ચિતોડના સિંહાસને બેઠો મેવાડમા એક રાજાના અન્ત્યેષ્ટિ સંસ્કારની અને બીજા રાજાના રાજ્યાભિષેકની વચમા ઘણોજ થોડો કાળ વહી ગયો હોય એમ જોવાય છે સ્વર્ગવાસી રાજાના પરિવારસ્થ લોકો તેના સ્વર્ગવાસ માટે કુળ પુરોહીતના ઘર શોર મચાવે અને નવા ભૂપતિના રાજ્યારોહણની ક્રીયા, સમારંભ ધામધુમથી કરે કાળક્રમાનની ચાલતી પ્રમાણે યોગમલના ભાઇઓ, પિતાની અન્ત્યેષ્ટિ ક્રીયા સમાપ્ત કરી દેવા, સ્મશાન તરફ ચાલ્યા તે સમયે યોગમલ ઉદયપુરના નવા સિંહાસન ઉપર બેઠો, પણ વિધાતાએ યોગમલના અદ્રષ્ટમા રાજયોગ અને રાજભોગ લખ્યો નહોતો જ્યારે તે રાજસિંહાસને બેઠો અને સ્તુતિવાચક બંદીઓ તેની બીરૂદાવલી ગાવા લાગ્યા, ત્યારે સ્મશાનમા તેના ભાઇઓએ અને સામંતોએ એક ષડયંત્ર રચ્યો તે ષડયંત્રનુ ફળ થોડા સમયમા નજરના દેખવામા આવ્યુ વાચકગણ ... વિદીત હશે જે ઉદયસિંહે શનિગુરૂ રાજાની દુહિતાનુ પાણિગ્રહણ ... કર્યુ હતુ શનિગુરૂ રાજકુમારીના ગર્ભે ઉત્પન્ન થયેલ વીર પુરૂષ પ્રતાપ ... હતા પ્રતાપસિંહનો સામો આલોચનાથ, પોતાના આત્મજને ઉદય ... પોનારી દેવા મોટી ઉત્કંઠાવાળો હતો. મેવાડના પ્રધાન સામંતોએ,

ચંદાવત શિરોમણી કૃષ્ણને પુછ્યું જે "પ્રતાપસિંહ ખરો ઉત્તરાધીકારી હોઇ રાજસિંહાસન પામ્યો નહિ. આપ સજીવ બેઠા છતાં આપે એમ થવામાં કેમ સંમતિ આપી" સામંતશેખર કૃષ્ણે ધીર વચને જવાબ આપ્યો, "રોગી કહેવા-અંતિમ કાળે થોડું દુધ પીવા ચાહે, તે તેને પીવા ન આપવું તે કાંઇ સારૂ કહેવાય" શનિગુરૂરાવ તમારા ભાણેજને મેં ગાદીએ બેસાડવા પસંદ કર્યો છે. હું પ્રતાપસિંહના પડખે ઉભો છું.

યોગમલ ભોજનાગારમા પેસી રાણાની ઉંચી ગાદીએ બેઠો હતો. મેવાડ રાજ્ય છોડી જવા માટે પ્રતાપસિંહે પોતાનો ઘોડો તૈયાર કર્યો. એટલામા ગ્વાલી યરના પદચ્યૂત રાજાની સાથે રાવત્ કૃષ્ણ તે ઘરમાં પેઠો, તેઓ પેઠા કે તરત તેઓએ યોગમલના બે હાથ પકડી તેને ગાદીએથી નીચે ઉતારી દીધો. આસન ઉપરથી નીચે ઉતારી રાવત્કૃષ્ણે ધીરનમ્ર સ્વરે તેને કહ્યું. 'મહારાજ' યોગમલ! તમે ભ્રમમાં પડ્યા છો. આ આસને બેસવાને માત્ર પ્રતાપસિંહને અધિકાર છે, શાલુમ્બાધિપતિએ, પ્રતાપસિંહને રાજવેશે સજ્જીત કર્યો. દેવીદત્ત ખડગ તેના હાથમાં આપી તેણે તેને ગાદીએ બેસાર્યો. ત્રણવાર પોતાના હાથે ભૂમિતાળને સ્પર્ષ કરી, તેણે તેને મેવાડાધીશ્વરના નામે બોલાવ્યો. સામંત સરદારોએ પણ રાવતકૃષ્ણનું અનુકરણ કર્યું. એ માંગલિક કાર્ય સમાપ્ત થયું કે તુરત નવીન ભૂપતિ પ્રતાપસિંહે સઘળાને બોલાવી કહ્યું, આહેરીયા ઉત્સવ પાસે આવ્યો, આપણે સઘળા ચાલો, ઘોડા ઉપર ચડી મૃગયા વ્યાપાર કરીએ, અને તેથી આવતા વર્ષનું ફળાફળ જોઇએ, પરમાનંદે આનંદિત થઇ સઘળા તે મૃગયામાં પ્રવૃત થયા. તેઓએ અસંખ્ય વરાહનો ઘાત કર્યો, તે ઉપરથી મેવાડના મંગળની સહુએધારણા કરી.



# દશમ અધ્યાય.

પ્રતાપનું સિંહાસનારોહણ, અકબાર સાથે રજપુત રાજાઓનું મળી જવું, પ્રતાપની દીન વસ્થા, પ્રતાપનો યુદ્ધ યોગ, અકબરની પાસે માલદેવના વશ્યતા સ્વીકાર. રજપુત રાજાઓ સાથે પ્રતાપનો સંબંધ વિચ્છેદ, અંબરનો રાજા માનસિંહ, રાજકુમાર સલીમનો મેવાડ ઉપર હુમલો, હલદીઘાટનું યુદ્ધ, સલીમની મમુખીન થઇ પ્રતાપનું યુદ્ધ, પ્રતાપની આઘાતપ્રાપ્તિ અને શુક્તસિંહનું આનુકુલ્યદાન, પ્રતાપની ઝાલા સરદારથી પ્રાણ રક્ષા, પ્રતાપ સાથે તેના ભાઈ શુક્તસિંહનો મેળાપ, અકબરનો કમલમીરનો જય મોગલ સેનાનો ઉદયપુરનો કરેલો કબજો, પ્રતાપના હાથથી મોગલ સેનાપતિ ફરીદનું મરણ ભીલ લોકોએ કરેલ પ્રતાપના પરિવારની પ્રાણ રક્ષા, ખાખાના પ્રતાપની સંકટ વૃદ્ધિ અકબર સાથે પ્રતાપની સંધિ-સુચના બીકાનેરનો રાજકુમાર પૃથ્વીસિંહ, ખુશરોજનું વિવરણ, મેવાડનો પરિત્યાગ કરી પ્રતાપનું સિંધુના તરફ જવું, પ્રતાપના મંત્રીની પ્રભુપરાયણતા, પ્રતાપનું પ્રત્યાગમન, અતર્કિતભાવે મોગલ ઉપર હુમલો, પ્રતાપથકી ઉદયપુર અને કમલમીરનો પુનરૂદ્ધાર, પ્રતાપનો વિજય ગૌરવ, તેની પીડા અને મૃત્યુ વૃત્તાંત.



સુપ્રસિદ્ધ શિશોદિય કુળના ઉચ્ચ સમાન સંભ્રમે, અને રાજોપાધિ સમુહે અલંકૃત થઈ, પ્રતાપસિંહ વિશાળ મેવાડ રાજ્યના એકાધિપત્યે અભિષિક્ત થયો પણ તેની પાસે કોઇ જાતની મદદ, ઉપાય, આધાર કે રાજ્ય સમૃદ્ધિ નહોતી કાયમ કઠોર વિપદના અંકુશનારનથી તેના સ્વજનો અને સામન્તગણનો કેવળ નિસ્તેજ અને નિસ્પૃહ થઈ ગયા, પરંતુ નિર્ભીક પ્રતાપસિંહ તેથી એક ક્ષણ પણ અનુત્સાહિત થયો નહિ. તેનું હૃદય તેના પિતૃપુરૂષના ગુણથી વિભૂષિત હતું તેનું હૃદય તેના પૂર્વજની તેજસ્વિતાથી અને અસાધારણતાથી અનુપ્રાણિત હતું. ચિતોડનો પુનરૂદ્ધાર શી રીતે થાય, શી રીતે ફરીને ચિતોડ પ્રસાદ થાય, અને તેના પિતૃ પુરૂષની અવમાનના

કરનાર યવનોને શી રીતે યોગ્ય સજા અપાય, તેના માટે પ્રતાપ કાયમ ચિંતામાં મગ્ન રહેતો હતો.

તે ચિંતા ક્રમે ક્રમે એટલી બધી બળવાળી થઇ જે તેથી તેનું હૃદય નવીન સાહસે અને અપૂર્વ ઉત્સાહે દૃઢ થઇ ગયું. તે પોતાના મહામંત્રનું સાધન કરવા ઉત્તેજીત થયો. તે સાધનમાં અસંખ્ય વિઘ્નો છે એમ પોતે સારી રીતે જાણતો હતો. તે જાણતો હતો જે પોતે નિસહાય અને નિસબળ છે. અને મોગલ સમ્રાટ અકબર પુષ્કળ બળ સંપન્ન છે. પણ પ્રતાપસિંહ તેથી બમણો પ્રોત્સાહિત થઇ ઊઠયો. અકબરને પુષ્કળ બળ સંપન્ન જોઈ વીરપુંગવ પ્રતાપસિંહ તેની મંત્ર સાધનામાં નાહિમ્મત થયો નહિ.

સ્વદેશીય ભટ્ટગ્રંથોમાં લખેલ પ્રતાપના પરાક્રમનું વર્ણન વાંચવાથી પ્રતીતિ જન્મે છે જે ગિહ્લોટ કુળના રાજાઓએ શત્રુઓની પાસે, મસ્તક અવનત કરેલ નથી. કઠોર વિપદમાં આવી પડયા હોય તોપણ તેઓએ દેશવેરી પાસે આત્મ સમર્પણ કર્યું નથી અગર જો શાહબુદ્દીન વીગેરે નિષ્ઠુરવૈરીના પદાઘાતે ચિતોડપુરી વિધ્વસ્ત થઇ પણ કોઈ વૈરી તે નગરીને હસ્તગત કરી શકયો નહિ. ચિતોડપુરી તેઓના હસ્તગત થઇ નહિ એટલે પણ અનેક યવન નરપતિઓએ યુદ્ધમાં હાર પામી પકડાઇ ચિતોડમા કારાગારના દુઃખ ભોગવ્યાં છે. ત્યારે હવે તે ચિતોડપુરીનો પુનરૂદ્ધાર નહી થાય! ત્યારે હવે શું પ્રચંડ અકબરનો દર્પ ચુર્ણ વિચર્ણિત નહિ થાય! પ્રતાપસિંહનો વિલક્ષણ વિશ્વાસ હતો જે આજ ચિતોડપુરી શત્રુથી વિધ્વસ્ત છે અને અકબર શ્રીવૃદ્ધિના ઉંચ્ચા આસને બેઠો છે પણ કાળ પોતાના કઠોર ઉદ્યમે અને અધ્યવસાયે ચિતોડપુરીનો તે પુનરૂદ્ધાર કરી શકશે. અને અકબર ઉંચ્ચા આસન ઉપરથી પડી નીચેમા નીચેના આસને જઈ બેસશે, વળી ઈશ્વિરનુગ્રહે તે પણ દિલ્લીના સિંહાસને બેસે. વીર શ્રેષ્ઠ પ્રતાપસિંહના એ વિચારો ન્યાય વિરૂદ્ધ ગણાય નહિ. પણ દુર્ભાગ્યવશે, તેના વિરૂધ્ધે અસંખ્ય ઘોર પ્રતિરોધ પેદા થયા કે જેથી તેના મનોરથ વિફળ થયા. ચતુર અકબર, છાની રીતે તેના પ્રાયાસો નિષ્ફળ જાય તેમ મહેનત કરતો હતો. પ્રતાપસિંહ અકબરની મહેનતનો વાકેફગાર નહોતો, પ્રતાપસિંહ જ્યારે એવા સંસ્કારનો વશવર્તિ થઇ મનમાં એટ મોટી આશા અને આકાક્ષા રાખી મોટા પ્રાયાસે, અકબરના પરાજય માટે મહેનત કરતો હતો, ત્યારે તેના પ્રચંડ વૈરી અકબરે તેના સઘળા ઉદ્યોગ વિફળ કરી દેવા પ્રતાપસિંહને સ્વજાતીય ધર્મ વિલંબી રાજા વીગેરેને ઊંચા પ્રકારનાં પ્રલોભન આપી ફુટવી દીધા. અને તેઓને તેણે પ્રતાપસિંહ વિરૂધ્ધે યુદ્ધ ક્ષેત્રમાં ઉતાર્યા. મારવાડ મેવાડ અને બિકાનેરના રાજકુમારો અને મેવાડનો દૃઢ મિત્ર બુંદીરાજ પણ યવનના પાપ પ્રલોભનથી વશીભુત થઇ સ્વદેશની વિરૂધ્ધે અને સ્વજાતિની વિરૂધ્ધે તરવાર ધારણ

કરવા લાગ્યો. પ્રતાપનો ભાઈ સાગરજી* એ પણ તે દેશ વૈરી કાપુરૂષનો હલકો દાખલો અનુસર્યો.

જે સમયે, એ સઘળા દુઃસંવાદ પ્રતાપસિંહને કાને પડયા, જ્યારે તેણે જાણ્યું જે સ્વજાતીય અને સ્વદેશીય રજપુતો યવનનો પક્ષ પકડી તેની વિરૂદ્ધે તલવાર લઈ તત્પર થયા છે, ત્યારે તેની મનોવેદનાનો પાર જ્યો નહિ. દારૂણ રોષ, વિષાદ, અને ઘૃણાસાથી ઉન્મત્ત થઈ, તે, તે કાપુરૂષ રજપુતના નામે હજારો ધીક્કાર કરવા લાગ્યો. તેમ કરીને તે પોતાના મહામંત્રની સાધના વિસરી ગયો નહોતો, તેથી કરી તેના હૃદયનો ઉત્સાહ ખસી ગયો નહોતો, જેમ જેમ વિપદ રાશિ તેના વિરૂધ્ધે વિઘ્ન નાખવા પેદા થયો તેમ તેમ તે શત્રુનો દર્પ તોડી નાખવા અધીર થવા લાગ્યો. પ્રતાપસિંહે પ્રતીજ્ઞા કરી હતી કે "જનનીનું પવિત્ર સ્તનદુગ્ધ કદી હું કલંકિત કરીશ નહિ" તે એકલો પચીશ વર્ષ પરાક્રાંત યવન અકબર બાદશાહની સામે ઉભો રહ્યો. તે લોક વિસ્મયકર વ્યાપાર સાધવામાં તેણે બેહદ દુઃખ ભોગવ્યાં. અનાહારમાં અનિદ્રામાં અને કઠોર પરિશ્રમમાં તેના ઉપરા ઉપરી કેટલા દીવસો ચાલ્યા જતા. તે સઘળા દુઃસહ વિપત્કાળમાં તેના પરિવાર વર્ગે અને તેના બાળક પુત્ર અમરસિંહે જે કષ્ટ ભોગવેલ છે તેની સીમા નથી. રાજોચીત સુખ સંપત્ત સુસ્વાદુ સ્વાદ પાન ભોજનથી વંચિત થઈ તિક્તકષાય વન્ય કંદ મૂળ ખાઈ ગિરીતરંગિણીનું જળ પી તે પોતાની જીવન યાત્રા ચલાવતો હતો. જેઓએ કોઈ દીવસ ઘરની બહાર પગલું મુકયું નથી તેઓ આજ આત્મરક્ષાર્થે કંટકાકિર્ણ હિંસ્રજંતુ સંકુળ ગિરીકાનમાં ચાલીને પોતાનો સમય કાઢવા લાગ્યા. કોઈ માણસ સતત પચીશ વર્ષ અનશન કરી અનિદ્રા કરી સ્વદેશના ઉદ્ધાર માટે મૂળ મંત્ર દીક્ષિત થઈ એ પ્રમાણે દુઃખ ભોગવી શકે! પ્રતાપસિંહ દેવતા! નરકુળમાં દેવ! પુણ્યભૂમિભારતવર્ષને યવનના કારાગ્રહમાથી બચાવવા તેનો અવતાર થયો હતો. અગર જોકે તેનો પવિત્ર ઉદ્દેશ સાધીત થયો નહિ, અગર જોકે ભારતવર્ષના દુર્ભાગ્યવશે, તે ભારતભૂમિના દુઃખો ટાળી શકયો નહિ, તોપણ તે ઉદ્દેશમાં તેણે જે કઠોર વિરત્વ પ્રકાશ્યું છે અને અલૌકીક આત્મત્યાગ સ્વીકાર્યો છે તેથી તે સ્વદેશ પ્રેમી સંન્યાસીના ઉંચા આસને જઈ બેને છે. તે ભયંકર દુઃખોમાં પડી પોતાના મંત્ર સાધનમાં તે કોઈ દીવસ અતત્પર રહ્યો નહિ. એક ક્ષણ પણ સમ્રાટ અકબરના અનુગ્રહની કામના તેણે કરી નથી.

* કંધાર નામનો કિલ્લો સાગરજીના કબજામાં હતો. તેના સંતાન સંતતિઓ સાગરજી નામે પ્રસિદ્ધ. તેઓએ, અકબરના વિખ્યાત નરપતિ મહારાજ જયસિંહના સમય સુધી તે કીલ્લાનો ઉપભોગ કર્યો. તેજ સમયે તેઓ અકબરના હસ્તગત કીલ્લા પાસે વૈરાદિ. સુરક્ષિત રાખવા સમર્થ ન થયા તેથી મહારાજ જયસિંહે તે કીલ્લો તેઓના પાસેથી ખેંચી લીધો.

વીરપુજ્ય બાપ્પારાઓળનો વંશધર શું યવનની પાસે મસ્તક નમાવે ! સ્વાધીનતા પહારી હીંદુદ્વેષી પાપીષ્ટ મ્લેચ્છ પાસે શું તે અનુગ્રહની વાંસના રાખે, તેના અદમ્યઉદ્યોગનો પ્રતિરોધ નકરીશકવાથી અકબરે, તેનીસાથેસંધી કરવાનાઘણાંકહેણો મોકલ્યા. પણ વીરહૃદય પ્રતાપસિંહે તે સઘળા અગ્રાહ્ય કર્યાં અને તેને કહેવરાવ્યું: " શું સંધી ! સ્વાધીનતાપહારી મોગલ ચોરની સાથે શું સંધી ! એ સંધિનો અર્થ કેવો ! તેનો અર્થ તો દાસત્વ ! તેનો અર્થ તો પરાધીનતા કે બીજો ! " ટુંકમાં તેણે સંધિનો પ્રસ્તાવ સ્વિકાર્યોજ નહિ. તેના સ્વદેશીય રજપુતોએ, પોતાની બેન દીકરી વિગેરેને મોગલ સમ્રાટને પરણાવી, તેની મોટી મહેરબાની મેળવી હતી. પ્રભુત બળશાળી તાતારાજ અકબરનો સંધિ પ્રસ્તાવ પ્રતાપસિંહે કબુલ્યો નહિ. જે રજપુતોએ દીલ્લીશ્વરને પોતાની દીકરી બેન વિવાહમાં આપી, સંબંધ સુત્રે બંધાયા હતા, તેઓની સાથે પ્રતાપસિંહે પોતાનું સંબંધ સુત્ર છેદી નાખ્યું.

ઉચ્ચપદની આશાથી અને પુષ્કળ ધનની આશાથી અગરજો કે ઘણા રજપુત રાજાઓએ યવનનો પક્ષ પકડયો હતો, તોપણ નિઃસહાય પ્રતાપસિંહ તેથી નિરાશ થયો નહિ. પ્રતાપસિંહને ઉચ્ચું આનુકુલ્ય મળ્યું હતું. પૃથ્વીપાળ હોઇ, પુષ્કળ ધન અને પ્રલોભનવડે જે આનુકુલ્યને મેળવી શકતો નથી. તે પ્રતાપસિંહ આનુકુલ્ય પામ્યો. તે આનુકુલ્ય સ્વર્ગિય અને પવિત્ર હતું. તે પવિત્ર હૃદયની સહાનુભૂતિ તેના અનુરક્ત સરદાર અને સામંતોએ તે પવિત્ર સહાનુભૂતિ પ્રકાશ કરી હતી. તે આનુકુલ્ય આપ્યું હતું. એ સરદારો અને સામંતોને પ્રતાપસિંહના હાથથી કહાડી લેવા કુચરિ અકબરે તેઓને પ્રલોભન દેખાડયાં હતાં, કેટલાકને તેણે પુષ્કળ ધન સંપતિ આપવાનું કહ્યું હતું. કેટલાકને એક એક જનપદના અધીશ્વર બનાવી દેવાનું તેણે કબુલ કર્યું હતું. પણ તેનું સઘળું વ્યર્થ ગયું. કોઇ તેના પ્રલોભન ઉપર લલચાયું નહિ. તે ચંડ પુત્ત અને જયમલ્લના વંશધરો પુષ્કળ વિપતિઓ ભોગવી પ્રતાપસિંહના પક્ષમાં ઉભા હતા. તેના પક્ષમાં રહી તેઓએ તેનાં હૃદયનાં શોણિત આપ્યાં.

ચિતોડપુરીનું જે કાંઇ સૌંદર્ય હતું. જે કાંઈ રમ્યત્વ હતું તે મોગલ સમ્રાટ અકબરના વિદ્વેષાનળમાં ભસ્મ થયું. ચિતોડની એવી દશામાં, ચિતોડને ભટ્ટ કવિઓ ભૂષણહીન, ' વિધવા રમણી ' ના વર્ણને વર્ણવે છે. જનનીનાપરલોક પ્રાપ્તિ ઉપર શોકાર્ત પુત્રો જેમ શોક ચિન્હ ધારણ કરી સુકુળ પ્રકારનાં સુખ ત્યાગ કરે છે તેમ સ્વદેશ પ્રેમી પ્રતાપસિંહે જનની જન્મભુમિ પરાધીનતા માટે સઘળાં સુખો છોડી દીધાં. પ્રતાપસિંહ જે સોનાના અને રૂપાના પાત્રમાં પાન ભોજન કરતો, તે પાત્રો તેણે ફેંકી દીધાં. તેના ઠેકાણે વૃક્ષના પત્રના પાત્ર તે

વાપરવા લાગ્યો. સુખપ્રદ અને કોમળ શય્યા ઉપર તે સુતો હતો. તે શય્યા છોડી દઇ તે કઠિન તૃણશય્યા ઉપર સુવા લાગ્યો. તોપણ એકલાએ તે ભોગ સુખનો ત્યાગ કર્યો નહોતો. પણ તેના વંશધરોને તેમાંથી કેટલીક બાબતનો હાલ પણ ત્યાગ કરવો પડે છે. ચિતોડના ઉદ્ધાર માટે પ્રતાપસિંહે એક સુંદર ઉપાય યોજ્યો, ચિતોડના અધઃપાતની પહેલા નગારાનું રણનગારૂં સેનાદળની સન્મુખે ગર્જિત થાતું પણ પ્રતાપસિંહે હુકમ આપ્યો જે 'આ સમયથી હવે તે નગારૂં સેના દળની પાછળ વાગે' વિધાતાના કઠોર વિધાનાનુસારે મેવાડનું પૂર્વ ગૌરવ, ફરીથી ઉદય પામ્યું નહિ. આજ પણ મેવાડમાં તે નગારૂં સેનાદળની પાછળ વાગે છે. હવે પ્રતાપસિંહના વંશધરો સોનાના અને રૂપાના પાનભોજન પાત્રો ઉપયોગમાં લે છે. અને સુકોમળ શય્યા ઉપર સુવે છે, પણ તેઓ તેઓના પૂર્વજની પ્રતિજ્ઞા ભુલ્યા નથી. તેઓ હાલ પણ તે સઘળા પાત્ર નીચે એક એક વૃક્ષપત્ર મુકેછે શય્યાના નીચે પણ તૃણ મુકે છે.

માતૃભૂમિની એ શોચનીય દુર્દશા જોઇ બીલકુલ કાતર થઇ રાજકેસરી પ્રતાપસિંહ બોલતો હતો જે, જો ઉદયસિંહનો જન્મ ન થાત, અથવા સંગ્રામસિંહ કે તેના વંશધરો શિશોદીયકુળમાં પેદા ન થાત. તો કોઇ પણ તુર્કી રાજસ્થાનને અસ્વાતંત્ર્યની આફતે બાધત નહિ

હીંદુ સમાજની તેસમયની અવસ્થાનું અનુશીલન કરી જોવાથી માલુમ પડેછે જે પ્રતાપસિંહના તે વીરોચીત મહા વાક્ય યથાર્થછે તેના રાજ્યાભિષેકની પુર્વે સો વર્ષના અંદર હીંદુસમાજની રીતીનીતીએ એક અભિનવ વેશ ધારણ કર્યો હતો. યમુના અને ગંગાની નીજ ભુમીથી તે આરાવલી પાસેના પ્રદેશ સુધીનો પ્રદેશ હીંદુ દ્વેષીયવનોના કઠોર હાથે વિદ્દરતા વસ્થામાં આવી પડયોછે. તે પ્રદેશ પ્રતાપસીંહના સમયથી પૂર્વે સો વર્ષસ્ર નવા બાગમાં આવી, ધીરે ધીરે પોતાનું વીરાટ મસ્તક ઉંચુ કરી શીર્ષ સ્થાને આવ્યો હતો, તે વિશાળ પ્રદેશમાં અંબર અને મારવાડના પ્રદેશ અંતરગત હતા તે બન્ને રાજ્યના રાજાઓએ, ક્રમે ક્રમે એક નવું જોર મેળવ્યું હતું. એક મારવાડરાજ દિલ્લીશ્વર શેરશાહની સામે ઉતર્યો હતો વળી ચંબલ નદીના તીરે રહેલા ક્ષુદ્રક્ષુદ્ર રાજાઓએ જોર કરી માથું ઉપાડયું હતું, તેસમયમાં રાજ્યનો અધીશ્વર હીંદુ હતો હીંદુની શી રીતે ઉન્નતિ થાય ભારત વર્ષની આબાદી કેમ થાય તેવા ઉપાયો યોજવા, એ તેઓનો પ્રધાન ઉદ્દેશ હતો તેઓનું બળ બે હદ વધી ગયું હતું પણ તેઓનો મોટો એક અભાવ હતો. તે અભાવ પુરાઈ ગયો હત તો તેઓ યવન શિર ઉપરથી ભારત વર્ષનો રાજ્ય મુકુટ છીનવી લેત. ભારતીય ગૌરવ સંપૂર્ણ રીતે ઉદ્ધારમાં લાવી શકત. તેઓને સાહસ, સબલ સહાય વીગેરે સઘળું હતું પણ તેઓનો એક પણ સુદક્ષ નેતા નહોતો વીર કેસરી સંગ્રામસીંહને પામી, તેઓનો તે બાબતનો અભાવ

દૂર થયો હતો સંગ્રામસીહના ઊંચકુળ ગૌરવ, રાજ્યમર્યાદા અને વીરોચીત્ ગુણગ્રામના વીશયની પર્યાલોચના કરવાથી, તેને એવા દુઃસહ કાર્ય કરવાને સંપૂર્ણ ક્ષમતાવાળો માણસ કહી શકાય તેવું છે વીરપુંગવ, સંગ્રામસીંહ વીરોચિત ગુણથી ભુશીત હતો. હિમાલયથી તે સુકુર રામેશ્વર પર્યંતના સમસ્ત લોકો તેના ગુણગ્રામની પ્રશંસા કરે છે સઘળા હીંદુ સંતાનો, તેને ભારત વર્ષનો ઉદ્ધારકર્ત્તા માને છે, પણ સઘળું વૃથા, ખેનશીબ ભારત વર્ષના અદ્રષ્ટમાં યવનોનું દાસત્વ લખેલું હતું એટલે સંગ્રામસિંહ અકાળે આ લોકમાંથી અંતર્હિત થયો આર્ય લોકો પૈતૃક રાજ્યે એકદમ વંચિત થયા. ભારત વર્ષના ભવિષ્ય લેખમાં લખેલું સંપૂર્ણ સફળ થયું ભારત સંતાનના પગમાં કઠોર દાસત્વની બેડી પડી, સંગ્રામસિંહ પછી કાપુરૂષ ઉદયસિંહ પેદા ન થયો હત અને સંગ્રામસિંહના પછી તરતજ શિશોદીયકુળનું શાસનસુત્ર પ્રતાપસિંહના કરકમલમાં આવ્યું હત, અને અકબર કરતાં થોડી ક્ષમતાવાળા યવન રાજના હાથમાં ભારતવર્ષનો શાસનદંડ આવ્યો હત તો ભારત વર્ષની આવી શોચનીય દુર્દશા થાત નહિ.

બાદશાહ અકબર પુષ્કળ બળ સંપન્ન હતો, પ્રતાસિંહ સ્વલ્પ સહાય સંપન્ન હતો, એ સ્વલ્પ સહાય શી રીતે અકબરના વિરૂધ્ધે પ્રતિજ્ઞતામાં ઉતરે કેવી રીતના ઉપાય યોજવાથી, તે અકબરનો સમકક્ષ થઈ શકે એવી રીતનું અવધારણ કરવા, પ્રતાપસિંહ. મંત્રણાકુશલ, વિચક્ષણ અને વિવેકવાન સરદારો સાથે મંત્રણા કરવા લાગ્યો. સમરોપયોગી સાધનના કામમાં આવતાં સામંતોને તેણે સુમિવૃત્તિ આપી. પ્રયોજનવશે, કમલમીરમાં તેણે રાજપાટ સ્થાપ્યું. અને તે નગર સાથે, ગોગુંદા વીગેરે કીલ્લાનો સારી રીતનો તેણે સંસ્કાર કર્યો. મેવાડના સમતળક્ષેત્રમાં સેના દળ રાખવું તે પ્રતાપસિંહને ઉચિત લાગ્યું નહિ. પોતાના પિતૃપુરૂષની પ્રકૃત પ્રણાલિકાને અનુસરી તેણે સેના દળને દુર્ગમગિરિના પ્રદેશમાં રાખ્યું. થોડા સમયમાં એ સાગની ઘોષણાનો તેણે પ્રચાર કર્યો જે "જે લોકો મારી વશ્યતા સ્વીકારવા સંમત્ત છે. તે લોકો એકદમ લોકાલય ત્યાગ કરી પર્વત પ્રદેશમાં જઈ રહે. નહીં તો તેઓ શત્રુમાં ગણાશે અને પ્રાણ દંડે દંડિત થાશે" એ ઘોષણા પ્રચારિત થઈ એટલામાં લોકો, પોત પોતાનો આવાસ છોડી, પરિવાર સાથે પર્વતમાં રહેવા ગયા. થોડા સમયમાં મેવાડનો અધિક ભાગ ઉજડ થઈ પડયો, બુનાસ અને બેરીસ નદીના પાણીથી ધોવાતો ફળદ્રુપ અને રમ્ય ભૂપ્રદેશ સંપૂર્ણ રીતે બેચીરાગ એટલે નીષ્પ્રદીપ થઈ પડયો.

પોતે પ્રચારિત કરેલો તે કઠોર વિધિ પ્રજાવર્ગ પાળે છે કે નહી તે જોવા પ્રતાપસિંહ, કેટલાક સૈનીકોને લઇ છાનો ગિરિનિવાસ છોડી નીચેની ભૂમિ ઉપર ઉતરી સઘળા સ્થળે ફરવા લાગ્યો જે સઘળા લોકાલય, પૂર્વે લોકોના કોલાહળે

પરિપૂર્ણ હતાં. આજે તે સઘળાં નિરવ અને નિર્જીવ થઇ ગયાં, જે યુવતીઓના વિમળ હાસ્યે નિરંતર ઉદ્દભાસિત હતાં હાલ તે વિષાદાંધકારે છવાઇ ગયેલાં હતાં. આજ મેવાડનું પૂર્વ સૌંદર્ય નહોતું. તે સૌંદર્ય પ્રભાવે, મેવાડ ભૂમિ મનોમોહન નંદનકાનન સમાન ગણાઇ હતી. આજ તેનું તે સૌંદર્ય સંપૂર્ણ વિનષ્ટ થયું, આજ તે સુખનું નંદનકાનન દુઃખદાયક સ્મશાન જેવું થઇ પડયું. મેવાડની પ્રજાની જે સુદર હવેલીઓ હતી તેમાં આજ હિંસક પશુનો વાસ હતો. એક વાર પ્રતાપસિંહ પોતાના અનુચર સાથે બુનાસ નદીના તીરના અંતલા નામના સ્થાને ફરતો હતો એટલામા એક ભરવાડ તે ફળદ્રુપ સ્થાને બકરાં ચરાવતો તેણે જોયો, ભરવાડ પ્રતાપસિંહની કાંઇપણ ગણના કર્યા વિના ત્યાં ફરતો હતો. પ્રતાપસિંહે તેની સમુખ આવી એ પ્રમાણે રાજાવમાનના કરવાના ત્રણ ચાર પ્રશ્નો તેને પુછયા અને તેણે તેને પ્રાણ દંડે દંડીત કર્યો. અને તેનું શરીર એક ઝાડ ઉપર લટકાવી નાખ્યું, પ્રતાપસિંહના એવા ભીષણ આચરણથી મેવાડ ઉજડ થઇ ગયું. ટુંકામા એવી અવસ્થાવાળા મેવાડ ઉપર દુર્વૃત યવનોનો કટાક્ષ પાત્ર થયો નહિ. અર્થાગમના સઘળા ઉપાય પ્રતાપસિંહે એકદમ છોડી દીધા. પણ અકબરની સામે જે યુદ્ધ કરવાનું હતું, તેમાં અર્થની પુરી જરૂર હતી. પ્રતાપસિંહને તે ખર્ચ કાઢવાનો અર્થ કયાંથી હોય ! પણ તેના વિશ્વસ્ત સરદારોએ તેના માટે રૂડા ઉપાયો યોજ્યા. એ સમયે યુરોપ સાથે મોગલ લોકનું પુષ્કળ વાણિજ્ય ચાલતું હતું, તેના માટે વેપાર રોજગારનો સામાન સુરત વીગેરે બંદરે જવા મેવાડમા થઈ જાતો હતો, સરદારો તે સામાન લુટવા લાગ્યા.

હીંદુ મુસલમાનની વચ્ચે ભયંકર યુદ્ધાગ્નિ સળગી ઉઠયો. એક તરફ મોગલ સમ્રાટ અકબરનું વિશાળ સેનાદળ, બીજી તરફ એકલો પ્રતાપસિંહ, પ્રતાપસિંહ સાથે કેટલાક સરદારો અને થોડા સૈનિકો હતા. ઘણું કરી તે સઘળો રજપુત સમાજ અને સઘળુ ભારતવર્ષ અકબરના ચરણે નમેલું હતું. એ ચરણે નમેલા બેનસીબ રજપુત સમાજનો ઉદ્ધાર કરવા, વીર કેસરી પ્રતાપસિંહ મોગલ સમ્રાટ અકબરની વિરુધે ભયંકર યુદ્ધમાં ઉતર્યો. અકબરના સેના સાગર પાસે પ્રતાપની સેના માત્ર ખસોચીયા જેમ હતી.

તે રજપુત વીરોના હૃદયમા જે મહામંત્ર નિહિત હતો તે સામાન્ય નહોતો, એ મહાસમરમાં ઉત્તેજીત થઇ, તેઓએ પોતાના દેશ માટે પોતાના પ્રાણો ખુશીથી આપવા સંકલ્પ કર્યો. અજમીરમાં પોતાનું પ્રધાન સેનાદળ મુકી, અકબર, રજપુત કુલ કેસરી પ્રતાપસિંહ સાથે લડવા ઉતર્યો. તેનો તે પ્રચંડ યુધોધમ જોઈ મારવાડરાજ માલદેવ અત્યંત ભય પામ્યો, અને અંબરરાજ ભગવાનદાસના જઘન્ય ઉદાહરણને અનુસરી અકબરની મહેરબાની મેળવવા, તે મોગલ સમ્રાટના ચરણપદ્મે પડયો. આમ કરી, તેણે પાકાનસિંહ શેરશાહના હુમલામાંથી બચવા

તેણે ઉદ્યોગ કર્યો. જેણે આજ સુધી પ્રકૃત રજપુતના શૌર્ય કાર્ય કર્યાં છે, આજ તે દુર્ભાગ્ય વશે, તેના સઘળાં સાહસ અને તેજસ્વિતા છોડી દઈ અધમ થઇ અકબરના પક્ષમાં ગયો. તેણે પોતાના પુત્ર ઉદયસિંહને જુદી જુદી કીમતી ભેટો લઇ અકબરની પાસે મોકલ્યો* અકબર તે સમયે અજમીર તરફ જતો હતો, રસ્તામાં મારવાડ રાજપુત્ર ઉદયસિંહની નાગોર નામના સ્થળે મુલાકાત થઈ, અકબરે તેને આદર સાથે ગ્રહણ કર્યો. તેને "રાજા" એવા ઇલ્કાબથી ભૂષિત કર્યો. ત્યાર પછી મારવાડના રાજાઓ "રાજા" એવા નામે કહેવાયા. એમ કહેવાય છે જે રાઠોડ ઉદયસિંહ બહુ સ્થુલકાય હતો. તે માટે માણસો તેને "મોટા રાજા" એવા નામે બોલાવતા હતા. તે સમય રાઠોડની રાજનીતિની ઉન્નતિનો સુત્રપાત થયો, તે રાઠોડ રજપુતો, મોગલ સામ્રાટની જમણી ભુજા હતા. પણ પવિત્ર કુળ મર્યાદાને જલાંજળિ આપી, રાઠોડ રાજે મોગલ સમ્રાટનું સંમાન મેળવ્યું, તે શું તેના પૂર્વ પુરૂષોના કામને શોભાવે એવું થયું! તેણે પોતાની દુહિતાને મોગલ સમ્રાટના કરમાં સોંપી તેની તે કન્યાનું નામ યોધબાઇ હતું. § યોધબાઈને અકબરના કરમાં સોંપી તેના બદલામાં રજપુત કુલાંગાર ઉદયસિંહને ચાર આબાદ જનપદ મળ્યા. એ ÷ ચાર જનપદની પ્રતિવરસ વીશ લાખ રૂપૈયાની પેદાશ હતી. તેથી કરી મારવાડ રાજ્યની પેદાશ, બમણી થઇ પડી. અંબરરાજે અને મારવાડ રાજે જે એવાં જઘન્ય કાર્ય કર્યાં છે તે કાર્યને ઘણા ખરા રજપુત રાજાઓ અનુસર્યા. તે બન્નેના અનર્થકર રોગ, ચેપી થઇ બીજા રજપુત રાજાઓને ચોંટયા.

તે રજપુત રાજાઓમાં નૈતિક બળ ન હોવાથી, તેઓ મોગલ સમ્રાટના પ્રલોભનને વશીભૂત થયા હતા. એ પ્રમાણે રાજસ્થાનના ઘણાખરા રાજાઓ, અકબરના પદાનત થયા. તેઓનો વિશાળ રાજ્ય સમૂહ મોગલ સામ્રાજ્યમાં અંતર્લીન થઈ ગયો. એ સઘળા હીંદુ નરપતિઓએ મોગલ સમ્રાટને એટલો બધો ઉપકાર કરી આપ્યો હતો કે તેથી મુસલમાન ઇતિહાસકોને, તેઓને, "મોગલ સામ્રાજ્યના સ્તંભ" તે અલંકાર સ્વરૂપ, એમ કહેવાની ફરજ પડી છે.

એ સઘળા રજપુતોને લઇ, સમ્રાટ અકબર, વીરપુંગવ પ્રતાપસિંહ સાથે યુદ્ધમાં ઉતર્યો, જેના પૂર્વજોએ એ અગાઉ મેવાડના રક્ષણ માટે પ્રાણ આપ્યા હતા, આજે તે પૂર્વજના વંશધરો મેવાડનું સર્વ નાશ કરવા તૈયાર થયા. રજપુતો થઇ રજપુત કુળ શિરોમણી પ્રતાપસિંહના વિરૂધ્ધે તેઓ યુદ્ધક્ષેત્રમાં ઉતર્યા. તેનું

* ઈ. સ. ૧૫૬૯ (હીઝરા) ૭૭૭ માં યુદ્ધ વ્યાપાર ચાલ્યો.

§ યોધબાઈના પેટે ધર્મપ્રિય શાહજહાન પેદા થયો. યોધબાઈનું સમાધિમંદિર આગ્રા પાસે સેકંદ્રા નામના સ્થાને સ્થાપિત.

÷ તે ચાર જનપદના નામ-ગદવાર-ઉજ્જયિની, દેવળપુર અને બુદનાવર

રાજ્યુ દેખાઇ આવે છે જે યવનના હાથમા પોતાનુ કુળ મહાત્મ્ય વેચી દઇ તેઓએ વિલક્ષણ રીતે જાણ્યુ હતુ જે તેઓનો અધઃપાત અવશ્યે ભાવી છે તેઓ અધઃપતિત હોઈ, એકનો પ્રતાપસિંહ કુળ મર્યાદા જાળવી રહેલ છે, એવો વિચાર તેઓના હૃદયમા સહ્ય થાતો નહોતો તેથી કરી, પ્રતાપસિંહ ઉપર તેઓ સઘળાનો ઇર્ષાનળ સળગી ઉઠયો એ પ્રમાણે ઘણુ કરી રાજસ્થાનના ઘણાખરા રાજાઓ યવન સમ્રાટ અકબરના પાપ પ્રલોભને વશીભૂત થઈ અકબરનો પક્ષ પકડી બેઠા માત્ર બુદીરાજ હાનરાજ એ કલકિત કર્મથી બચી ગયેલ છે ત્યાર પછી પ્રતાપ સિંહે, તે સઘળા અધઃપતિત સાથે સબદ્ધ વ્યવહાર બધ કરી દીધો, દિલ્લી, પત્તન, મારવાડ અને ધારાનગરીના રજપુતનો શોધ કરી તેણે તેઓની સાથે સબધ વ્યવહાર રાખ્યો કોઇ શિશોદીય રજપુતે પોતાની ભગીની કે પુત્રીને દિલ્લીના મોગલ નાકરમા સોપી નહિ, મોગલ સામ્રાજ્યના અધઃપાત સુધી પણ કોઈ શિશોદીય રજપુતે મારવાડ અને અબરના રાજા સાથે કન્યા લેવા દેવાનો વ્યવહાર રાખ્યો જ નહોતો એમ થવાથી પ્રતાપસિંહનુ ગૌરવ વધી ગયુ તુચ્છ રાજ્ય ધનની લાલસાએ પોતાની પુત્રી અને ભગીનીને મોગલના કરમા આપી અબર, મારવાડ અને બીજા પ્રદેશના રજપુતો અધઃપતિત થયા તેઓનુ પ્રાચીન ગૌરવ સપૂર્ણ રીતે નાશ પામ્યુ સ્વજાતીય બધુઓ પાસે તેઓ તિરસ્કારભાજન અને ઘૃણાભાજન થયા એ વિવરણની સત્યતા મારવાડ અને અબરના તે રાજાઓના પત્ર વાચવાથી માલુમ પડે છે તે બન્ને રાજાનુ નામ ભક્તસિંહ અને જયસિંહ છે તે બન્ને રાજાઓએ, મોગલ સમ્રાટની પ્રસન્નતાથી એક સમયે પુષ્કળ ક્ષમતા મેળવી હતી તેઓ રાજસ્થાનમા તે સમયે શ્રેષ્ઠ નરપતિ કહેવાતા હતા આવા કલકિત કર્મથી તેઓના હૃદયને શરમ રૂપી કીડો કોતરી નાખતો હતો તેઓ તુચ્છ રાજ્ય સમાનને ધિક્કારવા લાગ્યા શિશોદીય કુળ સાથે વૈવાહિક સૂત્રે બધાઈ જવા તેઓએ રાણા પ્રતાપસિંહને અનુનય વિનયથી કહેવરાવ્યુ મહારાજ ! અમે કલકિત થયા છીએ, અમારો અધઃપાત થયો છે રજપુત કુળની આબરૂ અમે ખોઈ બેઠા છીએ આપ અનુગ્રહ કરી અમને પવિત્ર કરો !

શિશોદીય કુળ કુલનાશી વિકન કેમની પ્રતાપસિંહે પોતાનુ કુળ ગૌરવ જાળવવા કેવા મહત્કાર્યમા સ્વાર્પણ કર્યો છે તેનુ વિવરણ નીચની હકીકતથી માલુમ પડશે રાજા માનસિંહ અબરના કુશાવહ રાજાઓમા વિશેષ પ્રસિદ્ધ હતો તેના જ અભીષેક સમયથી અબરની સુખ સમૃદ્ધિ ક્રમે ક્રમે વધી

વીરવર બાબર નરશ્રેષ્ઠ તે સામ્રાજ્યને અનબણુ ગણવા માટે જે પ્રકૃષ્ટ યોજના યોજી હતી તે યોજના સહુથી પહેલા અબરરાજ માનસિંહથી કાર્ય કર થઈ રજપુતકુળમા અબરરાજ માનસિંહે પોતાની બેનને અકબરના કરમા આપી, બાબરનુ ભાવી દર્શન સફળ કર્યું કુકમા મોગલ સામ્રાજ્યની દૃઢતા કરવા અને ઉન્નતિ કરવા, રાજા માનસિંહ સહુથી પહેલા યત્નવાન થયો આપણે

અગાઉ કહી ગયા કે રજપુત ભગવાનદાસે પોતાની દીકરી હુમાયુનના દીકરા અકબરના કરમા સોપી એટલેકે અકબર માનસિહનો બનેવી થાય એ સબધ બધન પછી સાળા બનેવી વચે ઝડો સદભાવ આવ્યો, માનસિહ સાહસિક યુદ્ધ અને રણ કુશળ રજપુત હતો અકબરના આશ્રય તળે રહી, તે થોડા સમયમા મોગલ સામ્રાજયમા પ્રધાન સેનાપતિ થઈ પડયો તેનાજ બાહુબળે અકબર ઘણા પ્રદેશ જીતી લેવા મતાવાળો થયો કાકેશસ સેલમાલાથી ઠેઠ કેપકુમારીન પર્યંતનો પ્રદેશ અકબરના પદ તળે હતો માનસિહના બાહુબળથી અકબર બહુ ભૂભાગનો ધણી થયો માનસિહ હીદુ હતો હીંદુ હોઈ હીદુ શાસ્ત્રકારની આજ્ઞાની અવહેલા કરી શા કારણે તે સિંધુનદ ઓળગી બીજા પ્રદેશમા જવાને સમત થયો તેના વિશેષ કારણ છે અકબરની અપૂર્વ માનવ હૃદયજ્ઞતા હતી, તે અલૌકિક ક્ષમતાના પ્રભાવે હીદુ સતાનના ઘણાખરા કુમસ્કાર તેણે દુર કર્યા * સોલાપુરના યુદ્ધક્ષેત્રમા જય મુકુટ માથે મુકી રાજા માનસિહ જયોત્ફુલ્લ હૃદયે ભારતવર્ષમા પાછો આવ્યો અને પ્રતાપસિહ પાસેથી આતિથ્ય સ્વીકારવા માટે તેણે તેની પાસે માણસ મોકલ્યુ પ્રતાપસિહ તે સમયે કમલમીરમા રહેતો હતો અબરપતિ માનસિહના તે સમાચાર સાભળી તેને લેવાને ઉદયસાગર સુધી આવ્યો તે સરોવરની શિલામય ઉચ્ચ ભુમિ ઉપર અબરપતિ માનસિહ માટે જુદી જુદી જાતના પાન ભોજનની ગોઠવણ કરી હતી ક્રમે આહાર્ય અને પેય સામગ્રી તેયાર થઇ રાજકુમાર અમરસિહે માનસિહને ભોજન માટે આમત્રણ કર્યું, માનસિહ ભોજન સ્થાને આવ્યો ત્યા તેણે રાણા પ્રતાપસિહને જોયો નહિ, તેથી તેના મનમા વિષમ સદેહનો ઉદય થયો રાણાની ગેરહાજરીનુ કારણ તેણે કુમાર અમરસિહને પુછ્યુ, અમરસિહે ઉત્તર આપ્યો જે પિતાના શીરે વેદના બહુ છે માટે તે અહીં આવ્યા નથી, માનસિહનો સદેહ વધ્યો

માનસિહ થોડા ગર્વિત સ્વરે બોલ્યો "રાણાને બોલો, હુ તેની શિરોવેદનાનુ પ્રકૃત કારણ સમજ્યો છુ " આ સમયે જે થવાનુ છે તે થઈ ચુક્યુ જે ભ્રમમા પડયા છીએ, તે ભ્રમ શોધવો દુર્લભ છે જ્યારે તે મારી સાથે ભોજન નહિં કરે ત્યારે કોણ કરશે, પ્રતાપસિહે જુદી જુદી જાતના છળ કરી માનસિહને ફોસલાવ્યુ પણ માનસિહનો સદેહ તુટયો નહિ, માનસિહ ભોજન કરવા સમત

* વિસ્તૃત કાબુલ રાજ્ય તે સમયે મોગલ સામ્રાજ્યનુ અતર્ભુક્ત હતુ અકબરનો નાનો ભાઈ મીર્જાહાકીમ તે પ્રદેશનો શાસનકર્તા હતો પણ દુરકાળ મીર્જાહકીમ તાબેદારી કરી રાજ્યભોગ કરવા વિતૃષ્ણ હોઈ તે કાબુલ નગર પોતાને હસ્તગત કરવા બળવો કરી ઉભો થયો તે વિદ્રોહી દળને પરાજીત કરવા અકબરે માનસિહને કાબુલમા મોકલ્યો હીદુ શાસ્ત્ર વિધિ પ્રમાણે સિંધુનદ પાર જવાનુ ફરમાન નથી તોપણ પ્રભુનો આદેશ માની માનસિહ સિંધુનદ પાર પામી યુદ્ધમા ગયો માનસિહે બળવો સમાવ્યો અને મીર્જાનો પરાજય કર્યો

થયો નહિ છેવટે રાણાએ કહી મોકલાવ્યું "જે રજપુત પોતાની બેનને તુર્કોના હાથમાં સોંપી તુર્કો સાથે ભોજન કરેછે તેની સાથે, સૂર્યવંશીય બાપ્પારાઓલના વંશધર શી રીતે એકઠો ભોજન કરે" રાજા માનસિંહ, પોતેજ પોતાના અપમાનનો ભાગી થયો રાણાએ આવવાનું તેને નિમંત્રણ કર્યું નહોતું માનસિંહ રાણાની પ્રતિજ્ઞા જાણતો હતો પ્રતાપસિંહે તેની સાથેનો સઘળો સંબંધ તોડી નાખ્યો હતો એમ પણ માનસિંહના જાણવામાં હતું ત્યારે માનસિંહે શા સાહસે, રાણાને નિમંત્રણ કરી મોકલ્યું હુકામાં પ્રતાપસિંહ આ વિષયમાં કેવળ નિર્દોષ હતો અને માનસિંહ, પોતાના અપમાનનું પોતે કારણ હતો

રાજા માનસિંહે, ખાનપાનને સ્પર્શ કર્યો નહિ તેણે કેટલુંક અન્ન ઇષ્ટદેવને ઉત્સર્ગ કર્યું અને કેટલુંક પોતાની પાઘડીમાં રાખી ને ત્યાંથી વિદાય થયો તે આસન ઉપરથી ઉઠયો કે પ્રતાપસિંહ તેની સમક્ષ આવી ઉભો રહ્યો માનસિંહનું હૃદય દારૂણ અપમાનથી સંતપ્ત થયું પ્રતાપસિંહની સામું જોઇ તે બોલ્યો "તમારા માનસંભ્રમની રક્ષા કરવા માટે અમે અમારા ગૌરવ સંભ્રમ ઉપર જલાન્જલિ આપી છે અને અમારી પુત્રી તેઓને સોગવના કરવા સોંપી છે, પણ કાયમ વિપદમાં રહેવાનો આપનો અભિપ્રાય હોય તો તે અભિપ્રાય સફળ થાશે મેવાડ ભુમિ આપને હવે હૃદયમાં ધારણ કરશે નહિ ત્યાર પછી પોતાના ઘોડા ઉપર બેસી પ્રતાપસિંહ ઉપર કુટીલ કટાક્ષ કરી તે બોલ્યો, "હું એ તમારો દર્પ ચુર્ણ કરી શકું નહિ તો મારૂ નામ માનસિંહ નહિ" પ્રતાપસિંહે ઘણા સાથે તેને ઉત્તર આપ્યો 'ઠીક ઠીક! તમારી વાતથી સુતુષ્ટ થયો રણક્ષેત્રમાં તમને હું મળુતો ઘણોજ પરિતોષ પામું, તે સમયે પ્રતાપસિંહના એક સેવકે કટાક્ષવ્યંજક વચને કહ્યું જાતિભ્રષ્ટનો સ્વર્ગવાસ કરી દેવો યુક્ત છે, ઉદયસાગરના તટ ઉપર જે વાતચિત થઇ તે સઘળી અકબર પાસે નિવેદીત થઇ માનસિંહનું અપમાન થયું તે પોતાનું અપમાન થયું એમ અકબરે માન્યું રાણાએ કરેલ ભયંકર અપમાનનો બદલો આપવા તેણે યુદ્ધોદ્યોગ કર્યો આ યુદ્ધોદ્યોગમાં જે ભયાવહ રણાગ્નિ સળગી ઉઠયો, તેમાં વિક્રમ કેસરી પ્રતાપસિંહે અમરતા મેળવી તેથી તે સ્વદેશ પ્રેમીક સ્વાધિનોના આબરૂદાર ઉચ્ચાસનને જઇ બેઠો તેના પવિત્ર શોણીતથી સિક્ત થયેલ હલદીઘાટ પ્રસિદ્ધ થયું જ્યાંસુધી મેવાડનું નામ દઇ એક પણ આશામી શિશોદીય વંશના રાજાના હાથમાં રહેશે ત્યાંસુધી વીરપુત્ર પ્રતાપસિંહની પરાક્રમ ગાથા સહુ કોઇના મુખમાંથી બહાર નીકળશે

દીલ્હીશ્વર અકબરનો જ્યેષ્ઠ પુત્ર, ભાવિ સિંહાસનનો ભાવિ ઉત્તરાધિકારી સલીમ હલદીઘાટ યુદ્ધમાં સેનાપત્યના અધીકારે અભિષિક્ત થઇ, પ્રતાપસિંહના વિરૂદ્ધે

વિશાળ મોગલ સેના લઈ યુદ્ધ કરવા ચાલ્યો. રાજા માનસિંહ અને મહોબતખાં યુધ્ધોપયોગી સલાહ આપવા, સલીમની સાથે યુદ્ધ યાત્રામાં ચાલ્યા. પણ વીર કેસરી પ્રતાપસિંહની મદદમાં કાંઇ સામાન નહિ ! બાવીશહઝાર રજપુતો અને કેટલાક ભીલવીરો તેની સહાયમાં હતા. તેના હ્દયમાં અને તેના મદદનીશના હ્દયમાં લડવાનો અલૌકિક ઉત્સાહ હતો. એટલી માત્ર મદદથી તે વિશાળ મોગલ સેનાની સામે લડવા રણાંગણમાં ઉતર્યો. રાજકીય સેનાદળ પહેલાં તો, કાંઈપિણ અટકાવ વિના આરાવલ્લીના બહારના પર્વત પ્રદેશમાં પેહું, ત્યાંથી તે આરાવલ્લીના પ્રધાનગિરિ પથમાં જઇ ઉભું રહ્યું.

આરાવલ્લીના તેજ કૂટ માર્ગવાળા દુષ્પ્રવેશ્ય પ્રદેશમાં વીર કેસરી પ્રતાપસિંહ પોતાની સેના સાથે અતિ સાવધાન થઈ ઉભો હતો. તે પ્રદેશ ઉદયપુરથી પશ્ચિમ ભાગે આવેલ છે. લંબાઇમાં તે સ્થળ દશ યોજન હતું. વળી પહોળાઈમાં ઘણું કરી ચાળીસ કોશ હતું. તે સમચતુષ્કોણ સુવિશાળ પ્રદેશમાં કોરવ, વનરાજ અને પર્વતમાળા હતી. ક્ષુદ્ર ક્ષુદ્ર નદીઓ તેમાંથી નીસરી તેના વિભાગને વિભુષિત કરતી હતી. તે ગિરિ પ્રદેશના મધ્યબિંદુરૂપે ઉદયપુરને ગણીએ તો અત્યુતિ ગણાય નહિ. ઉદયપુરના જે પડખે થઈ તે પ્રદેશમાં પેસી શકાય, તે પડખામાંજ દુર્ગમ અને વિષમ પર્વત માર્ગ હતો. તે માર્ગ એટલો સાંકડો, કે તેની અંદરથી બે ગાડી સાથે વા સામ સામે ચાલી શકે તેમ નહોતું. તે દુર્ગમ અને વિષમ પ્રદેશમાં ઉભા રહી ચારે દિશાએ નજર કરાય. તો ચારે દિશામાં અભ્રભેદી ગિરિ આકાર શિવાય બીજું જોવામાં આવે નહિ, તે પ્રદેશનુ નામ હલદીઘાટ. હલદીઘાટના હ્દય શોભી ઉંચા ગિરિવ્રજના પાદ પ્રદેશમાં રજપુત વીરો સાવધાન દૃષ્ટિથી ચારે તરફ જોતા ઉભા હતા. બીજી તરફ ભીલલોકો ધનુષ બાણ લઈ તે પર્વતની ટોચે મોટી એકાગ્ર દૃષ્ટિથી ઉભા હતા, તેઓના ચરણના તળેના મોટા મોટા શિલા ખંડ રાશીકૃત પર્વતની ટોચ ઉપરથી તે પથરો ફેંકે તો શત્રુનો પરાજય થાય.

તે દુર્ગમ હલદીઘાટના ભયંકર ક્ષેત્રમા વીર પુંગવ પ્રતાપસિંહ, મેવાડના પ્રધાન પ્રધાનવીરોને લઇ શત્રુની સેનાની રાહ જોતો ઉભો હતો. સંવત ૧૬૩૨ ( ઇ. સ. ૧૫૭૬ ) ના વર્ષમાં શ્રાવણ માસના સાતમા દિવસે રજપુત અને મોગલની સેના પરસ્પર મળી, હલદીઘાટના ક્ષેત્રમાં સંગ્રામ કરવા પ્રવૃત થઈ. યુદ્ધ ભયાવહ થઇ પડયું. સ્વાધીનતા રક્ષણ માટે માત્ર આવું યુદ્ધ ભારતવર્ષમાં અને ગ્રીકદેશમાં થયેલું છે. દુર્ધર્ષ યવનોના કરાલ ગ્રાસમાંથી મેવાડની સ્વાધીનતા અને ગુઢતાનો ઉદ્ધાર કરવા માટે પ્રતાપસિંહના મદદગારો ઉત્તમ ઉત્સાહે ઉત્સાહીત થઈ મોગલ સાથે લડવા લાગ્યા. વીરકેસરી નિર્ભીક પ્રતાપસિંહ સિંહ પરાક્રમે સઘળાથી અગ્રસર થઇ યુદ્ધમાં ઉતર્યો, તેનું તે અદભુત સાહસ અને પરાક્રમ જોઇ રજપૂત સામંત સરદારો મોટા જોરથી લડવા લાગ્યા. પ્રતાપસિંહનો પ્રયાસ

ફળવાળો થયો તેના વિક્રમથી શત્રુ સૈન્ય વ્યુહ ભીત થયું. તે ભિન્ન વિભક્ત અને દલિત મોગલ સેનાને મથિત અને વિત્રાસિત કરતો પ્રતાપસિંહ રજપુત કુલાગાર માનસિંહને શોધવા લાગ્યો ઘણા મોગલવીરો તેની કરાલ તલવારે ખંડિતથયા

મોગલ સેનની અંદર માનસિંહનો પત્તો પ્રતાપસિંહને મળ્યો નહિ. પ્રતાપની પ્રચંડ ગતિને કોઇ રોકી શક્યુ નહિ કેટલાક મોગલ વીરો તેના ભાલાના અગ્રથી વિદ્ધ થઇ ભૂમિ તળે પડયા પોતાના ભીષણ શત્રુ માનસિંહને શોધવા તે શાહજાદા સલીમની નજીક ગયો હીંદુદ્વેષી મોગલ સમ્રાટના મોટા પુત્રને સમ્મુખે જોઇ, પ્રતાપસિંહ સાહસ દૃઢતા અને ઉત્સાહથી ઉત્તેજીત થયો. તીક્ષ્ણ તરવાર ઉંચી કરી. તે પોતાના દુશ્મન મોગલની સામે ચૈતક ઘોડા ઉપર બેસીને ચાલ્યો તેની તેજસ્વી તલવારના ઘાથી સલીમના રક્ષકો ખંડિત થઇ પૃથ્વી ઉપર પડયા પછી પ્રતાપસિંહ, સલીમના રણમાતંગ તરફ ચાલ્યો. તેનો અશ્વ ચૈતક, પોતાના પ્રભુનુ અદ્ભુત વિરત્વ જોઇ મોટો બહાદુર અને શક્તિવાળો થઇ ગયો હોય એમ જણાયુ પોતાના પ્રભુના કહ્યા પ્રમાણે પ્રચંડ રણમાતંગનું વિકટ શુંડાસ્ફાલનને ન ગણકારી અશ્વ ચેતકે તે વારણેન્દ્રના મદસ્રાવિત કુંભસ્થળ ઉપર પોતાનો જમણો પગ મુક્યો, તેટલામાં પ્રતાપસિંહે પોતાનુ શુળ સલીમ ઉપર ફેંક્યુ. સલીમનો હોદ્દો લોહથી જડેલો હતો સારા ભાગ્યે તે શુળ હોદ્દાને લાગ્યુ જેથી શુળના ઘામાથી રાજકુમાર સલીમ બચી ગયો પ્રતાપસિંહનુ ભયંકર શુળ સલીમને વાગ્યુ નહિ પણ તેનો ઘા અનર્થક નીવડયો નહિ હોદ્દાના ઉપર તેનો પ્રતિઘાત થયો, અને છેવટે તે માવતને વાગ્યુ તેના ઘાથી દુર્ભાગ્ય માવત હોદ્દા ઉપરથી જમીન ઉપર પડી મરણ પામ્યો ત્યારપછી મદોન્મત હાથી, નિરંકુશ થઇ સલીમને લઇ તીવ્ર વેગે રણસ્થળથી પલાયન કરી ગયો

પ્રતાપસિંહના શુળાઘાતથી બચી સલીમ પલાયન કરી ગયો ખરો પણ રજપુત વીરે તેને છોડયો નહિ પ્રતાપસિંહે તેનો ચૈતક અશ્વ તે પલાયન કરતા ગજેંદ્રની પાછે ચલાવ્યો તે સમયે બન્ને દળના વચ્ચે ભયંકર યુદ્ધ ચાલ્યુ. અગણ્ય મોગલ સૈનીકો પોતાના સમ્રાટ પુત્રને બચાવવા તલવાર ચલાવવા લાગ્યા. નિર્ભીક સાહસી રજપુતો, પ્રતાપસિંહને મદદ કરવા લાગ્યા રજપુતોની યુદ્ધચેષ્ટાનો પ્રતીરોધ મોગલ સૈનિકો કરી શકયા નહિ છેવટે તેમાંથી કેટલાક સૈનિકો ભૂમિ ઉપર પડયા પણ તેથી પ્રતાપસિંહને કંઇ ફાયદો થયો નહિ. મુસલમાન સૈનિકો રણાંગણમાં મૃત્યુશરણે પડયા તેના બદલે બીજા સૈનીકો આવી રજપુતો સાથે લડવા લાગ્યા અનેક રજપુત સામંત સરદારો પ્રતાપસિંહના જીવિત માટે મોટા ઉત્સાહે લડવા લાગ્યા. ક્રમે પ્રતાપસિંહના ઘણું દળ ક્ષય પામ્યું પણ તેથી પ્રતાપસિંહ અટકયો નહિ. રાજપુત કુળકલંક માનસિંહની શોધમાં તે ઉન્મત્તની જેમ ફરવા લાગ્યો. તેના માથા ઉપર મેવારનું રાજચીન્હ હતું, તે ઉંચા છત્રનો

લશ્કરી, મોગલ વીરોએ, ચારે તરફથી આવી પ્રતાપસિંહને ઘેરી લીધો. તેણે ત્રણ વાર પોતાના જીવિતની રક્ષા કરી. પ્રતાપસિંહના માથા ઉપર રાજછત્ર હતું. તે તેણે ત્યાગ કર્યું નહિ. પણ તેને વિષમ સંકટ આવી પડયું. આ સમયે યુદ્ધ કરતો કરતો શત્રુદળમાં આવી પહોંચ્યો. તેની પાસે સામંત સરદાર કોઇ નહોતું તેની ચારે તરફ શત્રુસેના હતી. શત્રુઓ હાથમાં તલવાર લઇ પ્રતાપસિંહ ઉપર દોડયા. પ્રતાપસિંહે પોતાની હાલત સારી રીતે જોઈ લીધી. તે સમજ્યો કે તેનું જીવન સંકટમાં છે. તોપણ તે એક ક્ષણના માટે નિરૂત્સાહ થયો નહિ.

કઠોર ઉદ્યમે અદમ્ય અધ્યવસાયે અપૂર્વ ખડગચાલથી, તેણે શત્રુ સેનાને વિત્રાસિત કરી દીધી. શત્રુ પક્ષનું દમન કરતો તે ઉન્મત માતંગની જેમ રણ સ્થળે ફરવા લાગ્યો. શત્રુના અવિરામ શસ્ત્રાઘાતે, તેના અંગ પ્રત્યંગ ઉપર સાત ઘા થયા હતા, તોપણ પ્ર નસિંહને શાંતિ નહોતી, તે ગભરાયો નહોતો, પણ પોતે એકલો હોઈ અસંખ્ય શત્રુ સૈનિક સાથે શી રીતે લડી શકે, તેણે જાણ્યું જે આ અવસ્થામાં યુદ્ધસ્થળે થોડા સમય રહેવાનું થાશે તો પ્રાણ એક ક્ષણમાં ચાલ્યા જાશે, અદભૂત રણ નૈપુણ્ય બતાવી તે તે સ્થળની બહાર નીકળી ગયો, એટલામાં દૂરથી જય પ્રતાપનો જય ! એવો અવાજ સાંભળવામાં આવ્યો, પ્રતાપનું હૃદય બમણા ઉત્સાહે ઉત્સાહિત થયું. તે સદભસિંહ નાદ કરી ઉઠયો, છત્રધરે તેના માથા ઉપર ઉત્સાહથી છત્ર ધર્યું તેટલામાં વીરવર ઝાલાપતિ માન્ના કુદી પ્રતાપસિંહની પાસે આવ્યો. વીરવર માન્નાએ રાજચિન્હ છત્ર પ્રતાપસિંહના મસ્તક ઉપરથી લેવરાવી પોતાના મસ્તક ઉપર ધારણ કરાવ્યું. મેવાડનો વાવટો ઉંચો કરાવી, શત્રુ સેના મધ્યે તે ચાલ્યો. તે રાજચિન્હ જોઇ શત્રુઓએ ઝાલાપતિને રાણો પ્રતાપસિંહ છે, એમ ગણ્યો. તેઓ તેનો સંહાર કરવાના અભિપ્રાયે તેની ઉપર દોડયા પ્રતાપસિંહે દૂર રહી જોયું જે વીરવર માન્નો પોતાના અપૂર્વ જોર સાથે લડે છે, છેવટે તે વીરવર તેના સૈનિકો સાથે રણાંગણે પડયો. વીરવર પ્રતાપસિંહને કાંઇ સારૂં ફળ મળ્યું નહિ. મોગલ સેના સોગણી અધિક તેમાં વળી તે સેના પાસે તોપો, બંદુકો વીગેરે અગ્ન્યસ્ત્ર હતા. પ્રતાપસિંહની સેના તેની પાસે કેટલી ક્ષણ ઉભી રહે ! રજપુતોમાંથી ઘણા રજપુતો સ્વદેશના કલ્યાણ માટે રણાંગણમાં પડયા. તે દિવસે રણાંગણ થકી રજપુત સેનાના બાવીશ હજાર સૈનિકોમાંથી આઠ હજાર સૈનિકો પાછા આવ્યા.

હલદીઘાટના પહેલા દિવસના યુધ્ધે પ્રતાપસિંહ ચૈતક ઉપર બેસી બહાર નીસરી પડયો હતો, તેનું સઘળું અંગ ક્ષતવિક્ષત અને રક્તાક્ત હતું. દુઈ મરણ શ્રમે તે બીલકુલ પરિશ્રાંત થયો હતો. તેનો પ્રિયતમ અશ્વ ચૈતક પણ તેની માફક પરિશ્રાંત થઇ પડયો હતો, તોપણ તે પોતાના પ્રભુને પોતાના પૃષ્ઠ ઉપર રાખી પર્વત પ્રદેશ તરફ ચાલી ગયો. પણ તેમ થવાથી પ્રતાપસિંહ નિરાપદ નહોતો. બે મોગલ સૈનિકો

ચેતક, ઉપર્યુક્ત વીરનો ઉ… … … તે … ના પ્રતાપથી અને શ્રમથી પ્રતાપસિંહ વિશાળ મોગલ … … હતો જે ચેતક તેનો પ્રાણરક્ષક હતા આ સમયે, તે ચેતકને મરેલો જોઈ પ્રતાપસિંહના આનંદોત્સવમાં વિઘ્ન આવ્યું ત્યારપછી શક્તસિંહે, પ્રતાપસિંહને પોતાનો ઘોડો આપ્યો તે ઘોડાનું નામ અાતકારો હતું પ્રતાપસિંહ તે ઘોડા ઉપર ચઢ્યો જે સ્થળે તુરંગરાજ ચેતકનું મરણ થયું તે સ્થળે સમાધીસ્થળ બધાણું +

પ્રીયજન સાથે પ્રીયજનની મુલાકાત સ્વર્ગ સુખપ્રદ છે પણ પ્રતાપસિંહ અને શક્તસિંહના ભાગ્યમાં તે મુલાકાત …ર્ગ સુખપદ નીવડી નહિ વાસ્તે સલીમના હૃદયમાં સંદેહ પેદા થાય એવી આશંકા થવાથી શક્તસિંહ મોગલ સેનાને મળી જવા પાછો ફર્યો, વિદાય થતી વખતે મોટાભાઈ પ્રતાપસિંહની ચરણ વંદના કરી શક્તસિંહ બોલ્યો, "જો અનુકુળતા હશે તો હું જલદીથી આપને પાછો મળીશ"

જે બે આશામીઓ પ્રતાપસિંહની પઠવાડે પડ્યા હતા તે બન્ને આશામીઓ શક્તસિંહના હાથે મરાણા તેમાથી એક આશામીનો નિવાસ ખોરાસાનમાં હતો અને બીજાનો નિવાસ મુલતાનમાં હતો શક્તસિંહ તે ખોરાસાની નનિકના ઘોડે બેસી સલીમના દરબારમાં આવ્યો પણ તેણે જે પ્રથમ આશંકા કરી હતી તે આ શંકા મજબૂત થઈ તેના આવવામાં વિલંબ અને તેની ભાવભંગી જોઈ સલીમના હૃદયમાં સંદેહ પેદા થયો તેણે તેને તે ખોરાસાની અને મુલતાની નેનિકની હકીકત પુછી શક્તસિંહે જવાબ આપ્યો "જે તેઓ તો પ્રતાપસિંહના હાથથી મરાણા છે પ્રતાપસિંહ તેઓનો સંહાર કરી શકત નહોતો પણ છેવટે તેણે મારો ઘોડો પણ મારી નાખ્યો હું તે ખોરાસાની નૈનિકના ઘોડા ઉપર બેસી અહીં આવ્યો છું" શક્તસિંહનું બોલવું સાંભળી સલીમે તેને અભયદાન આપી કહ્યું "તમો જો સઘળી વાત સાચી કહેશો તો તમારો દોષ માફ થાશે, સલીમના બોલવાનો અંત આવ્યો નથી એટલામાં શક્તસિંહનું મુખ વર્ષાઋતુના મેઘની જેમ ક્રમેક્રમે ગંભિર થઈ ગયું તે નિઃશંકચિત્તે બોલી ઉઠ્યો "એક વિશાળ રાજ્યનો ભાર મારા મોટાભાઈ પ્રતાપસિંહના સ્કંધે આવેલો છે લાખો લોકના સુખદુઃખ તેના ઉપર રહેલા છે આ સમયે તે મોટી વિપદમાં હતો તેને તે વિપદમાંથી ન બચાવી હું શીરીતે નિશ્ચિંત રહી શકું સલીમના મસ્તકનો એક કેશ પણ કંપિત થયો નહિ તે, પોતે કરેલ પ્રતિજ્ઞાનું પાલન કરવા ભુલ્યો નહોતો તેણે તે સમયે તો શક્તસિંહને જવા દીધો શક્તસિંહના પક્ષમાં મંગળ થયું થોડા સમયમાં મોટાભાઈ સાથે જઈ મળ્યો પ્રતાપસિંહ તે સમયે

× … … … 'ચેતક ચબુતરા' એવા નામે પ્રસિદ્ધ છે તે હાલના … … … છે ચૈતકનું ચિત્ર, તેના પ્રભુના ચિત્ર સાથે મેવાડના પ્રત્યેક ગૃહસ્થના ઘરમાં હોય છે

જયોલ્લાસે ઉલ્લાસિત થઈ યુવરાજ સલીમે હલદીઘાટનો પર્વત પ્રદેશ છોડયો. વર્ષાની અવિહળધારાથી નદી ફીનારા વીગેરે કર્દમિત થઈ જવાથી ગિરિ પ્રદેશ અત્યંત દુર્ગમ થઈ પડયો. એટલે કે તે સમયની અવસ્થા મોગલોને વિઘ્નકર થઇ પડી તે સમયના સુયોગમાં પ્રતાપસિંહે થોડા રોજ નિવૃત્તિ ભોગવી. પણ નવ વસંતના આવવાથી સઘળા રસ્તાઓ સુગમ થઇ પડયા. દુર્ધર્ષ મોગલોએ ફરીથી પ્રતાપસિંહનાં ઉપર હુમલો કર્યો. પ્રતાપસિંહ, તે વિશાળ મોગલ સેનાની વિરૂદ્ધે મોટા વીર્યથી ઉતર્યો. દુર્ભાગ્યવશે, તે યુદ્ધમાં પણ તેનો પરાજય થયો. તેણે ઉદયપુરનો ત્યાગ કરી, કમલમીરમાં જઇ સેનાદળ સ્થાપ્યું ÷ પણ તે સ્થળે તે નિશ્ચિત રહી શકયો નહી. મોગલ સેનાના અધિપતિ કોકાશાહબાજખાંએ કમલમીરનો ગિરિ પ્રદેશ ઘેરી લીધો. દુર્ધર્ષ મોગલના ઘેરાનો સંપૂર્ણ રીતે અટકાવ કરી પ્રતાપસિંહ ઘણા દીવસ, કમલમીરના કીલ્લામાં રહયો. તે સ્થળે આબુપતિ સ્વદેશ દ્રોહી દેવરાજે દગો કર્યો. કમલમીરમાં નાગન નામનો એક કુવો હતો ત્યાં તે એકજ જળાસ્થ હતું. તે દુરાચાર સ્વદેશ દ્રોહીએ તે કુવાના મોગલ લોકોને ખબર આપ્યા. મોગલ લોકોએ વિષધર પનંગારાએ તેનું જળ દૂષિત કર્યું. વિષ દુષ્ટ જળ અનુપયોગી હોઈ, જળાભાવે પ્રતાપસિંહ મોટું દુઃખ પામવા લાગ્યો.

પ્રતાપસિંહે, કમલમીરનો ત્યાગ કરી ચૌંદક નામના કિલ્લામાં આશ્રય લીધો. દુર્દાંત મોગલોએ તે સ્થાનને પણ ઘેરો ઘાલ્યો. શનિ ગુરૂ સરદાર ભણુસિંહે, ચૌંદકિલ્લાના ઉદ્ધાર માટે યુદ્ધમાં મોટું પરાક્રમ બતાવ્યું, છેવટે તે યુદ્ધ સ્થળે પડયો, એ પ્રસિદ્ધ યુદ્ધસ્થળે મેવાડનો પ્રધાન ભટ્ટ કવી નિપાતિત થયો, તેની હૃદયોત્તેજક વીરગાથા સાંભળી રજપુત વીરો એટલા બધા ઉત્તેજીત થયા હતા કે સઘળાઓ સ્નેહ મમતા છોડી યવનોના ઘેરાનો વ્યર્થ કરી દેવા ચેષ્ટા કરવા લાગ્યા. ચૌંદનાં ઘેરાનો વૃત્તાંત લઈ કવિએ પોતાના રાજાનું એવું વીર્યકીર્તન કરી જે વીર ગાથા બનાવી છે તે વીરગાથાની આજ પણ મેવાડમાં રજપુતો ગાવામાં આવૃત્તિ કરે છે. તે કવિની પરલોક પ્રાપ્તિ ઉપર રાણા પ્રતાપસિંહને રણમાં ઉત્સાહિત કરવાને કોઈ રહ્યું નહિ. તેણે માત્ર પ્રતાપસિંહની ગાથાઓ ગાએલી હતી. એ સઘળી વીર ગાથા, એવી તેજસ્વિની ભાષામાં લખેલ છે કે તે સઘળી વાંચવાથી નિર્જીવ અને નિસ્પૃહ આશામી નવબળે અને અપૂર્વ ઉત્સાહે, ઉશ્કેરાઈ જાય તેમ છે.

જ્યારે યવનોએ કમલમીરના કીલ્લાનો કબજો લીધો ત્યારે રાજા માનસિંહે ધર્મમતી ગોગુંડા નામના કીલ્લાને ઘેરો ઘાલ્યો. મહોબતખાંએ ઉદયપુરનો કબજો કર્યો. આમીશાહ નામના યવન રાજપુત્રે ચૌંદ અને અગુણાપાનોરના મધ્ય સ્થળમાં

÷ સંવત ૧૬૩૩ (ઈ. સ. ૧૫૭૭) ના માઘ માસના સાતમાં દિવસે આ યુદ્ધ થયું છે.

રહી, પ્રતાપસિંહ સાથેનો ભીલનો સંબંધ તોડી નાખ્યો વળી ફરીદખા નામનો યવન સેનાપતિ લશ્કર સાથે પ્રતાપસિંહના આશ્રય સ્થળ ચોદક સુધી પહોંચી ગયો એ રીતે ચારે દિશા તરફથી ઘેરાઈ જઈ વીર કેસરી પ્રતાપસિંહ નિરાશ્રય થઇ પડયો આજ મેવાડમા કોઇ સ્થળે જવાથી પ્રતાપસિંહને સુખશાંતિ નહોતી આજ હુદાત મોગલો મેવાડના દરેક સ્થળે ફરતા હતા પણ તેઓ પ્રતાપસિંહને પકડી શકયા નહિ પ્રતાપસિંહ આણભયે પલાયન કરતો નહોતો તે ગુપ્તભાવે ગુપ્ત સ્થળે રહી ભટકી શત્રુની ગતિવિધિ જોતો હતો આમાન્ય યુદ્ધોમા એ પ્રમાણે ઘણા દિવસો નીકળી ગયા દુશ્મનોના હાથમા પ્રતાપસિંહ આવ્યો નહિ પ્રતાપસિંહ તેઓના હાથમા ન પડતા, ઘણા યવનોનો વધ કરી તેઓને ભૂતળ શાયી કર્યા, સેનાપતિ ફરીદખા વિચારતો હતો જે તેના કબજામા પ્રતાપસિંહ આવશે પણ તેની ધારણા સુફળવાળી થઇ નહિ. એક સમયે વીરસિંહ પ્રતાપસિંહે, મોગલ સેનાને કૂટ ગિરિમાર્ગમા રોકી ઉત્સાહિત કરી હતી પણ ત્યા કોઇ લોક તેને કબજે કરી શકયુ નહિ દુકામા ચેતન લોગી મોગલ સૈનિકો ક્રમે ક્રમે નિરૂત્સાહિત થઇ ગયા અનેક રજપુતો સાથે લડવાનો તેઓનો ઉત્સાહ ભગ થઈ ગયો વર્ષાની અવિચલ જલધારાથી રાહ માર્ગો તથા છાના માર્ગો કર્દમિત થઈ દુર્ગમ થઇ પડયા વળી સઘળા પર્વત પ્રદેશના જળાશયમાથી વિપાક્ત અને પીડાકર ધાતવ બાષ્પ નીકળવાથી લોકો નાતદુરસ્ત થઇ ગયા તે માટે થોડા રોજના માટે યુદ્ધ મોકુફ રહ્યુ એ રીતે દરેક વર્ષાકાળમા યુદ્ધ મોકુફ રહેવાથી પ્રતાપસિંહને પૂર્ણ નિવૃત્તિ મળતી હતી

એ પ્રમાણે વર્ષ ઉપર વર્ષો ચાલ્યા ગયા, અનત પ્રકૃતિ રાજ્યમાં ઘણો ફેરફાર થઇ ગયો તોપણ મોગલ સમ્રાટ પ્રતાપસિંહને હસ્તગત કરી શક્યો નહિ. પ્રતાપસિંહના આશ્રય સ્થળ, તેના હાથમાથી ખસી જઈ મોગલના હાથમાં ગયા પ્રતાપસિંહનો દુઃખરાશી ક્રમે ક્રમે વધતો ગયો એ સમયે તેનો પરિવાર વર્ગ તેની મૂળ ચિંતાનું ખાસ કારણ થઇ પડયો શત્રુના હાથમાથી પોતાનો ઉદ્ધાર પોતે કરી શકશે, પણ તેના પરિવર્ગમાથી કોઈ શત્રુના કબજામા જાશે તો તેના ઉદ્ધાર માટે કેવી યોજના કરવી એવી ચિંતાનો તેના મનમાં ઉદય થયો તે તેની ચિંતા મૂળ વિનાની નહોતી એક સમયે શત્રુઓના હસ્તમા તેના [illegible] ાર વર્ગ આવી જાતો હતો પણ ભીલ લોકોના મોટા પ્રતાપે તેમ થતા તેનો બચાવ થયો લેવાના કાગા નિવાસી ભીલ લોકોએ પ્રતાપસિંહના પરિવાર વર્ગને કલશની ખાણમા રાખી તેનો બચાવ કર્યો હતો પરમ હિતકારી ભીલ લોકો પોતે અનાહારે રહી પ્રતાપસિંહના પરિવાર વર્ગને આહાર કરાવતા હતા તેઓ રજપુતના બચ્ચાને વ્યાઘ્ર વીગેરે હિંસ્ર પશુથી બચાવતા હતા, પોતાના પરિવાર વર્ગની દુર્દશા જોઇ પ્રતાપસિંહ એક ઘણુવાર પણ

નિરુત્સાહિત થયો નહિ

વીરપુંગર પ્રતાપસિંહની અનુવર્નીય સહિષ્ણુતાનુ અદમ્ય સાહસનુ અને અલૌકિક અધ્યવસાયનુ વિવરણ થોડા સમયમા સમ્રાટઅકબરના કાને પહોચ્યુ તે અતીવ ચમત્કૃત થઈ રજપુતવીરને પુષ્કળ સાધુવાદ અને ધન્યવાદ આપવા લાગ્યો તે સઘળી જનશ્રુતિ સત્ય છે કે મિથ્યા, તે જાણવા માટે પ્રતાપસિંહના ગુઢ નિવાસમા તેણે ગુપ્ત ખાતમીદારો મોકલ્યા તે ખાતમીદારોએ જોયુ જે પ્રતાપસિંહ પોતાના સામંત સરદારોથી પરિવૃત થઈ એક વિશાળ વૃક્ષ તળે તૃણાસન ઉપર બેસી ભોજન લે છે અને યોગ્ય સામંતોને આનંદથી રાજપ્રસાદનો હૂનો આપે છે તે ગુપ્ત ખાતમીદારે સમ્રાટની પાસે આવી સઘળી હકીકત કહી તે સાભળી રાજસભામા મોટી ભક્તિનો ઉદય થયો સઘળા પ્રતાપસિંહના બેહદ માહાત્મ્ય ઉપર વિમૂઢ થઈ તેની પ્રશંસા કરવા લાગ્યા

દુર્ભાગ્યના કઠોર અંકુશતાડનથી અનાહારથી અનિદ્રાથી અને જુદી જુદી ભયંકર યંત્રણાથી પણ પ્રતાપસિંહ પોતાની પ્રતિજ્ઞાથી વિચલીત થયો નહિ પણ જેઓ તેને પ્રાણથી વહાલા હતા જેઓના સમાન સભ્રમ જાળવી રાખવા તે પુષ્કળ દુઃખ ભોગવતો હતો, તેઓના બેહદ કષ્ટ જોઈ પ્રતાપસિંહની દ્રઢતા દૂર જતી હતી તે ઉન્મતની જેમ દોડી દોડીવાર દારૂણ શોક કરી બેસતો હતો હૃદયની પ્રીતિદાયિની વનિતા ગિરિગહનમ બીલકુલ નિરાશ્રય થઇ પડી રહેતી હતી તેનો રાજકુમાર રાજભોજ્ય વસ્તુથી વંચિત થઈ ઘણા દિવસ અનાહારે રહેતો હતો એકવાર દુર્ધર્ષ શત્રુઓના આક્રમણથી થોડાકાળ મુક્તિ પામી, પ્રતાપસિંહ પોતાના પરિવાર સાથે અરણ્ય વિરામ સંભોગ કરવા લાગ્યો તે સમયે તેની મહિષી અને તેની પુત્રવધુ તૃણબીજનુ ચુર્ણ કરી તેનો રોટલો બનાવતા હતા તે રોટલાનો અર્ધ ભાગ તેઓએ બાલક બાલિકાને વહેચી આપ્યો બાકીનો અર્ધભાગ ભવિષ્યના માટે રાખ્યો પ્રતાપસિંહ પડખે તૃણશય્યા ઉપર સુઈ પોતાના ભાગ્યનો વિચાર કરતો હતો એટલામા તે પોતાની દુહિતાનો મર્મ ભેદી ચિત્કાર સાભળી એકદમ ચમકી ઉઠયો

તેનો ચિત્તસ્રોત સહસા બધ પડી ગયો વિસ્મય વિસ્ફારીત નયને રોતી બાલીકા તરફ તેણે જોયુ તો એક જગલી બીલાડો અરધી રોટલી લઈ ચાલ્યો ગયો તે જોઇ દુહિતા રૂવે છે પ્રતાપસિંહનુ ભેજુ ફરી ગયુ તેણે ચારે તરફ અંધકાર જોયુ આજ દિન સુધી તેનો અધ્યવસાય અને સાહસ અદમ્ય અને અક્ષુણ્ણ હતુ ભયંકર યુદ્ધક્ષેત્રના તેના પુત્ર વિગેરે સબધીઓએ, પોતાના જીવનનો ત્યાગ કર્યો છે, એમ પ્રતાપસિંહના જાણમામા હતુ તોપણ તેથી તે નાહિમ્મત નહોતો, શાથી કે તે જાણતો હતો જે, જે કર્તવ્ય સાધન કરવા તેઓ આ પૃથ્વીમા પેદા થયેલ છે, તે કર્તવ્ય પુરૂ કરી તેઓ આ પૃથ્વી છોડી અમરધામમા ગયા છે,

તેમા દુખ શુ ! પણ આજ મહારાણાએ પ્રાણ પુત્રીને રોતી જોઈ એકદમ તે નાહિમ્મત થઇ બોલી ઉઠયો, "જો આવી રીતના દુખો ભોગવી રાજસમ્રમનું રક્ષણ થાતુ હોય તો તે રાજ્યસમ્રમને હજારો ધિક્કાર છે" ત્યારપછી થોડા ક્ષણ ઉપર તેણે તે સઘળા દુખનો નાશ કરવા અકબરને પ્રાર્થના કરી

પ્રતાપસિંહે અકબરને તે વિષયનો એક પ્રાર્થના પત્ર મોકલ્યો અકબર તે પત્ર પામી પુલકિત થયો, પ્રતાપસિંહના એવા વિનયનો સાર જોઇ તેણે દિલ્હીમા સર્વત્ર નૃત્યગીત કરવાનો હુકમ કર્યો નગરમા ઘેરઘેર નૃત્યગીત થવા લાગ્યા. મોગલ કુળના સઘળા માણુનો આનદમા મત્ત થયા મોગલ સમ્રાટ અકબરે આનદોત્ફુલ્લ હૃદયે પૃથ્વીરાજ નામના એક રજપુતને પ્રતાપસિંહનો તે પત્ર બતાવ્યો પૃથ્વીરાજ અકબર પાસે બદી થયો હતો જે વર્ષ (સ ૧૫૧૫) મા રાઠોડ વીર જોધરાવે મુદરમાથી પ્રતિષ્ઠિત જોધપુરમા રાઠોડનુ સિંહાસન રોપ્યુ તે વર્ષમા તેનો એક પુત્ર નામે વિકાએ ભારતવર્ષના નરૂ પ્રાતમા પોતાના નામથી વિકાનેરની સ્થાપના કરી પૃથ્વીરાજ વિકાનેર રાજનો નાનો ભાઇ હતો વિકાના વશધરોના વિક્રમ પ્રભાવથી વિકાનેર ક્રમે ક્રમે આબાદ થઇ ઉઠયુ, વિકાનેરના રાજા રાયસિંહે મારવાડ રાજ રાવરેવનો અધમ દાખલો અનુસર્યો નહિ પૃથ્વીરાજ તે રાયસિંહનો ભાઇ થાય અદૃષ્ટના દારૂણુ વિપાકે તે મોગલ સમ્રાટની પાસે બદી હતો પણ તેનુ હૃદય અસીમ વિક્રમે અને મહાન સ્વદેશ પ્રેમપૂર્ણ હતુ પૃથ્વીરાજ વીર પુરૂષ હતા એટલુ નહિ પણ તે કવી હતો એવા સુદર ગુણે વિભૂષિત થઇ તે તેજસ્વિની ભાષામા કવીતા કરી મનુષ્યનુ મન મુગ્ધ અને રજન કરતો હતો અને ખરી જરૂરીયાતે હાથ તરવાર લઇ યુદ્ધ કરતો હતો દુખમા તે સમયે, રાજસ્થાનમા તે મહાવીર અને શ્રેષ્ઠ હતા કાવ્યાનદાયિની વીણાપાણી શારદાના કૃપાબળે પૃથ્વીરાજે રાજસ્થાનના નઘગા ભટ્ટ કવીઓ ઉપર જય મેળવ્યો હતો બાલ્યકાળથી પ્રતાપસિંહના વિરત્વે, ઉદારત્વે અને મહત્વે અનુપ્રાણિત થઇ રજપુત કવિ પૃથ્વીરાજ, પ્રતાપસિંહને દેવભાવે પુજતો હતો પ્રતાપસિંહે અધિની પ્રાર્થના વાળો પત્ર મોકલ્યો છે એ વાત જાણી તે દારૂણ મનોવેદનાથી પીડીત થયો પ્રતાપે, તે પત્ર લખ્યો છે એમ તેને પહેલા વિશ્વાસ આવ્યો નહિ તે અકબરની પાસે પોતાની સ્વભાવિક નિર્ભયતા અને નમ્રતાથી બોલ્યો, "આ પ્રતાપસિંહનો નહિ હુ સારી રીતે પ્રતાપને ઓળખુ છુ આપનો રાજમુકુટ પ્રતાપસિંહના માથા ઉપર મુકી દ્યો તોપણ તેજસ્વી પ્રતાપસિંહ આપને નમશે નહિ

પૃથ્વીરાજ સમ્રાટ અકબરની અનુમતિ લઇ પ્રતાપસિંહને, એક દૂતદ્વારા એક પત્ર લખી મોકલ્યો પત્રવાચતા માલુમ પડેછે કે પૃથ્વીરાજે પ્રતાપસિંહને અકબરને

નમવાનાં કારણ પુછયાં. પણ પત્રની અંદર એક ગુપ્તભાવ રહેલ હતો. ટુંકામાં પૃથ્વીરાજે એવા અવમાન સૂચક કાર્યમાંથી ફરી જવા, પ્રતાપસિંહને તેમાં વિનતિ કરી હતી. પત્ર કવિતામાં લખ્યો હતો. તે કવિતા, એટલી બધી તેજસ્વિની અને હૃદયગ્રાહિણી હતી. જે આજ પણ અનેક રજપુતો તે આનંદે ગાય છે.

"હીંદુના સઘળા આશા ભરૂસા હીંદુ ઉપર નિર્ભર કરે છે. રાણો તે સઘળા આશા ભરૂસા છોડી શકયો નહોતો. તે સમયના રાજસ્થાનના રજપુતો, પોતાનું જાતીય ગૌરવ છોડી બેઠા હતા, રજપુત સ્ત્રીઓ પવિત્ર સંમ્માન ગૌરવ હારી બેઠી હતી. રજપુતનું કુળ અને રજપુતનું રૂપ આ વિશાળ બજારમાં માત્ર એક અકબરથી ખરીદાતું હતું. એક માત્ર ઉદયસિંહના પુત્ર સિવાય અકબરે સઘળાને ખરીદી લીધા હતા. પ્રતાપસિંહ અમૂલ્ય હતો. પ્રકૃત્ત રજપુત થઈ કોઇ નવરોજાના દિવસે પોતાની કુળ મર્યાદા હારી બેસે ખરો! તો પણ ઘણા રજપુતોએ તે પ્રમાણે કર્યું, અનેક રજપુતો, નિરૂપાય થઇ તે નવરોજાના દિવસે પોતાની અવમાનતા પોતાની નજરે જોતા હતા. આવા કલંકિત કામથી હમિરનો એક વંશધર દૂર રહ્યો હતો. હમીર વંશધર પ્રતાપસિંહ, દૂરથી, પોતાની કુલ મર્યાદા જાળવી રાખતો હતો.

રાઠોડવીરનો ઉત્તેજનાના સારવાળો પત્ર વાંચી પ્રતાપસિંહ એક પ્રચંડ ઉત્સાહે, પ્રોત્સાહિત થઈ ગયો. તેને એવું માલુમ પડયું કે દશ હજાર રજપુતોની મદદ તેને આવી પહોંચી, તે કવિતાના પ્રભાવે પ્રતાપસિંહનું સુપ્ત માન હૃદય નવોત્સાહ અને નવા બળે ભરાઇ ગયું. તે કઠોર કાર્યક્ષેત્રમાં ઉતરવા ઉન્માદિત થયો.

પ્રકૃત્ત રજપુત હોઇ કોઈ નવરોજના દિવસે, પોતાની કુળ મર્યાદા છોડે ખરો! દિવાકર જે દિવસે મેષ રાશિમાં પ્રવેશ કરે છે. તે દિવસે પૂર્વ દેશીય મુસલમાનો, નવરોજ (નવ વર્ષ દિવસ) નો મહોત્સવ પાળે છે. પંડતવર અબુલફજલનો ગ્રંથ (ઇતિહાસ) ભણવાથી તે નવરોજાનો વિગુઢ અર્થ માલુમ પડે છે.

એ નવરોજા નવવર્ષનો દિવસ નથી. તે એક મહોત્સવનું પર્વ છે. અકબરે તે નામ બદલી તેનું નામ ખુશરોજ રાખ્યું છે. પ્રતિમાસે નવવર્ષનો દિનસ,એ આનંદોત્સવ થાતો હતો. એ આનંદોત્સવનો દિવસ મુસલમાનોનો પ્રધાન દિવસ હતો તે દિવસે, મોગલ સામ્રાજ્યમાં સઘળા લોકો આનંદોત્સવથી મત્ત રહેતા હતાં દુઃખ અને વિષાદની છાયા પણ કોઇના મુખ ઉપર જોવામાં આવતી નહિં. તે દિવસે રાજસભામાં સઘળા લોકો હાજર રહેતા હતાં. મહીષી પણ મોટા ધુમધામથી દરબારમાં બેસતી હતી. આબરૂદાર મુસલમાનોની અને સામંત રજપુત સરદારોની સ્ત્રીઓ પણ મહીષીના દરબારમાં હાજર રહેતી. તે ખુશરોજનો દિવસ એક વિલક્ષણ વિષયના માટે પ્રસિદ્ધ હતો. રાજમહેલની પાસે એક અવરૂદ્ધ પ્રદેશમાં તે

નિમિતે એક મેળો ભરાતો હતો. તે મેળામાં માત્ર સ્ત્રીઓ ભરાતી હતી. પુરૂષો તે મેળામાં જઈ શકતા નહિ.

રજપુત અને મુસલમાન વેપારીની સ્ત્રીઓ જુદા જુદા દેશનાં પ્રખ્યાત શિલ્પ દ્રવ્ય લઈ તે મેળામાં વેચવા બેસતી હતી. * અને બીજા ગૃહસ્થની સ્ત્રીઓ તે મેળામાં આવી પસંદ કરેલાં દ્રવ્યો ખરીદતી હતી. સમ્રાટ, અકબર, ત્યાં છાનો વેશ લઈ ભમતો હતો તેમાં તે પસંદ કરેલી ચીજો લેતો, અને રાજકીય બાબતની અને રાજ્યાધિકારીની બાબતની હકીકતો પૂછી તેનો મર્મ જાણી લેતો હતો એ ઉત્સવ પ્રતિષ્ઠાના મૂળ દેશમાં એક હેય અને અધમ દુષ્પ્રવૃતિ ગુપ્તભાવે રહેલી હતી, તે દુષ્પ્રવૃતિ, બુદ્ધિમાન, મનુષ્ય જાણી શકે. કૌશલજ્ઞ અબુલફજલે એ દુષ્પ્રવૃત્તિ અને દુરભિસંધિને બીજા રૂપે વર્ણવી વિશ્વની ચક્ષુમાં ધુળ નાંખીછે. અબુલફજલનું તે વાત છાની રાખવાનું કૌશલ બહાર પડીગયું અને એકંદર ફળ વાળું થયું નહિ. કાળના અમીસ માહાત્મ્યે સત્યનો આલોક પોતાની મેળે પ્રસિદ્ધ થાય છે. અકબર શું સર્વ ભાષાવિત્ હતો ! નિરક્ષર યવની અને રજપુત રમણી જે દુર્જ્ઞેય મિશ્ર ભાષામાં વાર્તાલાપ કરતી હતી. તે શું તે સમજી શકતો હતો ! કોઈ બુદ્ધિવાળો પુરૂષ, સુચતુર અબુલફજલના કૌશલમાં ભુલી જઇ અવનત મસ્તકે અક્ષુબ્ધ હૃદયે, મોગલ સમ્રાટની તે ભયંકર દુરભિસંધિની માટે તેને સાધુવાદ આપશે ખરો ! જેને સામાન્ય જ્ઞાન છે તે પણ તે પાપાશય સમ્રાટની નવરોજા સંબંધે દુષ્પ્રવૃત્તિ કળી કહાડશે. એ પાપમય ઉત્સવમાં કેટલાક પવિત્ર રજપુત કુળોની આબરૂ અને મર્યાદા કલંકસ્રોતમાં ડુબી છે. કેટલીક રજપુત રમણીના પવિત્ર સ્વર્ગીય સતીત્વરત્નો લુટાયાં છે.

જે અકબર " જગદગુરૂ " " દિલ્હીશ્વરોવા જગદીશ્વરોવા " વીગેરે પવિત્ર ઉચ્ચ સંમાન સૂચક ઉપનામ પામેલ છે. જે અકબર નિરપેક્ષ પ્રજા પાળક હતો એમ ઇતિહાસમાં વર્ણિત છે. સ્વજાતીય ઇતિહાસ લેખકો જેને સત્યસંધ ધર્મનિષ્ટ વિશુદ્ધ હૃદય એવા અલૌકીક વિશેષણોથી વિભૂષિત કરે છે.

* રજપુતની સ્ત્રી કે પુરૂષ શિલ્પદ્રવ્ય સારી રીતે તૈયાર કરી શકતા હતાં. તે પોત પોતાની તૈયાર કરેલી સામગ્રી વેચવા માટે તે રાજકીય પ્રદર્શનીઓમાં મોકલતાં હતાં. તેના બદલામાં તેને પુષ્કળ નાણું મળતું હતું. ઘણાંખરાના જાણવામાં હશે જે એશીયાખંડના કેટલાક દેશના અધિપતિઓ, તેવી કારીગીરીના કામમાં કુશળ હતા. સમ્રાટ ઔરંગઝેબ સારી ટોપી તૈયાર કરીને મેળામાં વેચવા મોકલતો. તેના વેચાણમાં તેણે જે દ્રવ્ય મેળવ્યું છે તે તેની અંત્યેષ્ટિ ક્રીયામાં સારી રીતે વપરાયું છે. ખીલજીઅહમદ સાહિત્યાનુરાગી હતો. તેના હસ્તાક્ષર ઉત્તમોત્તમ હતા. એ હસ્તાક્ષરથી કવિતા લખી પોથી બનાવીને પોતાના અમીર ઉમરાવમાં વેચતો હતો તેથી તે પુષ્કળ દ્રવ્ય મેળવતો હતો.

તે અકબર ભુવન વિદિત હોંઇ, પોતાની પ્રભુતાનો અપવ્યવહાર કરીપસ્થરોનું હૃદય કરી એ રીતનું સાધુ વિગર્હિત આચરણ કરે તેનો કોઈકાળે વિશ્વાસ આવે તેમ નથી. એ વાત હૃદયમાં આવવાથી હૃદયનું છેવટનું તળીયું પણ આલોડિત થઈ જાય છે. અદૃષ્ટ તરંગના પ્રચંડ ઘુર્ણિપાકમાં પડી જે રજપુતોએ પોતાની સ્વાધીનતા, જે અકબરને વેચી દીધી. તે અકબરે નિરક્ષર નિકૃષ્ટ હીન માણસની જેમ કામ વિમૂઢ થઈ રજપુતોના પ્રાણ સ્વરૂપ મહિલાના જીવનનું સાર રત્ન સતીત્વ હરી લીધું. તે મનમાં લાવવાથી તેને ભારતેશ્વર કહેવો તે અત્યંત અયુક્ત છે. તેને કપટતાનો વિશ્વાસઘાતકતાનો અને સ્વાર્થપરતાનો મૂર્તિમાન પિશાચ કહી એ તો ચાલે તેમ છે. કેવળ બીકાનેર રાજકુમાર પૃથ્વીરાજેજ પોતાની સહ ધર્મિણીના ઉંચા સાહસથી અને ધર્મબળના પ્રભાવથી તે નિદારૂણ શોચનિય અધઃ-પતનથી આત્મકુળને બચાવ્યું છે. તેની સહધર્મિણી પવિત્ર શીશોદીય કુળમાં પેદા થઈ હતી. તે વીરવર શક્તસિંહની દુહિતા રાજકુમારી ઉંચાકુળમાં જન્મી ઉંચા ગુણોથી વિભૂષિત હતી. તેની જેવી સર્વાંગ સુંદરી સ્ત્રી તે સમયે રાજસ્થાનમાં નહોતી. પૃથ્વીરાજે અનેક પૂણ્યબળે એલલ્લામસુતા સતી શીરોમણી મેળવી હતી.

દુરદષ્ટ વશે પૃથ્વીરાજ મોગલ સમ્રાટ અકબરની પાસે બંદી હતો તેનું સુખ દુઃખ સંપદ વિપદ વીગેરે અકબરના હાથમાં હતું. તેનું ભાગ્ય સૂત્ર મોગલ સમ્રાટના હસ્તમાં હતું, પણ તેમ થવા તે મોગલ સમ્રાટનો અનુગ્રહાકાંક્ષી અને ચરણાનત નહોતો. સર્વ ગુણ સંપન્ન સ્ત્રીના પ્રેમાલાપથી તેણે અધીનતા દુઃખ ઘણા દરજ્જે કમ કરી દીધું હતું. તેની સ્ત્રી તે સમયે રાજસ્થાનમાં સર્વાંગ સુંદરી અને સર્વ ગુણ સંપન્ન ગણાતી હતી. નીચે લખેલું વિવરણ પાઠ કરવાથી તેની સત્યતા વિષે સંશય રહે તેમ નથી એ વિવણરથી તે સ્ત્રી રત્નનું અલૌકિક સતીત્વ પ્રતિપાદન થાય છે. દિલ્હીશ્વર અકબર એક રોજ ખુશરોજના દિવસે આનંદ બજારમાં છાના વેશે ભટકતો હતો એવામાં પૃથ્વીરાજની વનિતાનું સ્વર્ગીય સૌંદર્ય તેના નયન દર્પણમાં પ્રતિફલિત થયું, તે નયનસ્નિર્ધકર અપૂર્વ રૂપ લાવણ્ય જોઇ તેના મન પ્રાણ મોહિત થયા, ચિત્રાર્પિતની જેમ ઉભો રહી સમ્રાટ અકબર અનિમિષ નયને તેની એ રૂપસુધા પીવા લાગ્યો, દિલ્લીશ્વરના હૃદયમાં પાપ વૃતિ બળવાળી થઈ ઉઠી, વિશ્રામકક્ષમાં જઇ, પોતાની પાપવૃતિની ચરિતાર્થતા સાધવા માટે તે સુયોગ જોવા લાગ્યો. તેની તે અધમ પાપવૃતિ અને પાશવવૃતિના ઉદ્રેકનાં બે કારણ હતાં, પહેલું કારણ પોતાની કામ લાલસાનું તૃપ્તિ સાધન બીજું કારણ પવિત્ર મેવાડ રજપુત કુળમાં કલંકાર્પણ એ બન્ને કુટિલ કારણને વશીભૂત થઇ મોગલ સમ્રાટ કૌશલ ક્રમે તે સુરસુંદરી રજપુત મહિલાને હસ્તગત કરવાની ચેષ્ટા કરવા લાગ્યો. જે રક્ષક હતો તે ભક્ષક થઇ બેઠો. જેના ઉપર સુખ

દુઃખ ધર્મ અધર્મ જીવન મૃત્યુ વીગેરે આધાર રાખે છે, તેજ નિષ્ઠુર પશુવત્ આચરણ કરવા લાગ્યો. જે સાક્ષાત્ ધર્મનો અવતાર હોઇ સર્વત્ર પૂજીતઃ હતો તેજ અધર્મની મૂર્તિ ધારણ કરી, પશુવૃત્તિ ચલાવવા લાગ્યો. એ વિષમ સંકટમાં, એ દારૂણ દુવપાકમાં અને એ કઠોર અગ્નિપરિક્ષામા આજ કોણ પતિમતાના ધર્મનું રક્ષણ કરે! સરલ રજપુત કુમારી મેળામાથી ઘેર આવી. જે આંગણામા થઇ તે સર્વદા જતી આવતી હતી આજ તેજ માર્ગે તેણી ગઈ. કેટલેક દુર જઈ તેણે જોયું જે ચારે દિશાના બારણા બંધ છે, બહાર જવાનો કોઇ રસ્તો નથી તે અતિવ વિસ્મીત થઈ. ક્રમે તેના હૃદયમાં જુદાજુદા પ્રકારના સંદેહો આવવા લાગ્યા, તે સમયે અકસ્માત એક તરફનું બારણું ઉઘડયું તે બારણામાંથી દીલ્હીસ્વર અકબર નીકળ્યો, કામોન્મત ભાવે પોતાના બે હાથ લાંબા કરી તે રજપુત સુંદરીની સામે ઉભો રહ્યો અને જુદાં જુદાં લુબ્ધ વચને તેને પ્રલોભન આપવા લાગ્યો. દારૂણ રોષ અને ઘૃણાંમાં સતીનું હૃદય મથાઇ ગયું, તેણે જલદીથી પોતાની કઠ ઉપરથી એક તીક્ષ્ણ છરી કહાડી અકબરના હૃદય ઉપર ચાંપી રોષ કષાયિત નયને તે બોલી, "ઇશ્વરના નામે સોગંદ ખાઇ બોલ જે હવે કોઈ દીવસ રજપુત કુળ કલંકાર્પણ નહિ કરૂં, બોલ! સોગન લે! નહિતો આ તીક્ષ્ણ ધારવાળી છરી તારા હૃદયના શોણીતમાં સ્નાન કરશે." રજપુત સતીનું અદભુત સાહસ જોઇ મોગલ સમ્રાટ સ્તબ્ધ થઇ ગયો. તેની પાપવૃતિ પલાયન કરી ગઈ. પાપકલુષિત મોહાંધ અંતઃકરણ પવિત્ર થઇ ગયું સતીનું કહેલું તે પાળી ન શકયો એમ ન બન્યું. ભટ્ટ ગ્રંથમાં લખેલ છે જે એ સમયે મેવાડની અધિષ્ઠાત્રી દેવી ભગવતી વિસ્વમાતા તે પાપ વિલાસ ભુવનમાં સિંહાસન ઉપર બેસી આવિર્ભાવ પામી. તેણે તે રજપુત સ્ત્રીનુ પાતીવ્રત્ય જાળવવા તેના હાથમાં તેણે છરી આપી. તે છરી લઈ અકબરનું શોણીત પાડવા તે તૈયાર થઇ. પૃથ્વીરાજના જેષ્ટભ્રાતા રાયસિંહે એવી ગુણવતી પત્ની મેળવી નહોતી. પવિત્ર પાતિવ્રત્યના અભાવે અથવા ભીરૂતા વશે, રાયસિંહની તે પત્ની દિલ્લીશ્વરના તે અનર્થકર પ્રલોભનમાંથી બચી નહોતી. સામ્રાજ્ય રત્નભૂષણના પ્રલોભનમાં તેણે પોતાનુ પાતીવ્રત્ય ખોઇ દીધુ. પાતિવ્રત્ય ધર્મથી એ ભ્રષ્ટ થઈ. રાયસિંહની પત્ની પોતાના સ્વામીના ઘરમાં આવી. તે સમયે તેજસ્વિ પૃથ્વીરાજે પોતાના સહોદર રાયસિંહને મર્મભેદી વચને કહ્યુ, "સુવર્ણ અને મણીરત્નના અલંકારથી પાપી કલેવર મંડીત કરી ચારે દિશા કિરણવાળી કરતી, તમારી ધર્મપત્ની આપણા ઘરમાં પાછી આવી છે પણ મોટા ભાઈ? તમારી મરદાઇ કયાં ગઇ?"

પુણ્યશ્લોક પ્રતાપસિંહની પવિત્ર જીવનીની સમાલોચના કરતાં કરતાં પ્રયોજન વશે આપણે બીજા વિષયનું અનુશીલન કરવા પ્રવૃત્ત થઇ ગયા. હવે

પ્રતાપસિંહની પવિત્ર જીવનીનું વધારે સમાલોચન કરવા આપણે તત્પર થઇએ. પૃથ્વીરાજની તેજસ્વિની કવીતા પાઠ કરી વીર કેસરી પ્રતાપસિંહ નવજીવને ઉજ્જલિત થઈ ઉઠયો. અને દુર્ધર્ષ યવનોને તેઓના અત્યાચારનું ઉપયુક્ત ફળ આપવા તે તૈયાર થયો. હવે પ્રતાપસિંહ વિનિત થયો છે એમ જાણી મોગલ સેનાપતિઓ પોતપોતાની છાવણીમાં જઇ જુદીજુદી જાતના આમોદપ્રમોદ કરવા લાગ્યા, નૃત્યગીતમાં અને આનંદોત્સવમાં સઘળા મગ્ન થયા.

પ્રતાપસિંહે, પોતાનું સેના દળ લઇ મુસલમાનો ઉપર હુમલો કર્યો. તે હુમલામાં અનેક મુસલમાનનો નિપાત થયો, અનેક મુસલમાન પ્રાણ લઇ પલાયન કરી ગયા. પણ તેથી પ્રતાપસિંહનો ફળોદય થયો નહિ. હઝારો મોગલ સૈનિકો મરાણા. વળી તેના ઠેકાણે હઝારો સૈનિકો, આવી ઉભા રહ્યા. ક્રમે મોગલ સૈનિકોની સંખ્યા વધી. પ્રતાપસિંહને ફરીવાર ઉત્તેજીત થયેલો જોઇ તેઓ તેને વને વને, પર્વતે પર્વતે શોધવા લાગ્યા. પણ મોગલ સૈનિકો તેનું એક પણ રૂવાડું ખંડિત કરી શકયા નહિ. તે પોતાના છાના સ્થળમાં સંતાઇ રહી લાગ પડે મોગલસેના ઉપર છાપો મારતો હતો. એ રીતે અનેક દિવસ નીકળી ગયા, અર્દ્ધશને અને અનશને કષ્ટથી પ્રતાપસિંહ પોતાના દીવસો કહાડવા લાગ્યો. ક્રમે તે પ્રમાણે પણ દિવસ કહાડવાનું તેને બની આવ્યું નહિ. હવે વૃક્ષ ઉપર ફળ નહોતાં. હવે જમીનમાં કંદ મુળ નહોતા, હવે ત્રણો ઉપર બીજ નહોતાં કે તે ખાઇ, પોતાની પ્રાણ યાત્રા તે કરે. છેવટે અનાહારે પશુની જેમ મરણ પામવાનું આવ્યું, પશુની જેમ મરવાનું થાય તો તેથાઓ. તેમાં પ્રતાપસિંહને ક્ષતિ નહોતી. દુઃખ નહોતું શાથી કે મરણ એક જીવનની નિયત્તિછે પણ તેને તો સ્વદેશના માટે માતૃભૂમિના માટે મરવાનું હતું. તેથી મરવામાં તેને કોઇ રિતનો શોક નહોતો. પોતાની ધર્મ પત્નીને, દુઃખમાં, કષ્ટમાં, જરજરીભૂત જોઈ તેને ગ્લાની અને શોકની સીમા રહી નહી, તેનો પ્રાણપ્રિય પરિવાર વર્ગ અનશને દિવસ કહાડેછે તે જોઇ તેના પ્રાણ સુકાઇ જવા લાગ્યા આવી નિદારૂણ શોચનીય અવસ્થામાં રહી તે શીરીતે ભીમ પરાક્રમ વાળી મોગલ સેના સાથે લડે? તેની માણસની મદદ નાશ પામી, તેનો શામાન સહાય લય પામ્યો. તેની છેવટે સ્વાધીનતા પણ ગુમ થવા લાગી, તેના સઘળા ઉદ્યમો વ્યર્થ થવા લાગ્યા. હવે બાપ્પારાઓળના પવિત્ર કુલમાં કલંક એમે તેમ થવા લાગ્યુ, ... બીજો કોઇ ઉપાય ન દેખતાં, વીર કેસરી પ્રતાપ સિંહે સ્વદેશ ત્યાગ કરી જવાનો નિશ્ચય કર્યો. સિંધુ પ્રદેશના સૈકત સ્થળના સગદી રાજ્યમાં પોતાનો લાલ વાવટો સ્થાપવા તેણે વિચાર કર્યો. તે સ્થળે જવાનો સઘળો સામાન તૈયાર થયો. તેની સાથે રહી જે સરદાર સામંતો સુખદુઃખ ભોગવતા હતા, તેઓએ પણ તેની સાથે જવાનો વિચાર રાખ્યો. પોતાની સ્ત્રી કન્યા પુત્ર વીગેરેને

સાથે લઈ કેટલાક સામંત સરદારો સાથે પ્રતાપસિંહ, શોક ભરેલા હૃદયે ધીરેધીરે આરાવલીના શિખર પ્રદેશથી ઉતર્યો. એકવાર તેણે સ્નેહથી ચિતોડ તરફ જોઈ લીધું. તેણે જાણ્યું હવે તો આ જીવનમાં ચિતોડનો ઉદ્ધાર થાશે નહિ.

વીર કેસરી પ્રતાપસિંહ માતૃભૂમિ છોડી શકયો નહિ, આરાવલ્લીમાંથી ઉતરીને મરૂભૂમિના પ્રાંત પ્રદેશમાં આવી પહોંચ્યો, એટલામાં તેનો વિશ્વસ્ત મંત્રી ભામશા પુષ્કળ દ્રવ્ય લઈ આવી તેને મળ્યો. ભામશાએ તે સઘળું દ્રવ્ય પ્રતાપસિંહના ચરણમાં મુકયું. તે પુષ્કળ સંપત્તિ એકલા ભામશાએ મેળવેલ નહોતી. તેના પુર્વજો મેવાડના મંત્રિત્વના હોદાએ ઘણાં વર્ષ સુધી હતા, તે અવસરમાં તેઓએ તે સંપત્તિ મેળવેલ હતી. મંત્રિવર ભામશાએ તે સઘળું દ્રવ્ય પ્રતાપસિંહને આપ્યું. તે દ્રવ્યની સહાયે, બાર વર્ષ, પચીસ હજાર સૈનિકોનું ભરણ પોષણ થાય તેમ હતું. એ બેહદ ઉપકારના માટે મહાત્મા ભામશા, મેવાડનો ઉદ્ધારકર્તા કહેવાયો. આવું આનુકુલ્ય આવવાથી પ્રતાપસિંહે પોતાના સામંત સરદારોને એકઠા કર્યા અને થોડા સમયમાં તેણે મોગલ સેનાપતિ શાહબાજખાં ઉપર હુમલો કર્યો.

પ્રતાપસિંહ, મરૂ ભૂમિ થકી પલાયન કરી ગયો છે એમ મોગલે નિશ્ચિત કર્યું હતું. પણ તેઓનો તે નિશ્ચય, વિપરિત રીતથી નીવડયો. શાહબાજખાં તે સમયે દેવીર નામના સ્થળે છાવણી નાખી નિશ્ચિત ભાવે રહ્યો હતો. તે સમયે પ્રતાપસિંહનો યુદ્ધ ભેરીનાદ તેને કાને પડયો. શરતાડિત સુપ્તસિંહની જેમ વિરેન્દ્ર પ્રતાપસિંહ શાહબાજખાં ઉપર પડયો. દેવીરના સ્થળે બન્ને સેના વચ્ચે દારૂણ યુદ્ધ ચાલ્યું. પણ અગર્વિત શાહબાજખાં પ્રતાપસિંહનો હુમલો સહન કરી શકયો નહિ. તે પોતાના દળ સાથે પ્રતાપસિંહના હાથમાં આવી પડયો. તે સરદાર પ્રતાપસિંહ પાસેથી છુટી આમેત નામના સ્થાને પલાયન કરી ગયો. તે સ્થાને વળી એક મોગલ સેનાદળ હતું. પ્રતાપસિંહ તે સ્થાને આવી પહોંચ્યો અને ત્યાં તેણે સઘળાને ઉત્સાહિત કરી દીધા. આ સઘળા સમાચાર મોગલોના કર્ણગોચર થયા. તેઓ અત્યંત બળગયા. પ્રતાપસિંહને તેના દળ સાથે સખવીત કરવા તેઓ તૈયારી કરવા લાગ્યા. પ્રતાપસિંહ કમલમીરના મોગલો ઉપર પડયો અને ત્યાંના સેનાદળના અધીપતિ અબ્દુલ્લાનો તેના સેનાદળ સાથે સંહાર કર્યો. એ રીતે થોડા સમયમાં પ્રતાપસિંહના કબજામાં એકંદર બત્રીશ નાના કીલ્લા આવ્યા. તે બત્રીશ કીલ્લામાં જેટલા મુસલમાન હતા, તેઓનો પ્રતાપસિંહે સંહાર કર્યો. એવી રીતે થોડા સમયમાં એટલે સંવત્ ૧૫૮૬ (ઇ. સ. ૧૫૩૦)ના ચિતોડ, અજમેર અને મંડળગઢ વિના સઘળા મેવાડ પ્રદેશનો પ્રતાપસિંહે ઉદ્ધાર કર્યો. જે માનસિંહ પ્રતાપસિંહનો પરમ શત્રુ, જે માનસિંહના વિદ્વેષાનળમાં પડી પ્રતાપસિંહ બહુ

કષ્ટો ભોગવતો હતો.. જે માનસિંહને સ્વહસ્તે સંહાર કરવા પ્રતાપસિંહ ક્રોધ પામ્યો હતો. તે રજપુત કલંક, સ્વદેશદ્રોહી માનસિહ જીવતો રહી સુખ ભોગવે તે હકીકત પ્રતાપસિહના હૃદયમાં સહ્ય થાતી નહોતી. તેના સ્વદેશદ્રોહનાં ઉપયુક્ત ફળ આપવા માટે પ્રતાપસિંહે અંબર ઉપર હુમલો કર્યો. અને તેના પ્રધાન વાણીજય નગર માલપુરનું ઉત્સાદન કરી પ્રતાપસિહ પોતાના પ્રદેશમાં આવી પહોંચ્યો.

થોડા દીવસમાં પ્રતાપસિંહ ઉદયપુરનો ઉદ્ધાર કરવા સત્તાવાળો થયો. તે ઉદ્ધાર કરવાના ઉદ્યમમાં તેને અધીક પ્રાયાસ સહવો પડે તેમ નહોતું. શત્રુકુળ વિના વિવાદે તે પ્રદેશનો ત્યાગ કરી પોતાના પ્રદેશમાં ચાલી ગયું. ઉદયપુરની ચારે બાજુનો પ્રદેશ પ્રતાપસિંહના કબજામાં આવી જવાથી ઉદયપુરની રક્ષા થવી મુશ્કેલ જાણી સમ્રાટ અકબરને ઉદયપુર છોડી દેવાની જરૂર પડી હતી.

મોગલ સમ્રાટ અકબરે અનુગ્રહ કરી ભયંકર યુદ્ધ વિગ્રહમાંથી પ્રતાપસિંહને શાંતિ આપી તેથી કરી પ્રતાપસિંહ શું સુખી થાય ખરો ! પ્રતાપસિંહને સુખ કયાંથી હોય ! જે અકબર તેની કનકમય મેવાડ ભૂમિને મસાણ જેવી કરી દઇ તેના આત્મીય મનુષ્યોના લોહીએ એ ભૂમિને સિકત કરી ચાલ્યો ગયો છે. તે અકબર કાંઈ પણ આપત્તી વિના ભારતવર્ષ ઉપર શાસન કરે તે જોઇ પ્રતાપસિંહને સુખ શાંતિ કયાંથી હોય ! તેની શત્રુતાની પરિશોધ પિપાસા પ્રશમિત થઈ નહોતી.

જે ઉદ્દેશે, તેણે રાજ્યધન પરિત્યાગ કરી દુઃખ કષ્ટ ભોગવેલ છે, તે ઉદ્દેશ સિદ્ધ થયો શું, જ્યારે તે સિદ્ધ ન થયો. ત્યારે તેને સુખશાંતિ કયાંથી હોય ! તેણે કઠોર યુદ્ધ વિગ્રહમાંથી નિષ્કૃતિ મેળવી ખરી પણ તેથી તેના હૃદયમાં શાંતિ થઈ નહિ. મેવાડની ભુમિનો પુરો ઉદ્ધાર ન થયો તે જાણી પ્રતાપસિંહ મોટા ઉદ્વેગમાં હતો. તેણે જે વિચાર્યું હતું તે થયું નહિ, તેને કષ્ટની હદ રહી નહિ તેની મનની આશા મનમાં રહી. તેનાથી ચિતોડપુરીનો ઉદ્ધાર થયો નહિ. તે દુર્ધર્ષ શત્રુનું પ્રાયશ્ચિત વિધાન કરી શકયો નહિ, જે ચિતોડ તેના પિતૃ પુરૂષોની આવાસ ભૂમિ હતી. જે ચિતોડ ઘણું કરી હજાર વર્ષથી ગિલ્હોટ કુળના તાબામાં હતું આજ તે ચિતોડ તેના ઉત્તરાધિકારી પ્રતાપસિંહના કબજામાથી ગયું. આજ તે ચિતોડથી પ્રતાપસિંહ પુરેપુરો અપરિચિત। એ ચિંતા, હજારો સાપણની જેમ તેના હૃદયમાં દંશ કરતી હતી તે ચિંતામાં તેને સંસાર વિષમય લાગ્યો. મોગલ સામ્રાટ અકબર પ્રતાપસિંહના વીરત્વે વિમુગ્ધ થયો તેણે હવે તેની સાથે યુદ્ધ કરવું અનુગ્રહ કરી બંધ કર્યું તેણે તેને હવે વધારે પીડા આપવી નહિ. અકબરે વિચાર્યું હતું જે તેના એ અનુગ્રહથી પ્રતાપસિહ સુખી થશે. પણ તે જાણતો નહો : જે પ્રતાપસિંહ જેવો વીર પુરૂષ શત્રુએ બતાવેલ અનુગ્રહથી સુખી થાય નહિ. પ્રતાપસિંહ અકબરના એ અનુગ્રહથી ઉલટો અભિતપ્ત થયો. અગર જો કે સમ્રાટ

મેઘજાળે ચિતોડનાં સઘળાં અંગ ઢંકાઇ ગયાં. ચિતોડની અધિષ્ઠાત્રી દેવી ચિતોડને છોડી ચાલી ગઈ. અંધારૂં વધારે ગાઢ થવા લાગ્યું. કાપુરૂષ ઉદયસિંહ સ્વાધીનતાની આવાસ ભૂમિ ચિતોડને છોડી ચાલ્યો ગયો. એવાં દૃશ્ય જોઇ પ્રતાપસિંહ દારૂણ મનોવેદનાથી પીડિત થયો. તેનો તે વિકટ ચિંતા સ્રોત એકદમ બંધ પડી ગયો. સહસા તેને બાહ્ય જ્ઞાનનો ઉદય થયો. વિસ્મયથી વિષાદથી વિચલિત થઇ તેણે બહિર્જગત ઉપર ધ્યાન આપ્યું. તેણે જોયું જે દિવાકર અસ્તંગત ત્યારપછી આત્મવિષયિણી ચિંતાનો પ્રાદુર્ભાવ થયો. તેણે પોતાની વર્તમાન અવસ્થા જોઇ. તે સઘળી ચિંતાએ તેના ઉપર હુમલો કર્યો. યુદ્ધ બંધ પાડી દઈ અકબરે, જે અનુગ્રહ બતાવ્યો હતો તે અનુગ્રહ પ્રતાપસિંહના હૃદયમાં સહ્ય થાય ખરો ! વીર કેસરી પ્રતાપસિંહ શત્રુનો અનુગ્રહ સહન કરે તેવો નહોતો.

તે દિવસથી વીરશેખર પ્રતાપસિંહના હૃદયમાં જે આઘાત લાગ્યો તે આઘાતની મોટી વ્યથામાંથી તે આરોગ્યતા મેળવી શક્યો નહિ, તે આઘાતથી પ્રતાપસિંહના હૃદયનાં દરેક સ્તર દબાઈ ગયાં, તેનું હૃદય ભગ્ન થઇ ગયું. તેનું હૃદય શોચનીય અવસ્થાથી ભાંગી ગયું. થોડા દિવસમાં તેણે પોતાના ગૌરવમય મધ્યાન્હ કાળે અકાળે આલોકમાંથી વિદાયગિરી લીધી તેના અંતિમકાળના વિવરણનો પાઠ કરવાથી કોઈ આશામી શોકાશ્રુ બંધ કરે તેમ નથી. તે જેવો અલૌકિક મહત્વે અને વીરત્વે જીવિત હતો. તેવોજ અલૌકિક મહત્વે અને વીરત્વે મૃત હતો. તે ક્ષત્રિય ગૌરવ અને માહાત્મ્યનો આદર્શ સ્વરૂપ હતો. રાજગૃહમાં પેદા થઈ કોઈ પણ આશામી પ્રતાપસિંહ જેવો દુર્દશાગ્રસ્ત થયો નથી. કોઇ પણ આશામીએ ભયંકર વિઘ્નો અને આપતિની સામે પ્રતાપસિંહની માફક યુદ્ધ કર્યું નથી, સ્વદેશાનુરાગ અને સ્વજાતિ પ્રેમના પવિત્ર મંત્રે પ્રણોદિત થઇ કોઇ આસામીએ પ્રતાપસિંહની જેમ, એ રીતનો આત્મત્યાગ કર્યો નથી. તેથીજ ઐતિહાસિક ઉલ્લેખ છે જે પ્રતાપસિંહ દેવતા, પ્રતાપસિંહ નરરૂપે દેવ, આ બેનશીબ ભારતભૂમિના ઉદ્ધાર માટે પ્રતાપસિંહ પાપી પૃથ્વી ઉપર અવતર્યો.

રાજ મહેલો વીગેરેનો ત્યાગ કરી વીરપુંગવ પ્રતાપસિંહે પેશલા સરોવરના તટ ઉપર કેટલીક કોટડીઓ બનવાવી હતી. તે કોટડીઓમાં નિવાસ કરી પોતે અને પોતાના સામંતો દારૂણ શિત ગ્રીષ્મ અને વરષાના પ્રાકૃતિક ઉત્પીડનથી પોતાનો બચાવ કરતા હતા. આજ જીવનના અંતિમકાળે, પ્રતાપસિંહ તે કોટડી માંહેની એક કોટડીમાં સામાન્ય શય્યા ઉપર સુતો હતો, ત્યાં સુઈ મૃત્યુના કઠોર આદેશની તે પ્રતીક્ષા કરતો હતો. તેના સુખ દુઃખના અનુચર સરદારો તેની શય્યા તરફ બેઠા હતા. સઘળા સામંત સરદારો પ્રતાપસિંહના મ્લાન મુખ તરફ જોઇ રહ્યા હતા. હવે એકદમ અનિષ્ટ આશે એમ જાણી સઘળો તેની અંગળી તરફ સતર્ક

તાથી જોતા હતા. એટલામાં તેનું શીર્ણકંકાળ તાડિત વેગે કંપિત થઇ અદભૂત દશ્ય ધારણ કરી બેઠું. તેના મુખમાંથી પ્રચંડ દીર્ઘ નિશ્વાસ નીસર્યો. તે જોઇ પાસે બેઠેલા સઘળાઓ વિષમ યંત્રણાથી પીડીત થયા. તે સઘળાની આંખમાં આંસુ આવ્યાં. તે સમયે સાલંબ્રાધીપતિએ કાતર સ્વરે પ્રતાપસિંહને પુછયું "શામાટે ! શામાટે ! મહારાજ ! આટલું બધું દારૂણ દુઃખ આપના પવિત્ર આત્માને વ્યથિત કરે છે. આ અંતિમ શયનમાં પણ શાથી આપની શાંતિમાં વ્યાઘાત આવ્યો" ક્ષણ કાળ પછી પ્રતાપસિંહે ધીરે કહ્યું, સરદાર શીરોમણી ! પ્રાણ હજી સુધી બહાર નીકળતા નથી. માત્ર એકજ આશ્વાસન વાકય મળે તો પ્રાણ હમણાં બહાર નીસરી જાય તેવું છે, તે આશ્વાસન વાકય તમારા થકી છે તમે મહારી પાસે શપથ કરી કહો જે જીવિત હોય ત્યાં સુધી તુર્કીના હાથમાં માતૃભૂમિને આપવી નહિ. બોલો. એમ બોલો. તે સાંભળી હું સુખી થઈ કાયમના માટે નયનોમુકિત કરી દઉં. મારો પુત્ર અમરસિંહ આપણા પૂર્વજોની ગરિમા રાખે તેવો નથી. વળી ગરિમા રાખવામાં કષ્ટ ભોગવી શકે તેવો નથી. બોલતાં બોલતા પ્રતાપસિંહના વિશાળ પાંડુવદને એક ગંભીર ભાવ ધારણ કર્યો. પ્રતાપસિંહના કહેવા પછી પાસે રહેલા સરદારો એક સ્વરે બોલી ઉઠયા, "અમે સહુ કસમ લઈ બોલીએ છીએ જે જ્યાં સુધી અમારામાંથી એક આશામી પણ જીવતો રહેશે ત્યાં સુધી તુર્કીઓ મેવાડ ભૂમિનો સ્પર્શ કરી શકશે નહિ, ત્યાં સુધી રાજકુમાર અમરસિંહ આપના આદેશની અવહેલા કરી શકશે નહિ. જ્યાં સુધી મેવાડ ભૂમિ પૂર્વની આબાદીને પામશે નહિ ત્યાં સુધી અમે આ કોટડીમાં રહેશું." એ આશ્વાસનથી પ્રતાપસિંહ શાંત થયો. સઘળી ચીંતા સઘળી યંત્રણા વીસરી જઈ, પ્રસન્ન ભાવે પરમ આનંદ સાથે પ્રતાપસિંહ અમરલોકમાં ચાલ્યો ગયો.

તે શોચનીય દુર્દીને ભારતવર્ષના ભાગ્ય ગગનનું એક ઉજ્જવલ નક્ષત્ર અનંતકાળના માટે કક્ષચ્યુત થઇ પડયું. સઘળી ભારતભુમિ એક પ્રચંડ ભુકંપને પ્રકંપીત થઈ. હૃદયવિદારક હાહાકારધ્વનિ સાંભળવામાં આવ્યો. સઘળાઓ રોવા લાગ્યા. સ્વદેશપ્રેમીક સન્યાસિ પ્રતાપસિંહના માટે સ્થાવર જંગમ જગત રોવા લાગ્યું પ્રતાપસિંહના ચરિતને કોઈ ભુલ્યું નહિ.

રજપુત શિરોમણિ વીર તીલક પ્રતાપસિંહની પવિત્ર જીવનીનું અનુશીલન કરવું તે સઘળાનું કૃત્યછે, જેઓનો જાતીય ભાવ સંબદ્ધછે. જેઓ સ્વદેશની અને સ્વજાતિની દુર્દશા જોઈ એક બે આંસુના ટીપાં પાડેછે, જેઓ જન્મ ભુમીના મહાત્મ્યના વાકીફગાર છે. તેઓએ વીરવર પ્રતાપસિંહની પવિત્ર જીવનીનું અનુશીલન કરવું જોઇએ. પ્રતાપસિંહ જેવો મહાવીર આ જગતમાં કોઇ કાળે જન્મ્યો નથી. પ્રતાપસિંહના વીરત્વ મહત્વ અને આત્મત્યાગનો વિષય,

વિચારવાથી બે નશીબ ભારત સંતાનનું હૃદય દલિત અને મળિન થાયછે. જે મોગલ સમ્રાટ એક કાળે પોતાના પરાક્રમથી તે સમયના રાજાઓમાં ઉંચા આમને જઈબેઠો હતો, જે મોગલ સમ્રાટની વિશાળ સેના સાથે મુકાબલો કરતાં પ્રસિદ્ધ જારાક્ષસની સેના પણ અતિ સામાન્ય ગણાય તેવુંછે, તે મોગલ સમ્રાટ પણ પ્રતાપસિંહના વિરત્વે સંપૂર્ણ મુગ્ધ થઇ ગયો હતો, રજપુત વીર પ્રતાપસિંહ. માત્ર થોડા સામંત સરદારને સાથે રાખી પચીશ વર્ષ દિલ્લીશ્વર અકબરની સાથે સંતન પડયો હતો. જો મેવાડ ક્ષેત્રમાં એક જન થુસીદાઇદીસ * અથવા ઝીનોફ્તત + પેદા થાત, તો તેને પીલોપનીઅસના સંગ્રામનું વિવરણ, પ્રતાપસિંહના યુદ્ધોના વિવરણના મુકાબલે ફીકું લાગત. માગરાંબર શેળમેખલાવાળી ભારત ભૂમીના મેવાડ પ્રદેશમાં કેટલાં અપૂર્વ યુદ્ધ થઈ ગયાંછે તેની સંખ્યા થાય તેમ નથી મોગલ સમ્રાટ અકબર અનુગ્રહ કરીને પણ પ્રતાપસિંહને વશમાં લાવી શકયો નહિ. તે પવિત્ર દેવ હૃદય પ્રતાપસિંહના ગુણ રાશીનું વિસ્ફુરણ સ્થળ પાવન હલદીઘાટનું યુદ્ધક્ષેત્ર. આ જગતમાં જ્યાં સુધી વીરત્વનો આદર રહેશે ત્યાં સુધી અનીત સાક્ષી ઇતિહાસ આર્ય જાતિની ભુત ચરીતના વર્ણનનું વર્ણન દેખાડતો રહેશે. ત્યાં સુધી પ્રતાપસિંહનું તે વીરત્વ મહત્વ અને ગૌરવ લોક લોચનના સમક્ષ અક્ષય ભાવે વિરાજી રહે, જ્યાં સુધી હલદીઘાટ મેવાડની થરમોપલી § કહેવાશે અને તેનું દેવીરક્ષેત્ર મારાથાન ÷ સ્થળ ગણાશે.—

* થુસીદાઇદીસ ઇતિહાસ લેખક હતો. ઇ. સ. પુ. ૪૭૧ માં ગ્રીસદેશના આથેન્સ નગરમાં તે જન્મ્યો હતો, તે એક સમયે એક ગ્રીસીય સેનદળનો નાયક નીમાણો હતો. પણ તેના નાયકપણા નીચે તે સેનાદળ પરાજય પામ્યું. પરાજય રાજ દંડ થાશે એવી આશંકાએ તે દેશત્યાગી થયો. તેણે વીશ વર્ષ અજ્ઞાતવાસમાં કહાડયાં ઈ. સ. ૪૦૩ માં સ્વદેશમાં આવ્યો ત્યારપછી તરત તેનું મરણ થયું તેણે પ્રસીદ્ધ પેલોપનીસસ સંગ્રામનો પ્રથમ કાંડ રચ્યો.

+ ઝીનોફ્તત એક પ્રસીદ્ધ ઇતિહાસ લેખક અને સેનાનાયક હતો તે પ્રસિદ્ધ સોક્રેટીસનો શિષ્ય હતો પારસી નૃપતિ આર્ટઝરીસના તેના ભાઈ વિરૂદ્ધના યુદ્ધમાં ઝીનોફ્તત તેનો મદદગાર હતો. ઈ. સ પુ.-૪૦૧ માં કુનાક્ષેત્રે આર્ટઝરીસ પરાજીત થઇ ભાઇના હાથથી વીહત થયો વીજયી રાજાએ ગ્રીકસસેનાનીને નિષ્ઠુર ભાવે માર્યા. ઝીનોફ્તત બહુ દુખો ભોગવી દશહજાર સૈનીક સાથે ત્યાંથી ચતુરાઈ કરી પલાયન કરી ગયો. આથેન્સના વીરૂધ્ધે તેણે સ્પાર્ટા લોકોનો પક્ષ લીધો.

§ થર્મોપલી ગ્રીસદેશની માંહેનો એક સાંકડો પર્વત માર્ગ છે. ઈ. સ. પુ. ૪૮૦ માં તે માર્ગમાં કેટલાક સૈનીકો લઇ ગ્રીસીય મહાવીર લીઓનીદાસ પારસ્ય રાજ્ય નીરાક્ષસની સેનાને રોકી પડયો હતો.

÷ મારાથાન ગ્રીક રાજ્યના અંતરના આટીકા પ્રદેશનું એક નાનું ગામડું ઇ. સ. પુ. ૪૯૦ માં પ્રસીદ્ધ ગ્રીકવર મીલતીયાદેશે આથેન્સનું સેનાદળ લઇ મારાથાન ક્ષેત્રમાં પારસીક રાજના સેનાદળને સંપુર્ણ હરાવ્યું હતું.

# एकादश अध्याय.

અમરસિંહનું સિંહાસનારોહણ. વિષપ્રયોગ કરી રાજા માનસિંહની હત્યા કરવા જતાં સમ્રાટ અકબરનુ મૃત્યુ, અમરસિંહે પિતાની પાસે જે પ્રતિજ્ઞા કરી હતી તે પાળવામાં તેનો ઉપેક્ષા પ્રકાશ, સાલુંબ્રા સરસરદારનુ આચરણ, અમરસિંહે કરેલ રાજકીય સેનાદળનો પરાજય, ચિતોડમા સાગરજીનો રાણા રૂપે અભિષેક, સાગરજીએ કરેલ અમરસિંહને ચિતોડનુ સમર્પણ–નવા નવા જય લાભ–ચંદાવત અને શક્તાવત રજપુતોમાં પરસ્પરનો ભયંકર સંઘર્ષ શક્તાવતની ઉત્પત્તિનુ વિવરણ–રાણાની વિરૂદ્ધે સમ્રાટ પુત્રનો યુદ્ધોદ્યમ–રાણાએ કરેલ તેનો પરાજય મહોબતખાંનો પરાજય–મુલતાન ખુશરૂએ કરેલ મેવાડ ઉપરનો હુમલો. અમરસિંહનુ નૈરાશ્ય–ઈંગ્લંડથી દૌત્ય–પોતાના પુત્રને અમરસિંહે કરેલુ રાજ્યાર્પણ, અમરસિંહનું વનવાસ વ્રતાવલંબન–અમરસિંહનું પરલોક ગમન



રજપુત કુળ તિલક વીર પુંગવ પ્રતાપસિંહના સત્તર પુત્રો હતા તે સત્તર પુત્રોમા અમરસિંહ જ્યેષ્ઠ પુત્ર હતો. તેથી કરી અમરસિંહ રાજ્યસિંહાસનને પામ્યો* આઠ વર્ષની ઉમ્મરના કાળથી તે પિતા પ્રતાપસિંહના પરલોકવાસના કાળ સુધી અમરસિંહે, પિતાની પાસેજ પોતાનો સમય કહાડયો હતો દુઃખમા, કષ્ટમા, વિપદમા, સંકટમા અને કઠોર પરિશ્રમમા પિતાની પાસે રહી, પોતાના પિતાની મહનીય કીર્તિનુ અનુસરણ કરવા, અમરસિંહ ચેષ્ટા કરતો હતો, તેની ચેષ્ટા સારી રીતે ફળવાળી થઇ વીરશ્રેષ્ઠ પ્રતાપસિંહના વિરોદાહરણે અનુપ્રાણિત થઈ અને તેના પવિત્ર મહામંત્રે દીક્ષિત થઈ રાજકુમાર અમરસિંહે, યોવનના મધ્યાન્હ કાળમાં મેવાડનુ શાસન સૂત્ર પોતાના હસ્તમા લીધુ તેણે સંકટમય સંસારસાગરના પ્રચંડ તરંગમા કુદકો

* સંવત ૧૬૫૩ (ઇ સ ૧૫૯૭) મા અમરસિંહ પિતૃરાજ્યે અભિષિક્ત થયો.

માર્યો, તે સમયે તેને કેટલાક પુત્ર પેદા થયા હતા, તેઓ નાની ઉમરમાં પણ વિલક્ષણ બળવાળા અને તેજસ્વી થઇ પડયા. રાજ્યશાસનના વિષયમાં પણ તેઓની પારદર્શિતા થઇ પડી.

વીરશેખર પ્રતાપસિંહના પરલોક વાસના સમય પછી બરાબર આઠ વર્ષે તેનો ભયંકર પ્રતિદ્વંદ્વી અકબરશાહ, આ લોકમાંથી વિદાયગીરી લઈ ચાલ્યો હતો. હૃદયમાં જે આશાલતાને પોષી, સમ્રાટ અકબરે, પુષ્કળ પૈસાનો ખર્ચ અતીવ પ્રાયાસ, અને નરશોણિતો પાડી યુદ્ધ કરેલ હતાં. તે સમસ્ત નિરર્થક ગયાં વીરસિંહ પ્રતાપસિંહે, તેના પુષ્કળ ખર્ચથી અતીવ આયાસથી અને યુદ્ધોથી તેની વશ્યતા સ્વીકારી નહિ ત્યારપછી સઘળું નિરર્થક જાણી સમ્રાટ અકબરે કઠોર કાર્યક્ષેત્રમાંથી પોતાનો હાથ ઉઠાવી લીધો. મેવાડનું દગ્ધ મરૂસ્મશાન વાળી શાંતિજળના સુશીતલ કરસ્પર્શે સંપૂર્ણ શાન્ત ભાવ ધારણ કર્યો. અમરસિંહ અકબરના જીવનના શેષ કાલમા વિશુદ્ધ શાંતિ ભોગવી શકયો. શિશોદીય રાજા, સ્વેચ્છાક્રમે શાંતિનું વિઘ્ન પેદા કરી પોતાના પુષ્પ પાથરેલા માર્ગમાં કાંટા નાંખી દેત. પણ તેના પરિપક્વ વિવેક દ્વારાએ તે બન્યું નહી. એટલે કે પ્રચંડ મોગલ સમ્રાટની વિરૂદ્ધે તલવાર લઈ તેણે શાંતિમાં વિઘ્ન આણ્યું નહિ.

રૂડીરીતથી પચાસ વર્ષ રાજ્ય ચલાવી મોગલ કુળ તિલક સમ્રાટ અકબર આ નશ્વર જગતમાંથી વિદાય થયો. એ લાંબા સમયમાં પ્રકૃષ્ટ પ્રણાલીક્રમે શાસન દંડ ચલાવી સારી વ્યવસ્થાના અનુસારે તેણે ભારતવર્ષની પાદશાહીને એવી દૃઢ ભીંતથી ચણી કે ભારતવર્ષનું રાજ્ય ઘણો સમય અચલ રીતે રહ્યું, તેની રાજગુણજ્ઞતા જોવાથી માલુમ પડે છે જે તેનું શાસન નૈપુણ્ય ઉત્તમોત્તમ હતું એ સઘળા રાજગુણની તુલના કરી જોવાથી નિર્વિવાદ સિદ્ધ થાય છે જે અકબર બાદશાહ તે વખતના તેના સમસામયિક યુરોપીય બાદશાહનો સંપૂર્ણ રીતે સમકક્ષ હતો. એ સઘળા સમસામયિક બાદશાહોમાં ફરાસીરાજ, ચોથો હેનરી, સ્પેનનો અધિપતિ, પાંચમો ચાર્લસ અને ઇંગ્લંડેશ્વરી ભૂવન વિદિત એલીઝાબેથ. તેઓમાંથી ઇંગ્લંડેશ્વરી એલીઝાબેથ સાથે અકબરનું આલાપ સંભાષણ ચાલ્યું હતું. ઇંગ્લંડેશ્વરી એલીઝાબેથે, દિલ્લીશ્વર અકબરની પાસે એક દૂત મોકલી તેની સાથે દોસ્તી સ્થાપવાનો વિચાર કર્યો હતો. સમ્રાટ અકબરની પાસે ફરાસીરાજ હેનરીના જેવા, અને ઇંગ્લંડેશ્વરી એલીઝાબેથના જેવા સચિવ હતા. ફરાસી રાજમંત્રી સુપ્રસિદ્ધ શલિ જેવો વિશુદ્ધ ધર્મનિષ્ઠામા પુષ્કળ રણપાંડિત્યમાં અને અત્યંત નીતિજ્ઞાનમા પારદર્શી હતો. તેવો અકબરનો રાજમંત્રી બેરામખાં ધર્મ-નિષ્ઠામાં પુષ્કળ રણપાંડિત્યમાં અને અત્યંત નીતિજ્ઞાનમાં કુશળ હતો. તોપણ ધર્મપરાયણતામાં અને ઉદારતામાં મુસલમાનરાજનીતિજ્ઞની સાથે એકાસને બેસવા

માર્યો,ને નીચાશય જેવો થઇ માનસિંહનો વધ કરવાની ચેષ્ટા કરી. એક સમયે અકબરે મહાજમ તૈયાર કર્યું. તેનો અર્દ્ધ ભાગ વિષમિશ્રિત કર્યો. જે માનસિંહને આપવાના માટે રાખી મુકયો. પણ દૈવની કેવી વિચિત્ર ગતિ છે, મોગલ સમ્રાટ અજાણતાં તે વિષમિશ્રિત મહાજમ ખાઇ ગયો. થોડા સમયમાં પાપનું પ્રાયશ્ચિત વિધાન થયું. નિરપરાધી, વિશ્રબ્ધ અને ઉપકારી આસામીનું અનિષ્ટ કરવા જતાં, પોતાના ઇર્ષાગ્નિમાં પોતેજ બળી મુઓ. અકબરે, જે પ્રવૃત્તિદ્વારાએ તે પિશાચો ચિત કામમાં હસ્તક્ષેપ કર્યો. તે હસ્તક્ષેપથી પોતે પોતાના મૃત્યુનું બાણ તૈયાર કર્યું. અકબરના માનવામાં આવ્યું હતું જે પ્રકૃત ઉતરાધીકારી સલીમના ઠેકાણે માનસિંહ, પોતાના ભાણેજ ખુશરૂને દિલ્લીના સિંહાસન બેસારવા ઇરાદો રાખે છે, પણ તેમ માની, અકબરના જેવા ન્યાયી સમ્રાટને આવું અધમ કાર્ય કરવાનું નહોતું. શાથી કે તે જાહેર રીતે માનસિંહના ઇરાદાને અટકાવી શકે તેવી સત્તાવાળો હતો. સંમુખ સંગ્રામ કરીને પણ તે માનસિંહની અભીષ્ટ સીદ્ધ થવા દેવામાં પ્રતિરોધ કરી શકે તેવો હતો, છતાં સમ્રાટ અકબરે પોતાની કીર્તીને છાજે તેવું કામ કર્યું નહિ.

હવે આપણે મેવાડના ઇતિવૃતમાં મનઃસંયોગ કરવો જોઇએ. પિતૃરાજ્યે અભિષિકત થઇ અમરસિંહે પોતાના રાજ્યનાં મંગળ માટે અગાઉની વિધિ પ્રમાણે આચરણ કરવાનું શરૂ કર્યું. ક્ષેત્રોની ફરીથી માપણી કરી તેના ઉપર નવું મહેસુલ લેવું શરૂ કર્યું. તેણે પોતાના સામંતને ભુમિવૃતિ આપી, તે શિવાય અમરસિંહે નવા નિયમો રાજ્યમાં પ્રચાર્યા. તેના પ્રચાર કરેલા નિયમો હજી સુધી મેવાડમાં ચાલે છે.

દૂરદર્શી અમરાત્મા પ્રતાપસિંહે જે આશંકા કરેલી છે. તે ફળવતી નીવડી. વિશ્રામદાયિની શાંતિ, અમરસિંહના પક્ષમાં યથાર્થ અનર્થકર થઇ પડી. પિતાના પવિત્ર આદેશના ઉપર અનાસ્થા કરી અમરસિંહ બીલકુલ આળસ્ય પરતંત્ર થઇ પડયો. પશાળાના તીરની કોટડીઓ ત્યાગ કરી. ત્યાં તેણે એક રાજ મહેલ, જેનું નામ અમર મહેલ હતું તે બનાવ્યું. તે રાજમહેલમાં ખુશામતીયા લોકોથી ઘેરાઇ બેસી, તે નિશ્ચિંત ભાવે પોતાનો સમય કહાડવા લાગ્યો. પણ તે પ્રમાણેનો શુભ ભોગ તેના ભાગ્યમાં ઘટયો નહી. થોડા સમયમાં મોગલ સમ્રાટ જહાંગીરના સંગ્રામનું નગારૂં મેવાડ પ્રાંતમાં વજ્યું. તેથી કરી, તે વિલાસ નિંદ્રામાંથી જાગી ઉઠયો.

દિલ્લીના સિંહાસનારોહણ પછી ચાર વર્ષે જહાંગીરે મેવાડ ઉપર યુદ્ધ યાત્રા કરી, ભારત વર્ષના તે સમયના એક પ્રાંતથી બીજા પ્રાંત સુધીના રાજાઓએ દીલ્લીશ્વરનું અધિપતિપણું સ્વીકાર્યું હતું. ત્યારે શું એક માત્ર મેવાડપતિ અમરસિંહ તેની સામે ઉંચુ મસ્તક કરી ઉભો રહે ખરો, જ્યારે સઘળા રાજાઓ વીગેરે તેને

ભારતેશ્વર માન્યો ત્યારે એક માત્ર રાણા અમરસિંહ તે પ્રમાણે ન માને ખરો રાણા અમરસિંહની સેના સમ્રાટ જહાંગીરની સેનાની તુલ્ય ગણાય ખરી ત્યારે અમરસિંહનો એવો બધો અહંકાર શેનો હવે તે અહંકાર દલાઈ જાશે

સમ્રાટના સભાસદોએ એવી રીતના તર્ક કરી સમ્રાટને રાણા વિરૂદ્ધે ઉશ્કેર્યો, ગર્વોન્મત જહાંગીર પોતાની વિશાળ સેના લઇ, મેવાડની પ્રતિકુળે યુદ્ધ યાત્રામા ઉતર્યો

રાણા અમરસિંહને બે તરફથી સંકટ આવી પડયુ એક તરફથી નિકૃષ્ટ વિલાસવાસના તેને કઠોર કાર્યક્ષેત્રમા ઉતરવાની મનાઈ કરતી હતી બીજી તરફ શુભ્રય યશોલિપ્સા, તેના હૃદયમા એક પ્રાંતે પેદા થઇ, તેના પિતૃપુરૂષોની જેમ દુ ખો ભોગવી યુદ્ધમા ઉતરવા ખુશી બતાવતી હતી તેવી ખુશીના દર્શનથી તે યુદ્ધમા ઉતરવા ઉત્તેજીત થયો પણ દુ ખનો વિષય કે તેનો તે ઉત્તેજીત ભાવ લાંબા વખત સુધી રહ્યો નહિ તે પાછો મોળા આસણમા અવસાદિત થવા લાગ્યો ટુંકામા અમરસિંહ બે તરફથી સંકટમા પડયો હવે કયો રસ્તો લેવો તે વિચારીને તે સ્થિર કરી શક્યો નહિ તે સમયે હીણા ખુશામતીઆઓ, તેની પાસે આવી બોલવા લાગ્યા, મહારાજ! યુદ્ધ કરવાથી શુ થાય! શામાટે અનર્થકર વિપદને તેડીને બોલાવવી જોઈએ જ્યા આ ભારત વર્ષના સઘળા હીંદુ મુસલમાન રાજાઓ મોગલ સમ્રાટનુ અધિપત્ય સ્વીકારે છે ત્યાર આપણે મોગલ સમ્રાટની વિરૂદ્ધે શા માટે ઉતરવુ જોઈએ? આપની સેના અને અર્થ બળ ક્યાં? તેની સાથે સલાહ કરવાથી જો સઘળા ઠેકાણે શાંતિ થાય ત્યારે તેમ કરવામા હરકત શુ છે, તેમ કરવાથી આપનુ રાજ્યધન માન મરતબો જળવાઈ રહેશે, વળી સંતુષ્ટ સમ્રાટ તમારા રાજ્યના પ્રદેશમા વૃદ્ધિ કરી આપશે, એ સઘળા બીજાના વચનો સાંભળી રાણો અમરસિંહ મનમા ખેદ પામવા લાગ્યો પણ તે સમયે તેનુ હૃદય એટલુ બધુ આળસ્ય પરતંત્ર થઇ પડયુ હતુ જે તેણે એવા ખુશામતીયાના વચનોની અવહેલા કરી નહિ એવી વિમૂઢ અને નિરૂત્સાહ અવસ્થામા કાલાતિપાત કરતા અમરસિંહને જોઇ મેવાડના સરદારો દારૂણ શોકમા મગ્ન થઇ ગયા તેઓ સઘળા એકઠા થઇ અમર મહેલમા આવ્યા ત્યા આવી તેઓએ રાણાને આવેલી વિપદમાથી બચવા તૈયાર રહેવા અનુરોધ કર્યો, સામંત શિરોમણિ ચંદાવતવીર રાણાની સંમુખે આવી બોલ્યો મહારાજ! આપ શુ આવી રીતે આપની પ્રતિજ્ઞા પાળશો? આપ આવી રીતે પિતૃ વચન પાળશો! વીર કુલ્ય પ્રતાપસિંહના જ્યેષ્ઠ પુત્ર થઇ આપ આ પ્રમાણે આપની કુળ મર્યાદા જાળવશો, વિચારી જુઓ આપ કેવા કુળમા જન્મ્યા છે! કોનુ લોહી આપની ધમની માંહે પ્રવાહિત છે? દ્વેશવેરી મોગલો દેશનો સંહાર કરવા આપની સંમુખે આવી પહોંચ્યા, આપ ખુશામતીયાના વચનો સાંભળી બીકણ બની ગયા છો

આપની નજર પાસે મોગલ લોકો દેશનો નાશ કરશે. આપની દૃષ્ટિ પાસે મોગલ લોકો પ્રજાને હેરાન કરશે ! આપ જોશો અને મોગલ લોકો રજપુત મહિલાને પાતિવ્રત્યથી ભ્રષ્ટ કરી દેશે. બધુ તે શું તમારાથી સહન થાશે, ધિક્કાર છે આપના રાજ્યને, ધિક્કાર છે, આપના ઐશ્વર્યને ! ધિક્કાર છે, આપના ઉચાં કુળ ગૌરવને, જ્યારે આપ, પિતૃ પુરૂષોની શુભકીર્તિ જાળવી ન શકશો ત્યારે શિશોદીય કુળમાં શા માટે પેદા થયા.

વીરવર સાલંબ્રા સરદારની એ તેજસ્વિની વકતૃતાથી સઘળાનાં હૃદય ઉત્સાહિત થઇ ગયા. પણ તેથી રાણા અમરસિંહનો જડભાવ દૂર થયો નહિ. દારૂણ રોષ અને અભિમાનથી ચંદાવતવીરનું શરીર અભિતપ્ત થયું. સભાગૃહના સંમુખ ભાગમાં એક રૂડો યુરોપીય આરસો હતો. શાથ વિક્ષ સરદાર પાસે કાંઇ ન જોઇ ગાલીચાના ખુણા ઉપર પડેલ એક શિલાખંડ લઇ, પ્રચંડ તેજે તે, દર્પણ ઉપર માર્યો. પથ્થરના પડવાથી શોભનીય દર્પણ ચુર્ણવિચુર્ણિત થઇ ગયું. ત્યાર પછી ચંદાવત સરદારે અમરસિંહનો જમણો હાથ પડી અકસ્માત તેને રાજસિંહાસનથી ઉતારી મુકયો અને તે તીવ્ર અને ગંભીર સ્વરે બોલ્યો. સરદારો, જલદીથી ઘોડે ચઢો અને પ્રતાપસિંહના પુત્રને કલંકમાંથી રક્ષણ કરો. સાલંબ્રાપતિનું એવી રીતનું આચરણ જોઇ રાણો મનમાં અભિતપ્ત થયો. તેણે તે સરદારને રાજદ્રોહી અને રાજાવમાન કારી કહી તેનો પુષ્કળ તિરસ્કાર કર્યો, પણ વિવેકી ચંદાવત સરદાર તેથી મર્મ પીડીત થયો નહિ. તેની સા[illegible]મા બીજા સરદારો તેની કર્તવ્ય પરાયણતા જોઇ અત્યંત સંતુષ્ટ થયા. તેઓ સઘળા[illegible] ચંદાવત વીરસાથે એકમત થઇ રાણાને ઘોડા ઉપર ચડવાનું કહ્યું. રાણાના હૃ[illegible]માં તે સમયે પણ રોષાનળ સળગતો હતો. તેના નેત્ર પ્રાંતમાંથી અગ્નિકણ [illegible]તા. તે થોડો દૂર ગયો કે પ્રકૃતિસ્થ થઇ ગયો મેવાડના સરદાર સામ તેઓ [illegible] તેના રોષ તરફ કાંઇ જોયું નહિ, તેઓ સઘળા ટોળાં સાથે પર્વત થકી ઉત[illegible]ાલ મેવાડમાં જ્યાં જગન્નાથદેવનું સ્થળ છે તે સ્થળે આવી રાણો પોતાના [illegible] મુક્ત થયો. ત્યાં તેનાં જ્ઞાન નેત્ર ઉઘડી ગયાં. તેણે જાણ્યું કે તે વિષયમાં [illegible]જ અપરાધી અને કસુરવાળો છે. રાણાને પોતાનો અગાઉનો [illegible]વહાર યાદ આવવાથી તેણે પોતાને હજારો ધિક્કાર આપ્યા. મેવા[illegible] અવસ્થાની આપ્તિ છાયા રાણાના હૃદય દર્પણમાં પડી પ્રચંડ શત્રુ કરાળ[illegible] પાસે ઉભા હતા. શિશોદીયકુળનું ગૌરવ આજ સુધી જળવાઇ રહ્યું હતું. તે હવે જળવાય તેમ નહોતું. તેથી રાણો હવે નિશ્ચિંત રહે ખરો ! રાણો સમજી ગયો, કે કર્તવ્ય સાધનમાં તે પરાંઙ્. મુખ રહ્યો તેથી અનુચિત થયું છે. જે વાત થઇ ગઇ તે હવે મટવાની નથી. જે થોડું સૈન્ય તેની મદદમાં ઉતર્યું હતું તેના હૃદયમાં બેહદ ઉત્સાહ હતો. પણ તેઉત્સાહવાળું હૃદય રાણાના ઉત્સાહથી ઉદ્દિપિત થાય તો વિશેષ સુફળ અને સુલાભ થાય. રાણાએ પોતાએ કરેલા અપરાધ માટે

અધગાપાને ક્ષમા માની, તે પોતાની મુછ મરડી સાલુમ્બ્રાપતિને બોલ્યો સાલુમ્બ્રા ! સરદાર ! તમો શિશોદીયકુળના ખરા હિતકારી અને મોહ નિદ્રામાંથી ઉઠાડવાનું ઉત્તમ વીરનું કામ કર્યું એ માટે તમારો હું ચિરકૃતજ્ઞતાની પાશથી બદ્ધ છું, પ્રતાપસિંહે સ્વર્ગવાસ કર્યો, પણ પ્રતાપસિંહનો પુત્ર હજી જીવિત છે ચાલો રણ સ્થળે શત્રુ સંમુખે ચાલો ! જુઓ, અમરસિંહ, પ્રતાપસિંહનો ઉપયુક્ત પુત્ર છે કે નહિ

રાણાનો ઉત્સાહ જોઈ સામન્ત સરદારો બમણા ઉત્સાહિત થયા સઘળા સિંહનાદ કરી, શત્રુના સંમુખે આવ્યા શત્રુઓ દેવીર નામના સ્થળે ઉભા હતા રણોન્મત્ત રજપુતો તે સ્થળે આવી પહોંચ્યા, અને તેઓએ શત્રુના ઉપર હુમલો કર્યો. ખાનખાનાનો ભાઈ મોગલ સેનાનો અધીપતિ હતો રજપુતોને અગ્રેસર આવતા જોઈ તે જલદીથી પોતાના સૈનાદળ સાથે સામો થયો તે દેવીર ક્ષેત્રમા હીંદુ મુસલમાનોનુ ભયંકર યુદ્ધ થયુ રાણા અમરસિંહની ઉત્તેજનાથી રજપુતો ઉત્તેજીત થઇ સ્વદેશની રક્ષા કરવા માટે વિસ્મયકર વિક્રમ સાથે યુદ્ધ કરવા લાગ્યા, અનેક ક્ષણ ઉભય પક્ષમા ભયાવહ યુદ્ધ ચાલ્યું. બન્ને પક્ષના અનેક સૈનિકો રણસ્થાનમા પડ્યા પણ જલદીથી કોઈનુ જયપરાજયનું ચિન્હ દેખાયું નહિ મધ્યાન્હ કાળ વીતી ગયો દીવાકર મધ્ય ગગન છોડી ધીરેધીરે ઉતરતો હતો. તોપણ તેના તેજની પ્રખરતાનો હ્રાસ નહોતો, મોગલોની તોપોએ અવાજ કરી સઘળી દિશાઓ ધુમપટલથી ઢાંકી દીધી કોઈ વસ્તુ નયનગોચર થતી નહોતી. રણવીર રજપુતો તે ગંભીર ધુમપટલનો ભેદ કરી મોગલ સેનાની ઉપર ચાલ્યા તેઓની પ્રચંડ ગતિનો પ્રતિરોધ મોગલ સેનાથી થઇ શક્યો નહિ મોગલ સૈનિકો રણમાથી ચારે તરફ પલાયન કરવા લાગ્યા તેમાથી ઘણો ભાગ રજપુતોના હાથથી મરણ પામી રણસ્થળે પડ્યો વ[illegible]ને સમસ્ત દીવસ યુદ્ધ ચાલ્યા પછી રાણા અમરસીંહે મોગલ સેના ઉપર [illegible] વિજય મેળવ્યો જય મેળવી તે પોતાના નગરમા આવ્યો

સંવત ૧૬૬૪ (ઈ સ ૧૬૦૮) એ દેવીરનું પ્રસિદ્ધ [illegible] થયું. જે રણ વીશારદ રજપુતોથી મોગલ સેના પરાજય પામી તે [illegible] રજપુતોમા રાણાનો કાકો વીરવર કર્ણ વિશેષ પરાક્રમ વાળો નીવડ્યો હતો [illegible] અપૂર્વ બાહુબળે અને સુંદર રણકૌશલ્યે રાણાએ મોગલ સેના ઉપર જય [illegible]ની સંમુખે, વીરવર કર્ણ થકી વિશાળ કર્ણાવત ગોત્ર પેદા થયું. રજપુતોના બાહુ[illegible] મોગલ સેના પરાજય પામી ખરી, પણ તેથી મોગલ સમ્રાટ નિરુત્સાહ થયા નહિ તે પરાજયથી તેનો પ્રચંડ વિદ્વેષાગ્નિ સળગી ઉઠ્યો તેની યુદ્ધ પિપાસા ઘણી વધી. એક વર્ષ પછી એટલે સંવત ૧૬૬૫મા વસંતકાળે તેણે ફરીથી ભયંકર યુદ્ધ કરવાની ગોઠવણ કરી, અબ્દુલા નામના મોગલ સરદારના સેનાપતિપણા નીચે ફરીથી રજપુતો વિરૂદ્ધ એક મોગલ સેના મોકલી. મોગલ સેનાપતિ અબ્દુલાને

મેવાડના સ્તંભો જોઇ તેનું હૃદય કંપિત થવા લાગ્યું. તેના પુર્વ પુરૂષોએ હીંદુ વિદ્વેષી રાજાઓ ઉપર જય મેળવી, તે સઘળા ગૌરવ સ્તંભ સ્થાપ્યા છે, તે ગૌરવ સ્તંભને મલિન કરવા આજ સાગરજી પેદા થયો. સાગરજીનું હૃદય કાયમ ચિંતાતુર રહેતું હતું.

એ રીતે સંતત નીપીડીત થઇ એક દિવસ સાગરજી ઉન્મત જેવો થઈ ગયો. ભટ્ટ ગ્રંથમા લખેલ છે જે એકવાર ગંભીર મધ્ય રાત્રીએ, ભીમાકાર ભૈરવ સાગરજીના સમક્ષ આવી ઉભો, અને તે કર્કસ્વરે બોલ્યો જે " દુરાચાર ? રજપુત. કુળાધમ ? આ પાપ રાજ્યનો હમણા પરિત્યાગ કર ? નહિતો તારૂ મંગળ થાશે નહિ." ચિતોડપુરીમાં અનુતપ્ત સાગરજી એક દિવસ રહી શકયો નહિ. તેણે પોતાના ભ્રાતૃષ્પુત્ર અમરસિંહને બોલાવી ચિતોડ : રાજ્ય ભાર તેના હસ્તમા. સોંપ્યો અને વિષમય દાયિત્વમાંથી છુટી, તે વિજન, કંધર * ગિરિશૃંગ ઉપર જઇ વિશ્રામ કરવા લાગ્યો. પણ તેથી તેનો શાંતિ મળી નહિ, થોડા સમય પછી સમ્રાટના હુકમથી તે દિલ્લીની રાજ સભામાં આવ્યો જહાંગીરે તેનો યથોચિત તિરસ્કાર કર્યો. તે તિરસ્કાર, વિષદિગ્ધ તીવ્ર શરજાળની જેમ તેના અનુતાપ દગ્ધ હૃદયમાં પેઠો. ભયંકર યંત્રણાથી તે અધિર થઈ પડયો. તે સભા સ્થળમાં પોતાની છરીથી પોતાનો હૃદયપિંડ કાપી સમ્રાટના સમક્ષ તે મરણ પામ્યો. એ રીતે સ્વદેશદ્રોહી વિશ્વાસઘાતકનું ઉપયુક્ત પ્રાયશ્ચિત થયું. I માતા પૃથ્વી એક મોટા ભારમાંથી છુટી.

અમરસિંહ, પિતૃ પુરૂશોની લીલાસ્થળી ચિતોડપુરી પામ્યો. પણ તેને સહાય નહોતી. સંબળ નહોતું, ત્યારે કોની મદદથી તે ચિતોડપુરીનુ રક્ષણ કરે. ચિતોડપુરીને પામવાથી જે મહાનંદ થયો હતો, તેથી તે થોડા રોજમાં વંચિત થયો. આનંદની સાથે પ્રાણ કરતા પણ વહાલી સ્વાધીનતા તે હારી બેઠો. રાણો ચિતોડનો પરિત્યાગ કરી પર્વત પ્રદેશમાં વસવા લાગ્યો દુરદર્શીય અમહાત્મા પ્રતાપસિંહનું ભાવી દર્શન યોગ્ય રૂપે પરિણામ પામ્યું, થોડા સમયમાં ગિલ્હોટ કુળનું સ્વાધીનતા રત્ન અપહૃત થયું. ચિતોડપુરી પામવાથી મેવાડના ઓછામાં ઓછા એશી કીલ્લાઓ અને એક નગર પામ્યો. તે સઘળામા અંતલા નામનો કિલ્લો તેના હાથમાં જે રીતે આવ્યો તે રીતનું વિવરણ આ સ્થળે આપવું સંપૂર્ણ યોગ્યતા ભરેલુંછે તે કીલ્લો જીતી લેવાનાં સમયમા મેવાડના બે શ્રેષ્ઠ સામંત સંપ્રદાયમા ભયંકર પ્રતિદ્વંદ્વિતા ચાલી હતી. તેનું વિવરણ પઠનીયછે

---

* કંધર એક વિન્ધ્યિશૈલ છે તે પાર્વતી અને ચંબલના સંગમે સ્થળે સ્થાપિત

1– તેજ સાગરજીના કુલાંગાર પુત્રે સ્વધર્મનો ત્યાગ કરી યવન ધર્મ સ્વીકાર્યો હતો, તેનુ નામ મહોબતખાં હતુ, જહાંગીરના રાજ્યકાળમા મહોબતખા સાહસિક સેનાપતિ હતો.

જહાગીરનો ભયકર ત્રીજો યુદ્ધયોગ સાભળો રાણો અમરસિહ જોઇએ તેટલુ લશ્કર વધારવા લાગ્યો પણ મોગલ લોકના આવવાનો વિલબ જોઈ તેણે કેટલાક ગામડા અને એક કિલ્લો, મોગલના હાથથી લઇ લેવા સકલ્પ કર્યો યુદ્ધ યાત્રાના સઘળા આયોજન તઈયાર થયા, એટલામા સેનાદળના સમ્મુખ ભાગનો અધીકાર ભોગવવા માટે ચદાવત અને શકતાવત રજપુત કુળનચ્ચે મોટો સઘર્ષ પેદા થયો, ચદાવત રજપુતો જેષ્ટ હતા, આજસુધી તેઓજ તે અધિકારનુ સમાન ભોગવતા હતા પણ શકતાવત રજપુતો પુષ્કળ પરાક્રમવાળા નીવડવાથી એ અધિકાર ભોગવવા તેઓએ દરખાસ્ત કરી રાણો અમરસિહ ઉભય સકટમા પડયો કયા સપ્રદાયના હાથમા તે અધીકાર આપવો તેનો તે નિર્ણય કરી શક્યો નહિ, એક સપ્રદાયને સમાનિત કરવાથી બીજો સપ્રદાય બેદીલ થઈ પોતાનો પક્ષ છોડીદે તેમ હતુ ટુકામા બન્ને સપ્રદાયનુ આનુકુલ્ય થાય તોજ રાણાનુ સકટ દૂર થાય તેમ હતુ તેણે અનેક ક્ષણ વિચાર કર્યો સત્રીઓ સાથે અનેક તર્કવિતર્ક કર્યા પણ કાર્ય રીતનો નિશ્ચય થયો નહિ તેને સુગો જોઇ, બન્ને સપ્રદાયવાળાઓએ ખડગની સહાયે, ત વાતનો ચુકાદો કરવાનુ સ્થિર કર્યુ, એરલામા રાણો અમરસિહ બોલી ઉઠયો જે જ સપ્રદાય અતલા કિલ્લામા પેસી શકે તે સપ્રદાય તે અધિકારનો ભોગી થાય, રાણાનુ એવુ બોલવુ સાભળી ચદાવત અને શકતાવત અતલા કિલ્લા તરફ ચાલ્યા

રાજધાની પુર્વ દિશામા નવ ગાઉ ઉપર એ કિલ્લો હતો અતલા એક ઉંચી ભુમિના માથા ઉપર આવ્યો તની ચોતરફ કોટ હતો, તે કોટ પાષાણમય હતો તેની ઉપર વચ્ચોવચ્ચે એક ગોળાકાર રક્ષકશાળા હતી કિલ્લાનામાત દેશમા કીલ્લાના મૂળ ભાગને ધૌત કરી એક તરગિણી વહેતી હતી અતલામા મધ્યમા દુર્ગરક્ષકની અટ્ટાલિકા એ અટ્ટાલિકાની ચારે તરફ ખાઇઓ હતી અતલામા પેસવા માટે કેવળ એક બાર હતુ

પરોઢીયુ શરૂ ન થયુ તેની પહેલા વિવાદ કરતા બે સામતો પોત પોતાનુ સેનદળ લઈ, અતલા તરફ દોડયા અતલા કિલ્લો યવનના કબજામા હતો જે વીર, યવનોનો સહાર કરી અતલાને કબજે કરે, તજ લશ્કરનો ગૌરવનો મુગટ માથે પહેરે, તેનાજ હાથમા મેવાડના સેનાદળનો સમુખ રક્ષણભાગ સોપાય તેમ હતુ

સૂર્ય ઉદિત થયો તેની ઉદભિન્ન રશ્મિ રાજી નક્ષ શીરે અને પર્વત શિરે ક્રીડા કરતી હતી એટલામા શકતાવત રજપુતો અતલાના કિલ્લાના દ્વાર દેશે આવી પહોચ્યા તેઓએ શત્રુ ઉપર અતર્કિત ભાવે હુમલો કર્યો પણ યવનો તેઓનો અભિપ્રાય જાણી, થોડા સમયમા હથીયાર લઇ ઉભા થયા તેઓમા

બન્ને દળ વચ્ચે ઘોર યુદ્ધ ચાલ્યું. ચંદાવત્ રજપુતો માર્ગ ભુલી એક મોટી પર્વતની તળેટીમાં જઇ ચડયા, તે દુર્ગમ પ્રદેશમાંથી નીકળવાનો રસ્તો ન માલુમ પડવાથી તેઓ અંહી તહીં ભટકવા લાગ્યા. એટલામાં તેઓએ એક ભરવાડને જોયો, ભરવાડને પોતાનો પ્રથમ દર્શક બનાવી તેઓ થોડા સમયમાં અંતલા તરફ આવી પહોંચ્યાં. ચંદાવત્ રજપુતોએ પોતાની સાથે લાકડાની નીસરણીઓ રાખી હતી. તે નીસરણીઓ કિલ્લા ઉપર લગાડી ચંદાવત રજપુતો કિલ્લા ઉપર ચડયા. પણ યવનોના ફેંકેલા ગોળાના પ્રહારથી ચંદાવત્ રજપુતો નીસરણી ઉપરથી સ્ખલિત થઈ નીચે પડયા. વિધાતાએ, તેઓના ભાગ્યમાં, સેનાના અગ્ર ભાગનો અધિકાર લખ્યો નહોતો, ક્રમે બન્ને દળની પ્રચંડ ગતિ પ્રતિરૂદ્ધ થઇ. ચંદાવત્ અને શકતાવત રજપુતો શત્રુઓ સાથે લડવા લાગ્યા. શકતાવત સરદાર એક મોટા માતંગ ઉપર ચડી બેઠો હતો. બીજો કોઈ ઉપાય ન દેખતાં તેણે કિલ્લાના દ્વાર તરફ તે માતંગને હાંકયો મોટા નાદકરી, તે રણમાતંગ. કિલ્લાના દરવાજા તરફ ચાલ્યો. કિલ્લાના દરવાજાના બારણામાં મોટા મોટા ખીલા હતા તેથી બારણા તોડી દેવા, માતંગની ચેષ્ટા વીફળ થઈ. અનેક શકતાવત વીરો શત્રુના હાથે મરાણા. પણ શકતાવત્ સરદાર તેથી નિરૂત્સાહ થયો નહિ. અકસ્માત ગગનમંડળ વિદારિત કરી, ચંદાવત્ પક્ષે ઘોર જયનાદ કર્યો. શકતાવત્ સરદારનું હૃદય કંપિત થયું. તે પોતાના રણમાતંગની પીઠ ઉપરથી ઉતર્યો અને દરવાજાના બારણાના ખીલા ઉપર ચઢી ઉપરના ખીલા ઉપર બેસી તે હાથીના માવતને બોલ્યો. હાથીને મારા સામે હાંક, નહિતો તારૂં મસ્તક છેદન કરીશ. માવતે પોતાના ધણીનો હુકમ પાળ્યો. ભયંકર ગજરાજ કઠોર બળ સાથે તે બંધથયેલાં બારણાં ઉપર પડયો. તેના ભીષણ વેગવાળા પાતથી બન્ને બારણાં ખંડવિખંડિત થઇ ભાંગી ગયાં, શકતાવત સરદાર પણ તે બારણાં ઉપરથી પડી મરણ પામ્યો. પણ તેના મૃત્યુથી તેના સૈનિકોને કાંઈ પણ અનુત્સાહ થયો નહિ. દળ પતિ પડી મરણ પામ્યો. તેનું મુડદું ભુમિતળે ચગદાયેલું જોઇ તેઓનો [illegible] તેને લઇ લેવામાં, નહોતો. તે ધુળમાં અરડાયેલ ધણીના મડદાને ચગદી તેઓ પ્રચંડ વેગે, ઉઘડેલા દ્વારથી કિલ્લામાં પેઠા. આવી રીતનો આત્મત્યાગ સ્વીકારીને પણ શકતાવત્ સરદાર પોતાના સંપ્રદાય માટે તે દિવસે સંમાન પામ્યો નહિ. ચંદાવત્ સરદાર શત્રુના ગોળાથી નીસરણી ઉપરથી પડી મરણ પામ્યો. તેના બદલામાં બીજો સરદાર તેનાં ઠેકાણે નીમાયો, તેનું નામ વાંદા ઠાકોર હતું. જેઓના મનમાં માયા મમતા હોતી નથી તેઓમાંથી વાંદા ઠાકોર એક હતો. તે જેવો વીર હતો તેવોજ નિર્ભીક અને તેજસ્વી હતો, તે કિલ્લા ઉપર ચડયો હાથમાં રહેલ ભયંકર ખડગદ્વારાએ શત્રુનો તે સંહાર કરવા લાગ્યો. છેવટે હીરોલ, હીરોલ, એવા શબ્દો બોલી, તે જયથી

ઉત્કુળ થયો. ચંદાવત્ રજપુતો અંતલા કિલ્લો જીત્યા ચંદાવત્ સરદાર ચિતકાર કરી બોલી ઉઠયો, ચંદાવત્ રજપુતો અંતલાનો કિલ્લો જીત્યા, મેવાડની જય પતાકા અંતલાના કિલ્લા ઉપર ફરકવા લાગી.

રાણા ઉદયસિંહના ચોવીશ પુત્ર હતા. તેમાં શકતસિંહ બીજા નંબરનો પુત્ર હતો શકતસિંહ બાલ્યાવસ્થામાંથી નિર્ભીક અને તેજસ્વી નીવડયો. બાલ્ય કાળની સુકુમાર અવસ્થામાં તેના યૌવનની તેજસ્વિતાની અને નિર્ભીકતાની રેખા પાત થઇ હતી એમ કહેવાય છે જે શકતસિંહની કોષ્ટી ગણનામાં જોશીએ ગણીને કહ્યુ હતુ જે " શકતસિંહ મેવાડનો કલંકસ્વરૂપ થાશે " જોશીનું ભાવિ કથન યથાર્થ નીવડયુ. રાણો ઉદયસિંહ ત્યારથી શકતસિંહ ઉપર વિશેષ વિરાગ રાખવા લાગ્યો પણ અપત્ય સ્નેહના વશે તે તેના ઉપર અસદાચરણ કરી શકયો નહિ પણ કાળની વિચિત્ર ગતિ શક્તસિંહ પિતાનું ચક્ષુશુળ થઇ પડયો. એક સમયે તેનો પિતા અપત્ય સ્નેહનો ત્યાગ કરી તેનું માથું કાપી નાખવા તત્પર થયો હતો

શક્તસિંહના બાલ્યકાળના નિર્ભીકપણાનું એક વિવરણ જોવામાં આવે છે. સુકુમાર વયમાં પીતાની પાસે બેસી એકવાર બાલક સુલભ રમત કરતો હતો. તે સમયે એક અસ્ત્રકાર નવી છરી બનાવી તે લઈ રાણાની પાસે આવ્યો. વણના સુક્ષ્મ પાતડા લઈ તેને કાપી છરી વીગેરેની તીક્ષ્ણતાની પરિક્ષા કરવાનો રીવાજ છે, તે અનુસારે તે નવી છરીની તીક્ષ્ણતાની પરિક્ષા કરવાની ગોઠવણ થઇ. એટલામાં બાળક શક્તસિંહે તે છરી અસ્ત્રકાર પાસેથી લઇ લીધી અને કહ્યુ " બાપા ! અસ્થિમાન કાપવા માટે આ છરી નથી " બોલતા બોલતા તેણે પોતાના સુકોમળ હાથ ઉપર તે છરી બેસારી. તીવ્ર વેગથી રૂધીર નીગરવા લાગ્યું. લોહીથી તેનું આસન ભીંજાઈ રાતું થઈ ગયું. શક્તસિંહના સુકુમાર મુખ મંડળ ઉપર કોઇ રીતનાં ગ્લાનિના ચિન્હ માલુમ ન થયા. તે જોઇ સભાના લોકો જુદાજુદા તર્ક વિતર્ક કરવાં લાગ્યા. રાણા ઉદયસિંહના હૃદયમાં જે ભાવ ઉત્પન્ન થયો તે તો ઉદયસિંહ જાણતો હતો. તેણે તત્ક્ષણ શક્તસિંહનુ માથું કાપી નાખવા આજ્ઞા આપી. તેનો કઠોર હુકમ પાળવાને એકદમ ગોઠવણ થઇ. બાલક શક્તસિંહને વધ્યભૂમિ ઉપર લઈ ગયા. એ સમયે સાલુંબ્રાસરદારે રાણાની સન્મુખે આવી જાહેર કર્યું, મહા રાજ ! કૃપા કરી આ દીનનુ નીવેદન સાંભળો ! મારી ઉપર મહેરબાની કરી આપે અનેક વાર મને વરદાન આપવા ઈચ્છા બતાવી છે ઉપયુક્ત સમય ન આવવાથી શિરે ચડાવ્યુ નથી આ સમયે મારો ઉપયુક્ત સમય આવ્યો છે. એટલે કે દયા દેશી આવી ની કામના પુરી, દીનને ચરિતાર્થ કરો. રાણાએ અકપટભાવે કહ્યું તેઓનો અભિમાન સો અભીલાષ છે જાહેર કરો ! હું હાલ આપની આજ્ઞા

લાષા પુરી કરી આપું ! સામંત શિરોમણીના હૃદયમાં આશાનો ઉદ્રેક થયો તે હિંમત ધરી બોલ્યો. મહારાજ ! હું અર્થ ચાહતો નથી, ગૌરવ ચાહતો નથી ઉંચી પદવીને ચાહતો નથી, મારી એકજ પ્રાર્થના છે જે રાજકુમારની પ્રાણદંડની આજ્ઞા મોકુફ કરો. મારે પુત્ર નથી કન્યા નથી. મારા વિપુલ વૈભવનો કોઈ ઉતરાધીકારી નથી. હાલ રાજકુમારને ધર્મપુત્ર ઠરાવી ચંદાવત ગોત્રને અનંત નાશમાંથી બચાવવા ચાહું છું. મહારાજ કૃપા કરી આ દીનની વિનતિ સ્વિકારશો ઉદયસિંહે રાજકુમારની પ્રાણદંડની આજ્ઞા મોકુફ કરી. સાલંબ્રાધિપતિએ શક્તસિંહને ધર્મપુત્ર ઠરાવ્યો. વૃદ્ધાવસ્થામાં સાલંબ્રાધિપતિના પેટે એક પુત્ર અને પુત્રી પેદા થયા. તે સમયે રાણા પ્રતાપસિંહનો એક દૂત શક્તસિંહને બોલાવવા આવ્યો.

શક્તસિંહ અને પ્રતાપસિંહ બન્ને ભાઈઓ એકઠા મળ્યા. શકતસિંહ પાલક પિતા ચંદાવત સરદારની રજા લઈ પોતાના ભાઈ પ્રતાપસિંહ પાસે રહેવા લાગ્યો. પણ દૌર્ભાગ્યવશે તેઓનું સૌહાર્દ લાંબા વખત ચાલ્યું નહિ. એકવાર બન્ને ભાઈઓ મૃગયા વ્યાપારમાં ગુંથાયા હતા. લક્ષ્ય સંબંધે બન્ને ભાઈઓમાં ઘોર વિવાદ ચાલ્યો પ્રતાપસિંહ તીવ્રસ્વરે બોલ્યો ? આવ મેદાનમાં આવ ! કોનું બાણ વ્યર્થ ગયું છે જો ! શકતસિંહના મસ્તકનો એક કેશ પણ કંપિત થયો નહિ. તે અવિકૃત સ્વરે બોલ્યો " ચાલો આવો મેદાનમાં ! ચાલો. એટલામાં બન્ને ભાઈનું દ્વંદ્વ યુદ્ધ થવા લાગ્યું. શિશોદીયકુળનો સર્વ નાશ થતો જોઈ સઘળા લોક દિગ્મૂઢ થઈ ગયા. કોઈ તેઓને વારવા ગયું નહિ. ગિલ્હોટકુળનો પરમ મિત્ર પુરોહિત તે જોઈ ત્યાં દોડયો આવ્યો, લડતા બે ભાઈઓ વચ્ચે તે આવી ઉભો રહયો. જુદી જુદી જાતનાં મિષ્ટ વચનો કહી તેણે તેઓને તે કામથી બંધ રાખવા ચેષ્ટા કરી. પણ તેની ચેષ્ટા વિફળ થઈ ગઈ, ત્યારે પુરોહિતે છરી લઈ પોતાનો હૃદપિંડ છેદયો. અને તેઓના મધ્યમાં પડયો. બ્રહ્મહત્યા થઈ પુરોહિતના પવિત્ર શોણિતે રાજકુમારના વિમલ ચરિત કલંકિત થયાં, બ્રહ્મહત્યાનું મહાપાતક તેઓના શિર ઉપર આવ્યું. ત્યારે મોહાંધ ભાઈઓની આંખો ઉઘડી, પ્રતાપસિંહે, મેવાડનું રાજ છોડી દેવા, શકતસિંહને હુકમ આપ્યો, તેજસ્વી શકતસિંહ તેમાં સંમત થયો, મોટાભાઈની ચરણવંદના કરી તેણે મેવાડનું રાજ્ય છોડયું, શકતસિંહ પ્રતાપસિંહના ભયંકર શત્રુને જઈ મળ્યો. પ્રતાપસિંહે, મરેલા પુરોહિતની અંત્યેષ્ટિ ક્રિયા કરી તેના પુત્રને ભૂમિવૃત્તિનું દાન કર્યું તે દીવસે બન્ને ભ્રાતાનો વિયોગ થયો, ત્યારપછી અનેક દીવસે શકતસિંહ મોટા ભાઈ પ્રતાપસિંહની પ્રાણ રક્ષા માટે ખોરાસાની સુલતાની બે સૈનિકોની વાંસે રાખ્યા પ્રતાપસિંહ પાસે આવ્યો. તે દિવસે બન્નેનું સુભ્રાતૃત્વ સ્થપાણું. તે

શક્તસિંહના સત્તર પુત્રો હતા. તે સત્તર પુત્રોમાં એકતા અને ભ્રાતૃભાવ નહોતો, જે દિવસે તે આ જગતમાંથી વિદાય થઇ ગયો. તે દિવસે તેના પુત્રોનો

ધુમાયમાન વિદ્વેષ અગ્નિ પ્રચંડવેગે સળગી ઉઠયો તેથી તેઓમા અંતર્વિચ્છેદ થયો પોતાની અંત્યેષ્ટક્રિયા કરવા એક પૂત્ર ભગજી શિવાય બધા પુત્રો નદી તીરે ગયા અંત્યેષ્ટિક્રિયા કરીને બધળા વીનમરોર કિલ્લામા આવવા લાગ્યા ભણજીએ પ્રથમથી કીલ્લાના દ્વાર બંધ રાખ્યા હતા તેઓ કિલ્લામા પેસી શકયા નહિ તેણે ભાણજી વીગેરેને વારવાર બોલાવ્યા પણ ભણજીએ દ્વાર ખોલ્યા નહિ ભણજીએ કીલ્લામાથી જવાબ આપ્યો " તમે બહુ બીજા સ્થળે આશ્રય શોધો આ સ્થળે તમને રહેવાનુ સ્થાન નથી ' માટે ઘણાના પેટ ભરવાના છે, શત્રુસિંહનો બીજો પૂત્ર અચળ બહુ ક્ષોભ પામ્યો તે નમ્ર વચને બોલ્યો ' તને એ રાગ કીલ્લાના બારણા ઉઘાડો " નામે અમાન જી પુત્ર અમરરાજ વીગેરે લઇ બીજા સ્થળે જઇએ, તેથી કીલ્લાના બારણા ખુલ્લા થયા અચળ પોતાના પદર નાના ભાઇઓને લઇ અસ્ત્રશસ્ત્ર પરિવાર ઘોડા વીગેરેને લઇને બધાના પરિવારસહિત ઇડર રાજ્ય તરફ ચાલ્યો અચળની સ્ત્રી ગર્ભવતી હતી એટલે કતને લઇ મોટા સાવધપણાથી જવાનુ હતુ તેઓ પાલોડ નામના સ્થળની પાસે આવી પહોચ્યા એટલામા અચલની વનિતા પ્રસવ વેદનાથી પીડા પામવા લાગી એટલે તે બધા ત્યાથી આગળ વધી શક્યા નહિ

તેઓએ પાલોડના શનિગુરૂ સરદાર પાસે આશ્રય માગ્યો એવા સંકટમા તે સરદારે તેઓને આશ્રય આપ્યો નહિ તે સ્થળે જાન્હવી દેવીનુ એક ભગ્ન દેવાલય હતુ તેઓએ તે જીર્ણ મંદીરમા આશ્રય લીધો તેના એક ખુણામા જઇ તેઓએ આસવજન પ્રસવા સ્ત્રીને સુવાડી તે સમયે પ્રચંડ વેગે મુસળધાર વરસાદ પડવા લાગ્યો તે તોફાનમા મંદીર કંપવા લાગ્યુ મંદીરની ભીતમા રહેલો એક મોટો શીલાખંડ સ્ખલિત થયો તે જણનાની અવસ્થાવાળી સ્ત્રી ઉપર પડવાની તૈયારીમા હતો અખીલના નાના ભાઇ અન્યે પોતાના મસ્તક ઉપર તે ઉપાડી લીધો તેના બીજા ભાઇઓ પાસેના વનમા જઇ એક બાવળનુ ઝાડ કાપીને લાવ્યા, તે બાવળનુ લાકડુ તે પડતા પથરની નીચે ટેકારૂપે મુકી દીધુ

વિશ્વમાતા જાન્હવીના ભગ્ન મંદીરમા તે ભયંકર દુર્યોગમા શકતાવત વીર અખીલની પત્નીએ એ નવકુમારને પ્રસવ આપ્યો તે નવકુમારની આકૃતી જોઈને બધા જુદીજુદી આશા બાંધવા લાગ્યા અને બધાએ એકમત થઇ તેનુ નામ " આશા " રાખ્યુ મહામાયા જન્હતનયાએ તેઓ ઉપર સંતુષ્ઠ થઇ આશાપૂર્ણ કરવા માટે તેઓને દર્શન આપ્યા તેની મહેરબાનીથી નવપ્રસૂતી સ્ત્રીના શરીરમા અધીક જોર આવ્યુ તેઓ બધુ ઇડરના તરફ ચાલ્યા યોગ્ય સમયે [illegible] ઇડરમા પહોચી ગયા ત્યાના રાજ્યકર્તાએ તેઓને પરમાદરે આશ્રય દીધો, તેઓના ભરણપોષણ માટે ઉપયુક્ત ભૂમિવૃતિ તેણે આપી

ઇડરના શાસનકર્તા રાઠોડ રાજના મત્રી અને સુખાવહ [illegible] વહારથી

સમ્રીત થઈ, અખીલ પોતાના ભાઈઓ સાથે આનંદથી તે રાજ્યમા પોતાનો કાળ કહાડવા લાગ્યો તે સમયે રાણાનો પ્રધાન સચિવ પ્રસિદ્ધ જૈનપીઠ શત્રુંજય થકી પાછો આવતા એક નિશા ત્યા ગાળવાને રહ્યો તે પરિવાર માટે પટ મંદીરમા ત્યા રહેલો હતો નદીના પુષ્કળ વરસાદથી તેનુ પટમંદીર ઉડી જવાનો સંભવ થયો ભયથી મંત્રીવરના પ્રાણ જવા લાગ્યા તે ભયંકર દુર્યોગમા આત્મરક્ષા માટે કોઇ રીતનો ઉપાય શોધી શકયો નહિ બન્ને વિગેરે ભાઇઓએ આવી મંત્રીવરને તે મોટી આપત્તિમાથી બચાવ્યો તેઓનુ તે પરહિતાનુષ્ઠાન જોઈ સચીવવરે ઘણોજ આનંદ માન્યો તેણે તેઓનો પરિચય પુછયો તેના પ્રત્યુતરમા સઘળી ખીના જાણી તે બોલ્યો "તમે અહિં રહો છો તેથી તમારી શોભા નથી" ચાલો ! ઉદયપુરમા ચાલો ! હુ નિશ્ચય કરી કહુ છુ જે મહારાજને કહી સારૂજી તમને ઉપયુક્ત પદ અપાવીશ પણ તેઓ તેના અનુરોધે સંમત થયા નહિ રાજાના નિમંત્રણ વિના જવુ તેઓને યુક્ત લાગ્યુ નહિ ઘણા અધીક દીન તેઓનુ ત્યા રહેવુ થયુ નહિ દિલ્હિરાજના વિરૂધ્ધે તલવાર લેવા માટે અમરસિંહે તે સમયે સેના સંગ્રહ કર્યો તેણે તેઓને બોલાવવાના દૂત મોકલ્યો તે દૂતની સાથે તેઓ ઉદયપુરમા આવ્યા

ઉદયપુરમા આવી શક્તાવત રજપુતોએજે કામ કરેલા છે તે કામો સાધારણ હોઈ પુરેપુરી રાજભક્તિના માલુમ પડયા છે યવનો સાથે એક સમય રાણાનુ યુદ્ધ થયુ તે સમયમા રાત્રીએ ગિરિ પ્રદેશમા છાવણી રાખવા રાણાને ફરજ પડી હતી, શીતકાળની રાત્રી, વળી તુષાર મંડિત ગિરિ પ્રદેશ એવી અવસ્થામા રાણાને કોઇ રીતની હરકત ન થાય તેના માટે યોધે અને બન્ને ઠગવાસંઘ કાષ્ટ લાવી અગ્નિ કરી રાણાની ટાઢની પીડા મટાડી હતી ભટ્ટ કવિના ગ્રંથોમા યોધ અને બન્નેના પરાક્રમના ઘણા નિદર્શનો જોવ થયુ. છે જે દિવસે ભયંકર સંઘર્ષમા શુથાઈ શક્તાવત અને ચંદાવત રજપુ વસ અસ્ત્ર ! મીરા તરફ ગયા હતા તે દિવસે વીરવર બન્ને શક્તાવતના દરાની એ આજ રણુ લીધી હતી અગર જો કે મોગ ભાઈ ભણુછે તે યુદ્ધમા હતો અમ ખીના બની સંગાર લેવા પ્રાણ આપી ચે ! કરી હતી તોપણ શક્તાવત બન્નેના વીરચુત નો તાવની ચેષ્ટા ફળવતી થઈ નહિ જ્યારે વીરવર બન્ને, તે અતરાળ દુર્ગમ ઓ ર્ગ કર્યો, જ્યારે તે વિકટ દુર્ગ યવનના હાથનાથી સ્ખલિત થયો ત્યા કરોળના સામંત રાજાએ, તે શુભ સમાચાર રાણાની પાસે પહોચાડયા ત્યારે રાણાએ સંતુષ્ટ થઈ તે વીરની વીરત્વની ઘણી પ્રશંસા કરી શક્તાવત રજપુતોની તે વીરતા અને તેજસ્વિતા, આજ ઘણે દરજ્જે કમ થઈ ગઈ છે આરામ અને અફીણના સેવનથી તેઓના વંશધરો આજ અતિ હીન અને અકર્મણ્ય થઈ પડયા છે તોપણ તેઓ સન્માન સૂચક

અભિવાદનથી, આજ પણ વંચિત થયા નથી. વીરવર ભલ્લે મોટા માતંગ ઉપર ચઢી દુર્ગદ્વારની સંમુખે આત્મવિસર્જન કર્યું. તેના બીજા ચાર ભાઈ અખિલેશ યોધ દખલ અને ચતુર્ભુજે પોતાના જીવનનો ઉત્સર્ગ કર્યો અને ભાઇની વાંસે ગયો.

શક્તસિંહનો મોટો પુત્ર કોઇ કારણથી રાણાનો વિરાગભાજન થયો. તેથી અહર્નિશ દારૂણ શોકમાં રહેતો હતો પણ તેવી અવસ્થામાં તે અધિક દિવસ રહ્યો નહી અદૃષ્ટદેવની સુપ્રસન્નતાથી તે રાણાની મહેરબાની દૃષ્ટિમાં પડયો. ભાઈન્સના રાઠોડે રાણાનું સખ્ત અપમાન કર્યું હતું. તેથી શક્તાવત સરદાર ભાણજીએ પોતાની સેના સાથે લઇ તેના કીલ્લા ઉપર હુમલો કર્યો. રાણો, તેથી ભાણજી ઉપર પરમ સપ્રીત થયો રાણાએ તેને ભાઈન્સનો કિલ્લો વીનસર સાથે ભેળવી ઇનામમાં આપ્યો

વીરવર શક્તસિંહના સમયથી, તે આજના સમય સુધી એકંદર દશ સરદારોએ એકત્રે શક્તાવત કુળ ઉપર શાસન ચલાવ્યું. –

પ્રયોજન વશે બીજા પ્રસ્તાવના અનુશીલન આપણે પ્રવૃત થયા. હવે મુખ્ય વિષયના વિવરણમાં આપણે પ્રવૃત થયા છીએ શિશોદીય વીર અમરસિંહ થકી



ઉપરાઉપરી ત્રણચાર વાર સમ્રાટ જહાંગીર પરાજીત થયો. સમ્રાટ જહાંગીર બહુ સંત્રાસ પામ્યો પણ તે નિરુત્સાહ થયો નહિ. તેણે ઉપયુક્ત ઇલાજ એના નિવેશ કરવા માટે લીધા. થોડા સમયમાં તેણે એક મોટી મોગલ સેના તૈયાર કરી. દુર્ધર્ષ રજપુતોનો શી રીતે પરાજય થાય તેના ઉપાયો તે યોજવા લાગ્યો. અજમેરમાં જઈ રાણા ઉપર હુમલો કરવાનું તેણે સ્થિર કર્યું. તે વિશાળ સેનાના પર્ય વેક્ષણનું સૂત્ર ખુદ જહાંગીરે પોતાના હાથમાં લીધું. સમ્રાટે પોતાના પુત્ર પારવેજને સેનાપતિના પદ ઉપર નિમ્યો. અજમીરમાં સેનાદળ એકઠું થયું, ત્યારે સમ્રાટ જહાંગીરે પોતાના પ્રીય પુત્ર પારવેજને બોલાવી કહ્યું " બચ્ચા " આ સમયે તારા બળાબળનો પરિચય થાશે. જોજે આજ તે ગર્વિત રજપુત વીરવરનો દર્પ ચુર્ણ કરી દેજે. પણ મારી એક વાત ભુલીશ નહિ, રાણો અમર કે તેનો જેષ્ઠપુત્ર કર્ણ તારી સાથે સાક્ષાત્ કરવા આવે તો તું તેને ઉપયુક્ત માનથી અને સંવર્દ્ધતાથી ગ્રહણ કરજે. જોજે ! રાજ સમાન યોગ્ય શિષ્ટાચારનો વ્યત્યય ન થાય તેમ કરજે. તારા ઉન્મત સૈનિકો મેવાડ રાજ્યની ક્ષતિ ન થાય તેમ કરજે ? *

સમ્રાટ જહાંગીરની આશા, આકાશ કુસુમના જેવી પરિણામ પામી, તે ફળવાળી થઇ નહિ. પોતાના સેનાબળનું દાઢર્ય અને આધિક્ય જોઇ તેણે મનમાં આણ્યું હતું. જે મેવાડપતિ અમરસિંહ યુદ્ધથી બંધ થઈ તેની સાથે સલાહ કરશે એ રીતની અમુલક ચિંતાને હૃદયમાં સ્થાન આપી સમ્રાટ જહાંગીર ભ્રાંત થઇ ગયો. દેશવૈરી યવનોને વિશાળ સેના સાથે મેવાડ ઉપર ચઢી આવેલા જોઇ રાણો અમરસિંહ પ્રચંડવીર્ય અને ઉત્સાહે ઉત્સાહીત થયો, તે પોતાના સામંત સરદારો અને રજપુત સેનાને લઈ યવનોની સંમુખે ચાલ્યો, આરાવલ્લીના દ્વાર સ્વરૂપ એક પ્રસિદ્ધ ગિરિમાર્ગમાં બન્ને સેના સંમુખ થઈ ઉભી રહી. તે ગિરિમાર્ગનું નામ ક્ષેમનર. આ સ્થળે અનેક રજપુત વીરો[illegible] થયું. દેશના ઉદ્ધાર માટે પ્રાણ આપ્યા હતા. તે પવિત્ર ક્ષેમનક્ષેત્રમાં + વિક્રમ[illegible]ીવસ અસ્ત્ર ધારી પોતાના રણ વિશારદ સામંત સરદારોને લઈ પ્રચંડ મોગલ[illegible]ો આજ રણુ[illegible]શોકવા તૈયાર થઇ ગયો. બન્ને સેના વચ્ચે ઘોર યુદ્ધ થયું. વિશાળ [illegible]બીના બની તે[illegible]લાક રજપુતવીરોનું પ્રચંડબળ રોકી શકી નહી. યવનસેનાનો છ[illegible]નો વાવરો, [illegible]ના સૈનિકો ચારે તરફ પલાયન કરવા લાગ્યા, કેટલાક સૈનિકો રજપુત [illegible]કુળનું[illegible]થી માર્યા ગયા. જેઓ રજપુતના હાથથી પલાયન કરવામાં બચ્યા, તેઓ [illegible] માઅર તરફ ચાલ્યા ગયા. તે દિવસ, મેવાડના પક્ષનો એક શુભ દિવસ હતો. તે દિવસ શિશોદિયકુળનો ગાન મહાયોગનો દીવસ, તે દિવસે મોહાધ મોગલ સમ્રાટની નિદ્રા ભાગી. તેનું વિશાળ સેનાદળ

* ઇ સ ૧૬૧૧ માં એ યુદ્ધ થયેલા ઘડી

× દેમાહએ પ્રાતિથી ક્ષેમ નગ્ને ભ્રમપુર નામે [illegible]ી દક્ષિણા પથમાં એ[illegible] નગર કહેનુ છે દેરીસ્તા ગ્રથમા પણ [illegible] [illegible]માં દેમાહે એનીગીને અનેક ગ્રંથ અને પ્રમાણ કહેતક

દગાઈ ગયુ તેના પ્રિય પુત્ર પારવેજનુ જીવન મોટા સંકટમા આવી પડયુ હતુ પંડિતવર અબુલફજલે કહેલ છે જે "રાજકુમાર પારવેજ યુદ્ધક્ષેત્રથી પલાયન કરી ગયો પણ કાળકુટ ગિરિમાર્ગમા પડી મોટી વિપદમા પડયો

શાહજાદો અનેક કષ્ટે પ્રાણ લઈ પલાયન કરી ગયો, એ રીતે મોગલ સેના, રજપુતોથી હાર પામી પણ મોગલ સમ્રાટ જહાગીરે, પોતાની દૈનિક લિપિમા એ સત્યનો અપલાપ કરી કહેલછે "લાહોરમા મારી સાથે મળી જવા માટે મે પારવેજને યુદ્ધ યાત્રા છોડી, મારી પાસે આવવા કહયુ હતુ, અને રાણાની ગતિવિધિ જોવા માટે પારવેજને કેટલાક સરદારો સાથે ત્યા રહેવા મે આજ્ઞા આપી, ધન્ય! નયસંધતા આત્માવમાનનો પરિહાર કરવા, સમ્રાટ જહાગીરે, સત્યનો અપલાપ કરી, વિશ્વની ચક્ષુમા ધુળ નાખીછે

પરાજીત પારવેજ, પલાયન કરી, અવનત વદને પિતા પાસે પહોચ્યો સમ્રાટ જહાગીરે તેના પુત્રને સેનાધિપત્ય ઉપર નીમી મોગલની વિરૂધ્ધ મોકલ્યો વારંવાર પરાજય થવાથી તેનુ હૃદય ક્રોધથી અને ઇર્ષ્યાથી ભરાઇ ગયુ, મનમા સંકલ્પ કર્યો જે રજપુત રાજના હૃદય શોણિતે ક્રોધ અને ઇર્ષ્યાનુ શાંતિ વિધાન કરવુ તેમાટે સમ્રાટ જહાગીરે યવન વીર મહોબતખાને પોતાના પૌત્ર સાથે મોકલ્યો મહોબતખા એક પ્રચંડ શુર હતો તેના બાહુબળની મદદથી સમ્રાટ જહાગીરે અનેક યુદ્ધમા જય મેળવ્યો હતો મહોબતખાને રજપુત વિરૂદ્ધ મોકલી સમ્રાટ જહાગીરે જયની આશા રાખી હતી સમર વિશારદ રજપુત વીરોના પ્રચંડ બાહુ બળ પાસે બળદર્પિત મોગલ સેનાપતિ પરાજીત થયો પારવેજનો પુત્ર પણ રણક્ષેત્રમા પોતાના દળ સાથે શયન કરી ગયો પણ તેજસ્વિ મોગલ સમ્રાટ નિરૂત્સાહ થયો નહિ તેની પ્રચંડ અક્ષોહણી ક્ષય પામી નહિ એક સેનાદ નિત થયુ તેના ઠેકાણે બીજુ સેનાદળ આવી ગયુ બે ત્રણ સેના એ સેના વનમાળા ઊપર હુમલો કર્યો રાણાએ તેના સઘળા હુમલા વ્યર્થ ત પડતા પણ કાંઈ થયુ નહિ જે સઘળા રણ દક્ષ હતા તેઓનાથી અ નોના ભન મ ગયા રાણાની મદદ કમ થવા લાગી, હવે ડા વીર પુરુ ર નવકુમાર, કોઇ યોદ્ધો રહયો નહિ જે બાકી રહ્યા હતા તે સમર વિશ્રા આશા ન હોતા તેઓને લઈ જહાગીરની સેનાની વિરૂધે ઉતર્યો તે સ રજપુતો, પ્રચંડ મોગલ સેના સાગરમા કુદી પડયા તેઓના એ વીર્ય વાળ મથી મોગલ સેનામા ભંગાણ પડયુ વીર પુત્ર પ્રતાપસિંહના પરલોક વાસ પછી રાણા અમરસિંહે, યવનોના વિરૂધ્ધે રણ ક્ષેત્રમા સતરી સતરવાર જય મેળવ્યો, પણ આ સમયે ચિતોડનુ ભયંકર સંકટ હતુ હવે રોષાંધ સમ્રાટે, પોતાના ચતુર પુત્ર ખુરમને રજપુતો વિરૂધે મોકલ્યો તેજસ્વી શાહજહાન, તેણે નાની ઉમરમાથી યુદ્ધ વિદ્યામા પારદર્શિતા મેળવી

હતી. જે દિવસે, સમ્રાટે તેનો સેનાપતિને અભિષેક કર્યો તે દિવસે શિશોદિય રજપુતોનું ભાગ્યગગન એક દનજાળથી આચ્છન્ન થઇ સઘળી મેવાડ હલિ એક ભુકંપ કંપિત થઇ. આ ભયંકર સકટમાં ચિતોડપુરીની કોણ રક્ષા કરે ?

આજ મેવાડની અવસ્થા શોચનીય—મેવાડના કોષાગારમાં ધન નહોતું, કીલ્લામાં સૈન્ય નહોતું, અસ્ત્રશાળામાં અસ્ત્ર નહોતું. મેવાડનું અધઃપતન અનિવાર્ય હતું. અધપતન અનિવાર્ય હોવાથી શું મેવાડ ભૂમિ વિવાદ વીના શત્રુના કબજામાં જાય ખરી! મોગલ સમ્રાટ સઘળા રજપુતોને સંખલીત કરી શકે ખરો! મેવાડની વીરમંડળી, ક્રમેક્રમે સતર યુદ્ધ લડી અનંત નિદ્રા કરી ગઇ. હવે મેવાડમાં જે અસંખ્ય માનવનો વાસ છે તે માનવો શું નિર્જીવ! તેઓ શું નિર્જીવ માંસપિંડ! વીરપ્રસૂ મેવાડભૂમિએ શું માંસપિંડનો પ્રસવ કર્યો! જેનાં બાળકો અને સ્ત્રીઓ, જગતના સમક્ષ વીર્ય, મમતા, બતાવી ગયેલ છે, તે મેવાડભૂમિ શું આજ વિના વિવાદે યવનો જીતી જાશે! એમ તો બનશે નહિ. તેઓએ હજી સુધી પ્રતાપસિંહની દીપ્તિમયી સ્મૃતિ છોડી નથી. શત્રુઓ ભયંકર વેષે નજદીક હતા. શત્રુઓ મેવાડને બાળી નાખશે, રજપુતોની પ્રાણવલ્લભાને લુંટી લેશે, મેવાડના સઘળા લોકોમાં તે ચિંતાનો ઉદય થયો. સઘળાએ પ્રતિજ્ઞા કરી કે જ્યાંસુધી જીવન રહેશે ત્યાંસુધી મેવાડભૂમિ શત્રુના હાથમાં નહિ જાશે. રણાંગણમાં શત્રુના હાથે પ્રાણ છોડવા બેહતર પણ જીવતાં રહી જનની જન્મભૂમિની દુરવસ્થા જોવી બેહતર નહિ. આવી કઠોર પ્રતિજ્ઞામાં બંધાઇ સઘળા રાણા અમરસિંહના વાવટા નીચે એકઠા થયા. કેટલાએ, રાજભંડાર પૈસાથી ભરી દીધો. સ્ત્રીઓએ પોતાનાં ઘરેણાં વેચી તેનાં નાણાં રાજભંડારમાં ભર્યાં. જોતાં જોતાં રાજ્યભંડાર પૈસાથી ભરાઇ ગયો. તે નાણાની મદદે થોડા સમયમાં યુદ્ધ સામગ્રી તૈયાર કરી, સૈન્ય સામંતોને લઇ મોગલ સેનાની સામે જવા અગ્રસર થયો. થોડા સમયમાં બન્ને પક્ષ વચ્ચે ઘોર યુદ્ધ થયું. રણજ્ઞાનહિન રજપુતો મોગલની સાથે યુદ્ધ કરવા લાગ્યા જેઓએ કોઈ દીવસ અસ્ત્ર ધારણ કર્યું નહોતું. જેઓએ કોઇ દીવસ-રણરંગ જોયું નહોતું તેઓ આજ રણકુશળી પુરૂષોની જેમ લડવા લાગ્યા. પણ તેથી કાંઈ થયું નહિ. જે બીના બની તેનો ઉલ્લેખ કરવા લેખણ ત્રાસ ખાય તેમ છે. વીરવર બાપ્પારાઓળનો વાવટો, જાહાંગીરના પુત્ર પાસે અવનત થયો. તે દુર્દૈવનું વિવરણ શિશોદીય કુળનું શોચનીય અધઃપતન-જેનો વૃતાંત સમ્રાટ જાહાંગીરની આત્મજીવનીના બયાનમાંથી નીચે પ્રમાણે છે.

"મારા રાજ્યના આઠમા વર્ષે હીજરા ૧૦૨૨માં* હું કૃતસંકલ્પ થયો કે અજમીરમાં જઈ, મારા સૌભાગ્યવાન પુત્ર સુરમને યુદ્ધમાં અગ્રેસર કરું. ત્યા-

* ઈ. સ. ૧૬૧૩

પછી યુદ્ધ કરવાનો ઉપયુક્ત સમય ગુજરર થયો. ખુરમને જુદીજુદી જાતની મૂલ્યવાન પેશાન, એક હાથી, એક ઘોડો, એક ખડગ, એક ઢાલ, અને એક છરી આપી મેં વિદાય કર્યો. જે સેનાદળ તેના આધીનમાં રક્ષિત હતું, તે સેનાદળ સાથે બાર હજાર ઘોડાસ્વાર મેં મોકલ્યા. અને આબ્દુલાખાંને તેની નીચે સેનાપતિ નીમી, તેના કર્મચારીઓને મેં સંતોષકર બક્ષીસો આપી.

" નવમા વર્ષના પ્રારંભકાળે એકવાર શુભ ક્ષણે હું સભાના આસને બેઠો હતો એટલામાં રાણાનો પ્રિયતમ હસ્તી એ આલમગોમાન અને બીજા સત્તર હાથીઓ ખુરમે છલ્યા અને તેઓને મ્હારી પાસે આણ્યા, બીજા દિવસે એ આલમગોમાન ઉપર બેસી હું નગરમાં ફરવા નીકળ્યો અને સઘળાને સંતોષ થાયતેમ સોનાં આપ્યાં."

" થોડા સમયમાં સમાચાર આવ્યા જે રાણા અમરસિંહે મારી વશ્યતા સ્વીકારી મારી પાસે આવવાનો વિચાર કર્યો છે. મારા સૌભાગ્યવાન પુત્ર ખુરમે, મેવાડના અનેક કીલ્લા છતી તેમાં મારૂં આધિપત્ય સ્થાપ્યું છે. દેશનાં જળવાયુ અસ્વાસ્થ્યકર અને સઘળો પ્રદેશ દુર્ગમ હોઈ સઘળા પ્રદેશને શાસનાધીન કરવાનું દુર્લભ જાણી મેં તે સમયે યુદ્ધ સ્થગિત કરવાનો મેં વિચાર કર્યો. પણ મારા સૈનિકોએ, ગ્રીષ્મ વર્ષાઋતુ ઉપર કાંઇ પણ નજર ન રાખતાં સઘળો પ્રદેશ દલિત કર્યો. અને ત્યાંના અનેક સંભ્રાંત લોકના સ્ત્રી વીગેરે પરિવારને તેઓએ કેદ કર્યા. તેથી રાણો નિરાશ થયો. આવી રીતનો અત્યાચાર જોઇ તે વિનીત થયો. સૂયકર્ણ અને હરિદાસઝાલાને તેણે ખુરમની પાસે મો[illegible]લ્યા, રાણાએ તેઓ સાથે કહેવરાવી મોકલ્યું, જો તમે સ્વહસ્તે મને અવલંબન [illegible] તો હું બીજાની હીંદુ રાજા જેમ તમારી સેવા કરૂં અને મારા પુત્ર કર્ણને ત[illegible] મારી [illegible]. " પણ હું મારા વાર્ધક્યથી. હું જાતે તમારી પાસે રહી શકુ[illegible] તે માટે મને ક્ષમા આપશો. આ સઘળું વિવરણ અમારા પુત્રે અને શ[illegible] મારી પાસે મોકલ્યું હતું.

- મારા શાસન સમયમાં એવી રીતની [illegible] અતિશય આનંદિત થયો, આજે મેં હુકમ કરેલ છે, મેવાડના મ[illegible] રાણાની [illegible]ઓની આબરૂથી વંચિત ન થાય, મારી વિરુ[illegible] હત[illegible] રહ્યો અને તેના પૂર્વ પુરૂષો પોતાના દેશના અને તેના અંદરના [illegible] તેના અધિકાર ઉપર આધાર રાખી મનમાં અત્યંત ગર્વિષ્ટ હતા. તથા કો[illegible] મસ્તક અવનત કરે નહિ એવા છે, મારા સૌભાગ્ય વશે. શુભ અવસર આ[illegible] ગયો. તે શુભ અવસરની ઉપેક્ષા કરવા મને પહેલાં વાસના નહોતી, એટલેકે તે મુહુર્તમાં મારા પુત્રને પ્રતિનિધિરૂપે રોકી રાણાને માફી આપી અને મારૂં એક પ્રમાણપત્ર તેના પાસે મેં મોકલ્યું, જેમાં મેં મારા આશ્રય નીચે તેને નિર્ભય રહેવાનું લખ્યુ હતું. મારા સરળ વ્યવહારના નિદર્શન સ્વરૂપ તે પ્રમાણપત્રમાં મારી પાંચ આંગળીઓ અંકિત કરી. પત્ર

લખ્યો. મારા પુત્રને મેં વળી લખ્યું જે તારે તે માનનીય રાણાની વાસનાના અનુસારે કામ કરવું. ”

“ મારા પુત્રે તે લિપિ અને પ્રમાણપત્રિકા, શુક્રઅલ્લા અને સુંદરદાસે સૂયકર્ણ અને હરિદાસ પાળાદારાએ મોકલી ત્યારપછી એવું નિર્ધારિત થયું જે રાણો ૨૬ મી તારીખે મારા પુત્ર પાસે આવે.

“ શીકારના વાસ્તે અજમીરથી બહાર હું નીકળી ગયો, તે સમયે ક્ષુરમના તાબાનો મહમદબેગ નામનો એક આશામી મ્હારી પાસે આવ્યો અને ક્ષુરમનો હસ્તાક્ષરિત એક પત્ર તેણે મને આપ્યો અને તેણે કહ્યું જે રાણાએ ક્ષુરમની મુલાકાત લીધી. ”

“ તે સમાચાર સાંભળી મેં મહમદબેગને એક હાથી એક ઘોડા અને એક છરી ઇનામ આપ્યાં તેની સાથે જુલફીકારખા નામનો ઇલ્કાબ તેને મેં આપ્યો. ”

“ સુલતાન ક્ષુરમની સાથે રાણા અમરસિંહની અને રાજપુત્ર કર્ણ સાથે સુલતાન ક્ષુરમની મુલાકાતનું અને મહીપીનુરજહાને કર્ણ તે બક્ષેલીપદમર્યાદાનું વિવરણ.

“તારીખ ૨૬ મી રવિવારે સામારાજ્યના બીજા સામંતરાજની જેમ યથોચિત સંમાન અને સંભ્રમ સાથે રાણા અમરસિંહે મારા પુત્ર ક્ષુરમની મુલાકાત લીધી. મુલાકાતના સમયમાં રાણાએ એક કીમતી પોખગજ સુવર્ણ મંડિત અનેક શસ્ત્રાસ્ત્ર મોટા સુંઢવાળા સાત હાથી અને નવ ઘોડા કર સ્વરૂપ ક્ષુરમને આપ્યા. મારા પુત્ર ક્ષુરમે તેને રાજોચિત સત્કારે ગ્રહણ કર્યો, ત્યારપછી રાણાએ મારા પ્રાણ નંદનના જાનુપ્રદેશને સ્પર્શ કરી માફી માગી. ક્ષુરમે, વિવિધ વિધાને તેનું આશ્વાસન કરી એક હાથી કેટલાક ઘોડા એક તલવાર અને કેટલીક રાજ યોગ્ય ખેલાત રાણાને આપ્યા. રાણાએ પોતાના પુત્રને પોતાની સાથે આણ્યો નહોતો. તે દિવસે, સુલતાન ક્ષુરમ પાસેથી અમરસિંહે વિદાયગિરિ લીધી. વિદાય લેતી વખતે તે બંધાયો જે યુવ [illegible] ર્ણને એકદમ મોકલવો. યથાકાળે કર્ણ આવી પહોંચ્યો. હાથી તલવાર છરી [illegible] ની જુદી જુદી ખેતાબ કર્ણને ક્ષુરમ તરફથી મળી તે દિવસેજ તે મારી પાસમા આવે.

“ સુલતાન ક્ષુરમે મારી [illegible] રાજ [illegible] મીરમાં મુલાકાત કરી અને મને કહ્યું.” જો તમારી ઇચ્છા હોય તો રાજકુમાર કર્ણને તમારી મુલાકાતે લાવું. તેને લાવવાને મે ઇચ્છા બતાવી. રાજકુમાર કર્ણ મારી પાસે આવ્યો. રાજકુમારને મેં જમણા પડખે બેસાર્યો. તેને મેં ઉપયુક્ત ખેલાત આપી કર્ણ અત્યંત લાજવાળો હતો ગિરિ [illegible]ના સેવનથી સુખસંબંધ વસ્તુના ઉપભોગમાં તેનો અભ્યાસ નહોતો. રાજસભાની ઝાકઝમક તેણે કોઇ દિવસ જોઇ નહોતી તે થોડું બોલનારો હતો. મારી સાથે રારીરીતે હળીમળી જવાને ચાહતો નહોતો, રાજકુમાર કર્ણના હૃદયમાં

વિશ્વાસોત્પાદન કરવા માટે હું હમેશ તેના ઉપર અનુરાગનાં ચિન્હ દેખાડતો હતો. મેં તેને રત્નમંડિત એક છરી એક ઐરાકી ઘોડા સાથે આપી. તે દિવસે હું તેને મહીષી નુરજહાન પાસે લઈ ગયો. નુરજહાને તેને સમલંકૃત હાથી અને ઘોડા આપ્યા, તે દિવસે મેં તેને એક મુલ્યવાળો મુક્તાહાર આપ્યો, ત્યારપછી મેં એક હાથી તેને ભેટમાં આપ્યો. એક દીવસ મેં તેને ત્રણ બાજ અને ત્રણતુરા ભેટમાં આપ્યા. તે પંખીઓ એટલા બધાં પળાયા હતાં જે હાથ લાંબો થાય કે તરત તેના ઉપર તે બેસી જાતાં વળી મેં તેને બે મુલ્યવાળી વીંટીઓ આપી તે માસના છેવટના દિવસે તે, મારી પાસેથી ગાલીચો, ખુરશી, સુગંધિદ્રવ્ય સુવર્ણપાત્ર અને બે ગુજરાતી બળદ પામ્યો.

દશમું વર્ષ—એ વર્ષે કર્ણને તેની જહાંગીરમાં જવાની મેં છુટી આપી વિદાયગીરીના સમયે મેં તેને એક હાથી, એક ઘોડો, અને પચાસ હજાર રૂપીયાનો એક મોતીનો છેડો આપ્યો. હીજરા ૧૦૨૪ આઠમી સફરના દીવસે રાજકુમાર કર્ણને પાંચહજારી મનસુબદારીના પદે મેં નીમ્યો. તે સમયે મેં તેને પાનાએ જડેલી એક મોતીની માળા આપી. તે વર્ષના મહરમના દીવસે કર્ણનો બાર વર્ષનો પુત્ર જગતસિંહ મારી રાજસભામાં આવ્યો. ઉપયુક્ત વંદના કરી તેણે પોતાના પિતાની અને પિતામહની અરજી રજુ કરી. તે એક મોટા સત્કુળમાં પેદા થયેલ છે એમ તેના મુખમંડળથી જણાતું હતું. તેના તરફ સદય વ્યવહાર અને જુદી જુદી બક્ષીસ આપી સારી સંતુષ્ટ ચલાવવા ડાળ્યો. આવનના દશમે દિવસે જગતસિહ મારી અનુમતી લઇ પોતાને ઘેર ગયો. વિદાયકાળે મેં તેને વીશ હજાર રૂપીયા, એક ઘોડો અને એક હસ્તી સાથે આપ્યા. રાજકુમાર કર્ણના શિક્ષક હરીદાસ ઝાલાને રૂ. ૫૦૦૦ એક ઘોડા સાથે આપ્યા.

અગીયારમું વર્ષ—૨૮મી દુલીકદ અકબર—મારી અનુમતીએ રાણાની ર કર્ણની બે પ્રતિમૂર્તિ ઘોડા મર્મરના પ્રસ્તરમાં ખોદાવ[illegible] બન્ને પ્રતિમૂર્તિ [illegible] [illegible] સ્હારી પાસે આવી, તેની પ્રતિષ્ટા આગ્રાના [illegible] કરવા મે હુકમ [illegible]

મારા રાજ્યના અગીયારમાં વર્ષે [illegible] અરજી દારાએ મને [illegible] કર્યું જે સુલતાન ક્ષરમે રાણાના પ્રદેશમાં [illegible] અને રાણા પા[illegible]

ચૌદમું વર્ષ—હીજ઼ી ૧૦૨૯ રબીઉલ આવ્વલ ૧૭મા દીવસે રાણા અમરસિંહના મૃત્યુના સમાચાર મળ્યા. રાણાનો પુત્ર ભીમસિંહ અને તેનો પૌત્ર જગતસિંહ તે સમાચાર લઈને આવ્યા. તેઓને મેં જુદીજુદી જાતની ખેલાત આપી. રાણા કર્ણને સિંહાસને જોઇ ખુશી થયો.

સમ્રાટ જહાંગીરના હસ્તાક્ષરીત વિવરણનો સાર યથાર્થ આપ્યો. હવે પ્રયોજન વશે તે વૃતાંતની સંક્ષિપ્ત સમાલોચના કરવામા આપણે પ્રવૃત્ત છીએ. જહાંગીરનું હૃદય ઉન્નત અને મહત હતું. તે તેણે બનાવેલા પોતાના જીવન વિવરણનો પાઠ કરવાથી માલુમ પડે છે. ક્ષત્રિયસિંહ પ્રતાપસિંહના પુત્ર ઉપર જય મેળવી તે મોટા ઉલ્લાસમાં રહેતો હતો.

રજપુત કેસરી પ્રતાપસિંહના પુત્ર અમરસિંહ ઉપર જય મેળવી સમ્રાટ આનંદિત થયો ખરો પણ તેના હૃદયમાંથી રજપુત વીરોની ભીતિ ગઇ નહોતી. તેણે તે આનંદના નિમિતે, રાણાના આલમગુમાન નામના હાથી ઉપર ચઢી દીન દરિદ્રોને દાન આપ્યાં. રાણા ઉપર જય મેળવીને પોતાને ગૌરવાન્વિત ગણવા લાગ્યો. શાથી કે તે જાણતો હતો કે શિશોદય રજપુતો સર્વ રજપુતોમાં શ્રેષ્ઠ અને વીર છે. તે વીર પુજ્ય રજપુતો ઉપર જય મેળવવા તેના પૂર્વજોએ કેટલી ચેષ્ટા કરી હતી. કેટલો અર્થવ્યય કર્યો છે તો પણ તેથી કંઈ તેઓનુ વળ્યું નહોતું, તેથી કરી સમ્રાટ પોતાને ગૌરવાન્વિત માનતો હતો. જે અસિદ્ધ, અગાઉ થયું નથી તે આજ થઇ ગયું. અગાઉ જે કુડ કપટ નૃશસતા વિગેરેથી જયનું કામ સધાયુ નથી તે કામ આજ તેના પુત્ર ખુરમથી સદાચરણ અને સદવ્યવહારથી સધાયું. તે જાણતો હતો જે ભારત વર્ષ, પશુ બળે અભિભવે શાસિત થાય તેવો નથી એ નિગૂઢ તત્વ ખુરમના જાણવામા હતું તેથી તેણે સદાચરણના સોપાનનું અવલંબન ભારત વર્ષ શાસિત કર્યું. સુદ્દર્શી જહાંગીરનિરત ગ્રહણ કરી સુખ દુઃખ જગતમા એક નામ સત્યના જ પથ તેણે તે સુનિવ્રત છોડયું નહિ. અનિર્દ્દેશશે જે ભારતવર્ષ અસિદ્ધ ... જે દિવસે તેનો પવિત્ર આત્મા આલોક ...

---

* ખુરમ અંમરની કચ્છાવર વંશીય રાજ્ય સમ્રાટ જહાંગીર ...ના હતો. ...ને ગૌરવાન્વિત ... ક ફ઼ીરોઝ ભૂતકર્ણ કહે છે. ખુરમ અને કચ્છીપ્રપુત્ર કર્ણને બદલે કુંવર અને સુધારો ... સંક્રાંતિ નામનો ... વહાર થયો.

૫૬૭

† સંવત ૧૬૭૨ (ઈ. સ. ૧૬૧૬) ના વર્ષમાં રાણા અમરસિંહે પોતાના પુત્રના હાથમાં રાજ્યભાર સોંપ્યો. પણ ફેરીસ્તા ગ્રંથને અનુવાદક મહાનુભવ ટોડ સાહેબ સંવત ૧૬૬૯ (ઈ. સ. ૧૬૧૩) ના વર્ષમાં એ ઘટના ઘટવાની હકીકત પોતાના ગ્રંથમાં લખે છે.

સન પેટે પેદા થયો * તે રજપુત વીરત્વનો પરમ આદર કરતો હતો. તે રજપુત વીર ઉપર ખરા અંતઃકરણે શ્રદ્ધા અને ભક્તિ રાખતો હતો તેની તે અકપટભક્તિ આદર, અને રજપુતાનુરાગથી વિમોહિત થઇ તેજસ્વી અમરસિંહે જહાંગીરની વશ્યતા સ્વીકારવા સંકલ્પ કર્યો હતો. અને તેની સાથે બંધુતા સ્થાપના તેણે સંમતિ આપી હતી. ક્ષુરમનો સ્વભાવ અતિશય સરળ અને ઉદાર હતો. તેનાં વચનો અમૃતમય હતાં. તેના વચનો અમરસિંહના કર્ણમાં અમૃત નાખતાં હતાં. ક્ષુરમે રાણા સાથે સંધિ સ્થાપનાની વાંમન કરી તે સંધિના મુખ્યમાં તેણે તેની મિત્રતા માગી, તેણે અમરસિંહને કહેવરાવ્યું હતું. જે" જો તમે નગરથી બહાર આવી એક-વાર સમ્રાટના પંજાથી અંકિત થયેલું પ્રમાણપત્ર ગ્રહણ કરો તો હું આ ક્ષણે સઘળા યવનોને મેવાડ ભૂમિ છોડી દેવાની આજ્ઞા આપું જેથી મેવાડમાં મુસલ-માનનું નામ કે ગંધ ન રહે એમ હું કરૂં" એ વાક્યે તેજસ્વી રાણાનું ઉન્નત હૃદય એકદમ પ્રચંડ ઉચ્છ્વાસિત થઇ પડયું. તેણે ક્ષુરમના વચનમાં સંમતિ આપી નહિ. વીરકેશરી પ્રતાપસિંહનો પુત્ર થઈ તે સ્વાધીનતા પદ કરી મોગલની વશ્યતા સ્વીકારે ખરો. તેણે બંધુભાવે સુલતાન ક્ષુરમની મુલાકાત લીધી ખરી. પણ તેના તે પ્રસ્તાવમાં તે સંમત થયો નહિ તેના તે પ્રસ્તાવની તેણે હુપદથી ઉપેક્ષા કરી.

જે દીવસે સુલતાન ક્ષુરમે રાણા પાસે એ પ્રસ્તાવ મોકલ્યો. તે દીવસે, તેણે રાજ્યભાર છોડી શાંતિમયી મુનિવૃતિનું અવલંબન કરવા દૃઢ પ્રતિજ્ઞા કરી હતી. તે પ્રતિજ્ઞા પાળવામાં થોડો વિલંબ હતો. ક્ષુરમની મુલાકાત લઈ આવી, તેણે, પોતાના સામંત સરદારોને બોલાવી કહ્યું જે પુત્રના લલાટમાં રાજતિલક કરી હવે હું રાજ્યભાર છોડી દેવા ચાહું છું. + તે કહેવાના સમયેજ તેણે પુત્રને રાજતિલક કરી રાજ્યથકી વિદાયગીરી લીધી. વિદાયકાળે, પ્રણત પુત્રનું શીર ચુંબી, તેણે ધીર ગંભીરભાવે તેને કહ્યું "જો પુત્ર! મેવાડનું સંમાન ગૌરવ હાલ તારા હસ્તમાં સોંપાણું છે." રાજધાની છોડી રાણો *ન-ચોકીના નિર્જનમાં મુનિવ્રત ગ્રહણ કરી સુખ દુઃખે પોતાના દીવસ કહાડવા લાગ્યો. ત્યારપછી તેણે તે મુનિવ્રત છોડયું નહિ. અને ફરીથી તે રાજધાનીમાં આવ્યો નહિ. જે દિવસે તેનો પવિત્ર આત્મા આલોક છોડી ચાલ્યો ગયો, જે દિવસે તેનું

* ક્ષુરમ અંબરની કચ્છાવર વંશીય રાજકુમારીના ગર્ભે જન્મ્યો હતો. તેને ભટ્ટ લોકો કચ્છક કુંજોદ ભૂપકર્ણ કહે છે. ક્ષુરમ અને કચ્છાવહ નામના બદલે કુર્ભ અને કચ્છા નામનો વ્યવહાર થયો.

+ સંવત ૧૬૭૨ ( ઈ. સ. ૧૬૧૬ ) ના વર્ષમાં રાણા અમરસિંહે પોતાના પુત્રના હાથમાં રાજ્યભાર સોંપ્યો. પણ ફેરીસ્તા ગ્રંથને અનુવાદક મહાનુભવ ટોડ મહોશય સંવત ૧૬૬૯ ( ઈ. સ. ૧૬૧૩ )ના વર્ષમાં એ ઘટના ઘટવાની હકીકત પોતાના ગ્રંથમાં લખે છે.

પંચભૂત પંચભૂતમાં મળી ગયું. તે દિવસે તેના દેહની પુત ભસ્મ તેના પિતૃ પુરૂષોની ભસ્મ ભેગી એકઠી રાખી, અરદાસે મહેલમાં લાવ્યા.

અમરસિંહના ચરિત્રનું અધિક સમાલોચન કરવું તે પિષ્ટપેષણ માત્ર છે. તે વીરકેસરી પ્રતાપસિંહનો યોગ્ય પુત્ર પવિત્ર ગિહ્‌લોટકુળનો યોગ્ય રાજા હતો જે સઘળા શારીરિક અને માનસિક ગુણો વીરપુરૂષનાં અગ્રભૂષણ છે. અમરસિંહ તે સઘળા ગુણોથી વિભૂષિત હતો. મેવાડના સઘળા રાજાઓમા તે અધિક બળિષ્ઠ અને ઉન્નત હતો. પણ તે તેઓના જેવો ગૌરવવાળો નહોતો, તેના મુખમંડળ ઉપર વિષાદ અને ગંભિર્યનો કાળિમા જોવામાં આવતો હતો. જન્મથી વિપદના ખોળામાં ઉછેરાઈ તેના મુખમંડળમાં એવી કાલિમા આવી ગઈ હતી, ઔદાર્ય, વીર્યમતા, દયા, ન્યાયપરતા અને વીરકેશરીપણું, રજપુતોના પ્રધાન ગુણો ગણાય છે. અમરસિંહ તે પ્રધાન ગુણોથી વિભૂષિત હતા. એને તેથી, સામંતોથી, સરદારોથી, પ્રજાથી અને નોકરોથી તે દેવભાવે પૂજાતા હતા, તેના તે સઘળા ગુણગણનું દાખલો રાજસ્થાનના અનેક પ્રાચીન સ્તંભોઉપર અને શિલાપત્ર ઉપર લખેલા જોવામાંઆવેછે.



* મહાત્મા ટોડ સાહેબ કહે છે કે તે સ્થળે સુલતાન ખુરમ સાથે રાણાની મુલાકાત થઈ નગરની ઉત્તર દિશાએ એક ગિરિમાળા ઉપર તે અટ્ટાલિકાનો ભગ્નાવશેષ હાલ જોવામાં આવે છે. એ અટ્ટાલિકા રાણા ઉદયસિંહે બનાવી છે.

# द्वादश अध्याय.

કર્ણે કરેલ ઉદયપુરનું દઢી કરણ અને શોભાવર્ધ્ધન, સમ્રાટની સભામાં હાજર રહેવાની જવાબદારીમાંથી મેવાડના રાજાની નિષ્કૃતિ, સમ્રાટની મદદમાં આપેલ સેનાદળ ઉપર ભીમનું અવિનાયકપણું, પારવેજની પ્રતિકુળે સુલતાન ક્ષુરમ સાથે ભીમનું ષડયંત્ર, રાજદ્રોહી ઉપર સમ્રાટ જહાંગીરનું આક્રમણ, ભીમનું મરણ, ઉદયપુરમાં ક્ષુરમનું પલાયન, આદરથી ક્ષુરમનું રાણાએ કરેલ ગ્રહણ, રાણા કર્ણનો પરલોકવાસ, રાણા જગતસિંહનું સિંહાસનારોહણ, મેવાડમાં ગંભીર શાંતિ, પેશાળાની છાતી ઉપર રહેલ દ્વીપોમાં રાણાનું પ્રાસાદ નિર્માણ, ચિતોડનું ફરીથી સંસ્કાર સાધન, જગતસિંહનો આલોકનો ત્યાગ, રાણા રાજસિંહનો રાજ્યાભિષેક, શાહજહાંનને પદચ્યુત કરી જહાંગીરનું સિંહાસનારોહણ, જહાંગીર અને શાહજહાનનું હિંદુ પ્રેમિકતાનું પ્રકૃતકારણ નિરૂપણ, ઔરંગઝેબના ચરિતનું વિવરણ, રજપુતો ઉપર તેનું જજીયાવેરાનું સ્થાપન, રૂપનગરની રાજ્યકુમારી સાથે ઔરંગઝેબનો વિવાહ સંબંધ અને રાજકુમારીનું હરણ કરી રાણાનું પોતાના નગરમાં આગમન, સમ્રાટની વિરૂધ્ધે યુધ્ધોદ્યોગ, ઔરંગઝેબની યુદ્ધયાત્રા, ગિરવો ઉપત્યકા, રાજકુમાર અકબરનો પરાજય, રાજકુમાર અકુબ્બરનં ગિરિ સં ગયાં પડવું, રાણાના જેષ્ટ પુત્ર થકી અકબરનો સં હતો. પણ ઉપયુક્ત અવસરના. રાણા અને તેના સરકારી રાઠોડ રજાય આપી શક્યો નહિ, અનેક લોકો ભવ, ઔરંગઝેબનો યુદ્ધક્ષેત્રનો પરિ સ્વાધિનતાના વિવાસ સ્વરૂપ મેવાડ ભૂ ઉપર હુમલો, રાણાના મંત્રીએ કરેલ કહેવા લાગ્યા, ત્યારે કર્ણ શામાટે રજપુતોએ કરેલો આજીમનો તેણે, તે હુસ્યનેય કલંકનો નાશ કરવા પરાજય નરમાં અમે માત્ર એટલું બોલીએ છીએ મોગલ ગ્રાસમાંથી ચિતોડનો ઉદ્ધ નામે બોલવા મુકરર કર્યું એકયતાથી બંધાયેલ સિસોદીય અને રાઠોડ રજ નામથી બોલાવ્યો પરાજય, રજપુતોનો ષડયંત્ર ઔરંગઝેબને પદચ્યુત કર્યોછે. મો સિંહાસને બેસારવાની ગોઠવણ, ગોઠવણમાં નિષ્ફળતા, રાણી તે મોગલ સમ્રાટનો સંધિપ્રસ્તાવ સંધીબંધન, વિષમ ક્ષત ાથી રાણાનું મરણ, તેના અને

## ઔરંગઝેબના ચરિતની સમાલોચના, રાજ્યસમુંદ સરોવર. ભયંકર દુર્ભિક્ષ અને મહામારી.



મેવાડના શેષ સ્વાધીન રાજા મહારાજ અમરસિંહનો જ્યેષ્ઠ પુત્ર કર્ણ, પિતાએ છોડેલ રાજસિંહાસન ઉપર સંવત્ ૧૬૭૭ (ઇ સ ૧૬૨૧) મા બેઠો આજ રાજસ્થાનના, નંદનકાનન સરખા સ્વાધીનતાના લીલાસ્થળ વીરપ્રસૂ મેવાડભૂમિનુ પૂર્વ ગૌરવ નહોતું જે ગૌરવે ગૌરવાન્વિત થઇ મેવાડભૂમિ એકવાર સભ્ય જગતમા શીર્ષસ્થાને આસન પામી હતી એકવાર જે મેવાડમા સૂર્યવંશીય બાપ્પારાઓળના વંશધરો, આ પછી એક પ્રચંડ માર્તંડની જેમ પ્રખર તેજ ધારણ કરી ગયા હતા તે ગૌરવ અને તેજ આજ મેવાડમાથી અંતર્હિત થયુ મેવાડના હાલના રજપુતો, માર્તંડ તેજ છોડી સામાન્ય નક્ષત્રના તેજે ચમકતા હતા, આજ ભારતીય હીંદુરાજ્ય સમાજ તેવી શોચનીય અવસ્થામા પડી હતી, તેઓમા પોતાનુ તેજ નહોતુ, તેઓમા પોતાની પ્રખરતા નહોતી, તેઓ પોતાની સતા હારી બેઠા હતા, તેઓ પોતાનુ તેજ અને પ્રખર જ્યોતિ ખોઇ દઇ મોગલ માર્તંડની ફરતા હીન પ્રભાથી ફરતા હતા એ મોગલ માર્તંડનુ પ્રખર તેજ રોધવાની આજ કોઈ હીંદુરાજામા સતા નહોતી, હાલ કાળવશે તેઓ નિસ્તેજ અને સતા રહિત થઇ ગયા હતા

વિશ્વજનીન અવશ્યભાવી નિયમનુ કોઈ ઉલ્લંઘન કરી શકતું નથી એ અનતિક્રમણિય નિયમના વશવર્તિ થઇ બાપ્પારાઓળના વંશધરો, આજ પોતાના તેજથી વિચ્યુત થઇ ગયા અને મોગલ સ[illegible] તેજ[illegible] [illegible] થઈ સામ્રાજ્ય ગ્રહ અને ઉપગ્રહની જેમ તે[illegible]

રજપુત ગૌરવ વીરપુંગવ [illegible] આજ પોતાનુ ગૌરવ અને તેજ એ[illegible] ત ખોઇ દીધી નહોતી તેજ સ્મૃતિ [illegible] કેસરી મહારાજ કનકસેને [illegible] તે રોપી તે દીવસથી તે વર્તમાન [illegible] વાર્યા ગયા એ લાબા સમયમા અદૃષ્ટચક્રના [illegible] જેવી અવસ્થા ઘટી છે, તેનુ આપણે વર્ણન કરીએ છીએ [illegible] ાણદીમા સૂર્યવંશીય મહારાજ કનકસેને, લોહકોટ છોડી, સૌરાષ્ટ્રે [illegible] વિજય પતાકા રોપી, તે સ્થળે તેના વંશધરોએ ચારસો વર્ષ સુધી રાજ[illegible], ક્રમે તે સ્થળે શિલાદિત્યનો આવિર્ભાવ થયો અસભ્ય પાર્થોનુ આક્રમણ એ પાર્થોનુ આક્રમણ ન સહન થવાથી

મહારાજ શિલાદિત્ય સ્વજન સાથે યુદ્ધ સ્થળે પડયો. તેનું સુખનું નંદનકાનન સૌરાષ્ટ્રરાજ્ય પારદલોકોથી ઉત્સાદિત થયું. તે ભયાવહ કાળમાં એક માત્ર પુષ્પવતી પતનોજ સુખ સૂર્યવંશ તરૂની આણુ પ્રતિષ્ટા કરવા જીવતી રહી. ક્રમે ગ્રંહાદિત્યનો આવિર્ભાવ થયો. તે ઉપરથી ગિહ્લોટ નામની ઉત્પતિ, ઇડરમાં રાજ્ય પ્રાપ્તિ ભીલોના અત્યાચારથી ઇડરનો ત્યાગ, વીરકેશરી બાપ્પા રાઓળનો આદુર્ભાવ તેનો ચિતોડાધિકાર ઉદયપુરની પ્રતિષ્ઠા, શિશોદીયકુળનો ગૌરવોચ્છવાસ, છેવટે હીન દીન, અને શોચનીયરૂપે તે ગૌરવનો અવસાન આવ્યો. બાપ્પારાઓળની વિજય વેજયંતી, મુસલમાનો પાસે નમી, આજ ચિતોડમાં નવો યુગ પ્રવર્ત્યો. શ્વેતદ્વીપનો પરિત્યાગ કરી વિશાળ સપ્તસિંધુ ઓલંગી કેટલાક બ્રીટનવાસીઓ આજ અધઃપતિત હીન દશાપન્ન શિશોદીયકુળના ઉદ્ધાર માટે ભારતવર્ષમાં આવ્યા. તેઓના આવવાથી ભારતભૂમિએ નૂતન મૂર્તિ ધારણ કરી, તેઓના આવવાથી ભારતીય લોકનો જીવન શ્રોત કેવી રીતે નવી દિશા તરફ પ્રવાહિત થયો તે બાબતની સમાલોચના કરવા આપણે પ્રવૃત છીએ.

કર્ણનું ચરિત્ર સંપૂર્ણ વીરયોગ્ય સહિષ્ણુતા વીર્યમત્તા વિગેરે જે જે ગુણો રજપુતોના કહેવાય છે. તે ગુણોથી કર્ણ અલંકૃત હતો. તેનું સાહસ અને કર્તવ્ય જ્ઞાન પ્રખર હતું. વિગત યુધ્ધોથી મેવાડનો એ કોષ ખાલી થઇ પડયો હતો. કર્ણે સારા ઉપાયો યોજી રાજકોષ નાણાથી ભરી દીધો. વિશેષ લડાઇના ખર્ચે તેની દીનાવસ્થા થાશે એમ જાણી કર્ણ કેટલાક સવારો લઇ, શત્રુ સેના નિવેશને ઓલંગી સુરત ઉપર આવી પડયો. પ્રચંડ વિક્રમથી નગરવાસીઓને ત્રાસ પમાડી તેઓનું ધન તેણે તુટી લીધું, લુંટમાં આવેલા ધનનો રાણાએ દેશની દુરવસ્થા દૂર કરવા યત્ન કર્યો.

ઉપર અમે કહી ગયા છીએ જે રાણો કર્ણ એક સાહસી અને વીર્યવાળો રાજા હતો. પણ ઉપયુક્ત અવસરના અભાવના લીધે, તે બન્ને રાજગુણોનો પરિચય આપી શકયો નહિ, અનેક લોકો એ પ્રશ્ન કરી શકશે જે ગૌરવ અને સ્વાધિનતાના વિરામ સ્વરૂપ મેવાડ ભૂમિને જ્યારે યવનો, જાઇગીર, એવા શબ્દથી કહેવા લાગ્યા, ત્યારે કર્ણ શામાટે મુંગો રહી બેસી રહ્યો. તલવારની સહાયે, તેણે, તે દુસ્યનેય કલંકનો નાશ કરવા શામાટે યત્ન કર્યો નહિ. એ પ્રશ્નના ઉતરમાં અમે માત્ર એટલું બોલીએ છીએ જે મોગલ સમ્રાટે મેવાડ ભૂમીને જાયગીર એવા નામે બોલવા મુકરર કર્યું ખરૂં પણ તેણે કર્ણને કોઇ દિવસ, જાયગીરદાર એવા નામથી બોલાવ્યો નથી. મોગલ સમ્રાટે કર્ણને પોતાનો એક પ્રધાન મિત્ર છે એમ લેખ્યોછે. મોગલ સમ્રાટના એવા સરલ મિત્ર વ્યવહારમાં રાજ્યમાં અશાંતિ લાવવી તે કર્ણને ઉચિત લાગ્યું નહોતું. ટુંકામાં તે શાંતિ કાનના છાંયા વૃક્ષને સમુળ નાશ કરવા ઇચ્છતો નહોતો એમ ઇચ્છ-

વાથી અને કન્વાથી શિશોદિય કુળનો નાશ થાય તેવુ હતુ' દેશકાળ અને પાત્રને વિચાર કરી કામ કરવુ તે સઘળાનુ કર્તવ્યછે, જે નાણુસ એ કર્તવ્યની અવહેલા કરેછે તે આ જગતમા અપ્રતિષ્ઠા મેળવેછે એ નીતિપૂર્ણ વાકય રાણાથી અવિદિત નહોતુ ટુકામા તે અનુસારે કામ સાધવાનુ તેના મનના હતુ, રાણા કર્ણે ઉદયપુરની ચારે તરફ કોટ અને ખાઇ કરાવી હતી. પેશોલા નરોવરના જળનારાધના માટે રાણા કર્ણે એક બધ બાધ્યો હતો અત પુરવાની રાણીઓના માટે તેણે એક સ્વતત્ર નિવાસ બનવાવ્યો હતો

ગિહોટ કુળના રાજાઓએ પદરસોવર્ષ ભારતવર્ષમા રાજ્ય કરી રાજય સમાજના શિરસ્થાને આસન મેળવ્યુ આજ રાણો કર્ણ તે ઉચા આસનથી વિચ્યુત થયો, પણ તેનુ ગોરવ અચલિત રહ્યુ હતુ સમ્રાટે તેને પોતાની જમણી બાજુએ આસન આપી, તેની તે આબરૂ રાખી હતી તેણે તેની સ્વાધીનતા હરી લીધી હતી પણ તેની સાથે તે સામત રાજાના જેવો વ્યવહાર રાખતો નહોતો અમરસિહની સાથે સધિસ્થાનના સનધે તેણે નિયમ બાધ્યો હતો જે જ્યાસુધી શિશોદીયકુળનો રાજકુમાર મેવાડના સિહાસનને અભિષિક્ત ન થાય ત્યાસુધી તે રાજકુમાર સમ્રાટની રાજસભામા રહે, જ્યારે તે રાણો એવા નામથી પ્રસિદ્ધ થઇ રાજસિહાસનને બેસે ત્યારે તે સમ્રાટની રાજસભા છોડી દે તે નિયમ સારી રીતે પાળવામા આવ્યો કર્ણ જ્યાસુધી પિતૃ સિહાસનને અભિષિક્ત ન થયો ત્યાસુધી તે મોગલસમ્રાટની રાજસભામા હાજર રહયો જ્યારે તે રાજસિહાસનને અભિષિક્ત થયો ત્યારે તેણે સમ્રાટની રાજસભા છોડી સમ્રાટની રાજસભાના શિશોદીય રાજાઓ, બીજા હીંદુરાજાઓ કરતા માન અને ગોરવ વધારે પામવા લાગ્યા

યોગ્ય સનયના શિશોદીય સરદારોએ મોગલાધીન સામતોમા વિશેષ પ્રતિષ્ઠા મેળવી તે શિશોદીય સરદારોમા કર્ણનો નાનો ભાઈ ભીન વિશેષ ખ્યાતિવાળો નીવડયો સમ્રાટની મદદમા રાણાને જે લશ્કર મોકલવુ પડયુ હતુ તે લશ્કરનો અધિનાયક ભીમ હતો તે વભાવથી અતિ તેજસ્વી અને સાહસીક હતો

સુલતાન ખુરમ તેની સાથે બધુભાવે વર્તી અત્યત પ્રીતિ રાખતો હતો અને તેની સનલાહ શિવાય તે કાઇ પણ કામ કરતો નહાતો ભીમના અકપટ બધુત્વે સપ્રીત થઇ ખુરમ કાયમ સુખ રહેતો હતો તેણે તેની પદવૃદ્ધિ કરવા માટે પિતાને નિવેદન કર્યું પ્રિયતમ પુત્રનો અભિલાષ પૂર્ણ કરી દેવાના સમ્રાટની વાસના હતી તેથી ભીમને " રાજા ' એવો ઈલ્કાબ આપ્યો વળી યુનાનના તીર ઉપર રહેલો એક જનપદ તેને તેણે આપ્યો તે જનપદની તોડા રાજધાની હતી તે જનપદને ભૂમિવૃત્તિમા મેળવી ભીમની દુરાશા પ્રશમિત થઇ નહિ તેણે યુનાના નદીના તીરે એક શહેર સ્થાપ્યુ. તે શહેર નામ રાજમહેલ હતુ. મેવાજ

મહેલ, અનેક દિવસ સુધી ભીમના વંશધરના કબજામાં રહ્યું. હાલ રાજમહેલ વિધ્વસ્ત છે. પણ તેના ધ્વંશરાશિમાથી તેના પ્રાચીન ગૌરવનાં ચિન્હો હાલ નીસરી આવે છે. તે શહેર તે કાળમાં અત્યંત સમૃદ્ધ અને શોભા સંપન્ન હતું. પણ દુર્જયકાળના કઠોર કરના પ્રચંડ પ્રહારે તે રાજ મહેલ આજ ચુર્ણવિચુર્ણિત છે.

કર્ણ સ્વભાવથી તેજસ્વી અને નિર્ભીક હતો. અકિંચિત્કર રાજ્ય અને સામાન્ય રાજોપાધિથી મુગ્ધ થઇ કર્ણ પોતાની માન મર્ય્યાદા વેચી દે તેવો નહોતો, તેને વશ રાખવા, સમ્રાટ જહાંગીરે કૌશલનું અવલંબન કર્યું. પણ તેનું તે કૌશલ સિદ્ધ થયું નહિ. હજારો અનુગ્રહ બતાવીને પણ તે તેજસ્વી કર્ણને વશ કરી શકયો નહિ. સુલતાન ક્ષુરમનો કર્ણ તરફ વિશેષ અનુરાગ જોઇ સમ્રાટના મનમાં સંદેહ ઉત્પન્ન થયો. ભીમને સુરતથકી અંતર્હિત કરવા તેણે સંકલ્પ કર્યો. ભીમને તેણે ગુજરાતના શાસન કર્તૃત્વના હોદ્દા ઉપર નીમ્યો. ભીમ તે નવાપદની ઉપેક્ષા કરી સુલતાન ક્ષુરમ સાથે રહેવા લાગ્યો. સમ્રાટે જે સંદેહ કરેલ હતો. તે સાચો નીવડયો ક્ષુરમ, મોટાભાઈ પારવેજને રાજ્યહક છીનવી લેવાના ઇરાદે પિતૃ સિંહાસન પોતાના કબજામાં લેવા યત્ન કરવા લાગ્યો. તે સમયે રાજ્યમાં ઘોર તોફાન ઉઠયું, જે તોફાનના અગ્નિમાં બેનશીબ પારવેજ પતંગની જેમ બળી ગયો.

તેજસ્વી ભીમે સમ્રાટની આજ્ઞા અગ્રાહ્ય કરી તેનું કારણ હતું. તે પારવેજની અંતર્હૃદયથી ઘ્રણા કરતો હતો. પારવેજ શિશોદીયકુળનો પરમ શત્રુ હતો, રજપુતોનો સર્વ નાશ કરવા તે તત્પર રહેતો હતો. તેણે મેવાડનું સંપૂર્ણ અનિષ્ટ કર્યું હતું. જ્યાંસુધી ક્ષુરમ જીવે છે. ત્યાંસુધી પારવેજ રાજ્ય સિંહાસને બેસી શકશે નહિ એમ ભીમની ધારણા હતી. પણ પારવેજના હાથમાં ભારતવર્ષનું શાસન સૂત્ર ન જાય તેમ થવા દેવાની ભીમની ચેષ્ટા હતી. તે બાબતની ઉપયોગી મંત્રણા તે સુલતાન ક્ષુરમ સાથે કરવા લાગ્યો, મંત્રણામાં નિશ્ચિત થયું જે જો ક્ષુરમની સમ્રાટ બનવાની ઇચ્છા હોય તો જાહેર રીતથી પ્રતિદ્વંદ્વિતાના ક્ષેત્રમાં ઉતરી પારવેજનો સંહાર કરવો તે જરૂરનો છે. ક્ષુરમે વધારે વિલંબ ન કરી કેટલાક અનુચરોને સાથે લઈ તેણે પારવેજ ઉપર હુમલો કર્યો. તે હુમલામાં પારવેજ હણાયો, ત્યારપછી ક્ષુરમે પિતાના વિરૂધ્ધે બળવો કર્યો. તેની સંકલ્પ સંધિમાં સહાય કરવા અનેક રજપુતો તેના પૃષ્ટ પોષક થયા. તે પૃષ્ટ પોષકોમાં મારવાડનો અધિપતિ ગજસિંહ વધારે પ્રસિદ્ધ થયો. રાઠોડરાજ ગજસિંહ ક્ષુરમનો માતામહ થાતો હતો. ટુંકામાં ક્ષુરમની મદદનો તે પ્રધાન પ્રસાર હતો સમ્રાટ જહાંગીર તેનું અનિષ્ટ કરે તેમ જાણીને તે છાનાઇથી કામ કરતો હતો.

તે નવા પેદા થયેલ વિદ્રોહ વહ્નિને ઓલવવા સમ્રાટ જહાંગીર ખુદ વિદ્રોહીની સામે થવા અગ્રસર થયો. રાઠોડ રાજ ગજસિંહ તે વિદ્રોહીનો પૃષ્ટ પોષક છે

એમ સમ્રાટ પ્રથમથીજ જાણતો હતો, તેનુ તે જાણવુ અગર જો કે સંદેહભરેલુ હતુ તોપણ તે રાઠોડરાજને અધિનાયકપણા ઉપર ન નીમતા તેણે અંબરના રાજાને અધિનાયકપણા ઉપર નીમ્યો, ત્યારે ગજસિંહ છતરાયો થઇ તેના વિરૂધ્ધે ચાલ્યો, ગજસિંહ ખુરમનો માતામહ થાય તેજ વિદ્રોહાનળનો પ્રધાન અને પ્રથમ ઉત્તેજક હતો ક્રમે બન્ને સેનાદળ યુદ્ધાર્થે ઉભા થયા ગજસિંહ તે સમયે આવ્યો નહિ, ત્યારે ભીમસિંહે તેને કહી મોકલાવ્યુ " આપનુ એ રીતનુ નિસ્સત્વ ભાવે રહેવુ યુક્તિયુક્ત અને ન્યાયપર ગણાય નહિ, આ ક્ષણે આપ અમારી સાથે મળી જાઓ, નહિ તો અમારા શત્રુ થાઓ, તેજસ્વી ભીમસિંહના વચન સાંભળી ગજસિંહ મર્માહત થયો, શિશોદીય ભીમસિંહ તેથી લેશ માત્ર ભય પામ્યો નહિ, તેનુ સેનાદળ યુદ્ધમા છિન્નભિન્ન થયુ પોતે યુદ્ધક્ષેત્રમા પતિત થયો. ખુરમ પોતાના સેનાપતિ મહોબતખા સાથે ઉદયપુરમા પલાયન કરી ગયો

ઉદયપુરના શાંતિમય ઉદ્યાનગમા સમ્રાટે થોડા દિવસ વિશ્રામ કર્યો રાણાએ તેના વાસ માટે પોતાના મહેલનો એક ભાગ કહાડી આપ્યો, મહેલના તે ભાગમા સુલતાન ખુરમ પોતાના પારિષદ વર્ગ સાથે રહેવા લાગ્યો, તે રાજભવન છોડી દઈ બીજા સ્થળે વાસ કરવા સુલતાને અભિલાષ બતાવ્યો ખુરમનો તે ભાવ જોઇ રાણો અત્યંત સંતુષ્ટ થયો તેણે ત્યાના સરોવર ઉપર સુલતાનના નિવાસ માટે એક અટ્ટાલિકા તૈયાર કરાવી

એ અટ્ટાલિકા જુદી જુદી જાતના શોભનીય અને દ્રવ્યથી અલંકૃત હતો તેના મથાળા ઉપર ઇસ્લામની અર્દ્ધચંદ્ર શોભિત જુદા જુદા વર્ણની પતાકા ફરકતી હતી તે મનોહર અટ્ટાલિકાના પ્રશસ્ત અંગન ભૂમિમા સાદારશાહ ફકી-

* શક્તાવત સરદાર માનસિંહ અને તેનો ભાઇ ગોકળદાસ, ભીમસિંહના પરામર્શ આપનાર હતા તેઓ મહોબતખા સાથે મળી જઈ જહાંગીરના વિરૂધ્ધે ષડ્યંત્ર કરતા હતા ખેરાર જનપદની અંદરનુ સનવાર નગર માનસિંહના હસ્તમા હતુ માનસિંહ મહાવીર પુરૂષ હતો અમરસિંહના યુદ્ધમાર્ગમા તેણે રાણાના માટે અત્યંત પુરૂષત્વ બતાવ્યુ હતુ તે શિશોદીય કુળનો મહાયોધ ગણવાનો હતો તેના શરીર ઉપર એંશી જખમો હતા તે જખમો, મુસલમાનો સાથે યુદ્ધ કરવામા થયા હતા માનસિંહ ભીમસિંહનો પરમ મિત્ર હતો તે બન્નેના વચ્ચે એવો અકૃત્રિમ પ્રેમ હતો કે એકનુ દુઃખ બીજો જોઈ શક્તો નહિ, ભીમસિંહના મૃત્યુના સમાચાર સાંભળીને માનસિંહ પાસે અંતરિત રાખ્યા માનસિંહને ભીમસિંહના મૃત્યુના ખબર નહોતા કેમકે તે આહત હોઇ શય્યા ઉપર હતો તેના સઘળા અંગે ક્ષત હતા તેના ઉપર પાટા બાંધેલા હતા તે હમેશ ભીમસિંહ સાથે ભોજન કરતો, ભીમસિંહને ભોજનમા સાથે ન જોઇ માનસિંહને સંદેહ ઉપજ્યો તેણે પોતાના પાચક બ્રાહ્મણને પુછ્યુ બ્રાહ્મણે સાચી વાત છુપાવી માનસિંહનો સંદેહ દૃઢ થયો તેણે ક્ષતના પાટા ઉખેડી ફેંકી નાખ્યા અને તે ક્ષણે મરણ પામ્યો.

રના સ્મરણાર્થે ક્ષુદ્ર ચૈત્ય ઉભું કર્યું હતું. સરોવરના વૃક્ષસ્થળ ઉપર રહેલી અટ્ટાલિકામાં પોતાના પરિવાર તથા પારિષદ સાથે રહી ક્ષુરમ આનંદથી સમય કહાડવા લાગ્યો. પણ તેના હૃદયમાં શાંતિ નહોતી. જુદી જુદી જાતની ચિંતાથી અભિભૂત થઈ છેવટે, ભારતવર્ષનો ત્યાગ કરી તે ઇરાન દેશમાં રહેવા ગયો *

વિધાતાના કઠોર વિધાનાનુસારે મેવાડમાં સ્વાધીનતાની મૂર્તિ લોપ પામી રજપુતો મોગલથી જીતાઈ ગયા. તેઓ પરાધીન થયા. પણ જે રીતે જીત સાથે વ્યવહાર ચલાવે છે તે રીતે જહાંગીરે અને તેના પુત્ર ક્ષુરમે રજપુત ઉપર વ્યવહાર ચલાવ્યો નહિ. સુલતાન ક્ષુરમ કર્ણને પ્રકૃત બંધુની જેમ જોતો, તેઓનું બંધુત્વ તેઓના જીવન સુધી પર્ય્યવસિત રહ્યું. મેવાડ ભૂમિનો પરિત્યાગ ક્ષુરમે કર્યો જેથી કર્ણ સંતપ્ત થયો તેણે આશા રાખી હતી કે તે દ્વીપ ભુવનમાં ક્ષુરમને બાદશાહ નામે બોલાવવાનો સમય આવશે. પણ તેની આશા પૂર્ણ થઈ નહિ, આશા ફળવાળી ન થઈ એમ જાણી કર્ણ અત્યંત ક્ષુબ્ધ થયો.

સંવત્ ૧૬૮૪ (ઈ. સ. ૧૬૨૮) માં રાણા કર્ણે પોતાના પુત્ર જગતસિંહને રાજ્યાસન સોંપી આ લોકમાંથી વિદાયગીરી લીધી તેણે આઠ વર્ષ રાજ્યશાસન ચલાવ્યું. તે આઠ વર્ષ ગંભીર શાંતિથી નીકળ્યાં તેના પરલોકવાસ પછી થોડા સમયે સમ્રાટ જહાંગીર પરલોકવાસી થયો. તે સમયે સુલતાન ક્ષુરમ સૌરાષ્ટ્ર પ્રદેશમાં હતો. રાણા જગતસિંહના પિતા અને કાકાએ, ક્ષુરમને જે સિંહાસને બેસાડવા પ્રતિજ્ઞા લીધી હતી તે સિંહાસન આજ શુન્ય. ક્ષુરમનું ભાગ્યગગન નિર્મળ અને સાફ થયું. એ મંગળમય સમાચાર પોતાના પિતૃ બંધુ ક્ષુરમને ન આપી શું જગતસિંહ નિશ્ચિંત રહે ખરો, તેણે કેટલાક રજપુતોની સાથે પોતાના ભાઇને સૌરાષ્ટ્ર પ્રદેશમાં મોકલ્યો ક્ષુરમને સઘળા સમાચાર મલ્યા તે રાણાને એકવાર ઉદયપુરમાં મળી ગયો. ઉદયપુરના બાદલમહેલ નામના મહેલમાં દિલ્હીના સામંત સરદારોએ અને કરદ રાજાઓએ, સુલતાન ક્ષુરમને, સહુથી પહેલા શાહજહાંનના નામે અભ્યર્થના કરી. તે દિવસે ઉદયપુરમાં ઘેરઘેર મંગળગીત થયાં. કોઈ મુસલમાન રાજાના અભિષેક કાળે હીંદુઓએ એટલો બધો આનંદોત્સવ કર્યો નથી. પરમધર્માત્મા શાહજહાન થોડા સમય પછી ઉદયપુરમાંથી રવાને થયો. રવાને થવાના સમયે, તેણે જગતસિંહને પુષ્કળ પદ્મરાગમણિ આપ્યા. અને ચિતોડના કીલ્લાનો પુનઃસંસ્કાર કરવા તેને તેણે રજા આપી.

રાણા જગતસિંહે છવીસ વર્ષ રાજ્ય કર્યું. એ છવીશ વર્ષ અતિવિમળ શાંતિથી નીકળ્યાં એ લાંબા કાળમાં રાજ્યમાં કોઈ રીતની આપત્તિ નહોતી. ભદ્ર

* બીજા દંતિકાસ વેતાઓ કહેછે જે તે ગોવળકોંડામાં જઈ રહ્યો.

લોકોના ગ્રથમા જગ્તસિહના રાજ્યનુ વિસ્તૃત વિવરણ જોવામા આવતુ નથી તેનુ કારણ એટલુ કે મેવાડના ભટ્ટ લોકો વીરરસ પ્રિય હૃદય સ્તભન વીરરસનુ વર્ણન કરવુ તેઓને સારી રીતે ગમતુ હતુ જેથી હૃદય ઉત્તેજીત થાય, ઉન્માદિત થાય, ઉત્સાહિત થાય, સ્તભિત થાય, તે રસ તેઓના ગ્રથમા પ્રધાનરસ, તેઓ જેવા વીર રમામોદી તેવા અદ્ભુત નૈપુણ્યે અને વિપિચાતુર્યે તે વીરરસના વર્ણન કરનાર હતા જગ્તસિહના શાતિમય રાજ્યકાળમા શાતિમય ઉચ્ચ શિલ્પ શાસ્ત્રની સારી રીતની આલોચના થઇ હતી શિલ્પના કાર્ય શિવાય સ્થાપત્યના કાર્યો પણ રૂડા ઉત્કર્ષથી તેના રાજ્ય સમયમા અનેલ છે

ઉદયપુરમા જે સઘળી પુરાતન અટ્ટાલિકાઓ હાલ જોવામા આવે છે તે સઘળી રાણા જગ્તસિહે બનવાવેલ છે તે સઘળી અટ્ટાલિકા આજ અભુણ્ણ ભાવે રહેલ છે તે સઘળી અટ્ટાલિકાનુ સોભા સૌદર્ય અને મનોહર નિર્માણ કૌશલ જોવાથી હૃદય અભુતપૂર્વ આનદે ભરાઇ જાય છે

રાણા જગ્તસિહે જેજે સારા મેહેલો બનાવ્યા છે તેમા જગનિવાસ અને જગમદિર વિશેષ પ્રસિદ્ધ છે, વિમળ જળવાળા પેશાળાના વૃક્ષ ઉપર શોભેલા દ્વીપહૃદયમા જગમદિર અને જગનિવાસ નામના મદિરો છે બન્ને મહેલો સમાન સુદર અને સમાન રમ્ય વસ્તુઓથી સુશોભિત, તે બન્ને મહેલના બારી વીગેરેના બારણા કાચના હોવાથી ભગવાન ભાસ્કરદેવના કિરણથી અત્યત શોભાવાળા છે તે બન્ને મહેલો મર્મર પથ્થરના ઘડેલા, પેશાળાના ઘાટ ઉપર સરદારો વીગેરેને વિશ્રામ લેવા અનેક પગથીયા હતા

રાણો જગ્તસિહ એક સમાનીત રાજા હતો મોગલોના નિર્દય આચરણે મેવાડના હૃદયમા જે વિષમ ક્ષત થયેલ હતો તે ક્ષતનુ આરોગ્ય રાણા જગ્તસિહે કરેલ છે તેનો સ્વભાવ સિદ્ધ સૌમ્ય ભાવ અત્યુદાર પ્રકૃતિ અને સરળ સુમિષ્ટ આલાપથી તેના શત્રુના પણ કઠોર હૃદય પિગળિત થઇ જાતા ટુકામા જે લોક તેની સાથે એક વાર આલાપ કરે તે લોક તેના આચરણથી મુગ્ધ થાય તેના સદગુણોને મુસલમાન ઇતિહાસ લેખક પણ વર્ણવે છે ખુદ સમ્રાટે આત્મજીવન વૃતાતમા જગ્તસિહના ગુણની પ્રશસા કરી છે મહોદય સર ટોમમરોએ પણ જગ્તસિહના ગુણથી મુગ્ધ થઈ, તેને ઉદાર અને સરળ રાજા કહેલ છે શોચનીય દશાને પામેલ ચિતોડપુરીને રાણા જગ્તસિહે આબાદીની પૂર્ણ માત્રામા આણી હતી રાણા જગ્તસિહે માલણબુરજ—સિહદ્વાર અને છત્રકોટનો પુનરૂદ્ધાર કર્યો

* ચિતોડના ત્રીજા ઉત્પાદનમા અકબર બાદશાહે દારૂથી આ બુરજને ઉડાડી દીધો હતો.

રાણા જગતસિંહે મારવાડની રાજદુહિતા સાથે વિવાહ કર્યો હતો. તેના ગર્ભે તેના બે પુત્રો પેદા થયા. તેમાંથી મોટો રાજસિંહ, મેવાડના રાજસિંહાસને બેઠો. વિધિના અનુલંઘનીય નિયમે મેવાડની પૂર્વ અવસ્થા બીલકુલ બદલાઇ ગઇ હતી. આજસુધી મેવાડ રાજ્યમાં ગંભીર શાંતિ વિરાજતી હતી. રાણા રાજસિંહના શાસનકાળમાં તે ગંભીર શાંતિ સંતાઈ ગઇ, જોતા જોતામાં ઘોર અશાંતિની મુર્તિ મેવાડમાં સ્થળે સ્થળે નાચવા લાગી. હીંદૂ મુસલમાન વચ્ચે વિવાદાગ્નિ ફરી પ્રજ્વળિત થયો. કેવળ મેવાડમાં પ્રજ્વળિત થયો એટલું નહિ, પણ સઘળા રાજસ્થાનમાં તે પ્રજ્વળિત થયો, સઘળું રાજસ્થાન ઘોર અશાંતિનું લીલા સ્થળ થઇ પડયું. વિવેચના કરી જોવાથી માલુમ પડે છે જે એ અશાંતિનું મૂળ કારણ મેવાડપતિ રાણો રાજસિંહ હતો. તે ઘોર અશાંતિ કરી દેવામાં ઘણું કરીને તેની મદદ હતી. ધર્મપરાયણ શાહજહાન આ સમયે અંતિમવયની શેષ સિમા ઉપર પહોંચી ગયો હતો. આ સમયે મોગલ સામ્રાજ્યના ભાવિ ઉતરાધિકારીને લઈ શાહજહાનના પુત્રોમાં મોટો વિવાદ વિષંવાદ ચાલ્યો, તે ભાઈઓના કજીયામાં જે સંઘર્ષાગ્નિ પેદા થયો, તેથી સઘળું ભારતવર્ષ સંતપ્ત થયું, પોતપોતાની દૂરભિસંધિ સાધી લેવા સમ્રાટના દરેક પુત્રોએ રાજસ્થાનના રાજાઓની મદદ માગી, તે વિવાદકાળમાં શાહજહાનના ચારે પુત્રોએ રાણા રાજસિંહની મદદ માગી. રાણા રાજસિંહે, માત્ર દારાનો પક્ષ લીધો, દારા સઘળામાં જ્યેષ્ઠ હતો, ઉતરાધિકારીત્વની ચિરચલિત પ્રથાના અનુસારે દારા રાજ્યનો હકદાર હતો, દારાની ઉતરાધિકારીત્વની યોગ્યતા પ્રતિપાદન અને સમર્થન કરવા માટે રાજસ્થાનના સઘળા રાજાઓ રાજસિંહને મળી ગયા. તેઓ સઘળા એકઠા થઇ દારાના વાવટા નીચે યુદ્ધ કરવા તૈયાર થયા. પણ તેઓએ કુલગ્નમાં અને કુક્ષણમાં દુર્દ્ધર્ષ ઔરંગઝેબની સામે તલવાર લીધી. તેઓનો ઉદ્દેશ સફલ થયો નહિ, ફતેહાબાદના યુદ્ધક્ષેત્રે એક માત્ર ઔરંગઝેબના બાહુબળે તેઓનો ઉદ્યમ અને મનોરથ વિફળ થયો, દારા, સુજા અને મુરાદના મસ્તકે વજ્રાઘાત પડયો.

ફતેહાબાદમાં યુદ્ધક્ષેત્રની વિજયલક્ષ્મી ઔરંગઝેબની અંકશાયિની થઈ. તેના અદૃષ્ટનો માર્ગ સંપૂર્ણ રીતે નિષ્કંટક થયો. તે માર્ગમાં જે લોકો કંટકરૂપ હતા, તેઓને ઔરંગઝેબે અસિહસ્તે અંતર્હિત કર્યા. પોતાના પિતાનાં, પોતાના ભાઈનાં, પોતાના બંધુનાં અને પોતાના ઔરસપુત્રનાં હૃદયશોણિત પિવામાં ઔરંગઝેબે કાંઈ કસર રાખી નહિ, ભયંકર દુરાકાંક્ષા અને રાજ્યલિપ્સાનો વશીભૂત થઇ તેણે જે પૈશાચિક કાર્ય કર્યા. તેનો વિચાર કરવાથી હૃદય સ્તંભિત થાયછે.

તૈમુરના વંશપર દૂરદર્શી બાબરે જે રાજ્યરક્ષિણી અપૂર્વ નીતિનું અવલંબન કર્યું હતું, તે નીતિનું બળદર્પિત ઔરંગઝેબે અવલંબન કર્યું. હત અને પોતાના વંશધરોને તેનું અનુસરણ કરવાની ફરજ પાડી હત, તો મોગલ સામ્રાજ્યનો

જલદીથી અધઃપાત થાત નહિ અને સત્ય સઘ પ્રજાવત્સલ શાહજહાનનું શોભામય મયુરાસન આજ પણ દિલ્હીના સ્ફાટીક પ્રાસાદમાં વિરાજી રહત. પણ દુરાચાર ઔરંગઝેબે પાપમોહમા પડી, પોતાના પગમાં પોતે કુઠારાઘાત કર્યો.

એક તેના દુરાચરણથી મોગલ કુળને નાશ થયો. તેનું ખુદ જીવન છેવટે વિષમય થઇ પડયુ. મોગલ કુળતિલક અકબરે, પિતામહની તે નીતી અનુસરી હતી. તેથી કરી તેના અગણ્ય વિઘ્નો સામે તેનું રાજ્ય અચળ રહ્યું હતું. તેનું રાજ્ય પ્રાચ્ય અને પ્રતીચ્ય રાજાઓના રાજ્યમા ઉચા આસને જઇ બેઠું હતું પોતાના પુત્ર જહાંગીરને તે નીતીની, ફળોપધાયિકા શક્તિ તેણે સમજાવી હતી. સુચતુર જહાગીર તદનુસારે કામ કરવા મતાવાળો થયો હતો. શાહજહાન યોગ્ય પિતાનો યોગ્ય પુત્ર પિતાની પાસેથી જે નીતીનું તેણે શીક્ષણ લીધું હતું, તે નીતી તેણે કાર્યમા પરિણામ પમાડી તે કાર્યદ્વારાએ, તે હીંદુ રાજાઓનો ખરેખરો સ્નેહ મેળવી શકયો હતો જે કાર્ય કોઇ રાજા સંપાદન કરી શકયા નથી તે કાર્ય તેણે સંપાદન કર્યું હતું. પરાજીત હીંદુ રાજાઓ સાથે વૈવાહિક સુત્રે બંધાઇ મોગલ સમ્રાટોએ જે કામ કર્યું હતું તે નીતીબળ વિરૂદ્ધ નહોતું. તે નીતીબળના સહાયે મોગલ રાજાઓ પોતાનો વાવટો વિજય કરી ફડફડાવતા હતા. સુચતુર જહાંગીર અને ન્યાયપર શાહજહાનના રાજ્યમાં ભારતવર્ષમાં સુવિમળ-શાંતિ વિરાજી હતી હીંદુ રાજાઓ પોતાના રાજ્યને રૂડી રીતે સમુન્નત કરી શકયા હતા બીજા વિદેશીય શાસન કાળમાં હીદુ રાજાઓ પોતાના રાજ્યને એ પ્રમાણે સમુન્નત કરી શકયા નહિ. જહાગીર અને શાહજહાન હિંદુ ઉપર હૃદયથી જે મમતા અને સ્નેહ રાખતા હતા તે બાબરે પ્રવર્તાવેલ નીતીના અનુસરણનું ફળ હતું. જહાગીર અને શાહજહાન, અંબર અને મારવાડની રજપુતાણીના પેટે પેદા થયેલા હતા. તેથી તેઓ હીંદુની આબાદી કરવા તત્પર હતા, જે દિવસે તે નીતિનો વિપર્યય થયો જે દિવસે જાતિવૈરીતાનો ઉદય થયો. તે દીવસે હીંદુ અને મુસલમાન વચ્ચેનુ સબધ સુત્ર તુટી ગયું. તે દીવસે હીંદુ અને મુસલમાન પરસ્પરનો સર્વનાશ કરવા તત્પર થયા. તેનું ઉદાહરણ હીદુ-દ્વેષી ઔરગઝેબ– ઔરગઝેબ તાતાર સ્ત્રીના પેટે પેદા થયો હતો, તાતાર શોણીતથી પરિપુષ્ટ હતો, રજપુતો સાથે તેની સહાનુભૂતિ નહોતી, રજપુતો પણ તેની સાથે સમવેદના પ્રકાશ કરવાનું જાણતા નહોતા તેણે ભાઇઓના હૃદયશોણીત પાડયાં ધર્માત્મા વૃદ્ધ પિતાને સિંહાસનચ્યુત કર્યો. ઔરસ પુત્રનું હૃદયનુ છેદન કરી તેણે સિંહાસન લેવા પ્રયત્ન કર્યો, એવા ઔરંગઝેબની સહાય રાજસ્થાનનો કયો રાજા કરે? ટુંકામા તેના એવા દુષ્કાર્યથી રાજસ્થાનના સઘળા રાજાઓ તેની વિરૂધ્ધે યુદ્ધક્ષેત્રમા ઉતર્યા. બાબરે પ્રવર્તાવેલી પ્રકૃષ્ટ નીતીના અનુસરણના અભા-

વનું તે ફલ, ઔરંગજેબ ખુદ તે મહાન અભાવને સમજતો હતો. તે અભાવથી તેનું રાજ્ય મોટા અનર્થનો ભંડાર થઈ ગયું. છેવટે તેણે તે નીતીનું અનુસરણ કર્યું તેના તે અનુસરણનું ફળ શાહઆલમ આજીમ અને કમબક્ષ. તે લોકોની કઠોર અત્યાચાર પ્રિયતા અને હીંદુદ્વેષિતાએ, ઔરંગજેબનો સર્વનાશ થયો.

પિતૃરાજ્ય અધિકાર લેવા માટે ચારે ભાઈઓએ પ્રતિદ્વંદ્વી થઈ ભારતવર્ષમાં મહા કલહાનળ સળગાવ્યો. તેનું વિવરણ મેવાડના ઇતિહાસના સમાલોચ્ય વિષયમાંણું નથી. દુરાકાંક્ષી કઠોર હ્રદય ઔરંગજેબના પ્રચંડ વિદ્વેષ-નયનની પાસે, મનુશીબ દારાનું મહત્વ, મુરાદનું તેજસ્વિત્વ, અને સુજાનું કર્મદક્ષત્વ બળી ભસ્મ પામ્યું.

સમ્રાટ ઔરંગઝેબના રાજ્યકાળમાં હીંદુસ્તાનમાં અનેક પ્રસિદ્ધ નામવાળા રાજાઓ પેદા થયા. અણ્ધાવિભક્ત રાજસ્થાનના અંતર્ગત પ્રત્યેક રાજ્ય ઉપર એક સાહસિક અને વીરરજપુત રાજા બેઠેલ હતો, સઘળા તેજસ્વી; વીર્યવાન અને મંત્રણા કુશળ હતા. અંબરનો જયસિંહ, મારવાડનો યશોવંતસિંહ, બુંદી અને કોટાના હારવંશીય રાજા, વીકાનેરનો રાઠોડરાજા, અર્ચા અને ધોતીયાના બુડેલા રાજાઓ. તે સઘળા તેજસંપન્ન અને પ્રચંડવીર હતા. અત્યંતિક દર્પ અને મોહમાં પડી તેણે પોતાના પગમાં કુઠારાઘાત કર્યો. તેણે પોતાના સૌભાગ્યના માર્ગમાં કાંટા રોપ્યા, જે રજપુતના સહાય અને આનુકુલ્ય માટે તેના પૂર્વજો હમેશા મહેનત કરતા હતા. અને તેને મેળવતા હતા. રજપુતોને સંતોષ પેદા કરવાનું કામ, તેના પૂર્વજો પ્રધાન ગણતા હતા. આજ ઔરંગઝેબ તે રજપુતોના ગુણો ભુલી ગયો, આજ ઔરંગઝેબ તે રજપુતો ઉપર ઉત્પીડન કરવા લાગ્યો, તે હીંદુ વિદ્વેષી ઔરંગઝેબના ભયંકર ઉત્પીડનમાંથી હીંદુ સંતાનને બચાવવા વીરવર શિવજી પેદા થયો.

જે સઘળા મુસલમાન રાજાઓ, એકકાળે ભારતવર્ષના અદૃષ્ટ ચક્રનું નિયમન કરી ગયા છે, તેમાંથી એક રાજા પણ કપટતામાં, સ્વાર્થપરતામાં અને વિદ્યાવતામાં ઔરંગઝેબને * વટે તેવો નહોતો.

* અનેક સભ્યતાભીમાની જ્ઞાન ગર્વિત પાશ્ચાત્ય મહોદય પુરૂષો એશીયા ખંડના રાજાઓને અસભ્ય અને વર્ણ જ્ઞાનહીન કહી ઘણા કરે છે. પણ મહાત્મા ટોડ સાહેબે તેઓનાં ભ્રમાંધ નયનો જ્ઞાન શલાકાએ આંજી દેખતાં કર્યા છે. તેણે દેખાડી આપ્યું છે જે પ્રાચ્ય મંડળના ભુપતિઓ યુરોપીય ભુપતિ કરતાં વિશેષ વિજ્ઞ અને બહુદર્શિ. સમ્રાટ ઔરંગઝેબ અગર જો કે કઠોર હૃદયવાળો હતો. તોપણ તે એક સુપંડીત હતો, તેનો રાજ્યાભિષેક થયો. ત્યારબાદ તેનો બાલ્યગુરૂ મુલ્લાંસેયે તેની મહેરબાની મેળવવા કેટલીક ખુશામતનાં વચનવાળો એક પત્ર તેને લખ્યો. તે અસાર પત્ર વાંચી ઔરંગજેબે વિરક્ત થઇ લાંબો અને ભાવપુર્ણ પ્રત્યુતર લખ્યો, ખ્યાત નામા બર્નિયરે ભારતભ્રમણમાં તે પત્ર મેળવ્યો. તેની સંગે બીજા મુલ્યવાન પત્રો તેણે મેળવ્યા જે

એ સઘળા ગુણ અને દોષ, તેના કુટિલ હૃદયમા જડેલા હતા, જે વિદ્યા અને પરાક્રમ, પરોપકાર અને વિપદમા, ઉદ્ધાર માટે નિયોજીત થાય છે ઓરંગ ઝેબે તે વિદ્યા અને પરાક્રમનો, પાશવી વૃત્તિથી, પોતાની દુરાકાક્ષા સાધવાને ઉપયોગ કર્યો હતો તે જગતમા કોઇનો વિશ્વાસ કરતો નહોતો અતિપ્રિય મિત્રની પાસે પણ ગુઢ કથા બહાર પાડતો નહોતો, સઘળા કરતા, તેની દુરાકાક્ષા પ્રબળ થઇ ઉઠી હતી છેવટે દુરાકાક્ષાએજ તેનો સર્વનાશ કર્યો દુરાકાક્ષામા મોહિત થઈ તેણે જે અસખ્ય ઘોર પાપ કર્યા તેનો વિચાર કરતા હૃદય સ્તભિત થાય તેમ છે જો વિવેક સાથે પોતાની બેહદ સારી ક્ષમતાનો તે ઉપયોગ કરત તો તે સમયના રાજાઓના શિરસ્થાને જઇ તે બેસત પણ પાપિષ્ટ દુરાકાક્ષાએ, તેને દુરાચરણના માર્ગે ચલાવ્યો તેણેજ તેની સારી બુદ્ધિવૃત્તિનો નાશ કર્યો પોતાના બધુ બાધવ, આત્મીય જનોના હૃત્પિડ પોતાના હાથે છેદયા દુર્વૃત્ત ઓરંગઝેબે વિચાર્યું જે હવે કાયમ નિશ્ચિત ભાવે રાજ્ય ભોગ થાશે, પણ તેની સઘળી આશા નિશ્ફળ થઈ, તેણે મનમા વિચાર્યું હતુ જે "નિશ્ચિત રહીશ" પણ તે મન તેના કબજામા નહોતુ તે જો ચિત્તવૃત્તિનો નિરોધ કરી શકત તો તે આ ભયકર દુષ્પ્રવૃત્તિના પ્રવાહમા કુદી ન પડત તેમ થવાથી તે માણસ હોઇ પશુના કામ ન કરત પિતૃહત્યા, ભ્રાતૃહત્યા અને પુત્રહત્યા કરી નિશ્ચિત રહેવાની તેણે ઇચ્છા કરી હતી તે તો માત્ર વિટબના જેમ હોય તેમ પણ તેણે હજારો વાર ઇચ્છા કરી, હજારો વાર પ્રતિજ્ઞા કરી, પણ તે નિશ્ચિત રહી શક્યો નહિ પદેપદે જુદી જુદી જાતની ચિતાઓ પેદા થઇ તેને દારૂણ પીડા દેવા લાગી, તેની સાથે તેના હૃદયની શાતિ પણ અતર્હિત થઇ ગઈ જગતમા તે કોઇનો વિશ્વાસ કરતો નહતો તેથી તેના હૃદયનો પૂર્ણ ભાવ સારી રીતે બદલાયો હતો દરેક ક્ષણે તેને જુદી જુદી જાતની શકા અને સદેહના ઉદય થવા લાગ્યા, તેણે જગતમા સઘળાને પોતાના શત્રુ ગણવાનુ શરૂ

ઘટના તે પત્રમા લખેલ હતી, તે ઘટનાના કાળ પછી ત્રણ વર્ષે ઇ સ ૧૬૮૪ મા તે પત્ર અગ્રેજીમા અનુવાદિત થયો, પત્રનો સાર

"મુલ્લાજી! તમે મારી પાસે કેવી પ્રત્યાશા કરો છો! તમે ન્યાયાનુસાર ઇચ્છા કરી શકો છો કે હુ તમને મારી સભામા એક શ્રેષ્ઠ ઉમરાવનાપદે તમને નીમુ કર્તવ્યના અનુરોધે મારે બોલવુ જોઇએ છે જે, રાજાએ દુરાકાક્ષા સ્વીકારવી એવુ તમે મને શિખવ્યુ હત તો તમારી દુરાકાક્ષા હુ સ્વીકારત, મને એવી પ્રતીતિ છે જે જન્મદાતા પિતા પાસે પુત્ર જેટલો ઋણી છે તેટલો, ઉપયુક્ત શિક્ષણ આપનાર ગુરૂ પાસે તે ઋણી છે પણ તમે મને ઉપયુક્ત શિક્ષા આપી છે હાલ તમારી શિક્ષાનો વિષય વિચારી હુ ચમત્કૃત થાઉં છુ.

કર્યું. તેના મિત્રો, તેના સભાસદો, તેના પરમહિતેચ્છુઓ એક થઇ તેના વિરૂદ્ધ ષડયંત્ર કરવા લાગ્યા. આવી અવસ્થામાં જીવન કહાડવું તે વિટંબના ભરેલું છે. એમ ઔરંગઝેબ જાણતો હતો. તેથી હૃદયની શાંતી સ્થાપવા, તે ઉપાય શોધતો હતો. અનેક ચિંતા કર્યા પછી તેણે સ્થિર કર્યું જે સજાતીય લોક સાથે ઐકયતાનો સંબંધ કર્યા વિના રાજ્ય સુખેથી ભોગવાય તેમ નથી.

એક સમયે હીરકમંડિત મુકુટ તેના માથા ઉપરથી પડી ગયો. તોપણ તેણે જાણ્યું નહિ જે હવે સર્વનાશ પાસે છે. એ સમયે તે એટલો બધો મોહાવિષ્ટ થઇ ગયો હતો કે તેને હિતાહિત વિચારવાની શક્તિ એકદમ નાશ પામી. વિવેકહીન ઔરંગજેબે સ્થિર કર્યું જે બંધુ બાંધવ વિગેરેના શોણિતપાતે જે હસ્ત કલંકિત થયા છે તે હસ્ત, સહાયહીન હીંદુ લોકનાં શોણિતપાત કરી તેના લોહિથી ધોવાછે.જે ક્ષણે તેની તે ધારણાનો ઉદય થયો તે ક્ષણે તેણે પોતાના મિત્રો વીગેરેને બોલાવી હુકમ કર્યો જે મારા રાજ્યના સઘળા હિંદુઓએ ઇસલામ ધર્મનું અવલંબન કરવું પડશે. જે કોઇ આ હુકુમનો અસંમત થાશે તેના ઉપર બળપૂર્વક ખડગનો પ્રયોગ કરવો પડશે. એ કઠોર આજ્ઞાનો પ્રચાર થયો કે રાજ્યમાં હાહાકાર ધ્વની થઈ પડયો. નિઃસહાય હીંદુઓ સનાતન ધર્મના રક્ષણના માટે કોઇ ઉપાય ન જોતાં ભયાકુલ હૃદયે અહીંતહીં પલાયન કરવા લાગ્યા.

ઘણાક હીંદુઓ રાજ્યનો ત્યાગ કરી દક્ષિણ પથમાં ચાલ્યા ગયા. અનેક હીંદુઓએ દુર્વૃત્ત યવનોના આક્રમણથી મુંઝાઇ જઈ ઉન્મત્ત થઈ પોતાનાં હૃદય છરીથી ભોંકયાં, જે સ્ત્રી પુત્રો પરિવારવર્ગ વીગેરે હૃદયની પ્રિયતમ વસ્તુ હતી, તેનો પહેલાંથી સંહાર કરી અનેક હીંદુઓએ કઠોર શોકાનલમાં પોતાના જીવનનું બલિદાન આપ્યું. રાજ્યમાં ઘોર અરાજકતા પ્રવર્તી. ચારે તરફ હાહાકાર અવાજ ચાલી રહ્યો, ઉત્પીડીત હીંદુઓનો મર્મભેદી આર્તનાદ ગગનનો ભેદ કરી શક્તિમાન પરમેશ્વર પાસે ગયો. આજ ભારતવર્ષનો પ્રલયકાળ આવ્યો. આ પ્રલયકાળના સર્વ સંહારક ગ્રાસમાંથી ભારતવર્ષનો કોણ ઉદ્ધાર કરે ! એ દુર્દાંત દુર્વંત યવનોના ભયંકર અત્યાચાર થકી નિંસહાય ભારત સંતાનની કોણ રક્ષા કરે ! ભારતવર્ષમાં કોઈ રહ્યું નહિ જે રક્ષક થઇ ભારતવર્ષનો ઉદ્ધાર કરે. જે રક્ષક હતો, તેજ ભક્ષક થયો. જેના ઉપર પ્રજાની માન મર્ય્યાદા અને જાતિ ધર્મ રહેલ છે, તે જો પોતાનું અને પારકું જાણી સજાતીય અને વિજાતીય ને ભીન્ન નયને જોઇ, પથ્થરોથી હૃદયબાંધી પોતાના પ્રજાવર્ગ ઉપર પોતાના આશ્રિત ઉપર અત્યાચાર કરે તો નિઃસહાય પ્રજા કોની પાસે જઈ ઉભી રહે, કોની પાસે જઇ આશ્રય માગે,પોતાનું પારકું સજાતીય વિજાતીય વિગેરે ભેદવાળા વિચારને નયને ન જોવાનું સદબુદ્ધિવાળા રાજાનું કર્તવ્યછે, જે રાજા તે કર્તવ્ય પાલનમાં પરાંડ.મુખ છે. તે રાજા રાજાના નામને

યોગ્ય નથી, રાજ્યસિંહાસન તેરાજાના સ્પર્શે કલંકિત અને અપવિત્ર થાયછે રાજપદે બેસી, જે રાજા હિતાહિત અને ન્યાયાન્યાયનો વિચાર કરવા અસમર્થ છે, તે રાજા નહિ પણ રાજાના નામને બટ્ટો દેનારોછે, તે પ્રજાના સુખસૂર્યનો દુરંત રાહુ છે, તે રાજા દેશના ભાગ્યગગનનો પ્રચંડ કેતુ છે

મોગલ કુલાધમ આરંગઝેબના કઠોર અત્યાચારથી રાજ્યમાં અસંત અરાજકતા પેદા થઇ, ઉત્પીડીત હીંદુઓના પલાયનથી અને આત્મહત્યાથી નગર ગ્રામ વીગેરે ઉજ્જડ થઇ ગયા વણિકોના અભાવે વાણિજ્યાગાર ચોરના નિવાસરૂપે થઇ ગયા કેતા વિકેતાના અભાવે બજાર જનશૂન્ય થઇ ગઇ કૃષકના અભાવે સારા ક્ષેત્રો અરણ્ય થઇ ગયા આવા અધર્મ ભાગમાં દુર્વૃત મોગલ સમ્રાટે જોયું જે તેનું રાજસ્વ ઘણા દરજ્જે કમ થઇ ગયું, રાજ્યનો દ્રવ્ય ભંડાર ખાલી થયો રાજ્યકર્મચારીઓ રાજ્યકર લેતા નથી જેની પાસે રાજકર હોય તે તેજ નાખી બેસેછે ઔરંગજેબ પૈસાનો સંગ્રહ કરવા ઉપાય જોતો હતો તેણે ભારતવર્ષના સઘળા હિંદુઓ ઉપર જજીઆ વેરો નાખ્યો અત્યાચાર ઉપર અત્યાચાર થવા લાગ્યા, સઘળા હતાશ નિરૂત્સાહ અને નિશ્ચેષ્ટ થઇ ગયા તેઓ કેવળ હાહાકાર ધ્વનિ કરવા લાગ્યા, તે હાહાકાર ધ્વનિથી દુર્વૃત ઔરંગજેબનું હૃદય જરા પણ કંપિત થયું નહિ બેનસીબ હીંદુઓની શોચનીય અવસ્થા જોઇ ઔરંગઝેબના હૃદયમાં દયા આવી નહિ, તોપણ ઔરંગજેબનો આશય સફળ નીવડયો નહિ જેમ જેમ દિવસો જવા લાગ્યા તેમ તેમ દારૂણ પીડા ઔરંગજેબના હૃદયમાં અધિકાર કરવા લાગી તેના પિતાના પુત્રના, બંધુના, પ્રજાના મર્મભેદી વચનો તેના હૃદયમાં દુઃખ દેવા લાગ્યા, ઔરંગજેબ ચમકિત થયો, કેટલીકવાર તે શય્યાગૃહ છોડી, ચિંતામાં બહાર જતો હતો કાળના અવશ્ય ભાવી વિધાનના અનુસારે તેના પરમાયુના ક્ષય થવા આવ્યો ભીષણ યમદંડ ક્રમે ક્રમે તેની પાસે આવવા લાગ્યો, દુઃખથી અને નિરાશ્રયથી તે ચિત્કાર કરી બોલી ઉઠયો આ શું ! આશું ! જ્યાં જાઉંછું ત્યાં સઘળા દેવતાને ભાળું છું તે દેવતાઓ ક્રોધમય અને ઘૃણાસામય દૃષ્ટિથી જુએ છે

અભિષેક સમયે રાણાઓ જે વીધીનું અનુષ્ઠાન કરતા હતા, તે વિધીઓમાં ટીકાદોરનો વિધી વિશેષ પ્રસિદ્ધ છે અનેક દીવસથી તે અભીષેચનિક વિધી હવે ચલતો નથી મારવારના રાજ્યસિંહાસનને બેસી આજ મહારાણા રાજસિંહે તે લુપ્તપ્રાય વિધિ ફરીથી અમલમાં આણ્યો, અજમીર પાસે માલપુર નામનું એક નગર છે ટીકાદોરની વીરપ્રથાના અનુસારે રાણા રાજસિંહે તે માલપુરનું આક્રમણ કર્યું તે નગરને લુંટી રાણો પોતાના નગરમાં આવ્યો થોડા સમયમાં તે વિષયના સમાચાર વૃદ્ધ શાહજહાનના કાને પહોચ્યા શાહજહાનના વયસ્યોએ તે વૃતાંતને જુદાજુદા રંગે ચીતરી તેને નિવેદન કરી રાણાનો ક્રોધ ઉદ્દીપિત

કર્યો. અને રાણાની સામે ઉઠવા તેઓએ તેને કહ્યું. ઉદાર હ્રદય શાહજહાને, તેના વયસ્યોને કહ્યું “ મારો ભત્રીજો બાળક છે તેથી તેણે એ કામ કર્યું.

રજપુત કુળ ગોરવ રવિ, વીરશ્રેષ્ટ પ્રતાપસિંહ સાથે મેવાડની વીર્યમતા વિલુપ્ત થઈ ગઇ હતી. પણ મહારાજ 'રાજસિંહના સિંહાસનારોહણ ઉપર તે વિર્યમત્તા ફરી પેદા થઈ પુર્ણ વિકાશને પામી. શાંતિને સુકોમળ ખોળો છોડી દઇ ફરી શીશોદીય સરદારો વીરતા બતાવવા ખડગ લઇ કુદી પડયા, ખડગના હ્રદયોતેજક સંઘર્ષના અવાજે અને ઉન્મત વીરોના નાદે મેવાડ ભૂમિ કંપીત થઇ ઉઠી. રાણો રાજસિંહ બાપ્પારાઓળનો ઉપયુકત વંશધર, શીશોદીય કુળનો ઉપયુકત વીર–તે જેવો શુર હતો તેવો તેજસ્વી હતો. સ્વદેશનો ઉદ્ધાર કરવા તે પુષ્કળ શુરતાથી ઉઠયો. રાણા રાજસિંહનું હ્રદય સ્વદેશોદ્ધાર પ્રતિજ્ઞાથી દૃઢ બંધાયું હતું. તે બાલ્યકાળથી ઔરંગજેબની ઘ્રણા કરતો હતો. અને ઔરંગજેબના નામ ઉપર હજારો અભિશાપ આપતો હતો. આ ક્ષણે તે ઔરંગજેબને ભારતવર્ષના સિંહાસને બેઠેલો જોઈ તેની વિરૂધ્ધે યુદ્ધમાં ઉતરવા તેણે સંકલ્પ કર્યો. તે મોગલ સમ્રાટ સાથે ઘણા યુધ્ધોમાં ઉતર્યો જેમાં પોતે શૌર્યનો સારો ઉત્કર્ષ બતાવ્યો. મોગલ સમ્રાટ અનેક યુદ્ધમાં તેનાથી પરાજીત થયો. વળી અનેક યુદ્ધમાં મોગલ સમ્રાટનું જીવન અને સ્વતંત્રત્વ જવાનો પણ ઉપક્રમ થયો હતો.

મારવાડનું રાઠોડ કુળ અનેક નવા ભાગમાં વિભકત હતું. તેમાંથી એક ભાગના કેટલાક રાજકુમારો પોતાનું પ્રાચીન રાજ્ય છોડી રૂપનગર નામના સ્થાને ઉપનિવીષ્ટ થયા. તે રૂપનગર મોગલ સમ્રાજ્યનું અંતર્ગત. તેઓ મોગલની નીચે સામાન્ય સામંત રૂપે રહેવા લાગ્યા. તે સમયે ઔરંગજેબ મસ્તકે ભારતવર્ષનો રાજમુકુટ અર્પિત થયો. તે કાળે, રૂપનગરના સામંતરાજના ઘરધમં'નૂભાવતી નામની એક સુંદર બાલીકા અનુપમ શોભા સૌંદર્યે પરિપુષ્ટ થઇ હલ્દ્ય ઔા સમયમાં એ પરમ રૂપ લાવણ્યવાળી પ્રભાવતીનો વૃતાંત, કૂટ હ્રદય ંપદ ગૌરવેના કાને પડયો, તેના હ્રદયમાં વિષમ િબને તૃષ્ણા પેદા થઇ. તે સ્ત્રીના લેઈ લઈ હરવા ચેષ્ટા કરવા લાગ્યો. તેને પરણેવાનો તેણે પ્રસ્તાવ કર્યો યનું આ જેબના મનમાં હતું જે પ્રભાવતી તેના પ્રસ્તાવમાં સંમત થાશે. પણ તેની ગાઢ વાસના સફળ થઇ નહી.

બે દુદશ્ સવારો મોકલી રૂપનગરના સામંત પાસે, પ્રભાવતીના વિવાહનો પ્રસ્તાવ કહી મોકલાવ્યો. ભયે સામંત સરદારના પ્રાણ ઉડવા લાગ્યા. હવે શું કરવું તેની સ્થિરતા કરવામાં તે દિગમૂઢ થયો. ક્રમે તે સમાચાર પ્રભાવતીના કાને પહોંચ્યા. તે પોતાના બાપ પાસે આવી, અને આવેલી વીપદમાંથી ઉદ્ધાર પામવાને તેણે તેને સદુપાય બતાવ્યો. પણ રાઠોડ રાજ એટલો બધો દિગમૂઢ

થયો હતો કે તેણે પ્રભાવતીના બતાવેલ સદુપાય ઉપર કર્ણપાત કર્યો નહિ પિતાને નિરવ દેખી પ્રભાવતી પ્રતિજ્ઞા કરી બોલી "મ્લેચ્છ આસમાથી હવે બચવાનો ઉપાય વિષ, છરી, પાવક, કે ઉદબન્ધન છે તે ઉપાયોમાથી એક ઉપાય લેવાથી કોઇના મુખ તરફ જોવાનુ નથી પ્રભાવતીએ પોતાના ધર્મના રક્ષણ માટે તે ઉપાયોમાથી એક ઉપાય લેવો મુકરર કર્યો તો પણ તે કઠોર ઉપાયનો આશય લઈ શકી નહિ તેના હૃદયમા એક નવી ચિંતાનો ઉદય થયો તેણે રાણા રાજસિહને પોતાનો ઉદ્ધારકર્તા માન્યો

પ્રભાવતીએ રાણા રાજસિહની ગુણવર્ણના સાભળી હતી તેના હૃદયમા ગભીર ધારણા હતી જે રાણો રાજસિહ ઉદ્ધાર કરનાર થાશેજ વીરતા અને રસજ્ઞતા ઉપર નારીજાતીનો આત્યતિક અનુરાગ હોય છે, રાણો જેવો વીર હતો તેવોજ રસજ્ઞ હતો પ્રભાવતીએ રાણા ઉપર આસક્ત થઇ તેને કહી મોકલ્યુ જે "જો રાણો રાજસિહ આવેલ વિપત્તિમાથી તેનો અવિલબ ઉદ્ધાર કરશે તો તે તેને પતીત્વે વરી લેશે પ્રભાવતીએ પોતાના પુરોહીત બ્રાહ્મણને સઘળી હકીકત કહી રાણા રાજસિહ તરફ મોકલ્યો પુરોહીતને પ્રભાવતીએ સ્વાક્ષરીત પત્ર આપ્યો હતો રાણાના સદનમા પુરોહીત આવી પહોચ્યો રાણાના હાથમા તે પત્ર આપ્યો ત પત્રનો સઘળો લેખ સુદર હૃદયભાવે લખાયેલ હતો તેનો મર્માર્થ નીચે પ્રમાણે "મહારાજ! રાજહસી શુ બગલાની સહચરી થાય ખરી! વળી રજપુત કુળ કામની અપવિત્ર મ્લેચ્છની અકશાયીની થાય ખરી! મહારાજ! હુ આપને નિશ્ચિત કરી કહુ છુ જે આપ જો આ સકટમાથી મારો ઉદ્ધાર નહી કરશો તો અને દુર્વૃત્ત મ્લેચ્છના હાથથી મારી મર્યાદાનુ રક્ષણ નહિ કરશો તો નિશ્ચય આત્મહત્યા કરીશ" એ સુદર પત્રનો ભાવ જાણી રાણો રાજસિહ રતાડિત મૃગેન્દ્રની જેમ કુદયો તેની દરેક ધમનીમા જાણે લોહ શર્યો ઉઠયો હોય તેમ તેને લાગ્યુ દારૂણ રોષ અને ઉત્તેજનામા તેનુ શરીર ઉત્તેજીત થયુ કોઇ નિસહાય રજપુત કુળ બાળાના ઉપર અત્યાચાર! રજપુત ક્રોધથી ઉન્મત થયો!

ઔરગજેબના નઠોર આચરણનુ ઉપયુકત પ્રાયશ્ચિત વિધાન કરવા માટે રાણો ઘણા દીન સુધી યોગ્ય અવસરની પ્રતિક્ષા કરતો હતો આજે તે સુયોગ પોતાની મેળે આવી પહોચ્યો તે સુયોગ જોઇ, રાણો અતિશય આનદિત થયો તેનો ઉત્સાહ, સાહસ, બળ વીગેરે હજારગણા વધ્યા, વિલબ ન કરતા દુરાચાર મોગલની સામે તેણે પોતાની ભયકર તલવાર ઉગામી! રાજસિહનો ઉત્સાહ બળ વીગેરે જોઇ તેના સામત સરદારો ઘણાજ ઉત્સાહીત થયા અસ્ત્રોના ઝણકાર આનાજે અને વીર પુરૂષોના ગાૈર્યપૂર્ણ નાદે મેવાડ ભૂમિ કપીત થઈ

પછી બીજાં કામ છોડી પ્રભાવતીનો ઉદ્ધાર કરવો તે પ્રથમ કર્તવ્ય છે એમ રાણાએ મુકરર કર્યું તે સેના અને સામંતસરદારો સાથે રૂપનગર તરફ ચાલ્યો.

રૂપનગર આરાવલીની શૈલમાળાના પાદ દેશમાં આવેલું, રાણાએ મોગલ સેના ઉપર તે સ્થળ પાસેના સ્થળે જઈ હુમલો કર્યો બન્ને દળ વચ્ચે દારૂણ યુદ્ધ ચાલ્યું રાણાનું પ્રચંડ બળ મોગલ લોકો સહન ન કરી શકયા તેઓ રાણાથી સારી રીતે દલિત અને ત્રાસિત થયા સેનામાંથી બચેલા થોડા મોગલો પલાયન કરી ગયા મોગલના બે હજાર ઘોડેસ્વારો, રજપુતોના હાથે માર પામ્યા રાણા રાજસિંહે પ્રભાવતીને પુરસ્કારરૂપે મેળવી તે પરમાનંદથી પોતાના નગરમાં આવ્યો તેના એવા ઉત્કૃષ્ટ શૌર્યથી રજપુત સમાજ તેના ઉપર અત્યંત સંતુષ્ટ થયો, તેઓ તેને પ્રતાપસિંહનો ઉપયુક્ત વંશધર ગણી તેના પ્રશંસાવાદ અને સાધુવાદ કરવા લાગ્યા દુર્ધર્ષ મોગલ સમ્રાટ ઓરંગઝેબના વિરૂધ્ધે રાણા રાજસિંહનું આ પહેલું શૌર્યાનુષ્ઠાન હતું મેવાડના અધિવાસીઓ હવે આબાદીની આશા રાખવા લાગ્યા તેઓએ નવીન રાણી પ્રભાવતીની યથાવિધિ રાજભવનમાં અભ્યર્થના કરી

જે સમયે રાણા રાજસિંહે પ્રભાવતીનો ઉદ્ધાર કરી તેને પોતાના શહેરમાં રાણી, ત્યારપછી થોડા સમય ઉપર રાજસ્થાનમાં કેટલાક મોટા કામો બની ગયા કામોના સ્પષ્ટ વિવરણ રાજસ્થાનના કોઈ પણ ભટ્ટ ગ્રંથોમાંથી નીકળતા નથી સમ્રાટ ઓરંગઝેબના હૃદયમાં પ્રચંડ હીંદુ વિદ્વેષિતા બળવાળી થઈ, તે વિદ્વેષિતાની ચરિતાર્થતા માટે તે જુદા જુદા પૈશાચિક કાર્યો કરવા લાગ્યો મોગલ સમ્રાટની સંકલ્પ સિદ્ધિના માર્ગમાં બે માણસ પ્રતિરોધક હતા એક જયપુરાધિપતિ રાજા જયસિંહ અને બીજો મારવાડાધિપતિ રાજા યશોવંતસિંહ, જયસિંહ અને યશોવંતસિંહ મોગલ સમ્રાટના વેતન ભોગી હતા તેઓએ ક્ષાત્ર ધર્મનો પરિત્યાગ કર્યો નહોતો તેઓ બન્ને પ્રચંડ તેજસ્વી રાજા હતા ધીર હૃદય ઓરંગઝેબની હજારો ચેષ્ટાથી પણ તેઓની વિવેક શક્તિ હલાણી નહોતી, પોતાના પદ ગૌરવે વિમુગ્ધ થઈ ઓરંગઝેબે વિચાર્યું જે તે બન્ને રાજાઓ તેની સઘળી સેવા લેઈ લેઈ તેને પુતળી જેમ નચાવશે, સમ્રાટ ઓરંગઝેબ જ્યારે જ્યારે અન્યાયનું આચરણ કરતો ત્યારે તે બન્ને રાજાઓ, ક્રોધાવિષ્ટ સિંહની જેમ તેની સામે ગાજી ઉઠતા અને તીવ્ર વેગે તેનો પ્રતિવાદ કરતા હતા તે બન્ને રાજાઓ હીંદુ જાતિ તરફ અને સ્વદેશ તરફ તેઓનો ગાઢ પ્રેમ હતો જ્યાંસુધી તે બન્ને રાજાઓનું અસ્તિત્વ હોય ત્યાંસુધી ઓરંગઝેબ, શી રીતે હીંદુઓ ઉપર અત્યાચાર કરવા, સત્તાવાળો થાય, તે બન્ને રાજાઓ મોગલરાજ્યના તાબેદાર હતા ખરા, પણ તેઓની વિશાળ ક્ષમતા અને પુષ્કળ સત્તા નીચે મોગલ સેનાઓ તેના તાબામાં હતી. જ્યાંસુધી તે બન્ને રાજાની હયાતી છે ત્યાંસુધી મારી અભીષ્ટ સિદ્ધિ થવાની

નથી, એમ જુદી જુદી જાતની ચિંતાથી ઔરંગજેબનુ હૃદય વ્યગ્ર રહેતું હતું. છેવટે પુષ્કળ ચિંતા કરી તેણે જે સંકલ્પ પોતાના હૃદયમાં સ્થિર કરી દીધો તેને યાદ લાવવાથી પાખંડીનુ હૃદય પણ ફાટી જાય તેમ છે તે બન્ને રજપુત રાજાની સત્તા ખંડીત કરવા કોઈ જાતનો ઇલાજ ઔરંગજેબના હાથમા આવ્યો નહિ છેવટે તે બન્નેની હત્યા કરી દેવાનો તેણે સંકલ્પ કર્યો મારવાડનો રાજા યશોવંતસિંહ તે સમયે દૂર કાબુલમા રહેતો હતો અને અંબરરાજ જયસિંહ દક્ષિણ પથમા રહેતો હતો

અધમ ઔરંગઝેબે, કાળ કુટનો પ્રયોગ કરી, તેઓની હત્યા કરવા, તે તે પ્રદેશમા ગુપ્તચરો મોકલ્યા પિશાચ ઔરંગઝેબે મોકલેલા તે ગુપ્તચરોએ તે પરમ વિશ્વસ્ત રાજાઓની હત્યા કરી, ધર્મના મસ્તક ઉપર અધર્મનો પદાઘાત થયો, કૃતજ્ઞતાનો અને પ્રભુપરાયણતાનો અત્યંત નિંદિત અને હિન બદલો મળ્યો, જે હૃદય સ્તંભન પિશાચોચિત કાર્ય કરી પાપાત્મા મોગલ સમ્રાટે, પોતાના સંકલ્પની સિદ્ધિ કરી, તે પાપમાથી તે કોઈ જન્મે મુક્ત થાય તેમ નથી, સ્વદેશ પ્રેમીક રાણા રાજસિંહની સામે, તેનો કોઈ રીતનો સંકલ્પ સિદ્ધ થયો નહિ થોડા સમયમા તેના પાપાનુષ્ઠાનનુ ઉપયુક્ત પ્રાયશ્ચિત થયું.

પૈશાચિક કાર્યનુ અનુષ્ઠાન કરવાથી પાખંડીનુ કઠોર હૃદય શાંતિ પામતું નથી પણ તેથી તેનુ હૃદય કઠોર ભાવે તેવા કામો કરવા બમણુ ઉત્તેજીત થાય છે, બીકણ અને અધમ પુરૂષના કાર્ય જેવા કાર્ય ભારતવર્ષના પ્રધાન રાજાઓનો વધ કરી, નરપિશાચ ઔરંગઝેબનું હૃદય અણુમાત્ર શાંત થયું નહી. રાક્ષસ ઔરંગઝેબે નિરપરાધી યશોવતસિંહના નિસહાય પુત્રને અવરૂદ્ધ કરવા હલકો વિચાર કર્યો, તેનો વિચાર જલદીથી સિદ્ધ થાય તેના માટે તેણે કઠોર ગોઠવણો કરી પણ તેનો તે પૈશાચિક સંકલ્પ સિદ્ધ થયો નહિ શાથીકે રાઠોડ રાજાના સામંતોને તેના વિચારના ખબર મળ્યા તેઓએ ઉપયુક્ત યોજના યોજી બાળક રાજકુમારને વિપદમાથી ઉગાર્યો. તેઓના મનમા દૃઢ ધારણા હતી જે અતિ કઠોર ઉદ્યમ કર્યા વિના અને રૂડા આત્મોત્સર્ગ કર્યા વિના, રાઠોડ રાજની વિધવા મહીષીને અને તેના અનાથ પુત્રને તેઓ બચાવી શકે તેમ નથી

મારવાડ રાજ યશોવતસિંહના અનેક પુત્રો પેદા હતા, તેમાંથી મોટા પુત્રનું નામ અજીત હતુ, જે સમયે મારવાડ રાજ યશોવતસિંહ, પાખંડી ઔરંગઝેબના વિદ્વેષાનળમા બળી ભસ્મ થયો તે સમયે અજીત, નાની વયનો હતો તેની માએ સ્થિર કર્યું. જે તે બાળકને રાજસિંહાસને બેસારી, પોતે રાજ-કારોબાર ચલાવવો, એ આશા હૃદયમા રાખી, તે પોતાના હૃદયનાથની વાસે સતી થઇ નહિ પણ વિધાતાના કઠોર વિધાનના અનુસારે તે સ્રીની આશા, તેના

મનમાં રહી, આણુપતિનો કઠોર શોક થોડો પણ દુર થયો નથી એટલામાં તેને પુત્રના કઠોર શોકમાં પડવું પડયું, તેણે પોતાના રક્ષણ માટે, પોતાના પુત્રના રક્ષણ માટે રાણા રાજસિંહને પ્રાર્થના કરી, તે શિશોદીય કુળમાં પેદા થઈ હતી, હાલ શિશોદીય કુળમાં રક્ષક રાણો રાજસિંહ છે એમ માની, યશોવંતની વિધવા પત્ની રાજસિંહની શરણાર્થિતી થઈ તેણે રાજસિંહ પાસે ત્વરાથી દૂત મોકલ્યો. રાણા રાજસિંહે મોટા આનંદથી તેનો પ્રસ્તાવ સ્વીકાર્યો. તેણે રાજકુમારને બોલાવી તેના માટે ઉપયુક્ત રાજભવન વાસ સારૂં આપવાને તેણે કહેવરાવ્યું. રાણાના કહેવડાવવા ઉપરથી અજીતસિંહ, અઢીસો રજપુત સૈનિકો સાથે મેવાડ નગર ચાલ્યો, આરાવલીની શૈલમાળાના દુર્ગમ માર્ગમા થઇ તે સઘળા મેવાડ તરફ જાતા હતા. એટલામાં તે માર્ગના એક પડખામાંથી પાચ હજાર મોગલ સૈનિકો બહાર નિસર્યા, તેઓએ રજપુતોને વીંટી લીધા. તેઓએ અજીતસિંહને લઇ લેવાનો ઉદ્યોગ કર્યો. તેઓનો એ ઉદ્યોગ જોઈ રાઠોડ રાજના સૈનિકો ક્રોધથી ઉન્મત્ત થયા. તેઓએ મોગલ સૈનિકો ઉપર હુમલો કર્યો. તે સાંકડા ગિરિ માર્ગમાં બન્ને દળ વચ્ચે લડાઇ ચાલી, એટલામાં રાજકુમાર અજીતસિંહ કેટલાક રક્ષકો સાથે લઈ મેવાડમાં આવી પહોચ્યો.

રાજકુમાર અજીતસિંહ મેવાડમા આવી પહોંચ્યો. રાણા રાજસિંહે તેને મોટા સંમાનથી ગ્રહણ કર્યો. તેના વાસ માટે કેવલા જનપદને મુકરર કર્યો, દુર્ગાદાસ નામનો એક રજપુત વીર તેના રક્ષણાવેક્ષણના માટે નીમાયો હતો. તે રાજકુમાર સાથે કેવલા જનપદમાં આનંદથી રહેવા લાગ્યો. રાજકુમારની મા-મારવાડ રાજ્યમાં આવી. વિશ્વાસઘાતક યવનરાજને, તેના કાર્યનો ઉપયુકત બદલો આપવા, સુયોગ અને સારો અવસર જોવા લાગી. જે દારૂણ બદલો લેવાની પિપાસા તેના હૃદયમાં જાગ્રત હતી. તેનું શાંતિવિધાન [illegible] અને [illegible] મોટા ભારી કામમાં હસ્તક્ષેપ કર્યો. તે મોટું ભારી કામ બીજું [illegible]ના ધામમાં વાસ ક[illegible]જના જુદાજુદા રજપુત રાજાઓમાં એકતા બાંધવાનું સાધારણ માણે હિતૈષણામા અપોતાનું કામ સિદ્ધ કરવામાં અનેક દરજ્જે ફતેહ મેળવી હતી, ચાલિત થઇ તેઓએ રવાડ મેવાડ અને અંબર એકઠા થઈ એક અભિન્નસૂત્રથી બંધાઇ ગ઼ે છે. દુર્ધર્ષ મોગલની સામે યુદ્ધમાં ઉતરવા પ્રતિજ્ઞા કરી. પણ એવી રીતેઇ જુથબંધન લાંબો સમય ટક્યું નહિ. શિશોદીય કુશાવહ અને રાઠોડ વંશઈ ગર્વેદ્વેષાનળ સળગી ઉઠયો, તે એકતા ગ્રંથબંધન એકસો વર્ષ ટકી રહ્યું હત તો ભારતવર્ષની દુઃખ નિશામાં પ્રભાત થાત, ભારતવર્ષનો રાજમુકુટ યવનના શિરથી સ્ખલિત થઈ હીંદુ શિરે સ્થાપિત થાત.

બન્ને રાજાઓની હત્યા કરી, ઓરંગજેબે પોતાનો અદષ્ટ માર્ગ નિષ્કંટક

કર્યો, પણ તેની મનોવાસના પૂર્ણ થઇ નહી કેમકે એક તેજસ્વી રજપુત રાજા તલવાર લઇ તેના વિરૂધ્ધે ઉભો તે તેજસ્વી રાજા રાણા રાજસિંહ હતો. ઔરંગજેબે નિષ્કંટક થઇ મુંડક વેરો નાખ્યો તે સમયે ભારતવર્ષના હાહાકાર ધ્વનિ થયો વીરવર રાજસિંહના હૃદયમા તે બાબતનો ગંભીર દરદ ઉત્પન્ન થયો, તેણે વિચાર્યું જે, " ભીષ્મ, કર્ણ અર્જુન વીગેરેની માતૃભૂમિ શુ આજ ક્ષત્રીય વીનાની થઇ ગઇ. શું વિધાતાએ તેમોગલોને અમર પદવી આપી મોકલ્યા છે ના એમ તો નહોય " યવનની દાસત્વ સંખલાથી ઘણા દીવસોથી આર્ય સંતાન બંધાઇ ગયાં છે. અને અત્યાચારી યવન રાજાઓ યમધામે ગયા છે પણ કોઇએ ઔરંગજેબના જેવો અત્યાચાર કર્યો નથી એવો વીચાર કરી તેણે મુંડક વેરા સામે પ્રતિવાદ લેવાનો સંકલ્પ કર્યો. તેણે વિકટ તેજસ્વી અને ભાવમય ભાષામા એક લાબો * પત્ર

* સુપ્રસીદ્ધ અર્મે પ્રયન એ પત્ર યુરોપમા પ્રકાશીત કર્યો પણ દુખ અને પરિતાપનો વિષય છે, જે તેણે ભ્રમ વસે તે પત્ર મારવાડરાજ યશોવંતસિંહનો લખેલ બતાવ્યો છે. મહાત્મા ટોડ સાહેબે કહ્યુ છે જે, " તે પત્ર યશોવંતસિંહનો લખેલો નથી કારણ કે તેમા જે મુંડક વેરાનો ઉલ્લેખ છે તે મુંડક વેરો યશોવંતસિંહની જીવીતાવસ્થામા સ્થાપ્યો નહોતો અને લેવાયો નહોતો વળી તે પત્રમા રામસિંહનુ નામ મળી આવે છે તે રામસિંહ યશોવંતસિંહના સમસામયિક જયસિંહનો ઉત્તરાધીકારી હતો અને મારવાડ રાજના મરણ પછી એક વર્ષે તે પિતૃસિંહાસને બેઠો તે પત્ર મહારાણા રાજસિંહે લખ્યો હતો અને તેણે ઔરંગજેબને તે મોકલ્યો હતો ટોડ સાહેબે વળી કહ્યુ છે જે, " અમારા મુનશીના હાથમા, ઉદયપુરમાં એ પત્રની એક મૌલીક અનુલિપિ આવેલી હતી તેથી સિદ્ધ થાય છે જે તે પત્ર ખરેખર રાજસિંહે લખેલ હતો પત્રનો યથાર્થ અનુવાદ નીચે પ્રમાણે છે.

" સર્વ શક્તિમાન જગત્પાતાનો અનંત મહિમા છે, આપનુ દાક્ષિણ્ય સર્વતોભાવે ધન્ય અને [illegible]ના વિચાર છે, આપનો મંગળાભિલાપી અધીન રાજસિંહ, આપના મહિમાનો તે પૈશાચિક મ[illegible] છે ખરો પણ રાજભક્ત અને કર્તવ્ય પરાયણ આપના તે[illegible] તેના વિચારના અબ[illegible] અવશ્ય પાળનીય કાર્યથી એક મુહુર્ત પણ અનુત્સુક [illegible]રને વિપદમાથી ઉતારી એકાંતિક ઇચ્છા છે જે હીંદુસ્થાનના સઘળા પ્રદેશના [illegible]મ કર્યા વિના પદના રાજાઓની મહાત વ્યક્તિની મીર્જાની ગવની, ઇરાન વાસીની [illegible]ને તેના [illegible]ની, રૂમવાશીની, શાવનોના અધિપતિઓની સપ્તદ્વીપવાસીની જલ પથગામીની [illegible] સ્થળપથગામીની, સુખસમૃદ્ધિહો, મારી જેટલી સત્તા છે તેટલી સત્તા પ્રમાણે હું [illegible]ની સુખ સમૃદ્ધિ કરી શકુ છુ મારી એ નીતની પ્રમક્તિ કોઇનાથી અવિદિત નથી અને તે બાબતમા કોઇના [illegible] અનુમાન સંદેહ નથી, આ હાલે મારી પૂર્વ સેવાના વિષયની અને આપના પૂર્વાદેશના વિષયની ચિંતા કરી હું આપના ચિત્તનુ આકર્ષણ કરૂં છુ

મારા જાણવામા આવ્યુ છે જે આપના આ હિતાકાંક્ષી તાબેદારની પ્રતિ-

ઔરંગજેબ ઉપર લખ્યો. પત્રનું જે સ્થળ વાંચવામાં આવે તે સ્થળથી રાણા રાજસિંહની લિપિ ચાતુર્યથી વિમોહીત થયા વિના ચાલે તેમ નથી.

---

કુળે કેટલાક સંકલ્પ સાધવા પુષ્કળ પૈસો ખરચાયેલ છે. વળી બીજું જાણવામાં આવ્યું છે જે ખાલી રાજકોષ નાણાંથી ભરી દેવા આપે એક કર લેવા અનુમતિ આપી છે.

મહારાજના ધ્યાનમાં લેવરાવવા તાબેદારને અનુમતિ હો જે આપના પૂર્વ પુરૂષ સ્વર્ગસ્થ જલાલદીન અકબરે સઘળી જાતિ, વર્ણ સંપ્રદાયના લોકોને પુત્રવત પાળી બાવન વર્ષ, અપક્ષપાતિતા અને ન્યાય સાથે નિષ્કંટક રાજ્ય કર્યું, ઇસાના અનુયાયીઓ, મુસાના અનુયાયીઓ, દાઉદના અનુયાયી મહમદના અનુયાયીઓ વીગેરે સઘળા ધર્મના અનુયાયીઓ, તેના અભિન્ન નયન સમક્ષેસમાન આદર અને સુખ પામતા હતા. જે ધારીયાન સંપ્રદાયવાળા જડ પ્રકૃતિનું નિત્યત્વ સ્વીકાર કરતા નથી અને જેઓ બોલે છે જે વિશ્વબ્રહ્માંડ દૈવવશાત પોતાનામાંથી પેદા થયું છે. તેઓ હો કે બ્રાહ્મણો હો, પણ સઘળા આપના પુર્વ પુરૂષ અકબરનો સમાન આદર પામેલા છે, તે નિરપેક્ષ આચરણ અને અભેદ વ્યવહારના પ્રતિદાનમાં તેનો પ્રજાવર્ગ તેને જગદગુરૂના નામે બોલાવે છે.

જે મહિમાન્વિત મહમદ-નુર-ઉલદીન જહાંગીર હાલ સ્વર્ગ રાજ્યમાં વસે છે, તેણે ભારતવર્ષનું સામ્રાજ્ય બત્રીશ વર્ષ ચલાવ્યું. જે રાજકારકીર્દીના અરસામાં પ્રજાવૃંદના શિરોદેશે આશ્રય વૃક્ષની સુશીતળ છાયા હતી.

મહામહિમાન્વિત સુપ્રસિદ્ધ શાહજહાને બત્રીશવર્ષ, ભારતવર્ષનું મંગળમય અને શાંતિમય રાજ્ય કર્યું, તે પરમધર્મ પરાયણતા અને દયા દાક્ષિણ્યનાં રૂડાં કામ કરી યશો ગૌરવ મેળવી આજ અનંત સુખના ધામમાં વાસ કરે છે.

આપના પૂર્વ પુરૂષો નો હૃદયભાવ, એ પ્રમાણે હિતૈષણામાં અને હિતાનુમાનમાં વપરાયેલ છે. એ મંગલમય પ્રવૃત્તિદ્વારા પરિચાલિત થઇ તેઓએ જે દેશમાં પગલા મુકયા તે દેશનો તેઓએ જય અને શ્રીવૃદ્ધિ કરી છે.

પણ મહારાજ ! આપ આપના રાજ્યનો વિષય જોઇ જુઓ ! જુઓ ! આપના શાસનકાળમાં કેટલા કીલ્લાઓ અને જનપદ સ્વતંત્ર થઈ ગયેલ છે. રાજ્યમાં કેટલી લુટો અને ચોરી થાય છે. ખરેખર તેથી રાજ ક્ષય થાય તેવુ છે. મોગલ સામ્રાજ્ય વળી વધારે ક્ષય પામી જાશે, આપની નજર પાસે આપનો પ્રજાવૃંદ કઠોરરૂપે દળાઇ જાય છે. સામ્રાજ્યના સઘળા પ્રદેશો દારિદ્રયના કુપમાં જઈ પડયા છે. ચારે તરફ હત્યા, નરકત્યા, પ્રજાક્ષય વીગેરે જોવામાં આવે છે. વિધ્ન અને વિપદ્રાશિ ઠેકાણે ઠેકાણે દેખાવ આપે છે, મહારાજ વિચારી જુઓ જે જ્યારે

એ તેજસ્વી પત્રે, ઔરંગઝેબના ક્રોધાનળમાં ઘૃતાહુતિ આપી. રૂપનગરની રાજદુહીતા પ્રભાવતીને હરી લાવી રાણા રાજસિંહે દુર્વૃત્ત ઔરંગઝેબનો રોષાનળ સળગાવ્યો. રાજા અજીતસિંહને રાણાએ આશ્રય આપ્યો, તેથી તે રોષાનળ અમણો સળગી ઉઠયો. પણ પત્રનો તીવ્ર પ્રતિવાદ વાંચી સમ્રાટ તે ક્રોધાનળ છાનો રાખી શકયો નહિ. મોટી જીઘાંસાથી તૃપ્તી સાધવા તેણે મેવાડ ભૂમિ ઉપર હુમલો કરવાને સંકલ્પ કર્યો. અને ટુંકામાં એક ભયાવહ સંગ્રામ કરવાને ગોઠવણ કરવા લાગ્યો. થોડા દીવસમાં સંગ્રામ કરવાની ગોઠવણ પુરી થઈ.* તેની અસાધારણ ગોઠવણથી માલુમ પડતું હતું જે તેણે કોઇ પ્રતાપશાળી રાજા સાથે

દૈન્ય અને દારિદ્રય મોટા રાજ્યેશ્વર અને રાજપુત્રના ઘરમાં આવી વસેલ છે. ત્યારે તેના તાબાના સરદાર સામંતો અને તેના પ્રજાવંદ કેવી અવસ્થા ભોગવતા હશે. સૈનીકોના અને સેનાનીના હૃદયમાં સુખ નથી. સંતોષ નથી સઘળાઓ જુદી જુદી ચિંતામાં નિમગ્ન થયા છે. રાજ્યના વેપારીઓ બેહાલ છે. મુસલમાનો અસંતુષ્ટ છે, હીંદુઓ દીન થઇ ગયા છે. અસંખ્ય બીજા જાતના લોકો દીનદશામાં પડેલ છે. લોકો કષ્ટથી એક વેળા આહાર પામે છે.

જે જાત આવી શોચનીય અવસ્થામાં આવી છે તે જાતના શોણિત ચુસી. અસ્થિમ રજાતે દળી દઈ જે રાજા તેને દુર્વહ કર ભારે નિપીડિત કરે તે રાજાની સમાન મર્યાદા શી રીતે રહે, ભારતવર્ષની આ શોચનીય અવસ્થામાં ભારતવર્ષના પૂર્વથી તે પશ્ચિમ ભાગ સુધીના લોકો ઉંચા સાદે બોલે છે, જે હીંદુસ્થાનનો અધિપતિ સમ્રાટ ઔરંગઝેબ દરિદ્ર હીંદુઓ ઉપર જુલમ કરી. બ્રાહ્મણ, યોગી, સન્યાસી, વૈરાગી વીગેરે પાસેથી કર લે છે, તૈમુરના ઉચ્ચ વંશની મોટી, ગુરૂતાની ઉપેક્ષા કરી, વનવાસી નિરીહ તપસ્વી ઉપર ઔરંગઝેબ પોતાની ક્ષમતા ચલાવે છે, ઇશ્વર પાસે પૌતલિક અને ઈસ્લામ ધર્માવલંબી માણસ સરખા છે. વર્ણ વિભેદ તેના વિધાનના અનુસારે થયેલ છે તે જીવનો જીવનદાતા છે.

છેવટે સાર કથા એટલી છે જે હીંદુઓ પાસેથી કર લેવાની પ્રથા આપે ચલાવી છે. તે સંપૂર્ણ રીતે ન્યાયના માર્ગથી બહાર છે, તે કર લેવાનું કામ નીતિ વિગર્હિત છે, તેથી કરી દેશ નિશ્ચિત રીતે દીન હીન થઇ પડશે તે પ્રથા નવી સ્થપાયેલી છે. તેથી કરી ભારતવર્ષીય ચિરંતન રાજનીતિનો વ્યભિચાર થાશે. નિરીહ મક્ષિકાને યંત્રણા આપવી તે સદાશય પુરૂષનું કામ નથી એ સામાન્ય આશ્ચર્યતો વિષય નથી, જે આપના સ[illegible] યુક્ત મંત્રણા ન આપી આપને સત્ય અને સન્માનનાં સૂત્ર શિખવતા નથી.

* પ્રભાવતીનો હરણ વૃતાંત, ઔરંગઝેબે પોતાની જીવનીમાં પ્રકટિત કર્યો નથી. ચાથીક તે વૃતાંત પ્રકટ કરવાથી તેની માન હાની થાય તેવું છે.

યુદ્ધ કરવાની ગોઠવણુનો ફરી હોય ! પણ રાજસિંહ આજ નિસંબળ હતો. ભાગ્યદોષે પિતૃપુરૂષોના અસીન ગૌરવ વિચ્યુત હતો. તે આજ મોટા મોગલ સમ્રાટ પાસે સામાન્ય જમીનદાર ! વિશાળ સામ્રાજ્યના પ્રદેશ પાસે તેનો મૂલક એક કણ જેટલો ! આજ રોપોન્નત ઔરંગઝેબ તેનો નિગ્રહ કરવા આયોજન કરે છે. ઔરંગઝેબે પ્રધાન સેનાપતિને બોલાવી કહ્યું. મારા સામ્રાજ્યમાં જે સ્થળે જેટલું સૈન્ય હોય ત્યાંથી તે મંગાવી લઇ એક સ્થળે રાખી મોટી સેના બનાવો. જેથી તે કોઇનાથી તે જીતાય નહિ. સમ્રાટની આજ્ઞા થઇ કે તુરત મોગલ સામ્રાજ્ય સઘળા ઠેકાણાના સૈનીકો સમ્રાટ ઓરંગઝેબના વાવટા નીચે એકઠા થયા. એ મોટી સેનાના પરિચાલના માટે ઓરંગઝેબે બંગાળામાંથી રાજકુમાર અકબર અને કાબુલથી આજીમને બોલાવ્યા. વળી મોગલ સમ્રાટનો ઉત્તરાધીકારી સુલતાન મોઆઝન. મહારાષ્ટસિંહ શિવાજીની સાથે યુદ્ધ કરતો હતો ત્યાંથી, સમ્રાટના બોલાવવાથી આવ્યો. દારૂણ રોષવાળા ઔરંગઝેબે તે મોટી સેના લઈ ÷ મેવાડ રાજ્યમાં પ્રવેશ કર્યો. મોગલ સેનાનો યુદ્ધનાદ રાણા રાજસિંહને કાને પડયો. એટલામાં તેનું વીર હૃદય ઉત્સાહથી ઉત્સાહિત થયું વિકટ તેજસ્વિની ભાષામાં પોતાના સામંત સરદારોને ઉન્માદિત કરી તે બળદર્પિત મોગલ સમ્રાટની સામે સઘળા સામંત સરદારોને તૈયાર કર્યા તેણે મેવાડના સઘળા લોકોને ગિરિ પ્રદેશમાં જઇ વસવાનો હુકમ કર્યો. મેવાડવાસીઓ પોતાનો વાસ છોડી આરાવલ્લીના ગીરીપ્રદેશમાં રહેવા ગયાં એ રીતે મેવાડની નીચેની ભૂમિ માણસ વિનાની થઇ પડી. મોગલ સમ્રાટે તે જનહીન ભુમીમાં પડી કબજે કરી. ચિતોડ, મંડળગઢ સુંદીસર જીરણ વીગેરે કીલ્લાઓ સમ્રાટના કબજામાં આવ્યા. મોગલ સમ્રાટે, તે જીતેલા કીલ્લામાં થોડું થોડું લશ્કર રાખ્યું ત્યાર પછી રજપુત વીર રાજસિંહને જીતવાને આરાવલ્લી પ્રદેશમાં પેઠો.

એ ભયાવહ મહાસંગ્રામ કાળે દુર્દાંત યવનોના પ્રચંડ પગલાંથી મેવાડ ભૂમિ કંપવા લાગી, તેઓના અત્યાચારથી હીંદુઓ દારૂણ પીડા પામિ, ભયાકુલ હૃદયે ચારે તરફ પલાયન કરવા લાગ્યા. રાણા રાજસિંહે જાણ્યું જે આ પ્રચંડ યુદ્ધથી શિશોદીયવંશ માન મર્યાદાનો નાશ છે એટલુંજ નહિ પણ સઘળી રજપુત જાતિના સનાતન ધર્મ અને રૂડા સંસારનો નાશ છે. જે પવિત્ર ધર્મને, દુર્ઘર્ષ

÷ મહાનુભાવ ટોડ સાહેબે કહેલ છે જે મોગલ સમ્રાટે પોતાની સેનામાં જેવી તોપો ઉપયોગમાં લીધી હતી, તેવી તોપો પહેલાં યુરોપમાં નહોતી. એમ કહેવાય છે જે કાશ્મીરની યાત્રાના સમયે ઘોડાઓ જેને વહી જાતા એવી મોટામાં મોટી સાઠ તોપો અને ઉંટો જેનું વહન કરતા હતા એવી ત્રણસો નાની નાની તોપો સમ્રાટની સાથે હતી. પંડીતવર બર્નીયરે પોતાની નજરે એ મોટી યુદ્ધ સામગ્રી જોઈ તેનું વર્ણન કરેલ છે.

મ્લેચ્છોના ગ્રાસ થકી, તેના પૂર્વ પુરૂષો બચાવતા આવ્યા છે તે પવિત્ર ધર્મ આજ જવા બેઠો વળી રજપુત સ્ત્રીઓના પવિત્ર સતીત્વરત્ન લુટાઈ જવાનો ઉપક્રમ થવ બેઠો આવુ થવાથી રજપુતો શુ નિશ્ચિત ભાવે ઘરમા બેસી રહે ખરા ! દુદાન્ત, ઔરંગઝેબના હુમલાનો નિરોધ કરવા સઘળા રજપુત વીરો રાણા રાજસિંહના વાવટા નીચે એકઠા થયા મેવાડના પશ્ચિમ પ્રદેશમા રહેતા અરણ્યચારી લોકો પણ હજારો શસ્ત્રાસન લઇ આરંગઝેબની સામે લડવા રાજસિંહના વાવટા નીચે આવી પહોચ્યા એકઠા થયેલા રજપુત વીગેરેએ મોટો જયનાદ કર્યો તે પ્રચડ જયતીનાદ આરાવલીના શીખરે શીખરે પ્રતિહત થયો મોગલ સેનાએ, " અલ્હાહો અકબર " એમ મોગ અવાજે બોલી તેનો ઉત્તર આપ્યો એ પ્રમાણે હિંદુ અને મોગલ સૈનિકો, પરસ્પરની સામે થવા પરસ્પર જયનાદ કરી આગળ વધ્યા

રાણા રાજસિંહે પોતાની સેનાના ત્રણ વિભાગ કર્યા તેને ઉપયુક્ત ત્રણ સેના નાયકના અધિપતિપણા નીચે સોપી, યોગ્ય ત્રણ સ્થળે તેણે તે ભાગ રાખ્યા મોટો રાજકુમાર જયસિંહ, પોતાના દળ સાથે આરાવલીના શીખર દેશ ઉપર રહી મોટા કૌશલથી અને સાવધપણાથી પોતાના પિતાની સુચના પ્રમાણે ચાલવા લાગ્યો તેના તેવી રીતના અવસ્થાનથી શત્રુઓના બન્ને તરફના હુમલાનુ નિવારણ થાય ગુજરાતઅનેતેનીપડખાનાપ્રદેશનાભીલ લોકોમાથેઆવ્યા હક સંપક રાખવા માટે રાજકુમાર ભીમસિંહ શૈલમાળાની પશ્ચિમ દિશાએ રક્ષા કરવા લાગ્યો ખુદ રાણો મોટુ સૈનાદળ લઇ નાયન નામના ગિરિ માર્ગમા ઉભો રહ્યો તે સ્થલ શત્રુઓનુ અનાક્રમણીય હતુ તે પ્રદેશમા તેણે પોતાની સેના એવી ચતુરાઈથી ગોઠવી કે ત્યાથી શત્રુઓ આવે ત્યા તે તેઓના ઉપર સહેલાઇથી હુમલો કરી શકે એ રીતે રાણાએ પોતાની સેનાના ત્રણ ભાગ કરી ઉપયુક્ત સેનાની નીચે રાખી યોગ્ય ત્રણ સ્થળે તેણે તે રાખવાની ગોઠવણ કરી એ ગોઠવણથી રાણો, પોતાની સેના સાથે શત્રુની પ્રતીક્ષા કરવા લાગ્યો, મોગલ સમ્રાટ તે રાણો, જે ગિરિ માર્ગમા ઉભો હતો તે માર્ગમા આવ્યો નહિ પણ તે માર્ગની બહારના જનપદ નામે દેવારીમા આવી રહ્યો તે પ્રદેશ ભીલ લોકોનો હતો વળી ચતુર ટાઇબરખાની સલાહથી સમ્રાટે પોતાના પુત્ર અકબરને રાજધાની ઉદયપુર તરફ પચાસ હજાર સેનિકો સાથે મોકલ્યો સમ્રાટ જે પ્રદેશમા પેઠો તે પ્રદેશ રાજધાનીની ચારે તરફ અડાકોટ રહલો હતો રાજસિંહે પોતાનુ સેનાદળ નાઇનગિરિમાર્ગમા રાખ્યુ સમ્રાટ ઔરંગઝેબે, પોતાની સેના સાથે ઉદયસાગર સરોવરની પાસે પર્વત પ્રદેશમા, પોતાની છાવણી નાખી

ઔરંગજેબનો હુકમ પામી રાજકુમાર અકબર પચાસ હજાર સૈનિકો સાથે રાજધાની તરફ આગળ ચાલ્યો. કોઇએ તેની ગતિનો રોધ કર્યો નહિ. મહેલ હવેલી, બાગ, બગીચા, સરોવર વીગેરે તેના નયનપથે પડયાં પણ તેમાં મનુષ્ય પ્રાણી તેના જોવામાં આવ્યો નહિ, તેણે સઘળું નિસ્તબ્ધ જોયું. અકબરે, પોતાનું સેનાદળ સ્થાપ્યું મોગલના અત્યાચારથી મેવાડ વાસીઓ, મેવાડ છોડી ગિરિ માર્ગમાં જઈ રહેલા છે એમ અકબરના જાણવામાં આવ્યું હતું. તેથી તે નિર્જન સ્થળે જઇ વિસ્મિત થયો નહિ, તે પોતાને નિરાપદ જાણી નિશ્ચિંત ભાવે રહેવા લાગ્યો. પણ તેવી રીતના નિશ્ચિંત ભાવમાં તેના અધિકદિવસ ગયા નહિ રાજકુમાર જયસિંહે તેના ઉપર પ્રચંડ વેગે આવી હુમલો કર્યો. જેથી તેનું દળ દળિત અને વિત્રાસિત થયું. ભટ્ટ કવિઓએ કહેલછે જે તે સમયે કેટલાક લોકો નીમાજ પઢતા હતા, કેટલાક આનંદ સાગરમાં મગ્ન હતા, કેટલાક શતરંજ ખેલવામાં મશગુર હતા. ટુંકામાં જે ચોરી કરવા આવ્યા તે નિદ્રિત થઈ પડયા. વીરનંદન જયસિંહે અકબરની સેના ઉપર પડી તેને નિષ્ટુર ભાવે વીંખી, દળી અને વિત્રાસિત કરી. અનેક યવન સૈનિકો તેની તલવારથી રણસ્થળે પડયા, બાકીના પલાયન કરવા ચેષ્ટા કરવા લાગ્યા, અકબર સમ્રાટ ઔરંગજેબ પાસે પહોંચી જવા, દૌવારી તરફ ભાગી જવા ચેષ્ટા કરવા લાગ્યો. પણ રાણા રાજસિંહે પોતાના સેનાદળનો કેટલોક અંશ તે દૌવારી ગિરિમાર્ગની વચ્ચે રાખ્યો હતો તેથી સમ્રાટના પુત્રની ચેષ્ટા વ્યર્થ થઇ ગઇ. ત્યાર પછી વિપદમાં પડેલ અકબરે પોતાના જીવ નના રક્ષણનો બીજો ઉપાય ન દેખતા ગોગુંદામાં થઇ મારવાડના વિસ્તૃત રાજ્યમાં પડી બહાર નીકળી જવાનો યત્ન કર્યો, પણ તેણે, વિપદમાં પ્રડી વિસુંઢ થઇ ચંદન તરૂ જાણી વિષવૃક્ષનો આશ્રય લીધો તે ફુલ વીણવા જતાં કંટક જાળમાં પડયો વિપદથી છુટવા તેણે જે માર્ગ લીધો હતો, તે માર્ગ મોટા સંકટથી પૂર્ણ હતો. પર્વતના ભોમીય ભીલ લોકો, તે માર્ગ રોકી રહેલા હતા. ચારે દિશાથી કઠોર વિપદ જાળમાં તે આવી પડયો. સમ્રાટ પુત્ર ભયંકર દુઃખમાં પડયો. તેણે જે દિશાએ નજર નાંખી તે દિશાના તેનાં છુટકારાના બારણાં બંધ હતાં. આવા ભયંકર કષ્ટમાં અકબરે કેટલાક દિવસો કહાડયા, જેમ જેમ દિવસો જતા ગયા, તેમ તેમ તેની આફત વધતી ગઈ. છેવટે ભયંકર દુર્ભિક્ષની કઠોર નજર તેના ઉપર પડી. પોતાના રક્ષણનો બીજો કોઇ ઉપાય નજોઈને જયસિંહના અનુગ્રહનો પ્રાર્થી થયો. ઉદાર હૃદય, જયસિંહે તેની દુર્દશા જોઇ તેને તેના દુઃખમાંથી છોડયો તેણે તેને તેના બાકીના સૈનિકોને ખરો રસ્તો બતાવવા તેની સાથે ઘોડેસવારના કેટલાક ભિલોને રક્ષક તરીકે તેની સાથે મોકલ્યા. તે રક્ષકોની મદદથી બહાર નીકળી જવાનો માર્ગ પામી સમ્રાટ પુત્ર અકબરે, વિઘ્નવિના ચિતોડના કીલ્લા નીચે આશ્રય લીધો,

પ્રસિદ્ધ યવનવીર દેલહીરખાં એક મોગલ સેના લઈ મારવાડથી દેશુરી પર્વતમાર્ગની અંદર થઇ તે દુર્ગમ ગિરિમાર્ગમાં પેઠો. અનેક લોકોનું અનુમાન છે જે રાજકુમાર અકબરના ઉદ્ધાર માટે તે માર્ગમાં થઈ આવ્યો હતો. પહેલાં કોઇએ યવન સેનાપતિની ગતિ રોકી નહિ, પણ જયારે તે લાંબા સાંકડા ગિરિ માર્ગમાં પેઠો, ત્યારે વિક્રમ સોલકી * એ અને ગોપીનાથ રાઠોડે + પ્રચંડવેગે તેના ઉપર પડી હુમલો કર્યો, તે સ્થળે હીંદુ મુસલમાન વચ્ચે ભયાવહ યુદ્ધ ચાલ્યું પણ એનશીબ દેલહીરખાં, તે બન્ને રજપુતવીરનો હુમલો સહન કરી શકયો નહિ. જેથી તે પોતાના દળ સાથે તે સ્થળે પડયો, તે બન્ને યુદ્ધમાં પરાજય પામેલ મોગલ સેનાની યુદ્ધ સામગ્રી રજપુત વીરોના હસ્તમાં પડી.

એ પર્વતનું યુદ્ધ એવી રીતે સુંદરતાથી થયું હતું કે જેથી રાણા રાજ-સિંહને માત્ર મોગલ સમ્રાટવાળી સેનાના ઉપર પડવાનું રહ્યું હતું, આશાના ભરૂસામા મુગ્ધ થઇ સમ્રાટ ઔરંગઝેબ, અકબર અને દેલહીરખાંના યુદ્ધનું ફળા ફળ જાણવા, પોતાના પુત્ર આજીમ સાથે તે દેવારી ગામે રહયો હતો. તેના મનમા તેઓના જયની આશા હતી. પણ તેની તે આશા ભાંગી પડી રાણા રાજ-સિંહના હુમલામાંથી બચી જવાને તેને સમય શોધવો પડયો. દેવારીના તે પર્વત માર્ગમા હીંદુ મુસલમાન વચ્ચે ઘોર યુદ્ધ ચાલ્યું. રજપુત સૈનિકો રજપુતપતિ રાણા રાજસિંહના વીરત્વે અનુપ્રાણિત અને ઉત્સાહીત થઇ મોગલ સમ્રાટની મોટી સેનાનો ભેદ કરી, મોટા પરાક્રમ સાથે લડવા લાગ્યા. રાઠોડ વીર સાહસી દુર્ગાદાસ કઠોર પ્રતિશોધ પિપાસામાં ઉન્મત્ત થઇ. રાઠોડ સેનાને, મોગલ સમ્રાટની વિરૂધ્ધે ચલાવી જે દુરાચાર ઔરંગઝેબે રાઠોડનો સર્વ નાશ કર્યો, જેણે રાઠોડ રાજાને વિષપ્રયોગ કરી મરાવી નાંખ્યો, આજ તે ઔરંગઝેબના ઉપર પોતાના વેરના બદલા માટે રાઠોડ રજપુતો તુટી પડયા. આજ ઔરંગઝેબને વિષમ સંકટ આવી પડયું, હીંદુઓનો સર્વ નાશ કરવા કૃતપ્રતિજ્ઞ થઇ તેણે યુદ્ધાનળ સળગાવ્યો તે હીંદુઓ આજ તેના દુરાચારના યોગ્ય ફળ આપવા તઇયાર હતા. જોતા જોતામાં સંગ્રામ વધી ગયું, મોગલની તોપો ઉપર રણવિશારદ એક ફીરંગી હતો. તે શ્રવણ ભૈરવ નાદ કરી, અસંખ્ય ગોળાઓ ફેંકવા લાગી, રજપુતો પ્રચંડ ભયંકર નાદ કરી મોગલો ઉપર ધસ્યા તોપોથી રજપુતોનો ઉત્સાહ કમ થયો નહિ, પણ તે બમણો વધી પડયો, તેઓની તલવારના ભયંકર ઘાતે ફીરંગી ગોળંદાજ પડયો, તોપોની હાર તુટી ગઈ, તેઓનો માર્ગ પરિષ્કૃત થયો. જોતા જોતામા મોગલ સેના છિન્ન ભિન્ન થઇ. મોગલો પલાયન કરી ગયા તેઓની તોપો અસ્ત્રશસ્ત્ર વીગેરે રજપુતોના હાથમાં

* રૂપનગરનો અધિપતિ.

× નાંદવારની અંદરના ગાનોર નગરનો અધિપતિ ગરબાર દાવ મેવાડથી વિચ્છિન્ન છે.

આવ્યાં એ ભયાવહ યુદ્ધ સંવત્ ૧૭૩૭ [ ઈ. સ. ૧૬૯૧ ) માં ફાલ્ગુનમાસમાં થયું.

વીરપુંગવ રાણો જયસિંહ એ ભયંકર સંગ્રામમાં જય મેળવી આનંદમગ્ન થયો. તે વિજયમાં અનેક રજપુત વીરોએ પ્રાણ આપ્યાં.

પરાજય અને અપમાન પામેલ સમ્રાટ ઔરંગઝેબ મનોદુઃખે બીલકુલ પીડીત થયો. પણ તેથી તે નિરૂત્સાહ થયો નહોતો. તે પરાજય અને અપમાનનો બદલો લેવા, તેણે પોતાની સેનાને ચીતોડના કીલ્લામાં એકઠી કરી. અને સુલતાન મૌજમને દક્ષીણાપથ થકી તેણે બોલાવ્યો. મૌજમ તે પ્રદેશમાં મહારાષ્ટ કેસરી શિવાજીની સાથે યુદ્ધમાં ગુંથાયો હતો. સમ્રાટ ઔરંગઝેબે શિવાજીની સામે યુદ્ધ કરી જય મેળવવાનું વધારે કીમતી કામ ન ગણ્યું. તેણે ઉત્તર દેશ માંહેલું તેનું પ્રણષ્ટ ગૌરવ મેળવવાનું વધારે કીમતવાળું ગણ્યું. ઔરંગઝેબનો ઉદ્દેશ સફળ થયો નહિ. વીરવર જયમલ્લનો વંશધર સુબળદાસ કેટલાક રજપુતોને લઈ ચિતોડના અને અજમેરના મધ્ય સ્થળમાં રહેલ હતો. તેણે તે બન્ને નગરના વચ્ચેનો મોગલનો સઘળો સંબંધ તોડી નાખ્યો. ત્યાં તેણે મોગલ સેનાને દળી નાંખી, તેના રણાભિનયે, મોગલ સમ્રાટ અત્યંત હાબો પડી ગયો. છેવટે તેણે પોતાની સ્વાધીનતા સાથે, પોતાનું જીવન જતું જોઇ, તે સંકટમય યુદ્ધ વ્યાપાર છોડી દેવાની તેને ફરજ પડી. તોપણ તેની પ્રતિશોધ પિપાસા પ્રશમિત થઈ નહિ. જે ઉદ્દેશે મેવાડ ઉપર હુમલો કરવા આવ્યો હતો તે ઉદ્દેશ પણ તેનો સફળ થયો નહિ. ઉદ્દેશનું સાફલ્ય તો દૂર રહ્યું પણ પોતાને અપમાનિત અને પરાજીત થઇ જવું પડયું. સમ્રાટની મનોવેદનાની સીમા રહી નહિ. પણ શું કરી શકે પોતાના રક્ષણને કોઇ પણ ઉપાય નમળવાથી તે પોતાના પુત્ર આજીમ અને અકબરના હાથમાં યુદ્ધસુત્ર સોંપી ખસી જવાનો વિચાર કરતો હતો. તેણે રાઠોડ વીર સુબળ દાસની વિરૂદ્ધ રોહીલાખાંને બાર હજાર સૈનિકો સાથે મોકલ્યો. રણવિશારદ સુબળદાસે, રોહીલાખાંને પોતાની સામે અગ્રેસર થતો જોયો. તે મારવાડના સૈનિકો સાથે પુટમંડલના સ્થાને તેની સંમુખ થયો. ત્યાં તેણે મોગલ સૈનિકો પુષ્કળ પરાજીત કર્યાં અને ફરીવાર અજમેર તરફ હાંકી કહાડયા. તે યુદ્ધમાં મોગલ સેનાને પૂષ્કળ નુકસાન થયું.

રજપુત ગૌરી રાણો રાજસિંહ, પોતાના ઉત્તરાધિકારી સાથે અને સહકારી વીર દુર્ગા સાથે જય મેળવી પરમ આનંદ ભોગવતો હતો. એક બાજુએ રાજકુમાર ભીમસિંહ પોતાના સેનાદળની સાથે તે પર્વત માલામાં પશ્ચિમ દિશાએ વીરપણું બતાવવા ગુંથાયો હતો. તેણે પોતાના દળ સાથે ગુર્જરરાજ્ય ઉપર હુમલો કર્યો. થોડા સમયમાં તેના હાથમાં ઇડર આવ્યું, ભીમસિંહે, ઇડરના અધિરના યવનરાજ હુસેનને તેની સેના સાથે ત્યાંથી

કહાડી મૂક્યો. ત્યાંથી તે વીરનગરમાં થઈ સહસા પાટણમાં આવી પહોંચ્યો. પાટણ તે સમયે ગુર્જર દેશની રાજધાની હતી, શિશોદિય રાજકુમારે તે નગર લુટ્યું, તે રીતે મીદપુર મીરાસા વીગેરે નગરની લુટ પણ તેણે કરી. ગુર્જરવાસીઓની પ્રાર્થનાથી રાણાએ પોતાના પુત્ર ભીમસિંહને પાછો ફરી આવવાની આજ્ઞા આપી. પિતાનો આદેશ પાળી તેણે યુદ્ધ ભૂમિ છોડી મેવાડમાં આવી જવાની કુચ કરી.

પરાજીત શત્રુ ઉપર ક્ષમા બતાવવી એ વીર રજપુતોનો મુળ મંત્ર છે, તે મૂળમંત્રના અનુસારે તેઓ કાર્ય કરવાવાળા છે. પણ હાલ દુર્વૃત ઔરંગઝેબના અત્યાચારથી તે મુળમંત્રના વિરૂધ્ધે ચાલવા તેઓને ફરજ પડી. દુરાચાર મોગલ સમ્રાટ અકબર જેવો નિષ્ઠુર તેવો કૃતઘ્ન હતો. ઉદાર હૃદય રાણાએ તેને અને તેના પુત્રને સંકટ થકી નિષ્કૃતિ આપી હતી. દુષ્ટમતિ ઔરંગઝેબ તે મહોપકાર ભુલી ગયો, ફરી ઉપકર્તાને પીડા આપવા તેણે સંકલ્પ કર્યો. પણ દુરાચારનો તે ખરાબ સંકલ્પ સિદ્ધ થયો નહિ. તોપણ તેણે પોતાનો દુરભિપ્રાય છોડયો નહિ, દયાળશા નામનો રાણાનો એક સાહસિક અને કાર્યક્ષમ દીવાન હતો. મોગલોની પ્રતિશોધ પિપાસા તેના હૃદયમાં જાગૃત હતી. તેણે એક તીવ્રગામી અશ્વ સેનાદળ લઈ નર્મદા અને વેતાયા નદી પર્ય્યંતનો પ્રદેશ લુટી લીધો, તેના પ્રચંડ બાહુબળ સામે કોઇ ઉભું રહ્યું નહિ સારંગપુર, દેવાસ, સારંજ, માંડુ ઉજ્જન, ચાંદેરી વીગેરે સ્થાનો તેના કબજામાં આવ્યાં, વિજયી દયાળશાહે તે નગરો લુટયાં, નગરમાંહેલા યવન સૈનિકોનો તેણે સંહાર કર્યો. એ રીતે અનેક ગામો અને નગરો તેના હાથમાં આવ્યા. તેના ભયે નગરવાસીઓ એટલા બધા ત્રસ્ત થયા હતા જે તેઓએ આત્મીયજન ઉપર આસ્થા ન રાખતાં પલાયન કરવાનો પ્રારંભ કર્યો. એ રીતે તે દીવાને લુટ કરી જે દ્રવ્ય સંપાદન કર્યું તે પોતાના પ્રભુને નિવેદન કર્યું.

વિજયોલ્લાસે, ઉલ્લસિત થઇ તેજસ્વી દયાળશા, રાજકુમાર જયસિંહ સાથે મળી જઇ ચિતોડની પાસે સમ્રાટ તનય આઝીમ સાથે યુદ્ધ કરવામાં રોકાયો. એ પ્રચંડ રણાભિનયે, મેવાડના રાઠોડવંશના અને ખીચીવંશના રજપુતોએ મોટા ઉત્સાહથી મળી જઇ યુદ્ધનું કામ કર્યું. તેથી આ[ઝી]મનું સેનાદળ પરાભવ પામ્યું. પરાજીત મોગલ રાજકુમાર પલાયન કરી ગયો. [પલ]ાયન કરવામાં પણ તેને બહુ નુકશાન થયું. શાથી કે વિજયી રજપુતો તેની[સે] વાંસે પડયા હતા તેઓએ તેના કેટલાક સૈનિકોનો સંહાર કર્યો. પણ રજપુત કેસરી રાણા રાજસિંહની પ્રતિશોધ પિપાસા પ્રશામત થઈ નહી. જે દુર્વૃત મુસલમાને તેના હીંદુભાઇઓને કઠોર પીડા આપી છે. તેની સોનાની મેવાડભૂમિને મસાણના જેવી કરી દીધી છે.

તેના સનાતન ધર્મને દળી નાંખ્યો છે. તેનો બદલો શું થોડામાં વળી જાય ? તે મોગલ સેનાનું મુળ કહાડી નાંખવા તત્પર થયો, તે અજીતસિંહના સ્વાર્થ રક્ષણના માટે થોડા સમયમાં મોગલ વિરૂધે ઉતરી પડયો.

જે દિવસે રાઠોડ કુલમણિ ધાર્મિકપ્રવર યશોવંતસિંહ પાપિષ્ટ ઔરંગઝેબના પ્રચંડ વિશવન્હિના સમક્ષ પતંગની જેમ બળી ગયો, જે દિવસે પિતૃશોકાકુળ બાળક અજીતસિંહને કેદ કરવા ઔરંગઝેબે ચેષ્ટા કરી તે દિવસે રાઠોડ રાજ મહીષીએ મારવાડ રાજ્યનો શાસનભાર પોતાના હાથમાં લીધો, તે દિવસથી તે પુત્રનો સ્વાર્થ અખંડીત રાખવા, અદભુત દક્ષતાથી અને બુદ્ધિમત્તાથી રાજકાર્ય જોવા લાગી, મોટી વિપદો ભોગવી રાજકુમારનો સ્વાર્થ અવ્યાહત રાખવા તે સમર્થ થઇ ગઇ.

તે વીરની પત્ની હતી. વીર કેશરી બાપ્પારાઓળના પ્રસિદ્ધ વંશમાં તે પેદા થઇ હતી. વીર સ્ત્રીના જેવા જોઇએ તેવા ગુણગ્રામ તેનામાં હતા. એ સઘળા ગુણગ્રામથી તે રાજપુત્રનો સ્વાર્થ સારી રીતે જાળવી શકી, પણ ક્રુર હૃદય ઔરંગઝેબે, તેના તરફ જે કઠોર આચરણ આરંભ્યાં તેની સામે થવા તે વીર પત્ની નિરૂત્સાહ હતી, તે સમયે રાણો રાજસિંહ, રજવાડાના સઘળા રાજા સામંત સરદારોને એકઠા લઈ ઔરંગઝેબ વિરૂદ્ધે ગાનોરના યુદ્ધક્ષેત્રમાં ઉતર્યો. રાજકુમાર ભીમસિંહ એકીભૂત શિશોદીય અને રાઠોડ સેનાને પરિચાલિત કરી અકબર અને ટાઇબરખાંની વિરૂદ્ધે ચાલ્યો, બન્ને દળ વચ્ચે ઘોર સંગ્રામ ચાલ્યું. મોગલો ભીમ વિક્રમ રજપુતોનો હુમલો સહન કરી શકયા નહી. છેવટે તેઓ રણસ્થળે પરાજીત થઇ ગયા. એમ કહેવાય છે જે એક સુચતુર રજપુતના અપુર્વ કૌશળે રજપુતોનો જય થયો છે. રજપુત સેનાપતિએ, મોગલ સેનામાંથી પાંચસો ઉંટો કહાડી લીધાં, તેઓની પીઠ ઉપર એક એક બળતી મશાલ તેણે મુકી અને તેઓને તેણે સમ્રાટના સેનાકટકમાં છોડી દીધાં. અંધારી રાત્રીએ, અસંખ્ય મશાલો બળતી જોઇ મોગલો સશંક થયા, તેઓ અહીં તહીં પલાયન કરવા લાગ્યા, તે સુયોગ્યે જ નિદ્રાએ તેઓ ઉપર હુમલો કરી તેઓને સંપૂર્ણ હરાવ્યા.

દિલદારાએ બનું એકે દુર્લીષ્ટ સાધિત થયું નહિ પુષ્કળ સુયોગ છતાં અને વિપુળ સહાયતા છતાં તે રજપુતોનું કાંઇ પણ અનિષ્ટ કરી શકયો નહિ. ઉપરા ઉપરી યુધ્ધોમાં તેનો પરાજય થયો. વીરપુંગવ રાજસિંહે તેના સરકારી રજપુત રાજાઓએ ઔરંગઝેબને પદચ્યુત કરી, તેના ઠેકાણે તેના પુત્ર અકબરને સામ્રાજ્ય સૂત્ર આપવાનો વિચાર કર્યો. તેઓએ થોડા સમયમાં છાનાઈથી અકબરને પોતાનો વિચારજણાવ્યો. પરમ ધાર્મિક પિતા શાહજહાનને પદચ્યુત કરી પિતૃદ્રોહી દુર્વૃત્ત ઔરંગઝેબે, ગાદીએ બેસી જે ઉદાહરણ જગતને બતાવ્યું હતું. તે ઉદારહરણનું

અનુસરણ કરી, રાજકુમાર અકબરે રજપુતોએ મુકેલો પ્રસ્તાવ અગ્રાહ્ય કર્યો નહિ અકબરે તે શુભ કાર્ય સમાપ્ત કરવા, પોતાના મિત્રો રજપુતોને કહી મોકલાવ્યુ, એકદમ રજપુતો તેની સાથે એકઠા મળી ગયા તેઓએ આવી તેના અભિષેકનો દિવસ મુકરર કર્યો ધામધુમથી સઘળી ગોઠવણો થવા લાગી, પણ ખુદ અકબરની અસતર્કતા અને અવિચક્ષણતાથી સઘળી ગોઠવણો વ્યર્થ થઇ ગઇ, તેનો અને રજપુતોનો ઉદ્દેશ વિફલ થયો જે ચતુરતાથી અને તીક્ષ્ણ બુદ્ધિથી ઔરંગજેબ, પોતાના કામ સાધી લેતો તે ચતુરતાનો અને તીક્ષ્ણ બુદ્ધિનો કાંઈ પણ અંશ, અકબરમા હતત તો તેનુ અભિષ્ટ નિષ્ફળ થાત નહિ, જે જોશીએ, તેના અભિષેકનો દિવસ મુકરર કર્યો તે ક્રૂર કપટી અને વિશ્વાસઘાતક ઠર્યો કપટાચારી જોશીએ જોયુ જે રાજકુમારના અભિષેકના ઉપયોગના આયોજન કાની રીતે થાય છે ત્યારે તેણે સમ્રાટની પાસે જઈ સઘળા વિવરણનો પ્રકાશ કર્યો ઔરંગજેબ તે સાભળી નિરૂત્સાહ થયો નહિ, તેણે તે સકટકાળમા પોતાની અવસ્થા જોઈ, તેણે જોયુ જે તે એકલો છે તેના શરીર રક્ષકો શીવાય તેની પાસે કોઇ નથી મોઆજમ અને આજીમબહાદુરને દુર જોયા, માત્ર અકબર તેની પાસે હતો અકબર અજમીરથી એક દિવસના રસ્તા ઉપર હતો

હવે ઉપાય કેવો લેવો ! પુત્રના હાથમાથી તેની રક્ષા કરનાર કોણ ? હવે એક દિવસને પણ સમય જોવો ન જોઇએ આવા સકટકાળમા તે એક પળ પણ તેની ચિતા વિના જાતી નહોતી એક દિવસની એક પળનો વૃથા અપવ્યય ન થવાનુ તેણે ધાર્યું, સુચતુર ઔરંગઝેબ પોતાના ઉદ્ધાર માટે યોજન શોધતો હતો તેણે યોજના અને ઉપાય શોધી કહાડયો, તે ઉપાય બહુ સારો હતો તેથી કોઈ નર હત્યા કે શોણિતપાત થયો નહિ સમ્રાટ ઔરંગઝેબ પોતાની રક્ષા માટે સપૂર્ણ સતાવાળો થયો, તેણે અકબરના નામે એક પત્ર લખ્યો એક ગુપ્તચરને તે આપ્યો રજપુત નાયક દુર્ગાદાસના તબુમા તે પત્ર નાખવાનો તેણે ગુપ્તચરને હુકમ આપ્યો અકબરના તરફ રજપુતોનો સદેહ ઉત્પન્ન થાય, તેમ કરવાનો તે પત્રનો ઉદ્દેશ હતો ચતુર ઔરંગઝેબે, છળ અને કોશે યુદ્ધ કર્યાવગરનુ હિત સિદ્ધ કરવા ગોઠવણ કરી તે પત્રમા અકબરના કોઈ ઉદ્દેશના સબધમા, સમ્રાટ ઔરંગઝેબે લખ્યુ હતુ જે “ બચ્ચા ! તારી એ તુ ... ... વિવરણ જાણી હુ અત્યત આનદિત થયો છુ, પણ સાવધાન રહેજે ! રજપુતો આપણો પ્રપચ ન જાણી જાય ! જ્યારે તેઓ સાથી થઇ સગ્રામમા પ્રવૃત થાય ત્યારે તુ તેઓના ઉપર છળ સાથે પડી તેઓનો સહાર કરી નાખજે, એમ થવાથી આપણી, અભીષ્ટ સિદ્ધિ થાશે ” એવી રીતની કુટનીતીનુ અવલબન કરી કુટબુદ્ધિ ઔરંગઝેબ રજપુત નાયકોના હાથથી બચ્યો હતો

ઔરંગઝેબનો છળતાવાળો પત્ર* દુર્ગાદાસના હાથમાં આવ્યો અકબરના નામનું શિરોનામ અને ઔરંગઝેબના નામનો મહોરસીકો જોઇ દુર્ગાદાસ અત્યંત સંદેહ અને વિસ્મયમાં પડયો, પત્ર ફોડી, આદ્યોપાંત તેણે વાંચ્યો, તેને સઘળું સ્વપ્ન જેવું લાગ્યું ઔરંગઝેબની ચતુરતા તે કળી શકયો નહિ, તેણે તે પત્રને યથાર્થ અને સાચો માન્યો, જે અકબરને સમ્રાટપદે અભિષિક્ત કરવા તે પોતાના સેનાબળનો અપચય કરવામાં પણ કોઇ રીતની કસર નહોતો રાખતો. તે અકબર વિશ્વાસઘાતક થયો, એ વાતનો સહજ વિશ્વાસ થાય ખરો ! પણ રાઠોડ વીર દુર્ગાદાસે તે વાતનો વિશ્વાસ કર્યો, શાથી કે વિશ્વાસઘાતકતા અને કૃતઘ્નતા યવન જાતિનું કુળ વ્રત છે. અકબર યવન, એટલે કે તે વિશ્વાસઘાતક અને કૃતઘ્ન થાય તેમાં નવાઈ શી એમ દુર્ગાદાસે માની લીધુ, તે ઘણોજ દુઃખિત થયો, તેણે યવન નામે હઝારો ધિક્કાર આપ્યા તે પોતાના દળ સાથે કાર્ય ક્ષેત્રમાંથી નીસરી ગયો, રજપુતોના એવાં રીતનાં મતનું કારણ અકબર સમજી શકયો નહિ. તે પોતાના અદૃષ્ટનો વિચાર કરી અત્યંત શોકાકુળ થયો, તેનો વિશ્વાસપાત્ર ભૃત્ય ટાઇબિરખાં પણ દારૂણ દુઃખિત થયો. તેની એવી વાસના હતી જે અકબર સમ્રાટ થાશે. આજ તેની તે વાસના સંપૂર્ણ થઈ નહિ. એટલે કે તેની મનોવેદનાની સીમા રહી નહિ, દુઃખ ઉપર નૈરાશ્ય આવી પડયું. અકબરના સૌભાગ્યનો માર્ગ પરિષ્કાર કરવા માટે, તેણે ઔરંગઝેબનો ગુપ્ત હત્યા કરવાનો વિચાર કર્યો તેનો તે વિચાર સફળ થયો નહિ, છેવટે તેનું જીવન વિનષ્ટ થયું મૌઝામ અને આઝીમ ઔરંગઝેબ પાસે આવી પહોંચ્યા, તેઓના આવવાથી ઔરંગઝેબ નિરાપદ થયો. અકબરે ભયાકુળ થઇ રજપુતોનો આશ્રય લીધો રજપુતોએ સામ્રાટની ચતુરતા સારી રીતે જાણી.

રજપુતોએ અકબરને આદરથી ગ્રહણ કર્યો. અકબરને માલુમ પડયું જે તેના પિતાનો રોષાગ્નિ તેની વાંસે વાંસે આવે છે. પોતાના પિતાના કઠોર ચરિતથી તે વાકીફ હતો. તેથી તે વધારે ભયાકુળ થઇ પડયો ઔરંગઝેબના પાસેના પ્રદેશમાં રહી નિરાપદ રહી શકાશે નહિ એમ જાણી બીજા સ્થળે પલાયન કરવાનો તેણે સંકલ્પ કર્યો. પલાયન કરી જવામાં અકબરનું અત્યંત ઔત્સુકય જોઇ, રાઠોડ વીર દુર્ગાદાસે, તેને પાંચસો રજપુતો સૈનિકો સાથે પાવાગઢ નામના સ્થાને મહારાષ્ટ નાયક શંભુજી પાસે પહોચાડી દીધો. મેવાડ અને ડુંગરપુરના પર્વત માર્ગ ઓલંગીને તે સ્થાને પહોંચ્યો. રસ્તામાં કોઈ જાતનું વિઘ્ન નડયું નહિ.

* મહાત્મા ટોડ સાહેબને તે રાઠોડવીરની એક પ્રતિકૃતિ મળી છે દુર્ગાદાસ લુણીનદીના તીરસ્થ પ્રદેશનો અધિપતિ હતો તેણે શિશુરાજ કુમાર અજીતસિંહને ઔરંગઝેબના ગ્રાસમાંથી બચાવ્યો.

પાવાગઢમા થોડા દીવસ રહી અકબર એક ઇંગ્લડના વહાણમા બેસી ઈરાન દેશમા જવા નીકળ્યે।

પડીતવર અર્મે કહેલ છે જે, "ભ્રાતા સુજાની છાયામયી પ્રેતમૂર્તિને પઠાણ લોકોમા જોઈ ઔરગઝેબ જેવો કઠોર ચિતાજાળે પીડીત થયો હતો, તેમ આજ શત્રુજી પાસે અકબરના જવાના વૃત્તાત સાભળી પીડીત થયો" અકબરની રજપુતો સાથે મૈત્રી થવાથી તેના હૃદયમા અહનીશ ચિતા રહેતી હતી પણ શત્રુજી પાસે અકબરના જવાથી તેની ચિતા બમણી વધી રજપુતોએ તેના પ્રાણનો સહાર કરવા ચાહ્યુ નહોતુ પણ તેને પદચ્યુત કરવા ચાહ્યુ હતુ તેની શત્રુજીની સાથે મૈત્રી થવાથી તે પોતાના પ્રાણની શકા રાખતો હતો મોગલ સેનાપતિ દેલહિરખાના તાબામા એક વિચક્ષણ રજપુત સૈનીક હતો તેણે સારી પ્રતિષ્ટા સાથે ઉપરીના કાર્ય કર્યા આ ક્ષણે આવેલ સકટમાથી તેણે સમ્રાટનો ઉદ્ધાર કર્યો સ્વદેશમા જવાનો ભીપ કરી તેણે પોતાનુ સેનાદળ છોડ્યુ, માર્ગમા જતા જતા શીષ્ટાચાર નિબધે તેણે રાણાની મુલાકાત કરી તેણે રાણાને કહ્યુ "અગર જોકે ઔરગઝેબ સધી પ્રસ્તાવ ખુદ કરશે નહિ તો પણ આપ સધીનો પ્રસ્તાવ કરશો તો ગ્રાહ્ય થશે ત્યારે રાણાએ તેને અનુરોધ કરી કહ્યુ ત્યારે તમે અમારા વતી સમ્રાટની પાસે સધીનો પ્રસ્તાવ કરો, મેવાડના ભટ્ટ કહીઓ તે મધ્યસ્થ રજપુતને વીકાનેરનો રાજા શ્યામસિહ હતો એમ કહે છે

શ્યામસિહ પાસેથી રાણાનો મનોભાવ જાણી લઈ ચતુર ઔરગઝેબે સ્વભાવ સિદ્ધ ચાતુર્ય લડાવ્યુ રાણા સધી સ્થાપવા સમત થયો, તેજ તેના પક્ષમા એક સુયોગ થઈ પડ્યો તે સુયોગમા આડબર કરી રાણાને યુદ્ધની પ્રવૃતીથી દૂર રાખી પોતે સેના સગ્રહ કરવા લાગ્યો, એટલામા વર્ષા ઋતુ આવી પહોચ્યો તેથી પણ રાણાએ યુદ્ધ વ્યાપારની આસકિત રાખી નહિ વર્ષાઋતુ વીતી કે દુર્વૃત્ત ઔરગઝેબ સેનાદળ લઇ રાણાની વિરૂદ્ધે ઉતર્યો પણ તેમા સધી થઈ દુખનો વિષય એટલોકે તે સધીથી યુદ્ધ વેરા બધ થયો નહિ શાથીકે તે વેરો બધ કરવા સધીપત્રમા લેખ નહોતો સધીપત્રમા કેવળ એટલુ લખેલુ હતુ જે, રાણાને ચિતોડનો અતર્ગત નષ્ટ પ્રદેશ મળે ચોથુ ગો વિષય તેમા લખ્યો નહોતો સધીપત્રનો અનુવાદ જોવાથી યથાર્થ હકીકત માલુમ પડે તેમ છે

* સમ્રાટની સાથે શુરસિહ (રાણાનો રાજસિહકાકે) અને નગર ભાગુ સધી વીવરણ મહિમાન્વિતના અભિનાર અને આવવાના અનુસારે આપના બન્ને સેવકા નીચે લખેલી મરતબાનો સધીપ્રસ્તાવ નિવેદન કરવા રાણાના મોકલેલા આપની પાસે આવ્યા છીએ અમે ભરૂસો રાખીએ છીએ જે પદ્મસિહ કેટલુક નિવેદન કરશે તે સઘળુ આપનુ અગ્રાહ્ય નહિ થાય

આ સઘળો વ્રતાંત, રાણા રાજસિંહના ઉત્તરાધીકારી જયસિંહના શાસન કાળનો છે. એટલેકે આસ્થળે તેની સમાલોચના, સંપૂર્ણ અનુપયુક્ત છે. કારણ સંધિ બંધનનું આયોજન શેષ થયું, એટલામાં રાણા રાજસિંહે આ લોકમાંથી વિદાયગીરી લીધી. રાજસિંહાસને બેઠા પછી મોગલ સમ્રાટ સાથે તેનાં ઘણા યુધ્ધો થયાં હતાં. તેમાં તેનાં અંગ ક્ષતવિક્ષત થયાં હતાં. તે સઘળા ક્ષત વિષમ થઈ ઉભર્યાં, તેથી રાણા રાજસિંહના સ્વાસ્થ્યનો ભંગ થયો. વીરવર રાણા રાજસિંહે સંવત્ ૧૭૩૭ (ઇ. સ. ૧૬૮૧)માં આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો.

જે દીવસે, રાજપુંગવ પ્રતાપસિંહે સ્વદેશ પ્રેમિકતા અને, સન્નાસ ધર્મની પરાકાષ્ઠા બતાવી, આ લોકથી વિદાયગિરિ લીધી, તે દીવસે મેવાડ ભૂમિમાં પુષ્કળ અંધારૂં થયું. તે અંધારૂં અમરસિંહ, કર્ણસિંહ, કે જગ્તસિંહ ટાળી શકયા નહિ. પણ વીરકેસરી રાજસિંહે પોતાના વિસ્મયકર પરાક્રમે તે અંધારૂં ટાળી દીધું હતું. એવા અસાધારણ કાર્યોમાં હસ્તક્ષેપ કરી તેનો સંપૂર્ણ અમલ કરી, રાણો રાજસિંહ દુર્ધર્ષ ઔરંગજેબ સાથે લડાઇમાં ઉતર્યો હતો. લડાઇમાં ઉતરી, તેણે સમ્રાટનો દર્પ ભંગ કર્યો. તેથી તેની સ્વદેશ પ્રેમીકતાનો ખરો પચિચય માલુમ પડે છે. રાજસિંહ વીરપુંગવ પ્રતાપસિંહનો ઉપયુક્ત વંશધર—ભારતવર્ષના એ નિદારૂણ અધઃપતન કાળમાં તે પેદા ન થાત તો હીંદુ જાતિનુ અને સનાતન ધર્મનું અસ્તિત્વ લોપ પામત. રાજસિંહ દેવ ચરિત હતો. મોગલ સમ્રાટ ઔરંગજેબના ચરિત સાથે તેના ચરિતની તુલના થાય તેવું નથી. તે બન્નેના ચરિતની પરસ્પર ચરિતના પરસ્પર વિપર્ય્ય છે. શાથીકે મોગલ સમ્રાટ પાપાચારી હતા. સુવિશાળ એશીયા મંડળમાં જેટલા રાજાઓ પેદા થાય છે, તેમાંથી કોઇ રાજા ઔરંગજેબના જેવો પાપનિમગ્ન નહોતો. કોઇ રાજાએ પોતાની જીંદગી ઔરંગજેબની જેમ પાશવી વૃત્તિ ચાલિત કરી નથી. દુશ્મનના જીવન ઉપર અનાસ્થા દર્શાવી તે ઔરંગજેબના શ્રાતાનો મુખ્ય ઉદ્દેશ હતો. ઔરંગજેબ તે ઉદ્દેશને અનુસર્યો હતો. તે એવો કઠોર હતો કે જયોલ્લાસે ઉલ્લસિત થઇને પણ કોઇના ઉપર તલભાર અનુગ્રહ કરતો નહિં જે સઘળા ગુણો હોવાથી લોકમાં માણસ, પ્રકૃત મનુષ્ય કહેવાય. ઔરંગજેબના હ્રદયમાં તે ગુણોમાંથી એક ગુણ પણ નહોતો. રાણા રાજસિંહે પુષ્કળ વાર મોગલ સમ્રાટ ઉપર અનુગ્રહ બતાવી સ્વદેશ પ્રેમિકતાનો દાખલો બતાવ્યો છે. રાણા રાજસિંહનું હૃદય, દયા દાક્ષિણ્ય, ક્ષમા વિગેરે સ્વર્ગીય ગુણોથી વિભૂષિત હતું. તેથી કરી અત્યાચારી શત્રુએ તેની પાસે ક્ષમા માગી. તેણે ક્ષમા બક્ષી હતી. તે દુર્વૃત્ત ઔરંગજેબનો સંહાર કરી શકત. સ્વદેશના રક્ષણ માટે તેણે એક યુદ્ધવિશારદ અને તેજસ્વિ વીરની માફક કામ કર્યું. તેણે યુદ્ધમાં વિસ્મયકર કૌશલ બતાવ્યું. વિપદમાં આવેલ પ્રભાવતીના ઉદ્ધાર

માટે તેણે જે અસિમ વિરત્વ અને મહત્વ બતાવ્યું તે વીરત્વ અને મહત્વની ઉપમા આ જગતમાં નથી. તે એક પરમ વિદ્વાન અને હિતેચ્છુ રાજા હતો. વળી તે શિલ્પ પ્રિય રાજા હતો. તેણે વિશાળ રાજસુંદ સરોવર બનવાવ્યું.

રાજધાનીથી બાર કોશ ઉતરે અને આરાવલીના પાદ પ્રદેશથી એક કોશ દુરે રાજસુંદ સરોવર તેણે બનવાવ્યું. ગોમતી નામની એક ગિરિનદીનો પ્રવાહ રોકી તે પ્રવાહ તે સરોવરમાં બાંધકામ કરી તેણે વાળ્યો, રાણાએ પોતાના નામથી રાજસમુંદ [ રાજસમુદ્ર ] તે સરોવરનું નામ આપ્યું. સરોવરના ઇશાન કોણ અને વાયુકોણ શિવાય, બીજી દિશાઓમાં તેણે બંધ બંધાવ્યા. સરોવર અત્યંત વિશાળ અને ગંભીર તેનો ઘેરાવ છ કોશમાં હતાં. તેના આરા ધોળા મર્મરના પથ્થરથી બાંધેલા હતા, તેના શિર્ષદેશથી તે તેની ઉંડાણ સુધી પગથીયાની પંક્તિ હતી. જો રાજસિંહ થોડાવર્ષ વધારે જીવત તો તે સરોવરનું વધારે ૈાદર્ય વધારત. સરોવરના જમણા પડખે તેણે એક શહેર અને કીલ્લો બનવાવ્યો, શહેરનું નામ તેણે રાજનગર આપ્યું. સરોવરના બાંધ ઉપરથી શ્રીકૃષ્ણનું એક મોટું મંદિર બનવાવ્યું. મંદિર ધોળા મર્મર પથ્થરથી ચણાવેલું. જેમાં સુંદર ચિત્રો કોતરેલાં તેમાં એક સ્થળે મોટા અને સુસ્પષ્ટ અક્ષરે મંદિરના પ્રતિષ્ઠાનું ધારાવાહિક વંશ વિવરણ રૂડા લેખમાં કોતરાવેલ છે. રાણાએ તેમાં પુષ્કળ નાણું વાપર્યું, રાણા રાજસિંહના સમયમાં મેવાડભૂમિ મોટા દુષ્કાળ અને મહામારીના રોગથી પીડાયેલી હતી. પ્રજાના દુષ્કાળના નિર્વાહ માટે તેણે એ રાજસમુદ્ર સરોવર બનવાવ્યું.

રાજસ્થાનના નંદનકાનન પ્રકૃતિ દેવી તરફ પ્રકૃતિદેવીનો અચળ અનુમક, એ અનુમકની હકીકત રાજવિલાસનામનાગ્રંથથકી નીકળી આવશે. રાણા રાજસિંહના શાસન સમયના સંવત્ ૧૭૧૭ ના વર્ષમાં ભયંકર દુભિક્ષ પડ્યો. તેજ સમયે દુર્વૃત ઔરંગજેબે યુદ્ધાનળ સળગાવ્યો. તેના કઠોર અત્યાચારથી દુભિક્ષ પીડીત લોકો અકાળે યમને ઘેર ગયા. ઔરંગજેબ, મોગલ કુળ કલંકમાં ગણાયો છે તેના વંશધરો પિતૃકુળના સામ્રાજ્યથી વિચ્યુત થયા.

# ત્રયોદશ અધ્યાય.

રાણા જયસિંહ, તેનો અને તેના યમજભાઇનો એક ગપ્પ, રાણા અને રાજકુમાર અજીતનો સાક્ષાત સમાલાપ સંધિબંધન, સંધિ વીચ્છેદ, રાણાએ કરેલ જયસમુદ્ર સરોવરની પ્રતિષ્ટા, સંસારિક વિવાદ વિષવાદ, યુવરાજ અમરસિંહનું વિદ્રોહાચરણ, રાણાનું માનવ લીલા સંવરણ, અમરસિંહનું સિંહાસનારોહણ, ઔરંગજેબના ઉતરાધિકારી સાથે તેનું સંધીબંધન, સામરિક ઘટનાની સમાલોચના મુંડકર સ્થાપન, મોગલ સામ્રાજ્યથકી રજપુતોનો સ્વાતંત્ર્ય લાભ, ઔરંગજેબનું મરણ, ભારતવર્ષના સામ્રાજ્ય માટે વિવાદ, બહાદુરશાહનો મોગલ સામ્રારાજ્ય ઉપર અભિષેક, સીકલોકોની સ્વાધિનતા ઘોષણા, મેવાડ મારવાડ અને અંબર રાજ્ય વચ્ચે એકતા બંધન. તેઓનો વૈરાચણારંભ, બહાદુરશાહનો દેહ ત્યાગ, ફીરોકશીયરનો અભિષેક, મારવાડ રાજકુમારી સાથે તેનું વિવાહ બંધન, ભારતવર્ષમાં બ્રીટીશ સામ્રાજ્યના સુત્રપાત, સમ્રાટની સાથે રાણાનું સંધિબંધન, ભટ લોકોની સ્વાધીનતા ઘોષણા, રાણા અમરસિંહનું પરલોક ગમન, તેના ચરિતની સમાલોચના.



રજપુત કુળ કેસરી રાણા રાજસિંહે, સઘળી રાજસ્થાન ભૂમિને વિવાદાંધકારમાં નાખી. અકાળે આલોકમાંથી વિદાયગિરી લીધી. તેના પરલોક વાસથી સઘળી રજપુત જાતિ શોકાકુળ થઇ. રાજસિંહના મૃત્યુ પછી સંવત ૧૭૩૭ (ઇ. સ. ૧૬૮૧)માં તેનો બીજો પુત્ર જયસિંહ મેવાડના સિંહાસન ઉપર બેઠો. જયસિંહના જન્મકાળે એવી એક ઘટના સંઘટિત થઇ કે જેનું વિવરણ પાઠ કરવાથી રજપુત જાતીનો એક પ્રસિદ્ધ આચાર વ્યવહારનો પરિચય થાય છે. તે વિવરણ ખરેખરૂં પ્રયોજનીય હોઇ આ સ્થળે તેનું વર્ણન આપવું યોગ્ય છે. જયસિંહ પ્રસવ પામી સૂર્યકર તળે આવ્યો તેનાથી થોડા ક્ષણ અગાઉ તેની ઓરમાન માએ ભીમ નામના પુત્રને પ્રસવ

આપ્યો. રાજપુત્ર પેદા થયો કે, તુરત રજપુતોએ અમરધવ નામનું એક સ્વાસ્થ્યકર ઘાંસનું કડું તેના હાથમાં પહેરાવવાની ગોઠવણ કરી, પણ નાના પુત્રની માની સાથે વિશેષ અનુરાગ હોવાથી રાણાએ તે કડું નાના પુત્રને પહેરાવ્યું. રાણાએ તે કામ એવી સફાઇથી કર્યું જે બીજા લેકોએ જાણ્યું જે તેણે તે ભુલથી કર્યું. પણ ખરેખરી રીતે તેમ નહોતું. બન્ને રાજકુમારોએ શૈશવ કાળ કે કોમળ અવસ્થાને છોડી તારૂણ્યની વિચિત્ર અવસ્થામાં પગલું મુકયું. કનિષ્ટ રાજપુત્ર ઉપર રાજાનો અનુરાગ જોઇને જેષ્ટ રાજપુત્રના હૃદયમાં ઈર્ષાભાવ પેદા થયો. રાણાએ ભીમસિંહને પાસે બોલાવી કહ્યું જે, "આ મારી તલવાર લઈ હાલ તારા ભાઇનો પ્રાણસંહાર કર નહિતો ભવીષ્યમાં રાજ્ય ઘોર વિપદમાં આવી જાશે" ઉદાર હૃદય ભીમસિંહ પીતાની અકપટોક્તિ સાંભળી અણુમાત્ર વિસ્મિત થયો નહિ. તેણે સ્થિરતાથી જવાબ આપ્યો. "બાપા! તમે કોઈ રીતની આશંકા રાખો નહિ. હું તમારા સિંહાસનનો સ્પર્શ કરી કહું છું જે આજથી હું મારો રાજ્ય ઉપરનો સઘળો હક છોડી દઉં છું. મેં તે હક જયસિંહના હાથમાં આપ્યો. આજથી હું આ રાજ્યનો ત્યાગ કરૂં છું. તમારા શ્રી ચરણનો સ્પર્શ કરી કહું છું જે હવે હું આ સ્થળે જળપાન કરીશ નહિ. જો જળપાન કરૂં તો રાણા રાજસિંહનો પુત્ર નહિ. પીતા પાસેથી વીદાયગીરી લઇ ભીમસિંહે પોતાના સામંતોને બોલાવ્યા. અને તેઓ સાથે ઉદયપુરથી રવાના થયો

ઉનાળાના ખરા બપોરનો સમય સૂર્યદેવ મધ્ય ગગનમાં રહી અનલમય કીરણો નાખી મેદિની મંડળને બાળી દેતો હતો. સમગ્ર પ્રકૃતિ સ્થિર, ગંભીર અને નિશ્ચલ. કોઈ ઠેકાણે વૃક્ષનું એક પાન પણ હાલતું નહોતું. ભીમસિંહે તે સમયે દેવારી પર્વત માર્ગમાં થઇ પોતાના સવારો સાથે આગળ માર્ગ લીધો. ઉનાળાના પ્રચંડ તાપથી તેના શરીરે અને તે [illegible]ના શરીરે ઘામ થઇ ગયો. તે વિશ્રામ લેવા પાસેના એક વડલાના ઝાડ નીચે [illegible] ઉતર્યો અને માતૃભૂમિ તરફ જોવા લાગ્યો. તેણે તે જોઈ બે મોટા નીસાસા મુકયા. વિશાળ નયનોમાંથી અશ્રુપાત કરી તેણે પૃથ્વીતળસિક્ત કર્યું. ઉત્તરાધિકારિત્વના નિયમના અનુસારે જે પ્રદેશનો શાસનદંડ પોતાને ચલાવવાનો હતો. તે પોતે આજ તે પ્રદેશનો ત્યાગ કરી અદૃષ્ટને વશ થઈ બીજા પ્રદેશમાં જાય છે. પણ તેજસ્વી ભીમ તેનો વિચાર કરી કાંઈ ચિંતાતુર થયો નહિ. તેને પોતાના બાહુબળ ઉપર વિલક્ષણ વિશ્વાસ હતો. તે જાણતો હતો. જે બાહુબળથી કઠોર વિપદને તરી જવાય છે. એ રીતે આશ્વસ્ત થઇ તે નિરૂત્સાહ થયો નહિ, ભીમસિંહ અત્યંત તૃષ્ણાર્ત થયો. એક ચાકરે થડા પ્રસ્રવણમાંથી રૂપાના પાત્રમાં તેના માટે પાણી લાવી આપ્યું. ભીમસિંહે પાનમાટે તે પાનપાત્ર ઉપાડયું અકસ્માતજ તેના હૃદયમાં બીજા ભાવનો ઉદય થયો. તેણે તે પાત્રમાંથી સઘળું

જળ પૃથ્વી ઉપર ફેંકી દીધું. પાનપાત્રને નિર્ઝરિણીના મુખે રાખ્યું. તેણે કાતરસ્વરે વનદેવીને કહ્યું. વનદેવી ! અગ્રાહ્ય ગૃહણ કરવો નહિ. હું ભ્રાંત છું આત્મ પ્રતિજ્ઞાનો ભંગ કરવા જાઉછું. આ હદમાં મારે પાણીનું એક પણ બિંદુ પીવાનો હક નથી.

ભીમસિંહ ઘોડા ઉપર ચઢયો અને ઘોડાને ચાબુક મારી, પોતાના દળ સાથે તે પર્વત માર્ગમાંથી નીકળી ગયો. સ્વદેશનો પરિત્યાગ કરી ભીમસિંહ, સમ્રાટ પુત્ર બહાદુરશાહ પાસે આવ્યો. બહાદુરશાહે તેને આદરથી ગ્રહણ કર્યો, તેણે તેને સાડાત્રણ હજાર અશ્વારોહી સૈન્યનું નાયકપણું સોંપ્યું. અને તેના નિર્વાહ માટે બાહત જનપદ આપ્યાં. મોગલ સેનાપતિની સાથે વિવાદ થવાથી ભીમસિંહને બહાદુરશાહના તાબાનું કામ છોડવું પડયું, તે પોતાના દળ સાથે સિંધુ નદના પાર ગયો. કાબુલના પ્રદેશ થકી તે પોતાના પ્રદેશ તરફ પાછો આવ્યો નહિ. તે જીવન દિવસના મધ્ય દિવસે અકાળે આલોક થકી વિદાય થયો.

આપણે હવે રાણા જયસિંહના ચરિતની સમાલોચના માટે પ્રવૃત્ત થઈએ. રાજસિંહાસને જયસિંહ બેઠો કે તેણે સમ્રાટ, ઓરંગજેબની સાથે સંધિ કર્યો. સમ્રાટ પુત્ર આજીમ અને મોગલ સેનાપતિ દેલહીરખાં તે સંધિપત્ર લઈ રાણાની પાસે આવ્યા. રાણાએ તેઓને આદરથી ગ્રહણ કરવા દશહજાર ઘોડેસ્વાર અને ચાલીશ હજાર પાલાને સામે મોકલ્યા. રાણો પણ તેની સામે જઈ તેની પ્રતિક્ષા કરવા લાગ્યો. પ્રાણથી અધિક વહાલી મેવાડ ભુમિને જોવા માટે પરમ આનંદથી પુલકિત થઇ મેવાડના અધિવાસીઓ ટોલાબંધ ગિરિ પ્રદેશનો વાસ ત્યાગ કરી મેવાડમાં આવ્યા. સઘળાના મુખ ઉપર આશા ઉત્સાહ અને આનંદની હાસ્યમયી મુર્તિ જોવામાં આવતી હતી. જયનાનાદે અને આનંદના અવાજે મેવાડ ભુમિ કંપવા લાગી. જોતા જોતામાં આજીમ અને દેલહીરખાં પોતાના ખાસ શરીર રક્ષકો સાથે રાણાની પાસે આવી પહોંચ્યા. તેને જોઇ રજપુતો બોલી ઉઠયાં, “જય જયસિંહનો જય !” આજીમ અને દેલહીરખાંને પરમાદરથી રાણાએ ગ્રહણ કર્યા. રાણા રાજસિંહે, દેલહીરખાને ગીરિ સંકટમાંથી બચાવ્યો હતો. તેથી સેનાપતિ દેલહીરખાંએ રાણા જયસિંહની વારંમવાર કૃતજ્ઞતા સ્વીકારી. તેણે તેના સ્વર્ગીય પિતા રાજસિંહને હજારો ધન્યવાદ આપ્યાં. રજપુત રાજનું પુષ્કળ સહાય બળ દેખી આજીમ મનમાં થોડુંથોડું ભય પામવા લાગ્યો. તે જાણતો હતો જે વીર હૃદય રજપૂતો વિશ્વાસઘાતક નથી. ઘેર આવેલા શત્રુના ઉપર પણ તેઓ અન્યાયાચરણ કરતા નથી. ત્યારે હવે જયસિંહ ઘેર આવેલા શત્રુ ઉપર વિશ્વાસ ઘાતક થઈ અન્યાયાચરણ કરશે ? હિનબુધ્ધિ આજીમ રજપુત ચરિત ઉપર સંદેહ રાખતો હતો. પણ દેલહીરખાંને રજપુતોના સદાચરણની પ્રતિતી હતી. તે રાણાની સરભરાથી પરમ સંતુષ્ટ થયો સંધિ બંધનની સમાપ્તિ થઇ, અકબરના દિ[illegible] આચરણમાં

રાણાએ જે આનુકુલ્ય આપ્યુ હતુ તેના દંડ સ્વરૂપે, તેણે (રાણાએ) ત્રણજન પદો સમ્રાટને સોપ્યા સમ્રાટના અભિપ્રાયના અનુસારે આઝીમે જણાવ્યુ જે રાણાએ હવે રક્તવર્ણ શિબિર અને છત્રનો ઉપયોગ કરવો નહિ દેલહીરખાએ વિદાય કાળે રાણાની સાથે કેટલીક વાતચીત કરી તેમા તેણે, પોતાના પુત્રોને રાણાના શરીર રક્ષક સ્વરૂપ રાખી તેણે કહ્યુ, આપના સરદારો, સ્વભાવે કઠોરછે અને મારા પુત્રો આપના શરીર રક્ષક સ્વરૂપ રહેલાછે આપ દિલમા સ્થિરતા રાખજો હુ આપના સ્વર્ગીય પિતા રાજસિંહ સાથે મૈત્રી સૂત્રે બધાયોછુ

રજપુત મિત્ર દેલહીરખાનો ઉદ્દેશ સફલ થયો નહિ તેનો તે ઉદ્દેશ મહાન હતો ખરો પણ અનિવાર્ય ઘટનાસ્રોતની ગતિનોરોધ કરવા માનવની સત્તા નથી દેલહીરખા માનવ, તે ઘટના સ્રોતની ગતિ રોકી શકયો નહિ રાજસિંહાસને બેઠા પછી પાચ વર્ષમાજ તેને દુર્ધર્ષ શત્રુઓ સાથે લડાઇમા ઉતરવુ પડયુ હતુ તે લડાઈમા રાણાને પૈસાની ક્ષતિ બહુ ભોગવવી પડી હતી, વળી રાણા જયસિંહને જયસિંહનુ જય સમુદ્ર નામનુ સરોવર બાધવા પુષ્કળ નાણાનો ખર્ચ થયોછે ભારતવર્ષમા જેટલા સરોવરછે તેમા જયસમુદ્ર સરોવર મોટુ તે સરોવરના તટ ઉપરથી રાણાએ પોતાની પત્ની કમળા દેવી માટે મહેલ બધાવ્યો

પારિવારીક અતર્વિવાદના લીધે રાણાનુ શેષ જીવન અત્યત કષ્ટ પ્રદ થઇ પડયુ તેની સુખશાતિ અનેક પરિમાણે કમ થઇ ગઇ તે રાજકાર્યની પર્યાલોચનામા પણ અશક્તિવાળો થયો વિવાદનુ મૂળ કારણ તેની આત્યતિક સ્ત્રી પરાયણતા એ અનર્થકર પ્રવૃતિ દ્વારાએ તેનુ ગૌરવ અને માન નાશ પામ્યુ છેવટે તેને પોતાના ઉતરાધિકારી થકી વિચ્છીન થવુ પડયુ જયસિંહની જેટલી રાણીઓ હતી, તેમા તેના ઉત્તરાધિકારી, અમરસિંહની જનાની સહુથી મોટી હતી તે બુદીના હારકુલના રજપુતમા પેદા થઇ હતી, તે હારકુલથી ગિન્હોટકુલનો અનેક સમયે ઉપકાર થયો અમરસિંહની જનની તરફ અનુરાગ વિશેશ કરી રાખવાનુ રાણાનુ કર્તવ્ય પણ રાણો કામાવિધમુઢ તેથી કરી ધર્મ પત્નીનો ત્યાગ કરી તે નવી કમળા દેવી ઉપર અનુરાગ જણાવતો હતો કમળા દેવીને સ્વામીનો સંપૂર્ણ અનુરાગ જોઈ તે અમરસિંહની જનની વિદ્વેશા કરવા લાગી તેનાજ વિદ્વેષા ચરણથી રાણાને પારિવારિક અતરવિવાદ થયો એક તરફથી યુદ્ધથી અને શત્રુના અત્યાચારથી મેવાડ દીન થઇ ગયુ હતુ અને બીજી તરફ રાજ્ય પરીવારના અતરવિવાદથી વધારે દીન થઇ તે અધ પાતમા જવા લાગ્યુ બહુ વિવાદથી ભારતીય રાજાઓનો ઘણે દરજે સર્વ નાશ થયો છે

અમર સિંહની જનની અને કમળા દેવી વચ્ચે ભારે સાપત્ન્ય વિદ્વેશ સળગી ઉઠયો છેવટે ના બગવામા એટલો વધી પડયો જેબન્ને રાણીઓનુ એકત્ર વસવુ

અત્યંત કલહકારક થઇ પડયુ, જે જયસિંહે, ઔરંગજેબની સાથેના યુદ્ધમાં અત્યંત પુરૂષાર્થ બતાવ્યો હતો. તે જયસિંહ પારિવારિક કલહમાંથી નિષ્કૃત્તિ મેળવવા અમર સિંહની માને છોડી પોતાની જીવનતોષિણી કમળાનો આશ્રય લીધો. તેણે કમળા દેવી માટે જયસમુદ્ર સરોવર ઉપર રાજમહેલ બનાવ્યો. જેમાં તે મોટા વિલાસમાં પડી પોતાનો સમય કહાઢવા લાગ્યો. રાજધાનીમાં પંચોલી મંત્રીના હાથમાં અમરસિંહને સોંપી તે ચિતવિનોદિની કમળાની સાથે પ્રેમાલાપમાં કાળ કાઢવા લાગ્યો તોપણુ તે શાંતિનો સંભોગ કરી શકયો નહિ. પોતાના પુત્રના અસદાચરણુથી તેને તે મહેલનો વાસ છોડવો પડયો. તે નગરમાં પાછો આવ્યો. અમરસિંહે એક મત્ત માતંગને નગરમાં છોડી મુકયો. જેથી પંચોલી મંત્રીએ અમરસિંહનો તિરસ્કાર કર્યો. તે ઉપરથી તેનું ઘોર અપમાન કર્યું. પ્રધાન ઉપર અમરસિંહના અન્યાય આચરણુની હકીકત રાણાને કાને પડી તે પુત્રના એવા આચરણુથી મનમાં દુઃખિત થયો.

અમરસિંહને ઉપયુક્ત શિક્ષા આપવા માટે તે ચિતોડ થઇ ઉદયપુરમાં આવ્યો, અમરસિંહને એ વાત જાણુવામાં આવી, તે પલાયન કરી પોતાના મામા હારવંશીય રાજા પાસે ગયો. તે ત્યાંથી દશ હજાર સૈનિકો સાથે પિતૃરાજ્યમાં પાછો આવ્યો. તેમાં અમરસિંહના સરદારોએ અમરસિંહને સહાય આપી. ક્રમે અંતર્વિપ્લવ દુર્નિવાર્ય થઇ પડયો. અને સરદાર સામંતોએ. આળસ્ય પરતંત્ર રાજસિંહને છોડી અમરસિંહનો પક્ષ લીધો, રાણો રાજસિંહ વિષમ સંકટમાં પડયો, તે અંતર્વિવાદ મટાડવા અશકત, હોઇ આરાવલીને ઓળંગી ગદવાર રાજ્યમાં પલાયન કરી ગયો. અને તેના પુત્રને પ્રકૃતિ કરવા માટે તેણે તે પ્રદેશના રાજાને તેની પાસે મોકલ્યો. રાજ્યના સઘળા સામંત સરદારની મદદ મેળવી, અમરસિંહ બીલકુલ ગર્વિત થયો. તેણે પોતાના પિતાના વચન કર્ણુપાત ઉપર કર્યો નહી. અને રાજ કોશાગાર હસ્તગત કરવા તે પોતાના દળ સાથે કમલમીર તરફ ચાલ્યો. દેપ્રા સરદાર વિદ્રોહમાં એ નગરનો શાસન ભાર સોંપ્યો હતો. તે એક સારો યોદ્ધો હતો. વિદ્રોહી અમરસિંહ બળમાં તેનાથી સારી રીતે સંપન્ન હતો, તોપણુ તેનો ઉદ્યમ વ્યર્થ ગયો, વિફળ મનોરથ થઇને પણુ રાણાએ પોતાના પિતાના વચન ઉપર કર્ણુપાત કર્યો નહિ. છેવટે રાણાની સહાય સંપત્તિ જોઇ તે ભય પામ્યો, ત્યારપછી તેને પિતા સાથે સંધિ સ્થાપવાની ફરજ પડી. ભગવાન એકલિંગના મંદિરમાં પિતા પુત્ર એકઠા થયા, જ્યાં સંધિપત્ર સ્વાક્ષરિત થયું. તે સંધિપત્રના અનુસારે સ્થિર થયું જે રાણાએ જયસમુદ્રને છોડી નગરમાં આવવું. અને અમરસિંહેજ તે સરોવરના તટ ઉપરના મહેલમાં નિવાસિત થઈ જઇ રહેવું.

રાણા જયસિંહે વીશ વર્ષ રાજ કર્યું. સુકુમાર વયમાં તેણે ઉંચા ગુણુનો

પરિચય આપ્યો. જો રાજસિંહાસને બેસી એવા ગુણથી વિભૂષિત રાણાએ ) ત્રણુજન
મોગલ સમ્રાટની સાથે યુદ્ધ કરત તો મોગલ ગ્રાસમાંથી સ્વદેશનો તે ઉ જણાવ્યુ' જે
પણ તેની સ્ત્રી પરાયણતાએ તેનો સર્વ નાશ કર્યો. તે સ્ત્રી પરાયણતા સહીરખાંએ
પ્રરોચનામાં વિમુઢ થઇ તે બીલકુલ આળસુ અને અકર્મણ્ય થઇ પડયો, પુત્રોને
બાલ્યકાળમાં મેળવેલા સઘળા ગુણો ખોઇ બેઠો. ઠેરછે

રાણા જયસિંહના સ્વર્ગવાસ ઉપર તેનો મોટો પુત્ર અમરસિંહ [ દ્વિતી રતા
સંવત્ ૧૭૫૬ ( ઇ. સ. ૧૭૦૦ ) માં રાજ સિંહાસને બેઠો. અમર એવા નામ
જેમ મહાત્મ્ય તે તેનામાં સંક્રામિત હતું. પોતાના પૂર્વ પુરૂષ અમરસિંહ
ઘણાખરા ગુણોનું તેણે અનુકરણ કર્યું હતું. તેણે ચિંતાની સાથે વિવાદમાં ઉતરી
મેવાડનો સર્વ નાશ કર્યો. મેવાડના દુરદૃષ્ટથી રાજસિંહના પરિવારમાં મોટો કલહ
થયો. જેથી મોગલસમ્રાટની સામે થઈ રજપુતો મેવાડનો ઉદ્ધાર કરી શકયા નહિ.
વળી સ્વદેશ પ્રેમિક રાજસિંહના પુત્ર જયસિંહે સ્ત્રીપરાયણ થઇ રાજ્યની કાર્ય
લોચના ન કરી તેથી કરીને પણ મેવાડનો અધઃપાત થયો. રાણા રાજસિંહે અને
જયસિંહના રાજ્યશાસનના વિવરણનું અનુશીલન કરવાથી સ્પષ્ટ પ્રતીતિ થાય છે
જે જેવી રાજસિંહના સમયમાં મેવાડની આબાદી હતી. તેવી જયસિંહના
સમયમાં નહોતી.

રાજ સિંહાસને બેઠા પછી તરત રાણા અમરસિંહે સમ્રાટના ભાવી ઉતરા
ધીકારી શાહઆલમની સાથે સંધિ સ્થાપી. એવી રીતની સંધિ સ્થાપનાથી તેની
ભાવિદર્શિતાનો વિલક્ષણ પરિચય માલુમ પડે છે. જે સમયે તે પિતૃરાજ્યે અભી-
ષીકત થયો, તે સમયે મોગલ સામ્રાજ્યમાં વિષમ અંતર્વીપ્લવ સળગી ઉઠયો.
ઔરંગઝેબના પુત્રો પરસ્પરના હૃદય તોડી ફોડી તે સળગેલા વિવાદાગ્નિમાં
તેઓના લોહીનું બળીદાન આપતા હતા મોગલ સામ્રાજ્યની એવી દુરવસ્થા
જોઇ રાણા અમરે ભાવી મોગલ સામ્રાજ્યોતરાધિકારી શાહઆલમની સાથે સંધિ
સ્થાપી તે સંધી બહુ છાનાઇથી થયો. જે સમયે શાહઆલમ [illegible] પર
પારે ગયો હતો. તે સમયે શાહઆલમ સાથે અમરસિંહે સંધી કર્યો. *

* રાણા અને શાહઆલમ બહાદુર વચ્ચે થયેલ ગુપ્તસંધી. સંધીપત્ર શાહઆલમનું સ્વા-
ક્ષરીત. પ્રજાના મંગલ વીધાન માટે છ પ્રસ્તાવ આપવાથી ઉત્થાપીત અને મારાથી સમર્થીત છે
તે ઇશ્વરના આદેશથી સંપુર્ણ પાળવામાં આવશે. ૧ શાહજહાનના સમયમાં જેવું ચીતોડનું
ગૌરવ હતું તેવું તેનું ગૌરવ કરવું. ૨ ગો વધનું નિવારણ ૩ શાહજહાનના સમયમાં જે પ્રદેશો
મેવાડના અંતર્ભુક્ત હતા તે સઘળાં અમને પાછા આપવા ૪ જે અકબર હાલ સ્વર્ગ
ધામે વાસ કરે છે. તેના શાસન કાળમાં જેમ હીંદુ લોકો ઇષ્ટદેવની પુજા અને ધર્માચરણ
કરતા હતા તે પ્રમાણે હિંદુ લોકો હાલ કરી શકે. ૫ આપ જેને પદચ્યુત કરશો તે રાજ પાસેથી

અત્યંત કલહકે ઘટના સ્રોતના ઘોર આવર્તમાં પડી મોગલ કુળનો અધઃપાત થયો, પુરૂષાર્થ અં ઘટનાસ્રોતે ઘણા દૂરના બ્રીટન દેશના અધીવાસીઓ માટે ભારતવર્ષમાં સિંહની વાનો માર્ગ પરિષ્કૃત કર્યો. તે ઘટના સ્રોતની આલોચના આ સ્થળે કરવાનું દેવી સ્મળ પ્રયોજનીય છે. તેની આલોચના કરવાથી એક રીતનું રાજનૈતિક તત્વ પડીહાથમાં આવે છે. તે તત્વના મહિમામાં મુગ્ધ થઇ ભારત બંધુ મહાત્મા ટોડ આ સાહેબે મુક્ત કંઠે કહેલ છે જે, " એ તત્વ એક સંકેતની જેમ આપણી લા મંગુખે ઉભો રહી, આપણને સતર્ક કરી દે છે જે નૈતિક બળની મદદ લઈ ણું કેવળ અસીબળની મદદથી ભારતવર્ષનું શાસન ચલાવવા જણાય તો વિપતમાં એ જનાય તેવું છે." હીંદુવૈરી ઓરંગજેબની શાસન પ્રણાલીનું અનુશીલન કરવાથી મહાત્મા ટોડ સાહેબની ઉકિતની સત્યતા મળી આવે છે. બળદર્પિત દુરાચાર ઔરંગજેબે પોતાના પગમાં પોતાના હાથે કુઠારાઘાત કર્યો. આત્મબળે અંધથઈ અગર જોકે તે પોતાની અવસ્થા વિચારી શકયો નહિ, તોપણ સ્પષ્ટ માલુમ પડે છે જે રાજનિતી કુશળ અકબરે જે વિરાટ સામ્રાજ્ય વૃક્ષ ઉછેરી મોટું કર્યું તે વૃક્ષ ઓરંગજેબના દુરાચારથી સમુળ નાશ થયું.

દુર્વૃત્ત ઓરંગઝેબે, જો પોતાના સામ્રાજયનું ધ્યાન આપી કામ કર્યું હોત તો મોગલ સામ્રાજ્યનો એટલો બધો વહેલો અધઃપાત થાત નહી. ભારતવાસી સદાકાળ રાજભક્ત તે માટેજ તેઓ કઠોર અત્યાચાર સહન કરી સમ્રાટ માટે આત્મસમર્પણ કરવા તૈયાર હતા. ભારતવાસી સદા રાજભક્ત છે એમ અકબરના માનવામાં આવ્યું હતું, જહાંગીર અને શાહજહાન તેનું યથાર્થ અનુધાવન કરી શકયા હતા પણ દુરાચાર ઓરંગઝેબ, ભારત સંતાનની રાજભક્તિનો મહિમા સમજયો નહોતો, તે ભારત સંતાનની રાજભક્તિને અને ઉદારતાને બીજા નામે કહી કહેતો તે બોલતો હતો જે ભારતવાસીઓ તેના દોર્દંડ પ્રતાપના બળે તેનું પદ લે ં-કરેછે. આજ ભારતવાસીઓની રાજભક્તિનો પવિત્ર પુરસ્કાર જય વિદ્વેષીતાએથી મોગલ સામ્રાજ્યનાનો અધઃપાત થયો. દુરાચાર ઓરંગઝેબે, સઘળા હીંદુ મંદ ઇસ્લામ ધર્મમાં દીક્ષિત કરવા ચાહ્યું હતું. રજપુત કેસરી રાજસિંહના પ્રચંડ પ્રતાપથી તેની તે ખરાબ ચાહના પાર પડી નહિ.

ઓરંગઝેબ ભયાનક હીંદુ વિદ્વેષી હતો. જો કોઈ હીંદુ સ્વધર્મનો ત્યાગ કરી ઇસ્લામના ધર્મમાં દિક્ષિત થાતો તો તે ઔરંગઝેબની શીતળ આશ્રય છાયા તો પામતો. અનેક અધમ હીંદુઓએ પોતાનો ધર્મ ત્યાગ કરી ઇસ્લામ ધર્મના દિક્ષિત થઇ તેની છાયાવીધી હતી. શિશોદીય કુળના નીચ શાખા કુળમાં

કોઈ પણ જાતનો અનુગ્રહ પામશે નહિ. ૬ દક્ષિણાવર્તના યુદ્ધ માટે હવે આપને સેના સહાય આપવામાં આવશે નહિ.

રાવગોપાળ નામે એક રજપુત પેદા થયો હતો ચંબલ નદીના તીરની ભુમિનો રામપુર નામનો પ્રદેશ, સામંત વૃતિમાં ભોગવતો હતો. દક્ષિણાપથના યુદ્ધ સમયે તેના તાબાના અનેક રજપુત સરદારોએ તેની મદદ કરી હતી દક્ષિણા પથમાં જવાના સમયે રાવગોપાળે પોતાના પુત્રના હાથમા રામપુરનો શાસન ભાર સોપ્યો પણ તેના કુળાગાર પુત્રે પિતાની અનુપસ્થિતિના સમયે રામપુરનું સઘળું રાજત્વ પિતા પાસે ન મોકલતાં તે પોતે ગળી ગયો તે બાબતની રાવગોપાળે સમ્રાટ પાસે ફરીયાદ કરી મૂર્ખ પુત્રે પિતાની વિદ્વેષની નજરમાંથી અને સમ્રાટના રોષાનળમાથી બચવા યોજના કરવા માડી, અનેક ક્ષણપછી તેને એક વિચાર સુજી આવ્યો, તેથી તે પડેલા સંકટમાથી બચી ગયો, તે દુરાચાર સ્વધર્મનો ત્યાગ કરી ઇસ્લામના ધર્મમા દીક્ષિત થયો ઔરંગજેબ, તે કર્મથી તેના ઉપર અત્યંત સંતુષ્ટ થયો તેને તેણે માફી આપી એટલુ જ નહિ પણ રાવગોપાળની ભૂમિવૃતિ તેને સોંપી દીધી કુળાગાર પુત્રના એવા દુરાચરણથી રાવગોપાળના હૃદયમાં તેના ઉપર ઘૃણા પેદા થઇ, તેણે દળ લઇ રામપુરને ઘેરી લીધુ પણ તેનો ઉદ્યમ સફળ નીવડયો નહિ તે ઉદ્યમથી તેના પોતાના જીવન સાથે પોતાની સ્વાધીનતા ખોઇ દેવાનો ઉપક્રમ આવી પડયો રાવગોપાળે પોતાની રક્ષા માટે રાણા અમરનો આશ્રય શોધ્યો તેણે તેનો આશ્રય લીધો ઔરંગજેબના હૃદયમા તે સહ્ય થયું નહિ, ગોપાળને આશ્રય આપવાથી રાણો, ઔરંગજેબની નજરમા વિદ્રોહી ગણાયો, ત્યારે રાણાની ગતિવિધિ જોવા, સમ્રાટે પોતાના પુત્ર આજીમને માળવ રાજ્યમાં રાખ્યો, સમ્રાટના પરમ સેવક એક રજપુતે પોતાના જીવનવૃતમાં * ઔરંગજેબના એવાં દુરાચરણનું સ્પષ્ટ વિવરણ કરેલું છે

સમ્રાટનો દુરભિસંધિ જાણી રાણા અમરસિંહે, તેના વિરૂદ્ધે ખડગ ધા[illegible] કર્યું. તેની મદદ માટે માળવરાજ તે રણરંગ સ્થળમાં ઉતર્યો. આજીમ, તે સ[illegible] નર્મદાના પર પારે હતો, ત્યા મહારાષ્ટ્રીય સેનાપતિ સીધી[illegible]પક્ષ[illegible] નીચે મરાઠા લોકોએ ઘોર વિપ્લવ ઉઠાવ્યો, – તે વિપ્લવ અગ્નિ [illegible]થી કરી ઔરંગજેબને રાજા જયસિંહને આજીમની પાસે મોકલ્યો + [illegible] [illegible] કર્યો. * સારૂં ફળ નીવડયું નહિ તેના કઠોર અત્યાચારે તે સમયે [illegible]થી સઘળા પ્રદેશમાં વિપ્લવવન્હિ સળગી ઉઠયો, સઘળા લોકો [illegible] ઉમ્મરની અપારગતા અને તેના પારિવારિક કલહો જોઇ, [illegible] લામાથી છુટી જવા તેયાર થયા. સમ્રાટ ઔરંગજેબની [illegible]

* તેની આત્મજીવનીનો કેટલોક અંશ મહાત્મા ટોડ સાહેબે [illegible]

– ઈ. સ. ૧૭૦૬–૭ મા મહારાષ્ટ વિપ્લવ થયો

+ રાવરામચંદ્ર બુંદેલા અને રાણા[illegible] [illegible]

નહોતી એમ નહિ, એ ઓરંગજેબ કોનું દમન કરે! ભીમ પરાક્રમવાળા મહારા ષ્ટ્રીય લોકો વીરકેસરી શિવાજીના મહામંત્રે દીક્ષિત થઈ, સ્વાધીનતા મેળવવા માટે ધીરે ધીરે ન્યાવહ પગલું ભરતા હતા. જુલમથી પીડાયેલ રજપુતો મોગલ સામ્રાજ્યથી સ્વતંત્ર થવા લાગ્યા. તેની વૃદ્ધવસ્થામાં તેના પુત્રો અને પૌત્રો ભારત વર્ષનું સામ્રાજ્ય મેળવવા એક બીજાનું હૃદય શોણિત પીવા તૈયાર થયા. એવા પારિવારિક અને રાજકીય સંઘર્ષથી પીડિત થઇ પચાશ વર્ષ. ભય ભરેલા રાજ્ય ભોગ કરી મોગલસમ્રાટ ઔરંગજેબ, ઓરંગાબાદ નગરમાં ઇ. સ. ૧૭૦૭ માં આ ફાની દુનીયા તજીને ચાલ્યો ગયો.

ઔરંગજેબના સિંહાસન માટે તેના પુત્રો અને પૌત્રો લડવા લાગ્યા, તેઓએ તેના મૃત્યુનો શોક કર્યો નહિ. પણ રાજ્યસિંહાસન માટે તેઓ દિલ્હી ઉપર અગ્રેસર થયા. તેમાં સમ્રાટના બીજા પુત્ર આજીમે સમ્રાટપદનો અધિકાર લીધો. મૌજામને દળ સાથે આવતો જોઇ, તેનો ઉદ્યમ વ્યર્થ કરવા, તે ઘાત અને કોટાના રજપુતો સાથે આગ્રાની પાસે આવ્યો, * મેવાડ મારવાડ વીગેરેના સઘળા રજપુત રાજાઓ મૌજામના વાવટા નીચે એકઠા મળ્યા. જાજે નામના સ્થળે મૌજામ રજપુતો સહિત આજીમની સામે થયો. પણ તે અગ્રજનો પ્રતાપ ન સહન કરતાં, કોટા અને ઘાત નગરીના રાજા સાથે, પોતાના પુત્ર સહિત તે યુદ્ધ સ્થળે મરાયો, ત્યારપછી મૌજામ નિષ્કંટક થઈ, શાહઆલમ એવું નામ ધારણ કરી પિતૃસિંહાસને બેઠો, મૌજામ અનેક સુંદર ગુણે વિભૂષિત હતો. સુંદર ગુણથી વિમોહિત થઇ ઘણું કરી સઘળી રજપુત સમિતિ તેના ઉપર પ્રીતિ રાખતી હતી, મૌજામ રજપુત સ્ત્રીના પેટે પેદા થવાથી સઘળા રજપુતો, તેના ઉપર આસક્ત હતા, જો મૌજામ, હીંદુહિતેષી ધાર્મિક પ્રવર શાહજહાનની પછી તરતજ ભારતવર્ષના સિંહાસને બેઠો હત તો, વીરવર તૈમુરનું વિશાળ વંશતરૂ એટલું બધું ઉત્પાટિત થાત નહિ, પણ આ જગત્‌માં કોઇનું ગૌરવ ચિર સ્થાયી રહેતું નથી. હીંદુલોક ઉપરની ઔરંગજેબની કઠોર વિદ્વેષીતાએ ઓરંગજેબને યશ લેવા દીધો નહિ, વીરવર બાબર સર્વદા હીંદુલોકોને સંતુષ્ટ રાખતો. જે બાબરના વંશધરો હીંદુઓનો માન મરતબો જાળવી રાખવા સદા પ્રયત્નવાળા હતા, આજ તે બાબરના એ કુલાંગાર વંશધરે હીંદુઓના હૃદયમાં એવો આઘાત આપ્યો છે જે તેના ક્ષતનું આરોગ્ય, હીંદુઓ હાલ સુધી ભોગવી શકયા નહિ.

રજપુત પ્રિયગુણી બહાદુરશાહ, પોતાના શાંતિમય રાજ્યમાં તે ક્ષતનું આરોગ્ય કરી શકયો નહિ, તે ગુણી હતો ખરો પણ રજપુત લોકો તેનો વિશ્વાસ કરતા નહિ. દીર્ઘકાળ વ્યાપિની દૂર દર્શિતાથી તેઓના હૃદયમાં એવો સંસ્કાર

* ઈ. સ. ૧૭૦૯-૧૦

બદ્ધમુળ થઇ પેદા થયો જે મોગલમન્ત્ર અવિશ્વાસી અને નિષ્ઠુરછે તેઓએ ભયકર જળોની જેમ રાજસ્થાનનુ લોહી ચુસી લીધુ છે બહાદુરશાહનો તે મોગલકુળમા જન્મ, તે પણ રાજવાડાનુ લોહી શોષણ કરવા ચેષ્ટા કરશે એમા વિચિત્ર શુ ! એવા હૃદય સંસ્કારને વશ થઇ રજપુતો એક બીજાના સ્વાર્થના રક્ષણ માટે એક બીજાથી સધિસૂત્રે બધાઇ ગયા, બહાદુરશાહે, તેઓને પ્રકૃતિસ્થ અને સતુષ્ટ કરવા બહુ ચેષ્ટા કરી પણ તે ચેષ્ટા વ્યર્થ અને વિફળ ગઇ તેઓના મનમા જે દૃઢ વિશ્વાસ ચસ્યો હતો તે ખસ્યો નહિ તેઓએ બહાદુરશાહનો કોઇ અનુરોધ ગ્રાહ્ય કર્યો નહિ

રજપુતોના આચરણ જોઇ સમ્રાટ બહાદુરશાહ સમજી ગયો જે રજપુતો તરફથી ભવિષ્યમા કોઇ આનુકુલ્ય મળે તેમ નથી તે ઘટનાના સમકાળે, તેના કનિષ્ઠ ભ્રાતા કમબક્ષ સાથે તેનો ઘોર વિવાદ થયો કમબક્ષ, દક્ષિણાવર્તમા પોતાને સમ્રાટ કહેવરાવવા લાગ્યો બહાદુરશાહ તેના તે કર્મની તેને શાસ્તિ આપવા ગુથાયો હતો, તેવામા શીખલોકોનો બળવો સમાવવા તેને ઉતર પ્રદેશ તરફ જવુ પડ્યુ ગુરૂ નાનકે, એ વિક્રમવાળી જાતિની પ્રાણ પ્રતિષ્ઠા કરી સીખલોકો નાનકના શિષ્ય એમ કહેવાય છે, જે અમુનદીના તીરવર્તી શાકદ્વીપના પ્રાચીન જીતકુળમા તેઓની પેદાશ છે તેઓ અભિયાનોદ દેશે ઈ સ ના પાચમા સૈકામા ભારતવર્ષના પજાબ પ્રદેશમા આવ્યા ગુરૂ નાનકના મહામત્રના દીક્ષિત થવાના કાળ પછી એકસો વર્ષે, સ્વરક્ષણોપયોગી બળ મેળવી શીખલોકો પોતાને સ્વાધીન અને સ્વતન્ત્ર કહેવા લાગ્યા બહાદુરશાહના શાસનકાળમા આખા ભારતવર્ષમા શીખલોકો માત્ર સ્વાધીન હતા તેઓને સ્વાધીન થતા જોઈ સમ્રાટ બહાદુરશાહ પજાબ પ્રદેશ તરફ ચાલ્યો, યુદ્ધયાત્રા કાળે અબરનો રાજા અને મારવાડનો રાજા સમ્રાટની છાવણીમા આવ્યા તે બન્ને રાજા તેની સાથે કાઇ પણ બોલ્યા વિના છાવણીમાથી ચાલ્યા ગયા શિખલોકો તેના આચરણ જોઇ તેઓએ સ્વતત્રતા મેળવવા ચેષ્ટા કરી

ભારતવર્ષના તે સાર્વજનીન વિપ્લવ સમયે પરાક્રમી શિખલોકના દાખલાને અનુસરી રજપુત લોકો મોગલથી સ્વતન્ત્ર થવા તૈયાર થયા સમ્રાટ બહાદુર શાહે તેઓને પ્રકૃતિસ્થ અને શાત કરવા પોતાના પુત્રને તેઓની પાસે મોકલ્યો સમ્રાટની અભ્યર્થના તેઓ અગ્રાહ્ય કરી શકયા નહિ પણ તેઓ પ્રકૃતિસ્થ અને શાત થયા નહિ, તેઓને આશ્વિસ્ત કરવા સમ્રાટે બહુ ચેષ્ટા કરી પણ તે ફળવાળી થઈ નહિ, રજપુતો, ઉદયપુરના રાણા અમરસિંહ પાસે ગયા ત્યા તેઓ એક સધિસુત્રે બધાયા એ રીતે રાજસ્થાનના ત્રણ મહાબળ એકઠા થયા રાઠોડકુલ કુશાવહકુળ અને શિશોદીયકુળ એકત્ર ભોજન કરવા લાગ્યા, અને વૈવાહિક સૂત્રે

બંધાઇ ગયાં, સંધિપત્રમાં સહી કરતી વકતે. મારવાડ અને અંબર રાજાએ, ઇષ્ટ દેવતાના નામે શપથ લીધા જે હવેથી મોગલ સમ્રાટ સાથે પારિવારિક અને રાજકીયસૂત્રે બંધાવવું નહિ, વળી સ્થિરીકૃત થયું જે પોતાની સંતતિને મોગલના કરમાં આપવી નહીં.

જે દીવસે હીંદુવૈરી ઔરંગઝેબે કુળ કલંક *રતનસિંહને તેના પિતાના રોષાગ્નિમાંથી રક્ષા કરવા આશ્રય આપ્યો, જે દીવસે હતોદ્યમ રાવ ગોપાળે ઉદયપુરમાં આશ્રય લીધો, તે દીવસે, રાણા અમરસિંહે રાવ ગોપાળની ભૂમિવૃત્તિ, રાવ ગોપાળને અપાવવા મહેનત કરી, પણ ઘણાં કાર્યોની પ્રવૃત્તિ હોવાથી તે તેની મહેનતમાં સચેષ્ટ થયો નહિ. આ ક્ષણે રાઠોડ રાજ અને કુશાવહ રાજ સાથે એકઠા થઇ, તે પોતાનો સંકલ્પ સાધવા અગ્રેસર થયો. પણ તેનો સંકલ્પ સિદ્ધ થયો નહિ' રાજા મુસલીમખાં†એ તેના સઘળા ઉદ્યમ વ્યર્થ કરી દીધા. સમ્રાટે તેના જયના ખબર સાંભળી તેને બક્ષીસો આપી. રજપુત વીરોનાં ત્રણ મહાબળ જે એકત્રીત થયાં હતાં તે બળનું ફળ શાહઆલમના રાજ્યમાં પેદા થયું નહિ શાથીકે તે મહાબળના પ્રારંભમાં શાહઆલમ બહાદુર આતતાયી પાખંડીના આપેલા ઝેરથી આ લોકમાંથી વિદાય થયો.× શાહઆલમ બહાદુર એક સચ્ચરિતવાળો રાજા હતો. દુર્ભાગ્યવશે, તેના દુરાચાર પિતાનાં પાપાચરણો કઠોર વજ્ર રૂપે પરિણામ પામી, તેના મસ્તક ઉપર તેના ફળ આવી પડયાં. પિતૃકૃત પાપનાં ફળ પુણ્યવાન્ પુત્રને ભોગવવાં પડયાં. શાહઆલમની આશાઓ વિફળ ગઈ હતી. ઉત્તરમાં હીંદુકુશથી તે દક્ષીણમાં સાગરકુળ પર્યંતના ભારતવર્ષ પ્રદેશમાં તેના શાસન કાળે પુષ્કળ અશાંતિ ઉઠી હતી. બહાદુરશાહે સંકલ્પ કર્યો હતો જે, સઘળી વિશૃંખલતાનો નાશ કરી. તે પુરેપુરી શાંતિ ભોગવશે, પણ દુર્ભાગ્યવશે તેનો સંકલ્પ સિદ્ધ થયો નહિ. શાહઆલમ એક કાર્યદક્ષ, દૂરદર્શિ, અને સુશીલ રાજા હતો. જો તેના જીવન વૃક્ષના મૂળમા અકાળે કુઠારાઘાત ન લાગત તો તે સકળ રાજોચિત ગુણ ગ્રામે પતનોન્મુખ મોગલ સામ્રાજ્યને સારી દશામાં લાવત. પણ વિધાતાના કઠોર વિધાનના અનુસારે મોગલ કુળનો અધઃપાત અનિવાર્ય. નહિ તો અકાળે બહાદુરશાહનું મરણ કેમ થાય. નહિ તો બહાદુરશાહના વંશધરો સમ્રાટના નામના અયોગ્ય કેમ થાય.

જે દીવસે, સાધુચરિત શાહઆલમ બહાદુરશાહ વિષ પ્રયોગથી અકાળે આ લોકમાંથી વિદાય થયો, તે દીવસથી વીરવર બાબરનું સિંહાસન ક્ષયિત મૂળ વૃક્ષની જેમ કંપવા લાગ્યું. તેના વંશધરોમાંથી કોઈએ તે સિંહાસન સ્થિર

* રામપુર પતિ રાવ ગોપાળનો પુત્ર

† મુસલમાન ધર્મમાં દીક્ષિત થયાથી રતનસિંહનું નામ મુસલીમખાં પડયું હતું.

× ઇ. સ. ૧૦૧૨ માં વિષ પ્રયોગથી શાહઆલમ આ લોકમાંથી વિદાય થયો.

કર્યું નહિ થોડા સમયમા ગગા યમુનાના સગમે રહેલા વેગ નામના નગરથી બે સૈયદ ભાઇઓએ * આવી મોગલ સિહાસનને પશ્ચ કરી દીધુ

બાબર, અકબર, જહાંગીર અને શાહજહાનનુ પવિત્ર રત્નસિહાસન તે બન્ને ક્રૂરચરિત સયદોની ઈચ્છાના અનુસારે તેઓની પસદગી પ્રમાણે એક આશામીને અર્પિત થયુ ઉત્તરાધીકારીત્વની કાયમની પ્રથાનો વ્યભીચાર થયો ધર્મ અને ન્યાયના મસ્તકે પાપનો પાદાઘાત થયો અર્થ અને તોષામોદ દ્વારાએ જે તેઓને પ્રસન કરી શકયો તે ભારતવર્ષના રાજસિહાસને બેઠો તે બન્ને સૈયદ ભ્રાતાથી મોગલ કુળનો અધ પાત થયો

જે સમયે રાજસ્થાનના ત્રણ મહાબળ, મોગલ સામ્રાજ્ય સામે ગપ્તયુદ્ધક્ષેત્રમા ઉતર્યા તે સમયે તે બે સયદ ભાઇઓએ ફીરકશીયરને સમ્રાટ પદે નીમ્યો રજપુતો ફીરકશીયરના અત્યાચારથી અધીર થઇ ફીરકશીયરની સામે ઉતરવા તજવીજ કરવા લાગ્યા આતતાયી યવનોએ જે હીદુ દેવાલયો ભાગી તેના ઉપર મસજીદો સ્થાપી હતી આજ રજપુતોએ તે મસજીદો તોડી તેના ઉપર દેવાલય બાધ્યા તેઓએ મોગલના ધર્મ યાજકોને પકડયા અને માર્યા રજપુતોએ સઘળી મસજીદો તોડી નાખી

રજપુતોનુ બાહુબળ પ્રતિદીન વધતુ ગયુ સમ્રાટે તેઓના કઠોર આચરણનો પ્રતિરોધ કરવા ઉપાયો લીધા આમીરૂલઉમરા અજીતસિહનો દર્પ તોડી દેવા દળ સાથે બહાર પડયો તે સમયે અજીતસિહને સમ્રાટના હસ્તાક્ષરીત એક પત્ર મળ્યો તેમા સમ્રાટે દર્પવાળા સેયદને હરાવી દેવા અનુરોધ કર્યો હતો સમ્રાટે પોતાનાજ સેનાપતિને હરાવી દેવા શા માટે લખ્યુ તેનુ ગુપ્ત કારણ છે બન્ને સૈયદ ભાઇઓએ તેને સમ્રાટ પદે નીમ્યો હતો બન્ને ભાઈઓથીજ તે પરિચાલીત હતો એમ થવાથી સમ્રાટ બેતાકાત અને કમનસીબ ગણાયો જેમજેમ બન્ને સયદની સત્તા વધતી ગઈ તેમતેમ સમ્રાટની શકા પણ વધતી ગઈ તેઓની સત્તા હણી દેવા માટે તેણે અજીતસિહને પત્ર લખ્યો સમ્રાટના તે કૌશલથી તેઓની સત્તા કમ થઈ નહિ પણ વધી પડી રાઠોડ અજીતસિહે તે સયદો સાથે સધી કર્યો સમ્રાટને નિમિત્તકર અને પોતાની એક કન્યા આપવાને તે સમત થયો

જે દીવસે સમ્રાટ ફીરકશીયરની સાથે મારવાડ રાજપુત્રિનો વિવાહ સબધ સ્થિર થયો તેદીવસે દૂરના શ્વેતદ્વીપીય બ્રીટીશસિહની પ્રભુતાનો માર્ગ પરિષ્કૃત થયો વિવાહ સબધ નિર્ધારીત થયો તેના અગાઉ એકદમ સમ્રાટની પીઠ ઉપર મોટો ફોડલો પેદા થયો કોઇમુસલમાન વૈદ્યોએ તે ફોડલામાથી સમ્રાટને આરામ

* હુસેનઅલ્લી અને અબ્દુલાખા

કરવા વિશેષ ચેષ્ટા કરી તો પણ તેઓની ચેષ્ટા ફળવાળી થઇ નહિ ક્રમે સમ્રાટને અત્યંત પીડા થવા લાગી વિવાહનો દીવસ પાસે આવ્યો તેની આરોગ્યતા થઇ નહિ, વિવાહનો દિવસ વીતી ગયો, સમ્રાટ કેવલ દુર્બલ થઈ પડયો, શુભ વિવાહના કામમા જે સામગ્રી આવવાની હતી તે અંત્યેષ્ટી ક્રીયામા કામ આવે તેમ થયુ સઘળા લોકો શકાકુલ થયા સઘળાઓ ઉપક્ષમોપયોગી ઉપાય શોધવા લાગ્યા તે સમયે સુરતના બ્રીટીશ વેપારીનો એક દુત સમ્રાટની સભામા આવ્યો તે સારો વૈદ્ય હતો તે શસ્ત્ર ચિકીત્સામા પારદર્શી હતો સમ્રાટે તેની ચિકીત્સા કરવાનુ મુકરર કર્યું તે વૈદ્યનુ નામ હેમિલ્ટન હતુ વૈદ્યરાજ હેમીલ્ટને સમ્રાટને ફોડવાની પીડામાથી આરામ કર્યો તેની સુંદર ચિકીત્સાપણાથી સમ્રાટે આરોગ્યતા મેળવી

સંપૂર્ણ તંદુરસ્તી મેળવ્યા પછી સમ્રાટે રજપુત પુત્રીસાથે વિવાહ કર્યો મોટી ધુમધામે વિવાહનો વ્યાપાર સમાપ્ત થયો સમ્રાટે એક રોજ મહાત્મા હેમીલ્ટનને પાસે બોલાવી કહ્યુ તમે મારી પાસેથી શુ ઇનામ લેવાની વાસના રાખોછો? મહાનુભાવ હેમીલ્ટને જવાબ આપ્યો, સમ્રાટ હુ ધન ચાહતો નથી, હુ માન ચાહતો નથી, હુ મોટા પદ મારવની આકાક્ષા રાખતો નથી અમે ઘણા દૂર દેશાવરથી વેપાર કરવા આવ્યા છીએ આપના સામ્રારાજ્યમા એક પગલુ મુકવાનુ અમારૂ સ્થાન નથી આ,હેતુ મારી એવી પ્રાર્થના છે જે અનુગ્રહ કરી અમને સ્થાન આપો જેથી કરી વેપાર રોજગાર કરવાનુ અમને આનુકુલ્ય પડે તે સ્થાનની માલેકીનો હક અમારો થાય એમ પત્ર લખી આપો સમ્રાટે સતુષ્ટ થઈ તેની પ્રાર્થના પૂર્ણ કરી તે દિવસથી ભારતવર્ષમા બ્રીટીશ પ્રભુતાન બીજ રોપાયા તે બીજના મોટા નક્ષો થઇ ભારતવર્ષમા ફેલાઇ ગયા આજતે વિશાળ વૃક્ષની છાયા નીચે ભારત સતાન વિશ્રામ લેછે

મોગલ સમ્રાટ ફીરકશીયર, મહાત્મા હેમીલ્ટનનો આત્મ ત્યાગ જોઇ પરમ વિસ્મિત થયો હેમીલ્ટનની ઇચ્છા હતતો તે પુષ્કળ સપતિનો ધણી થાત ભારતવર્ષના એક સામત રાજ્ય જેટલો તે વૈભવ ભોગવત પણ તે અકિચિત્કર આત્મસ્વાર્થનો વિશયત્યાગ કરી ગયોછે તે સ્વદેશનો મોટો ઉપકાર કરી ગયો છે જે હેમીલ્ટનના અનિમ માહાત્મ્ય અને આત્મ ત્યાગના ગુણે, આજ ભારતવર્ષમા બ્રિટીશસિંહનુ અખડ પ્રભુત્વછે તે હેમીલ્ટન, સ્વદેશીય લોકો પાસેથી શુ પ્રતિષ્ઠાન પામ્યો કોઇ જાતનુ પ્રતિષ્ઠાન પામ્યો નહિ જે દિવસે તેનો જીવન વિહગ પવિત્ર દેહ પિજરમાથી વિદાય થયો જે દિવસે તેનુ પૂત કલેવર કલકતામા આડબર વિના એક સાધારણ સમાધિ મદિરમા દટાયુ તે દિવસે કોઇ બ્રિટનવાસીએ તેના સમાધિ મદિર ઉપર કાઇ સ્મરણ ચિન્હ સ્થાપન

માથું ઉપાડયું. તેઓએ, પોતાની સ્વાધીનતાની ઘોષણાનો પ્રચાર કર્યો, જાટ લોકોનો વાવટો દિલ્લીના સિંહદ્વારે ઉડવા લાગ્યો, છેવટે જે દિવસે બ્રીટીશસિંહની ચતુરતાથી ભરતપુરનો કીલ્લો વિપર્યસ્ત થઇ પડયો, તે દિવસે જાટ જાતિના મસ્તક ઉપરથી વિજય મુકુટ ખસી પડયો, તેનો સ્વાધીનતાનો વાવટો નમી જઇ બ્રીટીશસિંહના ચરણ પાસે આવી પડયો.

તે સંધિબંધન રાણા અમરસિંહના જીવનનું શેષ સાધન, જે દિવસે તે સંધિ થયો તે દિવસથી થોડા દિવસ ઉપર તે અમરધામે પહોંચી ગયો. તે એક ડાહ્યો અને ઉંચા મતવાળો રાજા હતો. તેણે પોતાના રાજ્યની સમૃદ્ધિ વધારી પોતાના પદનું અને કુળનું સંમ્માન ગૌરવ સારીરીતે જાળવ્યુ. મેવાડના અધિવાસીઓ હાલ પણ પ્રાતસ્મરણીય રાજાઓની નામ માળામા તેના નામનો જપ કરે છે. તેઓના મનમાં દ્વિતીય અમરસિંહ પવિત્ર શિશોદીયકુળનો છેલ્લો ગૌરવશાળી રાજા, તેના પરલોક વાસની સાથે મેવાડનો અધ:પાત થયો, ગૌરવાન્વિત શિશોદીયકુળનું ઉન્નત મસ્તક અવનત થઈ પડયું. કૃષિકાર્યમાં અને શિલ્પકાર્યમા રાણાએ સારૂ આનુકુલ્ય અને ઉતેજન આપ્યું. મેવાડના કેટલાક સ્મારક સ્તંભ ઉપર તેના પુરાવાના ઉદાહરણો જોવામા આવે છે, જયાંસુધી તે સ્મારક સ્તંભો કાળકરાળ ગ્રાસથી લય નહિ પામે ત્યાંસુધી રાણા દ્વિતીય અમરસિંહનો કીર્તિકલાપ કોઈ ભુસાડી શકે તેમ નથી.



# चर्तुदश अध्याय.

રાણો સંગ્રામસિંહ, મોગલ સામ્રારાજ્યનો અધઃપાત, નિઝામઉલમુલ્કથી હૈદરાબાદ રાજ્યની પ્રતિષ્ટા, સમ્રાટ ફીરકશીયરની હત્યા, જીઝ્યા કરનું કહાડી નાંખવું, મહમદશાહનો દીલ્હીના સીંહાસને અભિષેક સૈદતખાંની અયોધ્યા પ્રાપ્તિ, મેવાડની શાસન પ્રણાલી, રાણા સંગ્રામનો પરલોકવાસ, તેના ચરિત સંબંધે કેટલાક ગપ્પા. રાણાદ્વિતીય જમતસિંહનું સિંહાસનારોહણ, મારવાડ રાજ્ય સાથે અને અંબર રાજ્ય રાજ્ય તેનું સંધિ બંધન, મરાઠાએ કરેલો માળવ ઉપર એને ગુજરાત ઉપર હુમલો. મરાઠાએ તે પ્રદેશનો કરેલો અધિકાર, નાદિરશાહનો ભારતવર્ષ ઉપર હુમલો. ડીલ્લીનું ઉત્સાદન, રજપુતાનાની તે સમયની અવસ્થા. મેવાડનું સીમા બંધન રજપુતોનું એકતા વિવરણ, બાજીરાવે કરેલો મેવાડ ઉપરનો હુમલો. રાણા ઉપર કરેલો બાજીરાવનો કરભાર, અંબરના સીંહાસને મધુસિંહના અભિષેક માટે મોટી ગડબડાટ, રાજમેહેલ યુદ્ધ, રાણાનો પરાજય, મુલહર રાવ હોલકર સાથે તેનું સધિ બંધન, અંબરના ઇશ્વરી સિંહનો વિષપાનથી પ્રાણ ત્યાગ, રાણાનો પરલોક વાસ, રાણાનું ચરિત વર્ણન.



જે દિવસે વીર ચરિત દ્વિતીય અમરસિંહે આ લોકોમાંથી અમર ધામમાં જવા વિદાયગિરિ લીધી તે દિવસે સંગ્રામસિંહ મેવાડના સિંહાસને અભિષિક્ત થયો. એ પવિત્ર નામનું સ્મરણ કરવાથી બાબર વૈરી તે પ્રચંડ વીર રાણો સંગ્રામસિંહ મનમાં આવી બેસે છે. તેની સાથે મેવાડનું વર્તમાન અને અતીત ચિત્ર માનસ દર્પણમાં પ્રતિફલિત થઇ ચિતને આનંદ અને વિષાદના રસે ભરી દેછે. ઉન્મત હૃદય, તે નામામૃતપાનથી વધારે ઉન્મત એમ પુછે છે જે "આ શું તેજ સંગ્રામસિંહ ! જે તૈમુરના વંશધર વીર કેસરી બાબરને અમીમ વિક્રમ રોકી દેવા સતાવાળો હતો. આ શું તેજ સંગ્રા-

મસિંહ ! આતતાયીએ અધર્મ યુદ્ધ કરી જેનો પરાભવ કર્યો. આ શું તેજ સંગ્રામસિંહ ! રાત્રીની અભ્યર્થના કરતી વખતે સંધ્યાનો પ્રદીપ હાથમાં લઇ રજપુત સ્ત્રીઓ જેનું સ્મરણ કરે છે. આ શું તેજ સંગ્રામસિંહ ! પ્રાતઃકાળે શય્યા ત્યાગ કરતી વખતે રજપુતો જેના પવિત્ર નામનો જપ કરે છે. આ શું તેજ સંગ્રામસિંહ! ચિતોડના વિજય સ્તંભે આરાવલીના અભ્રભેદી શૈલ શિખરે જેનું નામ લેખો સાથે કોતરેલ છે, આજ દ્વિતીય સંગ્રામસિંહ તે સંગ્રામસિંહના રાજ્યાસને અભિષિક્ત—

જે મહમદશાહ સાથે તૈમુરના વંશના ગૌરવનું પર્ય્યવસાન થાય છે જે મહમદશાહ "મોગલ સમ્રાટ" નામનો છેવટનો યોગ્ય આશામી તે મહમદશાહના રાજ સમયમાં દ્વિતીય સંગ્રામસિંહ મેવાડના સિંહાસને બેઠો. તેનાજ શાસન કાળમાં (ઇ. સ. ૧૭૧૬–૨૪) મોગલ સામ્રાજ્યના અધઃપાતનો પ્રારંભ થયો. બાબરનું વિરાટ સિંહાસન ભગ્ન અને વિલકત થયું, તે સમયમાં અસંખ્ય મોગલાધીન રાજ્યો સ્વતંત્ર થઈ ગયા મોગલ પઠાણ શીયા, શુની, મરાઠા, રજપુત વીગેરે દેશો પચાવી લઈ સ્વતંત્ર અને સ્વાધીન થયા.

ગુણ ગૌરવ અને પ્રભુ ભક્તિ ઉપર નિર્ભર કરી મોગલ સમ્રાટે જે સેનાપતિને અથવા પ્રતિનિધિને જે પ્રદેશનો ભાર સોંપી દીધો હતો, તે સેનાપતિ કે પ્રતિનિધિ તે પ્રદેશનો ધણી થઇ પડયો. તે સેનાપતિ કે પ્રતિનિધિએ કૃતજ્ઞતાના પવિત્ર મસ્તક ઉપર લાત મારી વિદ્રોહના કલંકિત ઉપાય પકડી સમ્રાટના શાસનાધીન ન વર્તતાં તે તે પ્રદેશોમાં સ્વતંત્ર રાજ્ય ચલાવા માંડયું.

એવી રીતે જુદા જુદા પ્રદેશોના તેઓ સ્વતંત્ર માલીક થયા ખરા, પણ તેઓએ પ્રજાવર્ગની સુખશાંતિ તરફ જોયું નહિ જેથી તેઓનું અધર્માજીત રાજ્ય લાંબો સમય ટકયું નહિ, પણ તે સમયનું મહારાષ્ટ્રીયનું રાજતંત્ર ભિન્ન રૂપે દેખાણું તેઓના આકસ્મિક અભ્યુત્થાનનો વિષય વિચારવાથી વિસ્મિત થવું પડે છે. કે કેવી દૈવશક્તિથી હીંદુ વીર ચુડામણિ શિવાજીએ, નિરીહ શાંતજીવન, ધર્મયાજક. અને કૃષકમંડળીને, રણ વિશારદ બનાવી યુદ્ધ સ્થળમાં ઉતાર્યા ! તે રીતે વિચારી તેનું મુકરર કરવું કઠણ છે. ખરેખર હીંદુ વિદ્વેષી મોગલ સમ્રાટના પ્રપીડને નિષ્પિષ્ટ અને પ્રપીડિત થઈ વીરવર શિવજીએ સ્વદેશી લોકોને વીરમંત્રે દીક્ષિત કરી અને રણાભિનયે ઉત્સાહિત કરી અસાધારણ કર્મો પ્રારંભ્યાં પણ તે અસાધારણ કામો થોડા સમયમાં સાધિત થયાં, તેનો વિચાર કરવાથી કયા હીંદુના હૃદય મહોત્સાહે ઉત્સાહિત ન થાય ! કયો હીંદુ ભારતવર્ષના ઉદ્ધાર કર્તા શિવજીની પૂજા નકરે? ભારતવર્ષ દુર્ભાગ્ય,વીરવર શિવજીનો મહામંત્ર તેના વંશધરોએ માન્યો નહિ, જો તેઓ દુર્ગમ દુરાકાંક્ષામાં ઉન્મતન થઇ એ મહામંત્રનો વ્યભિચાર

ન કરત, તો તે દુર્ધર્ષ મોગલના હાથમાથી ભારતવર્ષને એંચી હોત પણ ભારત વર્ષના કઠોર ભવિતવ્યતાના લેખનુ ખડન કોણ કરી શકે,

સમ્રાટ ફીરકશીયરનુ સ્વલ્પકાળ વ્યાપી આધિપત્ય ધીરે ધીરે પર્યાવસાન પામ્યુ, તેણે જે આશા રાખી હતી તે સફળ થઇ નહિ, દુર્વૃત્ત ઇનાયતઉલ્લાએ પોતાના પ્રભુ ઔરગજેબની જેમ પ્રજા ઉપર જુલમ કર્યો તેથી હીંદુઓનો વિદ્વેષવન્હિ સમ્રાટ તરફ સળગી ઉઠયો

પશ્ચાત નામવાળા નીજામઉલમુલ્કે હેદ્રાબાદ રાજ્યની પ્રાપ્ત પ્રતિષ્ઠા કરી તે સૈયદભાઇઓની ગેરવાજબી પ્રભુતા હરી લેવા, સમ્રાટે તેને બોલાવ્યો તે આજ રણ સ્થળે આવી ઉભો રહયો, આજસુધી તે મુરાદાબાદના શાસન કર્તૃત્વપણાએ નીમાયેલ હતો પણ તેના ઉચ્ચજ્ઞાન અને કાર્યદક્ષતાનો પરિચય પામી, માળવરાજ્ય તેને આપી દેવાની પ્રતિજ્ઞા કરી સમ્રાટે તેને બોલાવ્યો તે સઘળો વૃતાત સૈયદોના કાને પડયો. તેઓ દશહજાર મરાઠા સૈનિકોને લઈ આવ્યા, તેઓએ ફીરકશીયરને રાજસિહાસનેથી ઉતારી મુક્યો, ફીરકશીયરની આશાએ વિલોપ પામી, તે સકટકાળમા બુદીના અને અબેરના રાજા શિવાય કોઈ તેના પડખે ઉભુ રહ્યુ નહિ જો ફીરકશીયર તે બન્ને રાજાની સલાહ લઇ ચાલ્યો હેત, તો અકાળે તેને પ્રાણ ત્યાગ કરવો ન પડત, પણ તેનુ બીલકુલ દુર્ભાગ્ય નહિ તો તે પરમ હિતેષી તે બન્ને રાજાની સલાહ ઉપર અનાસ્થા કેમ રાખે તેઓએ પ્રકૃત વીરની જેમ યુદ્ધક્ષેત્રમા ઉતરવાનુ તેને કહ્યુ પણ સમ્રાટે બીકણની જેમ અને કાપુરૂષની જેમ તેઓની સલાહ ગ્રહણ કરી નહિ, છેવટે તે બન્ને રાજાઓ એ તેનો ત્યાગ કર્યો ફીરકશીયર કેવળ કાપુરૂષ હતો તે બન્ને રજપુત રાજાની સલાહ ન લઇ માત્ર જનાનખાનામા તે રહેવા લાગ્યો, છેવટે તે શત્રુની સહે ખાની માગવા ગયો શેષાધ સૈયદે તેને કહેવરાવી મોકલ્યુ, જો તમે તમારા વિશ્વસ્ત રજપુતોનો ત્યાગ કરો, અમારા સેનાપતિને કીલ્લામા આવવા દો તેમ થાય તો અમે તમારા ઉપર કોઈરીતનો અત્યાચાર કરશુ નહિ

એ નશીબ ફીરકશીયરની આશાએ ભાગી પડી તેના નઘરી જાતના આલસ્ય અને અવસાદ તુટી ગયા. તેણે સ્થિર કર્યું જે શત્રુએ અતપુર વિધિનો વ્યભિચાર કરશે નહિ તે આશ્વાસનનો ભરોસો રાખી, તે ગણીઓની સાથે વિલાસ કરતો અતપુરમા બેસી રહ્યો, તે આશ્વાસન તેનો વિભ્રમ થયો "ઘોર વરન વાળી રાત્રી કરાળ વેશે જગતમા આવી અને સમ્રાટના પતિત ભાગ્ય નક્ષત્રની જેમ ગભીર તમમા ડુબી ગઈ, કીલ્લાના બારણા બધ થયા. તેમા કોઇપણ પ્રાણી પેસી શકયુ નહિ કેવળ વજીર અને અજીતસિહ તેમા રહ્યા વિકટ દાત વાળી રાત્રી નગર વાસીઓને વિભીષિકા બતાવવા લાગી

મઘળા વિષમ ચિંતામા પડયા મહેલના શુ થાય છે તે ટોળાના જાણવામા આવ્યુ નહિ દશ હઝાર મહાગઇ સેનીકોને લઇ આઝીમઉલઉમ્મર તૈયાર થઇ અપેક્ષા કરતો હતો રજની પ્રભાત થઇ ઉષાના ગતા ગગે પુર્વ ગગન રજીત થયુ રાજ ભવનમા નોબતનો અવાજ સભળાયો, મઘળાની આશા લોપ પામી ફીરકશીયરની પદચ્યુતિ ઉપર રૂફેઉલદીરજાત દિલ્હીના સિંહાસને બેઠો ત્યારે બદીજનોએ, નવા સમ્રાટને "દીર્ઘ જીવી થાઓ" એમ કહ્યુ ત્યારે દુર્ભાગ્ય ફીરકશીયરના પ્રાણ ઉડયા

સમ્રાટ સિંહાસને બેસી અજીતસિંહ વિગેરેને સતુષ્ટ કરવા પ્રયાસ કરવા લાગ્યો તેણે જીઝીયાકર એકદમ ઉઠાવી લીધો રજપુતોની મનસ્તુષ્ટિ કરવા માટે ચતુર સયદોએ સમ્રાટના પ્રધાન દિવાન ઈનાયતઉલ્લાના ઠેકાણે રતનચદ નામ ના રજપુતને નીમ્યો રૂફેઉલદીરાજાતે માત્ર ત્રણ માસ રાજ્ય કર્યુ તે ખાસીના દર્દથી મરણ પામ્યો તેના મૃત્યુ પછી બીજા બે સમ્રાટે થોડો સમય રાજ્ય સુખ ભોગવી આ લોકનો ત્યાગ કર્યો છેવટે બહાદુરશાહનો જેષ્ટ પુત્ર રોપન આખ તાર મહમદશાહનુ નામ ધારણ કરી ઈ સ ૧૭૨૦ મા દિલ્હીના સિંહાસને બેઠો મહમદશાહે ત્રીશ વર્ષ રાજ્ય કર્યુ તેના શાસનકાળમા મોગલ સામ્રાજ્યનો સપૂર્ણ અધપાત થયો, રાજ્યમા જુદી જુદી જાતના વિવાદ વિષવાદ ઉઠયા

મોગલ સામ્રાજ્યમા જુદી જુદી જાતની વિશખલા થઈ તેના ઉપર તેજસ્વી બે સેયદનો અત્યાચાર થવા લાગ્યો, જે લોકો, તે સેયદની સાથે મળી ગયા હતા તે લોકો ઉપર નિઝામ બહુ નાખુશ હતો, નિઝામ એક સુદક્ષ સેના પતી હતો માળવદેશની આબાદી માટે અત્યત પ્રયાસ કર્યો તે વીર અને પરાક્રમ વાળો હોઈ સેયદનો ભયપ્રદ થઇ પડયો, સેયદોએ પોતાના પગમા કુહાડાઘાત કર્યા તેઓનાજ દુરાચરણે ભારતવર્ષમા મોગલ સામ્રાજ્ય વિલુપ્ત થયુ, તુચ્છગર્વ મદે પોતાનુ પદ અક્ષુણ્ણ રાખવા, તેઓએ જે આસામીઓને સિંહાસને બેસાર્યા તે આશામીઓ અયોગ્ય નીવડયા તેઓનાથી પ્રજાનુ કલ્યાણ થયુ નહિ પુતળાની જેમ સિંહાસને બેસી તે રાજ્યાધિકાર ચલાવતા હતા કોઈ લોકો તેઓને સમ્રાટ કહી કબુલ કરતા નહિ તે બન્ને સેયદ રાજ્યમા કર્તા હર્તા હતા તે બન્ને સયદોના હૃદયમા રાજભક્તિનો લેશ નહોતો સુદક્ષ નિઝામ આ માન અવસરમા સ્વતત્ર થઇ ગયો તેણે આશીરગઢ અને બુરહાનપુરના બેઉ કીલા કબજે કર્યા દુર્દત સેયદોના હૃદયમા શકા પેદા થઇ, તેઓએ પોતાના સ્વાર્થના રક્ષણ માટે રજપુતની મદદ માગી

કોટા અને નરવરના બે રાજકુમારો, નીઝામને હઠાવી પાડી દેવા, પોતાના સરદારોને અને સામતોને લઇ નર્મદા નદીના તીરે ઉભા રહ્યા પણ તેઓ રણદક્ષ

નીઝામનો પ્રચંડ પ્રતાપ રોકી શક્યા નહિ, નર્મદાની તે તટ ભૂમિ ઉપર કોટનો હારવંશીય રાજકુમાર નીઝામના રોષાનળમાં પતંગની જેમ પડીબળી મુઓ.

હૈદ્રાબાદ રાજ્ય મોગલના કબજામાંથી ખસી પડયું. અયોધ્યાનું રાજ્ય પણ સ્વાધીન થઇ ગયું, સુદક્ષ * સૈદતખાંએ અયોધ્યાની સ્વાધીનતા મેળવી આપી. જે સમયે નીઝામે સ્વાધીનતાનો વાવટો ઉડાડયો સૈદતખાં તે સમયે વીયાતાના કીલ્લામાં હતો. સમ્રાટ મહમદે, તે સૈયદનો દર્પ ચુર્ણ કરવા, તેને બોલાવ્યો. સમ્રાટનો આદેશ પામ્યો કે તરત સૈદતખાં અમીરઉલઉમરાનો સંહાર કરવા તત્પર થયો. હૈદરખાં × નામનો એક દુઃસાહસિક આશામીએ અતર્કિત ભાવે આમીરઉલઉમરાની છાતીમાં છરી મારી તેને યમના ઘેર મોકલ્યો. સમ્રાટ તે સમયે છાવણીમાં હતો. અમીરઉલઉમરાના મૃત્યુના ખબર સાભળી તેના ભાઇ અબદુલાને કેદ કરવા તે તેની વિરૂદ્ધે ચાલ્યો. ક્રુર સ્વભાવ ઉજીરે, સમ્રાટનો દુરભિસંધિ જાણી લીધો. તેણે દીલ્લીના સિંહાસને ઇબ્રાહીમ નામના એક મોગલને બેસારી દીધો. અને મહમદશાહની મતિનો રોધ કરવા, તે સેના સાથે તેની વિરૂદ્ધે ચાલ્યો. આ યુદ્ધમાં રજપુતો કોઇના પક્ષમાં ઉભા રહ્યા નહોતા. બન્ને પક્ષવાળા સામસામે થઈ ઉભા રહ્યા પણ જલદીથી યુદ્ધ ચાલ્યું નહિ, કેટલોક કાળ વીતી ગયો. બન્ને પક્ષવાળા યુદ્ધ માટે બીલકુલ વ્યગ્ર થઇ પડયા. યુવાન રાજા રતનચંદના શિરછેદન ઉપર સંગ્રામ ચાલ્યું. ઉજીર મહમદશાહના હાથથી યુદ્ધમાં પડયો તે આ લોકનો ત્યાગ કરી ચાલ્યો ગયો. સૈદતખાંના ઉપર સમ્રાટ બહુ ખુશી થયો. તેને તેણે બહાદુર જંગનો ખીતાબ આપ્યો. સમ્રાટે તેને અયોધ્યાનું રાજ્ય આપ્યું. રજપુત રાજાઓ વિજયી સમ્રાટને અભિનંદન વાદ આપવા ગયા. તેઓના તટસ્થભાવથી સમ્રાટ અત્યંત આનંદિત થયો. સમ્રાટે યોધપુરના રાજાને અને અંબરના રાજાને કેટલાક જનપદ આપ્યા ÷ દુર્ધર્ષ મરાઠાની ગતિનો રોધ કર્યો તેના માટે ગિરિધરદાસને § માળવ પ્રાંત મળ્યો. સમ્રાટે વજીર પદ આપવા માટે નિઝામને હૈદરાબાદથી બોલાવ્યો.

* સૈદતખાં એક ખોરાસાનો વેપારી હતો પોતાના ભુજબળની મદદે તે સેનાપતિના દુદ્દાએ આવ્યો. છેવટે અયોધ્યાનો અધિપતિ તે થયો. સૈદતખાંએ સ્વહસ્તે હુસેન આલીનો સંહાર કર્યો નથી

× હૈદરખાં એક અસભ્ય આશામી હતો. હુસેન આલીની હત્યા કરવાને એક સ્થળે અરજી લઇ તેને આપવા ઉભો રહ્યો. હુસેનઆલી પાલખીમાં બેસી તે જગાથી નીકળ્યો તે સમયે હૈદરે, અરજી ઉંચો હાથ કરી તેને દેખાડી, આમીરઉલમુલ્કે હૈદરને પાસે આવવા આ... આ હૈદરે આવી એક છરી મારી તેના પ્રાણ લીધા.

÷ જ્યમગ આગ્રા અજીતસિંહ ગુજરાત અને અજમેરને પામ્યા.

§ ગિરિધરદાસ એક નાગર બ્રાહ્મણ હતો તે રતનચંદના પ્રધાન કર્મચારી છબીલારામનો પુત્ર.

ભારતવર્ષના ઘોર રાજ નૈતિક વિપ્લવમાં મેવાડની રાજ નીતિ સંપૂર્ણ રીતે જુદી તરેહથી વર્તતી હતી, તે સમયે મેવાડના કેટલાક રજપુત રાજાઓ એવી અરાજકતાનો સુયોગ પામી, પોતાના રાજ્ય વધારવા લાગ્યા. રાણાઓ પોતાની ચીરંતન પ્રથાને અનુસરી સંપૂર્ણ રીતે આળસભાવે અને નિશ્ચેષ્ટ ભાવે પોતાનો સમય કહાડવા લાગ્યા. પારકાની ઉન્નતિ જોઇ તેઓની જીગીષા વૃત્તિ ઉદિત થાતી નહોતી. અંબરનો પ્રચંડ પ્રતાપ ઠેઠ યમુનાના સંકેત પ્રદેશ સુધી વિસ્તૃત હતો. વળી મારવાડ રાજ અજીતસિંહે *અજમેરના કીલ્લા ઉપર પોતાનો વાવટો ફડફડાવ્યો તેણે ગુર્જર રાજ્યને છિન્ન ભિન્ન કર્યું. તેણે પોતાની વિજયિ સેનાને મરૂ ભૂમિથી તે દ્વારકા સુધી ચલાવી. મેવાડમાં તે સમયે ઓત્સુક્ય જોવામાં આવ્યું નહિ મેવાડનો રાણો પોતાના પ્રાચીન સામંત સરદારોને લઈ નિશ્ચેષ્ટ ભાવે કાળ કહાડતો હતો એવી રીતની નીતિનું અનુસરણ કરવાનું પ્રયોજન શોધી કહાડવું યુકત છે. મેવાડની ચિરંતન નીતિનું અનુશીલન કરવાથી તેનું પ્રયોજન માલુમ પડી આવે છે. જે નીતિ અને સંસ્કારને અવ્યાહત રાખવા ગિલ્હોટ વંશ વીરોએ અમ્લાનવદને, તેઓના હૃદય શોણિત આપ્યાં. રાજ્યનો અપકર્ષ થાય તેથી તેઓએ એવી નીતિનું અવલંબન કર્યું નથી. તેથી કરીને મેવાડની રાજ્ય સીમા વધી નહિ રાજ્યની શ્રીવૃદ્ધિ સાધનમાં મેવાડના પ્રતિદ્વંદ્વી સામંત સંપ્રદાય પ્રતિકુલતા આપતા હતા. શક્તાવત સરદાર સાહસીજેતસિંહે રાઠોડ રજપુતના હાથમાંથી ઇડર પ્રદેશ લઈ લીધો. તેણે કલિવારાના પ્રદેશ સુધીનો પ્રદેશ પોતાના હસ્તગત કર્યો તે બીજા પ્રદેશ પણ જીતવા જતો હતો. એટલામાં રાણાએ તેને યુદ્ધ યાત્રા છોડી ઉદયપુરમાં આવવા આજ્ઞા આપી એટલેકે યુદ્ધ યાત્રા ન થવાથી તેનો મનોરથ પુરો થયો નહિ, પ્રતિદ્વંદ્વી ચંદાવત સરદારે, વિદ્વેષભાવથી તેના વિરૂધ્ધે રાણાની પાસે અભિયોગ કર્યો તે માટે રાણાએ તેને યુદ્ધ યાત્રામાંથી પાછો બોલાવ્યો, આ સઘળા વિદ્વેષ ભાવથી મેવાડનું પરાક્રમ અનેક પરિણામે કમ થઈ ગયું તે સમયે મેવાડમાં કોઈ સામંત સરદાર એક પણ કીલ્લો બનાવી શકયો. નહિ.

રાણા સંગ્રામસિંહે અઢાર વર્ષ રાજ્ય કર્યું, તેના શાસન કાળમાં મેવાડનું સન્માન અનેક પરિમાણે અક્ષુણ્ણ હતું અને શત્રુએ લઇ લીધેલ અનેક રાજ્યો તેને પાછા મળ્યા હતા. રાણાએ બિહારીદાસ પંચોળીને મંત્રી પદ આપ્યું, તેમાં તેની પારદર્શિતાનો અને તીક્ષણ બુદ્ધિનો પરિચય માલુમ પડયો, બિહારીદાસ જેવો સુદક્ષ અને સુવિશ્વસ્ત મંત્રી બીજો કોઇ મેવાડના મંત્રિઆસન ઉપર આવ્યો

* ડુંગરપુર અને વાંસવાડાના રાજાઓ રાણાની સાથે સારો મેળાપ રાખી સમય કહાડતા હતા

નથી વિહારીદાસે, ઉંચા મંત્રી પદે અભિષિક્ત થઈ, ત્રણ રાણાના શાસનકાળમાં મંત્રીનું કાર્ય કર્યું. રાણા સંગ્રામસિંહના મૃત્યુ પછી મેવાડમાં મરાઠા લોકોનો પ્રચંડ વિપ્લવ થઈ ઉઠ્યો હતો. તે વિપ્લવ મંત્રીવર વિહારીદાસની ચતુરાઈથી પણ અટક્યો નહિ.

રાણા સંગ્રામસિંહના ચરિત્ર સંબંધે અનેક ઉપકથાઓ સાંભળવામાં આવે છે, તે સઘળી ઉપકથાનું અનુશીલન કરવાથી દૃઢ પ્રતીતિ પેદા થાય છે કે રાજ્યશાસન ગૃહપાલન વીગેરેમાં રાણાની પુષ્કળ પારદર્શિતા હતી, તે એક ભિન્ન ન્યાયપર અને દૃઢપ્રતિજ્ઞ રાજા હતો. તે જે કામ આરંભતો તે કામ પુરૂં કરી તે મુકતો. તેમનો હતો, સઘળી બાબતમાં તે અનર્થક ખર્ચ કરતો નહિ. રાણા સંગ્રામસિંહના સ્મરણીય ચરિતના અનેક પ્રમાણો જોવામાં આવે છે. તેણે અઢાર વર્ષ રાજ્ય કર્યું. તે અરસામાં પોતાના પદની રક્ષા કરી પોતાના રાજ્યનું તેણે ઘણું મંગળ સાધ્યું છે, દેશશત્રુના હુમલામાંથી મેવાડને બચાવવા તે અઢારવાર યુદ્ધક્ષેત્રમાં ઉતર્યો હતો. સંગ્રામસિંહની શાસન નીતિ અગર જો કે સીમાબદ્ધ હતી અગર જો કે પૂર્વ પુરૂષની પ્રથાનો થોડા પરિમાણે ત્યાગ કરી, તેણે મેવાડનું મંગળ કર્યું છે, પણ તેના કરેલા મંગળથી મેવાડનો જે ઉપકાર થયો છે તેથી પ્રજાવૃંદનો તે અનુરાગ પાત્ર થયો છે. પ્રજાના હિત સાધનમાં અને અભાવ મોચનમાં તે સર્વદા સાવધાન રહેતો હતો. એ માટે તે સ્વદેશમાં અને વિદેશમાં સન્માન પામ્યો છે, બાપ્પારાવના પવિત્ર વંશના ઉચ્ચ રાજાઓ, ચિતોડ કુળનું માન અક્ષુણ્ણ રાખી ગયા છે. તે રાજાઓના સંગ્રામસિંહ શેષવર્તી રાજા. તેના પરલોકવાસ ઉપર મેવાડમાં મરાઠાની પ્રભુતાનો સૂત્રપાત થયો. એ પ્રભુતાની સ્થાપના સાથે મેવાડનો રાજનૈતિક સ્રોત કઈ દિશાએ પ્રવાહિત થયો તેનું વર્ણન કરવા અમે પ્રવૃત્ત છીએ.

રાણા સંગ્રામસિંહના ચાર પુત્રો હતા. તેમાંથી જગતસિંહ (બીજો) સંવત ૧૭૯૦ (ઈ. સ. ૧૭૩૪) માં પિતૃ સિંહાસને બેઠો, તેના રાજ્યનું પહેલું કાર્ય રજપુતના ત્રણ રાજાનું એકતા સૂત્ર આપણે ઉપર કહી ગયા છીએ જે રાણા દ્વિતીય અમરસિંહે તે બંધનનું સંગઠન કર્યું. ત્યારપછી અજીતસિંહની અવિમૃષ્યકારીતાથી તે ત્રણ રાજાના બંધનમાં કુઠારાઘાત થયો. મહારાજ જગતસિંહે અમૃતકરના જલસિંચનથી તેને પુનર્જીવિત કર્યું, તે ત્રણે એકત્ર થયેલા રાજાઓએ પોતપોતાના ઉપાસ્ય દેવના શપથ લઈ કહ્યું જે હવે કોઈએ મુસલમાન સાથે વૈવાહિક સૂત્રથી બંધાવું નહિ. કોઈએ પરસ્પરનું એકતા સૂત્ર છેદવું નહિ, મેવાડના હુરડા નામના નગરીમાં એકઠા થઈ તેઓએ ઉપરના સંધિપત્ર તૈયાર કરી તેમાં સહી કરી એક ચિત્તથી સુદૃઢ કરવા એ વીર નાયકનું પ્રયોજન, એટલે કે સઘળાઓએ એક વાક્યે સંમત થઈ રાણાને સર્વોચ્ચ આસન આપી, રાણાના હાથમાં રજપુત સેનાનું અધિનાયકપણું સોંપ્યું.

સેનાબળ ક્રમે ક્રમે સંગ્રહિત થયું. સંમુખે વર્ષા સમાગમ જોઇ સઘળાએ સ્થિર કર્યું જે વર્ષાઋતુ વીત્યાબાદ મોટી વિશાળ રજપુતસેના લઇ અજીતસિંહે, મોગલના વિરૂધ્ધે જવું, યુધ્ધોપયોગી સઘળી ગોઠવણો તૈયાર થઇ ગઇ, દુર્ભાગ્યવશે, તે ગોઠવણો વ્યર્થ થઇ ગઇ, શાથી કે પહેલાં થયેલ કોલ કરાર શિથિલ થયા, એક થઇ ગયેલ ત્રણબળ ભિન્ન થયાં આજ તેથી રાજસ્થાનનાં વિષમયફળ પેદા થયા. રજપુતોની એકતાનું સૂત્ર તુટી ગયું. મોગલ સામ્રાજ્યના અધઃપાત ઉપર અંબરના રાજા અને મારવાડના રાજા, વિપુલક્ષમતા મેળવી મેવાડના રાજાના સમકક્ષ થયા, સૂર્યવંશીય મહારાજ કનકસેનના વંશધરો, રાજસ્થાનના બીજા રાજાઓ ઉપર અક્ષુણ્ણ પ્રાધાન્ય ભોગવતા આવ્યા હતા, તે પ્રાધાન્ય હાલ શિથિલિભૂત થયું.

સુદક્ષ નીઝામઉલમુલુકે આજના સમયે, આધીનતાની સાંકળ તોડી સંપૂર્ણ સ્વાધીનતા મેળવી, દિલ્લીશ્વરનો સેનાપતિ, તેની તે સ્વાધીનતા ખેંચી લેવા ગયો, જે સેનાપતિ તેના કોપાનળમાં પતંગવત બળી મુઓ. સુચતુર નિઝામે તે સેનાપતિનું કાપેલ માથું સમ્રાટ પાસે મોકલી કહેવરાવ્યું જે "દુરાચાર રાજદ્રોહી થયો એ માટે તેનું કાપેલ માથું તમારી પાસે મોકલાવ્યું" હીન બળ સમ્રાટ મહમદશાહ તેજસ્વી નિઝાઉલમુલુકનો પ્રકૃત ભાવ સમજ્યો પણ તેના તે વચન માટે તેને સાક્ષિ આપી શકયો નહિ. પોતાના રાજ્યની સ્વાધીનતા દૃઢ કરી નિઝામ રજપુતો સાથે એકતા સુત્રે બંધાયો. માળવા ઉપર અને ગુજરાત ઉપર મહારાષ્ટ્રીય સેના ચલાવવા તેણે પ્રેરણા કરી, વીર બાજીરાવ, ધીરેધીરે માલવ પ્રદેશ ઉપર પડયો અને ત્યાંના શાસન કર્તા દયારામ બહાદુરને યુદ્ધમાં હણી તેણે નિઝામનો મનોભાવ પૂર્ણ કર્યો, ત્યાર પછી અંબર રાજ જયસિંહના હાથમાં માળવ પ્રદેશ સોપાયો. પણ તેણે પ્રદેશ ન રાખ્યો. અને બાજીરાવને સોંપાવ્યો, એ રીતે માળવ પ્રદેશ દુર્ધર્ષ મરાઠાના કબજામાં આવ્યો થોડા દિવસમાં સુવિશાળ ગુર્જર પ્રદેશ પણ એવી રીતની દશાને પામ્યો મોગલ સમ્રાટે ગુર્જર પ્રદેશ રાઠોડને આપ્યો છેવટે તે પ્રદેશ મરાઠાના હાથમાં આવ્યો.

જે સમયે રાજસ્થાન અને દક્ષિણાવર્ત પ્રદેશમાં એ રીતનો રાજનૈતિક સ્રોત પ્રવાહિત થાતો હતો. તે સમયે બંગ, વિહાર અને ઓરીસા રાજ્યમાં સુજાઉદ્દૌલા અને તેનો પ્રતિનિધિ આલીવર્દીખાં, અક્ષુણ્ણ પ્રભુતા ભોગવતા હતા. વળી અયોધ્યામાં સૈદતખાંનો પુત્ર સફરજંગ રાજ ભોગવતો હતો, મોંગલ સમ્રા

× સેનાપતિનું નામ મોબારીઝખાં હતું. નિઝામે ગુજરાતમાં મોબારીઝના લશ્કરમાં અમદાવાદ પેસ થાય એવી ચેષ્ટા કરી પણ વ્યર્થ ગઈ.

×× દયારામ બહાદુર માળવના પુર્વ શાસન કર્તા ગિરિધરસિંહનો ભત્રીજો.

ટની સુપ્રસન્નતાથી સૈદતખાંએ અયોધ્યાનું રાજ્ય મેળવ્યું પણ દુરાચારે થોડા સમયમાં તે પવિત્ર પ્રસન્નતાનો હેય અને જઘન્ય પુરસ્કાર મેળવ્યો. સૈદતખાં કૃતઘ્ન અને વિશ્વાસઘાતક હતો, તે દુરાચાર આસામીએ નૃશંસ નાદિરશાહને ભારતવર્ષમાં બોલાવી મોગલ સામ્રાજ્યનો સર્વ નાશ કર્યો.

જ્યારે માળવ અને ગુર્જર પ્રદેશમાં મહારાષ્ટ્રની પ્રભુતા દ્રઢ થઇ ત્યારે વિજયી મરાઠાઓએ બીજા સ્થળોએ પોતાનું આધિપત્ય વિસ્તારવાનું વિચાર્યું. તેઓ નર્મદા ઉતરી ઉત્તર પ્રદેશમાં પથરાઇ ગયા. તેઓના વિક્રમવન્હિના પ્રસ્ફુરણથી અનેક સામાન્ય જાતિઓ તેઓને મળી જઇ તેઓના કલેવરનું પોષણ કરવા લાગી તે સમયે શાંતવૃતિવાળા ખેડુતો ખેડનો ત્યાગ કરી મરાઠાને મળી ગયા.

હોલકર સીંધીયા અને પુઆર તે સંપ્રદાયમાં વિશેષ પ્રસિદ્ધ થયા. એ પ્રમાણે પુષ્કળ સહાયબળ પામી મરાઠાઓ, ક્ષીણબળ રજપુતોના રાજ્ય ઉપર આવી પડવા લાગ્યા, અને તે રાજ્યના પ્રદેશો ઉત્સાદન કરી લુટી લઈ ત્યાંજ તેઓ વસવા લાગ્યા, તેઓનો પ્રચંડ પ્રતાપ, કોઇ રોકી શકે તેવું નહોતું, વીરવર પ્રથમ બાજીરાવ, તેવા દુર્ધર્ષ મરાઠાને પોતાની સત્તાના પ્રભાવે હાથમાં રાખી શકયો. ઇ. સ. ૧૭૩૫ માં ચંબલનદી ઓળંગી તે દિલ્હીના સિંહદ્વારસુધી આવી પહોંચ્યો. તેના કઠોર પરાક્રમ પ્રભાવે. તે મહા નગરી દલિત થઈ ત્યારપછી ચોથ આપી, હીન બળ સમ્રાટ મરાઠાના પ્રતાપાનળમાં પડતો બચી ગયો. સમ્રાટનાં આવાં બીકણનાં જેવાં કાર્ય જોઇ નિઝામના મનમાં આશંકા પેદા થઈ. સમ્રાટ ઉપર જય મેળવી પરાક્રમી મરાઠાઓ નિઝામ રાજ્ય ઉપર હુમલો કરશે એવી આશંકાથી નિઝામ વ્યાકુળ થયો. તે આશંકાથી વ્યથિત થઇ તેણે માળવામાંથી મરાઠાઓને હાંકી કહાડવા સંકલ્પ કર્યો. તેના મનમાં સુદ્રઢ ધારણા હતી. જે મરાઠા લોકો જો એકવાર માળવ પ્રદેશમાં દ્રઢમૂળ નાંખી દેશે તો તેને કોઇ કહાડી શકશે નહિ. વળી તેઓ તેનો ઉતર પ્રદેશનો સઘળો સંબંધ છેદી નાંખશે. વિજયી નિઝામ મરાઠાઓને માળવ પ્રદેશમાંથી કહાડી મુકવા પ્રયાસ કરતો હતો. એટલામાં ખબર આવ્યા જે પ્રચંડ વીર દુર્ધર્ષ નાદીરશાહ પોતાની વિજયીની સેના લેઇ ભારતવર્ષ ઉપર આવે છે. તે ખબર સાંભળી નિઝામના મનમાં ઘોર ભયનો સંચાર થયો, જે સમયે, વિજયી નાદીરશાહનું રણનગારૂં ભારતવર્ષના પશ્ચિમ ભાગમાં સંભળાયું તે સમયે મોગલ સમ્રાટનો વિક્રમાનળ કેવળ ઓલવાઈ ગયો હતો. નાદિરશાહના એ રણના નગારાના અવાજથી ભારતવર્ષ કંપી ગયો, હતભાગ્ય મહમદશાહનો તાજ માથા ઉપરથી ખસી પૃથ્વી ઉપર પડયો. તે સમયે મહમદશાહે રજપુત જાતિના પરાક્રમ ઉપર વિશેષ ભરોસો રાખ્યો. પણ કર્નાલના કાળ યુદ્ધમાં મોગલનું સિંહાસન તુટી ગયું.

કર્નાલ યુદ્ધના કઠોર પરિણામથી નિઝામ અને સૈદતખાંના હૃદયમાં વિષમ ભયનો સંચાર થયો, વિજયી નાદિરશાહના પ્રચંડવેગનો પ્રતિરોધ કરવા તેઓએ

પોતાની સેનાએ મોગલની સેના સાથે એકઠી કરી દીધી, પણ તેથી તેઓનો મનોરથ સિદ્ધ થયો નહિ. આમીરઉલઉમરાએ યુદ્ધક્ષેત્રે પ્રાણ ત્યાગ કર્યો. ઉજીર અને સમ્રાટને બાંધીને નાદીરશાહના ચરણ પાસે રજુ કર્યા. ઉજીરની કૃતઘ્નતાથી આજ દિલ્હીશ્વરની એવી શોચનીય દુર્દશા થઇ પડી, મહમદશાહે, સંધિ કરવા નિઝામને નાદીરશાહ પાસે મોકલ્યો. સંબિંધન સ્થિર થયું. પણ દુરાચાર સૈદતખાંએ પ્રપંચ કરી તે બંધન વ્યર્થ કરી દીધું. છેવટે પોતપોતાના પગમાં કુઠારાઘાત કર્યો. દુર્વૃત સૈયદતખાંએ, નાદીરની અર્થસ્પૃહા વધારવાના હેતુએ, નાદીરને કહ્યું “ જે નિઝામે આપની સાથે છેતરપીંડી કરી છે, રાજકોષમાં તેની પાસે પુષ્કળ ધન છે.” દુષ્ટની વાત ઉપર નાદીરશાહનો સંપૂર્ણ વિશ્વાસ બેઠો. તેની દુર્દમ દુરાકાંક્ષા સોગણી વધી પડી.

નીઝામની સાથે જે સંધિ થયો હતો, તે સંધિ નાદીરશાહે તોડયો. બેનશીબ મહમદશાહની સઘળી આશા ભાંગી પડી. અર્થપિશાચ, નાદીરશાહના સંધિ સૂત્ર ઉપર વિચાર કરી ભરૂસો રાખી તેણે ખાત્રી કરી હતી. હવે વિશેષ પીડા ભોગવવી પડશે નહિ. પણ તેની તે ખાત્રી વ્યર્થ અને અસત્ય થઈ પડી. સંધિપત્ર ફાડી નાંખી દુરાચાર નાદિરે, વિજીત દિલ્હીશ્વરને મોટા દંભ સાથે પોતાની છાવણીમાં લઈ લીધો. અને વીરવર તૈમુરના સિંહાસન ઉપર બેસી ઈ. સ. ૧૭૪૦ના માર્ચ માસના આઠમા દિવસે પોતાના નામની મુદ્રા ચલાવી.

મોગલ સામ્રાજ્યના ઘોર અંતર્વિપ્લવના સમયે, રાજ્યકોષમાંથી પુષ્કળ પૈસો ખરચાયો. અને પ્રતિદ્વંદ્વિ રાજકુમારો, રાજ્ય લેવાના લોભે બક્ષીસ લાંચ વીગેરેમાં પુષ્કળ દ્રવ્ય ખરચવા લાગ્યા. રાજ્યકોષમાં જેટલો પૈસો હતો તેટલા પૈસા* નાદીરશાહને મળ્યા. તો પણ તેની દુરાકાંક્ષા હલકી પડી નહિ. તેણે ચારે દિશાએ ઘોષણાનો પ્રચાર કર્યો જે જ્યાંસુધી હજી સાડા ત્રણ કરોડ રૂપીયા મને નહિ મળે ત્યાં સુધી હું ભારતવર્ષ છોડવાનો નથી. જો ભારતવર્ષ છોડાવવું હોય તો તેટલો પૈસો આપો.” તે ઘોષણા પ્રચારીત થઇ એટલામાં યમદૂત સરખા પારસીઓ હાથમાં તલવાર લઈનગરની ચારે તરફ ભમવા લાગ્યા. અતિ કઠોર અત્યાચાર કરી. પુષ્કળ પીડા આપી, તેઓએ પુરવાસીના ધનરત્ન લુંટી લીધાં. તેઓના પૈશાચીક પ્રપીડને નગરમાં હાહાકાર ધ્વની થઈ રહયો. પીડા પામેલ પુરવાસીઓ, દાવદગ્ધ હરણની જેમ પ્રાણ ભયે ચારે તરફ પલાયન કરવા લાગ્યા. પણ પલાયન કરી કયાં જવું ! તેઓનું રક્ષણ કોણ કરે ! રક્ષણ કરનાર કોઇ રહ્યું નહિ. સઘળા લોકો આજ પુરૂષાર્થ વિનાના થઈ ગયા. સઘળાઓ પોતાના

*દુર્વૃત નાદિરશાહે ભારતવર્ષનું બહુ ધન હરણ કર્યું. મહાત્મા ટોડ સાહેબ કહે છે જે નગદ રૂપીયા અને સોના રૂપાં મોતી મણી વીગેરે મળી એકંદર આઠંસ કરોડ રૂપીયા તે લઈ ગયો.

રક્ષણ માટે અહિં તહિં ભમવા લાગ્યા. તે અત્યાચારીઓના જુલમનો કોઈ પ્રતિરોધ કરી શક્યું નહિ. બેનશીબ પ્રજા, પલાયન કરી ગઇ પણ તેનું રક્ષણ થયું નહિ. તે પિશાચો તેઓની પછવાડે દોડવા લાગ્યા. દોડીને તેઓ તેઓની પાનેનો ખોરાક પણ લઇ લેવા લાગ્યા, તેઓની પ્રાણપતિ ઉપર ધર્મ ભ્રષ્ટતાનો જુલમ થવા લાગ્યો. દીલ્હી નગરીમાં આજ પ્રલયકાળ થઇ ગયો. નગરમાં જે ઉંચી પદવી વાળા હતા તેઓના સંપૂર્ણ અપમાન થવા લાગ્યાં. ટુંકામાં પોતાની પત્નીઓને પ્રથમ મારી નાખી આત્મહત્યા કર્યા શિવાય તેઓનો બીજો ઉપાય નહોતો. આ ભયંકર કાળમા એવી જનશ્રુતિ ચાલી "રાક્ષસ નાદિરશાહ હણાયો" એક ક્ષણે તે જનશ્રુતિ આખા દીલ્હી નગરમાં પ્રસરી. જોતાજોતામાં પુરવાસીઓ, ખુલ્લી તલવાર હાથમાં લઈ ઉન્મતની જેમ અહીં તહીં દોડી પારસીઓ ઉપર હુમલો કરી પડયા. સઘળાઓ તેઓનો સંહાર કરવા લાગ્યા. તે સમયે બન્ને દળમાં ઘોર સંઘર્ષ થયો નગરવાસીઓનાં અને પારસીઓના શબથી દિલ્હી નગરી ભરાઈ ગઈ લોહીના પ્રવાહથી મહોલ્લાના રસ્તા સરીયામ રસ્તા ભીંજાઈ ગયા. થોડા સમયમાં તે સમચાર નાદિરશાહના કાને પહોંચ્યા. દુરાચાર એક મસ્જીદના મથાળે ચડી નિરૂત્સાહવાળી સૈનીકોને ઉત્સાહિત કરી, નગરના બાળક વૃદ્ધ વીગેરેને મારી નાખવા તેણે હુકમ આપ્યો. એ કઠોર હુકમ થયો કે તુરત નાદીરશાહના સૈનીકોએ ભયંકર મૂર્તિ ધારણ કરી. તેઓ નગરના દ્વારે દ્વારે ઉભી મધ્યોનો સંહાર કરવા લાગ્યા.

અતિ નાદે, સઘળી નગરી પ્રતિધ્વનિત થઇ નગરના રસ્તાઓમાં શોણિતનો પ્રવાહ વહેવા લાગ્યો આજ દિલ્હી નગર, ભયંકર શ્મશાન જેવું થઈ ગયું

આવા ભયાનક સમયમા નાદિરશાહે, પાખંડ સૈદતખાં દીવાનને હુકમ આપ્યો. જે "તારી જે ધન સંપતિ હોય તેની એક તાળિકા બનાવી લાવ,, તે યથાર્થ તાળિકા જોવાને હું ચાહુછું" એ તાળિકા મને નહિ મળે તો તારૂં શીરચ્છેદન થાશે, એવો કઠોર હુકમ સાંભળી દુર્વૃત્ત સૈદતખાં, ચારેતરફ અંધકાર ભાળવા લાગ્યો. તેની સઘળી આશા તુટી પડી મદમત્ત થઇ દુરાચાર સૈદતખાએ, પોતાના પગમાં પોતાના હાથે કુવાડો માર્યો. આજ સૈદતખાંનાં જ્ઞાન નયન ઉઘડી ગયાં. આજ તેને સંપૂર્ણ ભાન આવ્યું જે નાદિરશાહને પોતે બોલાવી, પોતે પોતાનો સર્વ નાશ કર્યો જે દિશા તરફ તે જોતો હતો તે દિશા તરફથી વિભીષિકાની મૂર્તિ તેની નજરે આવતી હતી. આવા દારૂણ દુઃખમાંથી બચવા બેનશીબ સૈદતખાંએ વિષપાન કર્યું. તેણે તેમ કરી આત્મહત્યા કરી. દિવાન રાજા મીજલીસરાયે પણ અત્યંત દુઃખમાંથી બચવાને રસ્તો પકડયો. નાદિરશાહ ભારતવર્ષનું સર્વસ્વ હરી લઈ વસંત કાળે, શ્મશાન જેવી દિલ્હી નગરીને

છોડી પોતાના દેશ તરફ ચાલ્યો. સમ્રાટ સાથે થયેલા સંધિના અનુસાર કાબુલ, ઠઠા, સિંધ, મુલતાન વીગેરે સઘળા પશ્ચિમ રાજ્યનો નાદિરશાહ ધણી થયો અને તે પ્રદેશોને તેણે ઈરાનના અંતર્ભુક્ત કરી દીધા. ભારતવર્ષના એક ઈતિહાસ પ્રણેતાએ, તે સમયની અવસ્થા બાબત નીચે પ્રમાણે વિવરણ આપ્યું છે. તેણે કહેલછે જે " હીંદુસ્તાનના અધિવાસીઓ, તે સમયે" પોતાના રક્ષણ માટે વિચાર કરવા લાગ્યા. જે આશામી કેવળ સ્વાર્થપરતાની પરિસેવા કરતો હતો તે આશામી પોતાના માનવ ભાઇના દુઃખમાં સહાનુભૂતિ પ્રકાશ કરતો નહિ. સ્વાર્થપરતા, આત્મધર્મ અને પરધર્મનો પરમ અંતરાયછે. નાદિરશાહના અભિમાન કાળે, ભારતવર્ષના સઘળા લોકોને, સ્વાર્થપરતાને શરણે ગયા તે નૈતિક બળના અપકર્ષથી ભારતવાસીઓ જે ધર્મ બળ હીન થઇ ગયાછે તે ધર્મ બળ હવે તેઓ મેળવી શકશેકે નહિ તેનુ અનુમાન કરવું પણ દુષ્કર થઈ પડયું છે ટુંકામાં સુખ અને સ્વતંત્રતા મધુરાઆસ્વાદનથી તેઓ તે કાળથી વંચિત થઇ ગયા.

આવા સંહાર કાળમાં ભારતીય રજપુત જાતિએ પોતાના પ્રાચીન રાજ્ય ખોયાં નહોતાં. ઈસલામના છમો વર્ષના શાસન કાળમાં મારવાડ રાજે અને અંબર રાજે સામાન્ય સામાન્ય પ્રદેશ, પોતાના રાજ્યમા ભેળવી પોતાના રાજ્યની હદ વધારી હતી. તેસઘળા પ્રદેશના રાજાઓ હાલ બ્રીટીશસિંહની સાથે સખ્ય ભાવ રાખી સ્વાધીનતાનો સંભોગ કરેછે. ખ્રીસ્ટીય દશમ સતાબ્દીમાં જ્યારે પ્રચંડવીર દુર્ધર્ષ મહમદ ગીંઝનીએ મેવાડ ભુમી ઉપર હુમલો કર્યો. તે સમયે તેની ચતુરસીમા જેટલી વિસ્તૃત હતી તેટલી આજના સમયે વિસ્તૃત છે અગર જોકે બુંદી, આબુ, ઇડર, દેવળ વગેરે કેટલાક મહારાજ્ય મેવાડના રાણાના હાથમાથી ખસી ગયાં તોપણ તેનું પ્રાચીન રાજ્ય પુર્ણવિયવે હાલ વિરાજીતછે. પશ્ચીમ દિશામાં, ગદવાર પ્રદેશની ઉર્વર ભુમિ મેવાડના પ્રાકૃતિક સીમા બંધન-આરાવલ્લી શૈલમાળાને ઓળંગી અવનત મસ્તકે રાણાની પ્રભુતાના કીરતનમ આશક્તછે. પ્રશસ્ત હૃદય ચંબલ નદ, તેનો પુર્વ પ્રાંત વિધૌત કરી સૂર્યવંશીય મહારાજ કનકસેનના વંશધરોના અધઃપાતનો શોચનીય વૃતાંત દુરની ભાગીરથીને કહેવા દોડેછે, ઉતરમાં ક્ષીરી નદી, અજમેર અને મેવાડની વચ્ચમા રહી વહી જાયછે, દક્ષિણે માલવ રાજ્ય, મરાઠાના પ્રપીડને બીલકુલ દીન થઇ ગયેલો હતો.

એ ચતુર્સિમાબદ્ધ પ્રદેશની દ્રાઘિમાં એકસો ચાલીશ માઈલ અને અક્ષિમા એકસો ત્રીશ માઈલ, તેમાં દશ હજાર નગરો અને ગામડા વિરાજીત મેવાડભૂમિ રત્નગર્ભ, તેના ક્ષેત્રો, અતિશય ઉર્વર, તેની કૃષક મંડળી કૃષિકાર્યમાં પારંગત અને વણિગ્વૃંદ વાણિજ્યમાં સતત અભિનિવિષ્ટ એ કાર્ય કુશળ પ્રજાદ્વારાએ મેવા-

ડની પ્રતિવર્ષ દશ કોટી રૂપિયાની પેદાશ હતી. અતિભક્ત અનુરક્ત સામંતો હૃદય શોણિત આપી, મેવાડને શત્રુના આક્રમણમાંથી બચાવતા હતા. હવે દુર્ધર્ષ મહારાષ્ટ્રીય લોકોના કઠોર આક્રમણ પ્રભાવે. પચાસ વર્ષમાં મેવાડની જે શોચનીય દુર્દશા થઇ તેનું અમે ક્રમે વર્ણન કરશું.

જે દિવસે, સમ્રાટ મહમદશાહે, દુષ્ટ બુદ્ધિ અને કુચક્રી મંત્રીઓની મંત્રણા ઉપર ભરૂસો અને આધાર રાખી પોતાના રાજ્યનો ચોથો ભાગ મરાઠા લોકોને પણ સ્વરૂપ આપી દીધો, તે દિવસે રાજસ્થાન ક્ષેત્રમાં દુર્ધર્ષ મરાઠાની પ્રભુતાનો માર્ગ સાફ અને નિષ્કંટક થયો. ઇ. સ. ૧૭૩૫માં એ ઘટના બની. રાજસ્થાન મોગલ સમ્રાટના શાસનને આધીન હતું, જ્યારે મરાઠાઓએ સમ્રાટ પાસેથી ચોથ લીધી ત્યારે મોગલ સામ્રાજ્યાધીન ગજ્યો પાસેથી પણ તેઓ ચોથ લઇ શકે. મરાઠાઓ જયશીલ હતા. તેઓ જેની વિરૂધ્ધે પોતાની પ્રચંડ સેના ચલાવતા હતા. તે કૃતાંજળી પુટે તેઓના ચરણુમાં પડી ચોથ આપવાનું કબુલ કરતો.

વિજયોન્મત્ત મહારાષ્ટ્રીય લોકોએ ધીમે ધીમે વિજય મેળવ્યો. જેથી રજપુતોના મનમાં મોટી ચિંતા પેદા થઈ. ચિંતામાં પડી તેઓ ફરીને એકતાસૂત્રે બંધાયા. રાણા જગતસિંહે મારવાડના ઉત્તરાધિકારી વિજયસિંહના હાથમાં પોતાની પુત્રીને આપી, તે એકતાની પ્રાણ પ્રતિષ્ટા કરી, વળી મારવાડ અને અબંરના રાજાઓ વચ્ચે જે ઘોર વિષંવાદ ચાલતો હતો ત દૂર થઈ ગયો, તે બન્ને રાજા એક થઇ ગયા. ઉદયપુરના સભા પ્રાંગણમાં, તે એકતા બંધન સંપાદિત થયું. પણ તે એકતા બંધનથી લોકોનો ઉપકાર થયો નહિ. પરસ્પરના વિદ્વેષભાવે, તે એકતા બંધન તોડી નાંખ્યું.

માળવ પ્રદેશને હસ્તગત કરી દુર્ધર્ષ મરાઠાઓએ, ત્યાંથી ચોથ લીધી. ત્યાંથી બાજીરાવ દળસાથે મેવાડ રાજ્યમાં આવ્યો. તેના આગમનની વાત સાંભળી મેવાડભૂમિ વિષમ ભયે વ્યાકુલિત થઇ ગઇ. રાણાએ તેની સાથે મુલાકાત લેવાની અનિચ્છાએ, સાલંબ્રા સરદારને અને પોતાના પ્રધાન મંત્રી વિહારીદાસને દૂત તરીકે બાજીરાવ પાસે મોકલ્યા. બાજીરાવને કેવી રીતે ગ્રહણ કરવો,તેને કેવું આસન આપવું એ બાબતમાં રાજસભામાં ભારે તર્કવિતર્ક ચાલ્યા. છેવટે એવું નિશ્ચિત થયું જે સિંહાસનના સંમુખ ભાગે બુનેરા રાજના બરાબર આસને, બાજીરાવ બેસે. તે પ્રમાણે બાજીરાવને સનમાન મળ્યું. થોડા સમયમાં બન્ને પક્ષ વચ્ચે એક સંધી સ્થપાયો. તે સંધિના અનુસારે મુકરર થયું જે રાણો બાજીરાવને એક નિર્દિષ્ટ કર આપે. *

* રાણાએ ૧૬૦૦૦૦ રૂપિયા કર સ્વરૂપે બાજીરાવને પ્રતિવર્ષ આપવા ઠરાવ્યા. તે રૂપિયા હોલકર સિંધીઆઓ પુઆરની વચ્ચે સમાન ભાગે વહેંચાતા હતા.

રજપુતોની અનેકતા જોઇ મરાઠા લોકો રાજસ્થાન ઉપર પાછા આવ્યા. રાણા અમરસિંહે, અંબર રાજપુત્ર જયસિંહના કરમાં પોતાની પુત્રીને આપી. અબંરરાજને પ્રતિજ્ઞાસૂત્રે બાંધ્યો હતો જે એ શુભ સંમિલનનું જે ફળ ઉત્પન્ન થાય, તેને અગ્રજસ્વતા આપવી. એ વિવાહનો ફળ સ્વરૂપ મધુસિંહ પેદા થયો. જુલમગાર નાદિરશાહના સર્વનાશકર અભિયાન પછી બેવર્ષે તેનો જ્યેષ્ઠ તનય ઈશ્વરીસિંહ અંબરના સિંહાસને અભિષિક્ત થયો,પણ એક જોરાવર રજપુત સંપ્રદાયે અંબરરાજની પૂર્વ પ્રતિજ્ઞાના અનુસારે રાણાના ભાણેજ મધુસિંહને સિંહાસને બેસારવાનો ઠરાવ કર્યો, કાયમના ઉતરાધિકારીત્વ વિધિનો વ્યભિચાર કરી નાના મધુસિંહને રાજસિંહાસને બેસારવા રાણાની ઈચ્છા પહેલેથી હતી કે નહિ તે કહી શકાતું નથી. ઇશ્વરીસિંહે પાંચ વર્ષ રાજ્ય કર્યું. તે અરસામાં ત્રણવાર ઇશ્વરીસિંહ દુરાની લોકોના હુમલાનો પ્રતિરોધ કરવા શતલજ નદીના કાંઠા ઉપર ગયો હતો એ વિવરણ અંબરરાજના ઇતિહાસને નીસબત ધરાવતું છે. એટલે આ સ્થળે તેનું અનુશીલન કરવું સંપૂર્ણ અયોગ્ય છે.

ભાણેજ મધુસિંહના સ્વાર્થના માટે તેને સાથે લઈ રાણો લશ્કર લઈ મધુસિંહની સામે ઉતર્યો. થોડા સમયમાં બંને લશ્કર વચ્ચે સંગ્રામ મચ્યો, પણ શીશોદીય વીરો, ઇશ્વરીસિંહને હરાવવા જતાં પોતે હારી ગયા. તેનું કારણ એટલુંજ કે તે યુદ્ધમાં પ્રથમથીજ તેઓનું હૃદય ઉત્સાહિત નહોતું, અન્યાય પક્ષને આધાર આપવા, તેઓની સંપૂર્ણ ખુશી નહોતી. રાણાના સૈનિકો યુદ્ધમાં પરાજય પામી ચારે દિશા તરફ પલાયન કરી ગયા. એવી રીતના પરાજયથી રાણો બીલકુલ વ્યથિત થયો.

બુંદી અને કોટાના હારવંશીય રજપુતોએ, ગત યુદ્ધમાં રાણાને મદદ આપી હતી. તે માટે તેઓને ઉપયુક્ત શાસ્તિ આપવા આપાજી સિંધીઆની મદદ મેળવી. તેણે તેઓના ઉપર હલ્લો કર્યો. હારરાજે તે હલ્લાનો મોટા વીરત્વે પ્રતિરોધ કર્યો. તે યુદ્ધમાં આપાજી સિંધીઆનો એક હાથ કપાઇ ગયો. બન્ને રાજાઓને સિંધીઆને કર આપવાની ફરજ પડી. અભિતપ્ત રાણા જગતસિંહે, શોચનીય પરાજયનો બદલો લેવા મુલહરરાવ હોલકરની મદદ માંગી. રાણાએ હોલકર પાસે એવી પ્રતિજ્ઞા લીધી જે " જો હોલકર ઇશ્વરીસિંહને સિંહાસનચ્યુત કરી શકે તો રાણો હોલકરને ચોસઠ લાખ રૂપિયા આપે, જે દિવસે રાણા જગતસિંહે, એ પ્રતિજ્ઞાપત્રમાં સહી કરી તે દિવસે મહારાષ્ટ્રીય લોકોની પ્રભુતા રાજસ્થાનમાં દૃઢ થઇ. રાણાના પ્રતિજ્ઞાના પત્રના સમાચાર ઇશ્વરીસિંહના કાને પહોંચ્યા. પોતાની પદચ્યુતિ અને અપમાન અનિવાર્ય જાણી, બેનશીબ ઇશ્વરીસિંહ વિષપાન કરી મરણ પામ્યો. ત્યાર પછી મધુસિંહ અંબરના સિંહાસને બેઠો. સુચતુર હોલકરે, પોતાની રકમ મેળવી મહારાષ્ટ્રીય વિજય

પતાકા રાજસ્થાનના ક્ષેત્રમા દૃઢ રીતે સ્થાપી

જે આશામી આશા વિમૂઢ છે તે પોતાના અભાવને જાણી શકતો નથી જાણી શકે પણ તે પ્રપૂરણ કરવા તે ચેષ્ટા કરતો નથી તે કોઈ રીતનુ અભીષ્ટ સાધન કરી શકતો નથી તેનુ જીવન વિડંબણામય છે, યુરોપ મહિષી રોમનો એક દિવસ અધઃપાત થનો એક દિવસ તેના વિશ્વવિજયી પુત્રોના ચરણમા દાસત્વ શૃંખલા પડી પણ તે રોમ ફરી ઉઠયુ. કેવળ પોતાના આશા મુગ્ધ પુત્રોની અનંત ઉદ્યોગિતાના પ્રભાવે તે ફરી ઉઠયુ તેના આશામુગ્ધ પુત્રોએ તેઓનો પ્રકૃત અભાવ જાણ્યો, તેઓએ જાણ્યુ તેઓ, તે ઇટાલીય નથી જે ઇટાલીય લોકોના પ્રચંડ પ્રતાપે એકવાર આખુ જગત કંપિત હતુ તે ઇટાલીઓ સ્વાધીનતાચ્યુત અને શત્રુ દલિત હતા તેઓ પ્રચંડ પ્રતાપશાળી આસ્ટ્રીયનના દાસ, તેઓ સ્વાધીનતાનો અભાવ સમજ્યા તે અભાવનુ પ્રપૂરણ કરવા તેઓએ ચેષ્ટા કરી, છેવટે ઉદ્યોગિતા અને ઉદ્યમ શીલતાની મદદે તેઓ પોતાની ચેષ્ટા સફળ કરવા શક્તિવાળા થયા તેઓએ આસ્ટ્રીયનદાસત્વશૃંખલા તોડી ભૂમધ્ય સાગરમા નાખી દીધી તેઓએ જનની જન્મભૂમિના મસ્તકે સ્વાધીનતાનો તાજ પહેરાવી દીધો ઇટાલી સ્વાધીન થયુ પણ તે સ્વાધીનતા અને હાલની સ્વાધીનતામા અધિક પ્રભેદ તે સ્વાધીનતાનો જ્વલંત પ્રતાપ એકવાર સઘળા જગતમા વ્યાપી ગયો હતો પણ હાલની ઇટાલીની સ્વાધીનતા કેવળ આલ્પ્સ પર્વતના કોટની અંદરની ભૂમિમા વ્યાપિ છે ઇટાલી ભાગ્યગગને આગર જો કે ફરી સ્વાધીનતાનો સૂર્ય ઉગ્યો ખરો, પણ તે સૂર્ય આ સૂર્ય નહિ એ માટે ઓવુંછુ જે જે દીન એક વાર ગયો તે ફરી આવશે તો આ વિશ્વજનીત નિયમના તાબે થઈ ભારત વર્ષ અધઃપાતમા આવી ગયુ, તે નૈસર્ગિક વિશ્વજનીન નિયમની સાર્થકતા કરવા માટે પ્રથમ પ્રતાપસિંહના સિંહાસને અપદાર્થહીન જીવન દ્વીતય પ્રતાપસિંહ બેઠો હાય ! જગતમા સઘળુ અસ્થિર

ઇ સ, ૧૭૫૨મા દ્વિતીય પ્રતાપસિંહ મેવાડની ગાદીએ બેઠો જે ગૌરવ મય પવિત્ર નામ ધારણ કરી તે સ્વરગ ભૂમિમા પેઠો હતો તે સાભળી તે પાત સ્મરણીય સન્યાસી શ્રેષ્ઠ મહાત્મા પ્રથમ પ્રતાપસિંહ યાદ આવે છે પણ ઇતિહાસ મુક્ત કંઠે, બોલી ઉઠે છે " આ પ્રતાપસિંહ તે વીર શ્રેષ્ઠ સ્વજાતિ પ્રેમિક પ્રતાપસિંહ નહિ, આનો અકર્મણ્ય અપદાર્થ હીન જીવન દ્વિતીય પ્રતાપ સિંહ આતો "પ્રતાપ" નામનો સ્વર્ગીયભાવ વિનાશ કરવા પૃથ્વી ઉપર અવતર્યો છે તેના રાજ્યકાળમા ખાસ વર્ણનીય ઘટના ઘટી નથી, તેણે ત્રણ વર્ષ રાજ્યસિંહાસન રોકયુ તે ત્રણ વર્ષમા દુર્ધર્ષ મરાઠાઓએ મેવાડ ઉપર હુમલો કરી ત્રણ૧૨ કર લીધો હતો પ્રતાપસિંહ અબગના રાજા જયસિંહની

કન્યાને પરણ્યો હતો. તે કન્યાના પેટે ગજસિંહ નામે એક પુત્ર પેદા થયો. તે રાજ સિંહ દ્વિતિય પ્રતાપસિંહ પછી મેવાડના સિંહાસને બેઠો

જે વીરવર ગજસિંહે, નિર્વાણોન્મુખ ક્ષત્રીય વીર્યાનળને ફરીવાર સળ ગાવી દીધો હતો જેના પ્રચંડ પ્રતાપ પ્રભાવે એકવાર દુર્દ્ધર્ષ ઓરંગજેબનું સિંહાસન કમ્પ્યું હતું આજ તેજ પવિત્ર નામવાળો એક અપદાર્થ રાજા મેવા ડના સિંહાસને બેઠો. ટુંકામા તે ગજસિંહના મહનીય નામનો સંપૂર્ણ અયોગ્ય પુરૂષ હતો, દ્વિતીય ગજસિંહે આતવર્ષ રાજ્ય કર્યું. તેના શાસનકાળમાં દુર્દાંત મરાઠાઓએ આતવાર મેવાડ ઉપર હુમલો * કર્યો,

મરાઠા લોકોના દારૂણ પ્રપીડનથી રજપુતો ઘણો કાળ પીડાયલા રહ્યા. છેવટે ઇ. સ. ૧૮૧૭ ના સંધિસૂત્રે બંધાઇ પરમ કારૂણિક બ્રીટીશસિંહના શીતળ આશ્રય નીચે તેઓ પરમ સુખે કાળ કહાડવા લાગ્યા.

અઢાર વર્ષનું અયોગ્ય રાજશાસન ચલાવી રાણા જગતસિંહે સંવત ૧૮૦૮ ( ઈ. સ. ૧૭૫૨ ) મા આ લોકનો ત્યાગ કરી પરલોકવાસ કર્યો. તે વીરવર બાપ્પા રાઓળના પવિત્ર સિંહાસને શિશોદીયકુળનો સંપૂર્ણ અયોગ્ય નૃપતિ હતો, હસ્તિ યુદ્ધ જોઇ તે પોતાનો સમય વ્યર્થ રીતે ગુમાવતો હતો — તે એવી રીતની ક્રીડાને અધિક ઉપયોગી માનતો હતો. પણ એક વિષયમા તેની ગુણશાળિતાનો આગે પરિચય જોવામા આવે છે પોતાના પૂર્વજોની જેમ જગતસિંહ શિલ્પશાસ્ત્રના ઉત્કર્ષના સાધન માટે પોતાની પ્રજાને ઉત્સાહિત કરતો હતો તેણે ઉદયપુરના મહેલને અનેક પરિમાણે સુધાર્યો અને વધાર્યો. વળી પેશાલા સરોવરના દ્વીપોની સુંદરતા વધારવા વીશલાખ રૂપૈઆ ખર્ચ્યા

* તે ત્રણવાર ના હુમલામા જુદા જુદા વખતે જુદા જુદા ત્રણ અધિનાયક મલ્હારજી જનકજી અને રઘુનાથરાવના નામ મરાઠાઓના મવાડમા આવ્યા

—રાણાએ પશુઓની વિલાસીતાને જે નવાજી પર લગ્યા છે. તેમાથી હસ્તિક્રીડાની તેની આસક્તિનો પરિચય મારુમ પડે છે



# पंचदश अध्याय.

રાણો દ્વિતીય પ્રતાપસિંહ, રાણો દ્વિતીય રાજસિંહ, રાણો અરિસિંહ, હોલકરે કરેલું મેવાડનું આક્રમણ અને કરાદાન, રાણાને પદચ્યુત કરવા વિદ્રોહાચરણ, વિદ્રોહી સરદારોએ કરેલું એક અપનૃપતિનું નિર્વાચન, કોટાનો જાલમસિંહ, સિંધીયા સાથે અપનૃપતિનું એકતા બંધન, તેઓના એકત્રિત સૈનાદળ તરફનું રાણાનું આક્રમણ, તેનો પરાજય, સિંધીયાએ કરેલ મેવાડનું આક્રમણ અને ઉદયપુરનો અવરોધ, રાણાએ કરેલ અમરચંદનો મંત્રીપદે અભિષેક, અમરચંદની તેજસ્વીતા, સિંધીયા સાથે સંધિબંધન, સિંધીયાનું પ્રસ્થાન, મેવાડનો રાજ્ય ક્ષય, વિદ્રોહી સરદારોનો રાજ્યવશ્યતા સ્વીકાર, ગદવાર જનપદની ક્ષતિ, રાણાનો ગુપ્તવધ, રાણા હમીરનું સિંહાસનારોહણ, રાજમાતા અને અમર વચ્ચેનો વિવાદ, અમરનું મહચ્ચરિત, મરણ અને ચરિત્ર વર્ણન, મેવાડ રાજ્યની ક્ષય પ્રાપ્તિ.



વસ જાય છે દિવસ આવે છે. પણ જે દિવસ ગયો છે. તે દિવસ ફરી આવતો નથી. જે શારદીય પૂર્ણ ચંદ્રના મધુર હાસ્યનો આપણે એક વાર આનંદ ઉપભોગ લીધો તે પૂર્ણ ચંદ્ર ફરી અનેકવાર જોવામાં આવ્યો અનેકવાર તેની જ્યોત્સનાનો ઉપભોગ લીધો, પણ જે ચંદ્ર પહેલાં જોયો તે ચંદ્ર તો સદાકાળને માટે ગયો. તે ચંદ્રને ફરી આપણે જોયો નહિ. તેને ફરી જોયો નહિ, તેનું કારણ એટલું કે તેનો તે દિવસ ફરી આવ્યો નહિ. ફરી આવશે એવી પણ આશા ગણાતી નથી. પણ જ્યાંસુધી જીવ હોય ત્યાંસુધી જીવન નોબિદ્ધી આશાને કોઇ છોડી શકે છે ! માનવ આશાસ્વરૂપ છે, આશાજ આ ક્ષણભંગુર જીવન પ્રસૂનનું વૃંત છે એકવાર તે વૃંત ખસી પડે તો જીવન પ્રસૂન અનંત કાળ સાગરમાં ખસી પડે છે. આશા માનવની પ્રધાન નિયંત્રી છે. પણ અભાવ આશાનો ઉત્પાદક છે, જેને અભાવ નથી, તેને આશા નથી. તેનું જીવન જડ અને ઉત્સાહહીન

છે, અભાવ આશાનો ઉત્પાદક ખરો પણ તે આશામાંથી વળી અભાવનું પ્રકૃત જ્ઞાન ઉત્પાદિત થાય છે.

તેઓના નૃશંસાચરણે મેવાડનો અંતઃસાર સુન્ય થઈ ગયો. મેવાડનો રાજા અર્થરહિત થઇ ગયો. તેણે રાઠોડ કુમારી સાથે વિવાહ કર્યો, દ્વિતીય રાજસિંહના પરલોકવાસ ઉપર મેવાડનો ચિરંતન ઉતરાધિકારિત્વ નિયમનો સંપૂર્ણ વ્યભીચાર થયો, ત્યારપછી તેનો કાકો રાજસિંહાસને બેઠો, તેનું નામ અરિસિંહ ઇ. સ, ૧૭૬૨ [ સં, ૧૮૧૮ ] માં અરિસિંહ પોતાના ભત્રીજાના સિંહાસને બેઠો. તે અત્યંત ક્રોધન સ્વભાવ હતો. જગતસિંહના ચપળત્વે અને પ્રતાપસિંહ તથા રાજસિંહના અકર્મ-ણ્યત્વે મેવાડ રાજ્યની હીનાવસ્થા તો થઇ ગઇ હતી. તેમાં હાલના રાણાના ક્રોધન સ્વભાવથી અને અદમ્યપ્રકૃતિથી મેવાડમાં એક મહાન અનર્થ થઇ પડયો, તે મહાન અનર્થથી રાજ્યમાં વિશૃંખલા થઇ ગઇ, જેથી કરી મેવાડને અર્થનું નુકશાન થયું પણ મેવાડની હદને કાંઇ હાનિ પહોંચી નહિ. પંચોળી મત્રીઓની ચતુરતાથી અને સેતારારાજની દૃઢભક્તિથી મેવાડની ચતુર્દિશાની સીમામાં નુકશાન નહોતું. મેવાડના સરદારોએ વિદ્રોહ કરી, પ્રતાપસિંહને પદચ્યુત કરી તેના ઠેકાણે તેના કાકા નાથજીને સિંહાસને બેસારવા નિશ્ચય કર્યો. તે વિદ્રોહ બંધ પાડવાને દુર્દાંત હોલકર મુલ્હરરાવ આવ્યો, મહારાષ્ટ્ર રીતિને અનુસરી ચતુર હોલકરે મેવાડનો કેટલોક પ્રદેશ હસ્તગત કર્યો.

તેજસ્વી રજપુતોએ, પોતાના રાજાને મરાઠાની સામે થવામાં સંપૂર્ણ અસમર્થ જોઇ તેને પદચ્યુત કરવા મહેનત કરી, મેવાડની કાયમની ઉતરાધિકારિત્વ પ્રથાનો વ્યભીચાર થવાથી મેવાડનું અનિષ્ટ થયું. મેવાડના રાજસિંહાસને બેસવાનું સામર્થ્ય અને સત્વ અરિસિંહમાં નહોતું. ઘણા ખરા સરદારો તેની ઉપર ઘ્રણાની નજરે જોતા હતા. અરિસિંહ શુદ્ર સ્વભાવનો હતો. તેનામાં રાજ્ય યોગ્ય ગુણ નહોતો. અરિસિંહને પદચ્યુત કરવા સરદારોએ પ્રપંચ કર્યો. રતનસિંહ રાજયસિંહાસનનો ખરો અધિકારી છે એમ તેઓએ ઘોષણા કરી.

દિપ્રાગોત્રમાં પેદા થયેલ વંસતપાળ નામનો એક આશામી, અપનૃપતિનો દીવાન નીમાયો, ખ્રીસ્તીય બારમા સૈકામાં તે આશામીનો પૂર્વ પુરૂષ દિલ્હીનગરીમાંથી સમરકેસરી સમરસિંહની સાથે મેવાડમાં આવ્યો. તેની અગાઉ તે ભારતવર્ષના શેષ ચક્રવર્તી રાજા પૃથ્વીરાજની સભામાં એક ઉંચી પદવીએ હતો. મેવાડના સરદારોએ અરિસિંહની પદચ્યુતિ માટે સિંધીયાની સહાય માગી, અરિસિંહની પદચ્યુતિના બદલામાં તેઓએ પચીશલાખ રૂપિઆ આપવાનો ઠરાવ કર્યો.

મેવાડના આ પ્રચંડ વિપ્લવકાળે એક પ્રચંડ રજપુત વીર રાજસ્થાનની રંગ ભૂમિમાં પેદા થયો, તેનું નામ જાલમસિંહ, જાલમસિંહે રાજસ્થાનમાં જે અદભૂત

વ્યાપારનો અભિનય કર્યો છે તે સાભળી હરકોઇ માણુસ તેના વીરત્વની પ્રશસા કર્યા વિના રહે તેમ નથી, મેવાડ ક્ષેત્રમાજ તેની રાજનીતિનુ પ્રસ્ફુરણ થયુ, અગર જો કે આ સ્થળે તેની જીવનીની આલોચના અયોગ્ય છે, તોપણ મેવાડની રગભૂમિમા તેણે જે અલૌકિક કાર્ય કર્યા છે તેથી તેની આલોચના કરવી યોગ્ય છે

મધુસિહને અજમેરના સિહાસને બેસારવા માટે ઇશ્વરીસિહની સાથે રાણા જગતસિહનો જે ભયકર સઘર્ષ થયો તેણેજ જાલમસિહના ભાવી મહત્વની પ્રચરિતનુ દ્વાર ઉઘાડયુ તે સમયે તેનો પિતા કોટાના શાસન કર્તૃત્વે નિમાયો હતો. પ્રતીશોધ લેવા માટે ઈશ્વરીસિહે સિધીયા સાથે મળી જઈ જે સમયે કોટા રાજ્ય ઉપર હુમલો કર્યો તે સમયે જાલમસિહનો બાપ જાલમસિંહ સાથે કોટામાં રહેતો હતો તે સમયે મહારાષ્ટીય સેનાપતિઓ સાથે તેનો પ્રથમ વાર્તાલાપ થયો તે આલાપ પરિચયથી તે મહારાષ્ટીય લોકોનુ નીતિ કોશલ જાણી ગયો, અને તે નીતિના અનુસારે તેણે પચાશવર્ષ કામ કર્યુ, તોપણ પોતાના રાજાનો અનુગ્રહ ખોઇ જાલમસિહ કોટાથી દૂર થયો છેવટે આશ્રય મેળવવા તે રાણાની પાસે આવ્યો તેની જ્ઞાનબુદ્ધિ અને કાર્ય કુશળતા દેખી રાણાએ તેને પોતાની સરદાર શ્રેણીમા દાખલ કર્યો તેને કેટલીક ભૂમિવૃત્તિ આપી, જાલમસિહના પરામર્શના અનુસારે મહારાષ્ટ્ર સેનાપતિ રઘુપૈગાવાળા અને દોલામીયા, પોતપોતના દળ સાથે મેવાડમા આવ્યા રાણાએ પ્રાચીન મત્રી પચોળીને મત્રીપદથી દૂર કરી ઉમજી મહેતાને મત્રીપદે નીમ્યો એ સમયે એટલે સવત્ ૧૮૨૪ (ઇ સ ૧૭૬૮) મા માધોજી સિધીઆ ઉજ્જયિની નગરીમા હતો તેની મદદ મેળવાવની આશાએ મેવાડના સરદારો તેની પાસે ગયા તેની પહેલા રતનસિહ તેની પાસે ગયો. રાણા અરિસિહનો આડબર નિરર્થક થયો

રાણા અરિસિહને માધાજી સિધીયાની સહાય ન મળી છેવટે તે પોતાનુ સેનાદળ લઈ તે અપનૃપતિના સનયેત બળને અટકાવવા આગળ વધ્યો સાલુબ્રા સરદાર શાપુરરાજ બુનેવારરાજ, રતનસિહ અને મહારાષ્ટ્રીય સૈનિકો રાણાની મદદમા ઉતર્યા, તેઓ સઘળાએ એકઠા થઇ માધાજીની સેના ઉપર પ્રચડ વેગે હુમલો કર્યો. જોતા જોતામા બન્ને પક્ષ વચ્ચે ઘોર યુદ્ધ ચાલ્યુ રાણાના સેનાદળે અસીમ વિક્રમે, મામાવાળાના લશ્કરને વિત્રાસિત કરી દીધુ માધાજી અને તે અપનૃપતિ, પલાયન કરી ગયા તેઓ ઉજ્જયિનીમા આવ્યા ત્યા આવી તેઓ નવી સેના કરવાની ગોઠવણમા રહ્યા મોટી સેના ઉભી કરી તેઓ લડવાને તૈયાર થયા તેઓએ રજપુત સેના ઉપર હુમલો કર્યો વિજયી રજપુતોએ વિજય મદે મત્ત થઇ જોયુ નહિ, જે દુર્ધર્ષ માધાજી તેઓને છોડે તેવો નથી માધાજીનુ રણસૂર્ય ભયકરનાદે વાગી ઉઠ્યુ, રજપુતો ચમકિત અને વિસ્મિત થયા, રાણાની સેના ઉપર માધાજી ભયંકર રીતે

પડયો. સાલુંબ્રાપતિ, શાપુરપતિ, અને બુનેવારપતિ રણક્ષેત્રમાં પડયા. જાલમસિંહ પણ વિષમ રીતે જખમી થયો. તેનો ઘોડો રણક્ષેત્રઉપર કતલ થવાથી તે યુદ્ધસ્થળથી પલાયન કરી શકયો નહિ, એટલે કે દુશ્મનોએ તેને કેદ કર્યો, દુશ્મનો તેની સાથે સંમાનથી વર્ત્યા ત્ર્યંબકજી નામના પ્રસિદ્ધ સદાશય મહારાષ્ટ્રીય સરદારે તેની સાથે અત્યંત સદભાવ રાખ્યો. તે ત્ર્યંબજી પ્રસિદ્ધ અંબકજીનો જન્મદાતા. પરાજીત અને અપમાનિત રજપુતો ઉદયપુરમાં પલાયન કરી ગયો.

વિજયી મહારાષ્ટ્ર લોકોએ થોડા સમયમાં મોટી સેના તૈયાર કરી ગિરિમાર્ગમાં પેસી, ઉદયપુરનો ઘેરો ઘાલ્યો. રાણો નિરાશ થયો. રાણાના કોઈ મદદગાર રહ્યા નહિ. રાણા પાસે લડાઇની સામગ્રી નહિ. જે કેટલાક વીરો, તેના પક્ષમાં હતા. તેમાંથી ઘણા ખરા ક્ષિપ્રાતીરે યુદ્ધમાં પડયા. હવે રાણો શું કરે! એક માત્ર સાલુંબ્રાનો ભીમસિંહ તેના પક્ષનો મદદગાર વીર હતો રાણાએ નગરની રક્ષાનો ભાર તેના હાથમાં સોંપ્યો. સાલુંબ્રા પતિ ભીમસિંહ નગર રક્ષણ માટે નીમાયો, વળી રાણાએ તેને સેના નાયકના હોદ્દા ઉપર નીમ્યો. વીરવર જયમલ્લના વંશધર રાઠોડ બેદનોર પતિની સાથે સંકટકાળે રાજા અને નગરનું રક્ષણ કરવા ભયંકર કાર્યક્ષેત્રમાં તે ઉતર્યો. પણ માત્ર એક પુરૂષના કઠોર ઉદ્યમે અને અધ્યવસાયે સઘળી દિશાઓ જળવાઈ રહી. તે પુરૂષનું નામ અમરચંદ.

અમરચંદ બારાયાએ વણિક કુળમાં જન્મ લીધો હતો. તે મેવાડના મંત્રીપદે નીમાયો હતો. તેના જેવા ડાહ્યા અને પારદર્શી મંત્રી, આ જગતમાં બે ચારજ મળી આવે તેમ છે. સ્વર્ગીય રાણાના શાસનકાળમાં મેવાડમાં જે મહા અનર્થ ઘટયો, તે મહા અનર્થને અમરચંદે તોડી નાંખ્યો. ટુંકામાં તે મેવાડનો એક સ્તંભ હતો. અરિસિંહના શાસન કાળમાં મેવાડના ઘોર અંતર્વિપ્લવના સમયમાં અમરચંદ પોતાના મંત્રીપદથી વિચ્યુત થયો હતો, જે દીવસથી તે પદચ્યુત થયો તે દીવસથી મેવાડમાં અનર્થ ઘટવા લાગ્યા. તે દીવસથી અસંખ્ય આફતો ચારે દિશા તરફથી આવી મેવાડને ભય પમાડવા લાગી. સરદારો સાથે વિવાદ મંડાણો. મહારાષ્ટ્રીય લોકોએ ઉત્પીડન કરવું શરૂ કર્યું. તેના ઉપર વળી અરિસિંહનું રૂઢ આચરણ. એ સઘળા અનર્થો મેવાડમાં એકઠા થયા એ સઘળા અનર્થના વૃદ્ધિકાળે અમરચંદે વિશ્વાસ કર્યો જે હવે તેને મંત્રિનું પદ મળે તેમ નથી. અમરચંદ સ્વભાવથી પ્રચંડ હતો. અરિસિંહની જેમ તે અદમ્ય પ્રકૃતિવાળો હતો. તે દશ વર્ષે, પોતાનું કાર્ય છોડી ઘેર બેસી રહ્યો. તે દશ વર્ષમાં મેવાડ રાજ્યમાં પુષ્કળ ફેરફાર થયો. જે સઘળા સરદારો અરિસિંહનો પક્ષ છોડી, રતનસિંહના પક્ષમાં ગયા હતા. તે સરદારોના ઠેકાણે પગાર ખાનારા સૈંધવ સૈનિ-

હો નીમાણુ તે નૈનિકોએ રાણામા અસંતોષના બીજ વાવ્યા તેથી કરીને મેવાડનુ વીરત્વ અને તેજસ્વિત્વ નાશ પામ્યુ, કેટલાક સરદારો નિ સંપર્ક રહી પોતાના કીલ્લાના દ્વાર બંધ કરી, પોતાના મુલકમા રહેવા લાગ્યા એ રીતે રાણાની આશા લોપ પામી તેનો પક્ષ નબળો થઈ પડયો મેવાડની આવી દુર્દશામા દૈવવશે અમરચંદ કાર્યમંત્રમ ઉતર્યો ઉદયપુરને રક્ષણોપયોગી કોટ કે ખાઇ કાંઈ નહોતુ તેનાથી થોડે દુર ક ક દક્ષિણમા એકલિંગગઢ નામનો એક ઉંચો શૈલકુટ હતો, તે શૈલકુટ ઉદયપુરનુ પ્રધાન દ્વાર હતુ તેને કોટથી સજ્જીત કરી, તેના ઉપર તોપો ગોઠવી દેવાથી ઉદયપુરની સારી રક્ષા થાય તેમ હતુ રાણાએ તે કાર્ય કરવામા ધ્યાન આપ્યુ એકલિંગગઢ અનનતળ અને અત્યત દુરારોહ હોવાથી રાણાના સઘળા પ્રયાસો નિષ્ફળ ગયા એકવાર રાણો જાતે તે શૈલકુટ જોવાને ગયો ત્યા અમરચંદ સાથે તેની મુલાકાત થઇ તેનો અસંતોષ દૂર કરવા રાણાએ, પોતાની કસુર કબુલ કરી, અમરચંદે એકલિંગગઢનો કોટ તૈયાર કર્યો તેમા તેણે તોપો મુકી દીધી

દુર્દાંત માધાજી સિંધીયાએ, ઉદયપુરની ઉત્તર પૂર્વ અને દક્ષિણ દિશાને ગાઢ ઘેરો ઘાલ્યો માત્ર દક્ષિણ દિશા તેના ઘેરામાથી મુક્ત રહી તે પશ્ચિમ દિશાએ ઘેરો નાખી ન શકયો તેનુ કારણ એટલુ કે તે દિશાએ ઉદયસાગરનુ બહોળુ પાણી તેને તેમ કરવાને અસંભવ કરનાર થઈ પડયુ એ પશ્ચિમ દિશા તરફથી પુરવાસીઓ આવવા જવાનો વ્યવહાર રાખતા હતા ઉદયસાગરના ઉંડા જળમા વહાણ ઉપર બેસી ભીલ લોકો પુરવાસીઓને જેટલો જોઇએ તેટલો ખોરાક પુરો પાડતા હતા મેવાડના પ્રધાન નગરોએ શત્રુ પક્ષનુ અવલબન કર્યું રાણાની સધવી સેના, પગાર ન મળવાથી ફરી બેઠી તેઓએ રાણાના ગામને બાળી રાણાનુ ઘોર અપમાન કર્યું એકવાર રાણો પોતાના પ્રાસાદ ભવનમા જતો હતો એટલામા તે સૈંધવી નૈનિકોએ તેનુ કપડુ પકડયુ તેઓના હસ્તથી છુટવા રાણાએ, પોતાનુ કપડુ જોરથી ખેચ્યુ તેનુ કપડુ ફાટી ગયુ ફાટીગયેલ કપડા સાથે તે જનાનખાનામા ગયો રાણાની અવસ્થા પ્રતિદિન સંકટાપન્ન થઇ તેને ચારે દિશાએ વિપદ્ જોઇ રઘુદેવ નામનો રાણાનો એક ધાઇ ભાઇ હતો તે આલા સરદારનો ઉત્તરાધિકારી થઇ આલા સરદારનો સપતિ વિષય જોતો હતો આ સકટ કાળના તે રાણાને મંત્રણા આપી ' આપ ઉદયસાગરને ઓળંગી મંડગઢમાં પલાયન કરી જાઓ ' પણ રાણાએ તેનો પરામર્શ માન્ય કર્યો નહિ તેણે સાલુમ્બ્રાના સરદારને પુછયુ, સરદારે જવાબ આપ્યો જે હાલ જે ઉપાય યોજ્યો તેથી અમગળની સભાવના છે, અમરચંદને બોલાવો" અમરચંદને બોલાવ્યો, તે સકટનો દુ નહ ભાર તેના હસ્તના સોપ્યો તેણે કહ્યુ "આ દુ સહ ભાર ગ્રહણ કરવાની કોઈની આકાક્ષા હોય નહિ અને

મારી પણ આકાંક્ષા નથી. મહારાજને અવશ્ય વિદિત છે. કે મેવાડ રાજ્ય ઉપર કેટલી ઘોર આપતીએ આવી પડી છે. વળી મોટી વિપત્તિઓ પડતી જાય છે. હવે એવી અસાધારણ આપતિએ દૂર કરવા માટે ઉપાય યોજવા પડશે. ક્ષણકાળ મુંગો રહી અમરચંદ ફરી બોલ્યો " વળી મારા ચરિતનો એક દોષ છે જે દોષ મહારાજ જાણે છે. જે દોષ એ છે જે મારૂં હૃદય કોઇના શાસન આધીન થાય નહિ. હું જ્યાં હઉં ત્યાં કર્તા થઇને રહું. જે હું કરૂં તેના ઉપર બીજા કોઇની બુદ્ધિ ચાલવા દઉં નહિ. કોઇ મંત્રીને અને પરામર્શ દાતાને હું ગણકારૂં નહિ. આપનો ખજાનો ખાલી. સૈનિકો વિદ્રોહી થયા. ખાદ્ય સામગ્રી ખરચાઇ ગઇ. એવી અવસ્થામાં આપ જો મારા ઉપર વિશ્વાસ રાખો તો હું કામ કરૂં. રાણાએ ભગવાન એકલિંગના શપથ ખાઈ કહ્યું, " તમારી સઘળી વાસના પૂર્ણ થાશે. તમે જે બોલ્યા છો તે પાળવામાં આવશે. જે તમે ચાહશો તે હું આપીશ. નવી સેના સંગ્રહ કરી અમરચંદ શત્રુ ઉપર પડયો.

અપનૃપતિ રતનસિંહે રાણાની ખાસ જમીન હસ્તગત કરી ઉદયપુરના ઉપત્યકા પ્રદેશમાં પ્રવેશ કર્યો, પણ સિંધિયાને પ્રતિજ્ઞામાં કહેલા નાણા આપવાને તે અસમર્થ હોવાથી તે મહા સંકટમા પડયો. ચતુર મહારાણીયના પક્ષમાં એ અમૂલ્ય અવસર હતો. તેણે અમરચંદ સાથે સંધિનો પ્રસ્તાવ કર્યો. અને તેને કહી મોકલ્યું જે જો તેને તે સત્તરલાખ રૂપૈઆ આપે તો તે રતનસિંહને છોડી દે, અમરે તે પ્રસ્તાવ કબુલ કર્યો. સંધિબંધનની તૈયારી થઈ. વળી સિંધિયાએ અમરનેઃકહેવરાવ્યું જે વધારે બીજા વીશ લાખ રૂપૈઆ હોય તો સંધિ થાય તેમ છે. એ વાત સાંભળી અમરસિંહનું શરીર ક્રોધથી બળી ગયું. તેણે તે સંધિપત્ર ફાડી નાંખ્યું અને તેના કાકાને વિશ્વાસઘાતક મરાઠા પાસે મોકલ્યા.

વિપદ્ વૃદ્ધિની સાથે તેની સાહસિકતા અને તેજસ્વિતા વૃદ્ધિ પામી. સૈંધ વિસૈન્ય વિશ્વસ્ત રજપુત સરદારો વીગેરેને એકઠા કરી તેણે તેઓને સઘળો વિષય સમજાવ્યો. તે એક મોટો સદ્વક્તા હતો. જે વાગ્મિતા, માનવના હૃદયના અંતસ્તળ ને સ્પર્શ કરે. તે વાગ્મિતાથી અમરચંદ વિભૂિત હતો. તેની તે વક્તતાએ સઘળાં સૈનિકોને અને સરદારોને મત્ત કરી દીધા. તેનો ઉત્સાહ વધારવા તેણે તેઓને અનેક રત્નમંડિતહાર અને મોક્તિક માળા આપી. જે અલંકારો ભંડારમાં નિરર્થક પડેલ હતાં. તેનાથી સૈંધવી સૈનિકોનાં અસંતોષનાં કારણ દૂર થયાં. તેઓ સહુ રાણાની પાસે સભાસ્થળે ગયા. રાજસભામાં જઇ તેઓનો અધિનાયક આદિલ બેગ મીરગંભીર સ્વરે બોલ્યો, મહારાજ! અમો અનેક દિનથી આપનું નિમક ખાઇએ છીએ, અને આપના પશ્ચિમ રાજપરિવારમાંથી અશેષ અનુગ્રહ પામીએ છીએ. આશ્રણે આપની પાસે શપથ લઇ કહેવા આવ્યા છીએ જે હવે અમે આપનો

ત્યાગ કરશું નહિ. આજ ઉદયપુરજ અમારી માતૃભૂમિ, ઉદયપુર સાથેજ અમારા જીવનનો ઉત્સર્ગ થાશે. અમો હવે પગારને ચાહતા નથી. અમારી ખાધ્ય સામગ્રી ખુટશે ત્યારે અમે પશુ માંસ ખાઇશું," તેના વાક્યો સાંભળી રાણાની આંખમાંથી આંસુ પડ્યા, આજ પાષાણનું હૃદય ગળી ગયું, વજ્રમાં શૈત્યનો અનુભવ થયો. તેને રોતો જોઇ સિંધવી સૈનિકો અને રજપુત સૈનિકો ઉન્મત્ત થઇ જયનિનાદ કરવા લાગ્યા. તેઓનો જયનિનાદ દુરાચાર સિંધિયાના કર્ણે પહોંચ્યો. તેઓએ સિંધિયાના લશ્કર ઉપર ગોળાનો વરસાદ વરસાવ્યો. સિંધીયાના હૃદયમાં ભયનો અને આશંકાનો સંચાર થયો. છેવટે પ્રથમ થયેલ સંધિબંધન કરી દેવા તેણે પ્રાર્થના કરી, આ સમયે જય મેળવવાનો અમરચંદનો ઉપયુક્ત અવસર હતો, તેણે ચતુર મહારાષ્ટ્રીયને કહી મોકલ્યું જે છ માસના ઘેરામાં જેટલો અમારે ખર્ચ કરવો પડેલ છે તે સઘળો તમારી પાસેથી લેવામાં આવશે. તેમ કરવા તમારી સંમતિ હોય તો સંધિ કરી શકું છું, નહિ તો યુદ્ધ માટે તૈયારી" ચતુર સિંધીયો આજ રજપુતની ચાતુર્ય જાળમાં પડ્યો. છેવટે તેણે સંધિ કર્યો. સં. ૧૮૫૧ માં સિંધીયાનું ભાગ્યગગન મેઘાચ્છન્ન થઇ ગયું. સં. ૧૮૨૬માં ઉદયપુર દુર્ધર્ષ સિંધીયાના આક્રમણથી છુટું થયું. તેથી મેવાડનો ફળરૂપ પ્રદેશ રાણાના હાથથી સ્ખલિત થયો. ઈ. સ. ૧૮૧૭ના જાન્યુઆરીની તારીખ ૧૦ મીએ બ્રીટીશસિંહની સાથે રાણા ભીમસિંહે જે સંધિ બાંધ્યો હતો. તે સંધિનો વિષય, આ રાજ્યમાં ઉત્થાપિત થયો. પણ બ્રીટીશસિંહે તે ઉપર કર્ણપાત કરી, કોઈ રીતની નિષ્પતી કરી નહિ.

વીરવર અમરચાંદની પ્રચંડ વીરતા, મહારાષ્ટ્રીય લોક સહન કરી શક્યા નહિ, જે દિવસે તેઓ ઉદયપુર છોડી સઘળા બીજા પ્રદેશમાં જવા નિકળ્યા. તે દિવસે અપનૃપતિ રત્નસિંહની આશા લતા તુટી ગઇ. તેનું કપાળ ફુટયું. પારકાના સહાય્યથી અને આનુકુલ્યથી તેણે જે નગરો કીલ્લા વીગેરે જીતેલ હતા. તે સઘળા ક્રમે ક્રમે, તેના કબજામાંથી સ્ખલિત થયા. રાજનગર, સયપુર અને અંતલા વીગેરે સ્થળો રાણાના હાથમા આવ્યાં. રત્નસિંહનો ત્યાગ કરી અનેક સરદારો ઉદયપુરમાં આવ્યા. ત્યાં તેઓ રાણાનો અનુગ્રહ અને ભૂમિવૃત્તિ પામ્યા. રત્નસિંહની સહાય તુટી જવા પામી. માત્ર દેલામંત્રી વીગેરેએ તેનો પક્ષ પકડી રાખ્યો. એ સઘળો વાદ વિવાદ જલદીથી પ્રશમિત થયો નહિ. છેવટે સં. ૧૮૩૧ માં રત્નસિંહના પક્ષના ઘણુ સરદારોએ તેનો પક્ષ છોડી રાણાનો પક્ષ પકડયો.

વાસંતિક મૃગયા કરવાનો રજપુતોમાં મહોત્સવ–પણ તે મહોત્સવ વ્યાપાર મેવાડના પક્ષમાં અનેકવાર અનિષ્ટકર થઇ ગયો છે. મેવાડના ત્રણ રાજાઓએ મહોત્સવમાં પ્રાણ ખોયા છે. એ વાસંતિ મૃગીયામાં રાણો અને રાવ એકઠા થાય તો બેમાંથી એકનું તો મરણ થાયછે. અરિસિંહ મૃગયા વ્યાપારમાં લિપ્ત થયો. મૃગયા પુરી કરી, રાણો પોતાને ઘેર આવતો હતો, એટલામાં હારવંશીય રાજકુમાર અજીતસિંહે પોતાના ઘોડાને રાણા તરફ દોડાવી હાથના તીક્ષ્ણ ભાલાથી તેને વીંધી નાખ્યો. બાણવિદ્ધ કેસરીની જેમ રાણાએ અજીતની સામે જોયું, અને કઠોર સ્વરે કહ્યું " અરે! હાય! તેં આ શું કર્યું? રાણો મૃત્યુપાત થઇ ઘોડા ઉપરથી પડયો. એટલામાં ઇંદ્રગઢના પાખંડ સરદારોએ આવી તેનું મસ્તક ખંડિત કર્યું. હારવંશીય સઘળા રજપુતો અજીત ઉપર પુષ્કળ નાખુશ થયા.

એમ કહેવાય છે જે મેવાડના સરદારોની ઉશ્કેરણીથી બુંદી રાજકુમાર અજીતે આ અકર્મ કર્યું. સરદારો અરિસિંહ ઉપર ઘણા નાખુશ હતા. તેઓ તેના ઉપર હૃદયની ભકિત અને નિષ્ઠા રાખતા નહતા. જે સાલુંબ્રા સરદારના પિતાએ રાણાના સ્વાર્થનું સંરક્ષણ કરવા, ઉજ્જીનના યુદ્ધમાં જીવન આપ્યું હતું. રાણાએ તેને એકવાર બોલાવી કહ્યું જે તમે રાજ્યથી દૂર થાઓ. સાલુંબ્રા સરદાર વજ્રાહત થયો. રાણાના આકસ્મીક અસંતોષ અને કઠોર આદેશનું કારણ પુછી તેણે વિનીત વચને તેની ક્ષમા માગી. પણ રાણો શાંત થયો નહિ. તેણે તે સરદારને ગંભીર સ્વરે કહ્યું, તું જો મારા હુકમનું પાલન નહિ કરીશ તો તારૂં માથું છેદીશ. નિરૂપાય થઇ સાલુંબ્રા સરદારે રાણાનો હુકમ પાળ્યો. જતી વેળાએ તે ગંભીર સ્વરે બોલ્યો, " હું તો જવાને સંમત થયો ખરો પણ તેથી આપનું અને આપના પરિવારનું અનિષ્ટ થાશે, સરદારના વચન યથાર્થ નીવડયાં.

રાણાની તે હત્યાના સમયમાં અધમ પુરૂષ સરદારો અને સૈનિકો અરિસિંહનું શબ છોડી ચાલ્યા ગયા. રાણાની એક ઉપપત્નિ ત્યાં હાજર હતી તેણે રાણાની અંત્યેષ્ટિ ક્રીયા કરી ઉત્કૃષ્ટ ચંદન કાષ્ટ દ્વારાએ તેણે એક ચિતા તૈયાર કરાવી. ઉપપતિનો મૃતદેહ ખોળામાં લઇ, તે પ્રચંડ ચિતાનળમાં પેઠી. સંમુખે એક વટ વૃક્ષ હતું. સહમરણોત્સુક સ્ત્રીએ, તે વટ વૃક્ષને સાક્ષી રાખી ઉપપતિના હંતાને અભિશાપ આપી બોલી, વનસ્પતિ, તું! સાક્ષી છે. જે સ્વાર્થ સાધન કરવા માટે વિશ્વાસ ઘાતકતા કરી. પ્રાણ મારા પ્રતિની જે પાખંડીએ હત્યા કરી છે, તે પાંખડીનું સર્વાંગએ માસમાં ગળી પડશે.

રાણો અરિસિંહ બે પુત્રને નામે રાખી સ્વર્ગવાસી થયો. તેમાં પહેલાનું નામ હમીર અને બીજાનું નામ ભીમસિંહ હતું. સંવત્ ૧૮૨૮ (ઇ. સ. ૧૭૭૨) માં હમીર ગૌરવહીન મેવાડના સિંહાસને બેઠો. હમીરની ઉમ્મર તે સમયે

બાર વર્ષની હતી. તેની માએ રાજ્યકાર્ય સંભાળવાનો ભાર પોતાના હાથમાં લીધો. આજ મેવાડના અનેક અનર્થો એક કેંદ્રી ભૂત થઇ ગયા.

તે રાજશ્રી દારૂણ દુરાકાંક્ષાવાળી હતી. મહાકવિ ચંદબારોટના કહેવા પ્રમાણે આજ મેવાડનો અધઃપાત અનિવાર્ય એ ભયંકર સંકટકાળમાં સાંપ્રદાયિક સંઘર્ષે પેદા થઈ. અનર્થ ઉપર અનર્થ આણી દીધા. ચંદાવત અને બક્તાવત રજપુતો પરસ્પરના વિદ્વેષી હતા. આજ મેવાડની અધઃપાતવાળી અવસ્થામાં તે બન્ને રજપુત જાતો પોતપોતાના પ્રાધાન્ય માટે લડવા લાગી. શક્તાવત સરદારે રાજમાતાની નીતિનું અવલંબન કર્યું. પૂર્વે અપમાનિત થયેલ. સાલુંબ્રા સરદારે અરિસિંહે કરેલ અપમાનનો બદલો લેવા સ્વર્ગીય રાજાની રાણીના વિરૂધ્ધે ખડગ લીધું.

આ ભયંકર સાંપ્રદાયિક સંઘર્ષથી જે અનળ પેદા થયો. તે અનળથી મેવાડ ભૂમિ દિગ્ધ થઈ ગઇ, થોડા દિવસ રાજ્યરક્ષા વિનાનું થઇ ગયું. અનુકુળતા પામી. કેટલાક ચોરો, મેવાડનું ધન્ય રત્ન લુંટવા લાગ્યા. મેવાડના નિરીહ ખેડુતો ઉપર અત્યાચાર ગુજરવા લાગ્યો. આજ મેવાડની સોચનીય દશા આવી પડી. રસ્તા ઘાટ, પ્રાંગન વીગેરે લોહીથી ભરાઇ ગયા. રાજસ્થાનનું નંદનવન સરખું મેવાડ આજ શોકોદ્દીપક સ્મશાન જેવું થઈ ગયું.

તેજસ્વી અસરની ઉત્તેજનાથી પ્રોત્સાહિત થઇ જે સેંધવી સૈનિકોએ રાજ ભક્તિનાં વિશેષ લક્ષણો બતાવ્યાં હતાં. તે સેંધવી સૈનિકોએ આજ અરિસિંહના મૃત્યુ ઉપર, પાશવીવૃત્તિ ધારણ કરી બળપૂર્વક રાજધાનીનો અધિકાર કર્યો. તેઓએ પોતાના પગાર માટે સાલુંબ્રા સરદારને ઘણી પીડા આપી સતાવ્યો. રાજ ધાનીના રક્ષણનો ભાર સાલુંબ્રા સરદારના હાથમાં હતો. પોતાનો પગાર મેળવવા સેંધવી સૈનિકોએ સાલુંબ્રા સરદારને તપ્તલોહ ઉપર બેસારવાનો ઉપક્રમ કર્યો. એટલામાં અમરચંદ બુંદી થકી ત્યાં આવ્યો., અમરચંદને જોતાં પાપીષ્ટ સેંધવી સૈનિકોએ, સાલુંબ્રા સરદારને છોડી દીધો, અમરચંદે, બાળક હમીરના હક્કો જાળવવા સંકલ્પ કર્યો. અમરચંદ, મનુષ્યનું ચરિત સારી રીતે જાણનારો હતો. તે જાણતો હતો જે મંત્રીપદ અનેકનું વાંછનીય છે. અને તેને તે પદે ચડેલો જોઈ અનેક લોકનો ઇર્ષાનળ સળગી ઉઠશે. વળી તે રાજકુમારના હક દ્રઢ રાખવા જેટલી ચેષ્ઠા કરશે તે વ્યર્થ જશે. શાથી કે ઇર્ષાળુ લોક સ્વલ્પ માત્ર છિદ્ર જોઇ તેને ફાડી મોટું કરી દેશે, વળી સ્વાર્થપર અને આત્મભરી લોકો તેના માટે વૃથા અપવાદ બોલશે એટલેકે કોઇ આસામી તેનું સામાન્ય છિદ્ર પણ શોધી ન શકે તેના માટે અમરચંદે પોતાની સઘળી મીલકતની એક તાલિકા કરી. અને તે તાલીકા સાથે તેણે સઘળી મીલકત રાજમાતાને મોકલાવી. સોનું રૂપું, મોતી, મણિ, રત્ન, રૂપાના માત્રો વીગેરે સઘળી મીલકત રાજમાતાને

તેણે આપી, અમરચંદનું તે ઉદાર કાર્ય જોઇ સઘળા ચમત્કૃત થયા. જેઓનો તેના વિરૂધ્ધે ઈર્ષાનળ પ્રજ્વલિત થયો હતો. તેઓ સઘળા અપ્રતિભ થઇ ગયા તે સઘળી મીલકત લઇ લેવા રાજમાતાએ અમરચંદને અનુરોધ કર્યો. પણ દ્રઢ પ્રતિજ્ઞાવાળા અમરચંદે તેનો અનુરોધ ગ્રાહ્ય કર્યો નહિ.

રાજમાતાની દુરાકાંક્ષા અને ક્ષમતાપ્રિયતા પ્રતિદિન વધતી ગઈ. તે અતીવ બુદ્ધિવાળી સ્ત્રી હતી ખરી, પણ તે એક દુશ્ચરિતવાળી સહચરીના કહેવા પ્રમાણે ચાલતી હતી. તે પાપિષ્ઠ સહચરી જે બોલતી હતી તે રાજમાતા કરતી હતી, ટુંકામાં તે પાપિષ્ઠાની સલાહ વિના તે એક પગલું પણ ભરતી નહિ. તે દુશ્ચારિણી સહચરી સ્રી એક નોકર યુવકના કબજામાં હતી. તે નોકર તેને જે કહેતો તે રાજમાતા કરી આપતી હતી.

આવી રીતના પ્રપંચમાં રાજમાતા, અમરચંદનાં દરેક કાર્ય જોવા લાગી, તેણે અમરચંદથી વિરૂદ્ધ આચરણ કરવું શરૂ કર્યું. તેના પુત્રની સ્વાર્થ રક્ષા માટે અમરચંદે, જે મોટો ત્યાગ સ્વીકાર કર્યો. તેનો તે સ્રીએ એક ક્ષણવાર પણ વિચાર ન કર્યો. ટુંકામાં તેની દુર્વૃતિ પ્રબળ થઇ પડી. ચંદાવત રજપુતનું આનુકુલ્ય મેળવી તે ન્યાયવાન્ અમરચંદનાં દરેક કામ જોવા લાગી, કર્તવ્ય પરાયણ અમરચંદ તેથી અણુમાત્ર વિચલિત થયો નહિ, તે પોતાની સેંધવી સેનાની સહાયે પોતાના પદ ઉપર દ્રઢભાવે રહયો. તેણે દુર્વૃત મરાઠા લોકોને નગરમાં પેસવા દીધા નહિ, રાજકીય ભૂમિનો કાંઇ પણ અંશ શત્રુના હાથમાં જવા દીધો નહિ, તેનું રક્તમાંસનું શરીર ઇર્ષાળુ લોકોના વિદ્વેષશરે કયાંસુધી તે અવિદ્ધ રહે ! જેના માટે તેણે સર્વસ્વ છોડી દીધું. તેઓજ તેના બેહદ પરોપકારને ભુલી કૃતઘ્નતાના પવિત્ર મસ્કે પદાઘાત કરી પિશાચીય માર્ગમાં પગલું મુકી તેનું અત્યંત અપમાન કરવા લાગ્યા, તેવા આચરણથી કયા સદાચારી પુરૂષનું હૃદય ન કંપી ઉઠે ! અમરચંદ સ્વભાવથી તેજસ્વી હતો, અપમાનનો લેશ ભાગ કે અણુભાગ તેના હૃદયમાં સહ્ય થાતો નહિ. પણ તે મંત્રિપદે અભિષિક્ત થઇ અનેક દુરાચારનાં અપમાન, અને વિદ્વેષબાણ સહન કરતો હતો. બાળક રાજકુમારનો હક જાળવી રાખવા તે અપમાનો સહન કરતો હતો. આજે તે બાળક રાજકુમારની જનનીને તેણે પોતાના શત્રુ તરીકે ઉઠેલી જોઈ. તે જોઈ તે દારૂણ શોક ઘણા અભિમાન અને રોષથી ઉત્તપ્ત થયો. તોપણ કર્તવ્ય નિષ્ઠ અમરચંદ પોતાના કરણીયથી પરાંગમુખ થયો નહિ, એકવાર તે પોતાના કાર્યાલયમાં બેઠો હતો, એટલામાં દુશ્ચારિણી રામપીયારી તેના સંમુખે આવી ઉભી રહી, તેણે રાજમાતાનું નામ લઇ, કોઇ વિષયમાં ભર્ત્સના કરી, તેજસ્વી અમરચંદ પગથી તે માથા સુધી બળી ઉઠયો. તેણે તે પાપિષ્ઠાને ગાળો દઇ પોતાના ઘરમાંથી કહાડાવી મુકી, મર્માહત રામપીયારી રોતી રોતી રાજમાતા પાસે આવી અને સમસ્ત

વૃત્તાંત, અનેક પરિમાણે અનુરંજીત કરી તેણે તેને કહ્યો. તેથી કરી રાજમાતાએ પોતાનું અપમાન ગણ્યું, તે પાલખીમાં બેસી સાલુંબ્રાસરદાર પાસે જવાને નીકળી; ચતુર અમરચંદના જાણવામાં તે આવ્યું. તે સભામાંથી બહાર આવ્યો. રસ્તામાં તે રાણીનો સંમુખી ન થયો. પાલખીવાળાઓને અને અનુચરોને મહેલમાં ફરી જવા તેણે આજ્ઞા આપી. કોઇએ અમરચંદની આજ્ઞાની ઉપેક્ષા કરી નહિ. પાલખીને અંતઃપુરના દ્વાર પાસે આણી. અમરચંદે, રાજમાતાને પ્રણામ કરી ધીર ભાવે અને ગંભીર ભાવે કહ્યું. દેવી! જનાનખાનામાંથી રાજમાર્ગમાં બહાર પડી, આપે, દૂર જવાનો જે નિશ્ચય કર્યો. તે શું વાજબી કર્યું. તેથી શું આપના સ્વર્ગીય મહા માન્યપતિનું અપમાન ન થાય! સ્વામીના મૃત્યુ પછી થોડામાં થોડા છમાસથી એક કુંભારણ પણ પોતાના ઘરની બહાર નીકળતી નથી. આપ બુદ્ધિવાળા છો, આપને હું શું વિશેષ કહું. અમરચંદને આપ આપનો મિત્ર ગણજો, અમરચંદ વિશ્વાસઘાતક નથી. અમરચંદથી મહારાજ અરિસિંહના બાળક પુત્રનું અનિષ્ટ થાશે નહિ, આ ક્ષણે મારૂં નિવેદન એટલું છે જે હું આજ એક મોટું કાર્ય સાધવા તત્પર છું, જેથી આપનું અને આપના પુત્રોનું મંગળ થાશે એટલે કે આપ મારા વિરૂદ્ધ આચરણ ન કરો પણ મને તે કર્તવ્ય સાધવામાં સહાય કરો. માટે આ નિવેદન આપ ગ્રાહ્ય કરો. મને હજારો વિઘ્નો નડશે, પણ હું મારૂં કર્તવ્ય સાધીશ.

અમરચંદનાં એ સારગર્ભવચનો સાંભળી ક્રૂર હૃદય બાઇજીરાજ કોઇ રીતનો સંતોષ પામી નહિ. અમરચંદ જ્યાંસુધી જીવીત રહ્યો ત્યાંસુધી, તે રાણીના વિદ્વેષ નયનથી બચ્યો નહિ. છેવટે જ્યારે તે ન્યાયવાન્ ધાર્મિકપ્રવર મંત્રી આ લોકમાંથી વિદાય પામ્યો તે દીવસેજ તે તેના વિદ્વેષ નયનથી છુટયો. તે દીવસે તે માનવ સંસારની સ્વાર્થપરતાથી, વિશ્વાસઘાતકતાથી અને કૃતઘ્નતાથી છુટી અનંત સુખના ધામમાં પહોંચ્યો. અનેક લોકો અનુમાન કરે છે જે પાપાચારિણી બાઇજીરાજે, વિષ-પ્રયોગથી અમરચંદને મારી નાંખ્યો. રાજમાતાની દુરાકાંક્ષા, ક્રૂરતા અને નિષ્ઠુરતાથી એ નેકી વાતની સત્યતા માલુમ પડે છે. હાય! માનવ કેવો નિષ્ઠુર! કેવો કૃતઘ્ન! કેવો સ્વાર્થપર! માનવ-સંસાર કેવી દારૂણ યંત્રણાનો અંધકૂપ. કોણ કહે છે કે માનવ પશુ કરતા શ્રેષ્ટ. જો શ્રેષ્ટ છે તો કયા ગુણથી શ્રેષ્ટ, હિંસા, દ્વેષ, કૃતઘ્નતા, સ્વાર્થપરતા, વિશ્વાસઘાતકતા, જો શ્રેષ્ટત્વના પરિચાયક ગુણ હોય અને જો, એક ભાઇનો સર્વનાશ કરી આત્મોદર પૂર્ણ કરવામાં મનુષ્યનું શ્રેષ્ટત્વ પ્રતિપાદીત થાય, જો દુર્બલ ઉપર પ્રપીડન કરવામાં સબળ મનુષ્યનું શ્રેષ્ટત્વ કહેવાય તો તે શ્રેષ્ટત્વ પશુજાતિની ઉપરનું નહિ. તેનો નૃશંસત્વ પશુત્વ, અને પિશાચત્વનું શ્રેષ્ટત્વ. ઉદાર હૃદય અમરચંદે પોતાની માતૃભૂમિ માટે સર્વસ્વ ત્યાગ કર્યું. જે અર્થ માટે આ જગતમાં અનર્થ થાય છે જે અર્થ

પરોપકાર અને પરાર્થમાં વર્ષાતો નથી, તે અર્થ તેણે પરોપકાર અને પરાર્થ માટે છોડયો. પણ તેમ કરવામાં અમરચંદને કેવો બદલો મળ્યો ! ઠગલે ઠગલે તેણે, સ્વજાતિય લોકોનો વિદ્વેષવહ્નિ હાંસીલ કર્યો. તોપણ કર્તવ્યપરાયણ અમરચંદ એક ક્ષણના માટે કર્તવ્યના સાધનમાં પરાઙમુખ થયો નહિ. છેવટે જેના માટે તેણે આટલાં કષ્ટ અને દુઃખ ભોગવ્યાં, જેના માટે તે લોકોનો વિદ્વેષપાત્ર થયો, તેણેજ પિશાચીય મૂર્તિ ધારણ કરી નિંદિત માર્ગમાં પગલું મુકી વિષ પ્રયોગ કરી, તે મહાત્માનું જીવનસૂત્ર તોડી નાખ્યું.

ઘણાં મહાપુરૂષો, સ્વદેશ માટે જીવન ધારણ કરી સ્વદેશીય લોકોની વિશ્વાસઘાતકતામાં મરણ પામ્યા છે. મેવાડની અયોગ્ય અધીશ્વરીએ અમરચંદનાં ગુણો જાણ્યા નહિં. જગતમાં બે ત્રણ મંત્રીઓ ઉંચા ગુણો વિભુષિત હતા ખરા. પણ તેઓમાંથી કોઈ મંત્રી અમરચંદની જેમ શોચનીય દશામાં પડી આ લોકમાંથી વિદાય થયો નથી. અમરચંદ રાજ્યનો એક પ્રધાન સચીવ હતો ખરો, પણ તે એવી ગરીબ અવસ્થાવાળો થઇ ગયો હતો કે તેની અંત્યેષ્ટી ક્રીયા પુરવાસીઓના ખર્ચથી થઇ. આ ભારતઇતિહાસમાં એક નવું ઉદાહરણ ભારતીય લોકો ગુણ ગૌરવની પૂજા કરી જાણતા નથી.

ક્રૂરચરિત રાજમાતાએ જાણ્યા બુજ્યા વિના પોતાના પગમાં પોતે કુઆડો માર્યો. અમરચંદનો સંહાર કરીને સમજી હતી કે તેના શાસનમાં કોઈ પ્રતિકુળાચરણ કરશે નહિ. પણ થોડા સમયમાં તેનો તે મનોરથ ભંગ થયો. સંવત્ ૧૮૩૧ ( ઈ. સ. ૧૭૭૫ )મા વૈગુ સરદાર વિદ્રોહી થઇ તેનું શાસન તોડી નાંખવા તૈયાર થયો. વૈગુ એક મેઘાવત સામંત હતો. પ્રસિદ્ધ ચંદાવતગોત્રની મેઘાવત એક મોટી શાખા. હીન બુદ્ધિ રાજમાતાએ મેઘાવત સરદારનો પ્રચંડ પ્રતાપ સહન ન કરતાં સંધીયાનું આનુકુલ્ય માગ્યું. ચતુર મહારાષ્ટ્રીય વીરે, સુયોગ પામી, પોતાના દળ સાથે આવી વૈગુ-સરદાર ઉપર હુમલો કર્યો.

સિંધીયાએ, રાણાની ખાસ જમીન, જે વૈગુ સરદાર દબાવી પડયો હતો, તે લઇ લીધી. તેના વિદ્રોહાચરણના દંડમાં તેણે તેની પાસેથી બાર લાખ રૂપૈયા લીધા. સિંધીયાએ તે ભૂમિ સંપતિ, રાજમાતાને આપી નહિ. એવી રીતની ભૂમિ સંપતિ પચાવી પડી દુર્દાંત મરાઠાઓ શાંત રહ્યા નહિ. તેઓએ ત્યારપછી મેવાડમાં આવી કેટલાક જનપદ હસ્તગત કર્યા. દારૂણ અંતર્વિવાદે ઉત્તેજીત થઇ હમીર, પૂર્ણ વયમાં પદાર્પણ ન કરતાં સંવત્ ૧૮૩૪ (ઈ. સ. ૧૭૭૮)માં આ લોકમાંથી વિદાય થયો.

જે દિવસે, મહારાષ્ટ્રીય લોકો, સર્વ પ્રથમ મેવાડમાં આપતિત થયા. તે

દિવસથી માંડી હમીરના શાસનકાળ સુધી મેવાડની ભૂમિનો અને ધનનો ક્ષય થયો, તેની સમાલોચના આ સ્થળે કર્યા વિના ચાલે તેમ નથી. તે કાળ ચાળીશ વર્ષનો હતો એટલા લાંબા કાળમાં નિષ્ઠુર મરાઠાએ, . પાશવીવૃત્તિમાં દોરાઈ મેવાડની ભૂમિસંપતિ અને અર્થસંપતી લઇ લીધેલ છે. તેનાં વર્ણન કરવાથી એક મોટું પુસ્તક થાય તેમ છે.

મોગલ રાજાઓ સ્વાર્થપર અને પ્રજાપીડક હતા. પણ તેઓ .હીંદુના સુખ દુખ સામું જેતા નહોતા. તેઓ ભારતવાસીને પોતાની પ્રજા ગણતા હતા. પણ દુર્દાંત મરાઠાઓ તેવા નહોતા. તેઓ ભારતવાસી હતા તોપણ શું થયું. તેઓ ભારતવર્ષના શુભ માટે એક ક્ષણવાર પણ વિચારતા નહોતા. મહાવીર શિવાજીએ તેઓને જે મહામંત્રે દીક્ષિત કર્યા. તે મહામંત્રનું તેઓ પાલન કરત તો તેઓ ભારતભૂમિને મોટા દુઃખમાંથી ઉગારી શકત. પણ ભારતવર્ષની કઠોર ભવીતવ્યતા. તેથી કરી તેઓએ મહાવીર શીવાજીના મહામંત્રની અવહેલા કરી. તેઓ શોણિત પિપાસુ પિશાચની જેમ ટોળે ટોળે ચારે તરફ ભટકતા હતા અને લુટ ફાટ કરી દ્રવ્યનો સંચય કરતા હતા. તેઓના એવા પૈશાચીક ઉત્પીડનથી મેવાડનો અધઃપાત થયો



# षोडश अध्याय.

રાણો ભીમ, શિવગઢ માંહેલો વિવાદ, રાણાએ કરેલો ભુમિનો પુનરાધિકાર, રાણાના સેનાદળ ઉપર અહલ્યાબાઇનું આક્રમણ, રાણાનો પરાજય, ચંદાવત્ સરદારની વિદ્રોહિતા, સોમજી મંત્રીનો વધ, વિદ્રોહીઓએ કરેલ ચિતોડનો અધિકાર, રાણાએ માગેલા માધાજીસિંધીયાની મદદ, ચિતોડનું આક્રમણ, વિદ્રોહીઓનું આત્મસમર્પણ જાલીમસિંહની મેવાડમાં પ્રભુત્તા મેળવવાની કલ્પના. અંબજીએ કરેલ તેના વિરૂદ્ધનું આચરણ, અંબજીના સુબાદાર ઉપાધિ. લાકુબા સાથે તેનો વિવાદ-વિવાદનું ફળ-જાલિમની જીહાજપુરના પ્રાપ્તિ, હાલકરનો મેવાડ ઉપર હુમલો નાથદ્વારના પુરોહિતનું બંદીકરણ કોટારીયા સરદારનો પરાક્રમ પ્રકાશ લાકુબાનુ મરણ, મરાઠા સેનાની ઉપર રાણાનો હુમલો. જાલિમસિંહે કરેલો તેઓનો ઉદ્ધાર, ઉદયપુરમાં હોલકરનું આવવું અને કઠોર કર સ્થાપન, સિંધીયાનું આક્રમણ, કૃષ્ણકુમારીના પાણી ગ્રહણ કરવા માટે રજપુતોમાં વિવાદ અને તેના માટે રાજસ્થાનમાંયુદ્ધ કૃષ્ણકુમારીનો આત્મત્યાગ મીરખાં અને અજીત સિંહ. તેઓનું દુરાચરણ. ઉદયપુરસ્થ સિંધીયાની રાજ સભામાં બ્રીટીશ દૂતનું આગમન, અપમાનિત થઇ અંબજીની આત્મ હત્યા કરવા ચેષ્ટા. મીરખાં અને બાપુ સિંધીયાએ કરેલ મેવાડનું ઉત્સાદન, બ્રીટીશસિંહ સાથે રાણાનું સંધિબંધન.



રાણા હમીરના અકાળ મૃત્યુ પછી તરતજ તેનો નાનો ભાઇ ભીમસિંહ સંવત ૧૮૩૪ [ઇ.સ.૧૭૭૮] માં મેવાડના સિંહાસને બેઠો. ચાલીશ વર્ષના અંદર ચાર રાજાઓ નાની ઉમરના મેવાડના સિંહાસને બેઠા. ભીમસિંહ તેઓમાં ચોથો રાજા. તે પોતાની ઉમરના આઠમાં વર્ષે ભાઇના સિંહાસને બેઠો. ભીમ સિંહે એકંદર પચાશ વર્ષ રાજ્ય કર્યું. એ પચાશ વર્ષમાં દારૂણ અધઃપાત થયો; મેવાડનું

ભારી અનિષ્ટ થયું. ભીમસિંહે સગીર-ઉમ્મરના વર્ષમાંથી લાયક ઉમરના વર્ષમાં પગલું મુકયું. સગીર ઉમ્મરમાં વર્ષોમાં તે, પોતાની માની દેખરેખ નીચે કામ કરતો હતો. રાજ્યે સૂત્ર હાથમાં લેઈ. તે નિસ્તેજ અને નિરૂત્સાહ સ્વભાવ વાળો નીવડયો. વળી દુર્ભાગ્યના અંકુશ-તાડનથી તેની બુધ્ધિવૃત્તિ હીન થઇ ગઇ. તેનામાં વિચાર ક્ષમતા અને સમર્થતા વીગેરે ગુણો નહોતા. કેટલાક કુચક્રી આશામીઓના હાથમાં પડવાથી તે દારૂણ વિપતિમાં આવી પડયો. અપનૃપતિ રત્નસિંહનું દળ બળ અગર જોકે હીન થઈ ગયું હતું પણ તે વિલુપ્ત થઇ ગયું નહોતું.

ભારતવર્ષમા અનર્થકર ગ્રહવિવાદે પ્રવેશ કરી. ભારત વર્ષને ક્રમતાક્રાંત કરી દીધુ. તેના અંતર્દાહી ભીશણ અગ્નિએ ભારતવર્ષનું અતરનળ પણ મળ ગાવી દીધુ. સુવર્ણનું ભારતવર્ષ સ્મશાન જેવું થઈ ગયું, માનવ માત્રની, ક્ષમતા પ્રિયતા વાંછનીય, ક્ષમતા પાળવાથી માણસ ન્યાય અને વિવેકના મસ્તકે પગમુકીદેછે. રજપુતોમા એવી ક્ષમતા પ્રિયતા જોવામાં આવેલછે. આપણે ઉપર કહી ગયા છીએજે ચંદાવત રજપુતો રાણાપાંસેથી ઉંચી ક્ષમતા પામ્યા. સંવત૧૮૪૦ [ઈસ. ૧૭૮૪] માં તે ચંદાવત રજપુતો પોતાના કાયમના પ્રતિદ્વંદી શક્તાવત રજપુતોનાં લોહી પાડવા તૈયાર થયા કોરાવારનો અર્જુનસિંહ * અને આમેતનો પ્રતાપસિંહ — સાલુંબ્રા સરદારના મોટાસગા હતા. ચંદાવત સરદાર, આસમયે, તે બન્ને સરદારોના સલાહ લેતો હતો. આ સમયે સુયોગપામી સાલુંબ્રા સરદારે પોતાના પ્રતિદ્વંદી શક્તાવત સરદાર માક્ષમના ભીડી નામના કીલ્લાને ઘેરો ઘાલ્યો. અને તોપો ગોઠવી તે યુદ્ધ કરવા તૈયાર થયો.

શક્તાવત રજપુતની એક શાખામાં સંગ્રામસિંહ નામનો એક વીર પુરૂષ પેદા થયો હતો. તે મહાવીર થકી મેવાડનું સારી રીતનું મંગળ થયું, તેણે ધીરે ધીરે ખ્યાતિ અને પ્રસિદ્ધિ મેળવી. ભીંડીરના ઘેરાની પહેલાં સંગ્રામસિંહ, પોતાના પ્રતિદ્વંદી પુરાવત સરદાર સાથે એક ઘોર તકરારમાં પેઠો, પુરાવત સરદારનો લાઉઆ નામનો એક કીલ્લો હતો. સંગ્રામસિંહે, તે કીલ્લાનો કબજો કરવાથી બન્ને વચ્ચે તકરાર ઉઠયો, ત્યારે વિજયી સંગ્રામસિંહ પોતાના કુળપતિ શક્તાવત સરદારની મદદમાં આવ્યો. ભીંડીરનો કીલ્લો, ચંદાવત રજપુતે અવરૂદ્ધ કરેલો જોઇ. સંગ્રામસિંહ, કોરાવારપતિ અર્જુનસિંહની ભુમિવૃતિ આક્રમણ કરી ત્યાંના સઘળાં ઢોર હસ્તગત કર્યા. ઢોરોને લઇ તે આવતો હતો. તેવામાં રસ્તામાં

* તેના ભાઈ અજીતસિંહે ભ્રીટીશસિંહ સાથે સંધિ કર્યો.

÷ તે પ્રસિદ્ધ જગાવત કુળમાં પેદાથયો. પ્રતાપસિંહ મરાઠા સાથે યુદ્ધ કરતાં કરતાં સગાના હાથથી હણાયો.

અર્જુનસિંહના પુત્ર સલીમસિંહે તેનો માર્ગ રોકી તેના ઉપર હુમલો કર્યો. બન્ને પક્ષ વચ્ચે થોડીવાર યુદ્ધ ચાલ્યું. પણ સંગ્રામસિંહની ગતિ ન રોકી શકયાથી સલીમે તેના ભાલાના પ્રહારથી પ્રાણ છોડયા. એ સમાચાર અર્જુનસિંહના કાને ગયા. વિષમ ક્રોધ અને જીઘાંસામાં તેનું સઘળું શરીર સળગી ઉઠયું. તેણે પોતાનું માથે બંધણું ફેંકી દીધું. અને તે વજ્ર ગંભીર સ્વરે બોલ્યો, જ્યાંસુધી આ વેરનો બદલો નહિ લેવાય ત્યાંસુધી આ માથેબંધણું મુકીશ નહિ, તેણે કોઈ રીતનો ભીશ કરી ઘેરો ઘાલતા કટકમાંથી વિદાયગીરી લીધી. અને કોરાવાર તરફ ગયો. શિવગઢમાં તે પહોંચ્યો. સંગ્રામસિંહનો ઘરડો બાપ લાલજી શિવગઢમાં રહેતો હતો. રણોન્મત્ત અર્જુનસિંહે તેના તૂર્યનો નિનાદ કર્યો. શિવગઢના લોકો દાવદગ્ધ હરણની જેમ પલાયન કરવા લાગ્યા. શિવગઢ રક્ષક વિનાનું થયું. વૃદ્ધ લાલજી શિવાય કોઇ રણવિશારદ વીર તેમાં રહયો નહિ, લાલજીની ઉમ્મર સીતેર વર્ષની હતી. તેની દાઢી મુચ્છના વાળ ધુમર થઇ ગયા હતા. તેનાં ગાત્ર ચર્મલોલ અને શિથિળ થયાં હતાં. તોપણ તે પ્રચંડ ઉત્સાહે ઉત્સાહિત થઇ તરૂણવીરની જેમ ખડગ હાથમાં લઇ શત્રુની પાસે આવ્યો. લાલજીની સાથે દળ હતું. બન્ને દળ વચ્ચે સંગ્રામ થયો, વૃદ્ધ લાલજી સંગ્રામ ક્ષેત્રમાં પડયો. વિજયી અર્જુનસિંહે, પુત્ર હંતાનો સંગ્રામસિંહ બાળક મંતાનો ને પણ મારી નાંખ્યા, સગ્રામસિંહની વૃદ્ધ મા પ્રાણપતિને ખોળામાં લઈ સતી થઇ ગઈ.

કોરાવારપતિ અર્જુનસિંહના આ કઠોર નૃશંસાચરણથી પ્રતિદ્વંદ્વી રજપુત સંપ્રદાયમાં ભયંકર રોષાનળ સળગી ઉઠયો. તે કોઈનાથી ઓલવાયો નહિ. છેવટે તે પ્રચંડ દાવાનળરૂપે પ્રસરી મેવાડને બાળવા લાગ્યો, તે સમયે રાણા ભીમેન્દ્રને ઇંદરમાં પોતાનો વિવાહ કરવા કેટલાક નાણાં ઉછીકાં લેવાની ફરજ પડી. ચંદાવત રજપુત પાસેથી શાસનભાર લઇ શક્તાવત રજપુતને તે આપવા, તેણે તેઓએ બોલાવ્યા, ચંદાવત ઉપર ભીમસિંહનો વિદ્વેષાનળ સળગી ઉઠયો. ચંદાવત રજપુતો ચારે તરફ મદદ શોધવા લાગ્યા. તેઓએ કોટાપતિ જાલમસિંહની મદદ માંગી ચંદાવત ઉપર જાલમસિંહનો વિદ્વેષાનળ બદ્ધ મૂળ હતો. શક્તાવત રજપુતો જાલમસિંહના નિકટના કુટુંબી હતા, શાથીકે તેઓની સાથે તે વૈવાહિકસૂત્રે બંધાયો હતો. ચંદાવત રજપુતો ચિતોડમાં રહી રાણાના વિરૂધ્ધે કુચક્ર કરતા હતા.

જે સમયે મેવાડમાં એવી ઘટના ઘટતી હતી, તે સમયે દુર્ધર્ષ માધાજી સિંધીયાની પ્રચંડ પ્રભુતા મારવાડ અને જયપુરમાં વધી પડી. પણ રજપુતોથી લાલશંત ક્ષેત્ર સંપૂર્ણ પરાભવ પામ્યો. દુર્દાંત માધાજીનો વિદંત ભાંગી ગયો. રજપુતો સુયોગ પામી, પોતાનું પ્રણષ્ટ ગૌરવ ફરી મેળવવા તૈયાર થયા.

વિજયીરાઠોડ અને કચ્છાવહનો દાખલો અનુસરી શીશોદીય રજપુતો

પણ સિંધીયા પાસેથી પોતાનો પ્રદેશ લઇ લેવા તત્પર થયા. આસમયે ગિલ-હોટ રજપુતોની પ્રાચીન વીર્યમત્તા એકદમ ઉપડી. રાણાનો મંત્રી માળદાસ મેતો અત્યંત બુદ્ધિશાળી અને ચતુર હતો. માળદાસનો સહકારી મોજીરામ પણ વિશેષ અક્કલવાળો હતો. તેઓએ મહારાષ્ટ્રય કીલ્લા નીમવેહેરા વીગેરે નામના કીલ્લા કબજે કર્યા. તેમાં પરાજીત થયેલા મરાઠા વિષમ ભય પામ્યા. જોદ નામના સ્થાને તેઓએ પોતાનું વીખરાયેલ સૈન્ય એકઠું કર્યું પણ તેઓના સઘળા ઉદ્યમો વિફળ ગયા. રજપુતોએ તેઓને તે સ્થળેથી હાંકી કહાડયા. જોદના શાસનકર્તા વિજીત શિવજી નાનાએ વિજયી રજપુતોની અનુમતિ પ્રમાણે નિર્વિઘ્નથી કીલ્લો ખાલી કર્યો. તે પોતાના કુટુંબ સાથે બીજા સ્થળે રહયો વળી વૈગુ સરદારના પુત્રોએ એકઠા થઈ દુર્દાંત મરાઠાઓને વૈગુ સીંગોળી અને બીજા જનપદમાંથી કહાડી મુકયા. સુયોગપામી ચંદાવત રજપુતોએ પણ પોતાની ભૂમીવૃતિ રામપુર પ્રદેશ લઇ લીધો. એ રીતે થોડા સમયમાં મેવાડનું હસ્ત સ્ખલિત રાજ્ય થોડા દિવસના માટે જ્યોલ્લાસે ઉલ્લસિત થઈ ગયું. મેવાડનું નિબીડ અંધકાર થોડા સમયના માટે અંતર્હિત થયું. વીરપ્રસવિની મેવાડ ભૂમી ફરી એકવાર હસી ઉઠી. મેવાડના અધિવાસીઓ દુર્દાંત મરાઠાની કઠોર એડીમાંથી છુટયા.

જયોત્ફુલ રજપુતો, મેવાડ અને મારવાડના મધ્ય માર્ગમાં વહેતી વીર કીયા નામની નદિના તટે ચંદુનામના સ્થાને એકઠા થઇ પોતાની વિજયિની મેવાડ બીજા સ્થાને ચલાવવા ઉપક્રમ કરવા લાગ્યા. તેઓની નિર્બુધ્ધિથી તેઓનો સઘળો ઉદ્યમ નિષ્ફળ ગયો. જયમદોન્મત્ત થઈ, તેઓએ, પોતાની અવસ્થાની સામે જોયું નહિ અને ન્યાયાન્યાયનો વિચાર ન કરતાં તેઓ જ્યાં ત્યાં ખડગનો વ્યાપાર ચલાવવા લાગ્યા, દુર્દાંત મરાઠાઓએ સંધિપત્રની અવમાનના કરી, તેઓએ અન્યાય કરી કેટલોક પ્રદેશ જીત્યો. વીરનારી અહલ્યાબાઈના પ્રચંડ બાહુબળે રજપુતોની સઘળી ચેષ્ટા વ્યર્થ ગઈ. અહલ્યાબાઇ હોલકર રાજ્યની રાજ મહીષી. નીમવેહેરા રજપુતોના હાથમાં ગયેલ જાણી તેનો રોષાનળ ઉદ્દીપિત થયો. રજપુતોને દળી હરાવી નાંખવા, તે અહલ્યાબાઈ પોતાની સેના સાથે સિંધી-યાના લશ્કર સાથે મળી ગઇ, સેના આદેશક્રમે તુલજી સિંધીયો અને શ્રીભાઇ, પાંચ હજારસ્વારો સાથે વિજીત શિલનાનો ઉદ્ધાર કરવા ચાલી. તે સેના મુંદી-સર તરફ ચાલી. શિલનાનો તે સમયે તે સ્થળે રહેતો હતો. અવરોધ કરી રજપુતો શત્રુઓના પ્રચંડ બાહુબળે દલિત થયા. એટલામાં અહલ્યાબાઈની પ્રચંડ સેના ત્યાં આવી ગઇ, તે સેનાએ રાણાની સેના ઉપર અલક્ષિત ભાવે હુમલો કર્યો. સંવત્ ૧૮૪૪ના વર્ષના માઘ માસની ચોથે, મંગળવારે, બન્ને દળ વચ્ચે યુદ્ધ થયું

રજપુતો સતર્ક હોયેલા છતાં મહારાણીય લોકોનો હલ્લો સહન કરી શક્યા નહિ. છેવટે તેઓ પૂર્ણરીતે પરાજીત થયા. રાણાનો મંત્રી અનેક સામંતો સરદારો સાથે યુદ્ધ ક્ષેત્રમાં પડયો. કાનોર પતિ અને સદ્રીપતિ પોતાના સેના દળ સાથે દારૂણ રીતે જખમી થયા.

સદ્રીપતિને આઘાત દારૂણ રીતનો લાગવાથી, તે યુદ્ધક્ષેત્ર થકી પલાયન કરી શક્યો નહિ, શત્રુઓએ તેને કેદ કર્યો. જૈદ સિવાયના સઘળા જનપદો. માધાજી સિંધીયાના હાથમાં આવ્યા, વીરદીપચંદના વિક્રમથી જૈદ માધાજીના હાથમાં આવ્યું નહિ. દીપચંદે પુષ્કળ વીરત્વ કરી એક માસ જૈદની રક્ષા કરી, છેવટે, પોતાની તોપો બંદુકો અને સૈનિક સામંતો સાથે શત્રુનો સેના વ્યૂહ ભેદી, તે મંડળગઢમાં ચાલ્યો ગયો રજપુતોની સઘળી ચેષ્ટા નિષ્ફળ ગઇ.

આ ભયંકર સંઘર્ષમાં ચંદાવત રજપુતો વિના મેવાડના સઘળા રજપુતો, ધ્યાન આપી લડયા હતા, તેથી ચંદાવતનો આંતરિક દુરભિસંધિ માલુમ પડયો. તેઓ ક્રમેક્રમે એટલા દુર્દમનીય થઈ પડયા. જે રાણાનો સચિવ સોમજી અને રાજમાતા, રાણાનો હક રાખવા, દૃઢ કરવા પ્રાણ આપી ચેષ્ટા કરવા લાગ્યાં. તેઓને શાંતભાવ પકડવા, તેણે, રામપીયારી સાથે સાલુંબ્રા સરદારને કહેવરાવ્યું. સાલુંબ્રા સરદાર શાંત થયો. તે, પોતાની કસુર કબુલ કરવા ઉદયપુરમાં આવ્યો. ઉદયપુરમાં આવી, તે છળક્રમે બોલ્યો. " હું મંત્રી સોમજી સાથે એકઠો મલ્લ કામ કરવા ઇચ્છું છું " પણ તેની આંતરિક ઇચ્છા એવી હતી જે સોમજીને કૌશાળજાળમાં નાખી કાર્ય કરવું. સોમજી અત્યંત બુદ્ધિવાળો હતો. પણ મંત્રીની બુદ્ધિથી સાલુંબ્રા સરદારના કૌળશામાં વ્યાઘાત પડયો. મંત્રી સોમજીનો ઘાત કરી પોતાની કાર્યસિદ્ધિ કરવા તેણે વિચાર્યું. એકવાર સોમજી, મંત્રાગારમાં પોતાના કાર્યમાં નિવિષ્ટ હતો એટલામાં કોરાગારનો અર્જુનસિંહ અને ભોદેશ્વરનો સરદારસિંહ તેના મંત્રાગારમાં આવ્યા. મંત્રી સોમજી આદર આપવા ઉભો થયો, સરદારસિંહે તીવ્ર સ્વરે તેને પુછયું. " આપે, કયા સાહસથી મારી ભૂમિ વૃતિ લઇ લીધી, એમ કહેતાં કહેતાં, તેણે પોતાની તીક્ષ્ણ છરી મંત્રી હૃદય ઉપર ઘોંચી દીધી. તે હત્યાથી રાજ્યમાં હાહાકાર થઇ ગયો, રાજકર્મચારીઓ સશંકિત રહેવા લાગ્યા. રાણો તે સમયે, સુહેલીયા વાડીમાં હતો. સોમજીના બે ભાઈયો* રક્ષા કરો, રક્ષા કરો, એમ પોકાર મારતા, તે વાડીમાં આવ્યા. દુર્વૃત્ત

* સોમજીના બે ભાઈ શિવદાસ અને સતિદાસ સાથે તેના કાકાનો દીકરો જયચાંદ હતો તેઓએ, બાલુહન્તાના પ્રાણ નાશ કરી, વૈરનો બદલો લીધો. પણ તે રીતનો બદલો લેવામાં છેવટે તેઓ મૃત્યુ મુખે પડયા.

અર્જુનસિંહ તેઓની વાંસે પડી, ત્વરિત તેનો જમણો હાથ, સોમજીના મોહથી ખરડાયો હતો. તેની દુઃસાહસિકતા જોઇ સઘળા ચમકિત થયા પણ કોઇ બોલી શક્યું નહિ. કેવળ રાણાએ, તેને વિશ્વાસઘાતક એવું કહી, દુર જવાને હુકમ આપ્યો. સોમજીના બે ભાઇઓને તેનું પદ આપ્યું.

મેવાડના તે સાર્વજનીન વિપ્લવ કાળમાં રાજા, પ્રજા, ધની અને નિર્ધન વચ્ચે કાંઈ પ્રભેદ રહ્યો નહિ. તે સમયે જે ઉપયુક્ત બળસંપન્ન હતું, તેજ રક્ષણ કરવા સમર્થ હતું. ઉપયુક્ત બળ વીનાના લોકો પાખંડી, લુટારા વિગેરેના અત્યાચારથી પીડાઇ નાશ પામવા લાગ્યા. રાજાઓની અવસ્થા પણ શોચનીય હતી. તેઓ પ્રજાને રક્ષણ કે આશ્રય આપી શકતા નહોતા. રાજાઓ ખુદ આશ્રય માટે ચારે તરફ ભટકતા હતા. ટુંકામાં પ્રજા સાથે તેઓનો જે સંબંધ હતો તે તુટી ગયો. આવી અકર્મણ્યતામાં રાણાએ, રાજ્યમાં એક મહાઅનર્થ કર્યો. રાણાના સવારો ખડગનો ઉપયોગ કરી નાણાં મેળવવા લાગ્યા. વેપારીનો સામાન લુટવા લાગ્યા. વેપારીઓ પોતાનો સામાન લઈ અહિં તહિં નાસવા લાગ્યા, એ પ્રમાણેનું જુલમથી મેળવેલ અને લુટથી મેળવેલ દ્રવ્ય રાણાના ઉપયોગમાં આવતું. આવા ભયંકર વિપ્લવથી રાજ્ય અંતઃસાર વીનાનું થઇ ગયું. વળી તેવી અવસ્થામાં દુર્દમ્ય મરાઠાના ટોળાં રાજ્યમાં અવીલુટ વીગેરેનો અત્યાચાર કરવા લાગ્યા જેથી મેવાડની દુર્દશા વધી ગઇ.

ચંદાવત રજપુતોની વિદ્રોહિતાના હેતુએ રાજ્યમાં મોટો અનર્થ થયેલો જોઇ, રાણો અને તેનો મંત્રી તેઓને રાજ્યમાંથી દૂર કરવા વીચાર કરવા લાગ્યા. તે કામની સિદ્ધિ માટે તેઓએ છેવટે સિંધીયાનું આનુકુલ્ય માગ્યું. અપનૃપતિ રત્નસિંહની સહાયમાં ઉતરી જે પાખંડી સિંધીયાએ રાક્ષસનીજેમ મેવાડનું લોહી પીધું તે સિંધીયો હવે વિધિ વિડંબિત રાણાનો ઉદ્ધારકર્તા ઠર્યો. રાણો બીલકુલ નિર્જીવ હતો, અકર્મણ્ય હતો, નહિ તો મેવાડનો નાશ કરનાર સિંધીયાની મદદ લેવા તે શામાટે વાસના રાખે. એમ કહેવાય છે જે એવી રીતનો ઉપાય લેવા જાલમસિંહે રાણાને કહ્યું. સિંધીયો તે સમયે પુણ્યતીર્થ પુષ્કર -હ્રદના પવિત્ર તટ ઉપર * સુખશાંતિ ભોગવતો હતો' લાલસંત ક્ષેત્રમાં પરાજય પામ્યા પછી તેણે તેની સેના વિખ્યાત ફરાસી વીર દીબોયેના હાથમાં કસાવટ માટે સોંપી હતી. શસ્ત્રનિપુણ તે યુરોપીય મહાવીરના ઉપયુક્ત શીક્ષણ નીચે મરાઠા સૈનિકો પોતાનું પૂર્વ બળ મેળવવા શક્તિવાળા થયા. મેરતા ક્ષેત્રમાં અને પાટન ક્ષેત્રમાં તે મહારાષ્ટ્રીય સૈનિકનો પ્રચંડ ઉત્સાહ બળ સાથે જગાઇ આવ્યો.

રાઠોડ રજપુતો પુષ્કળ બળ અને અધીક આત્મત્યાગ બતાવ્યા છતાં પણ

* સંવત્ ૧૮૪૭ ( ઇ. સ. ૧૭૫૧ )

મરાઠાનો વિક્રમાનળ ઓલવી શકયા નહિ. છેવટે તેઓ પરાજીત થયા, તેઓના પરાજય ઉપર મહારાષ્ટ વીર સિંધીયાની પ્રતિષ્ટા રાજસ્થાને ફરી ઉદ્દીપન થઇ. તેનું ગૌરવ પુષ્કળ ચળકાટથી ચમકવા લાગ્યું. રાણાના આદેશથી જાલમસિંહ મેવાડના પ્રધાન સચીવો સાથે તે પુણ્યસ્થળે આવી પોતાના મનોભાવ તેની પાસે જાહેર કરવા લાગ્યો. જાલમસિંહના મુખથી રાણાનો મનોભાવ જાણી સિંધીયાએ જાલમસિંહના કહેવા ઉપર સંમતિ આપી. એ ઘટના સૂત્ર આબદ્ધ થઈ રાજસ્થાનના નૈતિક રંગભૂમે જે સઘળા મહામહોપાધ્યાય અવતર્યા તેઓના અદ્ભૂત વિરાનુષ્ટાને રાજસ્થાનના ઇતિવૃતમાં એક નવા યુગની અવતારણા કરીદીધી.

જાલમસિંહ, કોટાના પ્રતિનિધિના હુદ્દાએ નિમાયો હતો, એવા ઉંચાપદે દ્દઢ રીતે રહી ચારે તરફના વૈરીઓનું દમન કરવું એ ખરેખર સામાન્ય કાર્ય નહોતું. તોપણ તેણે તે કાર્ય અકીંચિન્તકર અને સાધારણ માન્યું. તેના હ્દયમાં જે એક ઉંચો અભિલાષ, ધીરે ધીરે ગુપ્તભાવે પ્રસાદિત થયો, તેની પરિતૃપ્તિના પક્ષમાં કોટાના પ્રતિનિધિનું પદ અતિ સામાન્ય હતું. એ સીમાબદ્ધ પદમાં વિચરણ કરવાથી તેનો તે ઉંચો અભિલાષ પૂરણ થાય તેમ નહોતું. તેનો ઉંચો અભિલાષ એ હતો. જે મારવાડ રાજ્યનું આધિપત્ય મેળવવું. જાલમસિંહ રાજનીતિજ્ઞ હતો. તે માનવ હ્દયનો સૂક્ષ્મભાવ કળી લેવામાં પારદર્શી હતો. ને અપૂર્વ પારદર્શીતાના બળે તે સમજ્યો હતો જે હીન જીવન રાણો, તની અભીષ્ટ સિદ્ધિમાં કોઇ રીતનો પ્રતિરોધ કરશે નહિ. તેમ થવાથી મેવાડના રાજ્ય સાથે હારાવતી રાજ્ય મેળવી તે બન્નેનો અધિનાયક થાય તેમ હતું. તેની દ્દઢ ધારણા હતી જે જયપુર અને મારવાડના રાજા એકઠા થઇ તેનો પરાજય કરી શકે તેમ નથી, જાલમસિંહ જયપુરના રાજાને બીકણ અને બાયલો ગણતો હતો. મારવાડના સામંતો તેના ઉપર વિશેષ અનુરક્ત હોઈ તેનો દ્દઢ વિશ્વાસ હતો જે તેઓ કોઇ દિવસ તેના વિરૂધ્ધે ખડગ ધારણ કરશે નહિ. રાજનીતિ વિશારદ મનસ્તત્વજ્ઞ જાલમસિંહના વિચારો ઉદાર હતા. આશાપૂર્ણ ભગવતી સિદ્ધિ વરદા મૂર્તિ ધારણ કરી તેના સમક્ષ ઉભી રહી પણ એક માત્ર સૌભાગ્ય લક્ષ્મીની સુપ્રસન્નતા ન હોવાથી તે વરગાન લાભ કરી શકયો નહિ, પોતા નામ હામંત્રની સાધના કરવા તે જે વિશાળ કાર્યક્ષેત્રમાં ફરતો હતો, તે કાર્યક્ષેત્રમાં તેનોપગ સ્ખલતથયો. તે પદસ્ખલિનથી પડયો. જેથકી વીરવર પાછો ઉઠી શકયો ન...

રાજનીતિજ્ઞ સુચતુર જાલમસિંહે જે આશા પોતાના હ્રુદયમાં રાખી ... તેની પરિતૃપ્તિ કરવા માટે તે સુયોગ પામ્યો. પોતાના બળને દ્દઢ કર... રાણાએ તેને સોંપ્યો. તે મોટા કાર્ય સાધવા માટે જાલમસિંહે સારા ઉપ... જો તેનું સ... કૌશલ સફળ થાત, જો તે પોતાના અભીષ્ટસિદ્ધિ સા... શકત. તો તેથી ભારતવર્ષનો એક મોટો ઉપકાર થાત, જે મોટો...

ગોપ્યો હતો, તે ભાર વહન કરવામા પુષ્કળ નાણાની આવશ્યકતા હતી એટલે કે નાણાનુ પ્રયોજન ર્ ની રીતે એટલુ બધુ નાણું સવહિત થાય, એ ચિંતા જાલમ સિંહના મનમા ઉદય પામી, તેણે છેવટે નિશ્ચય કર્યું જે જ્યારે વિદ્રોહી લોકો આ પુષ્કળ નાણાનુ કારણ છે માટે તે નાણું તેની પાસેથી કઢાવવુ તેઓ પાસેથી ચોસઠ લાખ રૂપૈયા લેવા જોઇએ, તે ચોસઠ લાખ રૂપૈયાના ચાર ભાગ કરવા તેમાથી ત્રણ ભાગ સિંધીયાના હાથમા આપવા, બાકીના રૂપીઆ રાણાને આપી દેવા, જેથી તેની નાણાની ખામી દૂર થાય, જાલમસિંહ ચં ો ી સેના લઇ ચિતોડ તરફ આવ્યો અંબજી ઇંગલીયા તે સેનાનો અધિનાયક થયો સિંધીયો પણ પોતાનો ર લેવા મારવાડના પ્રાંત દેશમા આવ્યો જાલમ અને અંબજી સેના સાથે ચિતોડ તરફ અગ્રસર થયા તેઓના દુર્ધર્ષ સૈનિકોથી ઘણા ગામડા ઉજડ થઈ ગયા ઘણા નગરો જાલમના કોપાનળમા બળી ગયા સઘળાની દુર્દશાની સીમા રહી નહિ, જાલમે તે ગામડા અને નગરોના અધિપતિ પાસેથી નાણું લેવાનુ શરૂ કર્યું ધીરજસિંહ નામનો એક ચદાવત સરદાર ભીમસિંહનો પ્રધાન પરામર્શ આપવા માટે હતો

તે એક અકલમંદ અને હીમ્મતવાળો રજપુત હતો, જે સમયે ઉપર કહેલો સઘર્ષ થયો ત્યારે ધીરજસિંહ હામીર ગઢના શાસન કર્તૃત્વે નીમાયેલ હતો તેને વિદ્રોહીનો અંતર્નિવિષ્ટ જાણી જાલમસિંહે તેના હામીર ગઢનો ઘેરો ઘાલ્યો છો અઠવાડીયા સુધી બન્ને પક્ષ વચ્ચે યુદ્ધ ચાલ્યુ જયપરાજયના ચિન્હ કોઇ પક્ષમા જોવામા આવ્યા નહિ, છો અઠવાડીયા ગયા પછી વિધાતાના કઠોર વિધાનના અનુસારે ધીરજસિંહનુ સૌભાગ્યગગન ઘેરાઇ ગયુ જયલક્ષ્મિ જાલમ સિંહની અંકશાયિની થઇ જાલમસિંહે હામીરગઢ લઇ લીધુ એ રીતે બીજા બે ત્રણ સ્થળો કબજે કરી રાજકીય સેનાદળ ક્રમે ક્રમે ચિતોડતરફ ચાલ્યુ રસ્તામા વસી નામના સ્થળનો જાલમસિંહે કબજો કર્યો વળી, ચદાવત રજપુતની ભૂમિવૃત્તિ હતી, સુદક્ષ જાલમસિંહે તેનો પણ કબજો કર્યો વિજયમદોન્મત્ત થઇ તે થોડા કાળમા ચિતોડ પાસે આવી પહોંચ્યો

ઉચ્ચ પદવી પામી માણસ, ઘણુ કરી વૃથા ગર્વ અને અહંકારે વિમૂઢ થઇ જાય છે જે રાણાની મુલાકાત લઈ ખુદ પેશવો પોતાને કૃતાર્થ માનતો હતો આજ માધાજી સીંધીઆએ તે રાણાને ચિતોડ સમુખે જોવાને ચાહ્યુ સીંધીયાનું તે અન્યાયાચરણ જોઇ જાલમસિંહ ક્ષુબ્ધ થઇ ગયો પણ શુ કરે છેવટે તે દર્પનાશ માધાજીનો દર્પ તોડવા ઉદયપુર તરફ ચાલ્યો ભાગ્યચક્રનો એટલો ફેરફાર સસારે ગરિમાની એવી અનિત્યતા જે જે રાણાના દર્શન માટે જુદી જુદી ભેટ લઇ ભારતવર્ષના રાજાઓ રાણા પાસે આવતા હતા તે પૂર્વ રાણાનો

પુત્ર હાલનો રાણો રાજસિંહાસનનો પરી ત્યાગ કરી મહારાષ્ટ્રીય એક દસ્યુના દર્શન લેવા સરીયામ રસ્તે બહાર આવ્યો. રાજધાનીથી કેટલેક દુર રહેલા જે વ્યાઘ્ર નામના મેરૂ સ્થળે રાણાની સિંધીયઃ સાથે મુલાકાત થઈ, સિંધીયે, રાણાને સંમાન સાથે અવરોધકારી સેનાની પાસે લઇ ગયો. થોડા સમયમાં તે વ્યાપાર સંપૂર્ણ થયો. પણ તે થોડા સામાન્ય વક્તમાં જે અસાધારણ ઘટના ઘટી. તેથી તિક્ષ્ણ બુદ્ધિ જાલમસિંહના અભિષ્ટ સિદ્ધિના માર્ગમાં પ્રતિરોધ થઇ પડયો, તેનું ભાગ્યગગન કાળગગનજાળે સમાચ્છન થઇ ગયું, જે સમયે, સિંધીયો અને જાલમ રાણાની મુલાકાત કરી ચિતોડ છોડી ચાલ્યા. ત્યારે એક માત્ર અંબજી ચિતોડમાં હતો. જાલમની હૃદયાશા અંબજી જાણી શકયો હતો અગર જો કે જાલમે, પોતાનો મનોભાવ સઘળા પાસે પ્રકૃરિત કર્યો ન હોતો, પણ ચતુર મહારાષ્ટ્રીય અંબજીથી તે છાનું રહયું નહિ. અંબજીને માલુમ પડયું જે જાલમસિંહ એક ઉંચી આશા પુરી પાડવા ચેષ્ટા કરે છે. તેને ખાત્રી હતી જે જાલમસિંહની તે આશા જો સિદ્ધ થાય તો તેના સઘળા મનોરથ વ્યર્થ જાય તેમ છે. તેને જાલમસિંહના નીચે સૈનિકનું કામ કરવું પડે તેમ છે એવી રીતની ધારણાથી તે જાલમસિંહની સઘળી ચેષ્ટાઓ વ્યર્થ કરી દેવા ફરતો હતો. પણ તે વ્યર્થ કરવાનો તેને આજદિન સુધી સુયોગ મળ્યો નહિ. જાલમસિહ અંબજીને બંધુ માનતો હતો. અંબજી ચંદાવત સરદાર સાથે જાલમસંહની સામે કાવતરાં કરવા લાગ્યો. જાલમસિંહ જાણતો હતો જે અંબજી તેની સાથે કાવતરૂં કરશે નહિ, એવા ઠરાવથી જાલમસિંહનો સર્વ નાશ થયો. તેણે પોતાનો અધઃપાત અનિવાર્ય જાણ્યો.

સાલુંબ્રા::સરદાર ભીમસિંહે, અંબજીની સાથે રહી, જાલમસિંહની, સામે કાવતરૂં કર્યું. જાલમસિંહ, આજદિન સુધી અંબજીને પોતાનો બંધુ ગણતો હતો. ઉજ્જીનના યુદ્ધમાં મહારાષ્ટ્વીર ત્ર્યંબકજીએ, તેનું જીવન અને સ્વાધીનત્વ રક્ષી તેના ઉપર જે પરોપકાર કર્યો હતો, જાલમસિંહ અગર જો કે તેનો બદલોવાળી શકયો નહિ પણ તે માટે તે કૃતજ્ઞ નીવડયો હતો. તે કૃતજ્ઞતાથી તે અંબજીને બંધુ માનતો હતો. બન્નેના સ્વાર્થ રક્ષણ માટે બન્નેનો પરસ્પર સંઘર્ષ ન થાતતો તેઓનું બંધુત્વ અચળ રહેત. આજ બન્નેના સ્વાર્થ માટે વિષમ સંઘર્ષ થયો, એ સંઘર્ષ જલદીથી નિવારિત થાય તેવો નહોતો, તેમાંથી જે મહાગ્નિ ઉત્પન્ન થયો તેથી એક બાજુ સળગી ગઇ. રાણાની સાથે ચિતોડ પાસે જાલમસિંહની મુલાકાત થઇ. તે સમયે અંબજી કમ્પિત દુઃખ સાથે બોલ્યો “ વિદ્રોહી ભીમસિંહે વશ્યતા સ્વીકારવા ચાહેલ છે. પણ જે બોલે છે જે જ્યાં સુધી જાલમ-

સિંહ રાણા પાસે છે ત્યાં સુધી તે વશ્યતા સ્વીકારવાનો નથી, એટલે હવે આ વિષયમા જે કરવું હોય તે આપ કરો, જાલમસિહે તે અમયે ઉત્તર આપ્યો, જે તેથી તેઓની આપત્તિ હોય, અને મને તેઓ પ્રતિબધક જાણી નુકસાન ભોગવે તો હું ખુશીથી આ સ્થળ છોડી આવ્યો જાઉ, ટુંકામાં હું અહી રહ્યાથી પુષ્કળ નાણાના ખર્ચની સંભાવના છે. રાણાની ઈચ્છા હોય તો હું હાલ કોટે જવા તયાર છું. ચતુર જાલમસિહ મહારાષ્ટ્રીય પ્રપચ જાળમાં ફસાઈ પડયો. તે સઘળી દિશામાથી હાર પામ્યો. અબજી ચાલ્યો ગયો, જાલમસિહના હૃદયમાં ચિંતા પેદા થઈ તેને પીડા આપવા લાગી તે એકદમ અધીરથઇ ગયો. કયો માર્ગ પકડવો તે તેને સુજતું નહોતું. તેની આશા નિષ્ફળ નીવડી, આશાલતા ફળવાળી થવા પામી તેટલામા કુઠારાઘાતે નિર્મુળ થઇ ગઇ, જાલમસિંહની આશા નિષ્ફળ ગઈ પણ તે નાઉમેદ થયો નહિ. તે એકદમ ચિતોડમાથી વિદાય થયો. ત્યાર પછી ચિતોડના કીલ્લામાંથી ઉતરી, રાણાના ચરણ સ્પર્શ કરી સાલુંબ્રા સરદારે ક્ષમા મગી અબજી મેવાડનો કર્તા હર્તા વિધાતા થઇ પડયો.

ઉચી પ્રભુતામા રહી આઠ વર્ષ અંબજીએ મેવાડમા વાસ કર્યો, આઠ વર્ષના અરમાસા તે રાજ્યનું મહેસુલ આત્મસાત્ કરી ગયો. મેવાડનું રાજ્ય મહેસુલ આત્મસાત્ કરી તેણે બાર લાખ રૂપીયા મેળવ્યા. પણ તેથી મેવાડમાં અંતર્વિરોધ ઓલવાઇ ગયો. જે શાંતિ મેવાડમાં થઈ લાંબા કાળ સુધા અંતર્હિત થઇ ગઇ હતી, તે શાંતિ, આજ અંબજીના શાસન ગુણે મેવાડમાં પાછી આવી.

જે વીશ લાખ રૂપીઆ સિંધીયાને અપાયા. તે રૂપૈયા કયા જનપદમાંથી કેવા સંગ્રહ રીતે લેવા, તે બાબતની અંબજીએ એક તાલિકા બનાવી, કર્મચારીઓને તેણે આપી હતી ચંદાવત્ રજપુતોની ભુમિવૃત્તિમાંથી બાર લાખ રૂપૈઆ અને શક્તાવત રજપુતો પાસેથી આઠ લાખ રૂપૈયા તેણે લીધા. બે વર્ષમાં અપનૃપતિ રતનસિંહ કમળમીરમાંથી દૂર થયો. રાણાની રાજભૂમિનો ઉદ્ધાર થયો.

તેનાથી મેવાડનો બહુ ઉપકાર થયો ખરો? પણ તેથી વિશેષ ઉપકાર કરવાનો હતો તે ઉપકાર અંબજી કરી શકયો ખરો? મેવાડ રાજ્યના આબાદ જન પદ ગદવારનો તે ઉદ્ધાર કરી શકયો ખરો? બુંદી અને મેવાડ વચ્ચેનો વિરોધાગ્નિને ઓળખી શકયો ખરો? અંબજી પ્રભુતાનો સુમિષ્ટ આસ્વાદ કરી દારૂણ સ્વાર્થ પર થઈ પડયો. ઉપરનાં સારાં કામનાં કરતાં, તેણે માત્ર, મેવાડના સુબેદાર થ ાની આશા ગણી. તે તેની આશા સફળ થઇ. મનુષ્ય ગ. કેટલા દિવસ પરોપકાર મન્ત્રે પરિચાલીત થાય. થોડો સમય ગયા પછી તેણે સ્વાર્થપર મહારાષ્ટ્રીય મૂર્તિ ધારણ કરી પણ રજપુત લોકો અકૃતજ્ઞ નહોતા. અનુગ સ્વાર્થપર અંબજીએ, અગર જો કે બંધનપત્રના મૂળવિધિના અનુસારે કાર્ય કર્યું નહિ,

અગર જો કે તે મેવાડનું મેહસુલ આત્મસાત કરી ગયો. પણ તેનાથી જે સામાન્ય ઉપકાર થયા તે રજપુતો ભુલી ગયા નહિં. એ સમયે ચંદાવત રજપુતો, પોતાની પૂર્વ ક્ષમતા પામ્યા જેથી રાજમંત્રી શિવદાસ અને સતિદાસના મનમાં આશંકા રહી. પોતાના ભાઈ સોમજીના મૃત્યુ વૃત્તાંત સંભારી તેઓ જુદી જુદી જાતની પીડાથી પીડિત થાતા હતા. તેઓની ખાત્રી હતી જે ચંદાવત રજપુતો તેઓની વિરૂદ્ધે પ્રપંચ કરશે. એવી આશંકામાં પડી, હીનસાહસ શિવદાસે અને સતિદાસે અંબજીની સેનાની મદદ માંગી અને મેવાડમાં એક સરકારી સેનાદળ રહે એમ અંબજી પાસે તેઓએ માગણી કરી. તેઓ જાણતા હતા જે અંબજીની મદદ શિવાય રાણાનો અને પોતાનો સ્વાર્થ અખંડિત રહે તેમ નથી, તે માટે તેઓ મહારાષ્ટ્રીય પ્રસન્નતા મેળવવા ચેષ્ટાવાળા હતા. અંબજીએ, તેના કહેવા પ્રમાણે બંદોબસ્ત કરી આપવા સંમતિ આપી તેની સેનાના ભરણપોષણ માટે વાર્ષિક આઠ લાખ રૂપીઆ આપવાનો ઠરાવ થયો. રાજ્યમાં દુર્ગ્રહની દૃષ્ટિ પડવાથી મંગળની આશા રહી નહિં. દુર્ભાગ્યવાળા રાણાએ પોતાના રાજ્યની ઉન્નતિ કરવા અનેક ચેષ્ટા કરી પણ તે સઘળી નિષ્ફળ નીવડી. તે એક દિશાએ રક્ષણ કરવા જાતો તો બીજી દિશાએ અમંગળ માલુમ પડતું. ટુંકામાં મેવાડનું મંગળ નહોતું. ચારે દિશાએ અસંતોષ ચારે તરફ વિરક્તિ અને ઠેકાણે ઠેકાણે વિલાપના અવાજ. રાજકોષ ખાલી થઇ ગયો, અને રાણો એટલો બધો અર્થહીન થઇ ગયો જ્યારે સંવત્ ૧૮૫૧માં જયપુરના રાજકુમાર સાથે પોતાની બહેનને પરણાવવામાં મહારાષ્ટ્રીય સેનાપતિ પાસેથી ૫૦૦૦૦૦ રૂપીઆ કરજે લીધા હતાં ત્યાર પછીના બે વર્ષમાં એ ત્રણ વર્ણનીય ઘટના ઘટી. પહેલી ઘટના રાજમાતાનો પરલોકવાસ, બીજી ઘટના. રાણાનો નવકુમારનો, લાભ ત્રીજી ઘટના ઉદયસાગરનો પ્રચંડ જલોચ્છ્વાસ છેવટની. ઘટનાથી મેવાડનું પુષ્કળ નુકશાન થયું. તે ઘટનાથી સરોવરના પાણીએ ભારી ઉભરાઇ નગરના ત્રીજા ભાગને બોળી દીધો.

અંબજીનું ભાગ્યગગન ક્રમેક્રમે પરિસ્કૃત થયું. સં. ૧૮૫૧ માં સિંધીયાએ તેને પોતાનો ભારતવર્ષનો પ્રતિનિધિ કરી સ્થાપ્યો. અંબજી, ગણેશપંતને પોતાનો પ્રતિનિધિ નીમી મેવાડમાંથી પ્રસ્થાન કરી ગયો. શોવે અને શ્રીજી મેતા નામના રાણાના બે કર્મચારી હતા

તે બન્ને અધિકારીઓ ગણેશપંતની સાથે રહી કામ કરતા હતા. પોતાની સ્વલ્પકાળવ્યાપિની પ્રભુતાથી મદમત્ત થઇ તે ત્રણ આશામીઓએ નૃશંસભાવે મેવાડનું શોણિત પીધું. અંબજીએ ગણેશપંતને પદચ્યુત કરી તેના ઠેકાણે રાયચંદને નીમ્યો. રાયચંદ અંબજીનો પ્રતિનિધિ થયો ખરો પણ કોઇએ તેની

વશ્યતા સ્વિકારી નહિ. કોઇએ તેને પ્રતિનિધી ગણી ગ્રાહ્ય કર્યો નહિ. રાજ્યમાં ઘોર અશાંતિ અને અરાજકતાનો પ્રાદુર્ભાવ થયો. નાગરિક લોકોના ધન માન લુટાયા. ઠેકાણે ઠેકાણે મોટી વિશૃંખલતા જોવામાં આવી. અત્યાચાર પીડિત લોકો પોકાર કરવા લાગ્યા. આવી રીતના ઉત્પીડનથી મેવાડ ભૂમિ શોચનીય દશામાં આવી પડી. આવો સુયોગ મેળવી મહારાષ્ટ્રીય લુટારા, રોહીલાઓ અને દુસ્સાહસિક ફીરંગીઓ મેવાડમાં આવી પડયા. તેઓએ રજપુત વિગેરેનું સર્વસ્વ લુટી લીધું, તેની સાથે દુર્ધર્ષ ચંદાવત લોકો પોતાના ગોત્રપતિ વીરવર ચંડના પવિત્ર મંત્રની અવહેલા કરી અત્યાચારી સૈંધવી લોકો સાથે મળી જઇ ઠેકાણે ઠેકાણે લુંટ કરવા લાગ્યા. રાણાએ તેઓની ભૂમિવૃત્તિ ખેંચી લીધી. દુર્વૃત્ત ચંદાવત રજપુતો મોટા સંકટમાં પડયા. તે સંકટમાંથી બચવા માટે તેઓના મુખી અજીતસિંહે, અંબજીની પાસે એક દૂત મોકલ્યો. તેઓએ તેની સહાય મેળવવામાં દશ લાખ રૂપીયા આપવાનું કબુલ કર્યું. નાણાના લોભીયા મહારાષ્ટ્રીએ રાયચંદને મેવાડ થકી પ્રસ્થાન કરવાનું ફરમાવ્યું. શિવદાસ અને સતીદાસ પદચ્યુત થયા. સાલુંબ્રા સરદારે રાજસભામાં ફરી પ્રતિષ્ટા મેળવી. તેણે અગ્રજી મહેતાને મંત્રી પદે નીમ્યો. પ્રતિદ્વંદ્વિ શક્તાવત્ રજપુતો ઉપર તેણે હુમલો કર્યો. વળી બન્ને સમ્પ્રદાય વચ્ચે ઘોર સંઘર્ષ થઇ ઉઠયો. પણ અંબજી આનુકુલ્ય મેળવ્યું. દુર્ધર્ષ ચંદાવત રજપુતોએ શક્તાવત્ રજપુતોને હરાવ્યા. અને તેઓના મુલકમાંથી દશ લાખ રૂપીયા મેળવી ચંદાવત રજપુતોએ અંબજીને આપ્યા.

એકવાર જે મહારાષ્ટ્રીય વીરના પ્રચંડ બળે સઘળું રાજસ્થાન ધ્રુજી ગયું હતું. જેની દુરાકાંક્ષા વન્હિના સમક્ષે નંદનવન સરખું મેવાડ બળી સ્મશાન જેવું થઇ ગયું. તે મહાવીર ચતુર ચુડામણિ કૂરનિતિ માધોજી સંધીયો. સર્વ નિયંતાકાળના આદેશથી આ લોકમાંથી વિદાય થયો. ધન રત્નોના ઢગલાથી જેની પરિતૃપ્તિ નહોતી, આજ તે બીજી દુનીયામાં ચાલ્યો ગયો. જેનું મસ્તક કોઇ દિવસ કોઇની પાસે નમ્યું નથી. આજ તેનું મસ્તક શીયાળવા કુતરાં વીગેરેના પગ તળે દબાઇ ગયું. એવું જોઇને પણ મોહાંધ માણસના જ્ઞાન નેત્ર ઉઘડતાં નથી. જીવનના સ્વલ્પકાળમાં ઉપકાર થાય નહિ ત્યારે માણસની હયાતીનો ઉદ્દેશ શા કામનો. જો આત્મોદર પૂરણ કરીને જીવન કાળ કહાડવાનો હોય તો માનવનું શરીર લઇ જન્મવાનું પ્રયોજન શું ! પશુ પક્ષીઓ પણ એ પ્રમાણે આત્મોદરનું પુરણ કરે છે, ત્યારે પશુ અને માનવમાં પ્રભેદ કેવો ! માધાજી સિંધીઓ સૌભાગ્યથી પુષ્કળ ધન. અતુલ ક્ષમતા અને ઐશ્વર્યનો અધીકાર પામ્યો. પણ તેણે માતૃભૂમિનો કાંઇ ઉપકાર કર્યો ખરો ! જો તે પુષ્કળ ધનનો, અતુલ

ક્ષમતાનો અને ઐશ્વર્યના અધીકારનો સદ વ્યય કરત તો ભારતવર્ષનાં દુઃખ કપાઈ જાત, તેથી તેનું નામ સ્વદેશાભિમાનીના નામમાં ગણાત.

માધાજી સિંધીયાના મૃત્યુ પછી તરતજ તેનો ભત્રીજો .દોલતરાવ બળ પૂર્વક તેના સિંહાસને બેઠો તે સમયે સિંધીયાનો મોટો પુત્ર અપ્રાપ્ત વ્યવહારવાળો હોવાથી દોલતરાવે, થોડા આયાસથી કાકાના સિંહાસનનો અધિકાર કર્યો. દોલતરાવ સિંહાસને બેઠો કે સિંધીયાની પત્ની સાથે મોટા વિવાદમાં ઉતર્યો તે શણવી બ્રાહ્મણની હત્યા કરી કાયમના પાપસાગરમાં ડુબી ગયો. સિંધીયાના પ્રતિનિધિ અંબજીના હાથમાં મેવાડનું સૂત્ર હતું. રાજકુમાર અપ્રાપ્ત વ્યવહારવાળો હોઈ અંબજી પોતાનો સ્વાર્થ સાધવા તત્પર થયો, પણ તે પોતાનો સ્વાર્થ સાધી શક્યો નહિ, શાથી કે અનેક પરાક્રમવાળા પુરૂષો, તેની અભિષ્ટસિદ્ધિના માર્ગમાં કંટકરૂપ હતા. તેઓમાં સિંધીયાની પત્નીઓ, લાકુબા ખીચીરાજ, દુર્જનશાલ અને ધાતનગરીનો રાજા વિશેષ પ્રસિદ્ધ હતા. પહેલાં તો મેવાડમાથી અંબજીનું આધિપત્ય દૂર કરવા લાકુબાએ, મેવાડપતિને એક પત્ર લખ્યો, જેમાં તેણે અંબજીનું આધિપત્ય છેદી નાંખી મેવાડમાંથી દૂર કરી દેવા તેને લખ્યું હતું. શણવી * બ્રાહ્મણો લાકુબાના પૃષ્ટ પોષક હતા, મેવાડમાં તેઓની ભૂમિ સંપતિ હતી. લાકુબાનો પ્રતિકુળ વ્યવહાર જાણી અંબજીએ પોતાના પ્રતિનિધિને લખી જણાવ્યું, જે તેણે શણવી બ્રાહ્મણોની ભૂમિવૃતિ લઇ લેવી. તેના માટે અંબજીના પ્રતિનિધિ ગણેશપંતે, રાણાના મંત્રીને અને સરદારોને બોલાવી પરામર્શ કર્યો. તેઓ સઘળાએ ગણેશપંતના પ્રસ્તાવમાં સંમતિ આપી, પણ અંદરમાં એક ષડયંત્ર કરવા લાગ્યા, તેઓએ છાનાઇથી પત્ર દ્વારાએ શણવી બ્રાહ્મણોને ખબર આપ્યા, " તમે દળ સાથે યાવદથી નીસરી ગણેશ પંત ઉપર હુમલો કરો અમે મદદ આપવામાં કસુર કરશું નહિ," રાણાના મંત્રીના અને સરદારના એવા પત્રો મળવાથી શણવી લોકો દળ સાથે આગળ વધ્યા, ગણેશપંત પણ તેઓનો હુમલો વ્યર્થ કરવા ચેષ્ટા કરવા લાગ્યો. શાવા નામના સ્થળે બન્ને દળનો સમાગમ થયો. એકદમ યુદ્ધ થઇ પડયું. નાનો ગણેશપંત હારી ગયો, તેના સૈનિકો ચારે તરફ પલાયન કરી ગયા, તેઓની તોપો અને બંદુકો વિજયી શણવીના હાથમાં આવી.તે, વિષમક્ષતિ અસ્ત થઈ ચિતોડ તરફ પલાયન કરી ગયો, ચંદાવત રજપુતોએ સહાય આપવાનું પ્રલોભન બતાવી તેને યુદ્ધમાં ઉતાર્યો, ચંદાવતના કહેવા ઉપર તેણે આશા રાખી યુદ્ધ કર્યું. તેમાં તે પરાભવ પામ્યો. શાથી કે ચંદાવત રજપુતોએ તેને સહાય આપી નહિ. ચંદાવત રજપુતો તેની પ્રતિકુળતામાં

* મહારાષ્ટ્રીય બ્રાહ્મણો ત્રણ શ્રેણીથી વિભક્તછે, શણવી પુર્વ અને માર્દત જે લાકુબા, વલ્લભ તાનસીયા જે ઉપા દાદા, શિવજીનાના, લાલજીપંડિત, યશોવંત રાઉભાઉ મેવાડની કેટલીક ભૂમિનો ભોગ કરતા હતા. તે સઘળા શણવીના ગોત્રમાં પેદા થયા હતાં.

ઉતર્યા. નાનો ગણેશપંત યુદ્ધક્ષેત્રથી પલાયન કરી હામીરગઢમાં આવ્યો, ચંદાવત રજપુતોએ, તેના શત્રુ સાથે મળી જઇ પંદર હજાર સૈનિકોને લઇ હામીરગઢને ઘેરો ઘાલ્યો, તે ઘેરામાંથી બચવા વીર ગણેશપંતે મોટા શૌર્યથી નવ યુદ્ધ કર્યા. પણ તેના સઘળા ઉદ્યોગ વ્યર્થ ગયા. હામીરગઢના અધિપતિ ધીરાજસિંહના બે પુત્રો યુદ્ધ સ્થળે માર્યા ગયા.

હામીરગઢના તે મહાસંકટમાંથી નાના ગણેશને અંબજીએ વિલક્ષણ રીતે બચાવ્યો, સુબાદારે, તેને વિપદમા આવેલો જોઈ ગુલાબરાવ કદમ નામના સેનાપતિને કેટલાક સવારો અને સૈનિકો સાથે તેને મદદે મોકલ્યો, તે સઘળા સૈનિકો વીગેરેની મદદથી સંકટથકી બચી અજમેર તરફ ચાલ્યો. થોડે દુર ગયા, પણ મુસામુસી નામના સ્થળે તેના ઉપર શત્રુઓએ હુમલો કર્યો. તે સ્થળે બન્ને દળ વચ્ચે યુદ્ધ થયું. ચંદાવત રજપુતો મોટી વીરતાથી યુદ્ધ કરવા લાગ્યા તેઓના પુષ્કળ ભુજવિક્રમથી ગણેશપંતનું સેનાદળ પશ્ચાતપદ થયું. વિજયલક્ષ્મી, હેમ મુકુટ લઇ તેઓના શિર ઉપરતે મુકવા ઉપક્રમ કરતી હતી. એટલામાં શત્રુપક્ષના કેટલાક સૈનિકો પલાયન કરી જતી ઘોડીને હસ્તગત કરવાના અભિપ્રાયે; " ભાગા " " ભાગા " એમ કહી બોલ્યા. થોડા સમયમાં ઘોડીને પકડી, તેટલામા સઘળા એકઠા થઇ બોલ્યા "મીલગયા" " મીલ ગયા " એમ એ સઘળા શબ્દો ચંદાવત રજપુતોના કાને પડયા. તેઓના મનમા આશંકા ઉત્પન્ન થઈ. " મીલ ગયા " એવા શબ્દથી તેઓને પ્રતિતિ થઇ જે સરકારી સૈનિકો, શત્રુપક્ષમાં " (મીલ ગયા) " મળી ગયા. આવી મૂળ વિનાની ધારણાથી ચંદાવત રજપુતો, રણમાંથી ભાગ્યા. તેઓને ભાગતા જોઇ શત્રુઓ તેની વાસે પડયા. શત્રુઓ જે જે સંમુખે આવ્યા તેને મારી નાંખ્યા. એ સૈધવી સેનાનો અધિનાયક ચંદન અને અનેક સૈનિકો માર્યા ગયા. દેવગઢ પતિએ, તે પલાયન કરતી સેનાને લઈ શાપુરના અંતરભાગમાં આશ્રય લીધો. મુસામસી નામના ક્ષેત્રમાં તે દિવસે ચંદાવત રજપુતો સંપૂર્ણ હારી ગયા

નાનો ગણેશપંત જે દિવસે મુસામુસી ક્ષેત્રમાં જય પામ્યો. તે દિવસથી લાકુબા અને અંબજીના વચ્ચે મેવાડના પ્રતિનિધિત્વ માટે મોટો વાંધો ઉઠયો. મેવાડભૂમિ તે વાંધાનું લીલા ક્ષેત્ર થઈ પડી, જે મહારાષ્ટ્રીય લોકોએ જળોની જેમ ચોરી મેવાડનું લોહી પીધું છે તે મહારાષ્ટ્રીયનો લાકુબા પ્રતિદ્વંદી મેવાડના સર્દારોએ તેનો પક્ષ પકડયો. તેઓએ જાણ્યું જે નાનાનું સરકારી સૈન્ય હામીરગઢમાં છે. જ્યારે લાકુબાએ તે નગરને ફરી ઘેરો ઘાલ્યો, તેનો કીલ્લો અને કોટ તોડવા તેણે પુષ્કળ ગોળા વરસાવ્યા. બેહજાર ગોળાના પ્રહારે કીલ્લાનો એક ભાગ તુટયો તે ભાગમાં થઇ લાકુબાએ નગરમા ઉત્સાહ સાથે પ્રવેશ કર્યો. એટલામાં બાળારાવ

ઇંગલીયા, બાપુ સિંધીયા ઈશ્વરંતરાવ વીગેરે સેનાદળ સાથે મહારાષ્ટ્રીય પ્રતિનિધિની મદદે આવ્યા. કોટાના જાલમસિંહે પણ તેની મદદ માટે એક વિખ્યાત ગોલંદાજના નીચે સેનાદળ મોકલ્યું. અંબજીનો પુત્ર તે સઘળી સેનાનો નાયક થયો. એ વિશાળ સેનાદળનો વૃત્તાંત જાણી, લાકુબાએ પોતાનો ઘેરો ઉઠાવી લીધો. અને મદદગાર સેનાસાથે ચિતોડમાં રહયો. નાના ગણેશપંતે સુયોગ મેળવી-હામીરગઢનો ત્યાગ કરી ગોસુંદ નગરમાં નવા આવેલા લશ્કર સાથે મળી જવાનું કર્યું. તે તેની સાથે મળી ગયો. વીરીસનદીના કાંઠે યુદ્ધ થવાની ગોઠવણ થઇ, નાના ગણેશપંતે તે પ્રદેશનો ત્યાગ કર્યો. તે સંગના નામના પ્રધાને પહોંચ્યો. તે સમયે મહારાષ્ટ્રીય લોકો પરસ્પરના સેનાદળમાં ગુથાયા. રજપુતો, તે સમયે વચમા પડી તેઓનો સંહાર કરવાને ઉપક્રમ કરવા લાગ્યા.

જેથી નાનો ગણેશપંત નવાબળની મદદ ન પામે એવું કરી દેવા ખીચી રાજ, દુર્જનશાલ અને મેવાડના સરદારો, સૈનિકો સાથે નાના ગણેશપંતની છાવણી પાસે ફરતા હતા. પણ સાહસી ટોમસે દુર્જનશાલનો સઘળો ઉદ્યમ વ્યર્થ કરી શાપુરથી નવું સેના દળ નાના ગણેશપંત પાસે મોકલ્યું. અને તેની સાથે તે પણ ગયો. થોડા સમયમાં લાકુબા ઉપર હુમલો કરવા પ્રધાન કટકનો ત્યાગ કરી, પોતાના ગોલંદાજ સૈનિકોને લઇ તે બુનાસ નદી તરફ ચાલ્યો પણ તેનું અભીષ્ટ સિદ્ધ થયું નહિ, લાકુબા સાથે યુદ્ધ કરવાનો ઉપક્રમ થાતો હતો એટલામાં એક પ્રચંડ વાવાઝરડું નીકળ્યું. તેની સાથે મુસળધારે વૃષ્ટિ પડવા લાગી. એવો જોરાવર વરસાદથી ટોમસનું લશ્કર નિરાશ થયુ અને તેઓનું આશ્રય સ્થળ શાપુર દુર્ગ ચુર્ણ વિચુર્ણિત થયું * તે સુયોગે, લાકુબાએ, મેવાડના સરદારો સાથે, તે નિરાશ થયેલ લશ્કર ઉપર છાપો માર્યો. તે લશ્કરને તેણે કઠોર રીતે દળી નાંખ્યું, લાકુબા પનર તોપો અને અસ્ત્રશસ્ત્ર લઈ ત્યાંથી પ્રસ્થાત કરી ગયો. શાપુર રાજાએ નાના ગણેશપંતને ખાદ્ય સામગ્રી વીગેરેની મદદ કરી હતી. પણ હવે તે તેમ કરવા સંમત થયો નહિં ત્યારે નાનાગણેશને સંગના નગરમાં ભાગી જવાની ફરજ પડી. મેવાડના સરદારોએ લાકુબાનો પક્ષ પકડી, નાનાગણેશપંતના સઘળા આશ્રય તોડી નાંખ્યા. તેથી નાનોગણેશપંત બહુ ક્રોધ પામ્યો. તેણે પ્રતિજ્ઞા કરી જે, જો સુયોગ મળે તો તે સરદારોને યોગ્ય શાસ્તિ આપવી. પ્રતિહિંસાનો ઉપયુક્ત સમય આવી પહોચ્યો. વર્ષાકાળ વીતી ગયો શરદનાપ્રખર રૌદ્રતાપે માર્ગ સુકાઇ ગયા. તેણે અંબજીની પાસેથી નવી સેના

* સંવત ૧૮૫૬ (ઈ. સ. ૧૮૦૦) માં એ કષ્ટના સંઘટિત થઈ, લાકુબાએ શાપુર રાજાને ઝહાજપુરનો જનપદ આપ્યો.

મેળવી, બાકુલાના વિરૂદ્ધ ઉતરવાનું શરૂ કર્યું આરાવલ્લી શૈલમાળાના પાદપ્રસ્થે ચંદાવત રજપુતોની જે સઘળી ભૂમિ સંપત્તિ હતી, તે સઘળા ઉપર તેણે રોષાંધ થઈ હુમલો કર્યો. ત્યાંના અધિવાસીઓને તેણે પૈશાચિક રીતે પીડા આપી. ટોમસે દેવગઢ અને આમીન ઉપર ઘેરો ઘાલ્યો. ટોમસ, જય ઉપર જય મેળવી. લોકો ઉપર નૃશંસાચરણ ચલાવવા લાગ્યો. એટલામાં વિધાતાનો ભયંકર દંડ અંબજીના માથા ઉપર પડયો. તેને તેના શાસનાધિકારથી વિચ્યુત કર્યો. તેના ઠેકાણે લાકુબાની નીમણુંક થઈ.–

ક્રમે ક્રોશીતુલ અને પુનાની નામના બે નગરો તેણે હસ્તગત કર્યાં, તે પુનાનીના નગરવાસીઓએ પોતાના રક્ષણ માટે મોટું વીરતત્વ બતાવ્યું પણ મહાવીર ટોમસે, તે નગરને જમીનદસ્ત કરી દીધું, મેવાડનો આ વિષમ કાળ શંકટ હતો, દુર્ધર્ષ સિંધીયાએ મેવાડને કરદ રાજ્ય ગણ્યું.

નવીન પ્રતિનિધિ લાકુબા, સિંધીયાની અનુમતિથી એક મોટા સેનાદળ સાથે મેવાડમાં પેઠો, સિંધીયાએ શા ઉદ્દેશે તેને ત્યાં મોકલ્યો. તે કોઈ જાણી શક્યું નહિ, પણ સિંધીઆના પ્રતિનિધિ લાકુબાને આવતો સાંભળી મેવાડવાસીઓ ધ્રુજવા લાગ્યા. અગ્રજી મહેતો રાણાના મંત્રી પદે નીમાયો, તેની સાથે ચંદાવત રજપુતો પણ તેઓની પૂર્વ સત્તા પામ્યા, અગાઉની જેમ મંત્ર ભવનમાં સઘળાં કાર્ય થવાલાગ્યા. છલાખ રૂપિયા મેળવવા લાકુબાએ બેનશીબ શાપુર રાજને ધમક આપી, જાલમસિંહની લાલસા અનેક દિવસથી જીહાજપુર ઉપર પડી હતી આજદીન સુધી જીહાજપુર હસ્તગત કરવા તેણે અનેક કૌશલ કર્યાં પણ તેનુ કૌષલ સફળ થયું નહિ તોપણ તેણે જીહાજપુર મેળવવાની આશા છોડી દીધી નહિ, આશાના સુયોગમાં ભુલપામી તે જીહાજપુર મેળવવા તત્પર થઇ ગયો. આ સમયે તે સુયોગ પામી તે નિશ્ચિંત રહ્યો નહિ મરાઠા વીર લાકુબા આજ નાણા માટે જીહાજપુરને બાધકમાં આપે છે એમ જાણી તે નિશ્ચિંત બેસી રહે! બાધક રાખવાથી ક્રમે હસ્તગત થઈ જવાની સંભાવના એવો સુયોગ જાલમસિંહ કેમ છોડી દે, હુંડીદ્વારાએ લાકુબાએ માંગેલા પૈસા પુરા પાડી જીહાજપુર અને તેના તાબાના સઘળાં ગામડાં હસ્તગત કરી દેવામાં જાલમસિંહ કૃતેમંદ થયો. છ લાખ રૂપિયા મેળવ્યાથી પણ દુરાકાંક્ષ લાકુબાને તૃપ્તિ થઇ નહિ. તેણે રાણા

– વઝબ તાનશીયા અને બાકયુ નારાયણ એ સમયે સિંધિયાના મંત્રીપદ ઉપર હતા તે બન્ને ક્ષત્રી ગોત્રમાં પેદા થયેલા, તેઓએ સ્વજાતીય લાકુબાને મદદ કરી. નાનાગણે શર્પતનો અધિકાર તેઓએ લાકુબાને અપાવ્યો.

પાસે ચોવીસ લાખ રૂપિયા માગ્યા. રાણો તે આપી શક્યો નહિ. લાકુબા તે બળ પુર્વક લેવા તત્પર થયો. યમકિંકર સદશ મરાઠા સૈનિકો મેવાડના ગામે ગામ ભમી તે નાણા ઉઘરાવવા લાગ્યા. લાકુબા સંતુષ્ટ થયો. તેનો અર્થ લોભ થોડા સમયના માટે પ્રશમિત થયો તેણે યશોવંત રાવભાઉને પોતાના સરકારી પદે નીમ્યો. લાકુબા મેવાડ છાંડી જયપુર તરફ ચાલ્યો. તે સમયે, ભારત ક્ષેત્રમાં ધીમે ધીમે યુરોપવાસીઓ સહવાથી પાશ્ચાત્ય રણુ નીતિ રાજાઓએ સંધરવાનું શરૂ કર્યું, તે રણુ નીતિનું સાફલ્ય જોઇ રાજ મંત્રી અગ્રજીનો સહકારી પ્રતિનીધિ મોજીરામ તેનું અવલંબન કરવા આતુર થયો. પણુ વેતન ભોગી વિદેસી સૈનિકો અને વિશાળ ગોળંદાજ સેના રાખવામાં પુષ્કળ નાણાનો ખર્ચ થાય તેમ હતું, તે નાંણા કહાડાવવા સરદારોને તેણે લખ્યું, સરદારોએ ક્રોધ પામી તે મંત્રીને કેદ કર્યો. તેનો ભાઇ શીવદાસ કોટાના રાજ્યમાં હતો તેને રાણાએ બોલાવ્યો.

ઈ. સ. ૧૮૦૨માં ઇંદોરના રણક્ષેત્રમાં મહારાષ્ટ રાજ્યના શાસન સંબંધે પોતપોતાના ભાગ્યની પરિક્ષા કરવા, જે એક લાખ પચાસ હજાર માણસ એકઠા થયેલ હતાં. તેમાં હોલકરના માથા ઉપરથી રાજમુકુટ ખસી પડયો. તેની રાજધાની ગજરાજ તોપ બંદુક વીગેરે શત્રુના કબજામાં ગયું.

તે છેવટે નિરૂપાય થઇ મેવાડ રાજ્યમાં પલાયન કરી ગયો. પણુ તેથી તેનો નિસ્તાર થયો નહિ. વિજયી સિંધીયાના જયો મત્ત સરદાર સદાશિવ અને બાળરાવ, તેની પછવાડે પડયા. મેવાડમાં પલાયન કરતાં કરતાં ત્યાં આવેલ રત્લામના કીલ્લાને સિંધિયાએ લુટી લીધો અને શક્તાવત રજપુતનો ભીંડી નામનો કીલ્લો તોડી પાડયો. શક્તાવત રજપુતો બીલકુલ ભયાકુળ થઈ પડયા. શાઉપાયથી દુર્વૃત મરાઠા લોકોના હાથમાંથી બચી જવું તે ઉપાય શોધવા તે અસમર્થ થઈ પડયા. ક્રમે આ સમાચાર રાણાના કર્ણગોચર થયા. ભીંડી કીલ્લાનો ત્યાગ કરી દુર્દંત મરાઠાઓ ઉદયપુર ઉપર પડયા. તે સમયે ઉદયપુરની રક્ષા કોણુ કરે ! રાણાએ આત્મરક્ષાનો ઉપાય શોધી કહાડયો. સિંધિયાના પછવાડે પડેલા હોલકારની પાસે આવી જવાથી તેણે ભીંડીનો ત્યાગ કર્યો એટલેકે તે નગર તેના આક્રમણમાં આવી ગયું નહિ, પોતાની ઇષ્ટસિદ્ધિ વ્યર્થ થઇ ગયેલી જોઈ હોલકર પુણ્ય તીર્થ નાથદ્વાર પાસે આવ્યો. પોતાના પરાજયથી તે નિશ્ચિતરૂપે મર્મ પીડીત થયો. હોલકર ઉન્મત્તના જેવો બની ગયો, નાથદ્વારના પવિત્ર મંદિરમાં ઉભા રહી ભગ્ન હૃદયે હોલકર દેવવિગ્રહને હજારો અભિશાપ અને શ્રીકૃષ્ણના નામે હજારો ગાળો દેવા લાગ્યો, છેવટે ક્રૂરમૂર્તિ ધારણ કરી નાથદ્વારના પુરોહિત પાસેથી અને નગરવાસીઓ પાંસેથી ત્રણ લાખ રૂપૈઆ તેણે લીધા, જે તેની પાશવી વૃત્તિની પરિતૃપ્તિ

કરી શક્યું નહિ તે તેનાથી અત્યંત પીડિત થયું હોલકર તેને કેદ કરી પોતાની છાવણીમા લઈ ગયો જ્યા સુધી તેની પાસેથી તેને નાણુ ન મળતા ત્યા સુધી તે તેના ઉપર જુલમ કરતો હતો

હોલકર હીંદુ થઇ હીંદુના દેવ ઉપર અને હીંદુના દેવસ્થાન ઉપર જુલમ કરશે એમ નાથદ્વારના પુરોહિત દામોદરજીએ પહેલા જાણ્યું નહિ હવે હોલકરના નિવાસથી તેણે જાણ્યુ જે નાથદ્વાર નિરાપદસ્થાન નથી, દામોદરજીએ નાથદ્વારના અધિપતિ, કોતારીઆના સરદાર સાથે તે વિષયની મસલહત કરી, મસલહત કરતા માલુમ પડયુ જે ઉદયપુર નિરાપદસ્થાન છે, ત્યાર પછી દામોદરજીએ દેવ ભોગ્ય સઘળી સામગ્રી સાથે દેવપ્રતિમાને ઉદયપુરમા લાવી મુકી કોતારીયા સરદારે, થોડા ઘણા સૈનિકોને સાથે લઈ તે મૂર્તિ ઉદયપુરમા પહોચાડવા મદદ કરી પોતાના નગરની સંમુખે આવતા દુર્દાંત હોલકરના કેટલાક સૈનિકોને તેની ગતિરોકી તીવ્રસ્વરે કહ્યુ, તમારા ઘોડા અમને આપો, નહિ તો યોગ્ય શાસ્તિ પામશો, તે વિરરજપુત પૃથ્વીરાજનો વંશધર હતો તે શુ મહારાષ્ટ્રીય લુટારાથી ભય પામે ખરો? સિંહના ઉંચા કુળમા પેદા થઇ શુ શીયાળના પગે નમે ખરો? હુલકર સૈનિકોના વાક્ય સાભળી કોતારીયા સરદારનુ શરીર ક્રોધથી સળગી ગયુ તેણે તે સમયે પ્રતિજ્ઞા કરીને મરી જવુ બહેતર પણ દુરાચારી લોકના હાથમા ઘોડા આપવા બહેતર નહિ પોતાના ઘોડા સ્વારો સાથે કોતારીયા સરદાર શત્રુ ઉપર પડયો અને અદ્ભુત રણક્ષેત્રમા કૌશલ બતાવી મરણ પામ્યો, કોતારીયા સરદારના પડવાથી નાથદ્વાર અરક્ષિત અવસ્થામાઆવી પડયુ હીંદુ કુલાંગાર હોલકર એ અરક્ષિત તીર્થક્ષેત્રમા પેઠો દેવાલયની ખડકી દઈ સામગ્રી તેણે લઇ લીધી

દેવદ્રવ્ય હરણ કરનારો હોલકર, સિંધીયાની વિકટ ભ્રકુટી ભયથી નિસ્તાર પામ્યો નહિ નાથદ્વારનુ સર્વસ્વ અપહરણ કરી, તે ભુસેરા અને શાહપુરમા જઇ નાણાનો સંગ્રહ કરતો કરતો અજમેરમા ગયો અજમેરમા મહમદ ખાજા પીરનુ એક ભજનાલય હતુ. હોલકરે પોતાના લુટના દ્રવ્યમાથી કેટલોક ભાગ તે ભજનાલયના યાચકોને આપી દીધો અને તે નગર છોડી જયપુર તરફ ચાલ્યો સિંધીયાના સેનાનિઓ મેવાડમા આવી, રાણાનુ શોણિત શોષણ કરવા માટે, તેની પાસે ત્રણ લાખ રૂપીઆ માગવા લાગ્યા કોષાગારમા એટલા બધા રૂપીઆ નહોતા કે તેથી દુરાચારની મનોવાસનાની તૃપ્તિ થાય રૂપીઆ ન આપે તો રાણાનો નિસ્તાર નહોતો, છેવટે બેનસીબ રાણાએ, પોતાના પરિવારની સામગ્રી અને અંતઃપુરની રાણીઓના દાગીના વેચી તેના નાણા કરી, તે આપી સિંધીયાની મનસ્તૃપ્તિ કરી પણ તેથી, દુર્દાંત મહારાષ્ટ્રીયની વિપદ્સિંધુ છરીથી બચ્યો

નહિ. સિંધીયો, ત્રણ લાખ રૂપીઆ પામી નિરસ્ત થયો ખરો, પણ મેવાડના સુબેદાર યશોવંતરાવ ભાઉએ, એક તાલિકા તૈયાર કરી તેમાં લખેલ નાણાં સંગ્રહ કરવા પોતાના કર્માધ્યક્ષ તાનશીયાના હાથમાં તે આપી. ત્યાર પછી નાણાંના સંગ્રહ માટે મોટી ધુમ ચાલી. રાજ્યના સરદાર, સામંતો, વણિકો વીગેરે દુર્વૃત્ત મહારાષ્ટ્રીય લોકોના પ્રચંડ આ ઘાતે હેરાન થઇ માંગેલા નાણાં કહાડી નાંખવા લાગ્યા.

જે સમયે* મેવાડના બેનશીબ અધિવાસીઓ એવી રીતે દારુણ પીડાથી પીડાયલા હતા. તે સમયે, સુપ્રસિદ્ધ લાકુઆએ, પોતાના અધિપતિથી અપમાનિત થઇ અસહ્ય મનોવેદનાથી સાલુંબ્રા સરદારના નીચે આશ્રય લઇ, પોતાના જીવનનું વિસર્જન કર્યું. તેના મૃત્યુ પછી તરતજ અંબુજનો ભાઇ બળરાવ, લાકુઆના પદે નીમાયો. બેનશીબ બળરાવે પુષ્કળ દુર્દશા ભોગવી. તે દુર્દશાના સમાચાર સાંભળી જાલમસિંહ અત્યંત મર્માહત થયો. બળરાવ, તેનો બંધુ હતો. આજ તે શત્રુના કારાગારમાં અવિરૂદ્ધ હતો. એટલે કે તેને મૂક્ત ન કરી સદાશય જાલમસિંહ શી રીતે, નિશ્ચિંત થઇ રહે. તે તેનો ઉદ્ધાર કરવા દ્રઢ પ્રતિજ્ઞા વાળો થયો. ભીંડી અને લાઉવાના શક્તાવત રજપુતોને સાથે રાખી, રાજધાનીની સંમુખે ચૈજા નામના ગિરિમાર્ગના મુખે ઉભો રહયો. રાણાએ તે દ્રોહી સરદારોનો સંહાર કર્યો હત તો તેનું મંગળ થાત. પણ રાણાનું દુર્ભાગ્ય કે તે મંગળવિધાન કરી શકયો નહિ. રાણો, પોતાના દળ સાથે આવી તે ચૈજાગિરિમાર્ગ રોકી ઉભો રહ્યો. પાંચ દિવસ સુધી બન્ને દળ વચ્ચે યુદ્ધ ચાલ્યું. છઠ્ઠા દિવસે રજપુત રાજ પરાજીત થયો બળરાવને છોડી દેવા તેને ફરજ પડી. એ યુદ્ધમાં જે સંધિ થયો.તે સંધિના સારના અનુસારે જાલમસિંહ સઘળા જીહાજપુર પ્રદેશને પામ્યો.

સંવત ૧૮૬૦ (ઈ. સ. ૧૮૦૪) માં ભગ્નહૃદય હોલકરે, પોતાનું પૂર્વ બળ વધારી, પ્રતિશોધ પિપાસા શાંત કરવા માટે દક્ષિણ રાજ્ય છોડયું. જે ભીંડી નગરના સરદારે, તેની વાસના પૂર્ણ કરી નહોતી તે સરદાર આજ મરાઠા સરદાર પ્રદીપ્ત રોષાનળથી પડયો. તેણે દળ સાથે જઇ ભીંડીના કીલ્લા ઉપર હુમલો કર્યો. કોઇ તેનાં ભયંકર હુમલાને અટકાવી શકયું નહિ કીલ્લાના રક્ષણના માટે કોઇ રહ્યું નહિ. કીલ્લાનો સમૂળ ધ્વંસ થવાનો ઉપક્રમ થયો. તે કીલ્લાના સરદાર, રક્ષણનો બીજો ઉપાય ન જોઇ હોલકરને બે લાખ રૂપીઆ આપી તેની સાથે સંધિ કર્યો. ભીંડીના સરદારના હૃદયમાં શોણિતનું પાન કરી હોલકરની તૃપ્તિ ન થતાં તે ઉદયપુર તરફ ચાલ્યો. તેના આવવાનો વૃત્તાંત સાંભળી રાણાએ, સંધિ કરવા,

* સંવત ૧૮૫૯ (ઈ. સ. ૧૮૦૩) માં દુર્ધર્ષ મરાઠા લોકોના ઉપીડનથી મેવાડ ભૂમિની એવી રીતની હાલત થઇ.

અજીતસિંહ નામના એકશખ્સને દૂતસ્વરૂપે તેની પાસે મોકલ્યો. હોલકર ઉદયપુરમાં પેસતો હતો એટલામાં અજીતસિંહ સાથે તેનો મેળાપ થયો. અજીતસિંહે તેને રાણાનો મનોભિલાષ કરી સંભળાવ્યો. તે ઉપર દુરાચાર મરાઠાપતિએ જવાબ આપ્યો. કે જ્યાં સુધી ચાલીશ લાખ રૂપૈઆ નહિ મળે ત્યાં સુધી ઉદયપુર હું છોડું તેમ નથી. થોડા સમયમાં આ સમાચાર રાણાના કાને પહોંચ્યા. રાણાનો આંતરિક ભય બમણો વધી પડયો. આત્મરક્ષા કરવા માટે બીજો ઉપાય ન જોતાં તેણે તે રકમ આપવાનું કબુલ કર્યું. કેવું આશ્ચર્ય! કેવો વિભ્રમભ્રમ! રાણો ભીમસિંહ એટલો બધો બીકણ! એટલો બધો કાપુરૂષ! ગિલ્હોટ કુળના સામાન્ય ગુણો પણ તેનામાં નહોતા! તે વીર કેશરી પ્રતાપસિંહનો વંશધર નહોતો! ત્યારે તે જઘનમાન્ય પવિત્ર ગિલ્હોટ કુળમાં કેમ ઉત્પન્ન થયો. ત્યારે વિરચુડામણિ પ્રતાપસિંહની ગાદીએ કેમ બેઠો, આજ પ્રજાનું સર્વસ્વ અપહરત થયું. રાણો આત્મ રક્ષણ માટે વ્યાકુળ થઇ મરાઠા હૃદયનું પદલેહન કરવા લાગ્યો. જે સામાન્ય જીવન રક્ષા માટે તેણે અસંખ્ય પ્રજાનું સુખ સ્વાચ્છંદ ગુમાવ્યું. તે જીવન રક્ષાનું પ્રયોજન શું! વિપદમા પડેલ, લાંચ્છન પામેલ, અપમાન પામેલ અને પદ નીચે દલાયેલ પ્રજાના રક્ષણ માટે જે જીવન કામમાં ન આવ્યું તે જીવનનું ફળશું?

ચાલીશ લાખ રૂપૈઆ લઈ સંધિ કરવા દુરાચાર મરાઠાઓએ વાસના બતાવી, મેવાડની આવી દુરવસ્થામાં એટલી બધી નાણાંની રકમ અપાય તેમ નહોતું. રાણો વિષય ચિંતામાં પડયો. નાણાંની રકમ ન આપવાથી સર્વ નાશ થાશે એમ જાણી તેણે પોતાના અને રાજપરિહરના અલંકાર વીગેરે વેચ્યા. તેથી કરી બાર લાખ રૂપૈયા ભેગા થયા. ચાલીશ લાખ રૂપીઆની જોગવાઇ કરવાની હતી નાણાં આપવામાં નિષ્ફળ થયેલા રાણાને જોઇ મહારાષ્ટ્રીય સૈનિકોએ લાઉવા અને બેદનોર જનપદ ઉપર હુમલો કર્યો. તે બે જનપદો તેઓએ કબજે કરી લીધા છેવટે ઘણાં નાણાં મેળવી તે તે જનપદ તેઓએ છોડી દીધા. તેથી પણ દુરાચારની ધનતૃષા પ્રશમિત્ત થઇ નહિ, છેવટે દેવગઢના કીલ્લાનો કબજો લેતા સાડા ચાર લાખ રૂપૈઆ તે પામ્યો, એ રીતે ક્રમાગત આઠ માસ રહી, તેણે મેવાડનું શોણિત શોષણ કર્યું. ત્યાર પછી દુરાચાર હોલકર ઉત્તર પ્રદેશ તરફ ચાલ્યો.

જે સમયે પ્રબળ પરાક્રમ સ્વેચ્છાચી ક્રૂરનીતિવાળા મહારાષ્ટ્રીય લોકોની પશવી સ્વાર્થપરતા અને અધમનૃશંસત્તાના જોરથી કમલેર રજપુતો પીડા પામતા હતા તે સમયે શ્વેતદ્વીપથી બળિષ્ટ બ્રીટીશકેસરી, ભારતવર્ષમાં આવી પહોંચ્યો. તેની વિકટ ભ્રુકુટીના દર્શને કુટીલ મરાઠાના હૃદય કંપી ગયાં, તેઓનું સિંહાસન ધ્રુજી ગયું, ભારતવર્ષમાં બ્રીટીશસિંહની ક્રમિક ગૌરવોન્નતિ

જોઇ તેઓ જુદી જુદી જાતની આશંકાથી આકુલ થયા. તે આશંકામાંથી નિર્ભય થવા માટે બ્રીટીશશાસનવૃક્ષના મૂલદેશમાં તેઓ કુઆડાના ઘા કરવા લાગ્યા. સ્વજાતિયના સ્વાર્થરક્ષણનો મુખ્યઉદ્દેશ સઘળા મરાઠાના હૃદયમાં આવી ગયો. તે ઉદ્દેશ સાધવા તેઓ પરસ્પરનો વિદ્વેષ ભાવ ભુલી જઈએક અભિન્ન સહાનુંભૂત્તિના સૂત્રે બંધાઈ ગયા. હવે હોલકર અને સિંધિયા વચ્ચે કાંઇ વિવાદ રહ્યો, નહિ સિંધિયાના ક્રોધાગ્નિના ભયે જે હોલકર ભારતવર્ષના નગરે નગરેભટકતો હતો. આજ લોકોના નાસંકકટ કાળે, સઘળા અપમાન ભૂલી જઇ તે હોલકર સિંધિયાને બંધુભાવે ભેટયો અને અંગ્રેજને ભારતભૂમિમાંથી કહાડી મુકવાને દઢપ્રતિજ્ઞ થયો. મેવાડની લુટ કરી હોલકર શાપુરમાં હતો એટલામાં સસૈન્ય સિંધીયાનું પ્રચંડ સેનાદળ મેવાડના પ્રાંત દેશે આવ્યુ. થોડા સમયમાં પરસ્પર મૂલાકાત થઈ અંગ્રેજ સંબંધે જુદી જુદી જાતની વાર્તા ચાલી. તેઓની સામે ખડગ લેવા તે બન્ને તૈયાર થયા, પણ તેઓ કુક્ષણે અંગ્રેજ કેસરીની વિરૂદ્ધ ઉતર્યા. તેઓનો ઉદ્યમ સફળ થયો નહિ. તેઓને બ્રીટીશ સિંહના ચરણ તળે અવનત થઇ પડવાની ફરજ પડી.

બ્રીટીશસિંહના પ્રબળ પરાક્રમથી દુર્દાંત મરાઠા લોકોનો વિષદંત ભાંગી ગયો. સિંધિયા અને હોલકર બળનો સંચય કરી, બ્રીટીશસિંહ વિરૂધ્ધે ઉતરવા તૈયાર થયા, તેના સઘળા ઇલાજો વિનષ્ટ થઈ ગયા. તોપણ તેઓ એક મૂહુર્તના માટે પણ પ્રતિશોધ લેવા નિરાશથયા નહિ. તેઓની પ્રતિશોધ પિપાસા બળવાળી થઇ. પણ તેઓને એટલું બધું સાહસ નહોતું કે જાહેરમાં તેઓ બ્રીટીશસિંહ વિરૂધ્ધે પ્રતિદ્વંદ્વિતામાં ઉતરે. ઇ. સ. ૧૮૦૫માં વર્ષાકાળે, બેદનોરના પ્રશસ્તક્ષેત્રમાં રહી હોલકર અને સિંધીયા, પોતાનાનું સેનાકટક સ્થાપી અંગ્રેજ વિરૂધ્ધે યુદ્ધ ચલાવવાનો વિચાર કરવા લાગ્યા. અંગ્રેજો સાથે કેવી રીતનો વ્યહાર કરવો તે વિચારનો પ્રધાન ઉદ્દેશ હતો. નર્મદાના તટતીરે રહેલો સર્વોત્તમ જનપદ જે પુષ્કળ ઉપજ આપનારો હતો. તે જનપદ મરાઠાના હાથમાંથી ખસી ગયો. જે પ્રચંડ સેનાના બળે ભારતવર્ષમાં તેઓ પુષ્કળ પ્રભુતા પામ્યા હતા, તે સેના, પગારવિના ઉન્મત્ત અને નિરાશ થઇ ગઇ. વીરપ્રસૂ રાજસ્થાન ભૂમિ આજ વીર શુન્ય હતી. આજ મરાઠાના પગ નીચે તે વિદલિત.

રાજસ્થાનના તે અધઃપતનકાળમાં બ્રીટીશસિંહ ધીરેધીરે તે પ્રદેશમાં પેસી, મરાઠા પિશાચને તે દેશમાંથી કહાડવા લાગ્યો. અંગ્રેજ અને મરાઠા વચ્ચેનું ભયંકર યુદ્ધ થોડા રોજ માટે સ્થગિત થયું. યુદ્ધ ફરી થાશે એવી આશાથી મરાઠાઓએ પોતાના પરિવાર ધન વીગેરેને મેવાડના કીલ્લાઓમાં રાખ્યા. ચંદાવત

રજપુતનો મુખ્યપાત્ર સરદારસિંહ સિંધીયાની સભામાં રાણાનો પ્રતિનિધિ નીમાઇ રહ્યો અંબાજીએ, સિંધિયાના મંત્રભવનમા પાછુ ઉચ્ચસ્થાન મેળવ્યું.

મેવાડપતિએ અગાઉ અંબાજીના પ્રતિદ્વંદ્વિ લાકુબાની મદદ કરી હતી. તે અંબાજી ભુલી ગયો નહોતો. રાણાના તે વ્યવહારથી અંબાજીના હૃદયમાં અગ્નિ જાજ્વલ્યમાન હતો. તે અગ્નિ પ્રશમિત્ત થયો નહોતો. આ ક્ષણે તે પ્રચંડ વેગે સળગી ઉઠયો તે હૃદયાગ્નિની વીકટ જ્વાળાથી અતિશય પીડા પામી તે પ્રતિશોધ લેવા ઉન્મત્ત થઇ ગયો. પ્રધાન પ્રધાન મરાઠા સેનાપતિઓને મેવાડ ભૂમિ વહેંચી આપવા તે ઉદ્યોગ કરવા લાગ્યો. પણ તેનો તે ઉદ્યોગ સફળ થયો નહિ. તેના તે પાપમય વિચારો જોઈ શક્તાવત સરદાર સંગ્રામસિંહ તેના એક કાર્યમાં વિઘ્ન આપવા તૈયાર થયો. અને હોલકર સાથે એકઠો થઇ ગયો. તે પોતાનો વિચાર પાર પાડવા તૈયાર થયો. સંગ્રામસિંહ કરતાં વધારે સત્તાવાળો એક આશામી અંબાજીના વિરૂધ્ધે ઉભો થયો. તે દુરાચાર પ્રભુપત્ની બાઇજીબાઈ. બાઈજીબાઇ રજપુત શત્રુ સિંધીઆને પરણી હતી ખરી પણ તે રજપુત જાતિના ગૌરવ અને સંમાન જોવામા અંધ નહોતી. રાજસ્થાન સઘળા પ્રદેશની તે પૂજા કરતી હતી. તે જાણતી હતી જે મેવાડ ભૂમિ હીંદુ સ્વાધીનતાની લીલાભૂમિ. પ્રસિદ્ધ કૂરનિતિજ્ઞ શુરજીરાવ. બાઈજીબાઇનો પિતા થાય દુરાચાર પિતાના ઔરસે જન્મ લીધાથી શુ થાય! બાઇજીબાઈ સ્ત્રી કુળમા શીરોમણી 'હતી દુર્વૃત્ત 'અંબાજીનો દુરભીસંધી જાણી તેને વિફળ કરવા એ તત્પર થઈ અને સઘળી રજપુત જાતિને એક સુત્રે બાંધી દેવાને પ્રયાસ કરવા લાગી જે ચંદાવત અને શક્તાવત પરસ્પરના ઘોર શત્રુઓ. આજ મેવાડના સૌભાગ્યે તેઓએ પરસ્પરનો વિદ્વેષ ભાવ છોડી દીધો, ચંદાવત સરદાર સરદારસિંહ પોતાના પ્રતિદ્વંદ્વિ સંગ્રામસિંહ સાથે એકઠો થઈ દુષ્ટ અંબાજીનો દુરભીસંધી વ્યર્થ કરવા તત્પર થયો. ચંદાવત અને શકતાવત પંચોલી કીસનદાસ સાથે એકઠા મળી હોલકર પાસે ગયા અને ગર્વના સ્વરે બોલ્યા, મહારાજપતિ! આપે મેવાડ ભૂમિ વેચી દેવા અંબાજીને કહેલ છે તેનું તે વાક્ય સાંભળી હોલકર અત્યંત વ્યથિત થયો. જે સમયે સઘળી મેવાડભૂમિએ મેવાડપતિ રાણાની દુરવસ્થા તેના હૃદયમાં ઉતારી તેણે વજ્ર ગંભીર સ્વરે કહ્યું. ના ના! તે બને તેવુ નથી, હું આપની પાસે શપથ કરી કહું છું જે મેવાડની એવી દુર્દશા હું થવા દઇશ નહિ. તમો સહુ એક પ્રાણ થાઓ. દીર્ઘકાળની શત્રુતા ભુલી એક બીજાને હૃદયમાં ધારણ કરો, અને એકત્ર કસુંબા પાણી પી એક પ્રાણનો પરિચય આપો. હોલકરના વાક્યથી સઘળા આશ્વસ્ત થયા. હોલકર ચંદાવત અને શક્તાવતને સાથે લઇ સિંધીયાની સભામાં આવ્યો. તે શાંત અને ગંભીર ભાવે બોલ્યો, "રાણો કેવા ઉચ્ચ કુળમા જન્મ્યો છે તે આપ સારી રીતે જાણો છો, આપણે જે પ્રભુ છે તેનો રાણો પૂજ્ય પ્રભુ છે. ત્યારે તેની

વિરૂધ્ધે શત્રુતા ચલાવવી તેમાં આપણી શોભા છે ખરી ! આવા સંકટ કાળમાં તેનો સર્વ નાશ કરવા આપણે વ્રતધારણ કરવું ઠીક ગણાય ! રાણાની જેમ પૂર્વ પુરૂષની ભૂમિ અન્યાય કરી આપણે લઇ લીધી છે તે તેને પાછી આપવી તે ઠીક કે વહેંચી લેવી તે ઠીક ! ધિક્કાર છે આપણા રાજ્યને ! આપની જેવી ઈચ્છા હોય તે પ્રમાણે આપ કરો, પણ હું તો શપથ કરી કહું છું જે રાણાનો પક્ષ કોઇ દીવસ છોડીશ નહિ. હું હાલ મેં મેળવેલો નીમવહેરા નામનો જનપદ રાણાને પાછો આપું છું. હોલકરના તેજોમય ગંભીર વચનો સાંભળી સિંધીયો ચુપ થઇ ગયો. હોલકરનાં વાકયો તેના હૃદયમાં તળસ્પર્શી થયાં.

ચતુર હોલકરે ફરી તેજોમય વાણીએ કહ્યું " વળી બીજુ આપ વીચારી જુઓ આ ક્ષણે રાણો આપણાં પક્ષમાંથી નીસરી જાય તો આપણને કેટલું નુકસાન થાય તેમ છે. ફીરંગી સાથે યુદ્ધ થાય તો આપણે આપણા પરિવાર વીગેરેને કયાં રાખવા ! રાણાની સાથે આપણે જો એક પ્રાણ હશું તો તેના કિલ્લા વીગેરે સ્થળો આપણા પરિવાર વીગેરેના રક્ષણ માટે મળશે. વિચારી જુઓ ! તેમ થવાથી આપણને વિપદ ઘેરી શકશે? હોલકરના તેજોમય વાકયથી સિંધીયાના મનમાં સારી અસર થઇ. સિંધીયાના મનમાં જે અગાઉનુ તોફાન ઉઠયું હતું તે પ્રશમિત્ત થયું. સિંધીયાનું હૃદય આશ્વર્ય રીતે બદલાઇગયું. હોલકરના વાકયને તેણે પવિત્ર મંત્ર જેવા જાણ્યાં. તેણે તે પાળવાનો વિચાર કર્યો. રાણાના દૂતને છાવણીમાં રહેવા તેણે ગોઠવણ કરી, હોલકરની અને સિંધીયાની છાવણી વચ્ચે દશ કોશનું અંતર હતું, તેઓને પરસ્પર સમાલાપ કરવા હોય તો દુષ્કર નહોતું. તેવામાં મુશલધારે વૃષ્ટિ પડી. માર્ગ પુષ્કળ કાદવ વાળા થઇ ગયા. વર્ષાઋતુના તે ભયંકર કાળે હોલકર એક દીવસ પોતાની છાવણીમાં બેઠો હતો. એટલામાં ચોકીદારે આવી તેના હાથમાં એક સંવાદપત્ર આપ્યું. હોલકરે આગ્રહથી તે સંવાદપત્ર વાંચ્યુ, વાંચીને તે સંવાદ પત્ર દૂર ફેંકી દીધું, અને પૃથ્વી તરફ નજર રાખી તે પોતાના હોઠ કરડવા લાગ્યો. તે સમયે તેના નેત્રમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. કેટલોક વખત એવા ભાવમાં નીકળ્યો. હોલકરે પોતાના અનુચરને હુકમ આપ્યો જે રાણાના દૂતને હાલ અહિં લાવ. હોલકરના એ આકસ્મિક મનોવિકારનું કારણ હતું. તેણે તે સંવાદપત્રના પાઠથી જાણ્યું જે રાણાનો ભીરૂબકસ નામનો દૂત મરાઠા લોકોને મેવાડમાંથી કહાડી મુકવા ટંકમાં રહેલ બ્રીટીશ સેનાપતિ લોર્ડ લેક સાથે પ્રપંચ કરે છે.

થોડા સમય પછી કીસનદાસ અને મેવાડના બીજા કેટલાક દૂતો હોલકરના દરબારમાં આવી પહોંચ્યા. રોષોન્મત હોલકરે તે સંવાદપત્ર કીસનદાસ ઉપર ફેંકયું તે રોષકષાયિત લોચને કર્કશ સ્વરે બોલ્યો, " વિશ્વાસઘાતક મેવાડી લોકો શું આ પ્રમાણે મારી સાથે ચાલશે ! તમો સહુની સાથે આ પ્રમાણે આચરણ કરો છો ! વિચાર કરી

જુઓ ! મેં તમારા પ્રભુના માટે આત્મીય જનનો ત્યાગ કર્યો, સિંધીયાના રોષ ઉપર નજર રાખી નહિ, આજ ફીરંગીઓની સાથેના શત્રુતા કાળમાં શીરીતે હીંદુજાતિ એકતા સૂત્રે બંધાશે. તમારો પ્રભુ, સઘળાનો ત્યાગ કરી ફીરંગીની સાથે સલાહ કરશે. દીલ્લી સીહાસનની પ્રભુતા હું સ્વીકારીશ નહિ એમ જે ગર્વ કરી બોલેછે તેનું પરિણામ શું આ આવ્યું. રાણા દૂતે તેને બોલતો અટકાવી કહેવાનું શરૂ કર્યું, એટલામાં હોલકરનો મંત્રી બોલી ઉઠયો, મહારાજ ! આપે એ મેવાડી રજપુતોનો વ્યવહાર નજરે જોયો ! તે આપની સાથે સીધીયાને લડાવી સિંધીયા અને હોલકરનો નાશ કરશે. તેઓનો પક્ષ છોડી દો ! સિંધીયાની સાથે પાછા મળી જાઓ. પુરજીરાવને દૂર કરી દો ! અને અજબજી મેવાડનો સુબેદાર કાયમ રહે તેમ કરો, નહિતો હું આપનો ત્યાગ કરી સિંધીયાને માળવામાં લઇ જઇશ, એક માત્ર ભાઉ ભાસ્કર વિના સઘળા મંત્રીના બોલવાને મળતા આવ્યા. હોલકરે તેનો પરામર્ષ સ્વીકાર્યો સુરજીરાવને વિદાયગિરી આપી તે બ્રીટીશવાહીનીની સામે થવા ઉત્તર તરફ ચાલ્યો.

કમભાગ્યના કઠોર લેખના અનુસારે હોલકરનુ સહાય બળ હીણું પડી ગયું, તે બ્રીટીશસિંહની સંમુખે થઇ શકયો નહિ, બ્રીટીશસિંહના રોષાગ્નિમાંથી તે નિસ્તાર પામ્યો નહિ, રણદક્ષ લોર્ડ લેક તેની વાંસે ચાલ્યો, તેણે તેને સંધી સ્થાપવા ફરજ પાડી, સિંધુનદની એક શાખા વિપાસા નદીના તટે બ્રીટીશ સેનાપતિની સાથે હોલકરનો સંધી થયો.

હોલકર મેવાડ ઉપર અત્યંત ક્રુદ્ધ થયો ખરો પણ તેણે રાણાનું કોઇ રીતનું અનીષ્ટ કર્યું નહિ પણ મેવાડનો ત્યાગ કરવા ઉપર તેણે મેવાડભૂમિને આપદ વિનાની રાખવા સિંધીયાને ભલામણ કરી, વળી તેણે કહ્યું જે હું રાણાના રાજ્યને હરકત વીના રહેવા દેવામાં મેં પ્રતિજ્ઞા કરી છે, જો જો મારી એ પ્રતિજ્ઞા ભંગ ન થાય, સિંધીયાએ હોલકરનુ કહેવું પાળ્યું પણ હોલકરને કાલ વિપદમાં દેખી તેણે હોલકરના બોલવા પ્રમાણે પાળવાનું છોડી દીધું, તેણે સોળ લાખ રૂપીયા મેવાડમાંથી મેળવવા સદાશીવરાવને મેવાડમાં મોકલ્યો. પિશાચનો નિર્દીત માર્ગ પકડી મેવાડનું ક્ષતવિક્ષત હૃદયનાં લોહી પીવા દુષ્ટ મતિ સદાશિવરાવ મોટા સૈન્ય સાથે મેવાડમાં આવ્યો. ઈ. સ. ૧૮૦૬ ના જુન માસે તે સેનાદળ મેવાડના વિરૂદ્ધે ઉતર્યું. બે અભીપ્રાય સાધવા માટે સિંધીયાએ પોતાની સેના મેવાડ તરફ મોકલી. પહેલો અભીપ્રાય— સોળ લાખ રૂપીયા લેવા, બીજો અભીપ્રાય–જયપુરરાજના સેનાદળને ઉદયપુરમાં કહાડી મુકવા. રાણાની પુત્રી સાથે જેયપુર રાજનો વિવાહ સંબંધ સ્થિર થયો.

અદૃષ્ટના કઠોર અનુશાસનથી સૌભાગ્યની ઉંચી ટોચ ઉપરથી દુર્ભાગ્યના ઊંડા કુવામાં પડી, બેનશીબ રાણો ભીમસિંહ સુખે દુઃખે સમય કહાડતો હતો.

તેના પિતૃપુરૂષનો મહિમા અને ગહિમા નાશ પામ્યો. સૌભાગ્યનું ભાસ્વર તેજ નાશ પામ્યું, તોપણ તે આશાના મોહે ભુલ પામી તે પૂર્વ ગોરવ અને મહિમાના સ્મૃતિ ચિન્હ હૃદયમાં ધારણ કરી સંસારકલેશની એકવાર અવહેલા કરતો હતો. એકમાત્ર રાજ પણ વિધાતા તેમાં પણ વાદી અને સામો થયો સઘળા સુખથી વિચ્યુત થઇ તે મમાને સંતુષ્ટ થઇ આનંદદાયિનિ દુહિતા કૃષ્ણકુમારીનુ મુખ જોતો હતો, નિષ્ઠુર વિધાતાએ તેમ પણ થવા દીધું નહિ, શાથીકે તેના પિતૃ પુરૂષોના કુળગોરવ વ્રક્ષના મૂળમાં કુઠારાઘાત થયો, અમૃતપ્રસવણ સુકાઈ ગયુ, યંત્રણા ઉપર યંત્રણા, વિલંબના ઉપર વિલંબના, દુર્ભાગ્ય ઊપર દુર્ભાગ્ય, સરવસ્વ હારી ગયો, પણ સઘળા સુખે વંચિત થયો, પણ રાણો ભીમસિંહ કૃષ્ણકુમારીનુ મુખકમળ જોઇ આનંદ પામતો છેવટે કૃષ્ણકુમારીના નિમિ-તે તેને અત્યંત દુઃખ ભોગવવું પડયુ. આપણે ઉપર કહી ગયા છીએ જે જયપુરરાજ સાથે કૃષ્ણકુમારીનો સંબંધ સ્થિર થયો, શુભ સંબંધ બંધન કરવા માટે જયપુરથી સેનાદળ ઉદયપુરમાં આવ્યું તે સેનાદળમાં ત્રણ હઝાર આશામી હતા, તેઓ રાજધાનીની પાસે રહી ઉપઢોકન વીગેરે મોકલવા લાગ્યા. રાણો તે ઉપઢોકન વીગેરે લઈ પ્રત્યુપઢોકન વીગેરે મોકલવા લાગ્યા. પણ મારવાડ રાજ માનસિંહે તેસંબંધમાં ઘોર પ્રતિરોધ કર્યો, જયપુર રાજ જગતસિંહના ઉદ્દેશ વ્યર્થ કરવા મારવાડ રાજ માનસિંહે એકદમ ત્રણ હઝાર સૈનિકો મોકલી દીધા, કૃષ્ણકુમારીને પરણવાને તેનો પણ આંતરિક અભિલાષ હતો પોતાના પક્ષનું સમર્થન કરવા તેણે કહી મોકલ્યું હતું, જે રાજકુમારી કૃષ્ણકુમારીનો વિવાહસંબંધ મારવાડના મૃત રાજા સાથે થયો હતો, તો હવે જીવિત રાજા સાથે તે કેમ ન થાય.

તેણે રાણાને વળી કહી મોકલાવ્યું જે કૃષ્ણકુમારીનો સંબંધ મારવાડના રાજસિંહાસન સાથે થયો હતો. તે સિંહાસને જે કોઇ બેઠું હોય તેના માટે વિચાર કરવો નિષ્પ્રયોજન ! તે સિંહાસન અગાઉ જેવું હતું તેવું હાલ પણ છે. ત્યારે હવે કૃષ્ણકુમારીનો સંબંધ તે સિંહાસન સાથે કેમ ન થાય ! છેવટે તેણે ભય દેખાડી કહેવરાવી મોકલ્યું જે " જો રાણો મારો અભીલાષ પુરણ ન કરી અંબરના જગતસિંહને કૃષ્ણકુમારીને પરણાવી દેશે તો હું તે વિવાહ પુરો થવા દઇશ નહિ. મારામાં જેટલી સત્તા છે તેટલી સત્તાથી તે કાર્યમાં વિઘ્ન લાવીશ. એમ કહેવાય છે જે માનસિંહના સરદારોએ તે બદ સલાહ તેને આપી, એ સમયે ચંદાવત રજપુતો રાણાના પ્રિયપાત્ર હતા; રાણો જગતસિંહના કરમાં પોતાની દુહીતાને ન આપે તેમ તેઓ ચેષ્ટા કરતા હતા.

સ્ત્રી રત્ન *હેલનના અલોક સામાન્ય સૌંદર્યે તેના સ્વામીનો અને અતિ-

* હેલીનાનો વિષય લઇ ગ્રીસીય મહાકવી હોમરની ઇલીયડ ગ્રંથની રચના થઇ, ગ્રીસીય પુરાતત્વ મને હેલેના જ્યુપીટરના ઔરસે અને સ્પાર્ટા લક્ષીપી લીડાના ગર્ભે પેદા

દ્વંદ્વિઓનો અનંતકાળના માટે ધ્વંસ કર્યો. સુરસુંદરી કૃષ્ણકુમારીના લલિત લાવણ્યે પણ તેમ તેના પિતા અને પ્રણયાર્થીનો અનંત કાળના માટે ધ્વંસ કર્યો. છેવટે તે અબળા રાજકુમારીનો પણ ધ્વંસ થયો. તેના રૂપ લાવણ્યેતેનો સર્વ નાશ કર્યો. કૃષ્ણકુમારીનો પાણીગ્રહણેચ્છુ થઈ મારવાડ રાજ માનસિંહ સેના સાથે જયપુરરાજ જગતસિંહની વિરૂધ્ધે ઉતર્યો. તેમાંથી એક ભયંકર અનર્થ પેદા થયો. ક્રૂરચરિત મરાઠાઓએ પ્રતિદ્વંદ્વિનો પક્ષ પકડયો. તેઓએ તે અનર્થાનળ હજાર ગણો વધારે મળગાવ્યો. સિંધીયાએ અગાઉ જયપુરરાજ પાસે અર્થાનુકુલ્ય માગ્યું હતું પણ જગતસિંહે તેની માગણી સ્વીકારી નહિ, તેથી સિંધીયો તેની પ્રતિકુળ ઉતર્યો. અંબરરાજ જગતસિંહ કૃષ્ણકુમારીને ન પામે તેમ તે ચેષ્ટા કરતો હતો. તેણે તે માટે મેવાડપતિ માનસિંહની સહાયતા કરી. માનસિંહની સહાયતા કરી તેણે રાણાને કહેવરાવી મોકલ્યું જે તેણે જલદીથી મેવાડ થકી જયપુરમાં સૈનિકો મોકલી દેવા.

તેને વિશ્વાસ હતો જે રાણો તેનો અનુરોધ અગ્રાહ્ય કરશે નહિ. પણ તે વિશ્વાસ મિથ્ય થઈ પડયો. રાણાએ તેનું કહેવું અગ્રાહ્યગણ્યું. ત્યારપછી સિંધીયા રાણા ઉપર અત્યંત ક્રોધાવિષ્ટ થયો, તેનું સુક્ત શાસન કરવા માટે તેણે પોતાનું ગોલંદાજ સૈન્ય મેવાડ વિરૂધ્ધે ચલાવ્યું. તેની ગતિનોરોધ કરવા, રાણો, જગત્સિંહનું સૈન્ય લઇ આરાવલીના માર્ગમાં પેઠો. તે સ્થળે બન્ને દળ વચ્ચે થોડા રોજ યુદ્ધ ચાલ્યું. છેવટે દુર્ભાગ્ય ભીમસિંહ પરાજય પામ્યો. પોતાની રક્ષા માટે તે લશ્કરસાથે, શહેરમાં નાશી આવ્યો. વિજયી સિંધીયો તેની વાંસે પડયો. તે આઠ હજાર સૈનિકોને લઇ ઉદયપુરની ઉપત્યકા ભૂમિ સુધી આવ્યો. રાજ્યધાનીથી થોડેક દૂર છાવણી નાંખી તે રહયો. રાણો ભીમસિંહ વિષમ વિપદ્‌માં પડયો. શીરીતે વિપદ્‌માંથી નીકળી જવાય તે માટે વિચાર કરવા સારૂ તેણે સામંત સરદારોને બોલાવ્યા. જુદી જુદી જાતના તર્ક વિતર્ક થયા. પછી એવું નિશ્ચિત થયું જે જયપુરરાજ જગતસિંહની સાથે કૃષ્ણકુમારીને ન પર-

થઈ. હેક્ટર અને પોલાક્ષ નામના બે ભાઇ હતા. એથીનીય મહાવીર થાસીયસ, હેલનને તેના યૌવન કાળમાં હરી ગયો. પણ તેના ભાઈ પોલાક્ષ અને હેક્ટરે તેનો ઉદ્ધાર કર્યો. હેલનના અલૌક સામાન્ય લાવણ્યનુ વિવરણ ગ્રીસ દેશમાં ચારે તરફ પ્રસિદ્ધ થયું. તે દેશના સઘળા રાજાઓ તેના પાણીગ્રહણેચ્છુ હોઇ તેની માગણી માટે તેના પિતાને ઘેર આવ્યા. છેવટે મેનીલાસ નામના રાજા સાથે તેનો વિવાહ થયો. વિવાહ પછી થોડા દીવસે હેલેનનું ટ્રોયના પ્રસિદ્ધ રાજપુત્ર પારીસે હરણ કર્યું. એમ કહેવાય છે જે હેલન સ્વેચ્છા પુર્વક તેની સાથે ગઈ હતી. એ બનાવથી ટ્રોજન યુદ્ધ સળગી ઉઠયું. યુદ્ધના અંતે હેલેના તેના પુર્વ સ્વામી મેનીલાસ પાસે ગઇ, હેલેનનો દ્રષ્ટાંત લઇ જે ઇલીયડ ગ્રંથ રચ્યો છે તેની સાથે કવિ ગુરૂ વાલ્મીકની રામાયણનું સાદ્રશ્ય જોવામાં આવે છે.

લાવવી તે યુક્તિયુક્ત છે. ત્યારપછી તેણે જયપુરના સેનાદળને વિદાયગીરી આપી. સિંધીયાની દુરંત અર્થ લિપ્સાની પરિતૃપ્તિ કરવા માટે તે છેવટે સંમત થયો. સિંધીયો એક માસ ઉદયપુર પાસે રહયો. તે સમયે રાણા સાથે તેની દરબારમાં મુલાકાત થઇ.

જયપુર રાજે, જે સ્ત્રીને મેળવવા હૃદયે, હજારો આશા પોષી રાખી હતી, તે આશાઓ શું સફલ થઇ? તે આશાલતા સફલ થતી હતી, તેવામાં રાણાએ તે ઉન્મૂલિત કરી. તે શું જયપુરરાજનો સામાન્ય પરિતાપનો વિષય કહેવાય! જેમ રાણાંનાં આચરણો તે જોતો ગયો, તેમ તેમ તેથી તેનું હૃદય તપ્ત થવા લાગ્યું, ક્રમે એ પ્રતિશોધ પિપાસા એટલી બધી જોરાવર થઇ ગઇ કે તેનું શાંતિવિધાન કર્યા વિના તેને ચાલ્યું નહિ. છેવટે એક વિશાળ સેનાદળ લઇ મેવાડની વિરૂધ્ધે ઉતરવા તે પ્રતિજ્ઞાવાળો થયો. મારવાડરાજ માનસિંહે, પોતાના પ્રતિદ્વંદ્વીના સમરોદ્યોગના વૃત્તાંત સાંભળ્યા. ને જયપુર રાજ્યની વિરૂધ્ધે મોટા દળ સાથે ઉતર્યો. તેના રાજ્યમા ઘોર વિપ્લવ હોવાથી તેની અભિષ્ટસિદ્ધિ પાર પડી નહિ. રાજ્યસિંહાસનના નિમિત્તે તે વિપ્લવ પેદા થયો. તે વિવાદનું નિવારણ થયું નહિ. તેમાં ઘણાં નાણાંનો ક્ષય થયો. તેમાં પુષ્કળ લોહીનોપાત થયો. યોધપુર શત્રુકુળના હાથમાં પડયું. શત્રુઓએ તેની દ્રવ્ય સામગ્રી લુંટી લીધી. શત્રુઓના દળમાં પરસ્પર વિદ્વેષ હોવાથી તેથી વધારે, તેનું નુકસાન થયું નહિ.

મહારાજ જગતસિંહ,આણભયે યુદ્ધ સ્થળથી પલાયન કરી ગયો. તેનાં સઘળાં આડંબર નિષ્ફળ ગયાં, પોતાની વિપદા શંકા જાણી તેણે યોધપુર વીગેરેનો લુટનો સામાન પોતાના શહેરમાં મોકલાવ્યો. ઘટના ચક્રના ઘોર આવર્તન વડે જગતસિંહના સઘળા ઉપાયો નષ્ટ થઇ ગયાં. તેની આશાઓ વ્યર્થ ગઈ. જે વિશાળ સેનાદળ લઇ મેવાડ ભૂમિ ઉપર તેણે હુમલો કર્યો હતો, તે સેનાદળ તુટી ગયું. તે મહા કષ્ટે પલાયન કરી પોતાના નગરમાં આવી શકયો. તેની દુર્દશાની સીમા રહી નહિ કુક્ષણે તે કૃષ્ણકુમારીના પ્રણયાર્થી થયો, કુક્ષણે તેણે માનસિંહ ઉપર હુમલો કર્યો. તે પોતાના નગરમાં ગયો. પણ ત્યાં તે સુખી થયો નહિ.

દૈવની વિચિત્ર ગતિ, ભાગ્યતરંગનું આશ્ચર્યકારક પરિવર્તન, જે માનસિંહને. પોતાના સામંત સરદારોએ છોડી દીધો હતો, અને જેથી જે નાશ થવાની અવસ્થામાં આવી ગયો હતો. આજ તે માનસિંહ સઘળી વિપદો તરી ગયો. આજ તે માનસિંહ. ઉદ્વેગ વિના રાજકાર્યની પર્યાલોચન કરતો હતો. તેનું ભયંકર શત્રુ દળ પરાહત થયું. તેનું પ્રણષ્ટ ગૌરવ ફરીથી ઉદય પામ્યું. એ સઘળા વિષયમાં તેણે દુર્ધર્ષ આમીરખાં પઠાણની મદદ મેળવી હતી. ભારતવર્ષમાં જેટલા પાખંડી મુસલમાનો પેદા થયા છે, જેઓની પાપ નામાવળી, અતીત સાક્ષી ઇતિહાસનાં પવિત્ર પાત્રો કલંકીત કરેછે.

આમીરખાં તે મુસમાન માંહેલો એક-આમીરખાં, પહેલાં માનસિંહનો ભીષણ શત્રુ હતો. જે અપનૃપતિ, તેની પ્રતિદ્વંદીતામાં ઉતર્યો હતો. તેના પક્ષમાં આમીરખાં હતો.પણ પાપી આમીરખાંએ અર્થલિપ્સાની વશવર્તી થઇ.તે અપનૃપતિનો પક્ષ છોડયો. તેણે માનસિંહનો પક્ષ પકડયો. દુર્વૃત આમીરખાં એવો નૃશંસ હતો જે તેના સંમાનકારક અપનૃપતિનો સર્વ નાશ કરવાને તૈયાર થયો. અપનૃપતિ પણ તેના અનુચરોનો સંહાર કરવા તત્પર થયો, પાખંડી આમીરખાંએ તેની મુલાકાત ચાહી, એમ મસજીદમાં અપનૃપતિની મુલાકાત થઈ. ત્યાં બન્ને વચ્ચે દોસ્તીની સ્થાપના થઇ. તેણે તેનો પક્ષ પકડવા સંમતી આપી, તેનાં સઘળાં કાર્યો કપટતાથી પૂર્ણ હતાં. તે અપનૃપતિના જાણવામાં આવ્યું. નહિ. આમીરખાંની દોસ્તી મેળવી તે અત્યંત આનંદિત થયો. તેના કપટ શબ્દને તેણે ઈશ્વિરાનુગ્રહ ગણ્યો. તેણે પોતાની છાવણીમાં નૃત્યગીત કરવાનો હુકમ આપ્યો. થોડા સમયમાં તર્કીના કોકિલ કંઠના જેવા મધુર અવાજો નીકળ્યા. સઘળા લોકો નૃત્યગીત આમોદ પ્રમોદમાં નિમગ્ન થયા. એટલામાં દુર્વૃત્ત આમીરખાં દળ સાથે તેના ઉપર આવી. પડયો છાવણીનાં દોરડાં તેણે તોડી નાંખ્યાં. અને તેઓ સઘળાને તંબુઓમાં ગોળી બહારથી મારી નાંખ્યાં.

એ રીતે રાજસ્થાનની રંગભૂમિ ઉપર એક વીયોગાંત નાટકનો એક અભિનય થયો. રેજપુત જાતિના એક જઘન્ય. નાશકર ચક્રાંતનો અંત આવ્યો. પણ ત્યાર પછી એક ભયંકર કાર્યની ઘટના થઇ. તે સાંભળવાથી પાખંડીનું હૃદય પણ ફાટીજાય. રાજ્યકુમારી કૃષ્ણકુમારીએ, પોતાના જીવનનું વિસર્જન કર્યું. મારવાડ અને અંબર વચ્ચે ભયંકર યુદ્ધ બંધ પડયું ખરૂં પણ કૃષ્ણકુમારીના નિમિત્તે તેઓના વચ્ચે વિદ્વેષભાવ દારૂણ રીતે પેદા થયો. કૃષ્ણકુમારીને પરણવાની આશા, મારવાડરાજે અને અંબરરાજે છોડી નહિ. એટલેકે તેથી બન્ને વચ્ચે દારૂણ કલહાનળ લાગ્યો. તે કલહાનળ થોડામાં ઓલવાય તેમ નહોતો. તે કલહાનળ ઓલવવામાં તે સુકુમારી બાળિકાના પવિત્ર હૃદયના રૂધિરનો ખપ પડયો. જે નરપિશાચ આમીરખાંથી, અપનૃપતિનો સર્વ નાશ થયો. તે નરપિશાચ આમીરખાં બાળા કૃષ્ણકુમારીનાં જીવાંતક થયો. સ્વર્ગીય સરલ પવિત્ર રાજબાળાનો જીવન પ્રદીપ, તેની પરોચનાથી ઓલવાઇ ગયો, બેનસીબ રાણો ભીમસિંહ તેના હાથમાં પુતલાં જેવો હતો. ભીમસિંહમાં પોતાનું સામર્થ ન હોતું. શીશોદીયકુળમાં તે અવીર પુરૂષ પેદા થયો,

તેણે પોતાની પુત્રી કૃષ્ણકુમારીનાપ્રાણ લેવાની સંમતિ આપી. તેણે પોતેજ મેવાડનું સુખ દુઃખ ન જોઇ સુકુમાર રાજકુમારીના જીવનનો નાશ કરવા તજવીજ કરી, તે શિશોદીયકુળનો અયોગ્ય પુત્ર. બાપ્પારાઓળનો અયોગ્ય વંશધર ! રજપુત કુળનો અયોગ્ય રાજા વાંચનાર જે તે સુરસુંદરી કૃષ્ણકુમારીના માટે બે ચાર આંસુ પાડવા ઈચ્છતા હોતો, અને તેની બેનશીબ માતા હૃદયવિદારક રોદન સાથે હેયુ મેળવી

રોવાને ઇચ્છતા હોતો ચાલો ! એકવાર હાસ્યમય તે ઉદયપુરના ઉપત્યકા પ્રદેશમાં જઇએ ચાલો ! એકવાર ઉદયપુરવાસીઓ સાથે હૃદય તંત્રી મેળવી રાજકુમારીના માટે પેટ ભરી રોઇએ,

ખુબસુરત કૃષ્ણકુમારીએ, પોતાના ઉમ્મરના સોળમા વર્ષમાં પગલું મુકયું હતું. યૌવનના સહચર સઘળા સૌંદર્યથી તેની કાયા વિરાજી હતી, તે પિતૃવંશે જેવી ઉંચા કુલમાં પેદા થઇ હતી, તેવી માતૃઅંશે પણ તેવા ઉંચ કુળમાં પેદા થઇ હતી. જે પ્રાચીન નૌર રાજાઓએ અણહીલવાડ પાટણમાં લાબો સમય રાજ્ય કર્યું. તે રાજાઓના કુળમાં કૃષ્ણકુમારીની મા પેદા થઇ. કૃષ્ણકુમારી રૂડા ગુણે વિભૂષીત હતી. તે માટે તેને રાજસ્થાનમાં " કમલિની " નામે કહેતા હતા પણ ભારતવર્ષનું દુર્ભાગ્ય. જે તે આ લોક સામાન્ય લાવણ્યવાળી રાજકુમારીનું ઘણાં વર્ષ સુધી દર્શન કરી શકયું નહિ સૌદર્ય વિકાશના પ્રારંભ કાળમાં તે અનાઘ્રાત વિમલવિકચ નલિની વૃંતચ્યુત થઈ અકાળે અનંત કાલના માટે ધ્વંસસલિમાં ડુબી ગઇ. કૃષ્ણકુમારી જેવી સર્વાંગસુંદર અને અભાગણી બાળિકા જગતમાં માત્ર બે ચાર પેદા થઇ હશે. ઉંચા કુળમાં પેદા થઈ અસહનીય દુઃખ ભોગવી, માતૃભૂમિનાપદો મરણને આલિંગન કરનારી કૃષ્ણકુમારી જેવી બેચાર સ્રીઓ આ વિશ્વમા પેદા થઈ હશે. કૃષ્ણકુમારીનું અમૂલ્ય જીવન વૃથા નષ્ટ પામ્યું. રોમીય સ્રી અભાણી વરજીનીયાએ * નિરબલ પોતાના પિતાની તીક્ષણ ધારવાળી છરી. નીચે પોતાની કોમળ છાતી પાથરી અને ગ્રીસીય, સુંદરી એફીજીનીયાએ, – યૂપ કાષ્ટે પોતાનું અમૂલ્ય જીવન છોડી દીધું.

કૃષ્ણકુમારીના જીવન વિસર્જનનું વૃત્તાંત વાંચવાથી શોકનો વેગ થાય તેવું છે. જે દિવસે, તે સરલ સ્વભાવ વાળી બાળાએ, જવલંત દાખલો રાખી આ જગતમાંથી વિદાયગીરી લીધી તે દિવસથી મેવાડનો દારૂણ અધઃપાત થયો.

શોણિત પિપાસુ પાખંડી આમીરખાંએ, પાશવી વિશ્વાસઘાતકતાની, સહાયે

* શ્રીમતી વરજીનીયા, રોમના વિખ્યાત મહારથ લુસીયસ વારજીનીયસની પુત્રી. એમ કહેવાય છે જે એપીયસ કલોડીયસ નામના પુરૂષે, તેને તેના માબાપ પાસેથી હરી લઇ જવા ચેષ્ટા કરી. લુસીયસે, નીરૂપાય થઈ પોતાની પ્રાણસમ દુહિતાને ફોરામ ક્ષેત્રમાં મારી નાખી. ઈ મ. પુ ૪૪૮ માં એ ઘટના બની છે.

– એફીજીનીયા, સુપ્રસિદ્ધ ગ્રીસીય મહાવીર એગામેમતનની દુહિતા એલિસ નામના દ્વીપનાં ગ્રીસના યુદ્ધના વહાણુની ગતિપ્રતિ રૂદ્ધ થઇ ડીયાના દેવીની પ્રસન્નતા મેળવવા એગામે મનને પોતાની દુહિતાને બલિદાનમાં આપી. પણ ગ્રીસીય પુરાણુના પાઠથી જાણુવામાં આવે છે જે દેવીડીયાનાએ, એફીજીનીયાને બળી સ્વરૂપે ગ્રહણુ ન કરતાં, તેનુ અપહરણુ કર્યું અને ટરીસ નગરમાં પોતાના મંદિરે તેને યોગિની કરી રાખી.

બેનશીબ અપનૃપતિનો સર્વ નાશ કર્યો. ત્યાર પછી તે ઉદયપુરમાં આવ્યો દુર્વૃત્તે જે પૈશાચિક કાર્ય કર્યું. તેથી તેના નામ ઉપર અનપનેય કાળો ડાઘ બેઠો. ભારત વર્ષમા સઘળા સ્થળે તે નૃશંસ અને વિશ્વાસઘાતક કહેવાયો. તેનું નામ સાંભળી લોકો ઘણાઅને વિદ્વેશથી પોતે કર્ણ ઉપર હાથ મુકે છે. ચંદાવત રજપુત પ્રમુખ અજીતસિંહે તેને આદરથી ગ્રહણ કર્યો, અજીતસિંહ સ્વભાવે શાંત અને શિષ્ટ હતો. તેની બહારની ઝાક ઝમાક નહોતી, તે સંમાનનો આદર કરતો નહિ પણ તે ઉચ્ચ પદ ગૌરવની આકાંક્ષા કરતો હતો તેના હૃદયમા ધર્માનુરાગ પ્રબળ હતો ધર્મ ભાવ હૃદયમાં પ્રબળ હોવાથી માણસ, હિંસા, સ્વાર્થપરતા દુરાકાક્ષાથી માણસ દૂર રહે છે ખરો પણ અજીતસિંહ તેમ નહોતો, તેના હૃદયમાં દુરાકાંક્ષા ક્રમે ક્રમે વધતી હતી. તે પ્રચંડ દુરાકાક્ષાની પરિતૃપ્તિ સાધવા અજીતસિંહે સઘળા સંસારનો નાશ કરવાનું ધાર્યું અજીતસિંહે દુર્વૃત આરમીખાંની સલાહથી કૃષ્ણકુમારીને મેળવવા વિચાર કર્યો. દુરાચાર પાઠાને સ્પષ્ટ રીતે કહ્યુ "રાજકુમારી કાંતો માનસિંહને પરણે કાતો પોતાનો જીવન ઉત્સર્ગ કરી, રજવાડામા શાંતિ સ્થાપન કરે," એ શિવાય બીજો માર્ગ તે લેશે તો મહા સંકટ આવી પડશે, રાણા ભીમસિંહે તે સઘળી હકીકત સાભળી તેનુ હૃદય વ્યાકુળ થયુ જીવન સ્વરૂપિણી દુહિતાના માટે ચિંતાથી અધિર થયો, કેવો ઉપાય લેવાથી સઘળી બાજુથી રક્ષા થાય એમ વિચાર કરવાથી ગભરાયો, તેણે વિચાર્યું જે દુરાચાર આમીરખાંના કહેવા પ્રમાણે ન કરવાથી, ઉદયપુરનો સર્વ નાશ થાશે. સ્વર્ગીય સુકુમાર અપત્ય સ્નેહ તેના હૃદયમા ઘરે ઘરે અમૃત ધારા સિંચવા લાગ્યો, રાણાનું હૃદય પૈશાચિક મૂર્તિ ધારણ કરવા લાગ્યું. તે દીવાના જેવો બની ગયો, ક્રમે સુકુમાર અપત્ય સ્નેહમા જલાંજલિ આપી પા પાણથી હૃદય બાધી. છેવટે તેણે હુકમ કર્યો. જે "રાજકુમારીને મારી નાખવી"

રાજકુમારીને મારી નાખવી, રાજસ્થાનની ગગન દિની કૃષ્ણકુમારીને મેવાડ ભૂમિના માટે બલિદાન આપવી પણ તે બલિનો ઉત્સર્ગ કોણ કરે? જગતમા એવો પાખંડી કોણ છે. માનવ કુળમાએવો કોણ રાક્ષસ છે જે પાષાણે હૃદય બાધી સ્વહસ્તે તે સુકુમારીનુ કમળોપમ કોમળ હૃદય તીક્ષ્ણ છરીથી વીંધી નાખે એ વાતનો નિશ્ચય કરવા, રાણાએ, પોતાના જનાનખાનામા સરદાર ભામતો ચોકડા કર્યા જુદા જુદા તર્ક વિતર્ક પછી સ્થિર થયુ જે તે પૈશાચિક કાર્ય કરવા માટે પુરૂષને નીમવો જોઈએ જો પુરૂષ થકી તે કામ અસાધ્ય હોય તો તેના માટે સ્ત્રીને નીમવી. પ્રાચ્યદેશીય રાજાઓના અંતઃપુર તે એક સ્વતંત્રનગર્ય કહીએ તો ચાલે શાથી કે તેની સાથે બહિર્જગતનો કોઈ રીતનો નિસ્બત હોતો નથી. આજ મેવારના જનાનખાનામાં રાજકુમારી કૃષ્ણકમારીના મૃત્યુ માટે મોટા વિચાર થાતા હતા

પુરૂપદ્વારાએ કામ કરાવવું એમ પહેલાં નિશ્ચિત થયું. શિશોદીયકુળમાં પેદા થયેલ મહારાજ દોલતસિંહ* અંતઃપુરમાં આવ્યો, તે રાણાનો પરમ આત્મીય, સઘળા સામંતોએ એકમત થઇ, તે કામ કરવા તેને પસંદ કર્યો. તેણે પોતાના કામનો પ્રસ્તાવ સાંભળ્યો. તે ભય ઘણા અને વિસ્મય સાથે ચિત્કાર કરી બોલી ઉઠયો "જે રસના થકી એવું વાકય નીકળ્યું. તે રસનાને હઝારો ધિક્કાર! મહારાજ ! મારા એવા વાકયથી મારી રાજભક્તિનો હ્રાસ થતો નથી. પણ એવાં પૈશાચિક કાર્ય કરવાથી જો રાજભક્તિ કહેવાતી હોય તો ત્યારે તે રાજભક્તિ રસાતળે જાઓ, મહારાજ દોલતસિંહે છુરી લેવા અસંમતિ બતાવી, ત્યારબાદ જુવાનદાસ ઉપર તે ઘાતકી કામકરવાનો ભાર સોંપાયો. જુવાનદાસ, ભીમસિંહના સ્વર્ગીય પિતાથી એક ઉપપત્નીના પેટે પેદા થયેલ હતો. વેશ્યાગર્ભથી પેદા થયેલ હોઇ તેનું હૃદય કઠણ હતું, તેણે તે કઠોર પ્રસ્તાવ સાંભળ્યો. જેથી તેનું પથ્થર જેવું કઠણ હૃદય ગળી ગયું નહિ. તેણે તે કામ પાર પાડવા કબુલ કર્યું. પણ જ્યારે રાજકુમારીનું સૌંદર્ય તેના નયન માર્ગે પડયું. ત્યારે જુવાનદાસનું હૃદય કંપ્યું; તેના હાથમાંથી તીક્ષ્ણ છરી પડી ગઇ, શોકથી દુઃખથી આત્મદ્રોહીતાથી પીડીત થઇ, તે દીનભાવે તે ઘરમાંથી નીસરી ગયો. ક્રમે તે સઘળી વાત જનાનખાનામાં પ્રસરી ગઇ ક્રમે તે વૃંતાંત રાજમહીષીના કાને પડયો, રાજમહીષી શોકથી કાતર થઇ બોલી હાય ! શું થયું ! એમ બોલી તે મૂર્છિત થઇ. સહચરીઓની સુશ્રૂષાથી તેની મૂર્છા ગઇ ખરી, પણ તે શોકથી ગાંડી થઇ ઉઠી જમીન ઉપરથી ઉઠી, હા ! કૃષ્ણા ! હા ! કૃષ્ણા! વીગેરે ચિત્કાર કરી, પોતાનીપ્રાણ નંદીનાને છાતીએ સંતાડવા તે ચેષ્ટા કરવા લાગી, અને નૃશંસઘાતુકને હજારોગાળો દેવા લાગી, કેટલીક વાર ઘાતુકને ગાળ દેવા લાગી. કેટલીકવાર ઘાતુકના ચરણમાં પડવા લાગી, કેટલીકવાર કૃષ્ણાને લઇ નાસી જવા લાગી. તેણે ઘાતુકની પાસે પોતાની પુત્રીની પ્રાણભિક્ષા કરી. તે પુત્રીને લઇને કયાં નાશી જાય. કયાં જઇ આશ્રય લે. શા ઉપાયે કૃષ્ણકુમારીના પ્રાણનું રક્ષણ થાય. મહારાજા ભીમસિંહે કૃષ્ણકુમારીનો જીવ લેવા હુકમ કર્યો. ત્યારે રાજમહીષી શીરીતે તેને બચાવી શકે.

જીવનના જીવન સ્વરૂપ પુત્રીના પ્રાણ રક્ષણ માટે રાજમીષીહીએ ઘણી ચેષ્ટાઓ કરી પોતાના સઘળા લોકો માથું કુટી રોવા લાગ્યા. પણ કોઇ રીતે સ્થિર થયું નહિ, આજ વિધાતાના કઠોર લેખના અનુસારે કૃષ્ણકુમારીના આયુષ્નો કાળ સંપૂર્ણ થયો. આજ કોઇ તેની રક્ષા કરી શકયું નહિ.

તે સ્વર્ગીયજીવને હરી લેવા છરી સમર્થ થઇ નહિ છેવટે ગરત વાપરવાની આવશ્યકતા આવી પડી, એક સ્રીએ ગરલ તૈયાર કરી રાણાના નામે કૃષ્ણકુમારીના

---

* મહાત્મા ટાડ સાહેબે કહેલ છે જે "મેં દોલતસિંહને સારીરીતે જોયો છે. તે એક અને સત સ્વભાવવાળો આશામીહ તો.'

હાથમા આપ્યુ સુકુમારી કૃષ્ણકુમારીએ તે વિષપાન લીધુ તેના માથાનો એક કેશ પણ કંપિત થયો નહિ, તેણે એક પણ દીર્ઘ નિશ્વાસ મુકયો નહિ ઇશ્વરની પાસે પોતાના દીર્ઘ જીવનની અને શ્રીવૃદ્ધિની કામના કરી અવિકૃત હૃદયે, તે પાત્ર માહેલુ વિષ તે પી ગઇ તેની મા, ખરેખરી દીવાની થઈ, રાણાને હજારો ગાળો દેવા લાગી અને મોટા શોક દુખમા વારવાર મૂર્છિત થવા લાગી પણ કૃષ્ણકુમારીના નયનમા અશ્રુનુ એક પણ બિંદુ જોવામા આવ્યુ નહિ તેણે વસ્ત્રાચળે, પોતાની જનનીના આસુ લોહ્યા અને કહ્યુ 'મા' તુ શામાટે રૂએ છે હુ માનવ જીવનની યત્રણામાથી છુટુ છુ ત્યારે તુ શા માટે શોક કરે છે હુ મરવાથી ભય રાખતી નથી, શામાટે ભય રાખુ ? હુ શુ તારા ગર્ભે જન્મી નથી ! ત્યારે હુ મૃત્યુનો ભય કેમ રાખુ ! મા ! જ્યારે હુ રજપુતના કુળમા સ્ત્રી થઇ પેદા થઈ ત્યારે હુ નિશ્ચય જાણુ છુ જે એક દિન અપઘાત મૃત્યુથી મરવુ છેજ એક દિવસ આ જીવનનો ઉત્સર્ગ કરવો પડશે હુ આજ દિન સુધી બચી, તેના માટે પિતાને ધન્યવાદ આપો જીવનાશક હલાહળ પણ આજ કૃષ્ણકુમારીના પ્રાણ લેવા સમર્થ થયુ નહિ ઘણા વિષપાન કર્યા પણ તેના જીવનની હાનિન થઇ ફરીથી વિષનુ એક પાત્ર તૈયાર કર્યુ કૃષ્ણકુમારી તે પણ પી ગઇ પણ તેથી કાઇ ફળોદય થયો નહિ ફરી વિષપાત્ર તૈયાર થયુ સુકુમારી કૃષ્ણકુમારીએ તે પણ પીધુ તેનો હાથ હાલ્યો નહિ તેની આખમા અશ્રુનુ બિંદુ પણ જોવામા આવ્યુ નહિ ત્રીજીવારનો ઉદ્યમ વિફળ થઇ ગયેલો જોઇ સઘળા ચમત્કૃત થયા છેવટ અફીણ અને કુસુમરસ એકઠા કરી એક જાતનુ ગરલ તૈયાર કર્યું કૃષ્ણકુમારી એ જાણ્યુ જે આ છેવટનો સમય છે આ સમયે, તેનુ જીવન, દેહમાથી ચાલ્યુ જશે આ સમયે હવે તેને આ દુનીયાનો ત્યાગ કરવો પડશે ઇશ્વરની પાસે મૃત્યુની કામના કરતી કૃષ્ણકુમારીએ વિષપાત્ર પીધુ સુવર્ણની પ્રતિમાનુ વિસર્જન થયુ બેનશીબ ભીમસિંહના નાટ્ય ભૂમિમા ગભીર યવનિકા પડી, કૃષ્ણકુમારી નિદ્રિત થઈ તે મહાનિદ્રા હવે પછી ભાગી નહિ કૃષ્ણકુમારી હવે પછી જાગી નહિ કૃષ્ણકુમારી હવે પછી ઉઠી નહિ, પાખડના નારકીય દુરાચારવડે ઉલ્લસમય યૌવનના પ્રારભમાજ કૃષ્ણકુમારી આ પાપ સસારનો ત્યાગ કરી ચાલી ગઇ

કૃષ્ણકુમારીની અભાગણી મા પોતાની દુહિતાના શોકે ઉતપ્ત થઇ આ જગત માથી વિદાય થઈ ગઇ જે દિવસે કૃષ્ણકુમારી આ જગતમાથી ચાલી ગઇ તેદિવસે જ તેની માએ સસાર સુખમા જલાજલિ આપી સઘળી જાતના સુખ છોડીદીધા છેવટ ખાવુ પીવુ છોડી દઈ પોતાના ઓરડામા તે બેસી રહી, એમ થવાથી થોડા રોજમા તેના પ્રાણવાયુ નીકળી ગયા

એમ કહેવાય છે જે દુરાચાર અજીતસિંહ આ અનર્થનુ મૂલ, તે પાપિષ્ટે, આમીરખાને, એવો ખરાબ પ્રસ્તાવ મુકવા પ્રણોદિત કર્યો આમીરખાનુ હૃદય, પાપપૂ

જેવું કઠણ. પણ જ્યારે કૃષ્ણકુમારીના બેહાલના ખરાબ તેણે સાંભળ્યા ત્યારે અજીતસિંહને તેણે હજારો ગાળો આપી. તેણે અજીતસિંહને કહ્યું. વિશ્વાસઘાતક આ શું રજપુતનું યોગ કાર્ય ! જા ! તું મારા સંમુખથી. તારૂં મુખ બતાવમાં અજીતસિંહને પોતાના પ્રતિદ્વંદ્વી પાસેથી પણ કઠોર તિરસ્કાર સહેવો પડયો. તે પ્રતિદ્વંદ્વી શક્તાવત સરદાર સંગ્રામસિંહ હતો.સંગ્રામસિંહ જેવો શુરસ્તો તેવો તેજસ્વી અને ન્યાયપર હતો. સત્યમાર્ગે વિચરણ કરતાં તેણે પોતાના રાજાની ભ્રગુટી સામું પણ જોયું નહોતું. પ્રચંડ શત્રુના શોણીત તલવાર તરફ તેણે જોયું નહિ. કૃષ્ણકુમારીના મૃત્યુ પછી ચાર દિવસે તે રાજધાનીમાં આવ્યો. તે તીવ્રવેગે રાણાની પાસે આવ્યો. તેણે રાણાને અતીવ કઠોર સ્વરે કહ્યું. અધમ પુરૂષ ! શિશોદીયકુળના પવિત્ર માથા ઉપર ધુળ નાંખી. શિશોદીય કુળનો શોણીત ખડગ દૂષિત કર્યો. સરલ કૃષ્ણકુમારીના સંહારથી આજ શિશોદીય કુળ ઘોર પાપથી લિપ્ત થયું, તે પાપથકી તે કુળ હવે નાશ પામશે. હવે કોઇ તેની રક્ષા કરી શકશે નહિ. આજ મેવાડના ઇતિવૃતમાં વીરવર બાપ્પારાઓળના પવિત્ર કુળમાં જે ગંભીર કલંક કાળિમાં અંકિત થઈ તે કોઈ હવે સુધારી શકશે નહિ. હવે કોઈ શિશોદીય રજપુત માથું ઉઠાવી શકશે નહિ. હાય ! વિધાતાએ ક્ષત્રિય કુળનો નાશ કરવા, પ્રતિજ્ઞા કરી. આજ તેના કઠોર વિધાનના અનુસારે ક્ષત્રિયનો અધઃપાત અદૂરવર્તી બાપ્પારાઓળનો વંશ વિલોપ પામ્યો. તેજસ્વી સંગ્રામસિંહના કઠોર વચનથી રાજસભા કંપિત થઈ લજ્જાએ, ભયે, અને વિષાદે ભીમસીંહે પોતાના બે હાથથી પોતાનું મુખ ઢાંકી દીનભાવે રોવાનું શરૂ કર્યું.

ત્યારપછી તે પાખંડ અજીતસિંહ તરફ મુખ ફેરવી બોલ્યો ' અરે શિશોદીય કુળના કલંક ? અરે ! રજપુત શોણિતના અયોગ્ય ! તેં જેમ અમોને કલંક કાલિકામાંથી દુષિત કર્યા તેમ તારા માથે ધુળના ઢગલા પડો, જેમ તારે નિસંતાન મરવું પડે તેમ હો, આ સર્વ નાશકર ક્ષિપ્રહસ્તના કોના સારૂ? પાઠાને શું રાજધાની દળી નાંખી, પાઠાને અંતઃપુરની પવિત્રતા નષ્ટ કરવા શું ચેષ્ટા કરી, તારામાંથી બાપદાદાનું શૌર્યનું લોહી ચાલ્યું ગયું.

વિશ્વાઘાતક અજીતસીંહ તેજસ્વી સંગ્રામસીંહના કઠોર તિરસ્કારનો ઉતર આપી શકયો નહિ. સંગ્રામસિંહના મરણ ઉપર ઘણા વર્ષો વીત્યાં, પણ તેણે મેવાડની અવસ્થાનાં જે ભવિષ્ય વચન કહ્યાં. તે યથાર્થ ફળવાન થયાં. રાણાના પુત્રકન્યાનાં ,પંચાવન સંતાન થયાં. તેમાંથી એક માત્ર કૃષ્ણકુમારીનો સહોદર ભાઈ તેના ભવિષ્ય વચનસફળ કરવા આ જગતમાં રહ્યો. એ શિવાય કૃષ્ણકુમારીની બે બેનો જીવિત હતી. તેમાંથી એકનો વિવાહ યશલમીરના રાજકુમાર સાથે અને બીજીનો વિવાહ બીકાનેરના રાજકુમાર સાથે હતો.રાણાના તે સંતાનોમાંથી જીવતાં બાકી રહેલો પુત્ર યુવાનસિંહ હતો.

તે સુન નસિંહજ* રાણા ભીમસિંહનુ વૃદ્ધાવસ્થાનુ અવલંબન તે સુવાનસિંહજ રાણા ભીમસિંહનુ નયનનુ જ્યોતિ હતુ તે સુવાનસિંહજ રાણાના બળેલા હૃદયનુ શીતળ રજ હતુ તે સુવાનસિંહનુ સુખ જોઈ રાણો નધળા દુ ખ વિસરી ગયો તેણે મનમા સ્થિર કર્યું હતુ, જે તે સુવાન્ હોઈ ગિ હોટકુળનુ નામ રાખશે, પણ દુર્ભાગ્યવશે સુવાનસિંહ નિ મતાન અવસ્થામા ગ્યો

સ્વદેશની દારૂણ દુર્દશા જોઈ વેગ મર્મપીડીત થઇ વીર સ ગ્રામસિંહે, મહાપુરૂષ અજીતસિંહને જે અભિશાપ આપ્યા હતા તે સપૂર્ણ ફળવાળા નીવડયા તે શોચનીય દુર્ઘટના થઈ, તેના પછી બે માસે તની પ્રાણ પ્રતિમા વનિતા અને બે પુત્રી મરણ પામી તેના સમાજિક સુખના બધન છેદાઈ ગયા, હૃદયનો અમૃત પ્રસ્રવણ સુકાઈ ગયો પાશવી વૃત્તિનો ક્રીતદાસ અજીતસિંહ આજ સસાર ત્યાગી અને નાહત થયો આજ વૃદ્ધાવસ્થાની દશામા પ તુ સુઅવાથી તેણે રેના પાપનુ પ્રાયશ્ચિત કરવાનો વિચાર કર્યો જે કુટીલકટાક્ષમા યમ પરતા રહેતી હતી તે કટાક્ષ આજ કપટ વિનાના અને ન ળ થયા જે પાપ રસના ઉપર યમ પરનિદાના વાકયો હતા તે રસના આજ મના ગુણગાને રત થઈ વળી જે હસ્તે કેવળ પાપના કામ કરવામા સહાયકરી તે હસ્ત આજ પવિત્ર હરિ નામની માળા ફેરવતો જોવામા આવ્યો પણ તેનુ હૃદય આજ પણ પવિત્ર થયુ નહિ તેના હૃદયમાથી અપવિત્ર ભાવ ગયો નહોતો, તે પોતાના પાપ ધોવા મદિરે મદિરે ભમતો હતો દરિદ્ર લોકોને અનવસ્ત્ર પૈસા વીગેરે આપતો હતો પણ તે પાશવી દુરાકાક્ષા તેના હૃદયમાથી દુર થઇ નહિ જે નધળા પાપાચરણથી અકાળે કૃષ્ણકુમારીના પ્રાણ ગયા તે નધળા તેના પાપાચરણથી તેનુ બગડેલુ હૃદય ગગાના પવિત્રપાણીથી પણ પવિત્ર થાય તેમ નહોતુ

ઉપરની ઘટના ઘટયા પછી અજીતસિંહના પરમ બધુ આમીરખાએ, ભારતવર્ષની ગ ન્ય નમિતિ સાથે એકતા અને મિત્રતા બાધી જેણે ભયકર પાપો કરી પોતાના હાથ કલકિત કર્યા તે આશામીનાહાથ પુણ્યદાન કર્યાથી પવિત્ર થાય નહી આમીરખાએ દસ્યુતા અને પરદ્રવ્યલુઠનના સહાયે પાશવી સ્વાર્થપરતાનુ સાધન કર્યુ હતુ તેથી તેનુ નામ લોકમા ઘણાપાત્ર અને નિદાભાજન થયુ વળી કૃષ્ણકુમારીના અકાળ મૃત્યુથી તે લોકે વિશ્વાસઘાતક કહેવાયો, હાય ! આ જગત્ વિશ્વાસઘાતકતાની અને સ્વાર્થપરતાની સાધનભૂમિ છે, નહિતો પાપાચારીની ઉન્નતિ કેમ થાય,

* મહાત્મા ટૉડ સાહેબે લખેલ છે જે સુવાનસિંહ વિસુચિકા રોગાક્રાંત થઇ મૃત્યુ પામ્યો હતો આશ્ચર્યની વાત એ છે કે ઉદેપુરમા મારી પત્નીને તે રોગ થયો જે સમયે સુવાનસિંહ તે રોગની પીડાનો અનુભવ થયો હતો તે સમયે હું તેની પાસે પાસે બેઠો હતો થોડા સમય પછી તેને આનદોત્સવ ન ક્તે મારી સામે જોયુ તેનુ કરૂણાનુ કારણ હું જાણતો નથી

આમીરખાં સ્વભાવથી ક્રૂર હતો. તે સ્વાર્થપર અને વિસ્વાસઘાતક હતો. પણ બ્રીટીશ ગવર્મેંટ સ્વાર્થ સાધનમાં તત્પર થઇ જો તેને પ્રયોજન ન દેખાડત તો આમીરખાં તે રીતની વિશ્વાસઘાકતા કરત કે નહિ તેમાં સંદેહ છે.

આમીરખાંએ હોલકરના વિદેશીય સામંતોમાં પેશી વિશેષ સંપતિ અને પ્રતિષ્ઠા મેળવી પણ બ્રીટીશ ગવરમેંટે "સુહૃદયભેદ" નીતિનું અવલંબન કરી, તેની પાસે પ્રસ્તાવ કર્યો જે જો તે મહારાષ્ટ્રીય રાજા સાથે સઘળો સંબંધ છોડી દે, અને પોતાના સૈનિકોને નિરસ્ત્ર રાખે તો તેને પુષ્કળ સંપતિ અને ક્ષમતા મળે, અનેક ચિંતા કરી હોલકર તે પ્રસ્તાવમાં સમંત થયો. અને ભારતવર્ષના તે સમયના શાસન કર્તા લોર્ડ હેસ્ટીંગ્સ પાસેથી પોતાના પ્રભુના રાજ્યનો ત્રીજો ભાગ પામ્યો. ત્યારે આમીરખાં શીરોંજ, ટંક, રામપુર વીગેરે, જનપદનું આધિપત્ય પામ્યો. બ્રીટીશસિંહના આશ્રય તળે નવાબ આમીરખાં, એક સામંત રાજા રૂપે રાજ્ય કરવા લાગ્યો. પઠાણ ગજ્ય આમીરખાંને મહારાષ્ટ્રીય મિત્રતાનાં બંધનમાંથી છોડી બ્રીટીશસિંહે રજપુત સ્થાનમાં પોતાનું શીતળ જળ સિંચવાનું શરૂ કર્યું. ટુંકામાં તેથી કરી ભારત વર્ષના મંગળનો સૂત્રપાત થયો.

કપટીના કાપટ્યથી અને જુલમીઓના અત્યાચારથી, નંદનકાનન સરખી મેવાડ ભૂમિ શોચનીય અવસ્થાને પામી, પણ એવી શોચનીય અવસ્થાથી તેની નિષ્કૃતિ થઇ નહિ. અત્યાચાર ઉપર અત્યાચાર હોવાથી મેવાડના સર્વાંગે જે ક્ષતવિક્ષત થયા તેના ઉપર પણ તેને બે ત્રણ કઠોર આઘાત સહન કરવા પડયા. તે આઘાતે મેવાડનું અસ્થિપંજર ચુર્ણ થઇ ગયું. હાસ્યમય મેવાડભૂમિ શોકોદ્દીપક મસાણ જેવી થઇ ગઇ. છેવટે રાણા સાથે બ્રીટીશસિંહનો સંધિ થવાથી તેની નિદારૂણ દુરવસ્થા નાશ પામી.

ઈ. સ ૧૮૦૬ માં અંગ્રેજ દૂત મેવાડ પ્રદેશમા પેઠો, જેમ જેમ તે અગ્રસર થતો ગયો તેમ તેમ મેવાડની દુરવસ્થા નયનગોચર થવા લાગી. જે મેવાડ એક સમયે રાજસ્થાનનું નંદનકાન હતું. જેના ક્ષેત્રમા કાચું સોનું પાકતું. આજ તે મેવાડની ચારે તરફ ભગ્ન સ્તૂપો અને ભગ્ના વિશેષ જોવામા આવતાં હતા અંબજીએ મેવાડનું સર્વસ્વ લઇ લીધું. પણ છેવટે તેને તે સઘળુ પાછું આપી દેવાની ફરજ પડી. તેની નૃશંસત્તાથી અને સ્વાર્થ ઘટનાથી મેવાડની પુષ્કળ ક્ષતિ થઈ તેનું ઉપયુક્ત ફળ તેને મળ્યું, જે સિંધીઆ થકી તેના સૌભાગ્યનો માર્ગ પરિષ્કૃત થયો, તે સિંધીઆને કેવળ અમાન્ય ગણી તેણે ગ્વાલીયરમાં પેતાની સ્વાધીનતા સ્થાપી, તેથી કરી સિંધીઆનો વિદ્વેષભાવ તેના ઉપર ઉથલી પડયો. અંબજીને શાસ્તિ આપવા માટે સિંધીયો સુયોગ જોતો હતો, એક દિવસે એક

સામાન્ય તણુમા તેને બેડી જડી દીધી, બલતી મશાલથી તેના હાથ પગના આગળા તેણે બાળી દીધા અને તેના સઘળા ધન રત્ન તેણે ખેચી લીધા પોતાની ઉપર પોતાની સપત્તિ હરાણી જોઇ અબજીની ધીરજ રહી નહિ સમુખે એક વિલાયતી છરી હતી, બેનશીબ અબજી તે છરી ખાઈ આત્મઘાતી થવ ચેષ્ટા કરવા લાગ્યો પણ તેમ કરવામા તે સત્તાવાળો થયો નહિ અગ્રેજ દૂત સાથે આવેલા શસ્ત્રચિકિત્સક પાસે આવી તેનુ છરીનુ ક્ષત સીવી લીધુ ત્યાર પછી અબજીએ પચાસ લાખ રૂપિયા આપી સિધીયાની કરૂણા મેળવી ફરીથી એકવાર મેવાડ ભૂમિ તેના હાથમા સોપાણી પણ તેનો ઉપભોગ લાબો સમય તે કરી શકયો નહિ તે ત્યાર પછી થોડા વર્ષે આ લોકમાથી વિદાય થયો

રાણાના મત્રી સતીદાને સીતેર હજાર રૂપીઆ આપી યશોવતરાવભાઉ પાસેથી કમલમીરનો કીલ્લો મેળવ્યો. તે સઘળા નાણા કમલમીરના જનપદમાથી તે મેળવી શકયો ઇ સ ૧૮૦૮ મા દુરાચાર મીરખા પોતાની સેના સાથે રાજધાનીમા આવી પડયો તેણે, રાણા પાસેથી અગીયાર લાખ રૂપીઆ માગી તેને ભય બતાવી કહ્યુ જો તે તેની માગણી પ્રમાણે રૂપીયા નહિ આપે તો તે ભગવાન એકલિગદેવનુ મદિર તોડી નાખશે મેવાડની આવી દુર્દશામા રાણો આટની બધી મોટી રકમ આપી શકયો નહિ ન આપે તો નિસ્તાર નહોતો તોપણ તે અનેક કષ્ટે નવ લાખ રૂપીયા એકઠા કરી આપવા તે સ્વીકૃત થયો પણ નવ લાખ રૂપીયા તે એકઠા કરી શકયો નહિ ત્યારપછી દુરાચાર પાઠાણ ઉદયપુરનો ગિરિમાર્ગ ભેદી બલ પૂર્વક આવ્યો, તેની પ્રચડ ગતિ કોઇ રોકી શકયુ નહિ દુર્ધર્ષ પાઠાણ નગરમા પેસી રહયો રાણો તેનુ દમન કરી શકયો નહિ રાણાને સારી રીતે અપમાનિત કરી પાઠાણ પુરવાસીઓ ઉપર અત્યાચાર કરવા લાગ્યા તેઓએ ઘણા લોકોના સર્વસ્વ હરી લીધા તેઓએ મોટી હવેલીઓ જમીનદસ્ત કરી દુરાચાર પાઠાણનો પૈશાચિક અત્યાચાર પ્રતિદિન એટલો બધો વધી પડયો કે કોઈ પણ પુરવાસી સ્ત્રીપુરુષને લઇ સુખે આરામ કરવા પામ્યો નહિ તેઓના અત્યાચારના ભયે કોઇ પણ મહીલા ઘરની બહાર નીકળતી નહિ, કોઇ આસામી સારા કપડા પહેરી તેના સમક્ષ થઈ જઇ શકતો નહિ, એટલો જુલમ ગુજરતા છતા મેવાડનો છુટકો થયો નહિ, મેવાડભૂમિનો તેઓએ ત્યાગ કર્યો નહિ સોનાની મેવાડભૂમિ આજ સ્મશાન જેવી થઇ ગઇ નગર વાસીઓ અનનાભાવે મરણ પામવા લાગ્યા

રજપુતનુ જાતીયજીવન નાશ પામ્યુ, સવત્ ૧૮૬૭ ( ઇ સ ૧૮૧૧ ) મા કૃષ્ણાકુ મધીયો, સુબેદારનો ઇ કાબ ધાન્ણુ કરી દળ સાથે ઉદયપુરની ઉપત્યકામા આવી પડયો, વળી પાખડી આમીરખાન પોતાનુ સૈન્ય લઇ રાજધાનીના

બીજા પડખે પેસી. પુરવાસીઓ ઉપર અત્યાચાર કરી મેવાડની ભૂમિમાં પિશાચની જેમ ભટકવા લાગ્યો, સમયેસમયે લુટેલ દ્રવ્યોના માટે બન્ને દળ વચ્ચે કલહ ચાલતો હતો. એ રીતે બન્ને દળ વચ્ચે લડાઈ થવાથી મેવાડભૂમિ સ્મશાન જેવી થઇપડી, દુરાચાર પઠાણ અને મરાઠાનો અત્યાચાર ઘણો હોઇ મેવાડભૂમિનું રક્ષણ કરવા રાણો અસમર્થ થયો. રાણાએ તે રકતપિપાસુ બન્ને સરદારોને પોતાની ભૂમિ વહેંચી આપવા સંકલ્પ કર્યો. એ વિષય સ્થિર કરવા ધળમુગરા નામના સ્થળે સભા મળી રાણાના પ્રતિનિધિ સ્વરૂપ કેટલાક આશામીઓ ત્યાં હાજર રહ્યા. થોડા સમયમાં સભાનો ઉદ્દેશ વ્યક્ત અને સાધિત થયો. બન્ને પિશાચોનો મનોભિલાષ પૂર્ણ થયો, મેવાડના ક્ષતવિક્ષત ગાત્ર ઉપર દારૂણ ક્ષત પડયાં, મેવાડને આજ મસાણ સમજી પિશાચ અને પ્રેતનો આનંદ હતો, મેવાડના અધિવાસીઓ આજ મડદા જેવા, તેઓને ભાન નહોતું, તેઓને સાન નહોતું, મેવાડ આજ જીવ વિનાનું થયું, પદાઘાત ઉપર પદાઘાત પડવાથી આજ મેવાડ સંજ્ઞાવિનાનું થયું. મેવાડ ભૂમિ તરફ વિધાતા વિમુખ થયો, નહિતો સ્વર્ણ પ્રતિમા રાજકુમારી કૃષ્ણ કુમારી અકાળે મૃત્યુના ભોગમાં કેમ પડે ?



# सप्तदश अध्याय.

લુટવાની પ્રથાનું દમન, રજપુત રાજાઓ સાથે અગ્રેજનુ મૈત્રી બધન, મેવાડમાં અગ્રેજ દૂતનો નિયોગ, ઉદયપુરમાં તેનું આવવું, અગ્રેજ દૂત તરફ રાણાની અભ્યર્થના, રાણાના ચરિતનું વર્ણન, પોતાના દેશની આબાદી માટે રાણાની યોજના, નિર્વાસિત લોકોને પાછા બોલાવવાની ગોઠવણ, વણિક લોકનું આમંત્રણ, ભીલવાડા સ્થાપન, સરદાર વર્ગનો એકત્ર સમાવેશ, સત્વપત્રનું દૃઢીકરણ, ભુમિસંપતિનું પુનર્ગ્રહણ, આર્જાના સરદાર લોકોના કેટલાંક વિવરણ, બેદનોર ભંદેશર અને આમેત, મેવાડની ભુમિ ભોગ પ્રથા, પલ્લીવિધાન વાપ્પેના વભુમીયા ભુમિસત્વાધિકારમાં પુરાણ વચન, પટેલ પટેલની, ઉત્પતિ અને પેટેલની અવસ્થા, ભુમિસ્વતું નિયમ નિર્ધારણ, સાધારણ ફળા ફળ.



ગિ ર્‌લ્હોટ કુળના ભાગ્ય ચક્રના અભૂત પરિવર્તન સાથે મહારાજ કનકસેનના વંશધરોનો ઇતિહાસ, ખ્રીસ્તિય દ્વિતીય શતાબ્દીથી માંડી, ખ્રીસ્તિયો ઓગણીશમા શતાબ્દી સુધીનો યથાર્થ વર્ણિત થયો, ઘણું કરી તે બેહજાર વર્ષમા સૂર્યવંશીય મહારાજ કનકસેને રોપેલાવંશ તરૂની ઉત્પતિ પરિપુષ્ટિ અને તેનો અધપાત કહેવાયો. પારદ, ભીલ, તુરકી, તાતાર વીગેરે ભિન્ન ભિન્ન જાતિઓ, ભિન્ન ભિન્ન સમયે મેવાડની છાતી ઉપર આવી તે મોટા વંશતરૂને ઉત્પાટિત કરવા ચેષ્ટા કરી તેનું વર્ણન પણ આપણે આપી ગયા કેટલાક વિદેશીય ક્ષુદ્ર લોકોએ તે વંશતરૂની શાખા પ્રશાખા ભાગી નાખવા પ્રયાસ કર્યો, તેની હકીકત પણ આપી મહારાજ શિલાદિત્યના વંશધરોનો વિલક્ષણ આત્મત્યાગ, અલૌકિક પરાક્રમ અને વિસ્મયકર સ્વદેશાનુરાગની સામે તેઓનો પ્રયાસ સફળ થયો નહિ છેવટે, શત્રુઓના ઉપરા ઉપરના પ્રચંડ પ્રપીડ નથી અને ભયાવહ સંઘર્ષથી વીર પ્રસૂ મેવાડ ભૂમિ અનાથ નિર્વીર અને નિસહાય થઈ ગઇ, સ્વજાતિ દ્રોહી મહારાષ્ટ્રાઓએ, મેવાડના એ ક્ષત વિક્ષત અંગ ઉપર

ભીષણ આઘાત લગાવ્યા. જેથી મેવાડની દુર્દશાનો પાર રહ્યો નહિ. તેઓના પૈશાચિક અત્યાચારે રાજસ્થાનનાં ક્ષેત્રો ઉજડ થઈ ગયાં. તેનું વર્ણન આપણે પૂર્વાધ્યાયમાં કહી ગયા, લુંટના અપૅત્પાદનનાં અને ભયાવહ લોક સંહારના હૃદય વિદારક ચિત્રો આપણે અગાઉ અંકિત કરી ગયા, હવે ફરીથી તેનું અંકન પ્રયોજન વિનાનું છે. એટલામાં મંગલમય વિધાતાએ, રજપુતોના દગ્ધ અને ક્ષત અંગ ઉપર શાંતિ જલ છાંટી, મરવા પામેલ રજપુત સમિતિને બચાવી દીધી, પઠાણ અને મરાઠાઓએ ભારત સંતાનના લોહી પીવા દસ્યુસમિતિ ઉભી રહી, ભારતવર્ષના ઉતપ્ત હૃદયમાં શાંતિવારિ સીંચિવાનું મનમાં લાવી સદાશય અંગ્રેજોએ મહુની પહેલાં તે દસ્યુસમિતિનો સંહાર કરવા ઠરાવ કર્યો. ઇ. સ. ૧૮૧૭ ના વર્ષમાં અકટોબર માસના ભારતવર્ષના શાસન કર્તા લોર્ડ હેસ્ટીંગ્સની વિચક્ષણતાથી તે દસ્યુસમિતિનો પ્રયાસ વ્યર્થ ગયો. તેઓનું દલ અને બળ ચારે તરફ છિન્ન ભિન્ન થયું. તે દીવસથી ભારતવાસીઓ, અત્યાચારી લોકોના જુલમથ મુક્ત થયા.

અંગ્રેજશાસન કર્તાના કઠોર ઉદ્યમે ભારતવર્ષના શાંતિવિઘાતક પાંખંડી દસ્યુનો વિષદંત ભાંગી ગયો, દુરાચારીઓ ચારે દિશામાં પલાયન કરી ગયા, હવે પછી તેઓ એકઠા ન થાય તેમ ભારતવર્ષના રાજન્યવર્ગને કરવાનું હતું.

રજપુતોને એકતાના સુત્રથી બાંધી દેવા, અંગ્રેજ શાસનકર્તાએ રજપુતોની એક સમિત્તિ બોલાવી. માત્ર જયપુરના રાજા શીવાય સઘળા રજપુત રાજાઓ અંગ્રેજના પ્રસ્તાવમાં સંમત થયા. તે પ્રસ્તાવની સાધના માટે દિલ્હીનું સ્થળ મુકરર થયું. થોડા સમયમાં ભારતવર્ષના રજપુત રાજાઓના પ્રતિનિધી દિલ્હીમાં એકઠા થયા. કેટલાક અઠવાડીયા પછી સઘળી રજપુત સમિતિનું ભાગ્યસૂત્ર બ્રીટનના ગાથે સંબદ્ધ થયું. તે *સંધીપત્રમાં એવું સ્થિર થયું જે રજપુતો પોતપોતાના

---

*** ઇષ્ટ ઈંડીયા કંપની સાથે રાણા ભીમસિંહનો જે સંધીપત્ર સંબદ્ધ થયો તેના પ્રત્યેક સુત્રનો અવિકલ અનુવાદ નીચે પ્રમાણે છે–**

૧ આ બે રાજકુળ મધ્યે વંશ પરંપરાનુક્રમે કાયમનુ બંધુત્વ, સમવેદન અને એકતાના સુત્રનો સંબંધ થાશે. એક રાજાનો મિત્ર કે શત્રુ બીજા રાજાનો મિત્ર કે શત્રુ ગણાશે. ૨ ઉદયપુરના રાજાને વિપદમાથી કહાડવા બ્રીટીશ ગવરમેંટ સારી રીતે પ્રવૃત્ત રહેશે. ૩ ઉદયપુરનો મહારાણો સદા મર્યાદ બ્રીટીશગવરમેંટની અધીનસહયોગિતામાં કામ કરશે અને બ્રીટીશ ગવરમેંટની પ્રભુતા સ્વીકારશે, બીજા કોઈ રાજા અને રાજકુળની સાથે તેનો સબંધ રહેશે નહી. ૪ બ્રીટીશ ગવરમેંટને જાહેર કર્યા વિના ઉદયપુરનો રાણો કોઇ રાજા સાથે વા કોઇ રાજકુળ સાથે કાંઈ પણ જાતના સંબંધ સુત્રે બંધાશે નહિ. ૫ ઉદયપુરનો રાણો કોઇના ઉપર કોઈ જાતનો અત્યાચાર કરી શકશે નહિ, વળી દૈવવશે કોઇની સાથે તેનો વિવાદ થાય તો બ્રીટીશ ગવરમેંટના

અંદરની સ્વતંત્રતા ભોગવે, અંગ્રેજ લોકો તેઓને તેઓના શત્રુના આક્રમણથી બચાવે

જે સઘળા દેશીય રાજાઓ, અત્યાચારી દસ્યુના હાથમાંથી બચવા અંગ્રેજ સાથે સંધિસૂત્રે સંબદ્ધ થયા તે સઘળામાંથી એક માત્ર ઉદયપુરનો રાણો સંધિબંધનનું જેવું પ્રયોજન અનુભવતો હતો. તેવું કોઇ રાજા અનુભવતો નહોતો. ઇ. સ. ૧૮૧૮ ના જાન્યુઆરી માસની ૧૬ મી તારીખે રાણાએ તે સંધિપત્રમાં સહી કરી. ફેબ્રુઆરી માસમાં રાણાની સભામાં એક દૂત આવ્યો, તે અંગ્રેજ દૂતથી* મેવાડનું મંગળ થયું. બ્રીટીશ એજંટનું પ્રત્યુદ્ દમન કરવા માટે રાણાએ એક રજપુતદૂતને મોકલ્યો. પ્રસિદ્ધ નાથદ્વારમાં સેના નિવેશ કરી. અગ્રેજો તે સમયે ત્યાં રહ્યા. રજપુત દૂત પોતાના દળ સાથે ત્યાં આવી પહોંચ્યો. તેણે એજંટની મુલાકાત લીધી, સંધિસૂત્ર વાર્તાલાપ કર્યા પછી ઉદયપુરમાં એજંટના આવાગમન માટે ગોઠવણ કરવા લાગ્યો. આ અવસરે કમલમીર કીલ્લો અંગ્રેજના હાથમાં સોંપાયો. રાણાનો પહેલો પુત્ર યુવાનસિંહ અસંખ્ય સામંતસેનાની સૈનિક વીગેરેને લઇ એજંટની સામે ગયો. ઉદયપુરથી એક કોશ દૂર તાલકાવનમાં એક મોટોસભામંડપ બનાવ્યો હતો. યુવાનસિંહે ત્યાંસુધી જઇ એજંટનું સામૈયું કર્યું. રજપુતોનો શિષ્ટાચાર અને મનમોહન ચહેરા જોઇ એજંટ સાહેબ અત્યંત ખુશ બની ગયો.

---

હાથે તે વિવાદની મિમાંસા થાય. ૬ઉદયપુરના પ્રકૃતપ્રાદેશિક વિભાગમાંથી જે રાજસ્વ પેદા થાય તેનો એક ચતુર્થાંશ પાંચ વર્ષ સુધી રાણો બ્રીટીશ ગવરમેંટને કર સ્વરૂપમાં આપે, ત્યારપછી આઠ તૃતીયાંશ ( અર્થાત ૭ આના ) રાણો કાયમના માટે તે બ્રીટીશ ગવરમેંટને આપે. ૭ આ ક્ષણે રાણો વિજ્ઞાપન કરે છે જે, જે જે આશામીઓએ ઉદયપુરની શાસનાધીન જમીન હસ્તગત કરી છે, તે રાણાના સ્પષ્ટ પ્રમાણના ભાવે બ્રીટીશ ગવરમેંટ તે તેને અપાવી શકશે, બ્રીટીશ ગવરમેંટના આનુકૂલ્યે મહારાણો જે જે જનપદ મેળવે તે તે જનપદની પેદાશમાંથી રાણો એક આઠ તૃતીયાંશ બ્રીટીશ ગવરમેંટને આપે. ૮ બ્રીટીશ ગવરમેંટના પ્રયોજનાનુસારે ઉદયપુરમાં રાજકીય સેના રાખવી. ઉદયપુરનો મહારાણો પોતાના રાજ્યમાં એક છત્રી અધિપતિ કહેવાશે. તેના રાજ્યમાં બ્રીટીશ પ્રભુતા રહેશે નહિ.

આ મંધિસૂત્રના અનુસારે એક સંધિપત્ર દિલ્હી નગરમાં સંબંદ્ધ થયું, અને મીસ્તર ચાર્લ્સ થીઓફીલસ મેટકાફ અને ઠાકોર અજીતસિંહ બહાદુરે તે સંધીપત્રમાં સહી કરી. જેમાં મહોર થઇ આજથી એક માસના અંદર તે સંધિપત્ર "મહારાણા ભીમસીંહ અને મહાનુભાવ મહામાન્ય ગવરનર જનરલથી સ્વીકૃત અને અનુમોદિત થાશે.

સ. ૧૮૧૮ ના જાન્યુઆરી માસની તેરમી તારીખે દિલ્હી નગરીમાં એ સંધિપત્ર વિધિબદ્ધ થયો.

શી. ટી, મેટકાફ ( મહોરાંક )

ઠાકોર અજીતસિંહ ( મહોરાંક )

* ઇ. સ. ૧૮૦૬ ના મે માસમાં મહાનુભાવ ટોડ સાહેબે એકવાર ભીલવાડાના પ્રદેશના અંદર પ્રવેશ કર્યો હતો. તે સમયે તે શહેર આબાદ હતું.

ઉદયપુરમા પ્રવેશ કરવાનો બ્રીટીશ એજ ટનો સમય પાસે આવ્યો તે યુવાન સિહની સાથે ઉદયપુરમા તોરણદ્વારથી પેઠો પુરવાસીઓ રસ્તાના બે પડખે ઉભા રહી જય જય અગ્રેજનો જય એમ બોલવા લાગ્યા સ્તુતિપાઠક વીગેરે ચારણ લોકો છદથી સ્તોત્રરચના કરી ઉલ્લાસ સાથે, એજ ટ સાહેબનો પ્રશસાવાદ કહેવા લાગ્યા આન દકોલાહલે નગરમા ઉત્સવ વર્તી રહ્યો મહેલમા પ્રવેશ કરતા પ્રથમદ્વારે એજ ટ સાહેબે જોયુ જે કેટલાક સૈંધવી ચોકીદારો તે દ્વારના રક્ષણ કરનારા છે તે ચોકીદારોથી અભ્યર્થિત થઇ તે સભા સ્થળમા આવ્યો બદીજનોએ આગમની ગીત ગાયુ રાણો સિહાસન ઉપરથી ઉતરી સમુખે કેટલાક પગલા સામો આવ્યો, સામત સરદારો સભાસદો ઉભા થયા રાજસિહાસનના સમુખે એક સિહાસન એજ ટ સાહેબને બેસવા માટે બીછાવ્યુ હતુ મેવાડના સરદારો સહુ સહુના નિયમ પ્રમાણે રાણાની જમણી અને ડાબી બાજુએ બેઠા તેઓની નીચે રાજકુમાર યુવાન સિહ અને અમરસિહ બેઠા રાણાના દીવાન મત્રી વીગેરે રાણાની પાસે બેઠા રાણાએ અતીવ સરળ ભાષામા પોતાનો મનોગત ભાવ વ્યક્ત કરી કૃતજ્ઞતાના પૂર્ણ હૃદયે કહ્યુ "બ્રીટીશ ગવરમેટે અમારો આવા ઘોર સકટમાથી ઉદ્ધાર કર્યો છે. તેથી તેનો પરોપકાર અમે ભુલીએ તેમ નથી આ યત્રણામય દુ ખમા આજ હવે અમો સુખે સુઇશુ "

યોગ્ય સમયે સભાભગ થયો રાણા ભીમસિહે, એક સુસજ્જીતગથી એક ઘોડો, એક મોતીનો હાર શાલ વીગેરેની ભેટ એજ ટને આપી બ્રીટીશ એજ ટ તેનું અભિવાદન કરી, પોતાના નિવાસે ગયો, ત્યારપછી થોડા સમય ઉપર રાણાએ પોતાના બીજા પુત્રને કેટલાક સરદારો સાથે બ્રીટીશ એજ ટની મુલાકાતે મોકલ્યો

એજ ટ સાહેબ કેટલાક દૂર જઇ રાણાના પુત્રની સામે ગયો તેને આન દની હદ રહી નહિ અડધી કલાક સુધી બન્ને આસામીઓ, વાર્તાલાપમા ગુથાયા રહ્યા બ્રીટીશ એજ ટે રાણાના પુત્ર વીગેરેને યોગ્ય ભેટ આપી

રાણાનુ ચરિત, તેના ઉંચા પદને યોગ્ય નહોતુ રાજ્ય શાસનોપયોગી રૂડા ગુણોથી તે વિભૂષિત હતો ખરો, પણ તેના માનસિક દૌર્બલ્યથી તે ગુણો તેને કાઇ કામના નહોતા, વૃથા ચાકચિક્ય, અને ઝાક ઝમક, સામાન્ય આમોદ અને અનિયત્રિત ઉદારતાએ તેના હૃદયને કબજે કરી લીધુ હતુ જ્યારે એ સઘળી પ્રવૃત્તિ ભોગવર થઈ ઉઠી, ત્યારે રાજ્ય કાર્યની સમાલોચનામા તેની વૃત્તિ રહી નહિ, રાણાના ચિતની સ્થિરતા નહોતી તે જન્મથીજ અશાતિના કટકમય માર્ગમા ઉછેરાયો હતો એટલે કે શાતિ તેને અભિલાષિત હતી તેમા વિચિત્રતા શુ ! તેના જેવો મત્રણા કુશળ રાજા, રાજસ્થાનમા તે સમયે કોઈ નહોતો, પણ દુ ખનો અને પરિતાપનો વિષય કે તે આ સસિદ્ધાતનુ અનુસરણુ કરતો નહિ, તેના

મંત્રણાગારમાં એજન્ટ દૃઢ પ્રતિજ્ઞ અને પારદર્શીય પુરુષ હતો, જે પુરુષનું નામ કીસનદાસ મીસનદાસ, લાગા વર્ષ સુધી ટાણાના ફન પર હતો તેના ઉદ્યોગ અને અધ્યવસાયથી મેવાડવાસી અને મારવાડવાસીને અત્યંત ઉપકાર થયો, મેવાડ વાસીઓએ, તે સત્રીની સેવાનો બદલો રીત આપ્યો નહિ

મેવાડ રાજ્યના સંસાર સાધનમાં પ્રવૃત્ત થઇ બ્રીટીશ એજન્ટે સર્વની પહેલા મેવાડના વિપત્તિ સરદાર અને સાર તો નાણાની વસ્તતા સ્વીકારે એવી યોજના કરવાનું શરૂ કર્યું, તે નિશ્ચય જાણતો હતો જે એવા લોકોને દબાવી દીધા વિના મેવાડનું મંગળ નથી એવા લોકોનું દમન કરી, તેઓનો નિગ્રહ કરવો તે કામ સુગર નહોતું, એજન્ટની સૂચના પ્રમાણે તે સઘળા ગામ તો ગણાની સભાના આવ્યા, કોઈ પણ સરદાર, રાજ સભામાં આવવાને પરાગમુખ નહોતો, રાજસ્થાનના સઘળા રજપુત રાજાઓને ટૉડ સાહેબે એકતા સૂત્રે બાંધી દીધા

મેવાડના ભીલવાડા નામનું એક વાણિજ્ય નગર હતું, આપણે ઉપર કહી ગયા છે તે ભીલવાડને દુર્ધર્ષ મરાઠાઓએ ઉત્સાદિત કર્યું તે નગર અરણ્ય જેવું થઈ ગયું, જ્યાં જન સમાગમ થતો નહિ આજ તે નગરમાં દૂર દેશથી વેપારનો માલ આવવા લાગ્યો, જે સ્થળે માનવનો સમાગમ નહોતો, તે સ્થળે આજ દૂર દેશાવરના વેપારીઓના માલની ભરતીથી આવવા જવા મુશ્કેલ થઈ પડયું હતું, ભીલવાડાના અધિવાસીઓ, શાન્તિ સુખનો ભોગ કરી શ્રીવૃદ્ધિના ઉચ્ચ પગથીયે ચડી બેઠા ખરા પણ આ જગતમાં નિરવચ્છિન્ન સુખલો કે ભાગ્યમાં હોતો નથી તે નગરનો વાસીઓનો વિદેશીય વણિકો સાથે ઘોર કલહ થયો તે પરસ્પર એક બીજાની ઉન્નતિના માર્ગમાં કાંટાઓ નાખવા લાગ્યા, એ વ્યવસાયવાસી અશાંતિને દૂર કરવા સારાએ સંપૂર્ણ ચેષ્ટા કરી, પણ તે નિષ્ફળ નીવડી વ્યવસાયથી પેદા થયેલ કલહ કાંઇ મંદ થયો કે, ધર્મનો કલહ તેઓના વચ્ચે ચાલ્યો ભીલવાડના રહેવાસીઓમાં વૈષ્ણવ અને જૈન એવા બે મતાવલંબી માણસોના પક્ષ હતા તે બન્ને પક્ષમાં વિદ્વેષાગ્નિ એવો સળગી ઉઠયો કે તેને ઓલવી દેવા તેઓને ધર્માધિકરણની મદદ લેવી પડી, તેથી કરી બન્ને પક્ષવાળાને સંપૂર્ણ ક્ષતિ થઇ

ઇ સ ૧૮૨૫ના વર્ષમાં રજપુતસ્થાનની મુસાફરીમાં મહાત્મા ટૉડ સાહેબ ભીલવાડાની આબાદી જોઇ અત્યંત આનંદીત થયો તે સમયમાં મેવાડના વ્યવસાયી લોકોની અવસ્થાનું વર્ણન આપણે કરી ગયા કૃષક અને વણિક લોકની અવસ્થા ખાસ જાણવાનું આવશ્યક જણાય છે ટૉડ સાહેબની સીપાહસાલારી નીચે તે લોકોને તેઓના ધંધામાં ઉત્સાહ આપવા નાણા વીગેરે ચેષ્ટા કરવા લાગ્યા

તેઓના ઉપર પડતા કરમાં કમીપણું કરવાથી તેઓ અત્યંત આલ્હાદિત થયા. એ મોટા કાર્ય માટે જે જે યોજના લેવાણી તે તે યોજનાનું વર્ણન આ સ્થળે પ્રયોજન વિનાનું છે. ક્રમેક્રમે સઘળાં સંસ્કાર સાધિત થવા લાગ્યા. નિર્વાસિત મેવાડવાસીનું પુનારાહ્વાન, વૈપ્લવિક સરદારોનું દમન અને વ્યવસાય વાણિજ્યનું શ્રીવર્દ્ધન–એ સઘળાં કાર્યો મહાત્મા ટોડ સાહેબના પ્રયત્નથી સારી રીતે સંપન્ન થઇ ગયાં. વિદ્રોહી સરદારો, મેવાડની કેટલીક ભૂમિ સંપત્તિ પચાવી પડયા હતા, તેનો ઉદ્ધાર કરવો બહુ મુશ્કેલી ભરેલો હતો, શાથી કે તે પચાવી પડનાર આશામીઓ સાથે મોટા વિવાદની સંભાવના હતી. તેઓ સામાન્ય કહેવાથી તે ભૂમિ સંપત્તિ આપે તેવા નહોતા. કેટલાક તો ચાર પેઢી સુધીનો કબજો ભોગવટો બતાવે તેવા હતા, કેટલાક તો યુદ્ધ કરવા તૈયાર થાય તેવા હતા. એટલે કે તે કાર્ય દુઃસાધ્ય હતું. એ વિષય લઇ અનેક દિવસ તર્કવિતર્ક થવા લાગ્યા. પણ જલદીથી ફળોદય થયો નહિ, રાણાએ સઘળાં સરદારોને બોલાવી આશ્વાસના મધુર વાક્યે, તેઓના હૃદય નરમ કર્યા, પણ તેઓ, પોતાની ભૂમિ સંપત્તિ છોડી દેવા, ઇચ્છાવાળા નહોતા.

મેવાડના ઉપર કરેલા સંસ્કારના સાધન માટે લાંબા સમયથી જે કષ્ટકર તર્કવિતર્ક થાતો હતો તેથી કરી અનેક રજપુતોનાં વિચરિત્ર ઉન્મંપિત થયાં નીચે લખેલી એ ઘટનાથી તે બાબતમાં વાચનારને ખાત્રી થાશે. મેવાડમાં આર્જ્જા નામે એક કીલ્લો છે. તે કીલ્લો, રાણાની ખાસ જમીનમાં ગણાતો હતો. પણ પુરાવતગોત્રીય રજપુત સરદારે તે હસ્તગત કરીલીધો. ત્યાર પછી પંદર વર્ષે શક્તાવત રજપુતોએ તે કીલ્લો તે રજપુતના હાથમાંથી છીનવી લીધો, રાણાને દશ હજાર રૂપીઆ આપી તેઓએ રાણાનો માલીકી હક તે કીલ્લાનો ખરીદ કર્યો, ભીંડીરપતિ શક્તાવત સરદારના મધ્યમ ફતેહસિંહના કબજામાં તે કીલ્લો હતો, આર્જ્જાના કીલ્લાનો ઉદ્ધાર કરવો તે આવશ્યક્તા ભરેલું હતું. રાણાએ તે વિષયની હકીકત ફતેહસિંહને કહેવરાવી. તે ઉપરથી શક્તાવત સરદાર દુઃખ અને અભિમાનથી ,અભિતૃપ્ત થઇ બોલ્યો, " આર્જ્જા અમારા હૃદયનું શોણિત સ્વરૂપ છે, અમે હૃદયના શોણિતના બદલામા આર્જ્જાને પામ્યા છીએ, આજ આર્જ્જાને પાછું આપીએ તો અમારું ગમાન નાશ પામે તેવું છે. "એ ઘટનાની હકીકત સઘળા શક્તાવત રજપુતના કાને પહોંચી. રાણો વિષમ સંકટમાં પડયો, શક્તાવત રજપુતો મેવાડનું એક પ્રધાન બળ, આ ક્ષણે જો તેઓ વિદ્રોહી થઇ જાશે તો મેવાડ ભૂમિ એકદમ રસાતાળ જાશે. છેવટે ફતેહસિંહે, આર્જ્જાનો કીલ્લો રાણા ભીમસિંહને આપી દીધો.

મે માસની ચોથી તારીખે જે સંધિપત્ર વિધિબદ્ધ થયો, તેના સંસાધન માર્ગમાં જે જે સરદારોએ પ્રતિરોધ કર્યો. તેઓ સઘળાના મધ્યે બેદનોર અને આમે-

તના સરદાર ભયંકર હતા, બન્ને રજપુતો ઉંચી પદવીના સરદાર, બન્ને પૂર્વ પુરૂષોએ હૃદયનાં શોણિત આપી મેવાડના રક્ષણ કર્યા હતા. પણ તે બન્ને સરદારો પોતાના પૂર્વ પુરૂષનાં પગલાં અનુસર્યા નહિ. જેમ કરી તેઓએ પોતાના ઉજ્જ્વળ કુલને કલંક લગાડયું.તેમાંથી પહેલા સરદારનું નામ જયસિંહ, તે અત્યંત બળવાન અને સાહસિક હતો. રાણા કુંભની ધર્મપત્નિ મીરાંબાઇ સાથે જયસિંહના પિતૃપુરૂષો મારવાડની ભૂમિ છોડી મેવાડમાં આવ્યા હતા, તે રજપુતો રાઠોડ કુળના હતા. જે જયમલ્લના અલૌકિક વીરત્વે આજપણ મેવાડભૂમિ મગરૂર છે, જે જયમલ્લના શૌર્યથી વિમોહિત થઇ પરમ શત્રુ અકબરે પોતાના નગરના તોરણદ્વારે જયમલ્લની પ્રતિમૂર્તિ બેસારેલી છે, તે વીરશ્રેષ્ટ જયમલ્લ તે મેરતા કુળમાં પેદા થયેલ હતો, જે વીરવર જયમલ્લના વંશધરો પોતાના પૂર્વજના માન મર્યાદા રાખતા આવ્યા છે. તે વીરવર જયમલ્લના વંશધર જયસિંહે પોતાની પૂર્વજની માન મર્યાદા ખોઇ દીધી, રાણાએ જાણ્યું હતું. જે રાઠોડ સરદાર જયસિંહ તેનો પદાનત થાશે. પણ તે વાત તેની ભ્રાંતિવાળી નીવડી. જયસિંહ સાથે જેવું રાણો આચરણ કરતો હતો. તેથી જયસિંહને માલુમ પડયું જે તેની માન મર્યાદા જાશે એટલે તેને હવે વિષાદનો પાર રહયો નહિ, તેણે અભિતૃપ્ત હ્રદયે રાણાને પ્રાર્થના કરી "આપ અનુમતિ કરો, હું મારી ભૂમિવૃત્તિ છોડી, મેવાડ ભૂમિ છોડી ચાલ્યો જાઉં."

સ્મરણાતીત કાળથી જગત માન્ય ગિહ્‌લોટ કુળનો નિયમ પ્રચલિત છે, જે કોઇ પણ સરદાર વ્યક્તિગત સ્વાર્થના સાધન માટે કોઈ દિવસ રાણાની પાસે પ્રાર્થના કરી શકે નહિ, શાથી કે તેમ થવાથી રાજ્યસમ્માનનો વ્યતિક્રમ બને, સરદારો મંત્રીદ્વારાએ રાણાને, પોતાની પ્રાર્થના પહોંચાડતા હતા. જયસિંહ મેવાડના મંત્રીઓને ધિક્કારતો હતો.તેના મનમાં ધારણા હતી જે મંત્રીઓ લોક પાસેથી લંચ લઈ તેઓનો કાર્યોદ્ધાર કરે છે,રાણાની મંત્રી સભામાં જયસિંહના ઘણા શત્રુઓ હતા, તે ઉત્કૃષ્ટ બેદનોર જનપદનો કર્તા હર્તા અને વિધાતા હતો, જે ત્રણસો આઠ નગર અને ગામડાં તે જનપદનાં તાબામાં હતાં, તે સઘળા તેના હાથમાં અર્પિત હતાં, સામંત પ્રથાના અનુસારે,તેણે તે નગરો અને ગામડાં પોતાના તાબાના સરદારોને વિભાગ કરી આપ્યાં. જે સઘળા સરદારોને અતબરી અને ગામડા આપ્યા હતાં, તે ત્રીજી શ્રેણીના રજપુત હતા. મેવાડમાં તેઓ "ગોળ" નામે પ્રસિદ્ધ હતા, જે સમયે મેવાડમાં વેતન ભાગી સૈનિક રાખવાની પ્રથા ચાલતી નહોતી, તે કાળે તેઓના વીરત્વના સારા દાખલા જોવામાં આવે છે, તે સમયે ગોળ નામના સામંતો મેવાડના માનમર્યાદાના રક્ષણ માટે લડાઇમાં ઉતરતા હતા. મહાત્મા ટોડ સાહેબે તે ક્ષુબ્ધ જયસિંહની સંમુખે આવી કહ્યું. સરદાર ચુડામણિ તમે વીરવર જયમલ્લના કુલમાં પેદા થયા છો. એકવાર તે જયમલ્લના વીરત્વ અને આત્મો

ત્સર્ગના કામો એઇ વિચારો! જે જયમલ્લ અકબરની સામે થઇ મેવાડનો ઉદ્ધાર કરી રૂડો દાખલો મુકી ગયો છે. પણ આપ શું કરો છો. વીરવર જયમલ્લના આપ ઉપયુક્ત વંશધર છો, પણ આપમાં તેવું વીરત્વ અને આત્મોત્સર્ગ કયાં.

એ સઘળાં વાકયો. રાઠોડ સરદારના કર્ણમાં બેઠાં, તેનું કઠોર હૃદય ગળી ગયું, નયનપ્રાંતથી આંસુ પાડવા લાગ્યા. તેણે પોતાનાં હાથમાં રહેલ દાન પત્ર એજંટના હાથમાં આપ્યું, રાણાને તેણે ગંભીર વાકયે કહ્યું, જે વાકયથી રાણો, સંપ્રીત થયો તેના ઉપર યથોચિત સંમાન તેણે દેખાડયું તેણે તેને બેદનોરમાં મોકલ્યો.

હમીર ચંદાવત ગોત્રમાં પેદા થયેલ હતો, તે મેવાડની બીજી શ્રેણીનો સરદાર હતો. જે સરદારસિંહે બેનશીબ મંત્રી સામંતની હત્યા કરી. હમીર તે સરદારસિંહનો પુત્ર, હમીર, પિતાની સઘળી સંપત્તિ પામ્યો. વળી પિતાના ઔદ્ધત્ય અને કઠોરતાનો વારસો પણ તેણે મેળવ્યો. હમીર વૈપ્લવિક દળનો અધિનાનાયક હતો, સઘળા રાજસ્થાનના લોક તેને દૌરામ કહી બોલાવતા હતા, પોતાના પદના અનુસારે અગર જોકે તે ત્રીશ હજાર રૂપૈઆના વિષયનો ભોગ કરતો હતો. તોપણ તેના કોષમાં એક કોડી પણ રહેતી નહોતી, હમીર સ્વભાવથી કપટી અને ચતુર, તે કપટ રાજ ભક્તિ બતાવી રાજાનું મનોરંજન કરતો હતો. એવી ભક્તિથી તે સર્વદા રાજસભામાં વિરાજતો હતો. તે લાવા સરદારનો પરમ મિત્ર હતો. મંત્રીએ રાણાનો આદેશ લાવા સરદારને કહી સંભળાવ્યો જે "જ્યાં સુધી આપ સીરોધ કીલ્લો અને લઈ લીધેલી બીજી ભૂમિ સંપતિ પ્રત્યર્પણ નહિ કરો ત્યાં સુધી રાજસભામાં તમે આવશો નહિ" એ આદેશ સાંભળી દુર્વૃત હમીરનું શરીર સળગી ઉઠયું. તે સાથે પોતાની મુછ મરડતો મરડતો બોલ્યો. "તમારા પૂર્વ પુરૂષ સોમજીની દશા તમે સંભારો."

તેજસ્વી હમીરની પ્રચંડ પ્રકૃતિ દિનદિન વધારે તેજ થતી ગઇ, તે ક્રમે ક્રમે દુર્જય થઇ પડયો. અગરજો કે તેના દુર્ધર્ષ ભાવને કોઇ અનુકરણ કરી શકયું નહિ. પણ અનેક લોકો તેના તે ભાવની પ્રશંસા કરતા હતા. તેના સગોત્રીય સરદારોને આનંદની સીમા રહી નહિ, તેઓ આનંદથી ઉત્કુળ થઈ પોતાના સરદાર હમીરના ગુણનું ગાન કરતા હતા. હમીરનો દુર્ધર્ષ વ્યવહાર વધી ગયો. હમીરના વ્યવહાર માટે એજંટને કહેવું યુક્ત માલુમ પડયું. હમીરના દુર્ધર્ષ વ્યવહાર દાબી દેવાના કામનો ભાર એજંટ સાહેબને સોંપ્યો. એજંટ સાહેબે તે કાર્ય સાધવાનો ભાર ગ્રહણ કર્યો. એજંટ સાહેબ તે કાર્ય સાધવાનો સુયોગ જોતો હતો. તે સુયોગ આવી પહોંચ્યો. જે સઘળા રાજ કર્મચારીઓ ઉપરના કીલ્લાનો અધિકાર કરવા ગયા. હતા. દુર્ગાધ્યક્ષે તેઓને ઘોર અપમાનીત કરી કીલ્લામાં પેસવા દીધા નહિ, અપમાન સહ્ય કરી તેઓ નીચા મસ્તકે ઉદયપુરમાં

આવ્યા. રાજાનું એવું એવું અપમાન જોઇ એજંટ અત્યંત ક્ષુબ્ધ થયો. અપમાન કરનારને ઉપયુક્ત શસ્તિ આપવા માટે તે અત્યત આતુર થયો. જે સમયે, તે ગમાકાર આવી પહોંચ્યા તે સમયે રાણો, પાત્રમિત્ર સામંત વીગેરેને લઇ સૂર્યતોરણ દ્વારે સભા કરી બેઠા હતો. હમીર પણ તે સભામા હતો. એજંટે ત્યાં આવી પ્રતિહાર સાથે પોતાના આવવાની વાત સંભળાવી. સભામાં આવી તેણે મંત્રીને પુછયું "રાણો વિષણ્ણ છે" મંત્રી સાથે બેચાર વાત કર્યા પછી તેણે રાણા ભીમસિંહને કહ્યું "આપના હુકમની અવમાનના થાય છે. હું ઉદયપુરમાં છું અને એવી અવમાનના થાય, તેથી બ્રીટીશ ગવરમેન્ટ પાસે હું દોષિત ગણાઉં, એટલે આપના અવમાન કરનારને ઉપયુક્ત શાસન આપવાની ગોઠવણ થવી જોઇએ."

અંગ્રેજ એજંટનું એવું સાહસ વ્યંજક વચન સાંભળી, રાણાના હૃદયમાં સાહસનો સંચાર થયો, તે પોતાના સંમાનને અવ્યાહત રાખવા માટે ગંભીર અને તેજસ્વિ ભાષામાં બોલ્યો "સરદારો ! સેનાપતિઓ ! મારી ઇચ્છા નથી કે હું તમારા તરફ અન્યાય અને અશિષ્ટ વ્યવહાર કરૂં. પણ તેમ બોલવાથી તમો જાણશો નહિ કે હું મારૂં માન અને મર્યાદા જાળવવામાં પાછો રહું. ત્યાર પછી હમીર તરફ કૂટ કટાક્ષ કરી રાણો બોલ્યો "તું હાલજ મારા પાસેથી ચાલ્યો જા ! અને એક કલાકમાં નગરનો ત્યાગ કરી પલાયન કરી જા !"રાણાના આ ક્રોધાવેશમાં એજંટ સાહેબ તેને નિવાસિત ન કરતતો રાણો હમીરને દેશમાંથી નિવાસિત કરત. તેજ સમયે એવો હુકમ બહાર પડયો કે જ્યાં સુધી હમીર અપહૃત ભૂમિ સંપત્તિ રાણાને પાછી ન આપે ત્યાં સુધી હમીરની સઘળી સંપત્તિ જપ્ત રહેશે. હમીરની આશા નિષ્ફળ નીવડી તેણે જે વિચાર્યું તેથી વિપરિત થઇ પડયું. દારૂણ મર્માહત, થઈ તે તેજ રાત્રીમાં ઉદયપુર છોડી ચાલ્યો. પોતાના નગરમાં આવી, તેણે કેવળ અપહૃત ભૂમિ સંપત્તિ આપી એટલુંજ નહીં, પણ જે મહાત્મા ટોડના હૃદયમાં ઉદિત થયું નહોતું અને જેમો સ્વપ્નમાં પણ વિચાર થયો નહોતો તે સંઘટિત થયું, હમીરે પોતાના ભાદેશર કીલ્લાનું સ્વત્વ રાણાને સોંપ્યું. સઘળાએ વિસ્મય સાથે જોયું જે "શિશોદીય કુળની પતાકા ભાદેશરના માથે ઉડવા લાગી."

વળી એક સરદારનો વૃત્તાંતનો ઉલ્લેખ આ સ્થળે આપવો કેવળ પ્રયોજનીય છે. આમલી દુર્ગ અને તેની અંદરની સઘળી સંપત્તિ સતાવીસ વર્ષ સુધી આમૈત સરદારના કબજામાં હતી. તેઓનો અધિકાર અડધા સૈકા સુધી ચાલ્યો. આમૈતના સરદાર જગવત કુળમાં પેદા થયેલા હતા અને મેવાડના સોળ પ્રધાન સરદાર માંહે તેઓ ગણાતા, જગવત કુળનો પ્રતિનિધિ ફતેહસિંહ એક સ્વત્વ ભાવવાળો રજપુત હતો. બેદનોર સરદારની નીચે જે કોઇ રાજભક્તિમાં નીચેના આસને બેશી શકે તો તે ફતેહસિંહ હતો. જે જગવત કુળમાં વીરબાળક પુત્ર પેદા થયેલ હતો. આમૈત

સરદાર તે કુળમાં પેદા થયો હતો. વિગત મહારાષ્ટ્રીય વિપ્લવમાં ફતેહસિંહના પિતા પ્રતાપસિંહે, દુર્ધર્ષ મરાઠાના કરાલગ્રાસમાંથી મેવાડ ભૂમિનો ઉદ્ધાર કરવામાં, રણભૂમિ ઉપર પ્રિય પ્રાણ છોડયા. તેના તે આત્મોત્સર્ગના પુરસ્કારમાં તેને આમલી દુર્ગ મળ્યો. ફતેહસિંહ, પોતાના કોઈ ચતુર સબંધીના ચાતુર્ય જાળમાં બંધાઇ, ચંદાવતનું એક વિશેષ અર્થ સાધન કરવા પ્રવૃત્ત થયો. તે સ્વભાવથી થોડી બુદ્ધિવાળો અને ઉદ્ધત હતો એટલેકે તે તે કામનો ઉદ્ધાર કરી શકયો નહિ. ફતેહસિંહનું અંતઃકરણ સરલ હતું. તે અંદરનો રોષવન્હિ છાનો રાખી શકતો નહિ. એકવાર એજંટ સાહેબ તેની મુલાકાત લેવા ગયે. તે સમયે તેનો અંદરનો રોષાનળ પ્રજ્વલિત થયો. તે સમયે તે કાંઇ બોલ્યો નહિ. પણ તેના નયનમાં રોષના ચિન્હ જોવામાં આવ્યા. ફતેહસિંહ, એક સભાગૃહમાં એજંટને મળ્યો જે સભાગૃહની ભીત ઉપર ફતેસિંહના પૂર્વજોની તસવીર હતી. ટોડ સાહેબે તે સભાગૃહમાં આવી આસન દીધું. થોડા સમયમાં ફતેહસિહ સાથે વાર્ત્તાલાપ થયો.

ફતેહસિંહે ટોડ સાહેબની સન્મુખે આસન લીધું. તેણે અભ્યાગત અંગ્રેજની અભ્યર્થના કરી નહિ, તે તેની સાથે એકવાર પણ બોલ્યો નહિ. તેના આચરણથી અંગ્રેજ એજંટ અપ્રતિભ થયો. જેને ઘેર તે આવ્યો, તે ઘરવાળાએ તેની સાથે વાત પણ કરી નહિ, એ શું સામાન્ય દુઃખનો વિષય હેવાય! પણ તે પરાસ્ત થાય તેવો માણસ નહોતો. સંમુખે ફતેહસિંહના પિતાનું એક ચિત્ર હતું. એજંટ તેની તરફ આંગળી કરી ફતેહસિંહને બતાવી કહ્યું—“ જુઓ આ સરદારની છબી, જે એક હાલના રજપુતના પિતા છે ” એ વાત સાંભળી ફતેહસિંહના હ્દયમાં એક અપૂર્વ ભાવ ઉત્પન્ન થયો. તેની બે આંખમાં અસાધારણ તેજ પેદા થયું તેના વદન ઉપર થોડું હાસ્ય જોવામાં આવ્યું. તે એજંટ સાહેબની સામે જોઈ બોલી ઉઠયો “ આ ચિત્ર મારા પિતાનું છે ” બોલતાં બોલતાં ફતેહસિંહનું મુખાવયર્વ ગંભીર ગ્લાનિથી ઘેરાઇ ગયું. વિશાળ નયનપ્રાંતમાં આંસુના બિંદુ આવી ગયાં. તે વિશાદસાથે બોલ્યો, “ આ મારા સ્વર્ગીય પિતા! ” આપ તેને ઓળખો છો? એજંટ સાહેબે કહ્યું, હા! ઓળખું છું. તેવીશ્વર રાજભક્ત, પ્રતાપસિંહ—જેણે સ્વદેશના માટે આત્મોત્સર્ગ કર્યો, તેનો સ્વર્ગવાસ થયો પણ તેનું નામ જીવિત છે. આજ પણ દેશીવિદેશી લોકો ભક્તિ ભાવે તેને પૂજે છે. એજંટ સાહેબની વાત સાંભળતાં સાંભળતાં ફતેહસિંહના મુખમંડળનો ભાવ બદલાઇ ગયો. સાહેબના બોલવાનો અંત ન આવ્યો એટલામાં તે ગંભીર સ્વરે બોલ્યો “ આપ આમલી લ્યો, આમલી લ્યો! પણ જોજો! આત્મત્યાગનો મહિમા ભૂલશો નહિ” ફતેહસિંહનો તે પ્રચંડ ઉચ્છ્વાસ જોઇ ચતુર અંગ્રેજ એજંટ વધારે વિલંબ કરી શકયો નહિ.

આ સ્થળે હવે બીજા બંદોબસ્તની પર્યાલોચના કરવાનું યુક્ત છે. જેઓ માથાનો પરસેવો પગે ઉતારી સઘળો દિવસ, કઠોર પરિશ્રમ કરે, જેના પરિશ્રમના ગુણે પૃથ્વી સ્વર્ણ ફળ પ્રસવ કરે, જે માનવ સમાજનું એક પ્રધાન અંગ છે. તે નિરીહ શાંતિપ્રિય લોકહિતકર ખેડુતની હાલત જોવાનું આ સ્થળે સંપૂર્ણ રીતે પ્રયોજનીય છે, એ અવસ્થાની આલોચના સાથે આપણે તેઓના અતીત અને વર્તમાન ચિત્ર વાંચનારની સામે મુકશું.

મેવાડ રાજ્યમાં ખેડુતજ ભૂમિનો અધિકારી, મેવાડભૂમિ ઉપર ખેડુતનું સ્વત્વ દૃઢ અને અમર છે, અદૃષ્ટચક્રના પ્રભૂત પરિવર્તનથી તે સ્વત્વનું પરિવર્તન થાતું નથી. તેને બાપોતા કહે છે, કોઇ સ્વાર્થપર રાજા તેઓને તે સ્વત્વથી વંચીત કરવા ચેષ્ટા કરે. ત્યારે તે ભગવાન્ મનુનું અમૃતમય વાક્ય ઉચ્ચારી ગંભીર કંઠે બોલી ઉઠે છે, જે જેઓ વન કાપી નાંખી ક્ષેત્રનું પરિષ્કરણ અને કર્ષણ કરે છે. જમીન તેઓનીજ*

જ્યાસુધી વિશ્વ પ્રેમિક વ્યવસ્થાકારોના શિર્ષસ્થાને ભગવાન્ મનુનું નામ વિરાજતું રહેશે, જ્યાસુધી તેણે બાંધેલા વિધિની પ્રણાલીનું એકપણ સૂત્ર જગત્પાળનું રહેશે. ત્યાંસુધી એ અમૃતમય વાક્ય કોઈ ભુલશેનહી એ વિધિના અનુસારે રાજસ્થાનનું ભૂમિસ્વત્વ મુકરર થયું. ત્યાંના ખેડુતો પ્રાચીનકાળથી બોલતા આવ્યા છે જે " ભાગરા ધની રાજા હો ભૂમરાધની મે છો, અર્થાત્ રાજભાગનો ધણી રાજા છે. ભૂમિનો ધણી હું છું, ભગવાન્ મનુના સમયથી એ ધારણા હીંદુના આસ્થિમજ્જાને વીંટાઈ રહી ગઈ છે.

સુપ્રસિદ્ધ એરીયાન્ કર્ટીયસ, ડીઓડોરસ વીગેરે પ્રાચીન પાશ્ચાત્ય પંડીતો સમયનું ઇતિવૃત બાંધી ગયા છે. તે સમયના ઇતિવૃતની આપણે જો સમાલોચના કરવા બેસીએ તો ખાત્રીથી માલુમ પડે કે પ્રત્યેક નાગરિક તંત્ર એક એક રાજ્યાંતર્ગત રાજ્યવત્ પ્રતિષ્ટિત. તેઓનું શાસનવિધિ રાજચક્રવર્તીથી સ્વતંત્ર, શત્રુથકી પ્રજાનો બચાવ કરે તેના માટે પ્રજા પાસેથી તે કર લેવાનો રિવાજ રાખતો. રાજસ્થાનની પલ્લી સમાજમાં એવું દૃશ્ય જોવામાં આવે છે. પલ્લી સમાજમાં પંચાયત પ્રથા ચાલવાથી ન્યાયનું આલોચન થાતું.

પિતૃ પિતામહ વીગેરેની અધિકત ભૂમિને ખેડુતો બાપોતા કહે છે. પણ એવા બાપોતાનો સત્વાધિકારી જો સુદ્ર જીવી હોય તો તેનું નામ ભોમીયો કહેવાતું.

ભગવાન્ મનુએ જે પલ્લી સમાજનો નિયમ બાંધ્યો છે, મેવાડમાં બરોબર તેજ નિયમ ચાલે છે. પૂર્વકાળે પાંચ પાંચ પલ્લી ઉપર એક ગ્રામીણ હતો. મેવાડમાં તે

---

* ભગવાન્ મનુએ પણ કહેલ છે स्थाणुच्छेदस्य केदारं

પ્રમાણે પંચમપતિ વા સપ્તગ્રામપતિ હોય છે. મેવાડમાં તેનું નામ પટેલ કહેવાય છે.

અનેક લોક એમ કહે છે જે માનવ ધર્મ શાસ્ત્રમાં જે ગ્રામીણનો ઉલ્લેખ છે. તે ગ્રામીણના કર્તવ્યથી પટેલનું કર્તવ્ય ભિન્ન છે. તે માટે પટેલ શબ્દની વ્યુત્પત્તિ માટે મત ભેદ માલુમ પડે છે. મેવાડમાં પૂર્વે ગ્રામમાં સઘળાનો ઉપરી પટેલ ગણાતો. સઘળા પલ્લી સમાજનો તે પ્રતિનિધી અને કૃષક અને ભૂપાળ વચ્ચે મધ્યસ્થ કહેવાતો, પલ્લી સમાજનો પટેલ અગ્રનાયક હતો. રાજા તેનાથીજ અજ્ઞાનાંધ ખેડુતની હકીકતથી વાકીફ થાતો.

સ્વાર્થપર પટેલ મેવાડના ખેડુતનો કર્તાહર્તા અને વિધાતા થઇ પડયે, ઉચ્ચ પદ અને સંમાન પામી જેમ કોઈ અત્યાચારી અને વિલાસી થઇ જાય છે. તેમ મેવાડના પટેલ એ પ્રમાણે વિલાસી અને અત્યાચારી થયા. તેઓએ ભીમસિંહના રાજ્યથી લોકોની સ્થિતિ માટે કોઈ રીતની સંભાળ રાખવા માંડી નહિ.

સ્વાર્થપર પટેલોના અત્યાચારની હકીકતથી વાકીફ થઈ ભારતબંધુ મહાત્મા ટોડ સાહેબે નિરીહ કૃષક કુળના રક્ષણ માટે કડ બાંધી પટેલની અતીત અને વર્તમાન અવસ્થાથી વાકીફ થઇ. તેના કર્તવ્યા કર્તવ્યનું મુકરર કરવા તેણે મનમાં આણ્યું. મેવાડનો પુરાતન ઇતિહાસ આલોડિત કરી તે જાણી શક્યો કે પૂર્વ કાળે પટેલોને ગામડાના લોકો પસંદ કરી નીમતા. તેઓ એકમત, જેને પટેલાઈ કરવા ચુંટી કહાડતા તે પટેલની જગોએ આવતો.

શી રીતે મેવાડનું રાજમહેસુલ લેવાતું તેની બાબતમાં પર્યાલોચના થવી યોગ્ય છે, વળી સંધિબંધન પછી ચાર વર્ષમાં મેવાડની કેવી દશા અને ગતિ થઇ, તે વિષયમાં પુરેપુરી આલોચના કરી આ ઇતિહાસનો દીર્ઘ પરિચ્છેદ બંધ કરી દેશું.

મેવાડના સઘળા પ્રકારના શસ્ય ઉપર રાજમહેસુલ બે પ્રકારનું લેવાતું હતું. તે બે પ્રકાનું નામ કંકુટ અને ભુટાઇ એવા નામે પ્રસિદ્ધ હતું, શેલડી, તમાકુ, ગળી સરસવ વીગેરે જે વાડીમાં પેદા થાય તેના ઉપર દરેક વિઘાએ બે રૂપિયાથી તે છ રૂપિઆ સુધીનો કર લેવાતો, ખેતરમાં પેદા થાય તેના ઉપર પટેલ ક્ષેત્રપતિ પટવારી રાજ કર્મચારી વીગેરેના સમક્ષ પંચથી શસ્ય લેવાણનો જે દર મુકરર થાતો તે લેવાતો. તેનું નામ કંકુટ કહેવાતું હતું. ભુટાઇના લેવાણની પ્રથા અતિ પ્રાચીન કાળથી ચાલેલી હતી, તે પ્રથામાં બન્ને પક્ષવાળો સંતોષ હતો.

ઉપર પ્રમાણેની પ્રથા ચાલવાથી પણ ખેડુતનો નિસ્તાર નહોતો, શાથી કે પ્રકાશ્યભાવે કે અપ્રકાશ્યભાવે દુર્વૃત્ત રાજ કર્મચારીઓ, સ્વાર્થપરતાની તૃપ્તિ કરવા માટે ખેડુતને લાંચ વીગેરે લઇ લુટતા, એ પ્રથા ચલાવવામાં ખેડુત લોકોજ સુળ-

હતા. તે લોકો પોતાના સ્વાર્થના રક્ષણ માટે રાજકર્મચારીને લાંચ વીગેરે આપતા, ટુંકામાં ખેડુતોનો કોઇ ઠેકાણે નિસ્તાર નહોતો, જ્યાંસુધી તેઓ વિદ્યાકુશળ નહિ થાય ત્યાં સુધી તેઓનો આવા સંકટ થકી નિસ્તાર નથી. હાય ! તે દિવસ કયારે આવશે. ! કયારે ભારતવાસીઓ સામ્યના પવિત્ર મંત્રથી દીક્ષિત થઇ એક ભારત વાસી, બીજા ભારતવાસીને હૃદયમાં ધારણ કરી ખરી નિષ્ઠાએ મદદ કરશે.

જે દિવસે. પરમહિતકર બ્રીટીશ ગવર્નમેન્ટ મેવાડના દગ્ધ હૃદય ઉપર શાંતિ જળ સેચન કરી પતિત મેવાડની ઉન્નતિ અને આબાદી માટે બદ્ધ પરિકર થઇ, તે દિવસથી મેવાડની દશા ઉન્નત્તિ થવા લાગી. ઇં. સ. ૧૮૧૮ ના ફેબ્રુઆરી માસથી તે ઇ. સ. ૧૮૨૨ ના મે માસ પર્ય્યંતની મેવાડની શાસન વિજ્ઞાપની પત્રિકાઓ વાંચવાથી સ્પષ્ટ માલુમ પડે છે, જે મેવાડની પૂર્વાવસ્થાની ઘણા દરજ્જે ઉન્નતિ થઇછે.

કૃષિ, શિલ્પ વાણિજ્યની ઉન્નતિની વાત એક બાજુએ રાખી, ખનિજ પદાર્થોની પેદાશથી મેવાડની આબાદી અને ઉન્નતિ કેવી થઇ તે જોવાનું .હવે સુગમ છે, અડધા સૈકા પૂર્વે જબુરા અને દુરીબારની કલઈની ખાણમાંથી પ્રતિ વર્ષે ત્રણ લાખ રુપિયાની કલઇ નીકળતી હતી. એ શીવાય મેવાડમાં કેટલાક સ્થળે ત્રાંબાની ખાણો પણ હતી, એ સઘળી ખાણો થકી મેવાડને પુષ્કળ નાણાની પેદાશ હતી. પણ મેવાડના દુર્ભાગ્યવશે તે ખાણના કુશળ ખોદનાર કાળગ્રાસમાં પડી મુઆ. હાલ કોઇ તે ખાણો તરફ દ્રષ્ટિ રાખતું નથી. રાણાને પણ તે બાબતમાં ઉત્સાહ નથી. સંક્ષેપમાં તે રત્નની ખાણ માટે કોઇના સારા વિચાર નથી.

મેવાડનો ઘટના પૂર્ણ ઇતિહાસ, આ સ્થળે પર્ય્યવસાન પામ્યો. જગત્પૂજ્ય ગિહ્લોટ કુળના રંગ સ્થળે આ સ્થળેજ યવનિકા પડી. ઘણી સારી વાસના હતી જે એ યવનિકા ઉપાડી હાલના કાળ સુધીનું શિશોદીય કુળનું ઘટના ચરિત, વાંચનારના સમક્ષ મુકું. પણ મનની વાસના મનમાં રહી. ભીમસિંહના રાજ્ય પછીના મેવાડ રાજ્યના રાજાઓનું ચરિત વર્ણવાથી બે ત્રણ અધ્યાયો લખાય તેમ છે. પણ મહાત્મા ટોડ સાહેબે મેવાડનો ઇતિહાસ, જ્યાં સુધી વર્ણવેલ છે ત્યાં સુધી આપણે વર્ણવ્યો છે. તે સમયથી તે હાલના સમય સુધીમાં પચાસ સાઠ વર્ષ વીતી ગયાં. તેટલા વર્ષમાં મેવાડની જે અસાધારણ ઘટના ઘટી તેનું વર્ણન કરવું દુષ્કર જાણી તે આપણે છોડી દીધેલ છે. શાથી કે તેથી કરી ઇતિહાસનું અંગ વિકૃત થાય તેવું છે. માત્ર બે ચાર અંગ્રેજી ગ્રંથના પાઠથી મેવાડના તે સમયના ઇતિવૃતનું જ્ઞાન થાય તેમ નથી. ભારતબંધુ મહાત્મા ટોડ સાહેબે દુઃસહ ક્લેશ સહ્ય કરી કઠોર પરિશ્રમ અને અદમ્ય અધ્યવસાય લઈ મેવાડનો જે ઇતિહાસ રચ્યો છે. તેનું અવલોકન કરી આ પુરાવૃતનો લેખ થયો છે. ઘરના ખુણામાં બેસી, એકબે અંગ્રેજી ગ્રંથો વાંચી, મેવાડનું પરિશિષ્ટ ઇતિવૃત બનાવવાની આસક્તિ આકાશ પુષ્પ તોડવાની આસક્તિ, પ્રમાણે છે.

# अष्टादश अध्याय.

## પૌરાણિક ઇતિવૃત્તનું ઉપકારિત્વ–ભારતનું પુરાણ ફળ–મેવાડમાં શિવપૂજા–ભગવાન્ એકલિંગનું મંદિર–શૈવ, ગોસ્વામી જૈન સમિતિ–નાથદ્વારમાં શ્રી કૃષ્ણનું મંદિર અને તેની પુજા પદ્ધતિ–રજપુત, સમાજમાં વૈષ્ણવ ધર્મની ઉપકારિતા.



ભારત વર્ષના પ્રાચીન આર્ય લોકોની રીતિ, નીતિ, આચાર, વ્યવહાર, ઇતિહાસ, ધર્મ, તત્વ વીગેરે સઘળા પ્રયોજનીય વિષય, પૌરાણિક ઇતિવૃત્તમા લખાયેલ છે જે સઘળા વીર માન્ય અને જગત પૂજ્ય શુરવીરોને આપણે આપણા પિતૃપુરૂષ ગણીએ છીએ અને તેઓની શ્લાઘા કરીએ છીએ જેઓના અતિ માનુષ કાર્ય કલાપનો વિચાર કરી પાશ્ચાત્ય પંડિતો ચમત્કૃત થાય છે જેનાં સ્મૃતિ શાસ્ત્ર, વિજ્ઞાન શાસ્ત્ર, દર્શન શાસ્ત્ર, વિજ્ઞાન વીગેરેને લઇ આજ પાશ્ચાત્ય પંડિતો જગતમા નવો નવો જ્ઞાનાલોક કરે છે તેઓની પવિત્ર ચરિતમાળા પૌરાણિક ઇતિવૃત્તમા નિબીડ આવરણથી ઢંકાએલ છે અનેક આત્માભિમાની પાશ્ચાત્ય પંડિતો એ પૌરાણિક ઇતિવૃત્તને અસત્ય કહે છે પણ એકવાર માત્ર વિચારીને તેઓને જોવાનુ છે જે જગતના સઘળા દેશની આદિમ ઘટના વળી એ રીતેજ ઇતિવૃત્તમા બંધાયેલ છે જે ઇંગ્લંડ ભૂમિ આજ જગત્મા માન્ય અને પૂજ્ય છે, તે ભૂમિના પ્રથમ પુત્રોના આચાર વ્યવહાર પુરાણના નીલ વર્ણનમા વર્ણવેલા છે ટુંકામા જગતની હરકોઈ આદિમ જાતિના આચાર વ્યવહારની વાકીફગારી મેળવવી હોય તો તેનાં પુરાણ જોવા જોઇએ અભિનિવેશ સાથે વિચાર કરી જોવાથી માલુમ પડે છે જે પુરાણજ જગત્ની પ્રથમાવસ્થાનો એક માત્ર ઇતિહાસ છે તે પુરાણોમા અતિહાસિક રહસ્યો રહેલ છે તે તો માત્ર સુજ્ઞ પુરૂષો જાણી શકે છે.

કલાર્ક નામનો એક વૈજ્ઞાનિક પુરૂષ કહેછે જે લોકના પુરાતન કુસંસ્કાર ના અંદર પેસી અભિનિવેશ સાથે જોવાથી આપણે તેઓના પિતૃ પુરૂષોની રીતી નીતિ, આચાર વ્યવહાર વીગેરેની ખાત્રી પુર્વક વાકીફગારી મેળવીએ છીએ.

ફલાઈ સાહેબના મતની એ સારવેત્તા આની મહાત્મા ટૉડે મેવાડના પર્વોત્સવ અને કુસંસ્કારની પર્યાલોચના કરવાનું શરૂ કર્યું. તે પોતાના કઠોર મતના સાધનમાં કૃત કાર્ય થયો. મહાત્મા ટૉડે કહેલ છે જે ધનુર્વેદ, આયુર્વેદ, સ્મૃતિ શાસ્ત્ર રાજનીતિ, વિજ્ઞાનશાસ્ત્ર વીગેરે, પૌરાણિક વર્ણનથી ગુળમાં જુદાંનથી પુરાણજ જગતની અસલ હાલતનો ખરો સાક્ષી. પુરાણજ સઘળા દેશના ઇતિવૃતનો મુળમંત્ર.

પૌરાણિક ઇતિવૃત, ભારતવર્ષના પક્ષમાં વિશેષ ઉપકારક છે. પુરાણ, સનાતન ધર્મનો પ્રધાન વિધાન ગ્રંથ. હીંદુધર્મ વિજ્ઞાન મુલક વિજ્ઞાન સ્વભાવથી નીરસ અને કઠોર પણ પુરાણ તે નીરસસ વિજ્ઞાનને સરસ કરી દેછે. હિંદુઓ તે પુરાણને વેદના જેવાં પવિત્ર ગણેછે. પુરાણના મહા પુરૂષો આજ દેવ ભાવે પુજાતછે. પૌરાણિક સનાતન ધર્મમાં એવી મોહની માયાછે જે હીંદુલોકો તેના વર્ણનને પવિત્ર અને અને સત્ય ગણેછે, હાલના ભારતવાસીઓ પુરાણના રહસ્યને સારી-રીતે સમજતા નથી, જે દિવસ ભારતવાસીઓ તેના પુરાણિક રહસ્યને સમજશે તે દિવસે તે માતૃભૂમિનો ઉદ્ધાર કરવા સત્તાવાળા થાશે.

વીર રજપુતો પુરાણને વેદ તુલ્ય માનતા આવેલા છે તે, તેઓના પૂર્વજની મહનીય કીર્તિ અને લીલાનો એક માત્ર સાક્ષી-રજપુતો, વીરત્વ, મહત્વ અને સન્યાસ ધર્મના આદર્શ સ્વરૂપ દેવદેવ મહાદેવની ઇષ્ટદેવના સ્વીકારતા આવ્યા છે. ભૂતનાથ રજપુતનો ઉપાસ્ય દેવ ઘણું કરીને મેવાડના રજપુતોનો તો તે ઇષ્ટદેવ ગિહ્લોટ કુળના રાજાઓ મહાદેવને પુર્ણ અને લિંગ એવા પ્રકારે મનિપૂજા કરે છે. ગિહ્લોટ કુળના પ્રધાન ઉપાસ્ય દેવ મહાદેવ એકલિંગનું પવિત્ર મંદિર ઉદયપુરથી ત્રણ કોશ ઉપર સ્થાપેલ છે. તેની ચારે તરફ ઉંચી શૈલમાળા છે, એ શૈલમાળા જોવામાં પરમ રમણીય.

એકલિંગના પુરોહિતનો ઘલકાબ ગોસ્વામી. તેઓ કોમારાવસ્થામાં પોતાનો સમય કહાડેછે. છેવટે તેઓ પોષ્પ પુત્રને પોતાની ગાદીએ બેસારે છે. શૈવ પુરોહિત, પોતાના લલાટમાં અર્ધ ચંદ્રાકૃતિ તિલક કરેછે. તેઓ મસ્તકે જયભાર રાખેછે. તેના સર્વાંગે ભસ્મ હોયછે. તેનો પોશાક ગેરવા વસ્ત્રનો હોય છે. મેવાડના અધિપતિઓ "એકલિંગકા દીવાન" નામે પરિચિતછે.

શૈવ લોક સંબંધે હવે વધારે બોલવું નિષ્પ્રયોજન છે, હવે આપણે જૈનના ચરિતની સમાલોચનામાં પ્રવૃત થઇએ, તેઓની ક્ષમતા અને સંખ્યા વિષયે પાશ્ચાત્ય પંડીતો થોડાજ વાકીફગાર છે, તેઓની એવી ધારણાં છે જે જગતમાં થોડી સંખ્યા વાળા જઇનોછે, જેઓછે તેઓ એક સ્થળે નથી જઇનની રાજનૈતિક પ્રભુતા અને મહા ધર્મતા સંબંધે એટલું બોલવું બસ છે, જે એક માત્ર

ક્ષત્રગચ્છ શાખાના પ્રધાન પુરોહિતોના શિષ્ય અગીયાર હજાર ભારતવર્ષના ભિન્ન ભિન્ન સ્થળે છે.

ખ્રીસ્ટીય એકાદશ શતાબ્દીમાં અણુહીલપાટણમાં પ્રસિદ્ધ જૈન નરપતિ સિદ્ધરાજના શાસન કાળમાં તેની રાજધાનીમાં ધર્મ સંબંધે એક મહા તર્ક જાગી ઉઠયો. તે તર્કના કાળે તેણે જૈનસંપ્રદાયની એક શાખાને ક્ષત્રગચ્છ નામ આપ્યું જૈનલોકના મતાનુસારે ક્ષત્ર શબ્દનો અર્થ સત્ય છે. સુવિખ્યાત હેમચંદ્ર આચાર્ય એ ક્ષત્રગચ્છની સમિતિનો ગુરૂ હતો. મહાત્મા ટૉડ સાહેબ જે જૈનયતિના સહાયે રાજસ્થાનના ઇતિહાસની ઉપકરણ સામગ્રી પામ્યો. તે જૈનયતિ હેમચંદ્ર આચાર્યનો શિષ્ય હતો.

રાજસ્થાન અને સોરાષ્ટ પ્રદેશમાં પહેલો જૈનનો આવિર્ભાવ થયો, જૈનો જે પંચ પર્વતને પવિત્ર ગણે છે, તેમાં આબુ, શેત્રુંજય અને ગીરનાર વિશેષ પ્રસિદ્ધ. એ ત્રણ પર્વત તેઓના ધર્મ યુદ્ધના પવિત્ર રંગસ્થળ. મેવાડની મંત્રી સમાના અને રાજસ્વવિભાગના પ્રધાન પુરૂષો ઘણું કરી શ્રાવક કોમના અને પંચનદ પ્રદેશથી તે સાગર સુધીનો પ્રદેશ જૈનથી સમલંકૃત—ઉદયપુરના અને રાજસ્થાનના બીજા નગરના શાંતિ રક્ષક અને કર સંગ્રાહક કર્મચારીઓ તે કોમના. અહિંસા—જૈનના ધર્મનો મૂળ મંત્ર જેઓ જીવહત્યાના પરમ વિરોધી અણુહીલવાડ પાટણનો છેલો નરપતિ કુમારપાળ જૈન હતો.

ભારતવર્ષમાં બૌધ વૈષ્ણવ શૈવ શાક્ત વિગેરેને લઇ જે ઘોર વિષમતા અને સાંપ્રદાયિકતા ઉત્પન્ન થઇ. તે ભગવાન શંકરાચાર્યના અનુગ્રહે દુર થઇ ગઇ. સઘળા વિષમતા ભુલી જઇ એક સમતાને ચોટી ગયા. જે સમયે જૈન અને બ્રાહ્મણ વચ્ચે પ્રચંડ સંઘર્ષ ઉત્પન્ન થયો, તે સમયે પ્રતિદિન હજારો જૈન અને હજારો બ્રાહ્મણો તે સઘર્ષ વન્હિમાં બળી મુઆ. તે સમયે પીડા પામેલા કેટલાક જૈનોએ મેવાડમાં આશ્રય લીધો. મેવાડ જૈનનું એક પ્રધાન આશ્રય સ્થળ. અતિ પ્રાચીન કાળથી તે સ્થળે જૈન ધર્મની આલોચના થતી આવી છે. અગર જોકે મેવાડના મેવાડના એક બે રાજાએ શૈવ ધર્મ છોડી જૈન ધર્મ પકડયો હતો પણ મેવાડના સઘળા રાજાઓ સઘળા ધર્મને સમાન નયને જોતા હતા. ગિલ્હોટ કુળના આદિ પુરૂષ વહ્લિપતિનો જૈન ધર્મ મુખ્ય ધર્મ હતો. મેવાડના ગિલ્હોટ કુળના રાજાઓ જૈન ધર્મ તરફ વિશેષ ઉત્સાહ અને સત્કાર બતાવતા હતા. તેનું પ્રસિદ્ધ પ્રમાણ ચિતોડમાં પાર્શ્વનાથનો સ્માર્ક સ્તંભ.

મેવાડ સઘળા ધર્મનું આશ્રય સ્થળ. મેવાડમાં સઘળા ધર્મનો ઉત્કર્ષ સાધીત થયો. તેના ધર્મપરાયણ રાજાઓ કેવળ જૈન અને શૈવ ધર્મ ઉપર અનુગ્રહ બતાવતા હતા એટલુંજ નહિ પણ વૈષ્ણવ ધર્મના રક્ષણ માટે તેઓ કોઇ

રીતની કસર રાખતા નહિ. મેવાડની અંદર નાથદ્વારમાં ભગવાન શ્રી કૃષ્ણનું પ્રસિદ્ધ મંદિર છે. હીંદુ વિદ્વેષી ઔરંગજેબના અત્યાચારે ત્રાસ પામી વૈષ્ણવોએ પવિત્ર વ્રજધામથી નીકળી જઈ પોતાના ઇષ્ટદેવના રક્ષણ માટે ઉદયપુરના રાણાને કહેવરાવ્યું. અત્યાચારી મોગલ સમ્રાટનો જુલમ સહન કરી ઉદયપુરના મહારાણાએ ભગવાન શ્રી કૃષ્ણના તે પાવન વિગ્રહને પોતાના રાજ્યમાં રાખવા આજ્ઞા આપી.

ઉદયપુરથી પૂર્વોત્તરે અગીયાર કોશ ઉપર એ પવિત્ર દેવ મંદિર સંસ્થાપિત. જે સ્થળની પાસે થઇ બુનાશ નદી વહી જાય છે. નાથદ્વાર, વૈષ્ણવોનું એક પ્રધાન તીર્થ સ્થળ ખરૂં, પણ તેમાં દર્શન યોગ્ય કોઈ દૃશ્ય નથી. નાથદ્વારના મંદિરના નિર્માણકાર્યમાં કોઈ રીતનું કૌશલ જોવામાં આવતું નથી. નાથદ્વારની પ્રસિદ્ધિ અને પવિત્રતા, માત્ર શ્રી કૃષ્ણના વિગ્રહના લીધે ખ્રીસ્ટ જન્મના પૂર્વે બે હજાર વર્ષ ઉપર પવિત્ર જળવાળી યમુનાના તીરે કૃષ્ણની જે મૂર્તિ પ્રતિષ્ઠિત હતી. અનેક લોકો અનુમાન કરે છે જે નાથદ્વારની મૂર્તિ તે તેજ છે. ગયાના ગિરિ કંદરમાં દ્વારકાના સાગરના કીનારે અથવા ચિત વિનોદત વૃંદાવનમાં જે સઘળાં હૃદય મોહન કૃષ્ણનાં ચિત્ર જોવામાં આવે છે. નાથદ્વારમાં તે જોવામાં આવતાં નથી. તોપણ મેવાડના એ પવિત્ર સ્થાને, લાખો લોક પ્રતીવર્ષ યાત્રાળુ તરીકે આવે છે.

ત્રણ હજાર વર્ષ સુધી જે વ્રજ ગોપીવલ્લભ શ્રી કૃષ્ણનું પ્રધાન પીઠસ્થાન ગણાતું હતું, તે પીઠસ્થાનને દુર્ધર્ષ યવન ઔરંગઝેબે અપવિત્ર કરી નાંખ્યું. તે પાખંડ મોગલ બાદશાહના અત્યાચારથી પીડા પામી વૈષ્ણવ તે તીર્થ ભૂમિ છોડી દેવ વિગ્રહના રક્ષણ માટે ભારત વર્ષમાં સ્થળે સ્થળે ભગ્યા. અગર જો કે ગજનાન વીર મહમદના કઠોર કરાઘાતે ભગવાન્ વિષ્ણુનું કમલાસન વિકંપિત થયું હતું. અને તેના ભક્તો ભગવાનની સન્માન રક્ષાના અર્થે ગભરાઈ એક સ્થાનથી બીજા સ્થાને દોડતા હતા. તોપણ ભગવાન કૃષ્ણે પોતાનાનું પ્રાચીન નિકેતન છોડયું નહોતું. હીંદુરંજક ઉદારનીતિક અકબર જહાગીર અને શાહજહાને તેને તે પ્રાચીન મંદિરમાં સ્થાપ્યા હતા

જેહાગીર માતૃવંશે અર્દ્ધ રજપુત હતો. હીંદુ ધર્મ ઉપર તેનો સારો આદર હતો. તે પોતાના ઉદાર નીતિવાળા પિતાની જેમ ભગવાન્ કૃષ્ણની સમાદરથી પૂજા કરતો હતો. તે પુત્ર શાહજહાને પિતૃ પદવીનો ત્યાગ કરી શૈવધર્મની દિક્ષા લીધી હતી. સિદ્ધરૂપ નામનો એક સિદ્ધ સન્યાસી તેનો તે ધર્મનો દીક્ષા આપનારો ગુરૂ હતો, તેનો શૈવાનુરાગ હોવાથી ભારતવર્ષમાં શિવભક્તિનું પ્રાધાન્ય વધ્યું. શૈવો રાજાનુગ્રહ મેળવી વૈષ્ણવો ઉપર અત્યાચાર કરતા હતા. તેઓના અત્યાચારથી પીડા પામી વૈષ્ણવોને વ્રજધામ છોડી. ભગવાન્ વિષ્ણુના વિગ્રહ સાથે ઉદયપુર જવાની ફરજ પડી.

શૈવોના ઉતપીડનથી વૈષ્ણવોને ભગવાન વિષ્ણુની મૂર્તિ લઇ વ્રજધામ છોડવાની જરૂર પડી. છેવટે ઉદયપુરની એક રાજકુમારીની ચેષ્ટાથી તેઓ પોતાનું

પૂર્ણ આસન પામ્યા. પણ તે સ્થાને તેઓ બહુવાર રહી શકયા નહિ. થોડા સમયમાં જુલમી ઔરંગઝેબ પેદા થયો, તેના ભયથી તેઓને ફરીથી વૃજધામ મૂર્તિસાથે છોડવું પડયું. ઔરંગઝેબની એવી જુલમ ભરેલી ચેષ્ટાથી તે કાલ યવન કહેવાયો.

કાલયવન ઔરંગઝેબે ગૌત્રહત્યા અને બ્રહ્મહત્યા કરી, વ્રજધામને કલુષિત કરી, ભગવાન શ્રી કૃષ્ણનું મંદીર અપવિત્ર કર્યું. તેનું એ પાશવ આચરણ જોઈ શિશોદીય વીર રાણો રાજસિંહ દારૂણ રોષથી ઉન્મત થઇ ઉઠયો. શ્રી કૃષ્ણનું અપમાન ન થાય એવા હેતુથી તેણે યવન સમ્રાટ સામે પોતાની તલવાર ઉપાડી-રાણાનો એ ઉમદા દાખલો અનુસરી લાખો વીર રજપુતો એ દેવ પ્રતિમાના રક્ષણ માટે પોતાના જીવનનો ઉત્સર્ગ કરવા તૈયાર થયા. તેઓની પ્રબળ ચેષ્ટાથી પાપીષ્ટ યવનો દેવનીમૂર્તિને અડકવા પામ્યા નહિ. ત્યારપછી તે દેવમૂર્તિને કોટાના અંદર થઇ મેવાડના રામપુરમાં આણી. રાણાના મનમાં વાસના હતી જે તેને એક વાર ઉદયપુરમાં લાવવી જોઇએ. પણ રસ્તામાં એક અચિંતિત ઘટના ઘટવાથી તેની તે વાસના વિફળ નીવડી. મેવાડના અંદર શિયાર નામના ગામડામાં થઈ ભગવાનની મૂર્તિનો રથ જતો હતો. એટલામાં પૃથ્વીમાં તે રથના ચક્ર એવાં બેસી ગયાં કે તે ચક્ર પૃથ્વી ઉપર ચાલી શકયા નહિ. એક શુકન જાણનાર દેવજ્ઞ તે સ્થળે હાજર આવી રહ્યો તેણે બતાવ્યું જે ભગવાનની એ સ્થળે રહેવાની વાસના છે. દેવજ્ઞના બોલવા ઉપર રાણાની સંપૂર્ણ પ્રતિતિ આવી. રાણાએ તે સ્થળેજ કૃષ્ણનું મંદીર બનાવવાનું વિચાર્યું. રાણાના હુકમના અનુસારે મંદીર બન્યું. તે મંદીરમાં ભગવાન કૃષ્ણની પ્રતિષ્ઠા થઇ. તે દીવસથી શીયાર ગ્રામ નાથદ્વારના નામે-ઓળખાયું.

નાથદ્વાર જોવામાં અપ્રીતિકર-નથી. તેની ચારે દિશા સુરક્ષીત તેની પૂર્વ દિશા મજબુત ઉંચા પર્વતના કોટથી ઘેરાયેલ છે. પશ્ચિમ ઉત્તર અને દક્ષીણ દીશાને બુનાસ નદી ઘેર્યો તેની પરિખા રૂપે તે રહેલ છે. એ નદી રક્ષીત અને શૈલ રક્ષીત પ્રદેશમાં ભગવાન શ્રી કૃષ્ણનું પવિત્ર મંદીર છે. તે સ્થાન અત્યંત પવીત્ર છે. રજપુતોનો વિશ્વાસ છે જે એ સ્થાને હરકોઈ ઘોર પાપાચારી હોઇ પદાર્પણ કરે તે આશામીની આ સંસારના દુઃખથી મુકિત છે. તે સ્થળ શાંતિમય છે. જ્યાં વિવાદ, કલહે, દંદ, પ્રતિદ્વંદ્વિતા, ઈર્ષા, દ્વેષ વીગેરે અવગુણો જોવામાં આવતા નથી. જ્યાં સઘળું આનંદમય છે. સઘળુ અધ્યાત્મિક ભાવે પરિપૂરિત. અગર જોકે નાથદ્વાર એક સામાન્ય ગામડું છે, પણ તેની ચતુ સીમાના મધ્યે અસંખ્ય લોકો વાસ કરી સુખ ભોગવે છે. તે સ્થળે સ્થાનેસ્થાને આંબલી, પીપળા અને વડલા જોવામાં આવે છે. જ્યાં યાત્રાળુ લોકો આનંદથી નિવાસ કરે છે. વૈષ્ણવો એ વૃક્ષોની શીતળ છાયામાં મધ્યાન્હના પ્રખર સૂર્ય

કિરણુથી કંટાળી જઇ નિદ્રાનો લાભ લેછે. નાથદ્વાર સંસાર વિરાગિનું આશ્રય સ્થળ છે. ઉદાસીનનું શાંતિક્ષેત્ર છે, હતાશ લોકનું આરામકુંજ છે.

મહાત્મા ટાડ સાહેબે કહેલ છે જે રજપુતોએ મહાદેવનો વિકટ ધર્મ છોડી વૈષ્ણવનો સરલ ધર્મ પકડયો હત તો રજપુતોનો વિશેષ ઉપકાર થાત.

રજપુત જાતિની રાજ નૈતિક ઉન્નતિનો વિષય વિચારમાં લીધાથી શાંતિમય વૈષ્ણવ ધર્મને તેજોમય શૈવધર્મના ઉપર પ્રાધાન્ય આપી બેસાય તેમ નથી. શાંતિ જગતમાં વાંછનીય છે, પણ શાંતિથી માનવની તેજસ્વીતા લુપ્ત થાય છે. જેથી માણસ આળસુ અને જડ બની જાય છે. આપણે તે શાંતિના અભિલાષી નથી આજ રજપુતો જે નિર્જીવ અને જડ અવસ્થામાં પહોંચ્યા છે તેના ઉપર જો તેઓની શાંતિ પ્રીતિ થાય તો જગતમાંથી રજપુતના નામનો લય થાય તેવું છે. ચૈતન્ય પ્રચારિત વૈષ્ણવ ધર્મે જગતને શાંતિ શિક્ષા આપી ખરી, પણ તેથી પ્રકૃત વૈષ્ણવ ધર્મ લુપ્તપ્રાય થયો.



# उनविंश अध्याय.

**વસંતપંચમી, ભાનુસપ્તમી, શિવરાત્રી, આહેરીયા, ફાગોત્સવ, શીતલા ષષ્ટી, રાણાની જન્મતિથિ, ફુલદોલ, અન્નપુર્ણા, અશોકાષ્ટમી, રામ નવમી, મદનત્રયોદશી, નવગૌરી પુજા, સાવિત્રીવ્રત, રંભાતૃ તીયા, અરણ્યષષ્ટી, રથયાત્રા, પાર્વતીતૃતીયા, નાગપંચમી જન્માષ્ટમી, પિતૃદેવતા, ખડગપુજા, દશહરા, ગણેશપુજા લક્ષ્મીપુજા, દીવાળી, અન્નકુટ, ઝુલણયાત્રા, મકર-સંક્રાંતિ મિત્રસપ્તમી.**



પૂર્વના અધ્યાયમાં મેવાડની ધર્મ પ્રતિષ્ટા અને ધર્મ સંપ્રદાયનું યથાર્થ વર્ણન પ્રકૃટિત થયું, હવે મેવાડના પર્વોત્સવ અને આચાર વ્યવહાર વીગેરેનુ વર્ણન કરવું ઉચિત છે. જે સમયે શીતની કઠોરતા ખસી જાય અને વસંત દૂત કોકિલ કુળ જગતમાં દેખા આપી કળકંઠસ્વરે સમસ્ત પ્રકૃતિને નવજીવને ઉજ્વલિત કરે, તે સમયે પ્રકૃતિની સજીવના સાથે માનવ મન અભૂત પૂર્વ આનંદમાં મગ્ન થાય, તેમ ઘુમવસંતકાળથી મેવાડનો પર્વોત્સવ શરૂ થાય છે.

**વસંતપંચમી**—માઘ માસની શુકલ પંચમીના દિવસે એ ઉત્સવ મેવાડમાં આચરિત થાય છે. બંગદેશમાં જે દિવસે ભગવતી વીણા પાણિની પૂજા સમાપ્ત થાય તે દિવસેજ વાસંતીપંચમીનો પ્રશસ્ત દિવસ, તે દિવસે, મંગાળાત્મકતા જાણી રજપુતો, અશ્લીલ અને જઘન્ય વ્યવહારને પકડી ઉન્મત ભાવે નૃત્યગીત અને આમોદ પ્રમોદ કરેછે. તે દિવસે ભદ્ર અને અભદ્ર લોકનો પ્રભેદ રહેતો નથી. ભાંગ, ધંતુરો, ગાંજો, મધ, અફીણ વીગેરેનું સેવન કરી લોકો ટોળે ટોળે, તે દિવસે આથડે છે. જે સઘળાં સંભ્રાંત લોકો બીજા સમયે એક પણ અપ્રિય વચન બોલવા શરમ પામે તે લોકો આ દિવસે, અપ્રિય વચન અને અશ્લીલ ભાષણ બોલવામાં કસર કરતા નથી. રાજસ્થાનમાં તે દિવસ, પુષ્કળ આનંદકારક ગણાયછે.

**ભાનુસપ્તમી**—વાસંતીપચમી પછી બે દિવસે ભાનુસપ્તમી આવે છે. એમ કહેવાય છે જે સૂર્યદેવે તે દિવસે જન્મ ગ્રહણ કર્યો. સૂર્યવંશીય રા-

ણાઓ પોતાના વંશના આદિ પુરૂષનો તે દિવસે જન્મ જાણી જુદી જુદી જાતના આનંદોત્સવમાં મગ્ન થાય છે. એ મંગળમય દિવસે, રાણો સામંત સરદારો સાથે ચોગા નામના એક પવિત્ર સ્થાને જાય છે. તે સ્થાને ભવાનદિવાકરની તે પૂજા કરે છે. તે દિવસે જયપુરમાં સૂર્ય પૂજાનો વિશેષ આડંબર જોવામાં આવે છે, ... રાજા તે દિવસે સૂર્યમંદિરમાં પેસી, દિવાકરનો સપ્તાશ્વવાળો રથ, મંદિર ... બહાર લાવે છે.

શિવરાત્રી—માઘમાસની શેષવર્તિની ચતુર્દશી શિવરાત્રીના નામે ઓ... ખાય છે. દરેક હીંદુઓ તે દીવસને પવિત્ર ગણે છે. ઘોર પાપાચારી નિષાદ ... તે દિવસે પોતાના અજ્ઞાનવશે પણ શિવપૂજન કરી મુક્ત થઇ શિવલોકમાં ગયો. દિવસ હીંદુઓના પક્ષે અત્યંત પવિત્ર છે. રાણો ભારતવર્ષમાં " શિવનો પ્રતિનિધિ એવા નામથી પરિચિત છે. એટલે કે તે દિવસે તેનો શિવ પુજાનો આડંબર ... જોવામાં આવે છે. રજપુતો તે દિવસે, નિરંબુ ઉપવાશ કરે છે. સંસારિક કાર્યે ... દરેક શેવ તે દીવસે લક્ષ આપતા નથી. તેઓ સઘળી રાત્રી જાગૃત રહી શિવ... જામાં નિહત રહે છે.

આહેરીયા—આહેરીયા અર્થાત્ વાસંતિક મૃગયા વ્યાપારની સાથે મધુ... મય ફાલ્ગુન માસ આ જંગતમાં આવે છે. તેના પૂર્વ દિવસે રાણો પોતાના ... દાર અને સહચરો સાથે હરીદવર્ણનું એક એક અંગરખુ પહેરી બહાર નીસરે ... તેઓ જ્યોતિષે બતાવેલા શુભ લગ્નમાં વરાહના શીકારે બહાર નીસરે છે. મહાન મૃગયા વ્યાપારમાં રજપુતો પોતાના ભાગ્યની પરિક્ષા કરે છે. તે દીવસે ... લક્ષ વ્યર્થ જાય તેનો શુભ ગ્રહ નથી એમ સિદ્ધ થાય છે. તે વર્ષ તેને. મો... કષ્ટમાં જાય છે એમ નિશ્ચિત થાય છે. શીકારમા વીંધવાનું પશુ જોવામાં આવે તેને સંહાર કરવા સઘળા પ્રાણ આપી ચેષ્ટા કરે છે. દરેકના હૃદયમાં ... વૃત્તિ પ્રચંડ વેગે જાગૃત થાય છે. ઉદયપુરના વિશાળ ઉપત્યકા ક્ષેત્રમાં વિજન વનમાં ઘણું કરી મૃગકુળ વિશ્રામ કરે છે. મૃગાર્થી રજપુતો બહુ કરી ... નિર્જન વનમાં પહોંચે છે. ત્યાં જઈ મોટા ચિત્કારે મૃગ વીગેરેને દોડાવી ... અનુકરણ કરી તેને લક્ષ્યથી વીંધી નાખે છે.

ફાગોત્સવ—જેમ જેમ મધુમય ફાલ્ગુન માસ જાતો જાય છે. તેમ મેવાડી લોકોની આમોદ પ્રમોદની પિપાસા વધતી જાય છે. નગરવાસીઓ આ... દમાં ઉન્મત્ત થઇ ચારે દિશામાં ફાગ લઇ ખેલે છે. અબીલ, રંગ ... વીગેરેના ઉડવાથી રસ્તાઓ અને આગણા રંગથી કર્દમિત થઇ જાય છે. કોઇ... શરીર ઉપર શુદ્ધ એક પણ ધોળું વસ્ત્ર જોવામાં આવતું નથી. સઘળાઓ રંગાયેલા રહે છે. મસ્તકના વાળથી તે પગના નખ સુધીનું સઘળું અંગ અ...

ગુલાલથી રગાયેલ રહે છે જેને સૂર્ય પણ જોઈ શકે નહિ એવી જનાનખાનામા રહેની સ્ત્રીઓ પણ બહાર નીકળી આ ઉત્સવમાં આનદથી રમે છે

**શીતળાષષ્ઠી**—ચૈત્ર માસની શુકલ ષષ્ટીના દિવસે એ ઉત્સવ થાય છે રજપુતો શીતળાને શીશુસતાનની રક્ષયિત્રી દેવી ગણે છે રજપુત સ્ત્રીઓ પોતાના સતાનના મગળ માટે શિતળા દેવીના મદીરમા જઈ તેની પૂજા કરે છે ઉદય પુરના એક વિચ્છીન્ન ગિરિકુટમા શિતળા દેવીનુ મદીર આવેલ છે રજપુત સ્ત્રીઓ તે ગિરિકુટમા જઈ તે મદીરમા દેવીની જુદાજુદા ઉપચારે પૂજા કરે છે તે દીવસે રાણા ભીમસિહનો જન્મદીવસ હોઈ સઘળા આમોદ પ્રમોદમા નિમગ્ન રહે છે

**કુલદોલ**—હીંદુ રાજચક્રવર્તિ વિક્રમાદિત્યના ચાન્દ્રસૌર વર્ષારભની સાથે મેવાડનો કુસુમોત્સવ આરભ થાય છે રજપુતો તેને કુળદોલ એમ કહે છે એ પર્વમા પ્રધાન રીતે ખડગની પૂજા થાય છે, રાણાના મહેલમા એ પુજા વિધિ થાય છે દોલામા બેસી સુલલિત ગીત ગોવીદની પદાવળી ગાઇ ઘણાખરા લોકો આનદ કરે છે જેઓ દોલ મચ તૈયાર કરી લેવા અસમર્થ હોય છે, તેઓ વૃક્ષની ડાળીએ દોર બાધી હીચકા જેવુ કરી તેનાથી હીચકા લઇ આનદ સાગ રમા નિમગ્ન થાય છે

**અન્નપૂર્ણા**—જે સમયે, ભગવાન દિવાકર મેષ રાશિમા ચરણ મુકે છે તે દિવસે રજપુતોમા ભગવતી અન્નપૂર્ણાની પૂજાવિધી થાવે છે સિહાસન ઉપર આદ્યાશક્તિદ્વિભુજા અન્નપૂર્ણાની મૂર્તિ હોય છે, જેના ડાબા હાથમા અન્નપૂર્ણ હેમ થાળ હોય છે જમણા હાથમા રત્નમય દર્વિતૃ હોય છે જેની સમુખે સર્વ મગલમય પુરૂષ પ્રધાન મહાદેવ અન્નભિક્ષાર્થી હોઇ ઉભો રહેલ છે રજપુતો, તેવી રીતના હરગૌરીની પાસે એક યવવાટીક્ષેત્ર તૈયાર કરે છે જે યવો, સે દિવસમા અકુરિત થાય છે, તે યવાકુર લઇ રજપુત મહિલાઓ, પોતાના સ્વામીઓને અર્પે છે તેઓ તે પોતાની પાઘડી વીગેરેમા તે રાખે છે ત્રણ દિવસ દેવીની પૂજા કરે છે ચોથા દિવસે અગ્નિક્રીડા કરી પૂજાવિધી સમાપ્ત થાય છે

**અશોકાષ્ટમી**—સઘળા રજપુતો, તે દિવસે વિશ્વ માતાની પૂજા કરે છે રાણો તે દિવસે પોતાના સરદાર સામતો સાથે ચોગા નામના સ્થાને જાય છે ત્યા જઈ તે સઘળો દિવસ આમોદ પ્રમોદમા કહાડે છે તે દિવસે પ્રત્યેક રજપુત પોતાની કુળદેવતા શાકભરીની પૂજા કરે છે

**રામનવમી**—અશોકાષ્ટમીના બીજા દિવસે રામનવમી આ શુભ દિને પુનર્વસુનક્ષત્રમા રવિકુળતિલક રામચદ્રનો જન્મ, તેથી કરી રામચદ્રના વશ ધર રજપુતો, તે દિવસને વિશેષ પવિત્ર ગણે છે રામનવમીના દિવસે સુદ્વારવ

રાજ અને અશ્વની પૂજા થાયછે ગણો તે દિવસે, ચોગાના મનાસ્થળે મોટા ભભકાથી જાયછે તે સ્થાને જુદી જુદી જાતના આમોદ પ્રમોદ થાયછે હીંદુશાસ્ત્રમા એમ વર્ણવેલછે જે તે દિવસે ભગવાન રામચન્દ્રને ઉદ્દેશી જે જે કર્મ કરવામા આવે તેથી તેને બહુ પુણ્ય થાયછે

**મદનત્રયોદશી**—ચૈત્ર શુક્લ ત્રયોદશીએ હીંદુઓ મીનકેતન કન્દર્પની પૂજા કરે છે અગર જોકે તેની પુર્વવર્તિની દ્વાદશીએ અને પર્વર્તિની ચતુર્દશીએ પૂજાની વ્યવસ્થા છે, તોપણ રજપુતો ત્રયોદશીને અત્યંત પવિત્ર ગણે છે ઉદયપુરની રજપુત સ્ત્રીઓ ભક્તિ સાથે જેવી મદન પુજા કરે છે તેવી રીતે ભારતવર્ષમા કોઇપણ સ્ત્રી મદન પૂજા કરતી નથી તેઓ કામદેવની નીચે પ્રમાણે સ્તુતિ કરે છે

पुष्प धन्वन नमोऽस्तुते नपस्तेषीन केनन मुर्नीना लाकेपालाना धैर्यच्युतिकृतेनमः
माधवात्मजकन्दर्प मवसारेगतिप्रिय नमस्तुभ्य मिताशोप भुवनाय मनोभुवे
आत्रयो मर्पेनस्पतु व्याधयश्चिवशरीरजाः संपत्र नाम भीष्मे सपर संतुमेस्थिहाः
नमोमाराय कामाय देवदेवस्य मूर्तये ब्रह्म विष्णु शिवेंद्राणा मन क्षोभकरायच

હીંદુઓનો દઢ વિશ્વાસ છે જે, જે અનંગ દેવની ઉપર પ્રમાણે સ્તવ સ્તુતિ કરે છે તો તે વર્ષમા તેને કોઇ રીતના આધિવ્યાધિ નડતા નથી

**નવગૌરીપુજા**—મદનોત્સવની સાથે ચૈત્ર માસ અતીત થાય છે તેની સાથે એક ગયુ વર્ષ પણ અનંતકાળ સાગરમ વિલીન થઈ જાય છે વૈશાખના કઠોર તપનને લલાટમા ધારણ કરી નવ વર્ષ જગતમા દેખા આપે છે હીંદુ શાસ્ત્રમા વૈશાખ માસ અતીવ પવિત્ર તે વર્ષના બધા માસોમા શ્રેષ્ઠ અને ભગવાન માધવનો અતિ પ્રિય એ માસમા ભગવાન માધવની નિયમીત રૂપે પૂજા કરે છે તે વિષ્નુ લોકને પામી વિષ્ણુ સાથે રમે છે એ પુણ્યમય માસમા રજપુતોનો એક ઉત્સવ છે તે ઉત્સવ અતિ સામાન્ય, તેનુ નામ નવગૌરીપૂજા—એ પૂજાનો સમારંભ થાય તેની સાથે મેવાડના રાણા પ્રધાન સામંતો પોતપોતાના અલંકૃત અશ્વ ઉપર બેસી રાણાની સાથે પેશાળા નગરના તરફ પરના ચોકમા જાય છે, ત્યા ભગવતી ગૌરીને સ્થાપિત કરી આમોદ પ્રમોદમા તેઓ રાગ

*तस्मिन् दिने महा पुण्ये रामसुद्दिश्य भक्तितः
यत्किंचित्क्रियते कर्म तदभवक्षयकारकं
उपोषण जागरण पितृन्नुद्दिश्यतर्पण
तस्मिनदिनेतु कर्तव्यं ब्रह्म प्राप्ति मीप्सुभिः

अगस्त्य संहिता

કહોડે છે. એ પર્વ સંપૂર્ણ નવું છે. એ પર્વ રાણા ભીમસિંહે ઇ. સ. ૧૮૧૭માં સ્થાપ્યું. મેવાડી લોકોને અભિનવ પર્વને હીંદુઓના ઉત્સવથી સંપૂર્ણ વિપરિત માને છે.

**સાવીત્રીવ્રત**—જેષ્ઠ માસની કૃષ્ણ ચતુર્દશીએ એ વ્રત થાય છે. સઘળી સ્રીઓ તે દીવસે ઉપવાસ કરી સતી પ્રધાના સાવીત્રીનું આખ્યાન સાંભળે છે. રજપુત સ્રીઓ તે દીવસે એક વડલાની નીચે જઇ સાવીત્રીની પુણ્ય કથા સાંભળે છે. અને તેની પૂજા કરે છે.

**રંભાતૃતીયા**—હીંદુ સ્રીઓ જેષ્ટ માસની શુકલ તૃતીયા તીથિએ એ વ્રતનું આચરણ કરે છે, રંભા ભગવતી ગૌરીની એક મૂર્તિ–રજપુત સ્રીઓ વિકસીત સેવનીના પુષ્પોએ, ધનભાગ્યની કામના એ રંભા દેવીની અર્ચના કરે છે.

**અરણ્યષષ્ટિ**—જેષ્ઠ માસના શુકલ પક્ષમા દેવ સેના ભગવતીષષ્ઠી દેવીની જે પૂજા થાય છે. તેનું નામ અરણ્યષષ્ઠી. એ પર્વાપલક્ષે પુત્રાર્થિની અથવા પુત્ર મંગલાભિલાષી હીંદુ સ્ત્રી અરણ્યમાં જઇ વડલાના અથવા પીપળાના મૂળમાં દેવીની પૂજા કરે છે.

**રથયાત્રા**—આષાડ માસના શુકલ પક્ષની દ્વિતિયા તિથિએ ભગવાન વિષ્ણુની રથયાત્રા થાય છે. હીંદુશાસ્ત્રમાં નારાયણની બાર યાત્રા બાર માસમાં થાય છે. તે બાર યાત્રાના* જુદાં જુદાં બાર નામ છે. અગર જો કે રજપુતો ભગવાનની દોલા યાત્રા અને ઝુલણયાત્રા મોટા ભભકાથી કરે છે, તો પણ રથ-યાત્રાના ઉત્સવમાં તેઓનો ઉત્સાહ કમ નથી.

**પાર્વતીતૃતીયા**—શ્રાવણ માસની શુકલ તૃતીયાના દીવસે રજપુતો પાર્વતી તૃતીયાનું વ્રત પાળે છે. એમ કહેવાય છે જે, તે દીવસે ગિરિબાળા ભગવતી પાર્વતીનું ભૂતભાવન શુલપાણી મહાદેવની સાથે પુનર્મિલન થયું. રજપુતો તે પર્વને અતીવ પવીત્ર ગણે છે. તેઓનો એવો વિશ્વાસ છે જે હરકોઇ સ્ત્રી તે દીવસે પાર્વતીની શ્રદ્ધા અને ભકિત સાથે અર્ચના કરે તો તેની મનઃકામના પુરી થાય છે. રજપુત પુરૂષો તે વ્રત પાળતા નથી તો પણ તે વ્રતની પવિત્રતા માટે તેઓના મોટા વીચાર છે. એ દીવસે પ્રત્યેક રજપુત રકતવર્ણનો વેષ ધારણ કરે છે. ઉદયપુર કરતાં એ વ્રત પાળવામાં જયપુર વિશેષ આડંબર રાખે છે.

**નાગપંચમી**—શ્રાવણ માસના કૃષ્ણ પક્ષની પંચમીએ નાગજનની મન

* વૈશાખમાં ચાંદન, જેષ્ટમાં ચાંદન, આષાઢમાં રથારોહણ, શ્રાવણમાં શયન; ભાદ્રપદમાં પાર્શ્વ પરિવર્તન, આસ્વિનમાં વામ પાર્શ્વ પરિવર્તન, કાર્તિકમાં ઉત્થાન, અગ્રહાયનમાં પ્રાવરણ, પોષમાં પુષ્પ સ્નાન, માઘમાં શાલ્યોદન, ફાલ્ગુનમાં દોલારોહણ અને ચૈત્રમાં મદનભંજીકા, સ્કંદ પુરાણમાં ભગવાન વિષ્ણુની એ બાર યાત્રાનો ઉલ્લેખ છે.

સાની પૂજા થાય છે વરસાદની અવરિત ધારાયે મેદાન ઘાટ વીગેરે પરિપૂરીત થવાથી સર્પ કુળ ગામ શહેર વીગેરેના વસ્તીના ભાગમા આવી આશ્રય કરે છે તે સમયે નાગગણનો વિશેષ આવિર્ભાવ જોવામા આવે છે ભગવતી મનસા નાગેશ્વરી અને વિષહરી તે પચમીએ તેની પૂજા થાય તો પૂજા કરનારના ઘરમા નાગનો ભય થાતો નથી સઘળા હીંદુઓ તે દીવસે જગતગૌરી મનસાદેવીની પૂજા કરે છે, ઉદયપુરમા મનસાદેવીના પુજનનો વિશેષ આડબર જોવામા આવતો નથી

**રાખીપુર્ણીમા**—શ્રાવણ માસની પુર્ણીમાએ રજપુતો એ ઉત્સવ પાળે છે એમ કહેવાય છે જે મુનિ પુગવ દુર્વાસાના ઉપદેશના અનુસારે ઘવણાએ પોતાની વિપદ દૂર કરવા રાખડી બાધી, જેથી તેની આફતો દૂર થઇ એવા વિચારેથી રજપુતો તે દીવસે રાખડી બાધે છે

**જન્માષ્ટમી**—ભાદ્રકૃષ્ણાષ્ટમી, તિથિ, ભગવાન શ્રી કૃષ્ણનો જન્મદીવસ સઘળા હીંદુઓ તે દીવસને બહુ પવિત્ર ગણે છે જન્માષ્ટમીની અગાઉની તૃતીયાએ રાણો સરદાર સામતો સાથે ચોગા મહેલમા જાય છે તે તૃતીયાથી તે અષ્ટમી સુધી ત્યા રહી તે ભગવાન શ્રી કૃષ્ણની પુજા કરે છે અષ્ટમીના પ્રાત કાળથી ઉદયપુરમા ઘેરઘેર ઉત્સવ થાય છે સઘળાનો પોષાક હળદરના રગથી રગેલો હોય છે સઘળાના મુખે હરિ નામનુ કીર્તન એ સમયે રાણો પોતાના પિતૃ દેવનુ તર્પણ કરે છે.

**ખડગપુજા**—જે ઉત્સવ ઉપરથી રજપુતો ખડગની પુજા કરે છે તે ઉત્સવનુ નામ નવરાત્રી એ નવરાત્રી મહોત્સવ રજપુતો પોતાના યુદ્ધદેવના ઉદ્દેશે પાળે છે આશ્વિન માસના પ્રથમ દીવસથી તે વિચીત્ર પુજાનો પ્રારભ થાય છે તે દીવસે રાણો ઉપવાસ કરે છે પ્રાત કાળમા ઉઠી તે સ્નાનાદિક કર્મ કરી પ્રાત-કૃત્ય વીગેરે કરે છે, અને ત્યારપછી ખડગ પુજા કરે છે ગિહ્લોટ કુળની પ્રસિદ્ધ બેધારવાળી તલવાર તે સમયે પુજાય છે ભગવતી અષ્ટભુજા દેવીના મદીરમા રાણો તે તલવાર લઈ જાય છે ત્યા દેવીની સમુખે તેની પુજા થાય છે, તે સમયે દેવની પણ અર્ચના થાય છે

**નવરાત્રીનોબીજો દિવસ**—પૂર્વ દીવસની જેમ રાણો, સરદાર સામતો સાથે ચોગા મહેલમા જાય છે, ત્યા એક પાડાનો ઉત્સર્ગ કરે છે ઉદયપુરના દરવાજા પાસે પણ એક પાડાનો ઉત્સર્ગ થાય છે મધ્યાકાળે રાણો જગન્માતાના મદીરમા જાય છે, ત્યા અનેક બકરાના બળીદાન આપે છે

**નવરાત્રીનો ત્રીજો દિવસ**—દિવસના પ્રથમ ભાગે રાણો ચોગા મહેલમા જાયછે, ત્યા તે પાડાનુ બળિદાન આપે છે ત્યારપછી તે હર્ષદા

ભગવતીના મંદીરમાં જાય છે. ત્યાં તે પાંચ પાડાનું બળિદાન આપેછે.

**નવરાત્રીનો ચોથો દિવસ**—રાણો ચોંગા મહેલમાં જાય છે. ત્યાં એક પાડાનો ઉત્સર્ગ કરે છે, ત્યાર પછી તે દળ સાથે ચતુર્ભુજા દેવીના મંદીરમાં જાય છે, દેવીની પૂજા કરીને રાજયોગીને સાકર અને પુષ્પહાર આપે છે, તે મંદીરના સંમુખ ભાગે એક પાડાને તે બંધાવે છે, એ યજ્ઞીય પશુનો વધ કરે છે.

**નવરાત્રીનો પાંચમો દિવસ**—ચોંગા મહેલમાં નિયમિત્ત બળિદાન આપ્યા પછી રાણાના હુકમથી ત્યાં હસ્તિયુદ્ધ થાય છે, ત્યાર પછી રાણો દળ સાથે ભગવતી આશાપુર્ણાના મંદીરમાં જાય છે. ત્યાં એક પાડાનું અને એક મેંઢાનું બળિદાન તે આપે છે.

**નવરાત્રીનો છઠ્ઠો દિવસ**—તે દિવસે રાણો નયમિત રીતે ચોંગા મહેલમાં જાય છે પણ ત્યાં તે બીજા અગાઉના દિવસની જેમ પાડા વીગેરેનું બળિદાન આપતો નથી. અપરાહણે ચતુર્ભુજા દેવીની વંદના વિગેરે કરી તે કાન ફટ્ટા યોગીના મહેતની મુલાકાત લે છે.

**નવરાત્રીનો સાતમો દિવસ**—તે દિવસની રાત્રીએ મહેલમાં હોમહવન થાય છે, એક પાડાનો અને એક મેંઢાનો દેવની પ્રીતિ માટે તે વધ કરે છે, તે દિવસે રાણો કાન ફટ્ટા યોગીને બોલાવી જમાડે છે.

**નવરાત્રીનો આઠમો દિવસ**—તે દિવસે મહેલમાં હવનહોમ થાય છે. રાણો તે દિવસે, સામંત સરદારોને લઇ નગરની બહાર સામીના ગામમાં જઈ ત્યાં એક ગોસ્વામીના દર્શન લે છે.

**નવરાત્રીનો નવમો દિવસ**—તે દિવસે રાણો, પોતાના રહેવાના મહેલમાંજ રહે છે, રાણાની અનુમતિએ અશ્વવાળા તબેલામાંથી ઘોડાને છોડી તેને સરોવરમાં નવરાવવા લઈ જાય છે. નવરાવવાનો વિધિ સમાપ્ત થાય છે કે તેઓને જુદાં જુદાં સંગારના સામાન પહેરાવી મહેલમાં લાવવામાં આવે છે. સરદાર સામંતો, તે સમયે તે ઘોડાની પુજા કરે છે.

**નવરાત્રીનો દશમો દિવસ**—એ દશમો દિવસ ભારતવર્ષમાં હિંદુ સમાજમાં વિશેશ પ્રસિદ્ધ અને વિદિત છે. એમ કહેવાય છે જે ભગવાન રામચંદ્ર તે દિવસે, સીતા દેવીના ઉદ્ધાર માટે રાવણ સામે લડવા ઉતરેલ હતા. એ દિવસના પ્રાતઃકાળે રાણો પોતાના દીક્ષાગુરૂની મુલાકાત લે છે. સંધ્યાકાળે રાણો પોતાના સામંત સરદાર સાથે ચોંગા મહેલમા જાય છે, ત્યાં જઇ ખીજડાની પુજા કરે છે. ત્યાર પછી તે આવાસ સ્થળે આવે છે.

**ગણેશ પૂજા**—દરેક હીંદુસંતાન વિઘ્નવિનાશક મંગલ દાતા ગણેશની પુજા

કરે છે, તેનું પવિત્ર નામ સ્મરણ કર્યા વિના કોઇ પણ રજપુત મંગલ કાર્યનું અનુષ્ઠાન આરંભતો નથી. યોદ્ધાઓ તેની સુમંત્રણા માગે છે. વણિક લોકો તેના હીસાબ અનના શિર સ્થળે તેનું નામ લખે છે. રાજસ્થાનમાં એવુ કોઇ રજપુતનું ઘર નથી કે જેના બારણાની શાખ ઉપર ગણેશની મૂર્તિ ન હોય, ઉદયપુરમાં ગણેશ દ્વાર નામે એક તોરણ દ્વાર છે, ગણેશ પુજાની સમાલોચના પહેલાં દેવીદત્ત નામના પ્રસિદ્ધ ખડગનું વર્ણન કરવું આવશ્યકતા ભરેલ છે.

ભગવાન ગણેશનું પુજાવિધાન વર્ણવતાં રજપુતોના દેવીદત્તખડગનું વર્ણન આપણે ભુલી જવુ ન જોઇએ. એ ખડગના માટે રજપુતોમાં જુદી જુદી ગુઢ અને અદ્ભૂત વાતો ચાલેછે. તેઓ એવો વિશ્વાસ રાખેછે ,જે દેવશિલ્પી વિશ્વકર્માની દ્વારાએ એ ખડગ ઘડાવી ભગવતી ચતુર્ભુજાદેવીએ બાપ્પાએ,ળને આપેલછે, ગણપતિ ચતુર્થીના દિવસે હર્ષથી રજપુતો ગણેશનું પુજન કરેછે.

**લક્ષ્મીપુજા**—રજપુતો કોજાગરી પુર્ણિમાના દિવસે પરમભક્તિથી સૌભાગ્યદાયિની લક્ષ્મીનું પુજન કરેછે. તે આશ્વીનમાસમાં થાયછે. આશ્વીનમાંસની અમાવાસ્યાએ અર્થાત દિવાળીએ દીપદાન પર્વનું અનુષ્ઠાન થાયછે. એ દિવસે, સઘળા રાજસ્થાનમાં દીપાલોકનું જ્યોતિપ પ્રગટ થાયછે, મેવાડના અધિપતિથી માંડીને તે પર્ણકુટીમાં રહેનાર દરિદ્ર લોકો તે દિવસે દીપમાલાથી પોતાના ઘરને મજ્જીત કરેછે. એ દિવસે મેવાડના સઘળા લોકો લક્ષ્મીના મંદીરમાં જાયછે, રાણો પોતાના પ્રધાન સચિવના સંમુખે બેસી ભોજન કરેછે, જે અક્ષક્રીડાને ત્રિકાળજ્ઞ ભગવાન મનુએ અનિષ્ટ કર કરેલીછે તે અનિષ્ટકર ક્રીડા તે દિવસે, રજપુતો આનંદથી કરેછે

તેના પછી બીજે ભ્રાતૃદ્વિતીયાનો ઉત્સવ થાયછે. એમ કહેવાય છે જે તપન તનયા યમુનાએ પોતાના ભાઇ યમને તે દિવસે પોતાના ઘેર જમાડયો હતો. આર્ય લોકના શાસન ગ્રંથમાં લખેલ છે જે, જે સ્ત્રી, તે દિવસે પોતાના ભાઇને ચંદન તંદુલ વિગેરેથી પુજી જમાડે છે તે સ્ત્રી કોઈ દીવસ વૈધવ્ય દશાને પામતી નથી. અને તેનો ભાઇ પણ લાંબા જીવનને મેળવે છે.

**અન્નકુટ**—ભગવાન શ્રીકૃષ્ણના ઉદ્દેશે રાજસ્થાનમા જે ઉત્સવ થાય છે તેમાં અન્નકુટનો ઉત્સવ, પ્રધાન છે. એ ઉત્સવ વ્યાપાર શ્રીનાથદ્વારમાં મોટા આડંબરથી થાય છે. રાજસ્થાનના * ચાર રાજાઓએ એ ઉત્સવ ઉપલક્ષે તે મંદીરમાં મણિ રત્ન માળા આપેલ છે. જે સમયે, તે રાજાઓએ મણિરત્નમાળા

* મેવાડપતિ રાણો અરિસિંહ, મારવાડ રાજ વિજયસિંહ, બીકાનેર રાજ ગજસિંહ, કીશનગઢનો અધિપતિ બહાદુરસિંહ,

આપી તે દિવસે સુરતની એક સ્ત્રીએ સત્તર હજાર રૂપૈઆ દેવને અર્પણ કર્યા.

**મકરસંક્રાંતિ**—ટોડ સાહેબે ભ્રમમાં પડી કાર્તિકી વિષ્ણુપદિ સંક્રાંતિને મકરસંક્રાંતિ કહેલી છે, તે દિવસે રાણો પોતાના સરદાર સામંતોને લઈ ચોગા મહેલમાં જાય છે, અગ્રહાયન અને પોષ માસમાં ખાસ પર્વ જોવામાં આવતા નથી, માત્ર અગ્રહાયનની શુકલ સપ્તમીએ એક પર્વ, રજપુતો પાળે છે, તેનું નામ મિત્રસપ્તમી * ભગવાન દિવાકર આદિતિના ગર્ભથી આ જગતમાં અવતરેલ છે. એટલે કે સુર્યવંશીય રાણા તે દિવસને પવિત્ર ગણે છે. રજપુતના સ્વાધીનતા સ્થળ. વીરત્વ અને મહત્વતા સાધન ક્ષેત્ર મેવાડની ધર્મ પ્રતિષ્ટા અને પર્વોત્સાવાદિનું વર્ણન આપી હવે મેવાડના વર્ણનમાં આપણે વિરત છીએ.



*आदितेः कश्यपाज्जज्ञे मित्रो नाम दिवाकरः।मार्गशीर्षस्य मासस्य शुक्लेपक्षे शुभेतिथौ सप्तम्यां तेन विख्याता लोके स्मिन मित्रसप्तमी

